


ગુજરાતી લેખકલેખિકાઓના સહકાર મેળવીને પ્રકટ કરનાર


રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા — રા. બ. રમણભાઈ મહીપતરામ

રા. રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ — રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય

રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ — રા. રા. રવિશંકર મહાશંકર રાવળ

રા. રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક — રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર



મૂલ્ય રૂ. ૪-૦-૦. ૧૬-જૂન ૧૯૨૪. પ્રત ૧૫૦૦.

સોલ એજંટ:

"ગુજરાતી" વર્તમાનપત્રની ઑફિસ

સાસૂન બિલ્ડિંગ, ફોર્ટ, મુંબાઈ. ૧.

# નિવેદન

ગયા સપ્ટેંબર માસને અંતે જાહેર કરેલું તે પ્રમાણે આજ તા. ૧૬ મી જૂને આ સ્મારકગ્રંથ પ્રકટ કરિયે છિયે. આ રીતનું સ્મારક આપણામાં હજી રૂઢ થયું નથી; વળી લેખકોને, આપણે અહીં જે નવાબી કદમે બધું ચાલે છે તે હિસાબે, પૂરતો સમય અમે આપી શકેલા નહીં; તથાપિ અમને મનમાનતો સત્કાર મળી ગયો, તેથી આનંદ થાય છે. આ સાહસ જેવું કાર્ય પૂરૂં કરી શક્યા છિયે તે એ સત્કારનેજ આભારી છે. લેખકોની નામાવલિ જોતાં જણાઇ રહેશે જે કોઇ કોઇ જાણીના લેખકોની કૃતિઓ અમે મેળવી શક્યા નથી; પણ એ એક વિગતને જે વાંચનાર અલગ રાખી શકશે અને સંગ્રહનો સામટો વિચાર લઇ શકશે, તેને આમાં હાલના સાહિત્યમાં પ્રચલિત ઘણી પદ્ધતિઓ દૃષ્ટિઓ અને શૈલીઓના નમૂના માલુમ પડશે. વળી સારા નમૂનાનું પ્રમાણ ઓછું નથી, તેમ કેટલાક તો, અમે ભૂલ ખાતા ન હોઇયે તો, પોતપોતાના વર્ગમાં ઉત્તમ ગણાય એવા છે, અને એટલે દરજ્જે અમારો પ્રયાસ સફલ ગણાશે એમ આશા રાખિયે છિયે.

કાન્ત નવાસવા લેખકબંધુને ઉદારતાથી આવકાર દેતા, અને વિશેષ લાયક જણાય તેવાને આગળ પાડવાનું એમનું વલણ એમના સાક્ષરજીવનના લગભગ આરંભથી તે એમનો દેહ પડી ગયો ત્યાં સુધી એવું ને એવું જોવામાં આવેલું છે. "જટિલપ્રાણપદબંધ"ના કર્તા સ્વ. જીવનરામ લક્ષ્મીરામ ઢ્હી એમના આવા ઉપકારનો પ્હેલો દાખલો છે, અને ઇંગ્રેજ કવિ ગોલ્ડસ્મિથના "ડિસર્ટેડ વિલેજ" કાવ્યનો "ત્યજાયેલ તિલકા"ને નામે અનુવાદ કરનાર લેખક છેલ્લો દાખલો છે, તો તેનો સૌથી વધારે જાણીતો દાખલો, પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદમાં એમણે વાંચેલા વ્યાખ્યાનમાં છે. આ સ્મારકને માટે ગમે વિજ્ઞાપનાઓ છાપી તેમાં આ વલણને માન આપીને અમે પ્રથમથી જણાવ્યું, જે "મુકાબલે ન્હાની વયના કર્તાની× કૃતિને સંગ્રહમાં સ્થાન મળવું જોઇયે એવો અમારો સંકલ્પ છે." યોજનાની આ વિશિષ્ટતા કેટલી સાધી શક્યા છિયે તે આ માલાની અનુક્રમણી બતાવી આપે છે. કોઇ કોઇ મધ્યમ કૃતિઓને પણ અહીં સ્થાન મળ્યું છે તે તેમના કર્તાઓ ઓછા જાણીતા તથાપિ આશાજનક હોવાને લીધે બન્યું છે. એ મુકાબલે ઉછરતા લેખકોમાંથી સારી સંખ્યાએ

× ન્હાની વયના (વાલાનાં) એ સાદા બોલમાં ઉમર ગમે તે હોય પણ હજી પૂરતા જાણીતા થવા ન પામેલા, કલામાં અને કૃતિઓમાં જેટલું પ્રકટ કરી ચુક્યા હોય તે કરતાં વિશેષની આશા જેમને વિશે ગુણજ્ઞ વાંચનારાને પડે એવા, ઉછરતા, વગેરે સર્વનો સમાવેશ કરી લેવાની આપણી જૂની પ્રથા જાણીતી છે.

તો વળી પોતાની ત્રણ ચાર અને વધારે કૃતિઓ અમને મોકલી આપી, અને સાથે ઉમેર્યું કે એક પણ યોગ્ય જણાય તો જ લેવી, નહીં તો નહીં. થોડા પ્રતિષ્ઠિત લેખકોએ પણ અમારે માથે બધો ભાર મુકી દઇને અમને સંખ્યાબંધ મોતમાંથી એક એક વીણી લેવાની રમણીય મુંઝવણમાં નાંખ્યા. અહીં જે પદ્યકૃતિઓ છાપી છે તે આશરે છસોપચાશ કવિતાઓ મળેલી તેમાથી પસંદ કરેલી છે. સારાંશ કે ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં અત્યારે, બહાર ઉભીને જેનારને તાંતપોતાનો જ કક્કો સ્વીકારવાની કેટલાકની છકર વધારે દીસી આવતી હશે; પરંતુ એ પ્રદેશમાં યોગ્ય પ્રયાસને માટે સહકાર પણ છે, અને વધતો આવે છે, એ હકીકતનો આ સંગ્રહરૂપ વાસ્તવિક પુરાવો રજૂ કરતાં અમને ઘણો આનંદ થાય છે.

પાછી વાળેલી બધી કૃતિઓ ઉતરતી હતી એમ ગણવાનું નથી. આવેલી બધી લેવાનું તો અશક્ય જ હતું, એ તો ઉપર આવી ગયું. વળી પસંદગી કરવામાં કૃતિના પોતાના ગુણ-દોષથી ભિન્ન એવાં નીચેનાં કેટલાંક ધોરણોમાંથી એક યા વધારેને વળગીને અમે યથામતિ કામ લીધું છે. (૧) પદ્યકૃતિઓ, જુદી જુદી જાતની અને સારી મળી શકે તો સાઠ સુધી પણ લેવી, અને ( આખા સંગ્રહનું કદ માપકસર જ રાખવાનું તેથી ) કોઇ કર્તાની (૨) ટુંકી સારી કૃતિને અભાવે જ લાંબી લેવી, અને (૩) એક કર્તાની એક જ કૃતિ લેવી, એ ત્રણ નિયમો પાળતાં સંખ્યાબંધ સારી કૃતિઓને પાછી વાળવી પડી છે. (૪) કેટલીક ઘણી સારી કૃતિઓ અતિ મોડી આવી તે કારણથી જ લઇ શકાઇ નથી. (૫) એક વિષય ઉપર તેજ જાતની અને ગુણની એક બે કૃતિ જ લઇ શકાય, મુકાબલે ભિન્નતા પણ જણાય તથાપિ એકજ વર્ગમાં પડે એવી કૃતિઓ વધારે ના થવા દેવાય, આવા સંગ્રહની લોક-પ્રિયતા કૃતિઓમાં વિષય, શૈલી, આદિની વિવિધતા જેમ વધારે તેમ જ વધારે સંભવે, એવાં કારણથી પણ કેટલીક પાછી વાળવી પડી છે. (૬) આ સંગ્રહને અનેક રીતે સાહિત્યો-પકારક બનાવવાની વૃત્તિથી કેટલાક પ્રાચીનાર્વાચીન વિદેહ કર્તાઓની પણ ટુંકી લાક્ષણિક અપ્રકટ કૃતિઓ મેળવીને દાખલ કરી છે, અને વિદ્યમાન સાહિત્યસેવકોને માટે એટલી જગા ઓછી રહી છે. એ કીંમતી કૃતિઓને પ્રથમ પ્રકાશમાં મુકવાનો જશ કાન્તમાલાને મળવા દેનાર ( તે અમને મોકલનાર ) દરેક સાહિત્યસેવકનો અમારા ઉપર ખાસ ઉપકાર થયો છે. આવી કૃતિઓની સંખ્યા સંગ્રહનું કદ જેતાં કંઇક વધારે થઇ ગઇ છે ખરી, જે જે કર્તાની વાનગી મેળવવાને માટે પ્રયત્ન કરવામાં આવ્યા લગભગ તે બધી જ મળી ગઇ, એ સુભાગ્યને લીધે.* (૭) વળી અત્યારે ગદ્યમાં ટુંકી વાર્તાઓ અને તેમાંય અનુવાદો પુષ્કળ લખાય છે, સારા મુદ્દાસર અને કલાયુક્ત શૈલીવાળા નિબંધો કે સંવાદો. અવલોકનો, વિવરણો, વર્ણનો, અને ગપ્પાં બહુ થોડાં લખાય છે, અને અમે તો અનુવાદો ન છૂટકે લીધા છે,

---

* પોતાના પ્રિયમિત્રના આ સ્મારકગ્રંથને માટે "નિવાપોદક" કાવ્ય ( કૃતિ ૭૯ મી ) આપનાર, નાગાનન્દ નાટકના શુદ્ધ અને સુંદર અનુવાદના વિદ્વાન કર્તા તરીકે જાણીતા, ભાઇ રાજારામ રામશંકર ભટ્ટ, ગ્રંથ પ્રકટ થઇ શકે તે પહેલાં જ ગત થયા છે એ એક દુર્ભાગ્ય પણ ખેદ સાથે નોંધવું પડે છે.

ટુંકી વાર્તાઓની સંખ્યા બની તેટલી ઓછી રાખી છે, ગદ્યપદ્ય બંને લખતા હોય તેમની પાસેથી પદ્ય જ માગ્યું તેમ ટુંકી વાર્તા અને બીજું ગદ્ય બંને સારૂં લખતા હોય તેમની પાસેથી બનતાં સુધી "બીજું" ગદ્ય જ મેળવ્યું છે, અને આ પ્રમાણે સારા અને મધ્યમ નિબંધો, સંવાદો, વર્ણનો, વિવેચનો, આદિને વિશેષ આવકાર આપીને પણ કેટલીક તરજુમિયા અને થોડી સ્વતંત્ર ટુંકી વાર્તાઓને જતી કરી છે. (૮) લેખિકાઓ અને પારસી–મુસલમાન લેખકોની કૃતિઓ મેળવવાને માટે બન્યા એટલા સર્વ પ્રયાસ કરેલા, તેમાંથી બીજામાં, વાંચનાર જોઇ લેશે જે અમે નાસિપાસ થયા છિયે. જે થોડા પારસીમુસલમાનની કૃતિઓ આમાં આપી શકિયે છિયે. તે દરેક લેખકલેખિકાને વાંચનાર ખાસ ધન્યવાદ આપે એમ ઇચ્છિયે છિયે.

ગુજરાતી લેખકલેખિકાઓએ કાન્ત ઉપરના સદ્ભાવથી અને સાહિત્યશોખથી પ્રેરાઇને અને આવા ઉચ્ચાશયી સેવાકૃત્યને પોતા તરફનો પણ ટેકો દેવાની શુભ વાસનાથી, આ પ્રમાણે સહકાર કરીને અમારો–અમે ઉપાડયો ત્યારે કોઇ કોઇ મિત્રને અતિસાહાસક જેવો લાગેલો–પ્રયત્ન સિદ્ધ કરી આપ્યો છે, તો એમાંના કેટલાક ભાઇઓએ તો વળી અમને પોતાની ઉમંગી મદદ વડે ઉપકારવશ કરી લીધા છે. મુંબઇ, સુરત, વડોદરા, અને કાઠિયાવાડમાં મળીને દશબાર ભાઇઓએ આ કાર્ય જાણે પોતીકું જ હોય એમ અમને અનેક કૃતિઓ મેળવી આપી છે, અને લેખકોને મળવુંહળવું, કાગળો લખવા, કૃતિઓ પાછી પ્હોંચાડવી, ઘટતા ખુલાસા કરવા, વગેરે ઘણું અમારૂં કામ પોતે ઉપાડયું છે. આમાં કોઇક વાર ગેરસમઝ પણ થઇ હશે; કોઇ કર્તા ગમે તેટલી અગમચેતી અને ખુલાસા છતાં કૃતિ પાછી આવે એટલે જાણે તેના ઉપર નાપસંદગીની જ છાપ પડી અને વળી પોતાનું અપમાન થયું, એવા એવા આડા અર્થ લેનારા હશે; કોઇ તો વળી આ સંગ્રહ પ્રકટ થતાં તેને અમુક દૃષ્ટિએથી જ વીંખીને એમાંની ઘણી કૃતિઓને પોતાની પાછી મળેલી કૃતિ કરતાં વિષય કે તેના નિરૂપણમાં ઉતરતી જ ગણશે, અને માટે પોતાને અમારે હાથે અન્યાય થયો એમ પણ ગાંઠ વાળશે. આવા સમારંભમાં પૂરતી સાવચેતી રાખવા છતાં આવું આવું ન જ બનવા પામે એ પ્રકારે કામ લેવું લગભગ અશક્ય છે. ગેરસમઝુતી ઉપરાંત ચોકખી ભૂલો * થઇ જાય અને થઇયે હશે; જેમાંની કેટલીક વળી જાણ બ્હાર જ રહેવાની. મતલબ કે સૌએ અમારા કાર્ય તરફ બનતા સમભાવ અને ઔદાર્યથી જોવા કૃપા કરવી, એ જ અમારી પ્રાર્થના છે. વળી, કેટલીક કૃતિમાં શબ્દફેર આદિ યત્કિંચિત્ કરવું પડયું છે, તે ઘણુંખરૂં તો તે તે કર્તાની સંમતિ મેળવીને કરેલું છે. પરંતુ જો કોઇ દાખલામાં તેમ કરવાનું કે કર્તાને જણાવવાનું પણ રહી ગયેલું હોય, અથવા કોઇ ઠેકાણે સાફ નકલ કરનારથી કે છાપખાનામાં કંઇ ફેરફાર થઇ ગયો હોય, તો એવું કઇ–કૃતિને બગાડવાના ઇરાદાથી તો થયું ન જ હોય, એટલું કર્તા માની શકશે, અને અમને માફી આપી શકશે, એવી આશા રાખિયે છિયે.

---

* ૩ જા વિભાગમાં કૃતિ ૫૬ મી અને ૬૮ મી અમને મળેલી, તે મૂલ કાગળ ઉપર નોંધેલાં નામઠામ પ્રમાણે પરવાનગી આદિ માટે અમે પત્રો લખ્યા, તે એ કર્તાઓને ન પ્હોંચતાં, અમને જ D. L. O. માંથી પાછા મળ્યા છે. એમના નામઠામની વધારે ચોક્કસ માહિતી અમને મળી શકી નથી. આ પુસ્તક એ કર્તાઓ કે તેમના કોઇ મિત્ર જુવે ને તુરત તેમણે અમને એમનાં હાલનાં સરનામાં જણાવવા કૃપા કરવી. એવા કાગળ મળતાં સુધી અમે એ દરેક કર્તાને તેના હક્કની આ ગ્રંથની એક નકલ પ્હોંચાડવા અસમર્થ છિયે.

નામાવલિમાં હિંદુ સ્ત્રીપુરુષોમાં પણ વડનગરા પ્રશ્નોરા આદિ નાગર નામો સૌથી વધારે છે. કાન્તના જ્ઞાતિભાઇઓ એમના સ્મારકમાં પ્રેક્ષણીય સદ્ભાવથી અને સંખ્યાબંધ શામિલ થાય એ કુદરતી પણ છે. તથાપિ આપણા સાહિત્યને અંબાલાલભાઇના બૃહત્ બોલમાં, "**પ્રજાની વાણી**" એવું અર્થઘન વિશેષણ લગાડી શકિયે, અને રાચી શકિયે, એવી સ્થિતિ આવવાને માટે તો એમાં આપણા પચરંગી દેશમાંથી ઘણી ઘણી નાતજાત કોમ અને સ્થિતિના અનુભવ અને ભાવ, વિચાર અને ઊર્મિ, દર્દ અને સ્વપ્નાંનો અસરકારક રીતે અને કલાલીલા વડે સંગમ થવો જોઇયે, એ નિર્વિવાદ છે. આ દૃષ્ટિએ આપણું આ "બ્રાહ્મણિયું" સાહિત્ય હજી તો ઘણુંઘણું પછાત છે. એ વિનમ્રપણે સ્વીકારી લેવું જ પ્રાપ્ત થાય છે. બીજી રીતે જોઇયે, તો આ સંગ્રહમાં શૃંગાર અને કરુણનાં, તેમ સુરેખ ચિત્ર આખ્યાન વા મનનનાં કેટલાંક રૂપ છે, જે કલાયુક્ત અને મોહક છે. પણ આમાં વીરરસ કેટલો છે? ખુલ્લું હાસ્ય, તિરછું હાસ્ય, મર્માળ હાસ્ય કેટલું ઓછું છે? પશુપંખીવનસ્પતિનો પરિચય અને એ "કુદરતની અમર સજીવનતા" નો સંપર્ક કેટલો આછો છે? બીજી કસોટી લઇયેઃ આમાંની સ્વતંત્ર ટુંકી વાર્તાઓમાં હિંદની બીજી ભાષા–ભાષાઓમાં થોડા સમયમાં જ અનુવાદ થઇ જાય એવી કેટલી હશે વારુ? વળી નિબંધો જ જુવોઃ એક પણ મહાપુરુષ ઉપર કોઇએ લખ્યું નથી; વિદ્વત્તા, ફિલસુફી, તર્કલીલા આદિના નમૂના ગણ્યાગાંઠયા જ છે. વગેરે, વગેરે. આ સંગ્રહ આદરવામાં અને તેને માટે કર્તા અને કૃતિઓની મોટી સંખ્યા મેળવવાને સારુ આટઆટલો સમય અને શ્રમ અર્પણ કરવામાં અમારો એક ઊંચામાં ઊંચો આશય એવો હતો, કે આ સ્મારકગ્રંથ આટલા વિશાળ અને વિવિધ અને ઉમંગી સહકારયોગે ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી માનસના આ દાયકાના બલાબલના એક ગુટકા કે સૂક્ષ્મદેહી પ્રતિબિંબ જેવો બની, ભવિષ્યના નિરીક્ષકોને એ પ્રકારે ઉપયોગી થઇ પડે. પરંતુ અમને લાગે છે કે સ્મારકની આવા ઉદાર કલ્પના પ્રજા સમક્ષ આ પ્રથમ પ્હેલી વાર જ મુકવામાં આવેલી હોવાથી લેખકલેખિકાઓની ઊર્મિ તેનાથી પૂરતી ઉત્તેજિત થઇ શકી નહીં, અને ઘણાખરાએ પોતાની ચિત્તપ્રવૃત્તિઓમાંથી જે કંઇ સાહિત્યવિષયક–સાહિત્ય શબ્દના સાંકડા જ અર્થમાં–ગણી શકાય, તેવીના જ નમૂના અમને મોકલવાનું યોગ્ય ધાર્યું છે.

સાહિત્યનો એ સંકુચિત અર્થ લેતાં, આ સંગ્રહમાં ઉછરતાં અને અદ્યાપિ ઓછાં જાણીતાં લેખકલેખિકાઓની કેટલીક કૃતિઓ (ઉપર આવી ગયું છે તેમ) રસિક, કલાન્વિત, પાણીદાર, અને સજીવન લાગે છે; અને આશા મ્હલાવવાને કારણ આપે છે ખરી કે છેલ્લાં પંદર વર્ષને મુકાબલે આજથી આરંભાતાં પંદર વર્ષ મોળાં નહીં પડે, ઘણું ખરું તો સવાયાં નીવડશે; અગર જો કે, બેશક, સાહિત્યક્ષેત્રમાં એક જ બલ મોટું અને નિર્ણાયક છે; તે પ્રતિભા (genius) નું; અને પ્રતિભાલીલાનો લાભ સમયને કેટલો મળશે તે કળી શકાતું નથી,–આવી સરખામણીઓ ગણતરીઓ વગેરેથી તો નહીં જ.

કાન્તનું જીવનચરિત કે એમના વિશે સમગ્ર અવલોકન જેવું કંઇ આ કાન્તમાલા નિમિત્તે જાણીને લીધું, લખ્યું, કે લખાવ્યું નથી. આવી બાબતમાં તત્કાલ જે કંઇ જેવું બની આવે તેવું રજૂ કરીને ફરજ અદા થઈ ગઇ એમ ગણી લેવાનું વલણ વર્ત્તમાનપત્રો માસિકો આદિને અનિવાર્ય હશે; પણ એવા તત્કાલ ઉભરા, લેખકનાં જડીભૂત અને અસં-

શુદ્ધ-ખરાં અને ખોટાં બંને-મંતવ્યો અને સ્મરણોનાં જ અવિશ્વસનીય મિશ્રણ હોવાનો સંભવ પણ અનિવાર્ય છે. કાન્તના જીવનમાં તો વળી એ સ્વીડનબોર્ગની અનેરી * સૃષ્ટિથી મુગ્ધ થયા, એ એક એવો બનાવ બની ગયો, કે તે સમયનાં અને તે પછીનાં એમનાં જીવન-મંથન સંપૂર્ણ સાચા સમભાવથી યથાવત્ ઉકેલવાને સારૂ પ્રથમ તો એને લગતાં જે કંઇ વિશ્વસનીય સાધનો રહ્યાં હોય, તે બધાં જ એકઠાં કરવાં પડે. અને એ સર્વમાંથી યે પછી એ જીવન-મંથનને સાચેસાચું ઉકેલવાને માટે એવી તો ઉદાર તીક્ષ્ણ અને સાત્વિક દૃષ્ટિ જોઇયે, કે સામાન્ય માણસોનું એ ગજું જ નહીં. એ બનાવનું સ્વરૂપ પણ એવા પ્રકારનું, કે તે ઘડી સુધીનાં એમનાં જે સૌથી વધારે સ્નેહી અને સંબંધી તે લગભગ દરેક, એ બનાવને લીધે જ; એમની ઉપરનાં સ્નેહમમતાની ઉત્કટતાને લીધે જ, ઓછાવત્તા કાલ સુધી, એમનાથી સૌથી વધારે વિરુદ્ધ બની જાય. એઓ પોતે પણ તેમનાથી સૌથી વધારે વિરુદ્ધ બની જ જાય. અને આ પ્રમાણેનાં વૈમનસ્ય કાળે કરીને પાછાં ઢંકાવા રૂઝાવા ખટકશલ્ય બનવા પામે છે ખરાં, તથાપિ આ સ્ત્રીપુરુષો, જે કાન્તના આદિ કાલથી માંડીને એમના વિશે સૌથી વધારે જાણનારાં, તે એકે આવા પ્રકારના જીવનમંથનનાં સમગ્ર, શાંત, અને સમીચીન દ્રષ્ટા વા નિરૂપક કદિ યે બની શકે ખરાં ? ભાવાર્થ કે એમનું એ જીવનમંથન તો ઉકલશે જ્યારે ઉકેલાવાનું હશે ત્યારે ! એવી અશક્યવત્ વસ્તુને બાઝવાને અમે ગયા જ નથી. પણ સદ્ભાગ્યે એ બનાવ પ્હેલાના અને પછીના કાન્તના સેંકડો કાગળો જળવાઇ રહ્યા છે, અને એ કાગળોમાંથી સંખ્યાબંધ ઉતારાઓ કાલાનુક્રમમાં ગોઠવીને આ સંગ્રહના ચોથા વિભાગમાં આપવામાં આવે છે. આ પત્રોમાં કાન્તનું વ્યક્તિત્વ એવું તો પ્રતિબિંબિત થયું છે કે અધિકારી વાંચનારાઓને એ પત્રસંગ્રહ જ આ આખી માલામાં સૌથી કીંમતી વસ્તુ અને કાન્તનું અદ્વિતીય સ્મારક લાગવા સંભવ છે. એ મિત્રોનાં કાન્ત વિશેનાં સ્મરણો, પોતે એમના જીવનના જે જે સમયમાં એમની સાથે નિકટ સમાગમમાં આવેલા, તે સમયને લગતી ઝીણીમોટી વિગતોનાં આછાંઘેરાં નિરૂપણ સાથે, એ જ વિભાગમાં દાખલ કરેલાં છે. ઉપરાંત એમનાં કેટલાંક અપ્રકટ કાવ્યો, એમની જન્મકુંડળી, કવિ મુકુન્દ અને કાન્ત જેમાં થઇ ગયા તે કુટુંબનો આંબો, એમનો કલાપી ઉપરનો એક સુંદર પત્ર, એમનાજીવનના બનાવોની સાલવારી, એ સર્વ પણ આપી શકિયે છિયે તે માટે વાંચનારાઓએ એમના કુટુંબીઓનો આભાર માનવો ઘટે છે. મરનારનાં જીવન અને માનસ, પ્રકૃતિ અને આશયો, પ્રવૃત્તિ અને આંતર વ્યથા અને પરિસ્થિતિ સમઝવા માટેની આવી અને આટલી સામગ્રી આટલી ઉતાવળે પ્રજા આગળ ખુલ્લી મુકાવાનો આવો દાખલો આપણા દેશમાં ઘણું કરીને તો આ પ્હેલો જ હશે. સ્મારકગ્રંથની આ વિશિષ્ટતાને કેટલાક વખા-

* સ્વીડનબોર્ગે એનાં "સ્વર્ગો" આદિ ચર્મચક્ષુ વડે જોયાં ન હતાં: શરીરની સંજ્ઞાહીન સ્થિતિમાં એને "દર્શન" થતાં, અને એ જે જોયેલું તેનું વર્ણન બાઈબલ સાથે ઘટાવીને લખતાં લખતાં પણ એને "સમાધિ" થતો. આવું દર્શન સામાન્ય દર્શન નહીં: આવું વર્ણન સામાન્ય વસ્તુનિરૂપણ નહીં આને દિવ્યદૃષ્ટિ કહેવાય અથવા સ્વપ્નદૃષ્ટિ કહેવાય, દિવ્યસૃષ્ટિ કહેવાય અથવા સ્વપ્નસૃષ્ટિ કહેવાય. પ્રથમ શબ્દયુગલને સામાન્ય વાંચનાર સ્તુતિ ગણે, દ્વિતીયને નિંદા ગણે. એ બંનેથી દૂર રહેલું છે, સ્તુતિનિંદા, સંમતિ કે વિરોધ લેશ પણ આવી જાય એવા તમામ શબ્દ વર્જ્યા છે, અને એટલા માટે ઉપર અને અનેરી સૃષ્ટિ કહી છે; એ શબ્દ વસ્તુનિરૂપણને માટે નબળો છે તોપણ.

ણુશે, તથાપિ બીજા કેટલાક તો તેને, ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુએથી, ટીકાપાત્ર પણ ગણ્યા વગર નહીં રહે એમ ધારિયે છિયે. નવું ડગલું, ચોક્ખું અનિવાર્ય ભલે ને હોય, તો પણ નવું હોવાના કારણથી જ ઘણાંય નાજુક હૃદયોમાં ખૂંચ્યા વગર રહેતું નથી.

છેવટ, આ સંગ્રહને માટે પોતાની અને બીજાઓની કૃતિ મોકલી આપનાર ન્હાના મોટા પ્રતિષ્ઠિત અને ઉછરતા સર્વ સાહિત્યસેવકોનો અમે પુનરપિ ઉપકાર માનિયે છિયે. આ સંગ્રહ આજે પ્રસિદ્ધ થતાં કાન્તના સ્મારકની યોજના સિદ્ધ થાય છે અને ગુજરાતી સાહિત્યની કંઇ યે સેવા બની આવે છે, તે સર્વ લેખકલેખિકાઓના સહકારયોગને જ આભારી છે.

*** ચિત્રો, અંલકરણો વગેરે મૂલ ઉમેદ પ્રમાણે આપી શકતા નથી, અને પુસ્તકની કીંમત ધાર્યું હતું તેથી વિશેષ રાખવી પડી છે, તે કાર્ય માટેનો ફાળો દશગણાર મિત્રોના ઘણા ઘણા પ્રયાસ છતાં અમે પૂરતો મેળવી નથી શક્યા, તેને લીધે ન છૂટકે બન્યું છે. શુદ્ધ સાહિત્યના પ્રયાસોને માટે પૂરતુ નાણું મળતું થાય એવું હજી આપણું માનસ બંધાયું નથી, એ નિર્વિવાદ છે. ફાળા, હિસાબ, આદિની હકીકત જુદી છાપીને ફાળામાં રકમો ભરનાર દરેકને પ્હોંચાડવા ધારિયે છિયે, એટલે અમારા કાર્યની આ બાજુ વિશે અહીં જગા રોકવાનું પ્રયોજન નથી.

આ સંગ્રહમાંની દરેક કૃતિનું કાયદેસર સ્વામિત્વ તે તે કૃતિના કર્તાનું છે. કોઇ કૃતિને ફરી છાપવાની પરવાનગી પણ કર્તા ( કે તેના વારસ ) પાસેથી જ મેળવવી.

લેખકલેખિકાઓ, ફાળામાં રકમો ભરનારા, આદિ મળીને આ ગ્રંથની આશરે છસો નકલો વ્હેંચાઇ જવામાં છે; આશરે નવસો નકલો વધશે, તે દરેક માટેનું મૂલ્ય રૂ. ૪-૦-૦ ઠરાવિયે છિયે. ટપાલ આદિ ખર્ચ જુદું. નકલોના વેચાણને માટે ગુજરાતી પ્રેસને સોલ એજંટ નીમિયે છિયે. જુલાઇ માસની તા. ૧૫ મી સુધીમાં જે લેખક લેખિકા વા ફાળામાં ભરનારને પોતાની નકલ મળી ન જાય તેમણે ઉઘરાણી કરવા કૃપા કરવી, નીચેને ઠેકાણે—

આદિત્યમુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.



# ૧ વિષયાનુક્રમ

## વિભાગ ૧ લો: ટૂંકી વાર્તાઓ ૧-૭૯



## વિભાગ ૨ જો: બીજું ગદ્ય ૮૧-૧૯૧



+ સ્ત્રીલેખ  *સંવાદ  ˘વિદેહ કર્તાની કૃતિ

## વિભાગ ૩ જો: પદ્ય ૧૯૩–૨૭૬



+ સીલેખ

ઁ વિદેહ કર્તાની કૃતિ

## વિભાગ ૪ થોઃ કાન્તવિભાગ ૨૭૭-૩૮૬



## વિભાગ ૫ મોઃ મોડી મળેલી કૃતિઓ ૩૮૭-૪૩૪



* સંવાદ

˘ વિદેહ કર્તાની કૃતિ



## ૨ : કક્કાવારી લેખકલેખિકાઓની

ચિ., "અભય":

# માધવી

ઉલ્લાસનગરના વૃદ્ધ રાજાને કાંઈ સન્તાન નહોતું. રાજારાણીએ ઘણા દેવોની આરાધના કરી, પણ માત્ર વસન્તદેવ તેમના ઉપર પ્રસન્ન થયા. તેમના વરદાનથી એક રાજકુમારીનો જન્મ થયો. વસન્તદેવના નામ-મધુ-ઉપરથી રાજકુમારીનું નામ માધવી પાડ્યું. રાજકુમારીને બાલપણથી જ માધવીલતાનાં ફુલ ખુબ ગમતાં હતાં. રાજમહેલની પાસેજ તેણે એક વાડી કરાવી હતી. અને તેમાં માત્ર માધવીના વેલા વાવ્યા હતા. તે વાડીનાં ફુલ વસન્ત ઋતુમાં તો પુષ્કળ ઉગતાં હતાં. પણ નવાઇની વાત એ હતી કે શરદપુનેમની રાત્રે પણ દર વરસે ત્યાં ફુલ ઉગતાં હતાં. અને તે ફુલ સાધારણ માધવીનાં ફુલની માફક એક જ દિવસમાં કરમાઇ જતાં નહોતાં. પણ દસ દિવસ સુધી તાજાં રહેતાં હતાં.

શરદપુનેમની રાત હતી. રાજકુમારી વાડીમાં ફરતી હતી, એટલામાં તેને ફુલનાં વસ્ત્રો પહેરવાનું મન થઇ ગયું. તેની સખીઓએ તેને માટે માધવીનાં ફુલનાં બધાંજ વસ્ત્રો ગુંથી આપ્યાં, ને ગળામાં માળા પહેરાવી ને પગે ફુલનાં ઝાંઝર પહેરાવ્યાં. જમણે હાથે કંકણ પણ પહેરાવ્યું, પણ બીજું કંકણ કરવાનું બાકી હતું ને સખીઓ જોય તો વાડીમાં બીજું એક પણ ફુલ નહિં! હવે શું કરે! રાજકુમારી તો ખુબ દિલગીર થઈ ગઇ. રાજમહેલમાં જઇને એનો સુઇ ગઈ. જમવાની વખતે રાજકુમારી ના આવી એટલે રાજાએ કારણ પૂછ્યું. સખીઓએ બધી વાત કહી. પછી રાજા રાજકુમારી પાસે ગયો. તે તો ખુબ રડતી હતી. એટલે રાજા પણ ખુબ દુ:ખી થયો. તેણે દૂતોને મોકલીને માધવીનાં ફુલ મંગાવ્યાં, પણ આ દિવસમાં એ ફુલ કેવી રીતે મળે! ખુબ શોધ કરી પણ ફુલ મળ્યાં નહિ. એટલે રાજાએ દાંડી પીટાવી કે 'દસ દિવસની અંદર જે માધવીનાં ફુલનું એક કંકણ બનાવી લાવશે તેનું રાજકુમારી સાથે લગ્ન કરવામાં આવશે! આ દિવસમાં કુદરતી ફુલ તો ના મળે એટલે જેમને રાજકુમારી સાથે લગ્ન કરવાનું મન હતું તેમણે કારીગરો પાસે કૃત્રિમ ફુલો બનાવવા આપ્યાં. રાજ્યના એક સરદારનો એક પુત્ર હતો તે હીરાનાં ફુલનું કંકણ લાવ્યો. કંકણ તો સારૂં હતું પણ હીરાનાં ફુલ કુદરતી ફુલ જેવાં કેમ દેખાય! સેનાપતિનો પુત્ર કાગળનાં ફુલનું કંકણ લાવ્યો. હીરાનાં ફુલ કરતાં તો આ સારાં હતાં. રાજાએ કહ્યું કે 'કોઇ વધારે સાંરૂં કંકણ નહિં લાવે તો સેનાપતિના પુત્ર સાથે રાજકુમારીનું લગ્ન કરીશું.' ચોથે દિવસે પ્રધાનનો

પુત્ર કપડાંનાં ફુલનું કંકણ લાવ્યો. તે તો કાગળનાં ફુલ કરતાં પણ સારૂં હતું. પાંચમે દિવસે નગરશેઠનો પુત્ર ફુલનું કંકણ લાવ્યો. તે પ્રધાનના પુત્રના કંકણ કરતાં પણ ચઢીઆતું હતું.

* * *

છઠ્ઠે દિવસે પાસેના એક ખંડીઆ રાજાનો રાજપુત્ર ઇન્દુશેખર મોતીનું કંકણ લાવ્યો. આ કંકણનાં ફુલ તો ખરેખર કુદરતી ફુલ જેવાં જ હતાં. ને રાજા તો ખુબ જ ખુશ થઇ ગયો. ને રાજકુમારીનું લગ્ન નક્કી થયું.

દસમે દિવસે રાત્રે તો આખા ગામમાં ધામધુમ હતી, કેમકે બીજે દિવસે સવારના પહોરમાં રાજકુમારીનું લગ્ન ઇન્દુશેખર સાથે થવાનું હતું. રાત્રે રાજકુમારી પોતાની વાડીમાં તારાઓના અજવાળામાં ફરતી હતી. એટલામાં એક યુવાન ત્યાં આવ્યો. તે બહુજ ખુબસુરત હતો. તેના દેખાવ ઉપરથી લાગતું હતું કે તે ખાનદાન પણ ગરીબ હતો. તેણે પાસે આવીને કહ્યું કે, ‘ રાજકુમારી, મારૂં નામ સુપ્રકાશ છે. ને હું એક ગરીબ સૈનિકનો પુત્ર છું. અને તમે નાનાં હતાં ત્યારે હું તમારી સાથે રમતો હતો.’ રાજકુમારીએ કહ્યું કે, ‘હા, મને યાદ છે. પછી તો તું કાંઇ જતો રહ્યો. ’ સુપ્રકાશે કહ્યું કે, ‘ હા, પછી હું મારે દેશ ગયો, ને હવે લશ્કરમાં સૈનિક છું. બાલપણથી જ મને તમારી ઉપર પ્રેમ છે. કાલે તમારૂં લગ્ન છે. એટલે મારી જીંદગીમાં તો દુઃખીમાં દુઃખી દિવસ છે. હું હવે કોઇવાર તમને મળીશ નહિં. બાલપણના મિત્રની એક છેલી માગણી પુરી પાડશો ? ’ રાજકુમારીએ કહ્યું કે, ‘ હા. ’ સુપ્રકાશે કહ્યું કે, ઇન્દુશેખરના મોતીના કંકણ જેવું કંકણ તો હું આપી શકું એમ નથી. હું ગરીબ છું; પણ છેલીવાર મને તમારા હાથ ઉપર ચુંબન કરવા દો. ” રાજકુમારીએ ડાબો હાથ ધર્યો. તેના ઉપર એક પણ કંકણ નહોતું. સુપ્રકાશે નીચાં વળીને કંકણની જગ્યાએ ચુંબનો કર્યાં, ને જતો રહ્યો. રાજકુમારીની આંખમાં આંસુ હતાં. તેણે થોડીવારે આંસુ લુછ્યાં ને ઘણાજ પ્રેમથી હાથ તરફ જોયું. સુપ્રકાશે ચુંબનો કરેલાં તે જગાએ ખરેખરાં માધવીનાં ફુલોનું એક કંકણ બની ગયું હતું! તેમાંથી એવી સરસ સુવાસ આવતી હતી કે રાજકુમારીની વાડીનાં ફુલની પણ એવી તો નહોતી આવતી. સખીઓ પણ અજબ થઈ. રાજકુમારીએ અધીરાઇથી કહ્યું કે, ‘ એને પાછો બોલાવો. ’ સખીઓ આખી વાડીમાં શોધી વળી પણ પેલો યુવાન ના જડયો. પછી રાજાને રાજકુમારીએ બધી વાત કહી. તેણે બધે દૂતો મોકલ્યા પણ સુપ્રકાશ ફરીથી દેખાયો નહિં.



૨

રા. રા. અંબાલાલ ઠાકરઃ

# આદર્શ પ્રણયી

મોહન બાર વર્ષની ઉંમરમાં જ માતાપિતાનું સુખ ગુમાવી બેઠો. તે બીચારો સ્વભાવે જ રાંક હતો અને આ આપત્તિથી વધુ ગરીબ અને નમ્ર થઇ ગયો. બાપે અંતકાળે પોતાની સંપત્તિ તેમ આ એકના એક વારસની સુપરત એક દૂરના સગાને કરી.

મોહનનો આ પાલક સમરસિંહ એક ભલો અમીરી સ્વભાવનો સરદાર હતો. તે વનમાં દાખલ થવાની તૈયારીમાં હતો પણ તેને વારસ કે સંતાનમાં દામિની નામે એક પુત્રી માત્ર હતી, તે મોહનથી ચાર વર્ષ ન્હાની હતી.

મોહન અને દામિની સાથે જ ખેલતાં કુદતાં. કોઈ કોઈ વખત બે વચ્ચે લડાઇ થઇ જતી અને મોહન કંઇ વાગી બેસવાથી રોવા જેવો થતો, ત્યારે તેની હિતેચ્છુ દામિની તેને રડવા દેતી નહીં. પોતે જ જોરથી ભેંકડો તાણતી. તે સાંભળતાં તેની મા ઉતાવળી બ્હાર આવતી, મોહન ઉપર કોપ કરતી, અને દામિનીને છાતી સાથે લગાવી થાબડતી ઘરમાં લઇ જતી.

આવે પ્રસંગે મોહનને પોતાનાં માબાપ સાંભરી આવતાં પણ તે ધુંટડા ગળી જઇ એકાંતમાં છાનોમાનો લપાઇ રહેતો. ત્યાં ગુપચુપ દામિની આવી ચ્હડતી અને તેની આંખો પાછળથી એકદમ દાબી લેતી. મોહન બંગડીવાળો હાથ પકડી બોલતો, 'કોણ દમ્મુ કે?' એટલે તે હસી પડતી ને બોલતી, 'મેં શા માટે રૂદન કર્યું જાણ્યું કે? હું તેમ ન કરત તો બા મ્હને ઠોકત!' મોહન કંઇ જ જવાબ દેતો નહીં એટલે તે ફરી બોલવા લાગતીઃ 'વારુ, જોઉં બહુ વાગ્યું તો નથી ને? હું બહુ જ ખરાબ છું, વાતવાતમાં ત્હમને મારી બેસું છું.' આ પ્રમાણે વખતોવખત સલાહસંધિ થતા અને પ્રતિજ્ઞાઓ લેવાતી. પરંતુ તે રાજનીતિજ્ઞોનાં તહનામાં ને વચનો કરતાં વધારે ટકાઉ ન હતાં.

૨

એવામાં સમરસિંહના એક મિત્રનો પુત્ર સુંદરસિંહ તેને ત્યાં આવ્યો. તે મોહન જેટલો જ હતો અને થોડા જ વખતમાં બંને એકબીજાના મિત્ર બની ગયા. સુંદર સ્વભાવે મોહનથી જુદી જ જાતનો હતો. મોહન ગંભીર હતો તો સુંદર મશ્કરો હતો. તેની ધડપૂંછડાં વગરની વાતો સાંભળી સાંભળીને દામિની હસી હસી લોથપોથ થઇ જતી. મોહન પોતાને સૌથી વધારે પસંદ મીઠાઇ પણ એકલો ખાઇ શકતો નહીં; પોતાના ભાગમાંથી થોડી દામિનીને આપે ત્યારે જ તેને ઠીક લાગતું, બલ્કે દામિનીની મજાહ તેને પોતાની મજાહના કરતાં પણ ઘણું વધારે સુખ આપતી. સુંદર આવી બાબતોમાં પેટભરો અને ઢોંગી જ હતો. તે મોહનનું તો શું પણ દામિનીનું ખાવું પણ ઝુંટવી ચોરી પડાવી ખાઇ જાય એવો હતો. તે કહેતો, અરરર, અધધધ, આ પેટનો ખાડો તે આડો ઍાડો ઉંડો કેટલોક હશે! દમ્મુ, ત્હારા જેવી નાજુક નાજની, મોહન, ત્હારા જેવા પરગજુ ફિલસુફ, એવી એવી કેટલીય મીઠાઇઓ એમાં પડતાંની સાથે સાફ, હજમ, ભસમ થઇ જાય જો !

એક દિવસ સુંદર અને દામિનીએ સંતલશ કરીને મોહનને ખૂબ ચ્હીડવ્યો. સુંદર એક ઉપર એક વધારે વધારે અસંબન્ધિત ગપ્પાં

મારતો ગયો અને દામિની ખડખડ ખડખડ હસતી જ ગઇ. મોહનનો મિજાજ ગયો. તે સુંદરસિંહને કહે, 'આ શું માંડયું છે—હું એકલો જ હાથ આવ્યો છું! જરા તો અક્કલ રાખ!' સુંદર નફટાઇથી બોલ્યો, 'હા ભાઈ હા' જરા વધારે હસે તે જાનવર, અને સૌ હસે ત્યાંય ન હસે તે કોણ—જનાવર?' દામિનીને સુંદર આ બોલ્યો તે સાથેના એના મ્હેરા-મ્હોરાથી એટલું તો હસવું આવ્યું કે તે ગોટો થઇને પડી અને મોહન વધારે ખીજાઇને બોલ્યો, 'ચૂપ, ચૂપ કર! તમે તેમ શું ચાળા-ચેષ્ટા કરી રહ્યા છો!' સુંદર કહે, 'ચૂપ રહેવામાં તો, મોટાભાઈ, જીભ પૂરેપૂરી બાંધી દેતાં આવડવું જોઇયે, તે મ્હારા જેવાનું ગજું નહીં. પણ મોટાભાઇ, હું જરા પૂછું કે તમે આવા ને આવા હાસ્યશત્રુ ક્યાં સુધી રહેશો ભલા?' દામિનીએ પ્હેલું હસવું પૂરું થતા પ્હેલાં જ બીજું શરુ કર્યું અને ઉંચી એવડ વળેલી હતી તે ઉછળીને ચત્તીપાટ પડી ગઈ, અને મોહનસિંહ બીચારો એ બેયને તજી ચાલ્યો જ ગયો. પોતાની ઓરડીમાં જઈ પુસ્તક લઇને બેઠો. પરંતુ તેણે એક પાનું ભાગ્યે વાંચ્યું હશે ત્યાં તો દામિની પણ ત્યાં જ આવી. મોહન ચાલ્યો જતાં જ સુંદરની બધી કળા તેને ફીકીફચ્ચ લાગી અને તેથી કંટાળીને એ મોહન પાસે આવી અને તેની ચોપડી ઉપર હાથ મુકયા. મોહન કહે, 'દમ્મુ મ્હને ન પજવ, વાંચવા દે.' દમ્મુ કહે, 'જોયા જોયા હવે, તમે મોટા પંડિત. આખો દિવસ વાંચ વાંચ તે શું કરવું?' પકડીને તેણે ચોપડી ઝુંટવી પણ લીધી. મોહન કહે, 'મ્હારી ચોપડી આપ પાછી.' દમ્મુ કહે, 'આ ચોપડી કંઇ તમારી નથી,' મોહન કહે 'ત્યારે કોની છે જે?' દમ્મુ કહે 'કાગળની અને શાહીની, અને વળી જેના હાથમાં હોય તેની. ઘડી પછી પાછી આપીશ ત્યારે તમારી, હાલ તો એ મ્હારા હાથમાં છે તે મ્હારી.' મોહન કહે, 'સીધી સીધી આપી દે નહીંતો ઝુંટવી લેવી પડશે.' દામિની કહે, 'અરે વાહ, જોઉં તો ખરી શી રીતે ઝુંટવી શકો છો!' આ પ્રમાણે ચોપડીની ખેંચાખેંચી થઈ. દમ્મુ ચોપડીને એકમાંથી બીજા હાથમાં ફેરવી દે, અને મોહન તે ફાટે નહીં એમ તેને લઇ લેવા મથે. એમ કરતાં દામિનીએ ચોપડી પાલવ તળે છાતી સરસી લીધી અને તે પકડવા જતાં મોહનનો હાથ ચોપડીને બદલે દામિનીના ઉપડતા વક્ષસ્થલને અડકી ગયો.

તુરત દામિની લજ્જિત, સંકુચિત, કુણ્ઠિત, ક્રોધિત થઇ ગઇ. ચોપડી પડી જ ગઇ અને તે બ્હાર જતી રહી. ચોપડી પડી ત્યાં ને ત્યાં રહી અને મોહન પણ શૂન્યવત્ બારીએ જઇને ઉભો.

આ શું થઇ ગયું! બાલિકા કિશોરી થતી હતી, કિશોર યુવા બનતો હતો, ત્યાં આ અચાનક નહીં જેવા બનાવે ઉંડી ઉંડી શી શી તાંતણીઓને છેડી સચેત બનાવી દીધી! જાદુભર્યા બગીચાની નજીક અને તે બગીચાની મોહકતાના કેવલ અનભિજ્ઞ ખેલનારનાં આંગળાં આજે એકાએક તે બગીચાના ઝાંપાની કળ ઉપર પડયાં અને ઝાંપો સહસા ખુલ્લી ગયો.

સાથે સાથે મોહનને અત્યંત પશ્ચાત્તાપ પણ થવા લાગ્યો. ચોપડી પડાવી લેવાનો પ્રયત્ન જ તેણે શા માટે કર્યો? આ તો બહુ જ માઠું થયું. પાલક પિતામાતા શું ધારશે? દમ્મુ જાતે પોતાને કેવોય ગણશે! આવા અચિંતા બનાવમાં આબરૂદાર માણસે હવે કરવું પણ શું?'

ઘણી ઘણી ઘડભાંગને અંતે એક જ નિશ્ચય તેને સ્પષ્ટ દેખાયો. આ ઘરમાં, આ સ્નેહ વચ્ચે, આ છત્ર તળે હવે તેણે ન રહેવું; અહીંથી કયાંક દૂર ચાલ્યા જવું.

બીજે દિવસે તે પોતાના પાલક માતાપિતાની આજ્ઞા કયારે અને શી રીતે માગવી તે

વિચારતો હતો, ત્યાં **સમરસિંહ** જાતે એની પાસે આવ્યો. તે કહે, '**મોહનસિંહ**, શું કરો છો?' **મોહન** પ્રાણે સ્વસ્થ થઇને બોલ્યો, 'આપ મ્હારા પિતા છો, આપથી વધારે મ્હને જગતમાં કોઇ જ નથી. તો આપને આ પ્હેલી તકે જ જણાવું છું કે ગઇ કાલે અજાણતાં જ મ્હારાથી એક મોટો અપરાધ થઇ ગયો છે.' **સમરસિંહ** કહે, 'દમ્મુની માતાએ મ્હને બધું કહ્યું છે. પણ અમને બેયને લાગે છે કે ત્હારા અપરાધનું પ્રાયશ્ચિત્ત નથી એમ નથી.'

**મોહનઃ** 'જી, હું આપ રજા આપો તે જ ઘડીએ અહીંથી ચાલ્યો જવા તૈયાર છું.'

**સમરસિંહઃ** 'ના, ના, એમ કરવાની જરૂર નથી. વળી અહીંથી ચાલ્યા જવું એ કંઇ યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત પણ નથી.'

**મોહનઃ** 'તો આપ ફરમાવો તે પ્રાયશ્ચિત્ત કરવા હું રાજી છું.'

**સમરસિંહઃ** દામિની સાથે લગ્ન કરવાં એ જ ત્હારું પ્રાયશ્ચિત્ત.'

પેલા બગીચાના હક્કદાર અને એક પૂરા માલેક બનવું! આ સાંભળ્યું તે જાગૃત કે સ્વપ્ન? વળી **મોહન**ને લજ્જા પણ બેસુમાર ઉછળી. નાજુક વેલીના જેવો તે આખો કંપી ઉઠ્યો અને એક શબ્દ પણ બોલી ન શક્યો.

**સમરસિંહઃ** 'બોલો, ભાઇ, શું કહો છો? દામિની જેવી છીછરી છોકરીને છેક અપાત્ર તો ગણતા નથી?'

**મોહનઃ** 'અપાત્ર? આનું નામ જો સઝા તો આપની કૃપા આથી તે કેવી હોય તે જ હું કલ્પી શકતો નથી. વારુ, પ્રાયશ્ચિત્ત ફરમાવતા હો કે કૃપા કરતા હો, આપની જે આજ્ઞા તેને હું સર્વથા તાબે છું.'

સુંદરસિંહે આ જાણ્યું ત્યારે તેણે દામિનીને કહ્યું, 'બહુજ ખોટું થયું.' દામિની છેડાઈ પડીઃ 'તો શું કોઇ પરણે તે જ ત્હમને પસંદ નથી કે શું?' સુંદર કહે, 'ના, ના, પણ તું બીજે પરણે ને મોહન બીજે પરણે તો મ્હને મનમાનતાં મેવા મીઠાઇ બેવડાં મળે. આ તો એક જ વાર મળશે!' દામિની, 'અગર પિતાજી મ્હને ત્હમને પરણાવે તો!' સુંદર, 'છિઃ છિઃ એ તો સૌથી ખરાબ?' દામિની, 'કેવી રીતે?' સુંદર, 'ત્યારે તો મ્હારે વરરાજા થઇને આખો દિવસ ગોંધાઇ રહેવું પડે ને વળી લાંઘણ તાણવી પડે!' દામિની, 'અગર પિતાજી ત્હમને ટોપલેટોપલા ભરીને મેવામીઠાઈ માલમલીદા આપે તો!' સુંદર, 'તો કની કન્યાની વળી જરૂર જ શી? એ ટોપલેટોપલા મીઠાઇ સાથે જ પરણી ન જાઉં!'

### ૩

દામિનીની માતા એકાએક મૃત્યુ પામતાં અને **સમરસિંહ**નાં વર્ષવંટોળ તે પછી અત્યંત ગમગીનીમાં પસાર થતાં **મોહન** અને **દામિની**નાં લગ્ન ખાંજરે પડ્યાં. વળી એ અઢી ત્રણ વર્ષમાં બન્યું એમ કે **સુંદરસિંહ**ના પિતાએ **સમરસિંહ** સાથેની પોતાની જુની દોસ્તી અત્યંત વધારી દીધી અને જઇફ થયેલ **સમરસિંહ** દરેક વસ્તુ એ મિત્રની સલાહ પ્રમાણે જ કરવા લાગ્યા. તેમણે પોતાનું ચલણ પૂરેપૂરું જામેલું જોઇને આગ્રહ કર્યો અને **સમરસિંહે** જુનો થયેલો વિવાહ પડતો મુકીને **દામિની**નાં લગ્ન **સુંદરસિંહ** સાથે જ કર્યાં. **મોહનસિંહ** આ અરસા દરમિયાન **દામિની**ને પોતાની જ ગણી ચુક્યો હતો તેના હૃદય ઉપર આ વજ્રપ્રહાર એકાએક પડ્યો અને તે ચૂરેચૂરા થઇ ગયું. છીછરી દામિનીને પોતાનો હાથ **સુંદરસિંહ**ના હાથમાં મુકતાં પ્રથમ તો કંઇક ન સમજાય એવી મુંઝવણ થઇ, પરંતુ તે થોડા દિવસમાં જ હતી ન હતી થઇ ગઇ. **સમરસિંહે** પણ **મોહનસિંહ**ને પોતે કેવો કારી ઘા કર્યો તે સમજવા પામે તે પહેલાં સ્વર્ગવાસી થઇ ગયા. એમની છેલ્લી

માંદગીમાં દામિનીના કરતાં પણ મોહનસિંહની શુશ્રૂષા જ તેમને ખરેખરી શાંતિ આપી શકતી હતી. એમની ચિતાના ભડકા શમ્યા અને ખાખ ચંબલમાં થઇને જમનાજીમાં વહી ગઇ એટલે મોહનસિંહને મન ઉપર આભ અને તળે ધરતી સિવાય સંસારમાં સર્વત્ર સ્મશાનનો ચિતાના તાપથી તપેલો શૂન્યકાર જ વ્યાપી રહ્યો.

૪

એક વખત અતિસાહસથી મોહન સુંદર પાસે ગયો અને બોલ્યો, 'ભાઇ, ખોટું ન લગાડો તો એક વિનંતિ કરું.' સુંદર કહે, 'હું શા માટે ખોટું લગાડું ? પણ ત્હમે ખુદ વિચાર કરી જુવોને કે હવે ત્હમે દામિનીને મળવા તલસો તે કેટલું બધું અનુચિત છે. ત્હમારે હવે એક જ રસ્તો છે તે એકે ત્હમે દામિનીને ભૂલી જ જાઓ.' મોહન કહે, 'ત્હમે દુનિયાદારીના માણસ પેઠે બોલો છો તે ઠીક છે, પરંતુ દામિનીને હું કોઇની પણ સ્ત્રી તરીકે જોતો જ નથી. મ્હારા બાલ્યકાલની એ પુણ્ય સ્મૃતિને હું દેવી સમાન ઉપાસનીય જ ગણું છું. એને ભૂલવાની મ્હારી શક્તિ નથી, અને ન ભૂલવામાં જ મ્હારું નીતિસર્વસ્વ છે. હું એને એક વાર છેલ્લી જ વાર આઘેથી જ મળવા અને બે શબ્દ કહી સદાને માટે એની રજા લેવા માગું છું. મ્હારી પવિત્ર માગણીની મના કરવાનો કોઇનો પણ અધિકાર હોય એમ મ્હને લાગતું નથી.' સુંદર કહે, 'ત્હમે રહ્યા ફિલસુફ, પણ દુનિયામાં આવી વાત ગાંડપણનો પ્રલાપ જ ગણાય અને લોકો હસે તે વળી નફામાં.' મોહન કહે, 'લોકો મ્હને ગાંડો ગણે, હસે, ગમે તે કરે, તેની મ્હને શી પરવા !' સુંદર કહે, 'ભાઇ, બધો જ વખત આમ ઉત્તેજિત અને પાણીમાંના તારાઓ સાથે મીટ માંડીને રહો છો તેમાં મ્હને તો કંઇ ઠીક લાગતું નથી. ત્હમે મ્હારું નહીં જ સાંભળો તે જાણું છું, તોય ત્હમારે માટે લાગણીને લીધે જરા કહું છું કે ધીરે ધીરે મનને વશ કરી સંસારને રસ્તે વ્હડો તો સારું. બાકી આ ત્હમારી માગણીને વિશે તો મ્હારે ક્યાં ના છે ? ભલે એકને બદલે દશ વાર મળો, ત્હમારી ગેયની પવિત્રતાને વિશે મ્હને શંકા જ નથી.'

બીજી જ રાતે જમી પરવારીને એકલાં હતાં ત્યાં દામિનીએ પાતને હકીકત કહી. આજ સંધ્યાકાલે હું દર્શન કરીને પાછી આવતી હતી ત્યાં પેલા નેહેરના વાંક વચ્ચે એકલ ઉભેલા આંબા તળે ત્હમારા ભાઇ ઉભા હતા. એમણે મ્હને રજા લેતા હોય એમ પ્રણામ કર્યા અને બોલ્યા, 'દામિનીદેવી, આ છેલ્લા પ્રણામ. હું હવે જઇશ, મને રજા આપો.' મેં પૂછ્યું, 'કેમ ક્યાં જશો ?' એ કહે, 'વસુધૈવ કુટુમ્બકં. આખી વિશાળી દુનિયા પડી છે.' મેં કહ્યું, 'આ સ્થલ પણ દુનિયામાં જ છે, તો અહીંથી જાઓ છો શાને ?' એ કહે, 'શાને જાઓ છો એમ પૂછો છો ? ઠીક, ઠીક, તો સાંભળો. ત્હમારા પતિદેરની રજા લઇને ત્હમારી સાથે આ છેલ્લી વાત કરવાને ઉભો છું એટલે ત્હમને જરા રોકાવામાં દોષ પણ નથી. અહીંથી ચાલ્યો જાઉં છું ત્હમારી જ ખાતર.' મેં પૂછ્યું, 'કેમ, ભાઇ, હું ત્હમને શી નડું છું ?' એ કહે, 'દિવસે તો ત્હમારા ઘર તરફ આવતો નથી તે જાણો છો જ. રાતે બે વાગે જગત આખું નિદ્રાવશ હોય ત્યારે રોજ આ પગ મ્હને ત્હમારા ઝરૂખા તળે ખેંચી આણે છે. રોજ બે કલાક ત્યાં જ થંભું છું ત્યારે સારું લાગે છે. પણ રોજ ડર પણ લાગે છે કે કોઇ મ્હને કોઇ દહાડે પણ આ સ્થળે જોઇ જાય, અને પોતાના મલિન શ્વાસથી ત્હમારું નામ દૂષિત કરે તો મ્હારે આત્મહત્યા જ કરવી પડે. સમરસિંહજીની વ્હાલી પુત્રીની આબરૂ મ્હને પ્રાણથી પણ અધિક.' હું રોઇ પડી અને બોલી, 'મોહન, મોહન, પૂજ્ય પિતાજીએ જે કર્યું તે સારાને જ માટે

છે એ મ્હારી શ્રદ્ધા પ્રભુ ત્હમને પણ આપો. ભાઇ, ત્હમે દુઃખી થશો તો મ્હને પણ અસહ્ય દુઃખ થવાનું જ. મોટાભાઇ, મનને કાબુમાં રાખવું એ અમે પામર અબળાઓ પણ કરી શકિયે છિયેં, તો ત્હમે તો મર્દ છો વળી ફિલસુફ પણ છો. મોટાભાઇ, કોઇ ગુણવતી સુંદરીને શોધો અને તેની સાથે લગન કરો. પિતાજીએ વિવાહ કર્યો તે વખતે પણ મ્હને ત્હમારા લાયકની ગણી જ ન્હોતી. આજે જ મ્હારાં સાસૂજીને ક્હીને ત્હમારે માટે લાયકની જોડ શોધાવિયે. ત્હમને શેરો બાંધીને વરરાજાને ઘોડે ચ્હડાવું ત્યારે જ હું પૂરેપૂરી સુખી.' એમણે એક ઉંડો નિસાસો મુક્યો અને કહે, 'અરેરે, દામિની, ત્હારા જેવાં બાલક મન ઉપર જ સુખ મોડી પડે છે. ઇશ્વર ત્હને સદા સુખી રાખો. વારુ, લે આ કાગળ લેતી જા. મ્હારી મિલકત ત્હને આપી દઉં છું તેનું આ લેખપત્ર છે.' પછી એ ચાલ્યા ગયા.

સુંદરસિંહ કહે, 'ક્યાં છે એ લેખપત્ર?'

દામિની કહે, 'એ તો મેં ત્યાં જ ફાડી નાંખ્યું અને એઓ જતા હતા ત્યાં જ કકડા ઉડાવી દઇ કહ્યું, 'કેમ મોટાભાઇ નહીં રહો, જશો જ! ઇશ્વર ત્હમારી જ્યાં હો ત્યાં રક્ષા કરો!' અને હું ચાલી આવી.

સુંદરસિંહ કંઇક વિશેષ બોલવા જતો હતો પણ ત્યાં દામિનીની આંખમાં આંસુ જેવું કંઇક જણાતાં મૂગો જ રહ્યો.

૫

આજ કાલ દિલ્લીના વડા ન્યાયાધીશની જ્યાં ને ત્યાં બોલબાલા ગવાઇ રહી છે. એના અદલ ન્યાયને માટે અમીરથી ફકીર તમામની ખાતરી તો ક્યારનીયે થઇ ચુકેલી હતી પણ કાલે એણે જે મુકદ્દમો ચુકવ્યો તેની કેટલીક વિગત ચમત્કારિક હતી.

ફરિયાદી એક જાતે ખેડ કરતો પઠાણ હતો અને આરોપી કોઇ મોટા અમીર જેવો દેખાતો હતો. પઠાણ ચાલ્યો જતો હતો ત્યાં આરોપી દોડતે ઘોડે આવી ચ્હડયો અને તેણે વટેમાર્ગુને એકદમ હુકમ કર્યો, લે હું જરા જઇ આવું તેટલી વાર આ ઘોડાને સમાલ. પઠાણે નમી પડીને પણ દ્રઢતાથી કહ્યું, માફ કરો સાહેબ મ્હને બહુ ઉતાવળ છે આપને બીજો કોઇ ને કોઇ પાળો જરા વારમાં મળી જશે. એટલામાંજ ફરિયાદીનો મિજાજ ગયો અને તેણે પઠાણને ચાબૂકે ચાબૂકે સખત માર માર્યો. એટલામાં પાંચપંદર જણ ભેગા થઇ ગયા તેમણે બંનેને કચેરીમાં ઘસડયા અને પઠાણે પાસે ફરિયાદિ દાખલ કરાવી પોતે સાક્ષીઓ આપી. ન્યાયાધીશે અમીરને એવું તે શું કામ હતું અને આ પ્રમાણે આવા બીચારા નરમ માણસને આટઆટલો શા માટે માર્યો તેનો ખુલાસો પૂછ્યો, પણ તેણે કશો જ જવાબ દીધો નહીં. એટલે ન્યાયાધીશે એક હજાર મ્હોર આરોપીએ પઠાણને વળતર તરીકે આપવી બીજી એક હજાર સઝા તરીકે દંડ ભરવો અને કચેરી સાંઝે બંધ થતાં સુધી કચેરીમાં નઝરકેદ રહેવું એ પ્રમાણે પોતાનો ફેંસલો આપ્યો; અને ઉમેર્યું કે આપ કોઈ મોટા અમીર જણાઓ છો તેથી જ આટલી ઓછી સઝા કરવામાં આવે છે, લેકિન માજી પાદશાહના સમય કરતાં હાલમાં જોતજોતામાં અમીરો બહુ બ્હેકી ગયેલા જણાય છે, એટલે આવી બીજી ફરિયાદો આવશે તો રૈયતના રક્ષણને માટે વધારે સખત સઝા ફરમાવવાની મ્હને ફરજ પડશે.

નઝરકેદની સઝા પૂરી ભોગવીને સાંઝે કચેરીમાંથી જતાં આ આરોપીએ પોતાનાં મૂછ દાઢી આદિ બનાવટી હતાં તે દૂર કર્યા, તો સૌકોઇએ અજબ થતાં થતાં જોઇ લીધું કે આ અમીર બીજું કોઇ નહીં પણ ખુદ સુલતાના રઝિયા બેગમ પોતે હતાં, દિલ્હીની આખી પાદશાહતનાં માલીક!

મુનસફ એકદમ ઉઠીને સુલતાનનાં કદમમાં પડ્યો. પરંતુ તે ન્યાયી-ઉદાર અને વિચક્ષણ સુલતાનાએ તેને જાતે ઉઠાડ્યો અને ઠપકો દેવાને બદલે તેના અદલ ઇનસાફની તારીફ કરીને ત્યાં ને ત્યાં સહીસિક્કા સાથે તેને બાર ગામ ઝાગીરમાં આપ્યાં. ફરમાનમાં એક કલમ ખાસ ઉમેરી કે આ મુનસફના વાલીવારસ હિંદુ જ રહે તોપણ આ ઝાગીર તેમના જ વંશમાં કાયમ રહે.

૬

આ બનાવને થોડા મહિના થયા હશે એટલામાં રઝિયા બેગમની સલતનત હાલમડોલ થવા લાગી. પરંતુ વડો મુનસફ પોતાનું કામકાજ અસલ પ્રમાણે જ એક નિષ્ટાથી અને અદલ ઇનસાફ ચુકવીને જ કર્યા કરતો હતો. બ્હારના વાતાવરણના કોઇ પણ ફેરફાર તેની કચેરીની હવાને બગાડવાને અસમર્થ હતા. તેના ન્યાયાસનના પાયા સુલતાન સુલતાનાની તાકાતના કરતાં આમવર્ગની શ્રદ્ધા ઉપર અડગ હતા. વડા મુનસફને બરતરફ કરી શકે એવી સત્તા સલતનતમાં કોઇની હતી નહીં. મુનસફ પોતે પોતાની આવી પ્રતિષ્ઠા છે કે કેમ તે જાણતો જ ન હતો. તે કાયદા અને ઇનસાફની રાહને વળગી રહેવામાં જ મક્કમ હતો. અને તોપણ આજનો મુકદ્દમો એના જેવાને માટે પણ કપરો હતો.

તેણે આરોપીને સવાલ કર્યો, 'રસ્તા વચ્ચે કસાઇઓને શું આપે રોક્યા હતા ?'

**આરોપી:** 'મેં એમને પૂરા દામ આપી ગાયો ખરીદી લેવા જણાવ્યું; બમણા આપવા માંડ્યા; છેવટ, એઓ માગે તે મોંમાગી કીંમત આપવા તૈયાર થયો; પણ એમણે માન્યું જ નહીં. આવા ધર્મસંકટમાં વૈશ્ય હોય તે બીચારો લાચાર થઇને ખસી જાય. પણ હું તો રાજપૂત–ક્ષત્રિય, તેથી મ્હારે માટે ધર્મનો જે એક જ માર્ગ બાકી રહ્યો તે મેં ગ્રહણ કર્યો.'

**મુનસફ:** 'એટલે તેમની મિલકત તેમના હાથમાંથી પરાણે પડાવી લેવાની કોશેસ શું આપે જાણીબુઝીને આદરી ?'

**આરોપી:** 'શું કરું ? દુનિયામાં હસતાં રમતાં જ સૌને રીઝવીરમાડીને જ પોતાનો માર્ગ કરવાનું પસંદ કરનારો માણસ પણ કોઇ વખત ધર્મસંકટમાં આવી ફસે છે, અને ત્યારે તેને માટે જે એક જ રસ્તો હોય છે તે જ તેને લેવો પડે છે; એમાં પાછી પાની કરે તે ક્ષત્રિય નહીં, તે મર્દ નહીં, તે માણસ પણ નહીં. એવી કટાકટીમાં કમળપૂજા કર્યે જ છૂટકો.'

મુનસફ હિંદુ છે તે આરોપી જાણતો હતો, આખી સલતનત જાણતી હતી. પણ સલતનત તેને જે નામે ઓળખતી હતી તે તેનું અસલ નામ ન્હોતું. અને એ નામવાળો આ માણસ કોણ તે આરોપી જાણતો ન હતો. મુનસફને પણ આ શબ્દો અત્યંત સાલ્યા, અને તેને લાગ્યું કે પોતે આરોપીને આટઆટલાં વર્ષ સુધી ઘોર અન્યાય જ કર્યા કર્યો હતો. તેણે પોતાના સવાલો આગળ ચલાવ્યા: 'કમળપૂજા જુદી, કેસરિયાં જુદાં, અને ખૂન પણ જુદું. આપ ગાયો છોડાવવાને કસાઇઓ ઉપર ધસ્યા, તેઓ સામે થયા, ઝપાઝપી ચાલી, અને આપની તલવારથી કેટલાક ઘવાયા એટલું જ નહીં પણ એક કસાઈ બીચારો જાનથી ગયો એ સાચી વાત ?'

**આરોપી:** 'પ્હેલો ઘા ક્ષત્રિય કરે નહીં. એક કસાઇની તલવાર મ્હારી ગરદનને બદલે આ ઢાલ પર પડી તુટી ગઇ તેનો ઢાલમાં આ કાપો છે, તે જ પ્હેલો ઘા. મેં મ્હારી તલવાર તે પછી જ કહાડી.'

**મુનસફ:** 'અને આ સ્થળ રાજપુતાના નથી, અજમેર પણ નથી. આ તો દિલ્લી છે, મુસલમાની સલતનતનું પાટનગર, તે જ આપ ભૂલી ગયા.'

**આરોપી:** ‘ ક્ષત્રિય જ્યાં જ્યાં વિચરે ત્યાં ત્યાં તેની વટ અને તેની તલવાર સાથે ને સાથે; ગોવધનું મહાપાતક તે રાજપુતાનામાં તેમ દિલ્હીમાં પણ પ્રાણાન્તે ય અટકાવવાનો.’

**મુનસફ:** ‘ ખૂનરેજી ચલાવીને પણ ? એટલે કે આ બાપડો કસાઇ આપના ઘાથી જ મુવો ? ’

**આરોપ:** ‘ બેશક. તલવાર ઉપર જાતે ધસી આવે તેને કેમ કરીને બચાવાય ? ’

**મુનસફ:** ‘ આપના ઉપરનો આરોપ આપ જાતે જ કબૂલ કરો છો.’

**આરોપી:** ‘ કયો આરોપ ? ’

**મુનસફ:** ‘ આ કસાઇના ખૂનનો.’

**આરોપી:** ‘ ખૂન ? શું હું ચોર લૂટારો કે બ્હારવટિયો છું કે ખૂન કરું ? હું ગોમાતાના રક્ષણને માટે ધસ્યો, પછી તલવાર ભાલાં નીકળતાં અને ઝપાઝપી થતાં જાતનું રક્ષણ પણ કરવું પડ્યું, અને તેમાં એ આગળ ધપી સપાટામાં આવી ગયો અને કપાયો તેમાં હું શું કરું ? મેં મ્હારું પવિત્ર કર્તવ્ય જ કર્યું છે.’

**મુનસફ:** ‘ માણસ જેવા માણસને કાપી નાખવો તેને પુણ્ય કર્તવ્ય કહેવું એ પણ પાપ છે.’

**આરોપી:** ‘હું ધારું છું કે આપ પણ હિંદુ છો અને બ્રાહ્મણ હશો તોપણ ક્ષત્રિયના ધર્મથી વાકેફ હશો, અને ગૌ માત્ર હિંદુને મન શી ચીઝ છે તે જાણતા જ હશો.’

**મુનસફ:** ‘ અગર ગાય હિંદુઓને વ્હાલી હોય તો મનુષ્યની ઝિંદગી પણ ઇશ્વરને વ્હાલી છે; બલકે ઇશ્વરે મનુષ્યને પ્રાણી માત્રમાં શ્રેષ્ઠ અને પ્રાણી માત્ર ઉપર અમલ ચલાવવાને સરજેલ છે. તો પ્રભુની અજબ રચનાની પરાકાષ્ઠા જે મનુષ્ય તેને કાપી નાખવામાં પાપ છે, અઘોર અત્યાચાર છે. કોઇ પણ સલતનત એવા અત્યાચારને બેતકસીર ગણી જ શકે નહીં.’

**આરોપી:** ‘ તો શું અમારે ગૌરક્ષા ન કરવી ? ’

**મુનસફ:** ‘ જરૂર કરવી. હરએક મૂગા પ્રાણી ઉપર રહમ કરવાની હર એક ઇનસાનની ફરજ છે. તથાપિ એ ફરજ પોતાના ભાઇઓનું જ ખૂન કરીને અદા કરાય નહીં.’

**આરોપી:** ‘ આપ હિંદુ અને મુસલમાન બંને કાયદાકાનૂનથી પૂરા માહિતગાર છો, તો આપને જ પૂછીશ કે મુસલમાની સલતનતમાં અમારે ક્ષત્રિયોએ અમારો ગૌરક્ષાનો મહાધર્મ કેવી રીતે પાળવો ? ’

**મુનસફ:** ‘ આપણા ભૂલા પડેલા ભાઇઓ સમઝાવ્યા ન સમઝે, તો ગાયની કતલને માટે તેઓ પોતાનો હાથ ઉગામે તે જ ક્ષણે આપણે ગાયની ગરદન પાસે જ આપણી ગરદન પણ ધરી દેવી. ગાયની સાથે માણસનાં ડોકાં પણ ધડથી જુદાં થતાં કોઇ પણ માનુષી પ્રજા લાંબા વખત સુધી જોઇ શકશે નહીં. આપણી આવી આવી કુરબાની અને હમદર્દી જોવામાં આવે તો પત્થર પણ પીગળે, તો મુસલમાન બિરાદરો તો માણસો છે, અને તેમના જ દિલમાંથી પરવરદેગારનો જ અવાજ નીકળશે, અને જે પ્રદેશમાં ગૌરક્ષાને માટે માણસો જાતે આટલે સુધી મરી મથવાને તૈયાર છે, ત્યાં વસતા મુસલમાનોને માટે ઇસલામી કાનૂન પણ ઘટતો ફેરફાર અને સુધારો સ્વીકારશે.’

**આરોપી** ( ડોકું ધુણાવતો ): ‘ આપની ફિલસુફી મઝેહદાર છે. ન્હાનપણમાં મ્હારો એક મિત્ર હતો તે આવા આવા જ આસમાની તારા જોયા કરતો, અને હું તેને ખૂબ હસતો.’

**મુનસફ** ( ગંભીર બનીને ): ‘ આપ કદાચ નહીં જાણતાં હો કે આવા આરોપને માટે મુસલમાની કાયદો સખત છે.’

**આરોપી:** ‘ નહીં સરકાર.’

સાંઝ થઇ ગયેલી હોવાથી મુનસફે ફેસલો આપવાનું બીજા દિવસ ઉપર રાખ્યું.

નિયત સમયે મુનસફે ન્યાયાસને આવીને નીચે પ્રમાણે ફેસલો આપ્યો:—

આરોપી ક્ષત્રિય ખાનદાનનો ઉચ્ચ વિચારવાળો ટેકીલો સરદાર છે, તેણે પોતાનો ગુન્હો નીડરપણે કબૂલ કર્યો છે. એ ગુન્હો પણ એક હિંદુને હાથે એક મુસલમાનના ખૂનનો છે, જે આ મુસલમાનની સલતનતમાં કડકમાં કડક સઝાને પાત્ર છે. આરોપીને ફાંસીની સઝા ફરમાવું છું.

મુકદ્દમાની બધી વિગત રાત દરમિયાન બજારે બજારે મ્હોલ્લે મ્હોલ્લે ખૂબ ચર્ચાઇ હોવાથી કચેરીમાં આજે પ્રથમથી જ હિંદુ મુસલમાનોની મોટી ઠઠ જામી હતી. આ ચુકાદો જાહેર થતાં જ હોહા થઇ રહી, અને કદાચ કચેરીમાં જ નવું રમખાણ થવા પામે એવો મામલો જોઇને મુનસફ નહીં જેવું જ થોભીને ચોકખા શબ્દોમાં અંતે પક્ષોને સલાહ ફરમાવતા હોય એમ આગળ બોલ્યાઃ —

મુસલમાની સલતનતના વડા મુનસફ તરીકે આ સઝા જ ફરમાવવાની મ્હારી ફરજ ચોકખી છે. પરંતુ ઇસ્લામી સરેહ મુજબ દરેક કાયદો અને દરેક હુકમ સુલતાન સલામત ખુદ પોતે પોતાને યોગ્ય લાગે ત્યારે અને ઘટતી રીતે ફેરવી નાખવાની કુલ સત્તા ધરાવે જ છે. માટે મ્હારા ઉપલા ફેસલાનો અમલ એક દિવસ સુધી મોકુફ રાખવાનું વિશેષ ફરમાવું છું, અને આરોપીના મિત્રો આજના દિવસ દરમિયાન મુકદ્દમાની બધી હકીકત આપણાં અદલ અને ઉમદા ખવાસનાં સુલતાના બેગમ સાહેબાને જણાવીને ઘટતી માફી મેળવી શકશે.

૭

ખુદ સુલતાનાનો છેવટનો હુકમ સાંઝે આવે તે પ્હેલાં મુનસફે પોતાની કચેરીમાં અને આસપાસની શેરીઓમાં એવો પાકો બંદોબસ્ત કર્યો કે કોઇ માથું ઉંચકી શકે નહીં. સુલતાનાનો હુકમ છેક સાંઝે બંધ સંદૂકમાં આવ્યો તે મુનસફે જાતે કહાડી સુલતાનાના હરફને વંદન કરીને વાંચી સંભળાવ્યો:—

મુનસફ સાહેબના ચુકાદામાં જે સઝા ફરમાવી છે તે જ મંજૂર રાખું છું. મુસલમાનનું ખૂન કરનાર હિંદુને કોઈ પણ સંજોગોમાં માફી આપી શકતી નથી.

આ વખતે આરોપીની સ્ત્રી પણ તેના બાળક પુત્રની સાથે કચેરીમાં આવીને બેઠેલી હતી. ચુકાદો વંચાઇ રહેતાં જ આરોપીએ પોતાની સ્ત્રીને કહ્યું, 'દેવિ, ત્હમે જ ત્હમારી કટાર આ જિગરમાં ભોકી ઘો. મુસલમાનોને હાથે ફાંસીએ ચ્હડતાં મ્હારી અવગતિ થશે.'

સ્ત્રી ચોંકી ઉઠી. બાલક પુત્ર મોટેથી રોવા લાગ્યો. મુનસફે ન્યાયાસનેથી ઉતરી આરોપીને રાતની રાત કેદખાનામાં રાખવા અને કચેરીને બંધ કરવા ફરમાવ્યું. જતાં જતાં તેમણે એ બાલકને ઉપાડી લીધો અને તેને છાનો રાખવા વાતે વળગાડવા ઇચ્છતા હોય એમ તેને પૂછ્યું, 'ભાઇ, ત્હારું નામ?' તેની માતાએ જ જવાબ દીધો— 'મોહનસિંહ!'

મુનસફને એમ જ લાગ્યું કે ઘણાં વર્ષોની ગુહામાંથી એક જાણીતો અવાજ પોતાને જ પોકારી રહ્યો છે. તેમણે એ સ્ત્રી તરફ પ્હેલી વાર જ જોયું, જોતાં જ બધું પૂરેપૂરું સ્મૃતિમા ધ્યાનમાં આવી ગયું, અને બાલકને ધીમેથી મુકી દઇને ચાલ્યા ગયા.

૮

મોડી રાતે સુંદરસિંહ કેદખાનાની જે કોટડીમાં ઉંઘતો હતો તેના બારણા આગળ પ્હેરો ભરતા પ્હેરેગીર પાસે એક માણસ આવીને ઉભો, અને બારણું ખોલવા તેને કહ્યું. પ્હેરેગીરે જવાબ દીધો, 'અરે ભલા આદમી, સુલ-

તાના સલામત જાતે ફરમાવે તોપણ આ બારણું મ્હારાથી ન ઉઘડે. મુનસફ સાહેબનો હુકમ લાવ્યો હો તો દેખાડ.' બે માણસે તુરત કાગળ ઉપર હુકમ લખી આપ્યો. પ્હેરેગીર હસ્યો: 'એમ તો કોઈ પણ લખે, તેથી તે શું મુનસફ સાહેબનો હુકમ થઇ ગયો?' આવેલા માણસે મોં ઉપરનો ટોપ ઉંચો કર્યો અને પ્હેરેગીર બીચારો અલ્લાહ! અલ્લાહ! પોકારતો તેના પગમાં પડ્યો. મુનસફે તેને કહ્યું, 'ઉઘાડ. મ્હારી સાથે મ્હારા બે અંગરક્ષક પણ અંદર લેતો જાઉં છું પછી ત્હને શી ચિંતા છે? આ હુકમ ખોઇ નાખીશ તોપણ એ બંને સાક્ષી પૂરશે.'

ત્રણે બારણાં વાસીને અંદર ગયા. સુંદરસિંહ ઉંઘતો જ હતો. મુનસફ એટલે આપણા નાયક મોહનસિંહે તેને દવા સુંઘાડી અને તેનાં વસ્ત્ર પોતે પ્હેરી લઇ પોતાની દાઢી મૂઠી નાખી રાજપુત બની ગયો અને ટોપ વગેરે પોતાના તમામ વસ્ત્ર તથા એક બનાવટી દાઢી સુંદરને પ્હેરાવીને એક ખૂણે જઇને બેઠો. સાથેના અંગરક્ષકો બેભાન સુંદરને મુનસફના વેશમાં ઉપાડીને બ્હાર લાવ્યા. પ્હેરેગીર પાછો અલ્લાહ! અલ્લાહ! પોકારતો શું થયું તે પૂછવા લાગ્યો. રક્ષકો કહે, 'કંઇ નહીં. વાત કરતાં કરતાં જ આ કોટડીની બંધ હવામાં સાહેબને મૂર્છા આવી ગઈ છે તે બ્હારની ખુલ્લી હવામાં ટોપ વગેરે કહાડીને જરા પાણી છાંટીશું ત્યાં શુદ્ધિમાં આવી જશે.' મોટા દરવાજા બ્હાર પાલખી પાસે એક છડીદાર અને ચાર કહાર હાઝર હતા. બેશુદ્ધ માણસને રક્ષકોએ પાલખીમાં સુવાડ્યા ને તુરત કહાર અને રક્ષકો પાલખીને ઉપાડીને દોડ્યા અને છડીદાર સુલતાનાના મહેલ તરફ રવાના થઇ ગયો.

પોતાના મકાન પર પાલખી આવતાં દામિની પ્રથમ તો ચોંકી, પણ રક્ષકોએ પ્રથમ સુંદરસિંહને શુદ્ધિમાં આણ્યો અને પછી સૌને તેજ ક્ષણે દિલ્હીમાંથી ન્હાસી છૂટવાની સલાહ આપી. દામિની પૂછે, 'અને મોહનસિંહજીનું શું થશે?' રક્ષકો કહે અમારી સાથે છડીદારનો વેશધારી હતો તે એમના હાથ નીચે જે એક જ હિંદુ મુનસફ છે તેઓ સુલતાના રઝિયા બેગમ પાસે પ્હોંચી ગયા હશે અને એ ઉમદા ખવાસનાં સુલતાના મુનસફ સાહેબને જરા ઇજા આવવા નહીં દે. છડીદાર મુનસફ સાહેબનો રાજીનામાનો કાગળ પણ જોડે લેતા ગયા છે અને તે મંજૂર થશે ને તુરત એઓ રાજપુતાનાની પોતાની ઝાગીરોમાં આવીને બાકીનું આયુષ્ય સ્વદેશમાં જ ગાળવાના છે. સુંદરસિંહને પૂરો ભરોસો તો ન પડ્યો, પરંતુ પોતે ન્હાસી છૂટવામાં જેમ વિલંબ કરે તેમ વધારે જોખમ હોવાથી, ભાગ્યમાં જે હોય તે ખરું એમ મન વાળીને ચાલી નીકળ્યો.

સલતનતની સરહદ ઓળગતાં પ્હેલાં જ તેને ખબર પડી કે ચોતરફ બંડખોરોનું જોર અને તેમના ધસારા વધતા હતા, અને સરહદ ઉપર થોભી જઇને મોહનસિંહ આવે એટલે તેની સાથે જ સ્વદેશ પ્હોંચવાનો મૂલ વિચાર રાખ્યો હતો તે તેને ફેરવવો પડ્યો. સ્વદેશ પ્હોંચતાં પ્હેલાં તેણે સાંભળ્યું કે દિલ્હીમાં મોટી ઉથલપાથલ થઈ ગઈ છે, રઝિયા જાતે ન્હાસી છુટી છે અને તખ્ત ઉપર કોણ બેસશે તે કંઈ કળાય એમ નથી. મોહનસિંહ વિશેની તેની ચિંતા વધતી ગઇ, પણ કરે શું?

મહિનાઓ વીત્યા. આખરે એક દિવસ પેલો છડીદાર અથવા તો નાયબ મુનસફ આવ્યો. તેણે સુંદરસિંહના હાથમાં એક ટુંકો કાગળ મુક્યો:—

વ્હાલા ભાઇ સુંદરસિંહજી અને પૂજ્ય દામિનીદેવી,

મ્હારો શોક કરશો નહીં. આ ઝનૂની લોકોની વચ્ચે આવીને વસ્યો ત્યારથી જ જાણતો

હતો કે વ્હેલું કે મોડું પણ આવું કોઇક મોત જ કપાળે લખેલું છે. વ્હેલું આવો કે ક્યારે આવો તેની પણ મ્હને પરવા હતી નહીં એ પણ જાણો છો. જીવ્યો તે દરમિયાન ત્હમારી આ સેવાનું મહદ્‌ભાગ્ય આ નોકરીને લીધે જ મ્હને પ્રાપ્ત થયું, તેથી આખો જન્મારો સફળ થયો ગણું છું. અને ઇશ્વરનો ઉપકાર માનતો માનતો જ તેની ઘટનાને અધીન થાઉં છું. મ્હારો વારસ મ્હારા નામેરી ન્હાના મોહનને નીમું છું.

વિ. મોતમાં પણ ત્હમારો મોહનસિંહ.

દામિની પરપુરૂષની હાઝરી અવગણીને પણ બેઠકમાં આવી અને આ કાગળ વાંચતાં વાંચતાં છાતીફાટ રોવા લાગી. આખરે તે આંખો લુછીને કંઇક સ્વસ્થ થઇ એટલે બની હતી તે હકીકત છડીદારે ધીમે ધીમે અને ટુંકામાં જણાવી. પોતે મહેલને દરવાજે પ્હોંચે તે પ્હેલાંનો બંડખોરોએ મહેલને ઘેરી લીધો હતો. સ્હવારે ફાંસીની જગાએ ગયો, તો તો ત્યાં ચોતરફ કસાઇઓ જ ઉભરાઇને શોરબકોર ગજાવી રહ્યા હતા. કહે કે ગુનેહગારને ભગાડવાને માટે જ એ કાફરે બે રાતનો ગાળો નાખ્યો, માટે ખરો સઝાવાર એ જ હરામી છે' ત્યાં બંડખોરોનો સરદાર આવીને કહે, 'ખેંચો રસી, જોયા શું કરો છો? હિંદુ-મુસલમાનનો ન્યાય હિંદુ કરે એવો હિંદુ જીવતો જોઇએ જ નહીં. અને એવી છૂટ કુરાને શરીફમાં છે જ નહીં, તે આજ સુધી ચાલવા દેનાર આપણા પાક કાનૂનોને ઘોઇ પીનાર સુલતાનાને પણ જીવતી મુક્વાના નથી, તો આ નાપાક કુત્તાં શી વિસાતનો છે કે વાર લગાડો છો! ખેંચો રસી અને પછી હું જ આ શમશેરે એનું ડોકું ઉડાવીને ઉપાડી જાઉં, અને નાખું મહેલમાં ભરાઇ બેઠેલી પેલી રઝિયાની બારીમાં, જેને એણે એના શયતાની કામણટૂમણ કરીને ભરમાવી મુકી હતી!...' હું મહામુશીબતે એમની પાસે પ્હોંચ્યો અને કેદખાનાનો પ્હેરેગીર પાસે જ ઉભો હતો તેણે મ્હને આ ચિઠ્ઠી આપી દીધી, તે જોઇને મુનસફ સાહેબે મ્હને નમન કરીને કહ્યું, 'હા, બંધુ, એ ચિઠ્ઠી બરાબર પ્હોંચાડજે, અને મ્હારી લાશને આગ્નસંસ્કાર કરજે. ૐ નમઃ સિવાય! પ્હેરેગીર, કરો તાકીદ જલ્લાદને. ૐ નમઃ

---

૩

ચિ. "કવી":

# મૃગજળ

એક ઘાડું જંગલ હતું તેમાં પુષ્કળ હરણો વસતાં હતાં. લીલું ઘાસ ચરવું અને પર્વતમાંથી નીકળતાં ઝરણાંનું નિર્મળ પાણી પીવું એમાં જ એમનું સઘળું જીવન પુરૂં થતું. આવા અનંત સુખમાં ઉછરેલાં હરણાં સ્વાર્થી બનતાં ગયાં. પોતાનું ઘાસ કે પાણી જંગલનાં બીજાં કોઇ જનાવરો વાપરે તે એમને બીલકુલ પસંદ નહોતું. કેટલીએ વાર પાણીની શોધમાં રઝળતાં પ્રાણીઓને "અહિંયાં કોઇ પણ ઠેકાણે પાણી નથી." એમ કહીને તેઓએ તરસ્યાં કાઢી મૂક્યાં હતાં.

ધીમે ધીમે હરણો વધારે ક્રૂર અને સ્વાર્થી થયાં. સૌથી વૃદ્ધ હરણ હતું તે બધાનો રાજા હતો. તેણે એવો હુકમ કાઢ્યો કે જંગલના જે ભાગમાં હરણો રહેતાં હતાં ત્યાં કોઇ બીજાં પ્રાણીઓએ પેસવું જ નહિં. એણે કહ્યું કે હરણો પ્રાણીઓમાં શ્રેષ્ઠ હતાં તે કોઇનું પીધેલું પાણી પીએ નહિ. આવા હુકમથી બીજાં પ્રાણીઓને ત્રાસ પડવા માંડયો. તેમણે રોજને રોજ પ્રભુને પ્રાર્થના કરી કે અમને કોઇ રીતે આ દુઃખમાંથી ઉગારો.

પ્રભુએ એક દેવીને હરણોની ચાલચલગત તપાસી તે માટે શિક્ષા કરવા પૃથ્વી ઉપર મોકલી. એ દેવીનું નામ **માયા**. એ એક ભિક્ષુકના વેશમાં હરણોના જંગલમાં આવી. હરણોના રાજા પાસે ગઇ અને તેને પ્રણામ કરી કહ્યું, "હું અપવાસી છું, મને ચોકખું પાણી આપવાની કૃપા કરો."

અત્યંત ઉન્માદથી હરણે કહ્યું, "તને અહિંના કાયદાની ખબર જણાતી નથી. જા, પાણી નહિં મળે. અહિંયા પાણી છે જ કયાં ?" પેલી સ્ત્રીએ કહ્યું, "પાણી તો મેં આવતાં જોયું." પેલાએ કહ્યું: "ભ્રમણા! અહિંયા પાસે પાણી છે જ નહિં." આ સાંભળી પેલી સ્ત્રી અદૃશ્ય થઇ ગઇ અને તેને બદલે **માયાદેવી** હરણની સામે ઉભી. તેણે કહ્યું: "આ તમારૂં લીલું જંગલ રણ થઇ જાઓ અને તેથી પાણી વિહોણું થાવ. મેં જે પાણી જોયું તેને તમે 'ભ્રમણા!' કહી, તો એ તમારૂં પાણી ભ્રમણા થઇ જાઓ! તમે તરસે તરફડશો. સર્વત્ર તમને **માયા** નડશે!" આટલું બોલતાં તે અલોપ થઇ ગઇ. એ પ્હેલાંનું લીલું જંગલ તે મારવાડનું રણ અને હરણોને જે ભ્રમણાથી પાણી દેખાય છે, તેને આપણે મૃગજળ કહીએ છીએ.



૪

અ. સૌ. "કુલલક્ષ્મી":

# પ્રભુ, મેહમાનોથી રક્ષણ કર !×

'મ્હારૂં રક્ષણ કરવા સારૂ' આટલી જ આજીજીથી મ્હેં આ પહેલાં એકવાર પરમેશ્વરની પ્રાર્થના કરી હતી. એ વખત તે મ્હારી સહચરીની જન્મની ગાંઠ જોડાઇ તે વખત. "શુભ લગ્ન સાવધાન" એવી સૂચના ગોર મહારાજે પહેલેથી આપી હોવાથી હું સાવધ રહ્યો. નહીં તો કેવુંયે "શુભ" થયું હોત. હશે. મુંબાઇની ચાલીની જગા; કુટુંબના આઠ દશ માણસ, અને તેમાંથી પાંચ છ માણસ બીમારીથી પથારીવશ; આ પરિસ્થિતિમાં બ્હાર ગામના સગાવ્હાલા સૌ એક સંપ કરી મ્હારે ત્યાં પરોણાગત ચાખવા આવે તો, વાચક! મ્હારી શી સ્થિતિ થાય ? અરે, પણ એવી કલ્પના શા સારૂ કરવી ? વેરી પર પણ એ પ્રસંગ ના આવે એવી દુઃખદ સ્થિતિમાં હું કેવી રીતે આવી પડયો ને મ્હેં શી રીતે નિભાવ્યું તે હું તમને કહું.

---

×परमेश्वरा ! पाहुण्यांपासून रक्षण कर !
એ મરાઠી વાર્તા ઉપરથી (જુવો માસિક मनोरंजन.)

હતો કે વ્હેલું કે મોડું પણ આવું કોઇક મોત જ કપાળે લખેલું છે. વ્હેલું આવો કે ક્યારે આવો તેની પણ મ્હને પરવા હતી નહીં એ પણ જાણો છો. જીવ્યો તે દરમિયાન ત્હમારી આ સેવાનું મહદ્‌ભાગ્ય આ નોકરીને લીધે જ મ્હને પ્રાપ્ત થયું, તેથી આખો જન્મારો સફળ થયો ગણું છું. અને ઇશ્વરનો ઉપકાર માનતો માનતો જ તેની ઘટનાને અધીન થાઉં છું. મ્હારો વારસ મ્હારા નામેરી ન્હાના મોહનને નીમું છું.

વિ. મોતમાં પણ ત્હમારો મોહનસિંહ.

દામિની પરપુરૂષની હાઝરી અવગણીને પણ બેઠકમાં આવી અને આ કાગળ વાંચતાં વાંચતાં છાતીફાટ રોવા લાગી. આખરે તે આંખો લૂછીને કઇંક સ્વસ્થ થઇ એટલે બની હતી તે હકીકત છડીદારે ધીમે ધીમે અને ટુંકામાં જણાવી. પોતે મહેલને દરવાજે પ્હોંચે તે પ્હેલાંનો બંડખોરોએ મહેલને ઘેરી લીધો હતો. સ્હવારે ફાંસીની જગાએ ગયો, તો તો ત્યાં ચોતરફ કસાઇઓ જ ઉભરાઇને શોરબકોર ગજાવી રહ્યા હતા. કહે કે ગુનેહગારને ભગાડવાને માટે જ એ કાફરે બે રાતનો ગાળો નાખ્યો, માટે ખરો સઝાવાર એ જ હરામી છે' ત્યાં બંડખોરોનો સરદાર આવીને કહે, 'ખેંચો રસી, જોયા શું કરો છો? હિંદુ-મુસલમાનનો ન્યાય હિંદુ કરે એવો હિંદુ જીવતો જોઇએ જ નહીં. અને એવી છૂટ કુરાને શરીફમાં છે જ નહીં, તે આજ સુધી ચાલવા દેનાર આપણા પાક કાનૂનોને ધોઇ પીનાર સુલતાનાને પણ જીવતી મુકવાના નથી, તો આ નાપાક કુત્તાં શી વિસાતનો છે કે વાર લગાડો છો! ખેંચો રસી અને પછી હું જ આ શમશેરે એનું ડોકું ઉડાવીને ઉપાડી જાઉં, અને નાખું મહેલમાં ભરાઇ બેઠેલી પેલી રઝિયાની બારીમાં, જેને એણે એના શયતાની કામણટૂમણ કરીને ભરમાવી મુકી હતી!...' હું મહાસુશીબતે એમની પાસે પ્હોંચ્યો અને કેદખાનાનો પ્હેરેગીર પાસે જ ઉભો હતો તેણે મ્હને આ ચિઠ્ઠી આપી દીધી, તે જોઇને મુનસફ સાહેબે મ્હને નમન કરીને કહ્યું, 'હા, બંધુ, એ ચિઠ્ઠી બરાબર પ્હોંચાડજે, અને મ્હારી લાશને આગ્નસંસ્કાર કરજે. ૐ નમઃ સિવાય! પ્હેરેગીર, કરો તાકીદ જલ્લાદને. ૐ નમઃ

---

## ૩

ચિ. "કળી":

# મૃગજળ

એક ઘાડું જંગલ હતું તેમાં પુષ્કળ હરણો વસતાં હતાં. લીલું ઘાસ ચરવું અને પર્વતમાંથી નીકળતાં ઝરણાંનું નિર્મળ પાણી પીવું એમાં જ એમનું સઘળું જીવન પુરૂં થતું. આવા અનંત સુખમાં ઉછરેલાં હરણાં સ્વાર્થી બનનાં ગયાં. પોતાનું ઘાસ કે પાણી જંગલનાં બીજાં કોઇ જનાવરો વાપરે તે એમને બીલકુલ પસંદ નહોતું. કેટલીએ વાર પાણીની શોધમાં રઝળતાં પ્રાણીઓને "અહિંયાં કોઈ પણ ઠેકાણે પાણી નથી." એમ કહીને તેઓએ તરસ્યાં કાઢી મૂક્યાં હતાં.

ધીમે ધીમે હરણો વધારે ક્રૂર અને સ્વાર્થી થયાં. સૌથી વૃદ્ધ હરણ હતું તે બધાનો રાજા હતો., તેણે એવો હુકમ કાઢ્યો કે જંગલના જે ભાગમાં હરણો રહેતાં હતાં ત્યાં કોઇ બીજાં પ્રાણીઓએ પેસવું જ નહિં. એણે કહ્યું કે હરણો પ્રાણીઓમાં શ્રેષ્ઠ હતાં તે કોઇનું પીધેલું પાણી પીએ નહિ. આવા હુકમથી બીજાં પ્રાણીઓને ત્રાસ પડવા માંડ્યો. તેમણે રોજને રોજ પ્રભુને પ્રાર્થના કરી કે અમને કોઇ રીતે આ દુઃખમાંથી ઉગારો.

પ્રભુએ એક દેવીને હરણોની ચાલચલગત તપાસી તે માટે શિક્ષા કરવા પૃથ્વી ઉપર મોકલી. એ દેવીનું નામ **માયા**. એ એક ભિક્ષુકના વેશમાં હરણોના જંગલમાં આવી. હરણોના રાજા પાસે ગઇ અને તેને પ્રણામ કરી કહ્યું, "હું અપવાસી છું, મને ચોકખું પાણી આપવાની કૃપા કરો."

અત્યંત ઉન્માદથી હરણે કહ્યું, "તને અહિંના કાયદાની ખબર જણાતી નથી. જા, પાણી નહિં મળે. અહિંયા પાણી છે જ કયાં?" પેલી સ્ત્રીએ કહ્યું, "પાણી તો મેં આવતાં જોયું." પેલાએ કહ્યું: "ભ્રમણા! અહિંયા પાસે પાણી છે જ નહિં." આ સાંભળી પેલી સ્ત્રી અદૃશ્ય થઇ ગઇ અને તેને બદલે **માયાદેવી** હરણની સામે ઉભી. તેણે કહ્યું: "આ તમારૂં લીલું જંગલ રણ થઇ જાઓ અને તેથી પાણી વિહોણું થાવ. મેં જે પાણી જોયું તેને તમે 'ભ્રમણા!' કહી, તો એ તમારૂં પાણી ભ્રમણા થઇ જાઓ! તમે તરસે તરફડશો. સર્વત્ર તમને **માયા** નડશે!" આટલું બોલતાં તે અલોપ થઇ ગઇ. એ પ્હેલાંનું લીલું જંગલ તે મારવાડનું રણ અને હરણોને જે ભ્રમણાથી પાણી દેખાય છે. તેને આપણે મૃગજળ કહીએ છીએ.



૪

અ. સૌ. "કુલલક્ષ્મી":

# પ્રભુ, મેહમાનોથી રક્ષણ કર! ×

'મ્હારૂં રક્ષણ કરવા સારૂ આટલી જ આજીજીથી મ્હેં આ પહેલાં એકવાર પરમેશ્વરની પ્રાર્થના કરી હતી. એ વખત તે મ્હારી સહચારીની જન્મની ગાંઠ જોડાઇ તે વખત. "શુભ લગ્ન સાવધાન" એવી સૂચના ગોર મહારાજે પહેલેથી આપી હોવાથી હું સાવધ રહ્યો. નહીં તો કેવુંયે "શુભ" થયું હોત. હશે. મુંબાઇની ચાલીની જગા; કુટુંબના આઠ દશ માણસ, અને તેમાંથી પાંચ છ માણસ બીમારીથી પથારીવશ; આ પરિસ્થિતિમાં બ્હાર ગામના સગાવ્હાલા સૌ એક સંપ કરી મ્હારે ત્યાં પરોણાગત ચાખવા આવે તો, વાચક! મ્હારી શી સ્થિતિ થાય? અરે, પણ એવી કલ્પના શા સારૂ કરવી? વેરી પર પણ એ પ્રસંગ ના આવે એવી દુઃખદ સ્થિતિમાં હું કેવી રીતે આવી પડ્યો ને મ્હેં શી રીતે નિભાવ્યું તે હું તમને કહું.

×परमेश्वरा ! पाहुण्यांपासून रक्षण कर ! એ મરાઠી વાર્તા ઉપરથી (જુવો માસિક મનોરંજન.)

ઇસ્ટરની રજા આવતી કાલથી શરૂ થતી હતી, ને ટપાલીએ આજે બપોરે મ્હારા નામના પાંચ છ કાગળ મ્હારા હાથમાં આપ્યા. મ્હારે પ્રથમથી કહેવું જોઇએ કે ટપાલી સારૂ મ્હારા મનમાં જરાયે સદ્ભાવ ન હતો. મહામહેનતે લેખ તયાર કરી મ્હારા હાથથી દૂર કરૂં, પણ તેનો તે જ લેખ મ્હારા હાથમાં પાછા સોંપી જવાનું જેણે વ્રત લીધું હોય એવા ટપાલી તરફ મને ક્યાંથી ભાવ ઉત્પન્ન થાય? આજે કોણ જાણે શું, ટપાલમાં પાછો આવેલો લેખ તો ન હતો; પણ આજે મ્હારા પર પાંચ છ પત્ર એકસામટા આવ્યા એ જોઇ મને નવાઇ ઉપજી. સગાસંબંધીઓનો પ્રેમપ્રવાહ મ્હારા તરફ આટલો બધો શાથી તેનો મ્હને ખ્યાલ ના આવ્યો. પહેલો કાગળ ફોડ્યો, ને વાંચવાની શરૂઆત કરી. વાંચતાં વાંચતાં દરેક શબ્દે મ્હારી છાતી ધડકતી હતી. પત્ર મ્હારા સાળાનો હતો. સાર નીચે મુજબ: "સૌભાગ્યવતીની મુંબાઇ જોવાની ઘણી જ ઇચ્છા છે. વળી તમારા ઘણા દિવસનો આગ્રહ એટલે આ રજામાં અમે સૌ જરૂર આવીશું." મ્હોવાની મીઠાશ સારૂ કરેલા–ઉપલકીઆ આગ્રહને ખરા દીલનો આગ્રહ માની લેનારા ગાંડા માણસો આ જગતમાં હશે એવું હું જાણતો હોત તો આ ગૃહસ્થને મ્હેં ભૂલેચૂકે પણ આગ્રહ કર્યો ના હોત. ભૂલ થઇ ગઇ તેનું પરિણામ–પ્રાયશ્ચિત્ત ભોગવવાનો વખત આવ્યો. બીજો પત્ર તે પહેલા પત્રની સુધારેલી વધારેલી આવૃત્તિ લેખક તે પિતરાઇ બ્હેનના પતિરાજ. આ કાગળમાં પહેલા પ્રમાણે જ હતું; વિશેષ એટલું કે "અમારા પાડોશી વિઠ્ઠલરાયના ઘરમાં કોઈનું આંખનું ઑપરેશન કરવાનું છે. મુંબાઇમાં તેમની કોઈ ઠેકાણે ઓળખ નથી. હું તમારે ત્યાં આવવાનો છું એ જાણવાથી એમણે પોતે સહકુટુંબ આવવા ઇચ્છા બતાવી. તમારા પ્રેમાળ સ્વભાવની મને ખાતરી હોવાથી મ્હેં પણ તેમને ખાસ આગ્રહ કર્યો. અમે સૌ કાલે જરૂર આવીશું તેથી સ્ટેશનપર આવજો." મ્હારા પ્રેમાળ સ્વભાવને લીધે આવો ભળતો જ પ્રસંગ મ્હારાપર આવી પડશે તેની મ્હને કલ્પના હોત તો એ પ્રેમાળ સ્વભાવનું મ્હેં કદિયે પ્રદર્શન કર્યું હોત? મ્હારો પ્રેમાળ સ્વભાવ, તેના અંગે વિઠ્ઠલરાય ને તેમનું કુટુંબ, તે કુટુંબમાં આંખનું ઑપરેશન ને તે સારૂ વિઠ્ઠલરાય ને તેમનું આખું કુટુંબ મ્હારે આંગણે મહેમાન આવે, એ તે કેવી નવાઇની વાત? પ્રેમાળ સ્વભાવનું આવું ફળ મળતું હશે?

ત્રીજો પત્ર આશ્રેના મામાનો હતો. છોકરી ઉંમર લાયક થઇ હતી. તેથી વર જોવા સારૂ છોકરીની મા ભાંડુઓ સાથે આવશે એવું તેમાં હતું. પરણવાની તો છોકરી હતી; છોકરીની મા નહીં. ત્યારે આ બાઇસાહેબ છોકરીની માને શા સારૂ લાવે છે? તે ઉપરાંત છોકરીના ભાંડુઓની સંખ્યા પણ કેટલી?" મનમાંને મનમાં હું ચ્હીડવાઇને બોલ્યો. ચોથો પત્ર સૌભાગ્યવતીના પિતરાઇ કાકાનો હતો. તેમણે લખ્યું હતું કે ઘણાં વર્ષ થયાં સૌભાગ્યવતીને મળાયું નથી (મ્હારાં સૌભાગ્યવતી, એમનાં નહીં, હોં!) તેથી તમારે ત્યાં આવવા વિચાર છે. ને તે પછી ત્યાંથી કાશી યાત્રા કરવા જવું છે એટલે કુટુંબ પણ સાથે છે. આ પહેલાં મુંબાઇ આવ્યો નથી, માટે બંદરે જરૂર આવવા તસ્દી લેશો." હજી એક કાગળ બાકી હતો. અત્યાર સુધી વાંચેલા પત્રોથી મ્હારા તો કંઠે પ્રાણ આવ્યા હતા. એ અવસ્થામાં આવા ને આવા બીજા સમાચાર–કારણ એ પત્ર પણ ઉપલા કાગળોનો નમુનો જ હશે એવી મ્હારી પૂરી ખાતરી હતી તેથી–આંખો ખેંચી વાંચું તો જરૂર મ્હારા પ્રાણ નીકળી જાય. એટલે તે પત્ર વાંચવો જ નહીં એમ નક્કી કર્યું.

તે રાત્રે મને નીરાંતે ઉંઘ ના આવી. ઉંઘમાં સ્વપ્નાં અને સ્વપ્નામાં મહેમાન. જરા આંખ મીચાય તો સામું મહેમાનની પલટણ ખડી જ છે. તે રાત્રે એક રમુજી બનાવ બન્યો. પરોણાની દહેશત મ્હને એટલી બધી લાગી હતી કે ઉંઘમાં "આવ્યા, આવ્યા," એવું મ્હોટેથી બોલી ઉઠયો. ઘરના માણસો જાગી ઉઠયા ને " કોણ, ચોર આવ્યો ?" એવું ગભરાઇને પુછ્યું. ઉંઘમાં મ્હેં તો "હું" એમ કહ્યું. તે સાંભળતાં જ " ચોર, ચોર " ની સૌએ બૂમાબૂમ કરી દીધી. પડોશીએ તે બૂમ ઉપાડી લીધી ને આખી ચાલી ખળભળી ઉઠી. ખોલીનાં બારણાં ભડોભડ ઉઘડયાં. લોકો એકદમ બ્હાર ધસ્યા અને ચોતરફથી " ચોર, ચોર "નો એકસરખો અવાજ નીકળ્યો. આ સર્વ ગરબડનું મૂળ મ્હારી ખોલીમાંથી ઉત્પન્ન થયું હોવાથી બધા મ્હારી ખોલીમાં પેઠા, ને ખુણે ખુણે ચોરની તપાસ શરુ થઇ. ખરી બાબત તો આ એક જીવને માહિત હતી. અને તે આ વેળા જાહેર કરૂં તો મ્હને આ લોકો જીવતો રહેવા દે કે કેમ તેનો મને સંશય હતો. એટલે મ્હેં પણ ગંભીર મોં રાખી ચોર શોધવામાં મદદ કરી. છેવટે સૌ કંટાળીને પોતપોતાની ખોલીમાં ગયા.

બીજે દિવસે અજવાળું થતાં જ એક દૈનિક પત્ર વેચાતું લઇ તે માંહેની તારની ખબર વાંચવા માંડી. પણ કોઇ ઠેકાણે આગગાડીનો પૂલ તુટયાની કે બે ગાડીઓ અથડાવાની ખબર ન હતી. મ્હારી અને પરોણાની અથડામણ નશીબમાં લખેલી હોવાથી ગાડીઓની અથડામણ થાય એવી બુદ્ધિ દેવને કયાંથી સૂઝે ? નિરાશાનો દીર્ઘ નિઃશ્વાસ કાઢી ને વર્તમાનપત્ર ફેંકી દીધું. એટલામાં એક ગાડી મ્હારી ઓરડી સામે આવી ઉભી. ગાડી જોતાં જ મ્હારી છાતી ધડકી. આખરે પરોણા આવ્યા ખરા. પરોણાની પહેલી હારની બેઠકની તજવીજ કરી ન કરી એટલામાં તો બીજી ટોળી આવી પહોંચી. તે લોકો કપડાં કાઢી રહ્યાં ન હતાં ત્યાં તો પરોણાનું ત્રીજું પાર્સલ દાખલ થયું. છેવટે, આવવાના હતા તેટલા સઘળા પરોણા આવી ચૂકયા. તે દિવસે તો મ્હારૂં આખું ઘર–એટલે મ્હારી ખોલી–પરોણાથી ભરચક. જયાં જુઓ ત્યાં પરોણા. બ્હારની ઓસરીમાં કે ઘરના ખુણામાં, ખુરશીપર, ટેબલપર કે બિછાનાપર, જયાં નજર ફેરવો ત્યાં મહેમાન. મહેમાન હશે.

જમવાની વખત થઇ. પણ આટલા બધાને પહોંચે એટલી થાળીઓ મ્હારા ઘરમાં ન હતી. એટલે મ્હેં તોડ કાઢયો કે એકેક જોડાએ એકેક થાળીમાં સાથે જમવું. પણ મ્હારી સૂચના સર્વાનુમતે ઉડી ગઇ. આખરે આ ભોજન સમારંભ જેમ તેમ આટોપી જરા બેસવાનું, અરે, બાજુએ ઉભા રહેવાનું કરતો હતો (કારણ મ્હારે સારૂ તો બેસવાની જગાયે ન હતી ) એવામા મ્હારો એક સ્નેહી ઝડપથી આવ્યો ને રસ્તાપર ઉભો ઉભો જ નાટકમાં સાથે આવવા મ્હને આગ્રહ કરવા લાગ્યો. મ્હેં કહ્યું, " ભાઇ, મ્હારે ત્યાં મહેમાનો છે. " "તો તેમને લઇને ચાલ." મ્હારો મિત્ર શું સાહસ ખેડતો હતો તેનો તેને ખ્યાલ ન હતો. જીભ તો હલાવી, પણ એ અવિચારી પગલાનું પ્રાયશ્ચિત્ત તેને ભોગવવું પડયું. અને ઉતાવળ કરાવવા સારૂ તે ખોલીમાં આવ્યો, ત્યાં તો પરોણાની ફોજ જોઇ. બિચારો ત્યાંનો ત્યાં જ સડક થઇ ગયો. આ બધા મંડળને મ્હેં આમંત્રણ આપ્યું એવી કલ્પના તેના મગજમાં આવતાં તેનું ભાન જતું રહ્યું. એ સ્થિતિમાં તે બે દિવસ રહ્યો, ને તે વેળા " મ્હેં પરોણાઓને બીલકુલ આમંત્રણ દીધું નથી, " એવું બડબડતો હતો. મ્હારા બીજા એક સ્નેહીને પણ આવો અનુભવ થયો. એ ભાઇ જમવાનું નોતરૂં દેવા આવ્યો હતો. જમવાનું નોતરૂં મ્હોટે ભાગે પરોણા સાથે

દેવાનો રીવાજ છે. તે પ્રમાણે તે આમંત્રણ કરવા લાગ્યો. "કાલે જમવા સારૂ......" એટલા શબ્દો બોલી આજુબાજુ સહજ નજર નાંખીને પરોણાઓનું અવલોકન થતાં જ તે ટગર ટગર જોવા લાગ્યો. તેના મ્હોમાંથી બીજા શબ્દ નીકળ્યા નહીં ને મ્હોં ઉઘાડેલું તે બંધ થાય નહીં છેવટે, "કેમ બંધ રહ્યા ? આ બધાને લઇને મ્હારે ઘેર જમવા આવું કે ?" એવું કહ્યું ત્યારે તેના મનનો ખટકો દૂર થયો ને શુદ્ધિ આવી.

રાત પડી ને ઉંઘવાની વખત થઇ. આટલા માણસોની ઉંઘવાની વ્યવસ્થા કરવા સારૂ મ્હારે મ્હારી કલ્પના કેટલી દોડાવવી પડી હશે તે મ્હારૂં જ મન જાણે. ટેબલ, ખુરશી, ડામચીઓ, ખોખાં, ટ્રંક એ બધાં ગોઠવી આગલી ઓરડીમાં કામચલાઉ મેડી જેવું કર્યું. બ્હારની ખોલીમા પુરુષ મંડળને ગોંધ્યું ને અંદરની ખોલીમા બૈરાઓ અને ન્હાનાં બચ્ચાંબચ્ચાં. જરા હાશ લઇ ઉભો એટલામા કોઈએ જોરથી બારણું ઠોક્યું. "બીજાં પરોણા આવ્યાં કે શું ? ના રે. અત્યારે આ વખતે તો કોણ આવે ?" મ્હારા મનને એ પ્રમાણે હું ધીરજ આપવા લાગ્યો. આવનારે બારણું ફરીથી ઠોક્યું. મ્હારી છાતી ધડકવા લાગી. બ્હીતાં બ્હીતાં મ્હેં બારણું ઉઘાડ્યું. બાપરે ! સહકુટુંબ, સહપરીવાર પરોણા !! પણ મ્હોં ઓલખીતા નહીં જણાવાથી, આ લોકો સરતચૂકથી મ્હારે ઘેર આવ્યા કે શું, એવી મ્હને શંકા થઇ તેથી ભારે ઉત્સુકતાથી પુછ્યું, "તમે ઘર ભૂલ્યા કે શું ?" પણ તે ગ્રહસ્થે જવાબમાં મ્હારી આશાને સ્થાન આપ્યુંજ નહી. તેમણે ધામે રહી પુછ્યું, 'આપનું નામ રામજી ને ?" એક ગુન્હેગારની જેમ મ્હેં હા કહી. આ મ્હેમાનોનો ખરૂં જોતાં મ્હારી સાથે કંઇ સંબંધ ન હતો. એ મંડળ થાણામાં રહેતા મ્હારા એક મિત્રને ત્યાં પરોણા તરીકે ઉતરેલું. બીજે દિવસે સવારે તો ગોવા બોટમાં જવું હતું. પણ થાણાથી નીકળે તો પરોઢીએ વ્હેલા નીકળવું પડે, માટે વચ્ચે મુકામ મ્હારે ત્યાં કર્યો ! થાણા અને બંદરના ડક્કા વચ્ચે પરમેશ્વરે મુંબાઇ શા સારૂ રાખ્યું ? બોટનો ડક્કો મુંબઇથી થાણા સુધી લાંબો શા માટે નહીં બાંધ્યો હોય ? અને ગોવા બોટમાં લાવ લઇ જવાની માથાકૂટ કરવાનું એ કંપનીને કોણે કહ્યું હતું ? પણ હવે ગુસ્સો કરવો શા કામનો ? થવું ના જોઇએ તે થઇ ગયું, ને નહીં આવનારા મહેમાનો પણ આવી ગયા. જેમ તેમ કરી આ મંડળીનોયે સમાવેશ કર્યો, અને આત્મારામ (પોતે) ક્યાં સૂશે તેનો વિચાર કરતો હતો એટલામાં આ નવી મંડળી સાથે આણેલા એક કરંડીઆમાથી કોઇ પ્રાણીનો અવાજ નીકળવા માડ્યો. આશ્ચર્યથી એ કરંડીઆ તરફ હું જોવા લાગ્યો. આ મહેમાન મંડળમાં એક બુઢ્ઢાં મા હતા તે ઝટ બોલી ઉઠ્યા, "અરે, રામજીભાઇ હું તો ભૂલી જ ગઇ." એમ કહી તમણે કરંડીઓ સટપટ ઉઘાડ્યો. ઉઘાડતાં જ બિલાડીનું બચ્ચું બ્હાર કૂદી પડ્યું. આ અજબ જાતનું મહેમાન જોઇ હું તો હબકી ગયો. મ્હારૂં ઘર આટલું સરખું, તે કેટલી જાતના મહેમાનાથી ભરાવાનું હશે તે મને સુઝે નહીં.

આ તરફ તે બિલાડીના બચ્ચાએ તો જબરો ધોટાળો કર્યો. એ પૂરાએલા જીવે બ્હાર પડતાં જ અહીં તહીં દોડવા માંડ્યું. સ્હામે બધાં છોકરાં ઉંઘતાં હતાં. આ તોફાની બચ્ચું એક છોકરાપરથી બીજા છોકરાપર એ રીતે કૂદવા માંડ્યું. તેની સાથેજ સઘળાં છોકરાં ગભરાઇને જાગ્યાં ને રડારોળ કરી મુકી. આ બિલાડીની લીલા એટલેથી અટકી નહીં. અંદર આટલી ધાંધલ કરીને આ ચારપગનું મહેમાન બ્હારની ખોલીમાં આવ્યું. આ ખોલીમા મ્હેં

મ્હારી બુદ્ધિથી ઉભી કરેલી મેડીપર વિઠ્ઠલરાય ઉંઘતા હતા. આ મેડી એટલે એક બાજુ ટેબલ ને બીજી બાજુ ખુરશી તથા ટ્રંક અને તેની ઉપર રહેલું એક પાટીઉં. બિલાડીના બચ્ચાએ તો વિઠ્ઠલરાયની પહોળી છાતી જોઇ, એટલે ઝટ કુદીને ત્યાં જ બેઠક કરી. તે સાથે જ વિઠ્ઠલરાય ચમકીને જાગ્યા ને જલદી ઉઠવા જતાં ધડાક દઇ ભોય ભેગા થયા. પડતાં ને વાર તેમણે તો મ્હોટેથી "દોડો, દોડો," "ભૂત, ભૂત." એવી બુમો મારવા માડી. ઘરમાંનું સઘળું મંડળ ગભરાઈ ઉઠ્યું. જુવે છે તો વિઠ્ઠલરાયની દશા ઘણી દયાજનક થઇ હતી, ભોંયપર વિઠ્ઠલરાય; તેમની છાતીપર પાટીઉં, પાટીઆપર ખુરશી, ખુરશીપર ટ્રંક, ને ટ્રંકપર દબાયલી બિલાડી. આવા ને આવા ધાંધલમાં સારી રાત ગઇ. જે થયું તે થયું, પણ બીજે દિવસે પ્હો ફાટતાં જ સર્વ મહેમાન પોતપોતાનો સામાન બાંધવા લાગ્યા, ને બાર વાગતાં તો સમ ખાવાને પણ એક પરોણો ના રહ્યો.

સૌના ગયા પછી હું સ્વસ્થ ચિત્તે બેઠો, અને અમસ્તા જ ટેબલનું ખાનુ ખોલ્યું. અંદર જોઉં છું તો આગલે દિવસે મિજાજ કરી નહીં વાંચેલો પત્ર હતો. હવે તો મ્હારો ગુસ્સો મહેમાનોની સાથે ગયો હતો, એટલે મ્હેં તે પત્ર ઉઘાડીને વાંચ્યો. અરે પ્રભુ! આ કાગળ મ્હેં તે જ દિવસે વાંચ્યો હોત તો! એ તો મ્હારા બ્હારગામ રહેતા એક મિત્રનો હતો, જેમાં તેમણે રજામાં પોતાને ત્યાં આવવા મ્હને ખાસ આગ્રહ કર્યો હતો. પણ **बुद्धिः कर्मानुसारिणी.** પરોણાઓના સકંજામાં હું સપડાઉં એવો જ દૈવી સંકેત હતો એટલે એ કાગળ વાંચવાની મ્હને પ્રેરણા ક્યાંથી થાય? વારુ.

પણ ખરાબમાંથી યે કંઇ સારૂં થાય છે. મ્હારા કુટુંબને પરોણાની એટલી દહેશત લાગી છે કે તે કોઇ દિવસ ગુસ્સો કરે યા હઠ પકડે તો "મહેમાનોને બોલાવું છું." એટલા શબ્દો મ્હારા મ્હોંમાંથી નીકળવાની જ વાર. ગુસ્સો ને હઠ ક્યાંયે જતા રહે છે ને તે ગરીબ ગાય જેવી બની જાય છે.

---

૫

શ. શ. "કુલીન":

# મરીચિકા

પાનાં પ્રારબ્ધનાં ફેરવું,
મહીં આવે વિયોગની વાટ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

લલિતાના ઘરની પાસે એક સુંદર આંબાવાડિયું હતું, જેમાં અનેક જાતનાં વૃક્ષો હતાં. ત્યાં અનેક જાતનાં પક્ષીઓ વાસ કરતાં હતાં.

અને અમે ઘણીએ વખત મેનાનો મધુર સ્વર, બુલબુલનું મીઠું ગાયન અને કવિત્વનું પર્યાપ્યું પ્રાપ્ત કરાવનાર ગુર્જર કવિઓના લાડિલા કોકિલનો ટહુકાર સાંભળેલાં. જુવાનીમાં કેટલાક લોકો એકાએક કવિ થઇ પડે છે, અને મેં પણ સોળ વરસની ઉંમરે 'કોકિલા' નામનું એક

'દેવાનો રીવાજ છે. તે પ્રમાણે તે આમંત્રણ કરવા લાગ્યો. "કાલે જમવા સારૂ......" એટલા શબ્દો બોલી આજુબાજુ સહજ નજર નાંખીને પરોણાઓનું અવલોકન થતાં જ તે ટગર ટગર જોવા લાગ્યો. તેના મ્હોમાંથી બીજા શબ્દ નીકળ્યા નહીં ને મ્હોં ઉઘાડેલું તે બંધ થાય નહીં છેવટે, "કેમ બંધ રહ્યા ? આ બધાને લઇને મ્હારે ઘેર જમવા આવું કે ?" એવું કહ્યું ત્યારે તેના મનનો ખટકો દૂર થયો ને શુદ્ધિ આવી.

રાત પડી ને ઉંઘવાની વખત થઇ. આટલા માણસોની ઉંઘવાની વ્યવસ્થા કરવા સારૂ મ્હારે મ્હારી કલ્પના કેટલી દોડાવવી પડી હશે તે મ્હારૂં જ મન જાણે. ટેબલ, ખુરશી, ડામચીઓ, ખોખાં, ટ્રંક એ બધાં ગોઠવી આગલી ઓરડીમાં કામચલાઉ મેડી જેવું કર્યું. બ્હારની ખોલીમા પુરુષ મંડળને ગોંધ્યું ને અંદરની ખોલીમા બૈરાંઓ અને ન્હાનાં કચ્ચાંબચ્ચાં. જરા હાશ લઇ ઉભો એટલામા કોઈએ જોરથી બારણું ઠોક્યું. "બીજા પરોણા આવ્યાં કે શું ? ના રે. અત્યારે આ વખતે તો કોણ આવે ?" મ્હારા મનને એ પ્રમાણે હું ધીરજ આપવા લાગ્યો. આવનારે બારણું ફરીથી ઠોક્યું. મ્હારી છાતી ધડકવા લાગી. બ્હીતાં બ્હીતાં મ્હેં બારણું ઉઘાડ્યું. બાપરે ! સહકુટુંબ, સહપરીવાર પરોણા !! પણ મ્હોં ઓલખીતા નહીં જણાવાથી, આ લોકો સરતચૂકથી મ્હારે ઘેર આવ્યા કે શું, એવી મ્હને શંકા થઇ તેથી ભારે ઉત્સુકતાથી પુછ્યું, "તમે ઘર ભૂલ્યા કે શું ?" પણ તે ગ્રહસ્થે જવાબમાં મ્હારી આશાને સ્થાન આપ્યું જ નહી. તેમણે ધીમે રહી પુછ્યું, 'આપનું નામ રામજી ને ?" એક ગુન્હેગારની જેમ મ્હેં હા કહી. આ મ્હેમાનોનો ખરૂં જોતાં મ્હારી સાથે કંઇ સંબંધ ન હતો. એ મંડળ થાણામાં રહેતા મ્હારા એક મિત્રને ત્યાં પરોણા તરીકે ઉતરેલું. બીજે દિવસે સવારે તો ગોવા બોટમાં જવું હતું. પણ થાણાથી નીકળે તો પરોઢીએ વ્હેલા નીકળવું પડે, માટે વચ્ચે મુકામ મ્હારે ત્યાં કર્યો ! થાણા અને બંદરના ડક્કા વચ્ચે પરમેશ્વરે મુંબાઇ શા સારૂ રાખ્યું ? બોટનો ડક્કો મુંબઇથી થાણા સુધી લાંબો શા માટે નહીં બાંધ્યો હોય ? અને ગોવા બોટમાં લાવ લઇ જવાની માથાકૂટ કરવાનું એ કંપનીને કોણે કહ્યું હતું ? પણ હવે ગુસ્સો કરવો શા કામનો ? થવું ના જોઇએ તે થઇ ગયું, ને નહીં આવનારા મહેમાનો પણ આવી ગયા. જેમ તેમ કરી આ મંડળીનોયે સમાવેશ કર્યો, અને આત્મારામ (પોતે) ક્યાં સૂશે તેનો વિચાર કરતો હતો એટલામાં આ નવી મંડળી સાથે આણેલા એક કરંડીઆમાથી કોઇ પ્રાણીનો અવાજ નીકળવા માંડ્યો. આશ્ચર્યથી એ કરંડીઆ તરફ હું જોવા લાગ્યો. આ મહેમાન મંડળમાં એક બુઢ્ઢાં મા હતા તે ઝટ બોલી ઉઠ્યા, "અરે, રામજીભાઇ હું તો ભૂલી જ ગઇ." એમ કહી તમણે કરંડીઓ સટપટ ઉઘાડ્યા. ઉઘાડતાં જ બિલાડીનું બચ્ચું બ્હાર કૂદી પડ્યું. આ અજબ જાતનું મહેમાન જોઇ હું તો હબકી ગયો. મ્હારૂં ઘર આટલું સરખું, તે કેટલી જાતના મહેમાનાથી ભરાવાતું હશે તે મને સુઝે નહીં.

આ તરફ તે બિલાડીના બચ્ચાએ તો જબરો ધોટાળો કર્યો. એ પૂરાએલા જીવે બ્હાર પડતાં જ અહીં તહીં દોડવા માંડ્યું. સ્હામે બધાં છોકરાં ઉંઘતાં હતાં. આ તોફાની બચ્ચું એક છોકરાપરથી બીજા છોકરાપર એ રીતે કૂદવા માંડ્યું. તેની સાથે જ સઘળાં છોકરાં ગભરાઇને જાગ્યાં ને રડારોળ કરી મુકી. આ બિલાડીની લીલા એટલેથી અટકી નહીં. અંદર આટલી ધાંધલ કરીને આ ચારપગનું મહેમાન બ્હારની ખોલીમાં આવ્યું. આ ખોલીમા મ્હેં

મ્હારી બુદ્ધિથી ઉભી કરેલી મેડીપર વિઠ્ઠલરાય ઉંઘતા હતા. આ મેડી એટલે એક બાજુ ટેબલ ને બીજી બાજુ ખુરશી તથા ટ્રંક અને તેની ઉપર રહેલું એક પાટીઉં. બિલાડીના બચ્ચાએ તો વિઠ્ઠલરાયની પહોળી છાતી જોઇ, એટલે ઝટ કુદીને ત્યાં જ બેઠક કરી. તે સાથે જ વિઠ્ઠલરાય ચમકીને જાગ્યા ને જલદી ઉઠવા જતાં ધડાક દઇ ભોંય ભેગા થયા. પડતાં ને વાર તેમણે તો મ્હોટેથી "દોડો, દોડો," "ભૂત, ભૂત." એવી બુમો મારવા માંડી. ઘરમાંનું સઘળું મંડળ ગભરાઈ ઉઠયું. જુવે છે તો વિઠ્ઠલરાયની દશા ઘણી દયાજનક થઇ હતી, ભોંયપર વિઠ્ઠલરાય; તેમની છાતીપર પાટીઉં, પાટીઆપર ખુરશી, ખુરશીપર ટ્રંક, ને ટ્રંકપર દબાયલી બિલાડી. આવા ને આવા ધાંધલમાં સારી રાત ગઇ. જે થયું તે થયું, પણ બીજે દિવસે પ્હો ફાટતાં જ સર્વ મહેમાન પોતપોતાનો સામાન બાંધવા લાગ્યા, ને બાર વાગતાં તો સમ ખાવાને પણ એક પરોણો ના રહ્યો.

સૌના ગયા પછી હું સ્વસ્થ ચિત્તે બેઠો, અને અમસ્તા જ ટેબલનું ખાનું ખોલ્યું. અંદર જોઉં છું તો આગલે દિવસે મિજાજ કરી નહીં વાંચેલો પત્ર હતો. હવે તો મ્હારો ગુસ્સો મહેમાનોની સાથે ગયો હતો, એટલે મ્હેં તે પત્ર ઉઘાડીને વાંચ્યો. અરે પ્રભુ! આ કાગળ મ્હેં તે જ દિવસે વાંચ્યો હોત તો! એ તો મ્હારા બ્હારગામ રહેતા એક મિત્રનો હતો, જેમાં તેમણે રજામાં પોતાને ત્યાં આવવા મ્હને ખાસ આગ્રહ કર્યો હતો. પણ **बुद्धिः कर्मानुसारिणी.** પરોણાઓના સકંજામાં હું સપડાઉં એવો જ દૈવી સંકેત હતો એટલે એ કાગળ વાંચવાની મ્હને પ્રેરણા કયાંથી થાય? વારુ.

પણ ખરાબમાંથી યે કંઇ સારૂં થાય છે. મ્હારા કુટુંબને પરોણાની એટલી દહેશત લાગી છે કે તે કોઇ દિવસ ગુસ્સો કરે યા હઠ પકડે તો "મહેમાનોને બોલાવું છું." એટલા શબ્દો મ્હારા મ્હોંમાંથી નીકળવાની જ વાર. ગુસ્સો ને હઠ કયાંયે જતા રહે છે ને તે ગરીબ ગાય જેવી બની જાય છે.



## ૫

શા. રા. "કુલીન":

# મરીચિકા

પાનાં પ્રારબ્ધનાં ફેરવું,
મહીં આવે વિયોગની વાટ રે,
સ્નેહધામ સૂતાં સૂતાં રે.

લલિતાના ઘરની પાસે એક સુંદર આંબાવાડિયું હતું, જેમાં અનેક જાતનાં વૃક્ષો હતાં. ત્યાં અનેક જાતનાં પક્ષીઓ વાસ કરતાં હતાં. અને અમે ઘણીએ વખત મેનાનો મધુર સ્વર, બુલબુલનું મીઠું ગાયન અને કવિત્વનું પર્યાપ્ત પ્રાપ્ત કરાવનાર ગુર્જર કવિઓના લાડિલા કોકિલનો ટહુકાર સાંભળેલાં. જુવાનીમાં કેટલાક લોકો એકાએક કવિ થઇ પડે છે, અને મેં પણ સોળ વરસની ઉંમરે 'કોકિલા' નામનું એક

કાવ્ય ચિતરી કાઢ્યું હતું—અપદ્યાગદ્યના અતિ સરલ કુછંદમાંના તેના અનિયમિત આરોહાવરોહ મ્હારા મિત્રો મ્હને ફરી ફરીને સંભળાવીને ચ્હીડવતા.

લલિતાના પિતા દિલારામને અને મારા પિતા સુંદરદાસને બાળપણથી જ ગાઢો સંબન્ધ હતો. નિશાળમાં સાથે ભણતા, અને રમતા, અને કૉલેજમાં પણ સાથે રહેતા એટલે બેઉને એક બીજાનો બહુ જ સારો પરિચય થયેલો. દિલારામ ઘણા જ જીદ્દી હતા અને દુનિઆમાં મારા પિતા સિવાય બીજું કોઇ એમના પર પ્રભાવ પાડી શકતું નહિ. અને એક વખત જ્યારે મારા પિતા નહિ પરણવાની જીદ લઇને બેઠેલા ત્યારે દિલારામે જ આવીને એમને પરણવાને મનાવેલા. દસ વરસના લાગટ સહવાસ પછી એ બન્ને વચ્ચે એક જાતનો અવિનાભાવ પેદા થયેલો. મોટા થઇને જ્યારે મારા પિતાએ અમદાવાદમાં વેપાર કરવો શરૂ કર્યો; ત્યારે દિલારામે પણ અમદાવાદમાં સરકારી ખાતામાં નોકરી લીધી.

દિલારામ સ્વભાવે ઉદાર અને દયાળુ હતા, છતાં હંમેશા પોતાનું ધારેલું કરતા. એક વિદ્યાર્થી તરીકે ધીરજ અને ખંતથી એમણે પરીક્ષાઓમાં સારો વિજય મેળવ્યો હતો. શિષ્ટાચારની અત્યંત વિરુદ્ધ હતા; પણ દેશાચારની વિરુદ્ધ પગલું લેવાની જીદ એમણે કરેલી જ નહીં પરંતુ બીજા કોઇ સત્યમાં અડગ શ્રદ્ધા રાખીને શિષ્ટાચારને નામે ચાલતા દેશાચારને કોઇ તિલાંજલિ આપતા, તો તેઓ અત્યંત રાજી થતા અને તેની ખુલ્લે દિલે પ્રશંસા પણ કરતા.

દિલારામ સાબરમતીને કિનારે કોચરબપાલડીના એક ન્હાના બંગલામાં રહેતા હતા. એમને લલિતા ઉપરાંત ત્રણ છોકરાં હતાં. ચન્દ્રા, શ્રીકાન્ત અને વીણા. મ્હારે એક ભાઈ અને એક બ્હેન જ હતાં–દિલખુશ અને સુશીલા. ન્હાનપણથી અમારે બધાંને ખૂબ દોસ્તી જામેલી, તેમાં મ્હારે અને લલિતાને તો ખાસ બનતું હતું. મ્હારૂં તો એમ માનવું હતું કે પ્રભુને ત્યાંથી જ સંપ કરીને અમે પાસે પાસે જન્મ લીધો હતો. ગુજરાતમાં આટલી બધી જ્ઞાતિઓ હશે અને તેમની વચ્ચેનું અંતર આટલું બધું દુર્ભેદ્ય હશે એમ અમને સ્વપ્ને પણ ખ્યાલ નહીં, નહિ તો વળી ભેગાભેગું પ્રભુ પાસે એટલું પણ માગી લેતે કે 'વ્હાલા પિતા અમને એક જ જ્ઞાતિમાં જન્મ આપો." તો શું પ્રભુ અમો નિર્દોષની એટલી અરજી નહિ સ્વીકારતે?

બાળપણના અનેક સ્મરણવિશેષો મારા સ્મરણમુકુરમાં સ્પષ્ટ ઝાંખા જોઈ શકું છું. અમે બધાં લગભગ રોજ સાંઝે મળતાં અને સાતતાળી, સંતાકુકડી, ખોબિલ્લું ઇત્યાદિ અનેક રમતો રમતાં. કોઇ કોઇ વખત તો બધાં ભેગાં મળીને બૉલબેટ પણ રમતાં. એક વખત બૉલબેટ રમતાં મારો એક બૉલ લલિતાને સખત વાગી જવાથી એ સાત દહાડા સુધી મારી જોડે બોલી નહોતી. અમે સાથે રમતાં, એક બીજાની ઠઠ્ઠામશ્કરી કરતાં પણ તે ઠઠ્ઠામશ્કરીમાં ઝેર ન્હોતું. અંદર મીઠાશજ હતી–બાળપણનાં સરલતા અને આનંદ જ હતાં. ન્હાનાં કુરકુરિયાં કે બિલાડાંની માફક અમે પણ આનન્દમાં અને ઉલ્લાસમાં દિવસો પસાર કરતાં હતાં. મ્હારા ભાગ્યમાં શું લખાયેલું છે એનો જરાપણ ખયાલ હોત, તો વીણાનો તાર તુટવાથી જેમ મીઠો સ્વર ઉડી જાય છે તેમ મારા બાલ્યજીવનની બધી મીઠાશ ઉડી જાત. ખરેખર, વર્તમાન અને ભાવિ વચ્ચેનો પડદો મનુષ્યોના તત્કાલ પુરતા સુખ સંતોષ માટે જ છે.

૨

હવે લલિતાનું બાળપણ ગયું, અને કિશોરાવસ્થા પણ ગઇ, અને યૌવનની કાંતિ દીપવા

લાગી. કળીમાંથી જેમ ફુલ ખીલે છે તેમ લલિતાનું સૌન્દર્ય પણ ખીલી નિકળ્યું. તે સ્વભાવે ભલી અને નિખાલસ હતી; અને સત્ય બોલતાં કોઇ દિવસ ગભરાતી નહિ, પણ સત્ય જો અપ્રિય હોય તો એવી રીતે ફેરવીને બોલતી કે તે કર્ણને ઘણું પ્રિય લાગતું. તેનું સ્વચ્છ, નિષ્કપટી અંતર તેનાં શાંત અને ચળકતાં નયનોમાં પ્રતિબિંબત થતું હતું. પાશ્ચાત્ય કવિઓ કહે છે કે પ્રેમ આંધળો છે; પણ પ્રેમાસક્ત માણસ તો પોતાના પ્રિયજનના ગુણ બીજા કરતાં વિશેષ જોઇ શકે છે; અને એક માણસ કોઇના ગુણ વિશેષ જોઈ શકે તેથી શું તે આંધળો? લલિતાનું કપાળ નિર્મળ અર્ધચન્દ્રાકાર હતું, ભમરો કાળી હતી અને એના મુખનો વર્ણ સવારનાં મન્દ સોનેરી સૂર્યકિરણો જેવો હતો. વખત જતો ગયો તેમ તેનું અંગેઅંગ લાવણ્યથી દીપતું જ ગયું. બીજાને મન ગમે તેમ હો પણ મારે મન તો લલિતાનું રૂપ અનુપમ નિરુપમ અવર્ણનીય હતું. પરી કે અપ્સરા પણ એનાથી શું વધારે રૂપવતી હોઈ શકે એમ જ મ્હને લાગ્યા કરતું.

ધીમે ધીમે અમે નિશાળમાં ઉપરને ઉપર ચઢતાં ગયાં અને મ્હારામાં ખાસ બુદ્ધિ તો કોઇ દહાડો હતી જ નહિ, તો પણ લલિતાના ઉત્તેજનભર્યા શબ્દોથી હું દરેક વખત પરીક્ષામાં પહેલી જ વખત પાસ થતો, અને જ્યારે મોટી મેટ્રીકની પરીક્ષા પહેલે જ વરસે પાસ કરી ત્યારે સાત દીવસ સુધી અમે બધાં હર્ષથી ગાંડાં થઇ ગયેલાં અને ત્યારથી દિલારામને ત્યાં મારૂં માન વધ્યું હતું. હું ગુજરાત કૉલેજમાં જોડાયો અને બે વરસમાં તો દિલખુશ અને લલિતા પણ આવી પ્હોંચ્યાં. અમે ત્રણ જણાં દરરોજ કૉલેજમાં મળતાં, બપોરે સાથે ખાતાં. વચ્ચે એક છ મહીના દિલારામને મુંબાઇ આવવાનું થયું અને ત્યારે હું પણ તેમના કુટુંબની સાથે મુંબાઇ આવ્યો અને અમે એ છ મહીના વિલ્સન કૉલેજમાં કાઢી ચોપાટીના દરિયાની સ્હવાર સાંઝ બપોર રાત મધરાતની અનેકાનેક છબીઓ સ્મરણમુકુરમાં જાણ્યેઅજાણ્યે ભરી.

એક તો, હું સ્વભાવે શરમાળ અને હંમેશા પોતાની વાત છુપી રાખવાની મને ટેવ હતી, તેથી અમારી વચ્ચે આગલી ગાઢ મિત્રાચારી છતાં કોઈ દિવસ અમારી વચ્ચે પ્રેમની વાતો થઇ ન્હોતી. અને જેમ જેમ અમે વધતાં ગયાં તેમ તેમ ખુલ્લા દિલથી વાત કરવામાં કેટલોક સંકોચ વધતો ગયો. તથાપિ એક વખત તો મેં પુછવાની હિંમત કરી:

"લતા બ્હેન તમે પરણશો ત્યારે અમને બોલાવશો કે નહિ?"

"પણ વિનુભાઈ હું તો પરણવાની જ નથી ને."

"પણ ધારો કે પરણ્યાં તો?"

"એવું કાંઇ હું ધારૂં બારૂં નહિ!"

"પણ ધારો કે—"

"ઉંહુ. ઉંહુ" કરતી, ખભો નચાવતી એ ચાલી ગઇ.

### ૩

કાન્તિલાલ દિલારામના એક બીજા બાળ સ્નેહીના પુત્ર હતા અને તેમની ન્યાતનાજ હતા. કાન્તિલાલના પિતા મુંબાઇવાસી હોવાથી તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણતા હતા અને રજાના દિવસમાં ઘણી વખત અમદાવાદ આવતા. લલિતાને ત્યાં એ ઘણી વખત મને મળતા અને મ્હારે એમની જોડે થોડો થોડો પરિચય થયેલો: કાન્તિલાલ ભણવામાં હોંશિઆર હતા, અને ઘણું ખરૂં સહેલાઇથી પાસ થતા એટલે સ્વાભાવિક રીતે મારા કરતાં દિલારામને ત્યાં એમનું માન વધારે હતું.

ઘણી વખત અમે બધાં સાથે સાંઝે ફરવા જતાં અને ત્યાં બધાં ભેગાં મળીને એક બીજાની

મશ્કરી કરતાં નહિ તો કોઇ સામાજિક કે રાજકીય પ્રશ્નો ચર્ચતા. કાન્તિલાલ આવતા ત્યારે લલિતા મારા તરફ બહુ ધ્યાન આપતી નહિ અને લગભગ આખો વખત એમની જ જોડે વાતો કર્યા કરતી. કાન્તિલાલે બહુ ચોપડીઓ વાંચેલી હશે એટલે એક પછી એક ચોપડીઓના નામ દેતા અને લલિતા આદરભીની આંખોથી એમના સામે જોઈ રહેતી કોઇ વખત તો મને પૂછતી કે “ વિનુભાઈ તમે એ ચોપડી નથી વાંચી ?” એ ચાર વખત ‘ના’ કહી હોવાથી મારે અનેક વાર જૂઠું બોલવું પડતું કે વાત ફેરવવી પડતી. ત્યારે મ્હને લાગતું કે મેં થોડું ઘણું વાંચ્યું હોત તો કેવું સારૂં થાત: જાણીતા કર્તાઓનાં નામ વાતચિતમાં ફેંકવાનો જાદુ પ્રાપ્ત કર્યો હોત તોપણ છેક ખોટું ન્હોતું એમ પણ કોઇ વાર લાગ્યા વગર ન રહેતું. કહેતાં શરમ તો લાગે છે પણ મ્હારા દિલની વાત કહી જ દઉં. ધીમે ધીમે લલિતાના ભાવ કાન્તિલાલ તરફ વધારેને વધારે ઢળવા માંડ્યા, અને મ્હારા માનુષી હૃદયમાં ઇર્ષ્યા ભભૂકવા લાગી. બિચારી ચન્દા! તે હંમેશા મ્હારા તરફ સહાનુભૂતિ દેખાડતી અને બધાં જ્યારે મ્હારી મશ્કરી કરતાં ત્યારે મ્હારો પક્ષ છોડતી નહીં. પણ ચન્દાનું અસ્તિત્વ તો કોઇ દહાડો મેં અનુભવેલું જ નહિ અને હું એને બહુ ગણતો પણ નહિ.

૪

સપાટીપરની વિવિધતાઓની તળે મૂળમાં આંતરિક સામ્યમાંથી ઉદ્ભવેલો પ્રેમ શ્રેષ્ઠ છે, અને ખરો પ્રેમ તો એનેજ કહેવાય. માણસના ગુણ જોઇને ઉદ્ભવેલો પ્રેમ સાધારણ સ્નેહ છે. પણ કેવળ રૂપથી ઉદ્ભવેલો પ્રેમ-પ્રેમ નહીં પણ મોહ છે. એક દહાડો લલિતાની વર્તણુક પર હું વિચાર કરતો હતો. પહેલાં તો પોતાના બાળસ્નેહીના પ્રેમનો અસ્વીકાર કરવાને માટે તેના પર મ્હને ખૂબ ગુસ્સો ચઢ્યો. પણ પછી ધીમે ધીમે મ્હને લાગવા માંડ્યું કે મ્હારો પ્રેમ એ પ્રેમ ન્હોતો: ઉચ્ચ તો નહીં જ. મેં લલિતાનો તો કોઇ દહાડો વિચાર જ ન્હોતો કર્યો! મ્હારો પ્રેમ સ્વાર્થી હતો. ત્યારે શું હું રૂપમાં મુગ્ધ હતો!-હશે, સંભવિત છે: રૂપમાં કોણ મુગ્ધ નથી હોતું? આવું સરલ, ઉદાર, કોમલ, સ્નેહમય જેનું મુખ છે તેના રૂપમાં કોણ મુગ્ધ ન થાય? કબૂલ કરવું પડે છે કે ખૂબ વિચાર કરતાં એક કારમું સત્ય મ્હને પ્રાપ્ત થયું:-મ્હારી પ્રેમની ભાવનામાં ન્હોતી ઉચ્ચતા કે ન્હોતી આંતરિકતા. લલિતાના પ્રેમની ખાતર મ્હારા સુખનો ભોગ આપવાનો મ્હને વિચાર જ સ્ફુરેલો નહીં: જીવનમાં પહેલી વખત મેં અત્યંત મર્મભેદક અલ્પના અનુભવી. મ્હારૂં હૃદય તો જાણે શરમાઈ લજવાઇને કોણ જાણે કઇ ગુફામાં સંતાઇ જ ગયું! મારા અહંને ઘાતક પ્રહાર થયો. જ્યારે મેં જાણ્યું કે મ્હારો તરસ્યો આત્મા મરીચિકાની પાછળ દોડનાં દગ્ધ થયો ત્યારે મેં અમદાવાદ છોડ્યું. ત્યાર પછી હું લલિતાને મળ્યો નથી.

૫

કાન્તિલાલ બી. એ. થઇને જર્મની ગયા અને ત્યાંથી પી. એચ. ડીની પદવી પ્રાપ્ત કરીને હિન્દુસ્તાન પાછા ફર્યા. ઘણી આનાકાની કરીને લલિતાએ આખરે એમને પરણવાની હા કહી. લલિતાએ મ્હને ખૂબ આગ્રહપૂર્વક કાગળ લખ્યો અને મ્હારા વિનુભાઇ વગર તો મ્હને નહિ ચાલે એમ પણ લખ્યું. કાન્તિલાલ લલિતાને સારૂ લાયક છે કે નહિ તે તો હું કહી શકતો નથી. મ્હારા જેવું સ્વાર્થી મગજ એમાં નિષ્પક્ષપાત બુદ્ધિથી શું વિચારી શકે! હું તો લાયક નથી એટલે બસ.

લલિતાના લગ્નપ્રસંગે અમારે અમદાવાદ તો જવું પડ્યું પણ લગ્નદિવસે મેં તાવ આણ્યો અને ગયો નહિ અને બ્હાર જઇને

ખૂબ રડયો. લલિતા પરણી ! એ કોઇની થાય એ મ્હારે માટે તો તદ્દન અચિંતનીય હતું: અને તમામ આ ન્યાતજાતના ગુલામ સંસારમાં તેજ બન્યું ! ઘેર આવીને બધો ગુસ્સો દિલખુશ અને સુશીલા પર કાઢ્યો.

ચાણોદ જઈને નર્મદા જોઇ આવ્યો. આબુ, પાવાગઢ, મહાબલેશ્વર ઇત્યાદિ અનેક જગા ખુંદી વળ્યો. પણ શાંતિ નહીં. કોઇ ડાહ્યા સાક્ષરે કહ્યું કે સહન કરવું એ મનુષ્યનો મોટામાં મોટો ગુણ છે એટલે હવે મ્હારે જીવનભર સહન કરવાનું જ રહ્યું ! જગત મ્હને તે પળથી સુનું સુનું લાગે છે. તે જન્મભર લાગ્યા કરશે-એજ મ્હારું ભાવિ બંધાયું છે એવું એવું લાગે છે. હું જે તરફ જોઉં છું તે તરફ ક્ષાર નિઃસાર અપરંપાર મરુભૂમિજ જોઉં છું-મ્હારા જીવનમાં હવે આશા જેવી કોઇ ચીજ જણાતી નથી. ત્યારે દિલ કોણ જાણે કેવાય અગાધ ગર્તમાં ઉતરી જાય છે.

ક્યાંથી જણાય ? ક્યાંથી હોય ? કોઇને સમાજ દમે છે. કોઇ પોતે જ પોતાને દમે છે. જીવનની સ્નેહતૃષ્ણા છીપવવા-સ્નેહનાં નિર્મલ જલપાન કરવા સ્નેહમંદિરે હું લાયક સ્નાતક પવિત્ર હૃદયે ઉભો હતો ખરો ? હું વિચારું છું.- " લલિતાની સરલતા, બાલિશતા, ઉદારતા, સ્નેહમયતાના સ્વામી બનવા મ્હારૂં હૃદય પૂરતું શુદ્ધ હતું ? સ્મરણયોગી થવાના વિચાર કરવા પૂરતું યે આત્મબલ ખૂટ્યું. ખૂટે જ ને.. ...

× × × × × ×

ગઈ કાલે સૂર્યાસ્ત સમયે હું ચોપાટીના એક બાંકડાપર બેઠો હતો. આકાશ સેંકડો રંગોથી ભરપુર હતું. ન્હાની ન્હાની વાદળીઓ દોડાદોડ કરી રહી હતી. હર્ષથી જાણે સમુદ્ર તરંગો નાચતા હતા, ધીમે ધીમે બધા રંગો અનંતના કોઇ દૂરના રાજ્યમાં ચાલી ગયા-આકાશમાં, અનંત નીલિમામાં મળી ગયા. મન્દ જ્યોતિ ફેલાવતા એક પછી એક તારાઓ વિશાળ ગગનમાં આવીને ખડા થયા અને પળ બેપળ હું આ વિચિત્ર સંસાર અને તેના બધા સુખદુઃખ પડદાપલટા ભૂલી ગયો.



૬

રા. રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ

# બધા જ પુરુષો આવા હશે ?

રાષ્ટ્રીય મહિલા પાઠશાળામાં ગૃહવ્યવસ્થાના શિક્ષણ ઉપર ખાસ ધ્યાન આપવામાં આવતું હતું. ત્યાંનાં મુખ્ય અધ્યાપિકાનું તો એમ પણ કહેવું હતું કે અમારી પાઠશાળામાંથી જે કન્યા ગૃહવ્યવસ્થાની ખાસ પદવી લે, તે કોઈપણ ઘરની વ્યવસ્થા ઉત્તમ રીતે કરી શકે જ. હિંદુસમાજમાં ધનવાન કુટુંબોએ આવી કન્યાઓને ખાસ રોકવી જોઇએ. તેઓ ગમે તેવા મોટા ઘરનો કારભાર બહુ જ ઉત્તમ રીતે ચલવી શકે, સુશિક્ષિત હોવાથી તેમના ઉપર વિશ્વાસ પણ

રાખી શકાય, અને વળી અર્ધશિક્ષિત શેઠાણીને માથેથી કામનો ભાર ઓછો કરી, તેમને વિદ્યાવિલાસી પણ બનાવી શકે.

મુંબાઇ વિદ્યાપીઠમાં ગૃહવ્યવસ્થાનો વિષય નહોતો, અને રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં તે હતો, તે વાત ઉપર ખાસ ભાર દઇને, આ બાઇ પ્રચારકાર્ય બહુ ઉત્તમ રીતે કરતાં હતાં, અને તેમણે ધીમે ધીમે પોતાની આસપાસના માણસોના મનમાં ઠસાવી દીધું હતું કે અમારી પાઠશાળાની પદવીધર કન્યાઓ તો જરૂર સુજ્ઞ ધનાઢ્ય કુટુંબોમાં નોકરી મેળવી શકશે અને આબરૂદાર સુખી તથા ઉપયોગી જીવન ગાળી શકશે.

પદવી લેનાર કન્યાઓનું પ્રથમ જૂથ નિકળ્યું. પદવીદાનનો મેળાવડો બહુ જ ધામધુમથી થયો. આ જૂથમાં સરલા સર્વનું ધ્યાન ખેંચતી હતી. ઉઘડતી ચામડી, ઘાટદાર મોં, ભરાઉ શરીર, અને નિખાલસ આંખો; દરેક રીતે ઘરરખુ ગૃહિણીનો ખયાલ આપે તેવી આમન્યાવાળી રીતભાત. છતાંયે દબાયલો, હિમાયલો ચહેરો નહિ. લોકો કહેતા હતા કે સરલાને કુંવારા રહેવાનો અભિલાશ હતો. તેમજ સ્વાવલંબી થવાની પણ હોંશ હતી.

પદવીદાનને બીજે દિવસે મુખ્ય અધ્યાપિકાએ સરલાને બોલાવી અને પૂછ્યું.

સરલા! તારો અભિલાષ હું જાણું છું. તેં ભવિષ્યનો કાંઇ વિચાર કર્યો છે?

"હા, વિચાર તો બહુએ કર્યો છે. પણ બધું કાંઇ માગ્યું મળે? મારે પરાવલંબી નથી થવું. સ્વાશ્રયી થવું છે. પણ શું કરી શકું તે પ્રશ્ન થાય છે. કોઇ વેપારી ઑફીસમાં સેક્રેટરી થવાનું તો મને ના ગમે. જાતજાતના માણસો ત્યાં આવે. અને નિશાળની મહેતીજી પણ મારાથી ના થઇ શકાય. બધી કન્યાઓ સાથે શાંતિથી કામ લેવું બહુ જ કઠણ પડે. મને તો તે ના આવડે. વળી તેઓ જાતજાતના સવાલ પૂછે. અને તેના જવાબ મારે ત્યાંને ત્યાંજ આપવા પડે"

સરલા! એતો તું નકામી ગભરાય છે. તને શિક્ષકનું કામ ગમતું ના હોય, તે જુદી વાત છે. પણ તું તે કરી તો શકે જ, અને ઑફીસોમાં નોકરી કરતાં હિંદુ સ્ત્રીઓને ગભરામણ થાય, તે તો સમજી શકાય તેવું છે. પણ તને મૂળ સવાલ પૂછવામાં મારો એક મુદ્દો હતો. મારે એક નાની બેન છે. તેનાં લગ્ન થયેલાં છે. તેને ઉપરાઉપરી ત્રણ છોકરાં છે. અને હમણા બેજીવાળી છે. તેની તબિયત બહુ સારી નથી. એનો વર કમાય છે બહુ સારૂં. ઘેર ભટ, ચાકર, ઘાટણ છે. પણ ચાકર માણસોની દેખરેખ નીચે છોકરાં ઉછરે તે તેને કે મને પસંદ નથી. ઘરમાં કોઇ સારૂં, ઘરનાં જેવું માણસ હોય, તો ઘરની વ્યવસ્થા જાળવે તથા છોકરાં ઉપર દેખરેખ પણ રાખે. મારો વિચાર એમ છે કે આપણી વિદ્યાપીઠમાં "ગૃહવ્યવસ્થા"ની પદવી લીધેલી સ્ત્રીઓએ આવું કાર્ય શા માટે ના કરવું! મારી બેનની ઉમર તારાથી ચાર પાંચ વર્ષે મોટી હશે. એટલે તમને બે જણાંને જલદી બેનપણાં થઇ જશે. વળી એનો સ્વભાવ એવો મીઠો છે કે કોઇ સાથે તેને તકરાર થાય જ નહિ. અને એના વરને તો બહાર ગામ બહુ ફરવું પડે છે. આઠ દસ દિવસે એક બે દિવસજ ઘેર હોય છે. એતો બિચારો ઘરમાં પૈસા આપી જાણે છે. આપણા જુના રિવાજ પ્રમાણે તો આવે વખતે મારે જ ત્યાં જઇને રહેવું. જોઇયે. પરંતુ આ પાઠશાળા છોડીને કાંઇ જવાય? વળી પહેલાં તો જરા આછી સ્થિતિવાળાં સગાં આવે વખતે આવીને રહેતાં હતાં પણ આ કાળમાં કોઇને તે ગમે નહિ. તું જો આ કામ સ્વીકારીશ તો કદાચ ધીમે ધીમે એક આવા ધંધાની પ્રથા પડશે. જો તને પોતાને આ સૂચના પસંદ પડતી હોય તો હું તારાં બાને પણ વાત કરીશ.

× × × × × ×

સરલા તેની નવી નોકરી ઉપર જોડાઇ છે. સૌઃ વિમળાગૌરી સાથે, પ્રથમ મેળાપે જ તેને બેનપણાં થઇ ગયાં. વિમળાગૌરી સ્વભાવે ઘણાં જ નરમ હતાં. બોલતાં બોલતાં મોં ઉપર શેરડા પડી જતા હતા. જન્મારામાં કોઇને એમણે ધમકાવ્યું નહિ હોય. અને છોકરાં ! એ તો જાણે બાવલાંજ હતાં. બધાં જ તનદુરસ્ત અને રૂપાળાં. સરલાને તરત જ બધાં જોડે બની ગયું અને સરલામાશી બધાનાં લાડકાં બની ગયાં.

ઘરની વ્યવસ્થા પણ સરલાએ બહુ જ સારી રીતે હાથમાં લઇ લીધી. ઘરમાં નોકર–ચાકરો પૂરતા હતા, એટલે તે સબંધમાં કાંઈ અડચણ નહોતી. ત્રણ દિવસમાં તો જાણે આખું ઘર જ ફેરવાઇ ગયું. પૈસાની ખોટ નહોતી. તરત જ સુતારને બોલાવીને કોઠારમાં ફેરફાર કરાવ્યા. દરેક અનાજના ડબા ઉપર અને મશાલાની બાટલીઓ ઉપર ચીઠીઓ લગાડી દીધી. બધું સાફસુફ કરી દીધું. છોકરાંઓ માટે એક ઓરડો તૈયાર થઇ ગયો. આખા ઘરમાં ખૂણે ખાચરે પડેલાં બધાં રમકડાં છોકરાંના ઓરડામાં આવી ગયાં. થોડી વિશેષ ખરીદીઓ પણ થઇ ગઇ, અને બધાં બાળકો તો સરલામાશી પાછળ ગાંડાં ગાંડાં થઇ ગયાં. નાનો તોફાની બચુ પણ સરલામાશીની મરજી વિરુદ્ધ કાંઇ પણ કરતો નહોતો. આ બધું જોઇને વિમળાગૌરી તો બહુજ આનંદ પામ્યાં. દરેક વાતમાં તેઓ સરલાને મદદ કરતાં હતાં.

જમવાના ઓરડામાં પણ બધું સાફસુફ થઇ ગયું. દરેકનો પાટલો અને બાજઠ નક્કી થયાં. દરેકનાં થાળી વાડકા પણ જુદાં થયાં. અને વધારામાં દરેક થાળીનાં માપનું, ઝીણી જાળીનું ઢાંકણુ આવ્યું. રસોડામાં તેમણે હાથે, ચીતરેલા બે કાર્ડબોર્ડનાં પાટીયાં માર્યાં. "ખાવાની ચીજ ઉપર માંખી બેસવા દેતા નહિ." નળ પાસે પાટીયું હતું કે "ભેજથી મચ્છર વધે છે. માટે પાણી ઢોળતા નહિ." બાગમાં ફુલ ઘણાંયે થતાં હતાં, પણ કોઇ દિવસ રસોડામાં ગોટો મુકાતો નહોતો. હવેથી એ ભીંતોએ બે ફુલદાનીઓ જડાઇ ગઇ. તેમાં રોજ નવા ગોટા આવતા હતા. નાની નિમુએ કહ્યું કે હવે તો જાણે એમ લાગે છે કે આપણે ત્યાં રોજ ઉજાણી જ થાય છે.

વિમળાગૌરીએ કહ્યું, "મને કોઇએ એમ કહ્યું હોત કે પાઠશાળામાં તરતની ભણી ઉતરેલી એક કુંવારી બાળા આ રીતે ગૃહવ્યવસ્થા કરી શકે, તો હું તેને હશી જ કાઢત. સરલાબેન, તમારા બનેવી જ્યારે ગામથી આવશે ત્યારે તેમને કેટલો આનંદ થશે ! આ વખતે એમને મારે માટે બહુ જ ચિંતા રહ્યા કરતી હતી. હવે એમના જીવને કેટલી નિરાંત થશે ! અને આ છોકરાંની બાબતમાં પણ મારી બધી ચિંતા જતી રહી છે. તમને તો પરમેશ્વરે જ મારે ઘેર મોકલ્યાં છે."

સરલા ત્યાં એક અઠવાડીયું રહી, તેવામાં તો જાણે હંમેશની તે ત્યાં જ રહેતી હોય એમ એને પોતાને પણ લાગવા માંડ્યું. નોકર ચાકરો પણ તેને વરતી ગયા, અને તેનું કહ્યું કરવા લાગ્યા. અને એ પણ એવી દયાળુ હતી કે કોઈ નોકરને અમુક કરતાં વધારે કામ પડે નહિ તે ખાસ જોતી. દરેક નોકરના ઘરની સ્થિતિ પણ તેણે ધીમાશથી મીઠાશથી પુછી લીધી હતી. નોકર તે લાગણીવાળું પ્રાણી છે, મનુષ્ય છે, એ વાત તે કદીયે વિસરતી નહિ. અને ઘરની ગોઠવણ કરવામાં નોકરની અનુકૂલતા પણ તેણે વિચારી હતી. અભણ નોકરો પણ આ જોઇ શક્યા હતા, અને તેમના સ્વભાવ પણ ફર્યા હોય તેમ લાગતું હતું.

વિમળાગૌરીને તો સરલા આવી ત્યારથી જાણે જીવનમાં જ કાંઇ ફેરફાર થયો દેખાતો હતો. અત્યાર સુધી જીવન એટલે રગશીયું

ગાડું, એમ એમને લાગતું હતું. એમની વાતોમાંથી પણ તે દેખાઇ આવતું હતું. પણ હવે જીવનમાં કાંઇ પ્રકાશ દેખાવા લાગ્યો. સરલાએ થોડાં પુસ્તકો પણ આણ્યાં હતાં. આજે "રાઇનો પર્વત" તેમને આપ્યો. પોતે આખી વાતનો સાર કહ્યો. પુસ્તકની ખાસ ખુબીયો કઈ છે તે કહી અને કહ્યું કે 'તમે હવે આ વાંચજો. થોડાં કાવ્યો હું બપોરે નવરાશે તમારી સાથે વાંચીશ.' વિમળાગૌરીને આ પુસ્તકમાં બહુ જ રસ પડયો. બપોર સુધીમાં તો ચોપડી પુરી વાંચી. સરલાએ તેમાંનાં કાવ્યો મધુરા રાગથી ગાયાં. આખા કુટુંબને રસ પડવા માંડયો. સરલાએ જણાવ્યું કે 'શાળામાં અમે દિલરૂબા પણ શીખ્યાં છીએ. મારી દીલરૂબા હું ઘેરથી મંગાવી લઇશ.'

સરલાએ એક વાત જોઇ. સાધારણ રીતે વિમળાગૌરી કોઈ પણ બાબતમાં બહુ જ ઉત્સાહથી બોલતાં નહિ; પણ એમના પતિ સંબંધી વાત આવે કે તેઓ બહુજ ઉત્સાહથી બોલતાં હતાં. તે સમયે તેમની આંખમાં અજબ પ્રેમજ્યોતિ પ્રકાશતી હતી. તેમના મુખ ઉપર નવીન જ સુરખી આવતી હતી. બાળકોનાં તે વ્હાલસોયાં માતા હતાં. પણ પતિની વાતનો જાદુ તેમના ઉપર કાંઇ જુદો જ હતો. આ જોઇને સરલાને તેમના પ્રેમ માટે આદરભાવ થયો. એમના પતિ માટે ઉચ્ચ વિચાર બંધાયો. અને મનના ઉંડાણમાં–અતિ ઉંડાણમાં–એક નાની ભીતિ હતી તે દૂર થઈ. એક શંકા હતી તેનું સમાધાન થતું લાગ્યું. પરપુરુષ કેવા હશે ? એમની તરફથી કાંઇ ભય ખરો કે નહિ ? એવા એવા સવાલો હવે મનમાં ઉઠતા નહોતા–આવતી કાલે મુકુંદરાય* આવવાના છે. તાર આવી ગયો. આજે વિમળાગૌરીનો ઉત્સાહ જ જુદો હતો. આજે એમનો આનંદ છલકાઈ જતો હતો. હજી તો એક અઠવાડીયા ઉપર એ ગયા છે, અને એટલામાંયે આટલો ઉત્સાહ ! એવો વિચાર સહજ સરલાના મનમાં આવ્યો, અને આ દંપતીના પ્રેમ પ્રત્યે તેનો આદર વધ્યો.

× × ×

બીજે દિવસે સવારે મુકુંદરાય આવ્યા. તેઓ કદાવર બાંધાના અને દેખાવડા હતા. છોકરાં બધાં તેમને વિંટાઇ વળ્યાં. દરેકની જોડે તેમણે કાંઈ ને કાંઇ રમત કરી. તેમને પટાવ્યા, અને હસાવ્યા. પછી વિમળાગૌરી પાસે બેઠા. તબિયતના સમાચાર પૂછ્યા, અને પોતાની મુસાફરીની વાતો કરી. વિમળાગૌરીએ સરલાની બધી વાતો તેમને કહી. અને એણે ઘરમાં કરેલા બધા ફેરફારો કહી બતાવ્યા. મુકુંદરાયને આ વાતમાં રસ પડયો. એટલામાં ચ્હા પીવાનો સમય થયો અને સરલા પણ ત્યાં આવી. વિમળાગૌરીએ તરત જ કહ્યું કે આ અમારાં સરલાબેન. મુકુંદરાયે ડોકું નમાવીને વંદન કર્યું, અને કહ્યું: "સરલાબેન ! અમારા ઘરમાં તમે બહુ ફેરફાર કર્યા દેખાય છે, અને તે બધા માટે હું તમારો ઉપકાર માનું છું. વિમળા તો તમારાં વખાણ જ કર્યા કરે છે."

સરલાના મોં ઉપર તો શરમના શેરડા પડી ગયા. આ સભ્યતા ભરેલાં કથનનો ઉત્તર તે આપી શકી નહિ. અને જાણે કાંઇ બન્યું જ નથી એમ નાના બચુને રમાડવા મંડી ગઇ. આ વખતે તે બહુ જ મોહક અને આકર્ષક દેખાતી હતી. બધાંએ સાથે ચ્હા પીધી. તે વખતે તેણે મુકુંદરાય સાથે સહેજ વાત કરી. તે કયે ગામ ગયા હતા તે સબંધી પૂછ્યું. અને ચ્હા પૂરી થતાં પોતાને કામે ચાલી ગઇ. મુકુંદરાયનો સ્વભાવ તેને બહુ જ ગમ્યો. તેઓ તેની સાથે બહુ જ સભ્યતાથી બોલ્યા હતા અને

* આ પાત્ર એક ઇંગ્રેજી નવલકથામાંના એવા પાત્ર ઉપરથી સૂચિત છે.—કે. છો. દે.

સભ્યતાથી જ વર્ત્યા હતા. હવે સરલાને મન આ ઘરમાં કાંઇ હરકત નહિ આવે એમ નક્કી થયું. બહાર ગામથી આવ્યા પછી પણ મુકુંદરાય તો બહુ જ કામમાં રહેતા હતા. ત્રણેક દિવસ આમ ચાલ્યું. ત્રીજે દિવસે રાત્રે વિમળાગૌરીએ વાત કરી કે કાલે સવારે તો એ પાછા બહાર ગામ જવાના છે, અને સાથે કહ્યું કે એટલા વહેલા એ જાય છે ત્યારે ઘેરથી ચ્હા પીધા વગર જ જાય છે. એટલે સવારે એમને માટે ખાસ કાંઈ જ કરાવવાની જરૂર નથી.

સરલાએ બાળકોને પ્રાર્થના કરાવીને સુવાડી દીધાં. મુકુંદરાય મોડે સુધી ઘેર આવ્યા નહોતા એટલે ભટ તથા ચાકરને યોગ્ય હુકમો આપી સરલા વિમળાગૌરી પાસે ગઇ. અને બે જણાંએ ઘણી વાતો કરી. આ વાતોમાં પણ સરલા વિમળાગૌરીનો મુકુંદરાય પ્રત્યેનો પ્રેમ જોઇ શકતી હતી. આ પ્રેમ અન્યોન્ય હતો, અને સરલાને પણ તે જોઇ ઘણો આનંદ થતો હતો. અંતે મુકુંદરાય આવ્યા અને સરલા પોતાના ઓરડામાં ચાલી ગઇ.

સરલાનો ઓરડો બંગલાને એક છેડે હતો. તે તરફ ત્રણ ઓરડા હતા, એકમાં વિમળાગૌરીનો સુવાનો ખંડ હતો. તેની સાથે છોકરાંઓનો ઓરડો હતો. અને છેલ્લો સરલાનો હતો. સરલાના ઓરડાનું એક બારણું બાગમાં પડતું હતું. તે બારણે લાકડાની ત્રણ પગથીઆની નાની નિસરણી જ મુકેલી હતી. સરલા ઘણી વાર તે રસ્તેથી બારોબાર બાગમાં જઇને સવારની સહેલ ભોગવતી હતી. તે સવારે વહેલી ઉઠતી હતી અને બાગમાં ફરતી ફરતી નોકરોની પણ તપાસ લેતી હતી.

બીજે દિવસે તે વહેલી ઉઠી. બાગનો સુગંધીદાર પવન મેળવવા માટે તેણે બાગનું બારણું ઉઘાડયું. હજી પુરૂં અજવાળું થયું નહોતું. પોતે દાતણ કર્યું, અને વાળ છોડયા. ચોટલો વાળવાના વિચારમાં તે ચોટલા આગળ ઉભી હતી. પોતાનાં કપડાનું પણ પૂરૂં ઠેકાણું નહોતું. બાગના બારણા તરફ તેની પીઠ હતી. તરત જ કાંઇક અવાજ તેને કાને પડયો. પાછું વળીને જોયું તો પહેલાં ભય લાગ્યો. પછી અચંબો લાગ્યો. વળી પાછો ભય લાગ્યો. બારણામાં તેણે મુકુંદરાય જોયા. તેમણે કપડાં પહેરેલાં હતાં. હાથમાં ગામ લઇ જવાની ચામડાની પેટી હતી. અંદર આવી તેમણે પેટી મૂકી, અને પાછાં વળી બારણે સાંકળ વાસી. સરલા તો સ્તબ્ધ જ થઇ ગઇ. પ્રથમ એકદમ ચીસ પાડવાનો તેને વિચાર આવ્યો. પણ તે સાથે જ વિમળાગૌરીનો વિચાર તેને આવ્યો. હું ચીસ પાડું અને તે પ્રેમાળ પત્ની સાંભળે—અને બધી વાત જાણે તો તેને કેવો આઘાત લાગે ! મુકુંદરાયની દાનત તો ચોખ્ખી જ દેખાતી હતી. તેના મનમાં તો કાંઇ શરમ જેવું હતું જ નહિ. જાણે કોઇ ચોક્કસ ગોઠવણ મુજબ જ પોતે આવ્યા હોય તેમ તે વર્ત્યા.

"સરલા, હું જાઉં છું. જતાં પહેલાં તને મળું...એમ મારા મનમાં આવ્યું. તને જોઇ તે સમયથી જ હું તારા ઉપર મુગ્ધ બન્યો છું. હું તને સંતોષીશ. તારે કોઇ વાતની ખામી નહિ રહે." આમ બોલી તે સરલાની નજદીક આવ્યો...હવે શું કરવું ! આ તો મોહાંધ થયા હતા. વિમળાગૌરી આ વાત જાણે તો તો તેમની અત્યારની શારીરિક સ્થિતિમાં કાંઇ નવું જુતું જ થઇ જાય ! સરલાએ તરત જ નિશ્ચય કર્યો. જરા પાછી હઠી. અને ગુસ્સાથી બોલી: "મુકુંદરાય, ખબરદાર જો આગળ વધ્યા છો તો ! હમણાં આખું ઘર ભેગું કરીશ."

"વિમળા માટેની તારી લાગણી હું જાણું છું. એની ખાતર તું બુમ ના પાડીશ." તે નફ્ટ બોલ્યો, અને તેણે સરલાનો હાથ પકડયો.

"ચોર, ચોર, કોઇ આવો." મોટી બૂમ સરલાએ પાડી.

સરલાની આ નવી યુક્તિથી તે સ્તબ્ધ થઇ ગયો. તેણે એકદમ હાથ છોડી દીધો. અને બાગના બારણાની સાંકળ ઉઘાડી દીધી. તરત બાગમાં ઉતર્યો. પણ બીજી તરફથી માળી તે તરફ આવતો દેખાયો. એટલે એ પોતે પાછો બારણામાં પેઠો. અને મોટેથી "શું છે? શું છે? કોણ છે?" એમ પૂછવા લાગ્યો.

બીજી તરફથી વિમળાગૌરી અને ઘરના નોકરો દોડતા આવ્યા. સરલાએ તે બારણું ઉઘાડી નાંખ્યું. સરલા આખે શરીરે ધ્રુજતી હતી. અને વિમળાગૌરી આવ્યાં કે તરત જ તે તેમને વળગી પડી, અને તેને મૂર્છા આવી. વિમળાગૌરીએ તેનું માથું પોતાના ખોળામાં લીધું. અને તેની સારવાર કરવા લાગી ગઇ.

મુકુંદરાયે કહ્યું કે 'સારૂં થયું કે હું તે જ વખતે સ્ટેશન જવા નિકળ્યો. સરલા બેનની બૂમ મેં જ પહેલી સાંભળી ને હું સુભાગ્યે તેમના બારણા આગળથી જ જતો હતો. કોઇ હરામખોર આ બાગને બારણે જ અંદર પેઠો હશે અને તે જ રસ્તે નાઠો. પરંતુ એ કોઇ મારાથી દેખાયો નહિ. મેં માળીને બહાર રસ્તા ઉપર દોડાવ્યો તો છે. હવે ટ્રેનને વખત નથી એટલે હું જાઉં છું. તમે જલ્દી દાક્તરને બોલાવો.'

આમ કહી તે ચાલી ગયા. સરલાને ત્યાર પછી સખ્ત તાવ આવ્યો. તે છેક બીજે દિવસે સવારે ઉતર્યો. એના મનમાં તો હવે એક જ વાત હતી. "આ ઘરમાં રહેવાય શી રીતે? અને આવે વખતે વિમળાગૌરીને છોડાય પણ શી રીતે?"

તે બહારથી સરળ દેખાતી હતી પણ અંદરથી બહુ જ મહત્ત્વાકાંક્ષી હતી. આ બનાવ તેના મનમાં બહુ જ સાલતો હતો. 'વિમળાગૌરીની લાગણી ખાતર એક વાર તો યુક્તિથી ભય ટાળ્યો. પણ હવે તો આ દુષ્ટ કદાચ તે વાતનો લાભ લેશે. ત્યારે શું હું જાઉં? આ કામ મૂકી દઉં? મેં આ કામ કાંઇ નોકરી તરીકે લીધું નથી. મારા મનમાં તો આ અનુભવ મેળવ્યા પછી કાંઇ કાંઇ કરવાનું છે. વિધવાઓ માટે એક ધંધો ઉભો કરવાનો મને અભિલાષ છે. ગૃહવ્યવસ્થાનો આદર્શ પ્રજા સમક્ષ રજુ કરવાનું મન છે. રસોઇયા, નોકરો, અને ઘાટણોને કેળવવાની–તેમનાં કાર્યમાં કુશળ બનાવવાની–યોજના મારે તૈયાર કરવી છે, પણ જો અરૂઆત જ આવી થશે તો શું કરી શકાશે! શું પુરૂષો બધા આવા જ હશે?'

તે આમ ને આમ નિસાસા મુકતી હતી. અને વિમળાગૌરી તો એમ જ જાણતાં હતાં કે હજી ચોરનો ભય તેના મનમાંથી ગયો નથી. એ તેને બહુ આશ્વાસન દેતાં હતાં અને જાણે પોતાની નાની બહેન હોય તેમ તેની આળપંપાળ કરતાં હતાં.

* * * *

પછી ત્રણ ચાર દિવસમાં જ બપોરે વિમળાગૌરીના નામનો તાર આવ્યો. તેમાં ઘણા જ ગંભીર સમાચાર હતા. મુકુંદરાય તે દિવસે એક ટ્રેનમાં જતા હતા તે ટ્રેનને ગંભીર અકસ્માત નડ્યો હતો, અને ઘણા જીવની ખુવારી થઇ હતી. મરણ પામેલાંઓમાં મુકુંદરાય હતા, અને તેમના સામાનમાંથી નિકળેલા શિરનામાં મુજબ તાર કરવામાં આવ્યો હતો. આ ખબર સાંભળી સરલા સફાળી ઉભી જ થઈ. તેનાં ભયચિંતા મુંઝવણ જતાં જ રહ્યા. તેના વિચારો બંધ પડ્યા. તેણે વધુ તપાસ માટે સામા તાર કર્યા. વિમળાગૌરીની બેનને પણ ખબર આપી. અને ભલા ભાયડાને ભૂલાવે તેવી ચપળતાથી કામ લીધું.

બધી વિગતો જાણીને પણ કોઇને લાભ થયો નહિ. બિચારાં વિમળાગૌરી વિધવા થયાં.

આશ્વાસન માત્ર એટલું જ રહ્યું કે મુકુંદરાયનો વીમો પ્રમાણમાં બહુ જ મોટી રકમનો હતો, એટલે કમાનાર ધણી જવા છતાંયે રહેણી કરણી ફેરવવાનો વખત આવ્યો નહિ. અને બાળકોનાં શિક્ષણ વગેરે માટે ચિંતા કરવા જેવું રહ્યું નહિ.

યોગ્ય સમયે વિમળાગૌરીને પુત્ર આવ્યો. પરંતુ પિતાના મૃત્ય પછી જન્મેલા બાળક માટે બધે આનંદ તો ક્યાંથી જ હોય! પરંતુ માતા પુત્રનાં શરીર સારાં હતાં. બધો ઘરનો બાર સરલાને માથે હતો. આમને આમ વરસ દિવસ જોતજોતામાં વહી ગયો.

એક દિવસ સરલાએ વિમળાગૌરી પાસેથી જવાની રજા માંગી. તેણે કહ્યું હવે મારી જરૂર અત્રે નથી. વિમળાગૌરીને તો આ સાંભળીને આઘાત લાગ્યો. તે સરલાને વળગી પડયાં, અને કહ્યું; "બેન, તમે કાંઈ મારાં ગુલામ નથી. સદાયે અહિં રહેવા બંધાયલા નથી. પણ હું તમને એમ જલદી છોડનાર નથી. તમારા વગર મને જરાયે સહવાશે નહિ. તમે અહિંથી શા મુદ્દાથી જવા માગો છો, તે તો મને જણાવશો ને ?"

"વિમળાબેન, મને પણ આ ઘરમાં બહુ જ ફાવી ગયું છે. વળી મારા જ્ઞાનની અજમાયશ હું આ પ્રમાણે બીજે કોઇ ઠેકાણે કરી શકી ના હોત, એ પણ મને લાગે છે. અને આ છોકરાંને તો મુકી જવા મારૂં જરાયે દિલ ચાલતું નથી. પણ હવે અત્રે મારી જરૂર નથી. તમે હવે સાજા થઇ ગયાં છો. અને બધું ઘર સંભાળી શકો તેમ છો. હવે મારો વિચાર ગૃહવ્યવસ્થાના આદર્શો આપણા લોકમાં વિશેષ પ્રસરે તેવા ઉપાય કરવાનો છે. વળી મારા મનમાં એમ પણ છે કે આપણા ઘરોમાં જે નોકરો, રસોઇયાઓ, તથા ઘાટણો રાખવામાં આવે છે, તેમને જો જરા શિક્ષણ આપ્યું હોય, આરોગ્યતાના નિયમો કેમ સાચવી શકાય તે બતાવ્યું હોય, તો આપણાં ઘરો વધારે નિરોગી બને. આ બધાં માટે હું હવે વિચારો કરીશ અને પ્રયત્નો આદરીશ."

"સરલાબેન, હું તો એમ સમજી હતી કે તમે હવે તમારા પોતાના ભવિષ્ય માટે, સાંસારિક કારણોસર, અહિંથી જતા હશો. પણ જો તમે આ સમાજસેવા માટે જ અત્રેથી જવા માંગતા હો, તો તો હું તમને નહિ જવા દઉં. તમારા ભાઇના મૃત્યુ પછી મારૂં જીવન શુષ્ક થઈ ગયું છે. તેમની કૃપાથી પૈસા ટકાનું મને દુઃખ નથી. ત્યારે હું પણ તમારી સાથે આ કાર્યમાં કેમ ના ભળું ? તમારૂં જ્ઞાન, અને મારૂં ધન. આ બધી બાબતમાં તમારા આદર્શો મને ઘણા જ પસંદ છે. અને પૈસેટકે સુખી વિધવાઓએ જ આ કાર્ય ઉપાડવાં જોઇએ. તમારાં જેવાં હજી ઉગતાં જ, સંસારસુખનો વિચાર કર્યા વગર આ માર્ગે વળે, તે જોઇને તો અમારે શરમાવું જોઇયે."

પરિણામે વિમળાગૌરી અને સરલા આ નવી દિશાએ કાર્ય કરવા લાગ્યાં છે. તેમની મદદમાં વિમળાગૌરીનાં બહેન તો છે જ. આ બધાના ભેગા પરિશ્રમનું શું પરિણામ આવે છે તે આપણે હવે પછી જોઇશું.

૭

ર. રા. ગૌરીશંકર જોશી :

# ફિલસુફનો ભ્રમ

જ્ઞાનના સમુદ્રમાં ચારિત્રનું મીઠું ઝરણું કયારેક સુકાઇ જાય છે! પણ પ્રોફેસર નંદનપ્રસાદનું ચારિત્ર શુદ્ધ હતું એમ ઘણા કહેતા; અને તેનું જ્ઞાન વિશાળ હતું તેમ સૌ કહેતા. નંદનપ્રસાદ સૌને પ્રિય હતો : શોપનહોર ને નીત્શે, હર્બર્ટ સ્પેન્સર ને હેગેલ, કૅન્ટ ને શંકર, ડાર્વિનનો ઉત્ક્રાન્તિવાદ ને કાર્લાઇલનો અગમ્યવાદ, શુદ્ધાદ્વૈત ને દ્વૈતાદ્વૈત–બધા જ ફિલ્સુફમાંથી હજારો સિદ્ધાંતો નંદનપ્રસાદના નાના માથામાં ઘર કરીને રહ્યા હતા. એણે જ્યારે કૅાલેજમાં The Sick Soul એ વિષય પર ભાષણ આપ્યું ત્યારે જાણે ઉપાનષદ્ પોતે મૂર્તિમંત સ્વરૂપે પશ્ચિમને પૂર્વનો જીવન્ત સ્પર્શ આપે છે, એવી લાગણી થઇ. વાતાવરણ બધું મૃત્યુ પછીના જીવનના કોયડાથી ભરાઇ ગયું, ને હજારો શિષ્યો ને શહેરીઓ નંદનપ્રસાદે ભાષણ પૂરૂં કર્યું ત્યારે અંતઃકરણથી નમી પડયા હતા.

૨

રસસુંદરીના સ્મિત જેવી ઉષા પોતાનો નવરંગી સાળુ પાથરતી હતીઃ એમાંથી ઉડતી સુગંધથી વાતાવરણમાં નવયૌવનનો તન્મનાટ હતો. એ વખતે ભદ્રાવતીના કિનારા પર આવેલા એક રમ્ય મકાનની જાળીમાંથી નદી પર નઝર ઠેરવીને એક જુવાન બેઠો હતો. ઠંડીથી ધ્રુજતા મજૂરો ને થાકથી લથડતાં પશુઓ ધીમે ધીમે નદીનું પાણી કાપી રહ્યાં હતાંઃ રેતીના વિશાળ મેદાનમાં એક સાધુ બેઠો હતોઃ તેનાથી થોડે દૂર બે ચાર કુતરાં ગેલ કરતાં હતાંઃ ને છેક દૂર એ ઝાડ પર એક વાંદરો આ દશ્ય પર ડહાપણભરેલી સમાલોચના કરતો, જરા વધારે પડતી ગંભીરાઇમાં, ડાચકું મોં રાખી બેઠો હતો.

પેલો જુવાન આ બધાં દશ્યો એકી સાથે જોઇ રહ્યો હતોઃ

તેટલામાં અચાનક બારણું ઉઘડયું.

એણે પોતાની દષ્ટિ નદીપટથી ખેંચી પાછળ જોયું. વિવેક જાળવવા શીખેલા ચ્હેરામાં જરા સ્મિત આવ્યું, ને તે બોલી ઉઠયો :

'અરે! ઉષા! તું અત્યારમાં કયાંથી? હે!'

'આજે પ્રભાતના ઉડના રંગ પકડવા છે!'

'એમ ?...તો...' તે પોતાની ખુરશી પરથી બેઠો થયોઃ 'જો, આંહીથી આ દશ્ય આબાદ છે! બરાબર ઉતારવા જેવું!'

ઉષા આગળ વધી ને પ્રોફેસરની ખુરશી પર બેઠીઃ પૂર્વના આકાશની ચટકી ત્યાંથી ન્હાના સ્વરૂપમાં રૂબરૂ ખડી થતી હતી. પાસેનું દ્વાર ખોલી, તે અગાશીમાં ગઇઃ વળી પાછી ફરીઃ અને છેવટે અગાશીમાંથી, ઉડતા રંગને કાગળ પર ભાષામાં ઉતારવા લાગી.

ઉષા પ્રોફેસર નંદનપ્રસાદની શિષ્યા હતી. એનામાં કુદરતે શબ્દજ્ઞાન કરતાં રંગનું જ્ઞાન વધારે આપ્યું હતું. એણે એક વખત તો નંદનપ્રસાદના આખા ભાષણને રંગની ભાષામાં ઉતાર્યું હતું, એક વખત આત્માનો રંગ ચીતર્યો હતો. નંદનપ્રસાદને એના પર અત્યંત વ્હાલ હતું. નંદનપ્રસાદની ફિલ્સુફી જેવી તે સમજતી તેવી બીજું કોઇ સમજતું નહિ. ઉષા નંદનપ્રસાદને પોતાના જીવનપ્રવાહ જેવા રંગના અર્ધ્યથી પૂજતી.

ઉષાએ થોડા વખતમાં આકાશની એ ક્ષણને અનંતતાનું સ્વરૂપ આપ્યું.

'આબાદ! દુર્નિ—?'

ઉષા હસી: 'મ્હને લાગે છે તમે ફિલ્સુફી સિવાય બીજા વિષયમાં બાળક જેવા છો!'

જ્ઞાનના અભિમાનથી પ્રોફેસરના ચ્હેરામાં સંતોષ દેખાયો.

—'અને હા હું બાળક જેવો જ છું. ત્હને ખબર નથી ઉષા?'

'શું?'

'તે દિવસે નોકર એક તપેલી લાવ્યો. મ્હેં તેને પોણાબશેર દૂધ સમાય તેવડી લાવવવાનું કહ્યું હતું અને તે લાવ્યો બશેરની ...'

ઉષા ઉત્સાહના વેગમાં જ બોલી: 'હા હા. પછી?'

'પછી શું?...એ બાબત રકઝક ચાલી. મ્હેં કીધું તું બશેરની લાવ્યો. હવે એમાં પોણાબશેર ક્યાંથી સમાય?' ઉષા તો એક કૂદકે ખંડમાં આવી ગઈ: તે હસતી હસતી કૂદવા લાગી. વધારે ને વધારે સુંદર થતી ગઇ! નિર્દોષ બાળક!

'હા હા હા! મ્હારા પ્રોફેસર! ફિલ્સુફ! ...તમે આટલું જ ગણિત જાણો છો?'

પોતે એક વિષયમાં પારંગત છે એ દર્શાવવા, બીજા વિષયમા બાળક જેવી અજ્ઞાનતા દેખાડવી એ વિદ્વાનોનો દંભ ક્યાં છાનો છે?

'અરે! ઉષા!'—નંદનપ્રસાદ બોલ્યો:— 'પછી નોકરે મ્હને સમજાવ્યો કે સાહેબ, બશેરમાં બશેર પણ સમાય ને પોણાબશેર પણ સમાય.'

'બરાબર ન્યુટન જેવું.'

"હાં. ઠીક એ દાખલો ત્હને યાદ છે કે?"

"તમારે વિદ્વાનોને તો એક એક વિશ્વાસુ મિત્ર જોઇએ...'

નંદનપ્રસાદની આંખ ચમકી. પણ નિર્દોષ સરલતાની મૂર્તિ જેવું ઉષાએ આછું હાસ્ય કર્યું: મોડે મોડે તે સમજી કે એના બોલમાં નંદનપ્રસાદને કાંઇક સંદિગ્ધ લાગ્યું છે.

'હા. બસ એ જ ઉષા!—Genius—એનું રક્ષણ સ્નેહની હુંફ વિના કોણ કરે?'

અને હવે ઉષાની આંખને ચમકવાનો વારો હતો. પણ તે તો કેન્ટનું એક સૂત્ર સંભળાવી વિવરણ માગતી ઉભી: The senses are blind without the soul: the soul is empty without the senses. What is the relation between the senses and the soul? આત્મા વગર ઇંદ્રિયો અંધ છે: ઇંદ્રિયો વગર આત્મા ખાલી છે: આત્મા અને ઇંદ્રિયોનો અન્યોન્ય સંબંધ શા પ્રકારનો?

## ૩

એવો જ એક બીજો દિવસ.

પણ તે દિવસ સંધ્યાનાં કિરણોથી ઉષાના ગાલ પર ચમકતી શરમની લાલી વધારે પ્રકાશિત થતી હતી. તે દિવસે ઉષા અને નંદનપ્રસાદ વચનથી એક બીજાનાં થઈ ચૂક્યાં હતાં. ઉષા નંદનપ્રસાદ જેવા Genius પ્રતિભાશાળી પુરુષ પાસે પોતે સાથી થવા યોગ્ય નથી, એવા અધીન સ્વરૂપમાં શાંત ઉભી હતી: અને તે એક વિચારથી જ પ્રેરાણી હતી: 'આવા પ્રતિભાશાળી પુરુષને એકલડોકલ મુસાફર રાખવો એ પાપ નથી? નંદનપ્રસાદ પેલી લીટીઓ બોલતા તેની સામે જોતા એ વાત ઉષાને યાદ રહી ગઇ હતી; "Alone, unfriended—melancholy—slow."

કોલેજના દિવસો પૂરા થતાં પોતે જેને પૂજ્ય માનેલ છે તેને છોડવાનો વખત આવ્યો એથી ઉષાને દિલગીરી થવા લાગી: તે જ સમયે પ્રોફેસર નંદનપ્રસાદ પણ ઉષાના જ્ઞાનથી એના

તરફ વધારે ને વધારે આકર્ષાયા હતા, અને તે મૈત્રી આજે એક બીજાના જીવનસાથી બનવાના કોલમાં પૂરી થઇ: તે કોલ પાળવા પ્રતિજ્ઞા લીધી અને હવે ઉષા-નંદનપ્રસાદની માવજત રાખે છે: વારંવાર તેને મળે છે ને ફિલસુફને ક્યારેક દુનિયાના સ્પર્શમાં રહેલું સૌન્દર્ય દર્શાવે છે.

ત્યારપછી થોડા સમયમાં નંદનપ્રસાદ આગળ અભ્યાસ કરવાના ઉદ્દેશથી ઇંગ્લંડ ગયો. હવે ઉષા એકલી-જે નદીના કિનારા પરથી પહેલાં પ્રભાતનો રંગ પૂરતી તેમ પૂરે છે: પણ તેને ટર્નરની ઉપમા આપી પ્રોત્સાહન આપનાર નંદનપ્રસાદ ગેરહાજર છે. એને હવે આજે જ પોતે કરેલા કાર્યનું મહત્ત્વ સમજાય છે: પોતાને આજે દુનિયાના તમામ વ્યવહારથી કપાઇ ગએલી એકલતા કેવી સાલે છે? આવી જ સ્થિતિ નંદનપ્રસાદ જેવા વિદ્વાનને હતી અને પોતે એના સમાન યોગ્ય સાથી નથી, તોપણ વિશ્વાસુ મિત્ર બનવાની છે, એ વિચારથી, તે પોતે કરેલા કાર્યની મહત્તા સમજી આનંદ લે છે. ઉષાએ પોતાના બંગલામાં. પ્રોફેસર ગયા પછી, પેટા ભાડૂત તરીકે એક માણસને રાખ્યો હતો: ને બિચારો સાધારણ કારકુન હતો: સાદો ને સીધો હતો. તે કેટલીક વખત, મધ્યમ વર્ગમાંથી નીકળી આવે છે તેમ, વ્યવહારકુશળ છતાં, સાચો હતો. તેનું નામ પણ તેના જેવું જ સાદું હતું, -શાંતિલાલ. સવારમાં શાંતિલાલ ભૂરટો ઓઢી પોતાના ફળીમાં ચટાક ચટાક ચાખડી પર ફરતાં ફરતાં 'હરિઃ ૐ' કરતા હોય: ને જૂની ઢબના માથા પર તે દિવસનો નવો સૂર્ય પ્રકાશતો હોય. હાથમાં ક્યારેક માળા પણ રાખતા: ને ઉષાની કામ કરવાવાળી સાથે નળ પાસે ઉભા રહી, 'કાલે તો સાળું, કુતરાં ભસતાં હતાં, મીઠીબઇ!'-એટલું બોલી 'હરિઃ ૐ' એ લાંબા સ્વર સાથે પાછી ચાખડી ઉપાડે!

શાંતિલાલ જેવો સાદો હતો તેવો જ દુઃખી પણ હતો. બિચારાની સ્ત્રી ત્રણ વર્ષનો એક છોકરો મૂકી મરણ પામી હતી. આજે ચાર વર્ષથી શાંતિલાલ તેને જીવની પેઠે જાળવી રહ્યો હતો. છોકરો બહુ મધુર હતો. શાંતિલાલે પોતાની સીધી વાટ જાળવી એનું નામ માધવલાલ પાડ્યું હતું. પણ બધા એને માધુ કહેતા. માધુ પણ બહુ ગમતી હતો: નળમાં આડે હાથ રાખી પાણીના ફુવારા છોડી મૂકતો ને ઉષાની કામ કરવાવાળી તો થાકી જતી. એક વખત માધુએ શું કર્યું કે બસ કોઇને પૂછયા વિના ઉષાનો મોટો અરીસો ઉપાડી લાવ્યો: મીઠીબાઇ અજીઠાં વાસણનો ખડકલો લઇ નીકળ્યાં: એટલામાં તો માધુએ બરાબર સૂર્યનાં કિરણ, અરીસામાં ઝીલીને એના મોં પર ફેંક્યાં. ઠામ પડ્યાં નીચે, ને ઉપર મીઠીબાઇ 'ઓય વૉય મારો પીટયો રે!' એમ કરતાં પડ્યાં; એક મોટા ઠામને જરા દડવાનું મન થયું ને સાથે સાથે મીઠીબાઇને પણ નોતરું દેતું ગયું! દાળથી ખરડાયલા હાથ ને ભાનથી ખરડાયલા મોં સાથે મીઠીબાઇ, કડછી હાથમાં લઇને તો દોડ્યાં. પણ માધુ તો દૂર દૂર દોડી ગયો હતો એટલે ફાયદો એટલો જ થયો કે પોતે એક દોરડાંમાં-એ પણ માધુએ ગઇ સાંજની રમતનું બાંધી રાખેલું-આવી જતાં, જરા શરીર લથડી ને દડી ગયું! ને તે જ વખતે માધુએ પણ બૂમ પાડી: 'એ મીઠીમા સૂતાં! આહાહા! તાલ ભાઇ તાલ!"...એટલામાં દૂરથી શાંતિલાલ આવ્યો એટલે આ યુદ્ધમાં કોલકરાર તો થઇ ગયા: પણ તેનો ભંગ તો સાંજ પહેલાં જ, માધુએ મીઠીમાનાં નવેણ માટે સૂકવેલાં કપડામાંથી એક કપડું ઉપાડી લઇને કર્યો હતો; પોતાનું એક ધોતીયું ગારાવાળું થતાં તે ધોઇને સૂકાવી નાંખી, શાંતિલાલ આવે તે પહેલાં ઉજળા બની જવા માટે,

બાઇને આ ભંગ અસાધારણ પ્રસંગે કરવો પડયો હતો. રાજ ધુરંધરોની શી વાત કરવી, છોકરાંઓ પણ ક્યારે કોલકરાર પાળે છે ?

આ **માધુ** જેવો રમતીયાળ તેવો ખુલ્લા દિલનો: જેવો ખુલ્લા દિલનો તેવો નિર્મલ ચ્હેરાનો અને જેટલો તોફાની એટલો જ આનંદી હતો. **માધુ** ઉપા પાસે વારંવાર જતો: ત્યાં તે ડાહ્યો ડમરો થઇ બેસી રહેતો જો કે પછી છેવટે ઉઠતાં ઉઠતાં, બંધમાં રાખેલી તોફાની વૃત્તિ ' કાં **મી**ઠીમા કેમ છો ?' એટલું કહીને પણ સંતોષ લઈ લેતી. **માધુ** પર ઉપાને મા જેવો પ્યાર હતો: ને **માધુ**ને પણ જાણે ઉપા તો બીજા સ્વરૂપમાં પોતાની મા હોય તેમ લાગતું. **શાં**તિલાલ ઑફીસમાં જાય, ત્યારે **માધુ** ઉપાબેન પાસે રમતો હોય, ભણતો હોય ને ક્યારેક વાતો સાંભતો હોય ! એ ફળી **માધુ**થી માણસવાળું લાગતું.

૪

ઉનાળાની મીઠી સવાર હતી. અને કુતરાના બચ્ચાં **શાં**તિલાલની ઓરડી તરફ નજર રાખીને ઉભાં હતાં: એ ઓરડીમાંથી હમ્મેશાં એક તોફાની છોકરો આવી, વિદ્વાનોનું પેલું મશહુર વર્ગીકરણ—"નખવાળાં પ્રાણી"–એ ભૂલી જઇ તેમની સાથે દોડતો. એ દોડતો ને પાછળ કુતરાં પણ—ક્યારેક દેશી રાજ્યના અધિકારીઓને ગવર્નર કે એજંટ બોલાવે ને દોડે તેમ–દોડતાં. પણ આજે એ ઓરડીમાંથી દુ:ખી **શાં**તિલાલનું મોં પહેલાં દેખાયું:

'**મી**ઠીબાઇ ! ........હરિઃ ૐ.'

અત્યારે પણ સહજ બનેલું હરિઃ ૐ **શાં**તિલાલના મોંમાં આવ્યું.

'અરે ! **મી**ઠીબાઇ ! ઉપાબ્હેન છે કે ?,

'હા કેમ ?

'આ જૂઓને આજ અમારા **માધુ**ને તાવ આવ્યો છે: કાલે રાત્રિનો'

'ઑય વૉય–એ વળી ક્યાંથી. છોકરાં રખડે બહુ તો-પાણીમાં લાગટ રખડે છે. માડી ! કાંઇ કોઇનું માને છે ?....' એટલામાં ઉપા પણ અગાશીમાં આંટા મારતી દેખાણી: **શાં**તિલાલની વાત સાંભળતાં તે નીચે આવી: ડૉકટરને બોલાવ્યો ને **શાં**તિલાલ ઑફિસમાંથી પાછો આવ્યો ત્યાં સુધી પોતે તેની પાસે બેઠી રહી. આજે એને પ્રથમ ખબર પડી કે **માધુ** ન હોય ત્યારે ફળીમાં ગ્લાનિમય શાંતિ જ હોય છે !

૫

કેટલાંક છોકરાં એવાં આનંદી ને રમતીઆળ હોય છે, કે બપોરે મરવાનું હોય તોપણ સવારે રમી લેવાના ! **માધુ**નો સ્વભાવ મૂળથી જ આનંદી હતો. ત્રણ ચાર દિવસ તાવની સખ્ત બિમારી છતાં તે ઉપા બ્હેન પાસે કાંઇ ને કાંઇ આનંદની વાતો કરી લેતો ! છેવટ પેલાં **મી**ઠીમા દટી ગયાં હતાં એ પ્રસંગ સંભારીને સૌને હસાવતો ! **શાં**તિલાલ બિચારો **માધુ**ને હસતો જોઇ ઓછો ઓછો થઈ જતો, ને ઉપા તો મૂર્તિમાન માતૃહૃદય : છોકરાના દરેક શબ્દમાં વ્યાકરણની ભૂલ ન જોતાં હૃદયની અગાધતા જ દેખતી.... પણ એ તાવ હતો શીતળાના પ્રવેશ માટે. ત્રીજે દિવસે માતા દેખાયાં. એટલાં ઘાટાં કે તિલમાત્ર જગ્યા મળે નહિ. હવે જ કટાકટીનો પ્રસંગ આવ્યો. ગરમી એટલી થાય કે **માધુ** રાડો પાડે, ને શીતળા પણ કચકચી ગયાં. **માધુ**નું જીવન હવે થોડો વખત છે એ ગંભીર વિચારથી સૌનાં હૃદય ધબકી ગયાં.

નવમો દિવસ હતો. રાત્રિના આસ્માની આકાશમાં એકલા તારા હતા. ઉપાના ફળીમાં ભયંકર શાંતિ હતી. જે વખતે જીવ જવા રહેવાનો સવાલ હોય, ત્યારે દરેક ઘડીમાં હજાર વર્ષનું ગાંભીર્ય આવે છે. રાત્રિના લગભગ બાર થયા હશે, તે વખતે **માધુ**ની પથારી પાસે માત્ર બે જણ જાગતાં બેઠાં હતાં. ઉપા અને

શાંતિલાલ. દર્દીને ગરમી એવી થતી હતી કે ન પૂછો વાત.

એ વખતે એવો પ્રસંગ બન્યો કે ઉષાનું જીવન ફરી ગયું.

અચાનક માધુએ અસહ્ય દુઃખથી રાડો પાડી. 'મા ! મા!' અને 'હું બેટા ! હું બેટા !'- એ બે જ શબ્દો સંભળાવા લાગ્યા. શાંતિલાલ દિગ્મૂઢ બની ગયોઃ કોઇને કેમ સાંત્વન દેવું તે સૂઝે તેવું હતું નહિ. પણ હવે માધુને સાંત્વનની જરૂર ન હતી; તે રહ્યા રહ્યા છેલ્લા બળથી પથારીમાંથી બેઠો થયો, અને ઉષા તરફ દોડયોઃ એના આત્મામાંથી હજાર શબ્દનો એક શબ્દ આવ્યોઃ 'મા !...'

આ ગંભીર પરિસ્થિતિ સમજી શાંતિલાલે તેને અટકાવ્યોઃ 'બેટા! બેટા! માને અડકાય નહિ હો!' લથડતે પગે માધુ પાછો ફર્યોઃ અરે! બાપુ! મ્હારે એક વખત ઉષાબેનને–બાને...માને ભેટવું છે!...મને તો ટાઢ થાશે!

'જો બાપુ !...' શાંતિલાલ કાંઇ બોલી શક્યો નહિ.

પણ માધુની બંધ આંખોનાં બધાં વાક્યો ચ્હેરા પર પથરાતાં હતાં: 'મા !...'

અને તે અચાનક દોડીને ઉષાને ભેટી પડયોઃ શાંતિલાલ ભયથી શોકથી શૂન્ય બની જોઇ રહ્યો. પણ ઉષાના કુમળા હાથોએ માધુને ઉપાડી લીધો હતો. ને જ્યાં સગી મા દૂરથી બેટા કહીને દોડી જાય, ત્યાં ઉષાએ તેના માથા પર, અને વાંસાપર વારંવાર હાથ ફેરવ્યોઃ આત્માને સ્પર્શ થયો હોય તેમ માધુને કાંઇક ઠંડી થઇઃ 'મા !' તે એક વખત આનંદથી બોલ્યો.

'બેટા! માધુ! હું ઉષા–ત્હારી છું હો! બાપુ...'

ઉષાના આંસુમાં બીજા શબ્દો ડૂબી ગયા.

પણ શાંતિલાલ ઉષાના વિચારથી ધ્રુજી ઉઠયો.

ઉષાએ ફરી ફરી માધુને બોલાવ્યોઃ તેને હાથમાં રાખી રમાડયોઃ ને પછી ધીમેથી પથારીમાં સુવારી દીધો.

એ ઉંઘમાંથી માધુ ઉઠયો નહિ. ને બીજા દિવસના પ્રભાતમાં પેલાં કુરકુરીયાં રાહ જોતાં ઉભાં જ રહ્યાં. પોતાના એકના એક આશાના થંભને ગયેલો જોઇને શાંતિલાલ દિવાનો બની ગયો; ને એની મગજની નબળાઇના ઉપાય માટે ગાંડાની હૉસ્પીટલમાં ગયો.

માધુના સ્પર્શના પરિણામે બીજે કે ત્રીજે દિવસે ઉષાપર શીતળામાતાનો હલ્લો થયો હતો. મીઠીબાઇની બહુ મહેનતથી તે બચી ખરી, પણ એક આંખ ગુમાવીઃ ને મોં પર પરોપકારના ન ભૂંસાય તેવા કલ્યાણમય ચાંદલા પડયા. શરીર બેડોળ બની ગયુંઃ ને આત્મા વધારે સુંદર–મધુરતાની મૂર્ત્તિ જ બન્યો.

૬

દરમ્યાન પ્રોફેસર ઇંગ્લાંડથી પાછા આવ્યા હતા.

રાતની મેઘલી મળી હતી; ને વરસાદના ટમટમ છાંટા શરુ થયા હતા. એક જુવાનબાઇ તે વખતે નંદનપ્રસાદના ઘર પાસે આવીને થંભી થોડીવાર શાંત ઉભીઃ પછી વિચાર કર્યોઃ ને છેવટે ઘરની સાંકળ ખખડાવી.

'કોણ ?' અંદરથી અવાજ આવ્યો.

વરસાદ એકદમ તૂટી પડયો; ને નિદ્રામાંથી મધુરી ટહુકાના હર્ષથી જાગી ઉઠીઃ

'હું ઉષા!'

'હા. ખોલું છું હો!' અવાજ મોટો પણ ઠંડો હતો. અને પ્રોફેસરે તરત જ દ્વાર ખોલ્યુંઃ દ્વાર ખોલતાં જ તે આભો બની ગયોઃ શ્વેત સંગેમરમરની મૂર્તિમાન્ કલાને બદલે શીળીના ડાઘવાળી એક આંખનો ડોળો બહાર નીકળેલ કઢંગી સ્ત્રી જોઇઃ

'આ કોણ ઉષા–તું ?'

'હા. ત્હમને ખબર નથી? હું હજી આંહીં જ છું. એમ. એ. માટે વાંચવા રહી ગઇ.'

'એમ કે? બહુ ઠીક કર્યું: શું ફિલ્સુફી લીધી છે કે?' પ્રોફેસરના માયાળુ ઠંડા શબ્દો આવ્યા: ઉષાના ચ્હેરા પરથી જ અનુમાન કરવા જેટલું 'ડાકટરું' એ પણ શીખ્યા હતા. ને વળી કોઇની ખોડ વિષે ઉલ્લેખ કરવો એ ડહાપણ પણ નથી.

પણ ઉષા દિઙ્મૂઢ બની ગઇ. જેની રાહ જોઈ પોતે અભ્યાસ કરવા રોકાઈ ગઇ હતી, ને જે પ્રતિભાશાળી પુરુષે તેને મિત્ર તરીકે સ્વીકારી હતી, તેનામાં અસાધારણ ઠંડી કેમ હતી: આંખમાં, આવકારમાં કે શબ્દમાં ક્યાંય ઉષ્મા કેમ ન મળે?... નિર્દોષ મૂર્તિ!...તે મોડું મોડું સમજી ને મનમાં બબડી; 'હા ઠીક, મ્હારું સ્વરૂપ ફરી ગયું છે!'

'કેમ ત્હમે બોલતા નથી?'

'શું બોલું, ઉષા? ત્હારી બધી મુશ્કેલીઓ તો કોલેજમાં solve–સમજાવાશે જ.'

'બરાબર' પણ...ઉષા ધ્રૂજી.

'આજે વરસાદ પડશે તેમ લાગે છે ઉષા! ત્હને બહુ મોડું તો નથી થતું કે?'

ઉષા અંતે નિશ્ચિત સ્વરમાં જ બોલી: ક્યારેક શંકા અસહ્ય જ હોય છે.

'આપણી કલ્પના–જીવનમૈત્રી ત્હમે ભૂલી ગયા કે શું?-મ્હેં મ્હારું જીવન આજ સુધી ત્હમારે માટે સાચવ્યું છે.'

પ્રોફેસરનું ઉંચું શરીર વધારે ટટ્ટાર થયું. હાથની આંગળી નાક પર આવી; તે પણ એટલા જ નિશ્ચયાત્મક સ્વરથી બોલ્યો:

'આપણી મૈત્રીને તેં એટલી ગંભીર માની છે?'

'સ્ત્રીનું જીવન મૈત્રી છે. એટલે એને મન એ પહેલેથી ગંભીર જ નહિ પણ પવિત્ર બાબત છે'

'હં...'પ્રોફેસર **નંદન**પ્રસાદ હસ્યા 'હા! હા! હા...ઉષા! છોકરવાદ!'

'એમ નહિ...! **નં**દનપ્રસાદ? હું મૂર્ખ બનવા નથી માગતી. કહો કે આપણે સંકલ્પ કર્યો ત્યારે ત્હમે વચન આપ્યું નથી? સ્નેહલગ્નનું!... અને હવે'

'હવે?...ઉષા!'—નંદનપ્રસાદની મદદે એની ફિલ્સુફી આવી:

'જીવન એ વિકાસ છે. એ વખતથી આજે જૂદી દૃષ્ટિ છે.'

'બરાબર—' એકલી શ્રદ્ધાનું તેજ આવ્યું: 'પણ ત્હમે એમ ચોખ્ખું કહેશો કે હવે મ્હારા સ્વરૂપમાં ત્હમને કંટાળો છૂટે છે?'

'ના,'

'આ કેમ થયું તે તમે સાંભળ્યું છે?

'હા.'

'તમને લાગે છે કે આ વાત મ્હારા સ્વરૂપની આપણી આડે આવે છે;

'હા અને ના.'

'ફિલ્સુફી ચોખ્ખું બોલી શકે જ નહિ: વ્યાકરણમાં વિકલ્પ જ હોય: ચોખ્ખું બોલે સ્નેહ ને શ્રદ્ધા: જાઓ! **નં**દનપ્રસાદ! સ્પાઇનોઝા વાંચો: બસ વાંચો: વાંચવાનો પણ રોગ છે! અને બીજા રોગમાં જ્યારે આંખ કાન નાક હાથ પગ પેટ ખોવાય છે, ત્યારે વાંચવાના રોગી આત્મા ખૂએ છે! અભણ શબ્દ વિના લાગણી બોલે છે: ભણેલા લાગણી વિના શબ્દ બોલે છે: એકલો ભ્રમ!'

પણ **નં**દનપ્રસાદ વિદ્વાન હતો: વેદાન્તી હતો: વૈયાકરણી હતો: આવા ઉછળતા શબ્દોથી તે ડગે તેવો નહિ હતો: **निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः**...**નં**દનપ્રસાદે ધીમેથી બારણું અટકાવ્યું; 'ઉષા!' તે બોલ્યા વિના રહી શક્યા નહિ: 'It was lovely to be myself: but not to be myself–was death in life: Do not be tempted to accomodate

yourself to the world by moral suicide:' [૧]

ઉપાએ જવાબ ન દીધો; એક વાર મકાન તરફ જોયું; નંદનપ્રસાદના ઓળા તરફ એક દૃષ્ટિ ફેરવી; ને પછી ઘોર અંધારી રાત્રિના ગાઢા અંધકાર વચ્ચે થઇ ચાલી ગઇ. એ નંદનકુમારને મળી ગઇ એ વાત પણ ઘોર અંધારા જેટલી જ છાની રહી.

૧. સ્વ-સ્થ જીવનમાં એકલવાયાપણાનો દોષ નથી એમ નહીં; પરંતુ સ્વ-સ્થ ન રહેવું અર્થાત્ સ્વસ્થતાવિરહિત જીવન તો મોતનો જ પર્યાય છે. દુનિયાની નીતિરીતિને નમતું આપવાની લાલસા સ્વસ્થતાની પરમ નીતિની વિઘાતક પણ નીવડી શકે!

* * *

ગામમાંથી નમાયાં છોકરાંઓ ઉપાના ઘર તરફ હમેશાં દોડી જાય છે. એ ઘરમાં હવે એ જ કલ્લોલ મચ્યો છે. ફિલસુફીનાં પુસ્તકો ઉંચે મૂકી, છોકરાંઓ સાથે ઉપા સાદી ભટુડીઆંની વાત કરે છે: ને તેને લાગે છે કે કેટલીક ફિલસુફીની શંકા હવે આપોઆપ ખરી જાય છે.

ભટુડીઆંની વાતમાં તલ્લીન નમાયાં છોકરાં ઉદાસ થઇ જાય છે: ઉપા, વળી બીજી સારી વાત કરે છે: તે પ્રતિભાશાળી પુરુષની મિત્ર થવાને બદલે, આ સાદાં છોકરાંની મૈત્રીમાં ઉપા વધારે અગમ્યવાદ જૂએ છે!

૯

રા. રા. ચંદુલાલ જટાશંકર ભટ્ટ:

## ઈ. સ. ૨૯૨૪*

આ વૈજ્ઞાનિક ઝમાનો જગતને કયાં ઘસડી જશે એ જાણવાના કુતૂહલથી મેં અનેક પુસ્તકોનો અભ્યાસ કર્યો, ઘણા વિદ્વાનોને પૂછી જોયું ઘણા જ્યોતિષીઓ પાસે જગતની કુંડલી તપાસાવી પરંતુ સંતોષ ન થયો. કોઇની પણ કલ્પના બીજાને મળતી ન જ આવતી. આખરે એક સાધુએ મને માર્ગ બતાવ્યો. તેની પાસે એક જડીબુટ્ટી, હતી તે મને આપી અને કહ્યું કે તે ખાવાથી એક હજાર વર્ષની નિદ્રા પ્રાપ્ત થશે અને જ્યારે જાગ્રત થશો ત્યારે પોતે જ જે જાણવા માગો છો. તે નજરોનજર જોઇ શકશો.

ન કોઇને જણાવ્યું, ન કોઇની સલાહ લીધી, ન વધારે વખત ધૈર્ય રાખી શકયો. ઘેર આવીને તરત જ જડીબુટ્ટી પાણી સાથે પેટમાં ઉતારી દીધી. અને જલદી નિદ્રાવશ થાઉં માટે બધાં માસિકો અને ત્રિમાસિકોની ફાઇલોનાં પાનાં ફેરવી નાખ્યાં. પછી સચિત્ર માસિકો લઇ તેનાં ચિત્રો જોવા મંડયો. તાજાં ત્રિમાસિકનાં "આકર્ષક" ચિત્રો તરફ દૃષ્ટિ ફેરવતાં બગાસાંની શરૂઆત થઇ. ધીમે ધીમે આજુબાજુનો ઘોંઘાટ શાન્ત પડતો જતો હોય એમ લાગ્યું. રસ્તે ચાલતાં મનુષ્યોનો પગરવ,

* ઇંગ્રેજી ઉપરથી.

આકાશમાં ઉડતાં પક્ષીઓનો કલરવ, ટ્રામની કર્કશ ઘંટડીનો અવાજ કે પાડાના રણકારનું સ્મરણ કરાવનાર મોટરનાં ભૂંગળાનો અવાજ દૂર દૂર જતો હોય એમ જણાવા લાગ્યું. ક્યારે ત્રિમાસિક હાથમાંથી સરી પડ્યું અને ક્યારે હું નિદ્રાદેવીને વશ થયો એ સ્મરણમાં નથી.

સને ૨૯૨૪માં હું જાગ્યો. હું એક સંગ્રહાલયમાં કાચના કબાટમાં સુતેલો હતો અને મારી સામે માથા ઉપર ટાલવાળો અને સફેત બ્લોટીંગ પેપર જેવી વસ્તુનો બનાવેલો ઝબ્ભો પહેરેલો એક માણસ મેં જોયો. મારી સામે તે તાકી તાકીને જોતો હતો જાણે હું જ તુતાંખઅમીન ન હોઉં? હું ગભરાઇને એકદમ બેઠો થયો. પણ તેને ગભરાટ કે આશ્ચર્ય કે એવી કોઇ પણ લાગણી ન થઇ. ધીમેથી તેણે કબાટનું બારણું ઉઘાડ્યું અને એકદમ બહાર આવી મેં તેની ગરદન પકડી ગુસ્સાથી ધ્રુજતે અવાજે પૂછવા માંડ્યું. "તું કોણ છે? મને આંહિ શા માટે પૂરી રાખવામાં આવ્યો છે? મારૂં ઘર ક્યાં! મ્હારાં..."

તેણે શાન્તિથી હાથ ઉંચો કરી કહ્યું "ભાઇ, જરા પણ ગભરાયા વિના, જરા પણ ઉશ્કેરાયા વિના, જરા પણ આશ્ચર્ય વિના બહાર આવો અને તમારે જે પૂછવું હોય તે બધું શાન્તિથી પૂછો."

હું તેની સાથે બહાર રસ્તા ઉપર ગયો. બધુંજ ઉજાડ વેરાન, ખંડિયેર જેવાં મકાનો ઉપર શેવાળ ઉગી ગયેલું. સીમેન્ટ અને ડામરથી બનાવેલા ગામડાંની ઓશરીથી પણ વધારે સ્વચ્છ રસ્તાને બદલે ઘાસ ઉગી ગયેલ રસ્તાઓ ઉપર તેનાં જેવા થોડા ટાલીઆ આમથી તેમ ફરતા હતા ટ્રામના પાટા કે ટેલીફોનના તાર–કશું જણાતું ન હતું. અમે બંને એક શિલા ઉપર બેઠા પછી પેલા માણસે કહ્યું, "અમને લાંબાં ભાષણોનો કંટાળો છે. તેથી હું લાંબુ વર્ણન નહિ કરી શકું, તેમ જ તમારા એક સામટા પ્રશ્નોનો જવાબ પણ નહિ આપી શકું. માટે તમે એક એક સવાલ પૂછતા જશો તેનો જવાબ મળ્યા કરશે. પણ એટલી શરતે કે તમારે કોઇ પણ જાતની લાગણીને વશ ન થવું કારણ અમે લાગણીઓનો નાશ કર્યો છે."

રસ્તા ઉપર ટ્રામ કે મોટર કે ગાડી કશું ન જોવાથી મેં તેને તે વિષે જ પહેલો સવાલ પૂછ્યો. "તમારાં વાહનો કેમ જણાતાં નથી?"

ટાલીઓ–અમે ટ્રામને, ટ્રેઇનને, મોટરને નિરુપયોગી ગણી બંધ કર્યાં. તમારા ઝમાનામાં તેનો અત્યંત ઉપયોગ થતો. હજારો માણસો એક સ્થળેથી બીજે સ્થળે જતાં અને આવતાં. શા માટે? કોણ તેઓને બોલાવતું? તેઓનું શું કામ પડતું? એવી ઉપાધિથી અમે ઘણાં વર્ષોથી મુક્ત થયા છઇએ.

હું–ત્યારે તમે ખેતી કેવી રીતે કરો છો, વેપાર કેમ કરો છો, માણસ જાતની જરૂરીઆતો કેવી રીતે પૂરી પાડો છો?

ટાલીઓ–માણસ જાતને જરૂરીઆતો છે જ નહિ. તમે નકામી હજારો જરૂરીઆતો વધારી નાખેલી. આજે અમે તે બધી વિના ચલાવીએ છઇએ. અમે ખેતીને નામે ગરીબો પાસે દિવસ રાત મજુરી કરાવી પૈસાદારોનાં પેટ ભરતા નથી, વેપારને નામે લુંટફાટનો ધંધો કરતા નથી અને ઉદ્યોગને નામે લોકોના ખોટા શોખને પોષણ આપતા નથી.

હું–ત્યારે તમે શરીરનું પોષણ શી રીતે કરો છો, કપડાં ક્યાંથી લાવો છો, રહેવાનાં ઘર કેવી રીતે બાંધો છો?

ટાલીઓ–અમારે તમારી માફક દિવસના બે ત્રણ કલાક ખાવા માટે રોકવા પડતા નથી; તે અમૂલ્ય વખતનો અમે બીજી રીતે સદુપયોગ કરીએ છઇએ. અમે એવી

ગોળી બનાવી છે કે જે ખાવાથી સાત વર્ષ સાત માસ અને સાત સાડાસાત પક્ષ સુધી કંઇ ખાવું ન પડે. મારા ઝભ્ભા સામે જુઓ. તે આગ ન લાગે, પાણીથી ન ભીંજાય, હવાની અસર પણ ન થાય એવી વસ્તુનો બનાવેલો છે. ઘણાં વર્ષ ટકે છે અને બીજાની જરૂર પડે તો સામાજિક સંગ્રહમાંથી લઇ આવીએ. ત્યાં આવા અસંખ્ય ઝભ્ભાઓ તથા બીજી વસ્તુઓ છે. જેને જોઇએ તે લઇ આવે. આંહિ બધી વસ્તુઓની માલીક સમાજ છે. વ્યક્તિની માલીકીનું કંઈ છે જ નહિ. ભૂખ લાગે તો ગોળી પણ ત્યાંથી જ મળે.

હું–તમારી કેલવણીની સંસ્થાઓ કયા પ્રકારની છે ?

ટાલીઓ–એવી સંસ્થાઓ છે જ નહિ. અમારે કોઇ નિશાળમાં જઇને કલાકો સુધી બેસી રહેવું પડતું નથી. હવે વિદ્યાર્થીઓ કોથળા હોય તેમ શિક્ષકો તેમાં ભણતર ભરતા નથી. અમારે જે વિષયનું જ્ઞાન જોઇએ તે વિષયની પીચકારી ( Injection ) અમારા માથામાં લઇ લઇએ. જુઓ મારા માથા ઉપર ડાબી બાજુએ ફોલ્લા જેવું દેખાય છે ત્યાં મેં થોડા જ વખત પહેલાં "ઇતિહાસ"ની પીચકારી લીધેલી. અને હમણાં તમારી પાસે ઉભો હતો તે પણ જુનો સમય કેવો હતો તેના અભ્યાસ માટે જ. તમારી કેટલીક બાબતો મને સમજાતી નથી તે સમજાવશો ? દાખલા તરીકે "પોલીસ" રૂપી સંસ્થા કેવી હતી તેનો ખુલાસો કરશો ?

હું–ઘણી જ ખુશીથી. તેઓ રસ્તામાં ઊભા રહી વાહનના વ્યવહારને સંભાળે, તોફાન કરનારને અટકાવે અને ચોરી લુંટફાટ કરનારને યોગ્ય શિક્ષા અપાવે.

ટાલીઓ–બરાબર. હવે સમજાયું. રસ્તે ચાલતા લોકોને પકડીને માર મારનારી તે સંસ્થા હતી એટલું તો હું સમજી શકયો હતો.

હું–મને આશ્ચર્ય તો એ જ થાય છે કે આપણી પાસેથી આટલાં માણસો પસાર થયાં તેમાં એક પણ સ્ત્રીનું દર્શન કેમ ન થયું ? શું એ સૌન્દર્યની દેવીઓને તમે ઘરમાં પૂરી રાખો છો ?

ટાલીઓ–નહિ. જરા પણ નહિ. તમારા જમાનામાં કોઇ કોઇ જાતોમાં એવો રિવાજ હતો એમ મને જણાયું છે. અત્યારે તમે જે લોકો જતાં જુઓ છો તેમાં સ્ત્રીઓ પણ છે. પરંતુ તેઓનો દેખાવ પુરુષોના જેવો જ છે. તેઓએ તમારા ઝમાનાથીજ પુરુષોની સાથે સમાનતા લાવવાની શરૂઆત કરેલી. ધીમે ધીમે તેઓએ પોતાના પ્રયાસમાં સફળતા મેળવી અને હવે તો સર્વાશે પુરુષોના જેવી જ થઇ ગઇ છે; દેખાવમાં પણ પુરુષોના જેવી થઈ ગઇ છે. જો કે તેમ કરવામાં ઘણી લાંબી લડત ચાલેલી, પણ આખરે કંટાળીને પુરુષોએ થોડું સ્ત્રીત્વ ગ્રહણ કર્યું અને સ્ત્રીઓએ પુરુષત્વ ગ્રહણ કર્યું એટલે સૌ સમાનતા ઉપર આવી ગયાં.

હું—પણ બાળકો તો બતાવશો ના ? કયાં છે એ પ્રભુના પેગમ્બરો ?

ટાલીઓ–અરે એ ગંદી ચીજનો ઉછેર જ અમે બંધ કર્યો. જ્યાં ત્યાં કુદરતી હાજતો કરી નાખે અને ખીલાડીના ટોપની જેમ વધ્યા કરે તેનો ખપ શો ? તમારા વખતમાં શરીરનો સંચો અમુક વખત પછી બંધ પડી જતો. અમે એ બંધ પડી જવાનાં કારણો શોધી સદાને માટે ચાલતો રહે એવો બંદોબસ્ત કર્યો છે. તમે જેને મૃત્યુ

કહેતા તે આવતું જ નથી પછી વધારે વસ્તીની જરૂર શી?

(હવે મારા ધૈર્યનો અંત આવ્યો. મારું અંગેઅંગ ક્રોધથી કંપવા લાગ્યું. હું આ ઝમાનાના બધા મનુષ્યોનું સત્યાનાશ વાળી નાખું એમ મને થયું. એ અમરત્વ પ્રાપ્ત કરેલ મનુષ્યો નહિ–પત્થરો હોય એમ મને લાગ્યું. અન્તે નિરાશાથી હું બોલ્યો.)

હું—હે પ્રભો, જ્યાં સ્ત્રીઓમાં સૌન્દર્ય નથી. જ્યાં નિર્દોષ ફુલ જેવું મધુર હાસ્ય કરતાં બાળકો નથી, જ્યાં જીવનનો કાર્યક્રમ વિવિધતા વિના એક જ નીરસ રીતે ચાલ્યા કરે છે ત્યાં મને શ્મશાન લાગે છે. ભલે હમેશાં મિલનાં ભૂંગળાંથી સત્તર શેર ધુમાડો નાકમાં ભરાય, ભલે ટ્રામના કર્કશ અવાજથી કાન ફુટી જાય, ભલે મોટરના શોરબકોરથી ભડકી જવાય; પણ મારો ઝમાનો મને પાછો આપ. ધાંધલ હતી પણ સાથે સૌન્દર્ય, સ્નેહ, મઝાહ અને પ્રગતિને માટે વિગ્રહ પણ હતાં.

---

૯

રા. રા. જયકૃષ્ણ નાગરદાસ વર્માઃ

# ઉષા અને કમલિની

૧

"ઉષા! આજે "મંડળ"ની સભામાં આવશે કે?" સવારમાં ચ્હા પીતી વખત અરવિંદે સવાલ કર્યો. એની એક આંખ હજી "સુંદરી"ના તુરતમાં જ આવેલા અંક પર ઠરી રહી હતી. "કમલિની આજે 'સ્ત્રી પ્રતિ પુરુષની વર્તણુક' વિષે ભાષણ આપવાની છે. ખરેખર, બહુ આનંદ આવશે. એ વિષે એના વિચારો બહુ કડક છે બોલવા બેસે છે ત્યારે લીલું સુકું કાંઇ જોતી નથી."

"હું નથી ધારતી મારાથી આવી શકાય, વ્હાલા!" ઉષાની અણીઆળી અને મોહક છતાં મૃદુ આંખોમાં ક્ષમા યાચનાનો આછો ભાવ હતો. ધાટે નાની છતાં ફુટડાં અવયવવાળી એ લલના સુંદરતાના નમુના રૂપ હતી. એની ચંપકવર્ણી દેહલતાએ ભલભલી સુંદરીઓનાં, માન મોડચાં હતાં. જેવું એનું શરીર સુંદર હતું તેવો જ એનો સ્વભાવ મીઠો હતો. સ્નેહીવર્ગમાં એને સૌ 'મધુરી ઉષા' ને નામે ઓળખતાં.

અરવિંદ એક વિખ્યાત નવલકથાકાર હતો. એનાં પુસ્તકોએ સાહિત્યમાં ઉંચું સ્થાન મેળવ્યું હતું. લોકોને અજાયબી લાગતી કે આવા વિદ્વાન માણસનો ગૃહસંસાર ઉષા જેવી સાધારણ ભણેલી પત્ની સાથે કેમ સુખે નભતો હશે! ઉષા માંડ ચાર ચોપડી અંગ્રેજી ભણી હશે. સાહિત્યનો એનો અભ્યાસ નહિ જેવો હતો. પણ ગૃહકાર્યમાં તે અત્યંત કુશલ હતી. એની બનાવેલી રસોઇમાં અમૃત જેવો સ્વાદ આવતો. શીવણ, ગુંથણ અને ભરતકામમાં એની બરોબરી કોઇ કરી શકે એમ ન હતું. ઘરને પ્રત્યેક બારીબારણે શોભી રહેલાં તોરણો અને પડદાઓ, દિવાનખાનાના ટેબલ અને ટીપાઇ પર પાથરેલા સુંદર રૂમાલો એની કલાની સાક્ષી પૂરતાં. સંગીતમાં ય તે પ્રવીણ હતી. તે દિલરૂબા કે હારમોનીઅમ વગાડતી ત્યારે સાંભળનારા મુગ્ધ થઇ જતા. પતિને તો દેવ ગણી તે પૂજતી. તેની સેવા-શુશ્રૂષા કરવી, તેને આરામ આપવા અને રીઝવવાના સફળ પ્રયાસો કરવા, એ એનાં

જીવનનો મહામંત્ર હતો. અરવિંદ પત્નીના આ ગુણોની કદર કરતો; એને અનન્ય પ્રેમથી ચાહતો. પત્નીની વિદ્વત્તાની ખામી તેને કોઇક વાર સાલતી, પણ એકંદરે તેને સંતોષ હતો. લોકો કહેતા કે એ તો માત્ર ઉષાના સૌંદર્યથી દિવાનો થયો છે!

ઉષાના પ્રત્યુત્તરથી તે કંઇક નિરાશ થયો હોય એમ લાગ્યું. તેણે કહ્યું: "જેવી તારી મરજી!"

"મંડળમાં આવનારા લોકો એટલા બધા વિદ્વાન અને હુશિયાર હોય છે કે મને બીક લાગે છે. તેમની સાથે ભેળાતાં મને ગભરામણ થાય છે. તમને ખોટું તો નહિ લાગેને?"

"તું આવે તો વધારે સારૂં. ગાંડી! તને કોઇ ખાઇ નહિ જાય!"

"મને તો ત્યાં બહુ અતડું લાગે છે. એ લોકો એવી બાબતોની ચર્ચા કરે છે કે જેની મને ખબરે ન હોય. ગઇ વખત હું 'મંડળ'માં આવી ત્યારે મને એક જણે પૂછ્યું: 'તમે શેક્સ્પીઅર વાંચ્યો છે?' મારી બલા જાણે શેક્સ્પીઅર કોણ હશે. ગુજરાતી વાંચવાની જ પૂરી ફુરસદ નથી ત્યાં અંગ્રેજીનું લફરૂં ક્યાં વળગાડું. તેમાં આ નોકર રજા પર ગયો છે ત્યારથી તો એક ઘડી યે નવરાશ નથી મળતી. વળી વાંચું તો ય હું તો ભૂલી જાઉં છું. ભરત ગુંથણની ગોઠવણી જેટલી યાદ રહે છે તેટલું એ બધું નથી રહેતું. થોડુંક વધારે ભણી હોત તો કેવું સારૂં થાત! લ્યો આ પાન. સોપારી બીજી આપું?"

વધારે સોપારી માટે અરવિંદે ડોકું નમાવ્યું. "તું વિદ્વાન નહિ થાય તો ચાલશે," રંગબેરંગી મોતીથી ભરેલા કલા કરતા મનોહર મોરવાળા સુંદર પડદા પર નજર ફેરવતાં અરવિંદે કહ્યું. "પણ મારા કામમાં અને મારા સ્નેહીવર્ગમાં તું બુદ્ધિપૂર્વક રસ લેતી થાય એટલું જ મને તો જોઇએ છે. 'મંડળમાં' જતાં બીક શાની લાગે? તારૂં મીઠું હાસ્ય બધાંને મ્હાત કરવા પૂરતું છે" એણે ખોટી ખુશામદ નહોતી કરી. ઉષાના હાસ્યમાં ખરેખર એવી જાદુઇ મીઠાશ ભરી હતી.

દુ:ખિત હૃદયને આનંદ આપે, કંટાળેલા મગજનો બધો ય થાક પળવારમાં ઉતારી દે, હૈયાંની ઉર્મિઓ ઉછળાવે, એવું મીઠું ઉષાનું હાસ્ય હતું. અરવિંદને એ હાસ્યની, સાથે સાથે ઉષાના મૃદુ સ્પર્શની, તેના કોમલ કંઠમાંથી વ્હેતા મીઠા, સુરીલા સંગીતની વારંવાર જરૂર પડતી. આખો દિવસ નવલકથાના પાત્રોની કલ્પના કરતાં પોતાની પ્રાણસંચારક કલમથી એ કલ્પનાની મૂર્તિઓને સજીવન કરતાં એનું શરીર અને મગજ બન્ને થાકી જતાં. એક સાથે અર્ધો ડઝન દૈનિક, અઠવાડિક કે માસિક વર્તમાનપત્રોમાં ચાલુ વાર્તાઓ લખવી એ કંઇ રમત વાત છે? એવે સમયે ઉષાનું હાસ્ય, એનો સ્પર્શ, એનું સંગીત અમૃતસંજીવનીની ગરજ સારતાં. અરવિંદના તેજસ્વી લલાટપર એ થાકની રેખાઓ પડી રહેતી; એની પાણીદાર આંખો એવે સમયે નિસ્તેજ સરખી લાગતી. ઉષાને એ ચિન્હો પ્રિય થઇ પડયાં હતાં; તે એની જરૂરીઆત સૂચવતાં. અરવિંદ ભલે આખો દિવસ વિદ્વત્તા અને બુદ્ધિના પ્રદેશમાં ઘોડા દોડાવ્યા કરે, પણ થાકે એટલે ઉષાની જરૂર એને જણાતી. એવે સમયે, બ્હારથી રમી કુદીને માતાના ખોળામાં મીઠી નીંદ લેવા આવેલા બાળક જેવો એ લાગતો; ઉષાના ખોળામાં માથું મુકી એ ઘડીભર પડી રહેતો એ વ્હાલસોયા, ચન્દ્ર જેવા શાન્ત તેજથી ભર્યા મુખડામાંથી ઝરતા અમૃતરસનું પાન કરતો અને કોકિલ કંઠમાંથી નીકળતા મધુર સંગીતથી શરીર અને મગજનો થાક ઉતારતો આ સ્થિતિમાં હોય ત્યારે ઉષાની વિદ્વત્તાની ખામી એ ભુલી જતો. પત્ની ભલે વાર્તાનું વસ્તુ વિચારવામાં મદદ ન

કરી શકે કે પાત્રોની કલ્પના કરવામાં બુદ્ધિને જોગ ન આપી શકે, પણ એ બધું કરતાં લાગેલો થાક ઉતારી દે તોયે કંઇ ઓછી સાહાય્ય નથી. બુદ્ધિપ્રદેશમાં વિદ્વાન મિત્રોની સહાય લઈ શકાય, પણ વ્હાલસોઇ પત્ની વિના થાક કોણ ઉતારી શકે ? એ અનુપમ અધિકાર તો પત્નીનો !

અરવિંદના શબ્દો સાંભળી ઉષાએ વાંધો લીધો: "તમારી કમળાવાળી આંખે તો બધું પીળું જ દેખાય ! મને મારા હાસ્ય પર એટલો બધો વિશ્વાસ નથી, અને હોય તો યે એ કંઇ બીજાઓ માટે નથી. એ તો.... " આગલ બોલતાં એ અટકી. એની આંખો નાચી રહી; એના અવાજમાં પુષ્પધન્વાના ધનુષ્યનો ટંકાર હતો. ભલભલા તપસ્વીનું હૃદય એને જોઇને ડામાડોળ થાય તો રસિક અરવિંદનું શું ગજું ?

અધુરાં રહેલા વાકયનો મર્મ એ સમજ્યો. "એમ કે ?" કહેતો, તીરછી નજર નાંખતો એ ઉઠ્યો. ઉષાને બાથમાં ઉચકી લીધી; એના આકર્ષક અધર ચુમવાની લાલચ એ ખાળી ન શકયો.

"લે, ચાલ ! હવે મને જવા દે. આજે ઘણું કામ છે." કેમ જાણે ઉષાએ તેને રોકી રાખ્યો હોય !

૨

કમલિની એક અજબ મૂર્તિ હતી. શ્રીમંત સુધારક પિતાની લાડમાં ઉછરેલી, કંઇક અંશે મોઢે ચઢાવેલી એ પુત્રી સ્ત્રીસ્વાતંત્ર્યના અસાધારણ વિચારો ધરાવતી હતી. પિતાએ કેળવણી આપવામાં કચાશ નહોતી રાખી. એ કહેવાતી ઉંચી કેળવણીએ તેનાં સ્ત્રીસુલભ લજ્જા અને સંકોચ દૂર કર્યાં હતાં. પુરુષો સાથે તે છૂટથી ભળતી; તેમની સભાઓમાં આગળ પડતો ભાગ લેતી. વિદ્વાનો સાથે બુદ્ધિવાદમાં ઉતરી વિદ્વાનમાં ખપવા મથતી. યૂરોપીઅન અને અમેરિકન સ્ત્રીઓના સહવાસે સ્ત્રીસ્વાતંત્ર્ય સંબંધી બધા પાશ્ચાત્ય વિચારો એના મગજમાં ઘુસ્યા હતા. પશ્ચિમની સ્ત્રીઓ જે અધિકારો ભોગવી રહી છે યા મેળવવા મથે છે, તે બધા હિન્દની સ્ત્રીઓને અપાવવા તેણે કમર કસી હતી.

સુધારક પિતાના પુણ્યપ્રભાવે તેને વીશ વર્ષ સુધી કૌમારવ્રત પાળવું પડયું હતું. બાળલગ્નના એ કટ્ટા વિરોધી અને સ્ત્રીશિક્ષણના હિમાયતી પિતાએ કમુને મોટી થવા દીધી હતી અને કૉલેજનું શિક્ષણ આપ્યું હતું. જ્યારે તેને પારકી કરવાની ઇચ્છા થઇ ત્યારે નાનકડી જ્ઞાતિમાં તેને યોગ્ય કોઇ વર ન હતો. સુભાગ્યે ગોકુલદાસ શેઠ પીસ્તાલીસ વર્ષની ઉમ્મરે ખાલી પડયા; એમની પ્હેલી વારની પત્ની મરી ગઇ. કમલિનીના પિતાએ તેની આનાકાની છતાં ચોકઠું ગોઠવી દીધું અને ત્વરાથી લગ્ન કરી નાંખ્યાં. આવી ભણેલી ગણેલી અને રૂપસુંદર મોટી ઉમ્મરની પત્ની મળતાં ગોકુલદાસ શેઠને તો સ્વર્ગ એ વેંત જ દૂર રહ્યું હોય એમ લાગ્યું, પરંતુ કમલિનીને અસંતોષ રહી ગયો. યૌવનના પૂર બ્હારમાં મ્હાલતી એ નાજુક, વિલાસી યુવતીના મનના કોડ મનમાં જ રહી ગયા. ગોકુલદાસ બિચારા નામનું જ અંગ્રેજી ભણ્યા હતા. બાપે મૂકેલી અઢળક સંપત્તિ હતી; ધીકતો ધંધો હતો. પણ એમનામાં વિદ્વાનો જેવું બુદ્ધિચાપલ્ય ન્હોતું; રસિકતા નહોતી પત્નીના ગાડીવાડીના શોખ એ પૂરી શકે એમ હતું, પણ એના હૃદયના તાર ઝણઝણાવી એનો આદર મેળવી શકે એવી શક્તિ તેમનામાં નહોતી. એક ગ્રામ્ય કહેવતના શબ્દોમાં કહીએ તો "કાગડો દહીંથરૂં લઇ ગયો હતો !"

શ્રીમંત પતિની પત્નીને સમય ગાળવાનાં સાધનો ખોળવાની ખાસ જરૂર પડે છે. કમલિની સ્ત્રીવર્ગોમાં શીખવવા જતી, સભાઓમાં

ભાષણો આપતી, વર્તમાનપત્રોમાં લેખો લખતી. હમણાં થોડાક સમયથી એ કલાભક્ત મંડળ'માં જોડાઇ હતી. સાહિત્ય, સંગીત, ચિત્ર, આદિ ક્ષેત્રોના અનેક નાના મોટા યોદ્ધાઓ–લેખકો અને લેખિકાઓ ચિત્રો અને શિલ્પકૃતિઓ બનાવનારાં સ્ત્રીપુરુષો એ મંડળના સભાસદ હતાં. મંડળ સભાસદોને એક કલબની ગરજ સારતું. વિધવિધ વિષયોપર વિદ્વત્તાભરી ચર્ચા ઉપરાંત રમતગમતો, ખાનપાન અને ગાનતાનનો લાભ પણ મંડળના સભાસદોને મળતો.

અરવિંદ આ મંડળનો એક ઉત્પાદક અને આગેવાન સભાસદ હતો. ઉત્તમ નવલકથાકાર તરીકેની એની ખ્યાતિથી અંજાઇ બીજા સભાસદો એના તરફ માનની લાગણીથી જોતા. મંડળના આકાશમાં એ ચન્દ્ર સમો વિરાજતો; બીજા સભ્ય–સભ્યાઓ તેજ તારલીઆંની જેમ એની કીર્તિજ્યોતિ આગળ ઝાંખાં પડી જતાં.

કમલિનીએ એની ખ્યાતિ સાંભળી હતી; એનાં પુસ્તકો વાંચી મુગ્ધ થઇ હતી. કોઇ પણ રીતે એ બુદ્ધિમાન નર પોતાનો ન થાય? એને મળવાને એ અધીરી થઈ હતી. એના ભાષણની ચર્ચામાં અરવિંદે ભાગ લીધો નહોતો એટલે એ ઉત્સુકતા વધી હતી.

ચર્ચાને અંતે સભાસદો પોતપોતાને ગમતો આનંદ મેળવવામાં ગુંથાયા. ચ્હા–કોફી કે સોડા લેમોનેડને ઇન્સાફ આપતાં તેઓ નાની નાની ટોળીઓમાં વ્હેંચાઇ ગયા. અરવિંદ એક ખુણામાં ઉભો ઉભો બે મિત્રો સાથે ગપ્પાં મારતો હતો. કમલિની ત્યાં આવતાં એ વાતોમાં ભંગાણ પડયું.

"અરવિંદરાય! તમારું છેલ્લું પુસ્તક 'સોનેરી જાળ' વાંચ્યું. ત્યારથી તમને મળવાની ઇચ્છા થઇ છે." પોતાની સાહિત્યરસિકતા બતાવતાં એ બોલી.

અરવિંદ આછું સ્મિત કરી સ્હેજ નમ્યો. સ્ત્રીઓ સાથે છુટથી વાત કરતાં તે શરમાતો. "સદ્‌ભાગ્ય એ પુસ્તકનાં કે તમારો આદર પામી શક્યું!"

"એમાં દર્શાવેલા વિચારો હિમ્મતભર્યા અને કડક છે. મને એ વધારે ગમે!" માથાપરથી વારંવાર ખસી જતી સાડી છટાથી ઠીક કરતાં કમલિની પાસે પડેલી એક ખુરશીમાં બેઠી. "બેસોને! આપણે વાતો કરીએ. કોફી અહિંજ મંગાવી લઇશું."

મનુ મહારાજના નારીપૂજાના દિવસો છેક વહી જાય, તે પહેલાં તો પાશ્ચાત્ય ખંડની રીતભાતોનું ઉપરછલ્લું અનુકરણ આવાં મંડળોમાં અવતાર ધરી ચુક્યું હતું. કલબના 'બોય'ને રોકાયલા જોઇ, કોફી આવતાં વાર લાગશે એમ ધારી, "હું જ લઈ આવું" કહી અરવિંદ બે પ્યાલા લઇ આવ્યો. પીતાં પીતા તે કમલિની તરફ ઘડીભર જોઈ રહ્યો. એ ઉષા જેટલી બહુ સુંદર નહોતી, પણ બુદ્ધિમતી હતી એ ચોક્કસ. એના શણગારની ટાપટીપ પ્રભુએ આપેલી થોડીઘણી સુંદરતામાં વધારો કરી એને આકર્ષક બનાવતી. વાંકો સેંથો પાડી હોળેલા વાળ એની સુંદરતામાં વધારો કરતા. હાથ સુડોળ હતા. આંખો બહુ કાળી અને વિશાળ નહિ છતાં પાણીદાર હતી; એની વાત કરવાની છટા સામાને પળવારમાં આંજી દેતી. પોતાના ભાષણમાં દર્શાવેલા અભિપ્રાયો વિષે અરવિંદ શું ધારે છે તે જાણી લેવાનો એણે સફળ પ્રયત્ન કર્યો. પહેલાં તો અરવિંદે સ્હેજ બેદરકારી બતાવી, પણ ધીમે ધીમે ઉત્સાહમાં આવતો ગયો.

"પુરુષો માત્ર સૌંદર્યથી જ આકર્ષાય છે." કમલિનીએ કહ્યું. "પત્ની બુદ્ધિમતી હોય એમ તેઓ નથી ઇચ્છતા. બુદ્ધિમતી પત્ની તેમના કામકાજમાં કેટલી બધી સહાયક બની શકે તેનું

હજી તેમને ભાન નથી થયું! સાધારણ પુરુષને તો વર્ષો સુધી બુદ્ધિપૂર્વક સાહાય્ય કરતી પત્ની કરતાં રાત્રે દશ મીનીટ પગ દાબતી પત્ની વધારે પસંદ આવે છે! પુરુષોને બુદ્ધિની કદર જ ક્યાં છે? કેટલા વિદ્વાનોએ વિદુષી પત્ની મેળવવાની ઇંતેજારી બતાવી છે? ભાગ્યે જ કોઇએ! કારણ એ જ કે પત્નીની બુદ્ધિ આગળ પોતાની બુદ્ધિનું તેજ કદાચ ઝાંખું પડી જાય એવો તેમને ભય લાગે છે! તેમને દેવ મટી મનુષ્ય નથી થવું! તેમને પત્નીની પૂજા જોઇએ છે, સહચાર નથી જોઇતો!"

"તમારો અભિપ્રાય તદ્દન ખોટો છે." સ્ત્રી તરફની સ્વાભાવિક માનની લાગણી બતાવ્યા વિના અરવિંદે રોકડું પરખાવી દીધું. "એમાં નથી પત્નીની બુદ્ધિ માટે ઇર્ષ્યા, કે નથી એમાં પૂજાવાની લાલસા. એમાં માત્ર આત્મરક્ષણની ભાવના રહેલી છે. પોતાની બુદ્ધિના બળે જીવન-નિર્વાહ કરતા પુરુષને, એ બુદ્ધિપર, એ મગજપર વધારે ભાર ન ભરે, એમાંથી કાંઇક કાઢી લેવાની ઇચ્છા ન કરે એવી પત્નીની જરૂર હોય છે. આખો દિવસ મગજફોડી કર્યા પછી તેને બુદ્ધિવાદની જરૂર નથી હોતી, જરૂર હોય છે માત્ર...."

"મીઠાં હાસ્યની, કોકિલ કંઠના સંગીતની?" કમલિનીએ તેને વચમાં જ અટકાવી કટાક્ષ કર્યો.

"બરાબર છે! એને ઉત્તેજવાને–ઉશ્કેરવાને બદલે એનો થાક ઉતારવાની જરૂર છે." અત્યારે તે ઉષાનો વિચાર કરી રહ્યો હતો. જાણે-અજાણે પોતાનો મીઠો અનુભવ કહી રહ્યો હતો.

સ્ત્રીસ્વાતંત્ર્યની પૂજારણના ઓઠ તિરસ્કારમાં મરડાયા: "હું નથી ધારતી તમે એમ ખરેખર માનતા હો! તમે કબુલ કરો કે નહિ, પણ તમે જાણો તો છો જ કે બુદ્ધિમતી પત્ની હોય તો પતિને માટે કેટલું બધું કરી શકે. હું પતિ હોઉં તો મારી પત્નીને બુદ્ધિમતી બનાવવાનો જરૂર પ્રયાસ કરૂં." છેલ્લું વાક્ય બોલતાં એણે એક અર્થસૂચક કટાક્ષ ફેંક્યો. આ સ્ત્રી પતિને બુદ્ધિમાન બનાવવાનો પ્રયાસ કરશે કે કેમ? એ સવાલ વિચારવા જેવો હતો.

પોતાની જ પરિસ્થિતિ વિષે વાતો કરવી, તેના પર થતી કડક ટીકા સાંભળવી કયા પુરુષને રુચે? અરવિંદે ચાલાકીથી ચર્ચાનો વિષય બદલ્યો. સાહિત્યના જુદાં જુદાં અંગોની ચર્ચા કરતાં કરતાં હાલની રંગભૂમિનાં ચીંથરા ફાડવા માંડયા. સમાજના રીતરિવાજોની સખ્ત ઝાટકણી કાઢતો, સ્ત્રીસ્વાતંત્ર્યની મજબુત હિમાયત કરતો "**શક્તિ**" નામે નવો નાટક કમલિનીએ જોયો હતો કે નહિ તે તેણે જાણવા ઇચ્છયું.

"હજી નથી જોયો. જોવાનો વિચાર છે. શરીરનાં રૂંવાડાં ઉભાં કરી દે એવું કંઇક હોય તો મને બહુ ગમે!" જવાબ મળ્યો.

એણે ધાર્યું હતું કે આ જવાબ સાંભળી અરવિંદ તેને પોતાની સાથે નાટક જોવા જવાનું આમંત્રણ કરશે. પણ એ તો નીચી નઝર કરીને બેસીજ રહ્યો. આવતા શનીવાર માટે એણે બે ટીકીટો મંગાવી રાખી હતી. ઉષાને સાથે લઇ જવાનું વચન ન આપ્યું હોત તો...

તે ઉંઘમાંથી જાગ્યો હોય એમ ઝબક્યો. ઘડીઆળ તરફ નઝર કરી. વાતોમાં વખત બહુ વીતી ગયો. ઉષા ઘેર વાટ જોતી હશે; જમવાનું ટાઢું થઇ જતું હશે. તેણે જવાની રજા માગી. કમલિનીની આંખોમાં તિરસ્કારની છાયા હોય એવો એને ભાસ થયો!

૩

"આવા બુદ્ધિમાન પતિને વશ રાખતાં તમને બહુ મહેનત પડતી હશે, નહિં વારુ, ઉષા બ્હેન?"

મહેમાનના આ સવાલથી પ્યાલામાં ચ્હા રેડતી ઉષાના મુખપર આછું સ્મિત ફરક્યું, અરવિંદ સાથે મંડળમાં વાતચીત થઈ ત્યારથી એ વિખ્યાત

લેખકને પોતાનો કરવા કમલિની અધીરી બની હતી; અને પોતાને કેવા હરીફ સામે ટક્કર ઝીલવાની છે, તે જાણવા તે પ્રયત્નો કરી રહી હતી. અરવિંદ સાથેના પ્રસંગ પછી થોડેક દિવસે "મહિલા સમાજ"ની એક સભામાં ઉષા સાથે ઓળખાણ કરી થોડાક સમયમાં પરિચય ખુબ વધારી દીધો હતો. આજે કંઈક બ્હાનું કાઢી ઉષાને તેને ઘેર મળવા આવી હતી. અરવિંદ પણ ઘેર જ હતો. ઉષા ચ્હા–નાસ્તાથી આ નવી સખીની સરભરા કરવામાં ગુંથાઇ હતી. તેને બિચારીને શું ખબર કે આ સખી તેની શોક્ય થવા ઈંતેજાર થઇ છે.

તેણે ફરી સવાલ પૂછ્યો: " હું જાણવા માગું છું તે એ જ કે તમે એમની બુદ્ધિની સપાટી પર કેવી રીતે પ્હોંચી શકો છો? મારાથી તો એ ન બને'". નખરાંબાજ કમલિનીના શબ્દે શબ્દે કટાક્ષ ભર્યો હતો. ઉષાની બુદ્ધિની ખામી અરવિંદ જોઈ શકે એટલા માટેજ એ સવાલ પૂછાયો હતો !

" એ માટે હું પ્રયત્ન જ નથી કરતી," ઉષા સવાલનો મર્મ હજી નહોતી સમજી. "એમને માત્ર આરામ આપવાની ત્રેવડમાં જ હું રહું છું."

"ગૃહજીવનની એ અનેરી મોજ છે! પણ સાચે, તમે તો ગૃહમાં જ સ્ત્રીઓનું સામ્રાજ્ય છે એમ માનો છો !" શબ્દો સાદા હતા પણ એના વિચારો જાણનાર અરવિંદથી એમાં રહેલો કટાક્ષ છુપો ન રહ્યો. " તમે રસોઇ બહુ સુંદર બનાવો છો, ઉષા બ્હેન ! આ મીઠી કચોરીનો સ્વાદ તો મોઢામાં રહી જાય એવો છે. એ કેવી રીતે બનાવો છો ? મને તો એવું કાંઇ ન આવડે !" માત્ર રસોઇમાં જ રચીપચી રહેતી ગૃહદેવી તરફનો એનો તિરસ્કાર સ્પષ્ટ હતો.

ઉષા હજી ન સમજી શકી મીઠી કચોરી બનાવવાની રીત એણે વિગતવાર કહી બતાવી. અરવિંદ મુંગે મોઢે સાંભળી રહ્યો. ઉષાને ઠેકાણે કોઇ બુદ્ધિમતી સ્ત્રી હોત તો રોકડો જવાબ આપી શકત. અત્યારે સુંદર ઉષા કરતાં બુદ્ધિમતી કમલિની એને વધારે આકર્ષક લાગી.

પાકશાસ્ત્રમાં કમલિનીને રસ ન પડ્યો. ચાલાકીથી વાત ફેરવી એણે સાહિત્યચર્ચા ઉપાડી. ઉષાના સાહિત્યના અભ્યાસનું માપ એણે પળવારમાં કાઢી લીધું. "તમે ' રણજીતરામના નિબંધો ' વાંચ્યા, ઉષા બ્હેન ?" એણે સવાલ પૂછ્યો.

"એને વાર્તાઓ વધારે પસંદ પડે છે!" ઉષા જવાબ આપે તે પ્હેલાં અરવિંદ બોલી ઉઠ્યો. તેના અવાજમાં આછો તિરસ્કાર હતો. પ્રિયજનનો આ કટાક્ષ ઉષા સમજી. એનું હૃદય દુ:ખી થયું. પણ અતિથિધર્મ ચુકી નહિ:

" હું વિદ્વાન નથી. સાચી વાત છે; મને વાર્તાઓ વધારે ગમે છે. " ઉષાએ કંઇક ગૌરવથી ઉત્તર આપ્યો.

" ખરેખર ?" કમલિનીના આ ઉદ્ગારમાં છુપી છરી હતી. " તમે મંડળમાં આવતાં હો તો કેટલું બધું નવું જાણવાનું મળે, કેટલા બધા વિદ્વાનોના સમાગમમાં અવાય ? આવતે અઠવાડીએ સભા છે તેમાં જરૂર આવજો. " સાહિત્ય સમ્રાટ " માસિકના વિદ્વાન અને વયોવૃદ્ધ તંત્રી મી. પુષ્કરરાય "આધુનિક નવલકથાઓ" વિષે વિવેચન કરવાના છે. તમારૂં નવું પુસ્તક " સ્નેહની સાંકળો " એ જ પ્રકટ કરવાના છે નહિ વારૂ?" છેલ્લું વાકય તેણે અરવિંદને સંબોધીને કહ્યું.

" હું જરૂર આવીશ, " ઉષાએ શાન્ત ગૌરવથી કહ્યું. અરવિંદની નઝરમાં તેને હલકી પાડવાની કમલિનીની મકસદ ને કળી ગઇ હતી કે કેમ તે એના વર્તન પરથી સમજી શકાય એમ ન હતું. મ્હેમાનને વિદાયગીરી આપતાં તેના ચ્હેરાપરની હંમેશની આનંદની છાયા જરા ય બદલાઇ ન હતી. અંતરની લાગણી જણાઈ

આવે એવી એક પણ રેખા તેમાં ન હતી.

૪

આજે મંડળનું દિવાનખાનું ગાજી રહ્યું હતું. "સાહિત્ય સમ્રાટ્"ના તંત્રીની ચર્ચાએ લગભગ બધા સભાસદોને આકર્ષ્યા હતા. એ ચર્ચા માટેની સભા પૂરી થઇ હતી, છતાં સભાસદોની જુદી જુદી ટોળીઓ એ જ બાબતની ચર્ચા કરી રહી હતી. બિચારી ઉષાને એ ચર્ચામાં સ્થાન ન હતું. તે એકલી પડી એક ખૂણામાં બેઠી હતી અને થોડેક દૂર એના પતિ અને કમલિનીની આસપાસ વીંટાયલા સભાસદોની ટોળી તરફ શાન્ત, આતુર નઝરે જોઇ રહી હતી

"તમારો આદર્શ નવલકથા સંબંધી ગમે તે હોય, છતાં લેખકે જો ભૂખે ન મરવું હોય તો વાચકવર્ગની રુચીને પોષે એવી સામગ્રી તેણે આપ્યે જ છુટકો." અરવિંદે પોતાની જોરદાર શૈલીમાં સો વાતની એક વાત કહી નાંખી. એ કહેતાં કહેતાં તેની નઝર લીલા રંગની સાડી અને બહુમૂલ્ય અલંકારોમાં સજ્જ થયલી વસન્તની દેવી સમ લાગતી કમલિની ઉપર ઠરી રહી. "નવલકથાના આદર્શ"ની હિમાયત કરી કમલિની પોતાની વિદ્વત્તા બતાવવાનો પ્રયત્ન કરતી હતી. અરવિંદના શબ્દો તેને યોગ્ય જવાબ આપવા માટે બોલાયા હતા.

"પણ લેખકવર્ગે વાચકવર્ગની રુચી કેળવવી જોઇએ" તેણીએ પોતાના મતનું સમર્થન કર્યું.

"બરોબર છે. પણ એ રુચી કેળવાય ત્યાં સુધી ગરીબ બિચારા લેખકોનું શું? તેમનાં છોકરાંને કયે મોસાળ મોકલવાં?" અરવિંદના અવાજમાં કઠોરતા હતી; પણ કમલિની ને તેથી માઠું ન લાગ્યું. એ પુરષોચિત કઠોરતા જ તેના સ્ત્રીહૃદયને આકર્ષી રહી હતી.

જવાબ આપીને અરવિંદ એ ટોળામાંથી ખસ્યો. ઉષા એકલી બેઠી હતી એનું એને ભાન આવ્યું. કમલિની એની પાછળ વર્ણનાતર્યે આવી અને ઉષાની બાજુની ખુરશીમાં બેઠી. અરવિંદ બન્નેને માટે કોફી લઇ આવ્યો. હજી તો કપ ખાલી કરી રહ્યો ન હતો ત્યાં એક મિત્રે તેને બોલાવ્યો. થોડીવારે કમલિની પણ તેની પાછળ ગઇ.

ઉષા આ બેદરકારીથી જોઈ રહી. થોડીવારે એક ઉગતા કવિ સાથે ઓળખાણ પાડી વાતો કરવાનો તેણે પ્રયત્ન કર્યો. તે બિચારો પોતાની કથની કહેતો હતો. બેકદર પ્રકાશક અને વાચકવર્ગ વિષે તેણે એક નાનું સરખું ભાષણ આપ્યું. ઉષા વચ્ચે વચ્ચે એને આશ્વાસન આપતી પણ એની નઝર એના પતિની દિશામાં હતી.

કમલિની એની શાન્ત નજરથી ગુંચવાડામાં પડી. એ નઝરમાં ખીજવાટ હોત તો તે સમજી શકત; એમાં ઇર્ષા ભરી હોત તો તે આનન્દકારદાયક ગણત; પણ તેમાં જણાતી બેદરકારીથી તે ઉત્તેજીત થઇ, અધીરી બની. એ અધીરાઇને લીધે, પોતાની વિદ્વત્તાના ફાંકાને લીધે એ આંખોમાં રહેલું શાન્ત ડહાપણ તે જોઇ ન શકી.

અરવિંદ આજે રંગમાં હતો. એની બુદ્ધિ ઉત્તેજીત થઇ હતી. કમલિની અનેક યુક્તિ કરી, વારંવાર સવાલો પૂછી, ટીકાઓ કરી એની વિદ્વત્તા અને બુદ્ધિને કસોટીએ ચઢાવતી હતી.

ઉષા આ બધું શાન્તિથી જોઈ રહી. અરવિંદના લલાટપર થાકની રેખાઓ જણાવા લાગી હતી; તેની આંખોમાંથી તેજ કમી થતું જતું હતું. આ ચિન્હોથી ઉષાને આશા આવી. કમલિની એને કંટાળો આપતી હતી, થકવતી હતી. એકાએક તે એ ટોળામાંથી છુટો પડ્યો; ઉષા પાસે આવ્યો, અને અત્યંત થાક્યો હોય તેમ પાસેની ખુરશીમાં બેશી ગયો.

"એકલી પડી ગઇ કે, ઉષા? કંટાળો તો નથી આવ્યો ને?"

"ના, રે ના!" ઉષાના મૃદુ અવાજે થાકેલા મગજપર અમૃત સીંચ્યું. તેના અવાજમાં વિજયનો ધ્વનિ હતો, પણ સાથે બેચેની ય હતી. પતિ આજે થાક ઉતારવા એની પાસે પાછો આવ્યો હતો, પણ હંમેશાં એમ આવશે ખરો?

"આ જગ્યાએ જરાય શાન્તિ નથી. બધાં કુસ્તીબાજોની જેમ એકબીજાને વળગે છે અને દાવપેચ ખેલે છે. ચાલ, આપણે આસ્તે રહીને ચાલ્યાં જઇએ. પણ જરા થોભ. મારે પુષ્કરરાય સાથે થોડીક વાત કરી લેવી છે."

પુષ્કરરાયને શોધવા તેની આંખ ઓરડામાં ફરી રહી. પાસે જ એક ટોળું એમની આસપાસ વીંટાઇ ખુશામત કરી રહ્યું હતું. "સાહિત્ય સમ્રાટ્" પ્રેસે પુસ્તકો પ્રકટ કરવાનું કામ મોટા પાયા પર ઉપડયું ત્યારથી એમની કીંમત વધી ગઈ હતી!

અરવિંદે એમને બોલાવ્યા. ઉપકાર કરતા હોય એવી ઢબે તે આવ્યા. "સ્નેહની સાંકળો" પ્રકટ કરવા સંબંધી વાતચીત થઇ. પુષ્કરરાયે મોટી રકમ આપવાનું નક્કી કરી પ્હેલી આવૃત્તિનો હક્ક ખરીદી લીધો. અત્યારે અરવિંદને બીજો કોઇ પ્રકાશક એટલી રકમ આપે એમ ન હતું. આખરે તેમણે કમલિનીને મળવાની ઇચ્છા દર્શાવી. અરવિંદ તેને શોધી લાવવા ઉઠયો. દૂર એક ખુણામાં નાનું સરખું ટોળું જમાવી ઉષા સાથે હમણાં જ વાતચીત કરી ગયેલા પેલા ઉગતા કવિની એ રેવડી કરતી હતી!

દરમિઆન પુષ્કરરાય ઉષા સાથે વાતે વળગ્યા: "તમને તો અહિં બધું નવું નવું લાગતું હશે! એના કરતાં ઘેર બેસીને કંઇ વાંચવું કે નાટક જોવા જવું વધારે સારૂં, નહિ વારૂ?"

"મને તો ઘેર બેઠાં વાંચવું કે ગુંથવું વધારે ગમે!" ઉષાએ કહ્યું. "તમારા માસિકમાં પ્રકટ થયલી "બાળલગ્નની વેદી પર બલિદાન" નામની વાર્તા મને બહુ ગમી હતી." પુષ્કરરાયને સારૂં લગાડવા ઉષા મથતી હતી. એમનાથી અરવિંદને કેટલો બધો લાભ થવાનો હતો? પણ એમના માસિકનું નામ એ ભૂલી ગઇ હતી. અધીરાઇમાં એણે "ગુર્જર રત્ન" માં વાંચેલી વર્તાનું નામ દઇ દીધું!

આ વાત ચાલતી હતી ત્યાં અરવિંદ ને કમલિની આવી પ્હોંચ્યાં. ઉષાનું છેલ્લું વાકય તેમણે સાંભળ્યું હતું. અરવિંદના લલાટપર એ સાંભળી ગુસ્સાની રેખા પડી; કમલિનીનું મુખ તિરસ્કારમાં મરડાયું. વાત કરનારમાંથી એકેની નઝર તેમના તરફ નહતી.

ગુજરાતના આગેવાન લેખક-લેખિકાઓનાં વિચારશીલ અને વિદ્વત્તાભર્યા લેખો પ્રકટ કરવાનું અભિમાન ધરાવતું "સાહિત્ય સમ્રાટ્" "ગુર્જર રત્ન"ની હરોળમાં મુકાય, એ એના વિદ્વાન તંત્રીને અસહ્ય લાગ્યું. કયાં રાજા ભોજ ને કયા ગાંગો તેલી? કયાં "ગુર્જર રત્ન" ની કચરા જેવી વાર્તા અને કયાં "સાહિત્ય સમ્રાટ્"ના પ્રતિભાશાલી લેખો? પુષ્કરરાયનું અભિમાન ઘવાયું: "મારૂં માસિક એની વાર્તા તરફ નઝરે ન નાંખે. બાળલગ્ન જેવા જરી પૂરાણા વિષય પર વળી વાર્તા શી લખવી?" તેમણે પોતાનો તિરસ્કાર દર્શાવ્યો.

પોતે ભૂલ કરી હતી એમ ઉષાને સમજાયું. પણ એ ભૂલ કેટલી ગંભીર હતી તેનું એને ભાન ન હતું. બને તો એ ભૂલ સુધારી લેવાનો એણે પ્રયત્ન કર્યો: "સાચી વાત છે! બાળલગ્ન વિષે બહુ લખાયું છે. છતાં બાળલગ્ન ઓછાં નથી થયાં. પરન્તુ હું તો માનું છું કે વૃદ્ધલગ્ન કરતાં બાળલગ્ન વધારે સારાં. પૈસા લઇને માબાપ દીકરીને કોઈ મુઆ વાંકે. જીવતા મુડદાને વેચે અને તેનું જીવતર ધુળધાણી કરે તે કરતાં બચપણથી જ લાકડે માકડાં વળગાડયાં હોય તે હજાર દરજ્જે બહેતર છે." પોતે બુદ્ધિપૂર્વક વાત કરી શકે છે એમ બતાવવા ઉષા ઉત્સુક

બની હતી. તેને ખબર ન હતી કે ભૂલ સુધારવા જતાં બુદ્ધિમાન તરીકે ખપવાનો પ્રયત્ન કરતાં, તેણે બીજી એથી યે વધારે ગંભીર ભૂલ કરી હતી.

મંડળના સર્વ સભાસદો જાણતા કે પુષ્કરરાય પંચાવન વર્ષની વયે હમણાં જ ત્રીજીવારનું લગ્ન કર્યું હતું. કન્યાની ઉમ્મર માત્ર તેર વર્ષની હતી. લોકો કહેતા કે એ કન્યા માટે તેમને રૂપીઆ પાંચ હજાર આપવા પડ્યા હતા!

ઉષાએ જોયું કે એના શબ્દોએ પુષ્કરરાય પર ભયંકર અસર કરી હતી. તેમના વૃદ્ધ મુખની કરચલીઓમાં ગુસ્સાની રેખાઓ ઉમેરાઈ. ઉષા આમ થવાનું કારણ ન સમજી શકી. અરવિંદ શું કરવું, શું બોલવું તેની મુંઝવણમાં પડ્યો. રખેને પુષ્કરરાય પોતાનું વચન પાછું ખેંચી લે એવો તેને ભય લાગ્યો હતો. તુરત જ કમલિની મદદે આવી.

"અલબત્ત, ઉષા બ્હેનનો અભિપ્રાય બધાંને લાગુ નથી પડતો. કેટલાક સંજોગોમાં એવાં લગ્ન કરવાની અને નાણું આપવાની ફરજ પડે છે. પિતૃઋણ ચુકવવાનું બાકી હોય અને જ્ઞાતિમાં કન્યાની અછત હોય તો એમ કર્યા વિના છુટકો જ નહિ. વળી ઉમ્મર મોટી છતાં શરીરનો બાંધો જુવાન જેવો સુદૃઢ હોય તો એવાં લગ્ન અલબત્ત સુખી નીવડે છે!" કમલિનીએ પુષ્કરરાયના ઘાપર મલમપટ્ટો લગાવ્યો. વૃદ્ધ પ્રકાશકનો ગુસ્સો નરમ પડી ગયો. અરવિંદ અત્યારે કમલિનીનો ઋણી હતો.

"તમે મને મળવા માંગતા હતા? તમારી એ ઇચ્છા મારે માટે મગરૂરી લેવા લાયક ગણાય "સાહિત્ય સમ્રાટ્" જેવા સાહિત્ય પ્રદેશના ખરેખરા સમ્રાટ્ રૂપ માસિકના વિદ્વાન તંત્રીને મળતાં કોને આનંદ ન થાય?" કમલિનીની આ ખુશામતે એમનો બધો ગુસ્સો ઉતારી નાંખ્યો. અરવિંદપર ઋણ વધતું જતું હતું.

ઉષા—ગભરાયલી ઉષાએ ખાલી કરેલી ખુરશીમાં પુષ્કરરાયની બાજુમાં એ બેઠી. એણે એક સુચક દૃષ્ટિ અરવિંદ તરફ નાંખી. જાણે એમ સુચવતી હોય: "હું એમને સાચવી લઇશ!"

"ચાલ, આપણે હવે જઇએ." અરવિંદે ઉષા તરફ ફરીને કહ્યું. તેને બિચારીને એટલું જ જોઇતું હતું. આ કંટાળા ભરેલા વાતાવરણમાંથી છટકવા તે અધીરી થઇ હતી.

ઘેર જતાં રસ્તામાં અરવિંદે એની ભૂલ સમજાવી. પતિના અવાજમાં રહેલો ગુસ્સો એને ખુંચતો હતો!

"રસોડામાં જ આખો દિવસ ગડમથલ કરવાને બદલે યા ભરવા ગુંથવાને બદલે સાહિત્યની બાબતોમાં તું બુદ્ધિપૂર્વક રસ લેતી હોત તો આવી ભૂલ કદી ન કરત. "સાહિત્ય સમ્રાટ્" તરફ તેં કોઇ દિવસ જોવાની યે દરકાર કરી છે? એ તો ઠીક થયું, સારા નસીબે કમલિની ત્યાં હતી. નહિ તો વાટનું વટેસર થઇ જાત! એણે એમનો ગુસ્સો શમાવી ન દીધો હોત તો મને કેટલું બધું ખમવું પડત?"

ઉષાને લાગ્યું કે જો પુષ્કરરાય બીજા કોઇ કારણે "સ્નેહની સાંકળો" પ્રકટ કરવાનું પોતાનું વચન પાછું ખેંચી લે, તો વાંક તેનો પોતાનો જ ગણાશે. પળ વાર માટે તેને કમલિનીની ઇર્ષ્યા થઈ. તેના જેવી ચાલાક અને વિદ્વાન હોત તો આવી ભૂલ કદી યે ન કરત! એ ચાલાકી અને વિદ્વત્તાથી તે અરવિંદનું હૃદય આકર્ષી લેશે તો? એ ખામીને લીધે પોતે એ હૃદય ખોઇ બેસશે તો? આ બીકે તેની કુદરતી શક્તિઓને ઉત્તેજી, ઉશ્કેરી મુકી. 'એ હૃદય પર માલિકી મારી છે; બીજાને નહિ લેવા દઉં!' માલકીપણાનો ભોગવટો ટકાવી રાખવાના ઉપાયો શોધી કાઢવાના વિચાર તે કરવા લાગી.

૫

"લલિતા બ્હેન અને તેમના પતિ આજ સાંજની ગાડીમાં આવે છે." ટપાલવાળો તુરતમાં જ આવી ગયેલો પત્ર વાંચતાં ઉષાએ ખબર આપી. "સાંજે તમે વેળાસર પાછા આવી જશોને ?"

"વળી એ લપ આવી ! આઠ પંદર દિવસ નકામા ખરાબ કરશે" ભાઇએ બ્હેન બનેવી તરફની મમતા પ્રકટ કરી. "સાંજે કદાચ મને મોડું થશે. મારે બે ત્રણ જણને મળવા જવું છે."

"આ વખત તો એ માંડ બે દિવસ રોકાવાનાં છે. તમે ન આવ્યા હો તો કંચનલાલ એકલા કોની સાથે જમવા બેસશે ?"

"બેસશે બેસવું હશે તો, નહિ તો રાહ જોશે ?"

"એમ કેમ બોલો છો નાથ ? તમે જમવામાં સાથે ન હો તો કેટલું ખરાબ લાગે ?"

"ઠીક, બહુ સારૂં. બનતાં સુધી તો હું આવી જઇશ. પછી રોકાણ થાય તો કહેવાય નહિ,"

અરવિંદના સ્વભાવમાં થોડોક સમય થયાં કંઇક ફેર પડતો હોય એમ ઉષાને લાગ્યું હતું. પ્હેલાં વાળુના વખત આગમચ એ ઘેર પાછો આવી જતો, પણ લગભગ એકાદ માસથી એ ઘણું ખરૂં મોડોજ આવી શકતો. આ અનિયમિતતા માટે તે અનેક બ્હાનાં બતાવતો, પણ તેમાં રહેલું જુઠાણું જણાઇ આવતું તે કંઇક છુપાવવા મથતો હતો, પણ ઉષાનું હૃદય ખરી બીના જાણી ગયું હતું. મંડળમાં પુષ્કરરાય સાથે ઉપરે જણાવેલો પ્રસંગ બન્યો ત્યારથી અરવિંદના વર્તનમાં ફેર પડયો હતો. કમલિનીએ વેળાસર કરેલી મદદનું એ પરિણામ હતું, પુષ્કરરાયે ઠરાવેલાં નાણાંનો ચેક મોકલી આપ્યો હતો. અરવિંદનું હૃદય કમલિની તરફ આભારથી નમે એ કુદરતી હતું. એ ઋણથી વશ થયેલો અરવિંદ કમલિનીનો શબ્દ ઉથાપી શકતો નહિ. આજે પણ કમલિની જ કારણ રૂપ હતી.

કંચનલાલે નવ વાગ્યાં સુધી રાહ જોઇ પણ અરવિંદ આવ્યો નહિ. તેણે અને લલિતાએ કંટાળીને જમી લીધું. ઉષા પતિની રાહ જોઇ બેસી રહી. આખરે અગીઆર વાગ્યે એનાં દર્શન થયાં. એ થાકયો હોય એમ લાગતું હતું. જમવાનું પૂછતાં 'ભૂખ નથી' એવો જવાબ મળ્યો અને વધારામાં વાળુ કર્યા વિના બેસી રહી તે માટે ઠપકો પણ મળ્યો.

લાંબો વખત જવાથી ઉષાની ભુખ મરી ગઈ હતી. છતાં પતિની આજ્ઞાને અનુસરી ન છુટકે બે ચાર કોળીઆ ખાઇ લીધું અને પતિ પાસે આવી.

અરવિંદ પલંગમાં પડયો પડયો પાસાં બદલતો હતો. ઉષાએ આવી તેનું માથું વ્હાલથી ખોળામાં લઇ દબાવવા માંડયું: "બહુ થાકી ગયા લાગો છો, નાથ ! આજ કેમ આટલી બધી વાર લાગી ?"

સાચા સ્નેહ તરફ બેદિલી કેટલો સમય ટકી શકે ? તેણે સાચી વાત કહી નાંખી: "આજે કમલિનીનો જન્મદિવસ હતો. તેણે બે ચાર જણને જમવા નોતર્યા હતા. મને પણ કહ્યું એટલે મારાથી ના કહી શકાયું નહિ."

"એમ ? કોણ કોણ આવ્યું હતું ?"

"તું નહિ ઓળખે ? બે ત્રણ મોટા લેખકો હતા. કમલિનીની બે સખીઓ આવી હતી. પુષ્કરરાય પણ આવ્યા હતા."

"ત્યારે તો ખુબ ચર્ચા થઇ હશે ?"

"જહન્નમમાં જાય એ ચર્ચા ! મારૂં તો માથું પાકી આવ્યું. ચાર વિદ્વાન ભેળા મળે એટલે ચર્ચા વિના ચાલેજ નહિ. તેમાંય કમલિનીથી તો તોબા છે. સવાલો પૂછી પૂછીને થકવીજ નાંખે ?"

"એટલો બધો શ્રમ ન લેતા હો તો કેવું સારૂં ? જુઓને, હમણાં હમણાં તમારી તબિયત

કેવી રહે છે! થોડો વખત હવાફેર કરો તો?"

"મારો ય એવો જ વિચાર છે. ક્યાં જઇશું? માથેરાન ઠીક પડશે, નહિ? તું પણ આવશે ને?"

"શા માટે નહિ? હું તો ના કહેશો તો આવીશ." ઉષાના આ શબ્દોમાં રહેલી લાગણીએ અરવિંદનો થાક ભૂલાવી દીધો. બન્ને હાથ ઉંચા કરી તેણે ઉષાનું માથું નીચું કર્યું....

થોડી વારે અરવિંદ ઉંઘી ગયો, પણ ઉષાને નિદ્રા નહોતી આવતી. તે વિચારે ચઢી હતી. કમલિની તરફ પતિ આકર્ષાય એ તેને રુચતું નહતું. પોતાની મિલ્કત પર બીજા તરાપ મારે એ કોને રુચે? આખરે તેણે એક ઉપાય શોધી કાઢ્યો.

બીજે દિવસે સવારે અરવિંદની અજાયબી વચ્ચે કમલિનીને પણ માથેરાન સાથે લઈ જવાનો તેણે આગ્રહ કર્યો. બપોરે જઇને તે કમલિનીને પણ મળી આવી. ગોકુલદાસ શેઠનો એક બંગલો માથેરાનમાં હતો ત્યાં જઇને રહેવાનું નક્કી થયું.

૬

"કેમ આજ કંઈ તદ્દન શાન્ત લાગો છો?" માથેરાનના બંગલાના વરંડામાં સવારે આઠ વાગ્યે ચ્હા પીતાં પીતાં કમલિનીએ પૂછ્યું. અરવિંદ અને ઉષા અઠવાડીઉં થયાં માથેરાન આવી ગયાં હતાં. કમલિની પાછળથી આવી હતી. એને આવ્યાને પણ ત્રણ દિવસ થઇ ગયા હતા.

ઉષા મ્હેમાનગીરીમાં રોકાઈ હતી. અરવિંદ પાસેની એક આરામખુરશીમાં પડ્યો હતો. ત્રણે જણા સવારમાં વ્હેલાં ફરવા નીકળેલાં તે હમણાં જ પાછાં આવ્યાં હતાં. થાકેલા અરવિંદે કમલિનીના સવાલનો જવાબ આપતાં કહ્યું: "રંગનાં તો ચટકાં હોય, કંઇ કુંડાં ભરાય? આખો વખત બુદ્ધિવાદ કર્યે કંટાળો આવે છે. હું તો અહિં આરામ લેવા આવ્યો છું."

છેલ્લા ત્રણ દિવસમાં કમલિનીએ એને ઘડીભર જંપવા દીધો ન હતો. એ આવી તે પ્હેલાંના દિવસો કેટલી બધી શાન્તિ અને આનંદથી ગાળ્યા હતા!

અરવિંદનો જવાબ સાંભળી ઉષાની આંખોમાં નવું તેજ આવ્યું. કમલિનીનો બુદ્ધિવાદ તેના પર કેવી અસર કરે છે તે તે સ્પષ્ટ જોઇ શકી હતી. પોતાની યોજના સફળ થતી લાગી. એના નયનોનું તેજ એ વિજય સૂચવી રહ્યું હતું.

કમલિની એમ જ માનતી કે બુદ્ધિમાન પુરુષોને રીઝવવા, જીતવા માટે બુદ્ધિવાદ જ જોઇએ. બુદ્ધિમાન પુરુષો મનુષ્ય છે, યંત્ર નથી એ તે ભૂલી ગઇ. તેમને ય શાન્તિની, આરામની જરૂર હોય છે, એ ખ્યાલ તેને ન આવ્યો.

થોડી વારે અરવિંદ અંદર જવા ઉઠ્યો. કમલિનીએ સવાલ કર્યો: "કેમ? અંદર જાઓ છો શું?"

"હા, "સાહિત્ય સમ્રાટ્"ના આવતા અંક માટે ત્રણ ચાર પ્રકરણો લખી નાંખવાં છે. પુષ્કરરાય ઉતાવળ કરે છે." "સાહિત્ય સમ્રાટ્"માં એણે નવી ચાલુ વાર્તા લખવા માંડી હતી. પુષ્કરરાયનો પત્ર ગઈ કાલે જ આવ્યો હતો. થોડાંક પ્રકરણો લખી મોકલ્યા વિના છુટકો ન હતો.

એના ગયા પછી થોડી વાર તો કમલિની બેસી રહી, પણ એને ચેન ન પડ્યું. ઉષા શાક સમારતી એની બેચેની જોઇ રહી હતી. એના વદન પર આછું સ્મિત ફરકી રહ્યું હતું.

આખરે કમલિની ઉઠી: "વાર્તામાં એમને ઉપયોગી થાય એવો એક વિચાર મને સુઝ્યો છે. એમને જઇને કહું." એમ કહી તે અંદર

ગઇ. ઉષા શાન્ત ચિત્તે રસોઇની વ્યવસ્થા કરવા રસોડાં તરફ વળી. અરવિંદ લખવા બેઠો. હોય ત્યારે એ કદિ પણ તેની પાસે જતી નહિ. તેને એકલો જ રહેવા દેતી.

અરવિંદના આવકારની આશા રાખતી કમલિની તેના ઓરડામાં પેઠી. બારણાના ખખડાટે એનું ધ્યાન ખેંચાયું. તુરત જ એણે કહ્યું: "હમણાં હું બહુ કામમાં છું."

આ શબ્દો સાંભળ્યા જ ન હોય તેમ એ ચાલી આવી, અને એક ખુરશી પર પગ ટેકવી ટેબલ પાસે અડોઅડ ઉભી રહી. "તમારી વાર્તાના નાયક નાયિકાના પ્રથમ મીલન માટે મને એક વધારે સુંદર પ્રસંગ સુઝ્યો છે," એમ કહી એણે લંબાણથી એ પ્રસંગનું વર્ણન કર્યું.

એ પીંજણ પૂરૂં થતાં સુધી વિવેકને ખાતર અરવિંદ સાંભળી રહ્યો. પછી એણે કહ્યું: "છતાં મને લાગે છે કે મેં યોજેલો પ્રસંગ વધારે સારો છે." વાર્તાના વસ્તુ અને પાત્રો વિષે એણે કમલિની સાથે પ્હેલાં ચર્ચા કરી હતી એ ચર્ચા ન કરી હોત તો ઠીક થાત, એમ એને અત્યારે લાગ્યું! એ બલા કયારે ખસશે એ જ તે વિચારી રહ્યો હતો.

પણ એની મુંઝવણ જોવાની કમલિનીને આંખ જ ન હતી. વાર્તાનાં પાત્રોનો વિષય બંધ થયો એટલે "સાંજે કયાં ફરવા જઇશું? રીક્ષા લઇશું કે પગે ચાલીને જઇશું?" વગેરે સવાલો તેણે પૂછવા માંડયા.

"એ વિષે જમતી વખત વિચાર કરીશું. હમણાં મને ફુરસદ નથી." અરવિંદના અવાજમાં કઠોરતા હતી આખરે કમલિની સમજી. પોતાની હાજરી રુચીકર નથી, એ તે જોઇ શકી.

"ઠીક ત્યારે, તમે લખી લ્યો, પછી વાત!" ટાયલામાં એણે ખાસો એક કલાક બગાડયો હતો.

૭

"આજે તો આપણે 'પેનોરામા પોઇન્ટ' સુધી જઇએ. ત્યાંથી સૂર્યાસ્ત જોવામાં આનંદ આવશે."

આજે અરવિંદ અને કમલિની બે જ જણાં ફરવા નીકળ્યા હતાં. ઉષાનું માથું દુઃખતું હોવાથી તેણે છેલ્લી ઘડીએ ના પાડી. બંગલેથી થોડે દૂર આવતાં કમલિનીએ ઉપલા શબ્દો કહ્યા.

અરવિંદ એ શબ્દો સાંભળી ચમકયો. કમલિનીના નયનોમાં રહેલો ભાવ જોઇ એની શંકા દૃઢ થઇ. સાડા પાંચ વાગી ગયા હતા. અત્યારે 'પેનોરામા પોઇન્ટ' પગે ચાલીને જવું અશકય હતું. આવતાં રાત પડી જાય અને અંધારે ઠોકરો ખાવી પડે આ સ્ત્રી સાથે અંધારૂં થતાં સુધી નિર્જન માર્ગમાં તે એકલો રહેવા ઇચ્છતો ન હતો. પોતાના હૃદયનો એને કદાચ વિશ્વાસ નહિ હોય!

જવાબમાં એણે ચોખ્ખી ના પાડી. પણ કમલિનીએ આજે સૂર્યાસ્ત જોવાનું નક્કી કર્યું હતું. આખરે બીજા પોઇન્ટ પર જઈ સૂર્યાસ્ત જોઇ પાછા ફરવું એમ નક્કી થયું.

રસ્તામાં કમલિનીએ ચર્ચા કરવા માટે અનેક સવાલો પૂછયા, પણ "હા" કે "ના" સિવાય બીજા ઉત્તરો અરવિંદ પાસે ન મેળવી શકી.

પોઇન્ટ પર પ્હોંચ્યા ત્યારે સૂર્યાસ્ત થવાની તૈયારી હતી. કમલિની પોઇન્ટના એક છેડા પર બેસી ગઇ. થોડેક દૂર પડેલી એક શીલા પર અરવિંદ પણ બેઠો.

આજુબાજુ કુદરત પોતાનો વિલાસ પૂર બ્હારમાં બતાવી રહી હતી. ઋતુરાજ વસન્તે પોતાનું સામ્રાજ્ય સ્થાપી દીધું હતું. ફળફુલના ભારથી લચી રહેલાં વૃક્ષોની ઘટામાંથી મંદ મંદ

વાતા દક્ષિણ પવનની લહરીઓ આલ્હાદક સુગંધ અને શીતળતા આણતી. પશ્ચિમ આકાશ અવનવા રંગોથી રંગાઈ રહ્યું હતું. કોઈ કવિજનના હૃદયને ડોલાવે એવું એ દૃશ્ય-આખું વાતાવરણ હતું. કમલિનીની જીભ એ સર્વની પ્રશંસા કરતી કાતર જેવી ચાલી રહી હતી. પણ અરવિંદે નિરુત્તર રહી સાંભળ્યા કર્યું.

આખરે કમલિનીથી ન ખમાયું; "કેમ આજે આમ ચુપ થઇ ગયા છો? આ બધું જોવા છતાં તમારૂં કવિહૃદય કેમ શાન્ત છે?"

"હું ઘેર પાછા જવાનો વિચાર કરૂં છું. ઉષાની તબિઅત સારી નથી. બિચારી એકલી મુંઝાતી હશે!" ઉષાની તબિઅત તો ઠીક, પણ કદાચ થોડા વખતમાં પોતાની તબિઅત બગડી આવશે એવો એને ભય લાગતો હતો! ઉષા એકલતાથી મુંઝાય તે કરતાં વધારે એ અત્યારે કમલિનીની સોબતથી મુંઝાતો હતો!

સૂર્યાસ્ત જોઇ આખરે બન્ને ઉઠયાં. અરવિંદે ઉતાવળે ચાલવા માંડ્યું. કમલિની પાછળ પડી જતી હતી. બે ત્રણ વાર તો તેણે ઠોકરો ખાધી અને પડતાં પડતાં બચી. ઠોકરો કુદરતી હતી કે બનાવટી તે તો પ્રભુ જાણે, પણ અરવિંદે એને હાથ આપી ઉઠાડવાનો વિવેક એકે વાર ન બતાવ્યો. એને ઉતાવળ કરવાનું કહેતો એ દૂરનો દૂર જ રહ્યો.

રાતે અરવિંદે ઉષાને બહુ ઠપકો આપ્યો. કારણ કે કમલિનીને નોતરનાર તે જ હતી. "હવે મ્હેરબાની કરીને કોઇ દહાડો તારૂં માથું એકાએક દુઃખી ન આવે અને મારે તેની સાથે એકલા ફરવા ન જવું પડે એવી વ્યવસ્થા કરજે! પ્રભુ જાણે એ લપ ક્યાં સુધી રહેશે? નહિ તો મુંબાઇ જલ્દી પાછા ફરવું પડશે."

ઉષા આ દિવસની રાહ આતુરતાથી જોઇ રહી હતી. પોતાનો આનંદ છુપાવી તેણે કહ્યુંઃ "મારી ભૂલ થઇ નાથ! મેં તો ધાર્યું હતું કે એમના આવવાથી તમને વધારે આનંદ આવશે. હવે કંઇ મોઢે ચઢીને પાછા જવાનું કહેવાય? પણ કાલે એ એમ કહેતાં હતાં કે આ ઇસ્ટરના તહેવારો પૂરા થયા પછી એ જવાનાં છે. એટલો વખત રોકાશે તો મને યે કામ લાગશે. પરમ દિવસે મેં કેટલાક મિત્રોને ચા-પાણી માટે નોતર્યાં છે. તેમાં એમની મદદની ખાસ જરૂર પડશે."

૮

ઇસ્ટરના તહેવારોમાં માથેરાન શોખીનોથી ઉભરાઇ જાય છે. એ ચાર દિવસની રજાનો લાભ લઇ મુંબાઇના ઘણા સ્હેલાણીઓ ટેકરીની શીતલ હવાનો આસ્વાદ લેવા નીકળી પડે છે. આ પ્રસંગે અરવિંદના બે ત્રણ લેખક મિત્રો આવ્યા હતા. પુષ્કરરાય પણ નવી જુવાની મેળવવા બે દિવસથી પધાર્યા હતા ઉષાએ એ સર્વને ચા-પાણી માટે નોતર્યા હતા. ઉપરાંત એની બે ત્રણ સખીઓને પણ તેમના પતિ સાથે બોલાવી હતી.

આજે બંગલાના કમ્પાઉન્ડનો નાનો બાગ મ્હેમાનોથી ઉભરાઇ ગયો હતો. ઉષાએ બધી વ્યવસ્થા બાગમાંજ રાખી હતી. એ ચાલાક ગૃહદેવી મ્હેમાનોની મ્હેમાનગીરી કરતી શોભી રહી હતી. કમલિનીને માટે અહિં સ્થાન ન હતું, અહિં બુદ્ધિવાદ કરવાનો ન હતો.

પુષ્કરરાય તો ઉષાની વ્યવસ્થાભરી, આલ્હાદક મ્હેમાનગીરીથી રીદા ફીદા થઇ ગયા હતા. ઉષાએ નાસ્તા માટે બનાવેલી સુંદર વાનીઓને પૂરતો ઇન્સાફ આપી, જોઇએ તે કરતાં વધારે તૃપ્ત થયા હતા, આગલો પ્રસંગ તે ભૂલી ગયા હતા. "આખા વર્ષમાં જેટલી તૃપ્તિથી અને આનંદથી મેં નહિં ખાધુ હોય, તેટલું આ એક કલાકમાં ખાધું છે. ખરેખર, આ વાનીઓમાં અમૃતનો સ્વાદ ભર્યો છે. તમે બહુ ભાગ્યશાળી છો, અરવિંદરાય!" તેમણે અભિનંદન આપ્યું.

અરવિંદ ઉષાની આજની પ્રવૃતિ જોઇ અજબ થતો હતો. એમાં એને ઉષાનું નવું જ સ્વરૂપ દેખાતું હતું. આજની ઉષા એને વધારે સુંદર, વધારે મનોહર લાગી; એની વિદ્વત્તાની ખામી ભૂલી ગયો. એક ખૂણામાં બેઠેલી બુદ્ધિમતી કમલિની તરફ એની નઝર એક વાર પણ ન ઢળી.

છેવટે જ્યારે ઉષાએ દિલરૂબા અને હાર-મોનીઅમ પર પોતાનો હાથ બતાવ્યો ત્યારે તો મ્હેમાનો સર્વથા મુગ્ધ થઇ ગયા. જે કંઇ ઉણપ મ્હેમાનગીરીમાં રહી હશે તે એના કોકિલ કંઠના સંગીતે પૂરી કરી. મ્હેમાનોમાંથી પણ બે ત્રણ જણે કંઇક ગાયું, કમલિની તો એક ખુણામાં જ લપાઇ રહી. સંગીતને અને એને આદવેર હતું!

અંધારૂં થવા માંડ્યું એટલે મ્હેમાનો ઉઠ્યા. એક પછી એક રજા લઈ ચાલવા માંડ્યા. આ ગરબડમાં ઉષા રોકાઇ તેનો લાભ લઇ કમલિની અરવિંદ પાસે આવી: "આજે આપણે આખો દિવસ મળી શક્યાં નથી. હું પેલા જાંબુડાના ઝાડ નીચે તમારી વાટ જોઇ બેઠી છું." તેણે ધીમેથી કહ્યું.

પણ તે વાટ જોઇ જોઇને થાકી. મ્હેમાનોને ગયાને પાંચ સાત મીનીટ થઇ ગઇ હતી, છતાં અરવિંદ આવ્યો નહિ. આખરે કંટાળીને તે બંગલામાં પાછી જવા ઉઠી. પણ એટલામાં સામેથી કોઇ આવ્યું. આવનારને ઓળખી, એ ચમકી. એ ઉષા હતી!

"એ બહુ થાકી ગયા છે, એટલે આવી શક્યા નહિ. તમે રાહ જોઇ નિરાશ ન થાઓ તેટલા માટે હું કહેવા આવી છું." ઉષાએ કહ્યું. એના અવાજમાં કટાક્ષ હતો, એ કટાક્ષે કમલિનીને નફ્ફટ બનાવી.

"માફ કરજો, ઉષા બ્હેન! હું આજે સ્પષ્ટ વાત કહી દઉં છું. હું તમારા પતિના વિશાળ હૃદયમાં મ્હને પણ કંઇક પવિત્ર સ્થાન મળે એમ ચાહતી હતી. પણ હું હારી."

આવા એકરારથી ઉષા આબી જ બની ગઇ. એમાંનો "પવિત્ર" શબ્દ એને ખાસ ખુંચ્યો. ગુસ્સો બન્યો તેટલો દાબમાં રાખીને એણે મીટ માંડીને કહ્યું, "તમે ધારી લીધું હતું કે હું મૂર્ખ છું. તમારી મકસદ કળી નથી શકતી. પણ એક મુદ્દાની વાત ત્હમારી કલ્પનામાં પણ ન આવી. એમને જેટલા હું ઓળખું છું તેટલા તમે નથી ઓળખતાં. ઉત્સાહમાં હોય ત્યારે એમને બુદ્ધિવાદ ગમે ખરો, પણ થોડા વખત માટે જ. એ બહુ જલ્દી કંટાળી, થાકી જાય છે. મને ખાત્રી જ હતી કે તમે એમને તમારા બુદ્ધિવાદથી થકવી નાંખશો. થયું પણ એમ જ."

બોલતાં બોલતાં ઉષાના ઓઠ પર વિજયનું સ્મિત ફરકી રહ્યું. કમલિની સંધ્યાનાં આછા અજવાળામાં પણ એ જોઇ શકી. પોતાની રમત દરમિઆન આખો વખત આ શાન્ત, બુદ્ધિહીન જણાતી સ્ત્રીના સૂક્ષ્મદર્શક યંત્ર હેઠળ પોતે હતી એ વિચારે એને કમકમાં આવ્યાં. પોતાની સામે ઉભેલી આ સીધી સાદી સ્ત્રી આટલી ઉંડી સમજ ધરાવે છે, એ જાણી એનો મદ ઉતરી ગયો.

"ઠીક. હું કાલે સવારની ગાડીએ જવાની છું. એમને કહેવાની કંઇ જરૂર નથી," કમલિનીએ કહ્યું અને જવાબની રાહ જોયા વિના ચાલી ગઇ.

રાતે જ એણે પોતાનો સામાન બાંધી લીધો. સવારમાં ઉષા એને ટ્રેન પર મુકી આવી. અરવિંદ બહુ થાક્યો હોવાથી હજી સુઇ રહ્યો હતો.

× × ×

તે સાંજે બંગલાના વરંડામાં વાળુ કરી ફરવારી બે જણાં ધીમે અવાજે વાતો કરતાં બેઠાં હતાં. આસપાસ સર્વત્ર શાન્તિ હતી. સુગંધ અને શીતલતા આણતા પવનના સુસવાટા

સિવાય આખું જગત શાન્તિને ખોળે સુતું હતું.

"આજ કેટલું બધું શાન્ત લાગે છે, નાથ!" અવાજ 'મધુરી' ઉષાનો હતો.

"હા. કમલિની ગઇ એટલે! પ્રભુ બચાવે એ વિદ્વાન સ્ત્રીઓથી! જરાય જંપવા દેતી ન હતી."

હું તો એવો કંટાળો નથી આપતી ને, નાથ?" એ જ જાદુભર્યું હાસ્ય અત્યારે ઉષાના મુખપર રમી રહ્યું હતું.

"તું?" અરવિંદના હાથે જાણ્યે અજાણ્યે એનો હાથ ઝાલ્યો. અદ્રશ્ય રહી પુષ્પધન્વા પોતાની હાથચાલાકી બતાવતો હશે! "તું તો શાન્તિની મૂર્તિ છે. મારી આરામગાહ છે!"



## ૧૦

રા. રા. નવલરામ જગન્નાથ ત્રિવેદી:

# એક જૂનો પુરાણો ને ઘણી ય વાર બનેલો કિસ્સો

અભેસંગના બાપદાદા કાઠિયાવાડના ઇતિહાસમાં નામના કરી ગયા હતા. તે "પાંચસેં પાદરના ધણી" કહેવાતા. પણ અભેસંગને તો તેના બાપ તરફથી દશ સાંતી જમીન જ મળી હતી. આ જમીન પણ તેણે અફીણના વ્યસનમાં અને તેથી આવેલ આળસમાં ગુમાવી અભેસંગની વહુ માનબા મોટા ગરાસીઆની દીકરી હતી. તેની જીભ તલવારની ધાર જેવી હતી. અફીણી અભેસંગને મેણાં મારવાના કામમાં સતત વપરાવાથી તેનું પાણી ઑર વધતું જ ગયું હતું. કાયમના ઉપયોગ માટે સૂત્ર રૂપે—

"આવોરે મારા નિરધન ધણી,
તમે બેઠાં હુંને ચિંતા ઘણી!

એ વેણ તેણે અભેસંગને માટે જોડયું હતું.

અભેસંગને કાંઇ જ કામ ન હતું, અને ઘેર આવો સત્કાર થતો તેથી તે આખો દિવસ ગામધણી ગુમાનસંગના ડાયરામાં જ બેસી રહેતો.

એક દિવસ સવારમાં ગામમાં સર્વ સ્થળે એક જ વાત થતી—"ગામ–ધણી ગુમાનસંગે નાની પાટીના નારૂભાનું ખૂન કર્યું છે." ગુમાનસંગનું સલાહનું ઠેકાણું તેની સ્ત્રી ગુમાનબા હતી. હવે શું કરવું તેની મસલત અત્યારે તે તેની સાથે ચલાવતો હતો. નાની પાટીના કેસરીસંગ ક્યારના પાસેના થાણામાં ફરીયાદ નોંધાવવા પહોંચી ગયા હતા. થોડા સમયમાં જ તેનાપર સરકારનું વારંટ આવી. પહોંચશે. હવે કરવું શું?

ગુમાનબા: "એક ઉપાય મને સૂઝે છે. અભેસંગનાં ઘરવાળાં મારી પાસે રોજ આવીને રોદણાં રૂવે છે. તેની દશ સાંતીની જમીન આપણે ત્યાં મૂકેલી છે તે પાછી આપી દઇએ, ને સાથે જોઇએ તો બીજી દશ સાંતીની ઉમેરીએ; અને આ એક વાત એ માથે ઓઢી લે. હું માનબાને બોલાવવા મોકલું છું."

"ગુમાનબાની વાત માનબાને ગળે ઉતરી ગઈ. 'ડાયરાના દોસ્ત' માટે વાઘુના બાપ એટલું કેમ ન કરે! અમે બેઠાં ગામ–ધણી ગુમાનસંગ બાપુનો વાંકો વાળ કેમ થવા દઇએ? એ તો માથું આપે તેજ મિત્ર."

માનબા ઝપાટામાં ઘેર આવ્યાં. "ઠાકોર! ગુમાનભા બાપુની વાત સાંભળીને?" માનબાના આ શબ્દો સાંભળી અભેસંગ વિચારમાં પડયો. "કોઈ દિવસ નહિ ને આજે વળી હું 'ઠાકોર' ક્યાંથી થયો?" તોપણ તેણે જવાબ આપ્યો, "હા, આખું ગામ એ જ વાત કરે છે."

"પણ એ તો તમારા ડાયરાના દોસ્ત. તમે બધા ભેળા કસુંબા લેનારા તેમને માટે કાંઇ જ નહિ કરો ?"

"આ સરકારના રાજમાં બીજું ત્રીજું તો કાંઇ ન જ થઇ શકે! નિકર આગલ્યો પોરો હોત તો વળી નાની પાટીવાળાની શી મગદૂર કે ગુમાનસંગ બાપુને કાંઇ થાય !" અભેસંગે પણ આજે ઠકરાબા સાથે વાતોનો લ્હાવો લેતાં કહ્યું.

"અરે પણ તો ય શું ! હજી યે તમે ધારો તો કાંઇક કરી શકો. એ તો 'માથું આપે તે માલ કાઢે;' એવાને મદદ કરવાથી આપણો પણ દી વળે."

અભેસંગને વહેમ પડયો. તેને લાગ્યું કે તેની સ્ત્રી કાંઇક ભેતમાં બોલે છે. "વળી માલ કાઢવાનું ને દી વાળવાનું શું છે ?" તેણે પૂછ્યું.

"આગલ્યા વારામાં રજપૂતના દીકરા ધણીને માટે માથું આપતા જ ને ! પણ જુઓ, એક વાર આ કસુંબો તૈયાર કર્યો છે તે પી લ્યો ને સાથે આ હુંગો લાવી છું તે કરી લ્યો, પછી બીજી વાત" માનબાએ મીઠા મધ જેવા શબ્દોમાં કહ્યું.

અભેસંગના આશ્ચર્યનો પાર જ રહ્યો નહિ. રોટલો ને કઢી આપતાં પણ મેણા મારતી માનબા આજે પોતાની મેળે કસુંબો ને હુંગો આપે તે જોઇ તે તો વિચારમાં જ પડી ગયો. પણ તેનો સ્વીકાર કરી કાંઇક સૂઝી આવતાં તેણે પૂછ્યું "પણ અત્યારમાં તમે બહાર ક્યાં ગયાં હતાં"

"જુઓ, તમે ઉતાવળા થઇ જશો નહિ: મારી વાત ધીરે રહીને સાંભળો." એમ કહી માનબાએ પોતાને ગુમાનબા સાથે થયેલ સર્વ વાતચિત કહી સંભળાવી ને છેવટે ઉમેર્યું "ભગવાનના આપેલા પાંચ પાંચ દીકરા છે પણ તેમને ખવરાવવા રોટલા પણ નથી, તો બીજી તો વાત જ શી કરવી ? ગરાસીઆના દીકરા માથું આપીને બાપનો ગરાસ આગલ્યા કાળમાં પાછો લેતા. આપણે અત્યારે એવો અવસર આવ્યો છે. માથું આપી જો બાપનો ગયેલો ગરાસ પાછો લેવાતો હોય તો શા માટે પાછા હઠવું ? અને વળી આમાં તો સાથે સાથે મહોબત પણ સચવાય છે, અને ગરાસ પણ બેવડાય છે."

અભેસંગ તો આ દલિલપૂર્ણ વાતો સાંભળી ડધાઇ જ ગયો. "કેટલી નીચતા" તે મનમાં જ બબડયો. તેનું મન ઘણું ઉશ્કેરાઇ ગયું હતું તોપણ તેણે પા ઘડીમાં નિશ્ચય કરી નાખ્યો અને પછી અરીણીના સુસ્ત અવાજે તેણે જવાબ આપ્યો "બહુ સારૂં, હું જરા તળાવે નાહી આવું. તમે રસોઇ કરવા બેસો એટલે વારંટ આવે તે પહેલાં હું જમીને ગુમાનસંગને ઉતારે પહોંચી જાઉં."

માનબાએ રસોઇ શરૂ કરી. કલાક, બે કલાક, ચાર કલાક થયા, ગુમાનસંગને ઉતારેથી એક પછી એક એમ ઘણાય માણસો અભેસંગને તેડવા આવી ગયા, પણ અભેસંગનો પત્તો જ નહિ. સીમમાં તપાસ કરતાં ખેડુતોએ ખબર આપી કે તેમણે દરબારને "ઉગમણા મારગે જતા જોયા હતા." એ મારગે બે ગાઉ પર માનબાના બાપનું ગામ હતું. માનબા સમજી શકી નહિ કે અભેસંગ અત્યારે ત્યાં શા માટે ગયો હશે.

બપોરે બે માણસોએ હાંફતા હાંફતા આવી માનબાને એક પછી એક પોતાના સમાચાર કહ્યા. "ગુમાનસંગ બાપુને એજન્સી પોલીસ પકડી ગઇ છે. એમણે કહાવ્યું છે કે અભેસંગ દરબાર આવે ત્યારે એમને થાણામાં મોકલજો;" ગુમાનસંગના નોકરે કહ્યું. બીજો માણસ તેના પીયરનો હતો. તેણે ગુંગળાતા સ્વરે ખબર

આપી "અભેસંગ ઠાકોરે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના આપણા આંગણામાં બાપુના મોં આગળ પેટમાં તરવાર ખોસી ત્રાગું કર્યું અને અર્ધા કલાકમાં તો તેમનો જીવ ઉડી ગયો." માનબા મનમાં બબડી, "જીવતાં તો ન આવડ્યું પણ મરતાં યે ન આવડયું." ગુમાનબાએ તેમ આખા ગામે પણ એમ જ ગણ્યું. પરંતુ, વાંચનાર, મને તો લાગે છે કે 'અભેસંગને મરતાં યે ન આવડયું' એવો નિકાલ શુદ્ધ ન્યાયનો નિર્ણય ન ગણાય: તું શું ધારે છે?

---

## ૧૨

અ. સૌ. ભાનુમતી ત્રિવેદીઃ

# આત્મપથે

આઠ વર્ષની બાલા સરયૂ ઘણી ચપળ હતી. નાટક કંપનીના વૃદ્ધ માલિક સાથે તેણે દોસ્તી બાંધેલી તેથી અનેક વખત તેની સાથે તેને નાટ્યગૃહમાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થતો. ત્યાં તે વિવિધ પડદાઓનું અવલોકન એકાગ્રચિત્તે કરતી. કરુણ દશ્યો નિહાળતાં હિબકાભરી રોતી. તેને જોઇને વૃદ્ધ બહુ કૌતુકપૂર્વક નિરખી રહેતો. રડવાનું કારણ પૂછતાં વિગતનો સ્પષ્ટપણે ઉત્તર આપી શકતી નહોતી.

ઘેર આવી અવલોકેલા દશ્યોનું ભાંગ્યુતૂટ્યું વર્ણન કહેતી. મન ઉપર અસર કરેલા પાત્રોના વિવિધ અભિનયો કરી બતાવતી. ગીત ગાતી, અને ઘરનાં માણસોને રાજી કરતી. સૌ તેને વખાણતાં. તે ફુલાતી. પોતાના એ અભિમાનને બળે ઘરનાં સૌ છોકરાંઓમાં તે ઉચ્ચપદે વિરાજતી.

એક વખતે તેને ત્યાં એક રાજકુમાર અતિથિ થયા. તે અરસામાં એક રાત્રે સરયૂએ યોગીનો વેશ લીધો. પોતાની ઓઢણીનો ફેંટો બાંધ્યો. દાદાજીનાં લાંબા પહેરણની કફની બનાવી, અને માળા ડોકમાં નાંખી ખભે ઝોળી લટકાવી. મુસાફરીના લોટાનું હાથનું કમંડલ બનાવ્યું અને 'અહાલેક' પૂકારી રાજકુમારની પાસે ભિક્ષા માગતી સામે આવી ઉભી.

ફકીરી દીલના રાજકુમારે આ કુમારીને હસીને વધાવી લીધી. પણ પછી તરત જ તેનું મુખ ગંભીર થઇ ગયું. તેના કપાળમાં બે ત્રણ કરચળી પડી, તેની આંખમાં દીનતા છવાઈ. આ રંગભૂમિ ઉપર ભાગ ભજવતી બાલિકાનો આત્મા તેણે નિર્મલ ભાવથી સજેલાં વસ્ત્રોમાં પ્રતિબિમ્બિત થતો જણાયો. વદન અને વસ્ત્રોને જોતો રાજકુમાર અવાક્ બની ગયો!

જાણે રંગભૂમિ ઉપર જ હોય તેમ, શાન્ત સૌમ્ય મૂર્ત્તિ બની દઢ અવાજે સરયૂ બોલી, "રાજકુમાર, રાજા છો છતાં મ્હારી ઝોળી અધૂરી રહેશે કે? પણ જો જો હો! પૈસાથી ન ભરી દેતા. યોગીની ઝોળીમાં પૈસા ન હોય, તેમાં તો જડીબુટ્ટી હોય, જે લોઢાને ય પારસમણી બનાવે. ભગવા રંગ અને ઝોળીને શોભે એવું અંદર મૂકજો."

સરયૂની માગણીએ રાજકુમારને ગૂંચવ્યો જે પોતાપાસે નહોતું તે ક્યાંથી કાઢવું? નિશ્વાસ નાખી દીનસ્વરે તે બોલ્યો, "તું શું માગે છે તેની તને ખબર છે? ઉગતી કલિ! યોગી કોને કહેવાય તે જાણે છે?"

"હા, હા." સરયૂએ ઉલટભેર જવાબ આપ્યો; અને રંગભૂમિ ઉપર જોએલા એક

યોગીનું ચિત્ર આંખ આગળ ખડું કરી બોલવા લાગી. "માથે સૂર્યનો તાપ, આગળ પાછળ અગ્નિના ધૂમાડા, માથે જટા, ઓઢવા પાથરવાનું રામ રામ, વગડામાં ઝાડ, પર્વત, ખીણ, પાણી એ બધાની વચ્ચે બેસવાનું, વાઘ ખાઈ જાય તોય ત્યાં ને ત્યાં જ, અને વિમાનમાં બેસી અપ્સરાઓ આવે તોય ત્યાંજ! અડગ!"

"ઠીક ત્યારે. સુંદર ખાવાપીવાનું, ઓઢવા પહેરવાનું, ત્હારા મા બાપ ભાઇ બ્હેન, એ બધાંમાંથી તને એકને જ છીનવી લઇ યોગી કરી કોઇ એવી જગામાં તને બેસાડી દે તો તને ગમેને?"

સરયૂ જરા વિચારમાં પડી. આ બાલાના સરલ હૃદય ઉપર ચિન્તાના ભારને-તેની રમણીય મુંઝવણને કુતૂહલથી રાજકુમાર જોઇ રહ્યો. થોડી વારે સરયૂ બોલી, "તમારે ભિક્ષા નથી આપવી એટલે મને મુંઝવો છો. પણ જો જો. યોગીઓએ જગત જીત્યું છે એમ બા કહેતાં હતાં. હું પણ મન જીતીશ, જગત જીતીશ અને એ બધાંને છોડીશ."

કંઇક કોલ આપતો હોય તેમ રાજકુમાર બોલ્યો, "બાલે! ત્યારે જરૂર ત્હારા પાત્રમાં હું કંઈક નાખીશ. પણ તે વખતે જો ત્હારામાં તેનો ઉપયોગ કરવાની શક્તિ નહિં હોય તો જીવન જીરવવું અકારૂં થઇ પડશે હોં!"

સરયૂએ સમજ્યા વિનાજ ઉત્તર વાળ્યો, "અમારે યોગીઓને મરણની શી ચિન્તા? સાંભળ્યું છે કે ઋષિઓથી સિંહ પણ બીહે છે. હું મ્હારા આશ્રમમાં બે સિંહો પાળીશ."

"પણે બાપુ, જેનો આત્મા બહુ જ બળવાળો હોય તેનાથીજ તે થાય."

સરયૂ રાજકુમાર સામે ટગર ટગર જોઇ રહી. એ સુકુમારીના વદન ઉપર સોનેરી પ્રભા પથરાઈ રહી. તેની નિર્મલ આંખોમાં આત્માનું તેજ ઝબકારા મારવા લાગ્યું. કોઇ દૂર દૂરના ભવિષ્યની ઝાંખી કરીને બોલતી હોય તેમ તેણે કહ્યું, "તમારી વાત સાવ સાચી છે, હું બળવાળી બનીશ." આટલું બોલી તે કંઇક વિચારમાં પડી. તેનું સુંદર મુખ સહજ મ્લાન થયું, તેની આખો ઝીણી થઇ, અને હોઠ સહજ ઉઘડેલા રહ્યા. ખિન્ન સ્વરે તેણે કહ્યું, "ના ના, એમ ન પણ થાય. એક વખત સ્વપ્નામાં દીઠેલા સિંહથી હું બ્હીની હતી. બળ વિનાના માણસથી તે ન બને." આટલું કહી મંદ પગલે તે ત્યાંથી ચાલી ગઇ. રાજકુમારની નજર તેની પાછળ ગઇ. તે અદૃશ્ય થતાં બાલાએ મૂકેલા જીંદગીમાંના ગહન પ્રશ્નોના વિચાર તરંગે તે ચઢ્યો.

ત્યાર પછી, શરદ, વસન્ત અને વર્ષા દુનિયાં ઉપર અનેક વખત આવ્યાં અને ગયાં સરયૂ સાસરે ગઇ. સંગીત સારૂં જાણતી. પતિ પૈસાદાર અને શોખીન હતો. સ્થૂલ પૃથ્વીધનના ઉપાસકોને સૂક્ષ્મ આત્મધનની પિછાન ઓછી હોય છે. તેમના આહારવિહાર ચૈતન્યની ભાવનાઓ કરતાં જડતાને વધારે અનુસરે છે.

સરયૂનો પતિ અને તેનું મિત્રમંડળ કેવળ બાહ્યાડંબરથી જ ઘેરાયું હતું. નિખાલસ અંતઃકરણની સરયૂનો સૌ કોઇ ઉપયોગ કરી જતું. સૌ કોઇ સંગીત સાંભળી, સુંદર ભોજન જમી, બે ઘડી સંસ્કારી સુંદરી સાથે વાતો કરી પોતાનો આનંદ મેળવી જતા. તેનું જીવનઝરણું તૃષાતુરોને માટે ન વહેતાં વિલાસીઓની શોભા રૂપ બન્યું હતું. તેના ઘરનો રોટલો ભૂખ્યાંને માટે ન હતો, પણ રસેચ્છુની જીભના રસને પોષવા માટે હતો. તેનું સંગીત કોઇ શાન્તિ ઇચ્છનારને માટે ન હતું, પણ ઘોંઘાટી ટોળાંને વધારે મસ્તીએ ચઢાવવામાં વપરાતું. એ પરસ્પરના માયાવી અવલંબનોમાં ક્યાંય સ્થિરતા શાન્તિ કે તૃપ્તિ નહોતાં, માત્ર ઇન્દ્રધનુષના રંગ

જેવો તેમાંથી મળતો તેમનો આનંદ હતો. સૌ પોતપોતાના મનમાં પોતાને સુખી ગણતાં.

આ રંગ સરયૂ ઉપરે ચઢયો હતો. તો પણ કોઈ કોઈ વખત તેના ગત સંસ્કારો સતેજ થઈ જતા, ઘણા આનંદની ઘડી પછી તે ઉદાસ બની જતી. જગત ઉપરથી તેનું મન ઉઠી જતું. જીવનમાં કંઇક અપૂર્ણતા લાગતી. જાણે ભૂલી પડી • હોય, કંઇક ખોવાયું હોય તેમ બેબાકળી બની ઘરમાં આમતેમ આંટા મારતી. તેનો આત્મા કોઇ ચીજ માટે તરફડતો, પણ તે ચીજ કઈ એ તે સમજી શકતી નહોતી. થાકી જતી, તેની આસપાસનું વાતાવરણ તેને ઘસડતું, તેમાં તણાઇ તે પણ સૌ ભેગું સુખ માણતી.

જ્યાં જડતાને નકલી ચૈતન્યનું સ્વરૂપ પહેરાવવાનું કામ બુદ્ધિપૂર્વક ચાલી રહ્યું છે; જેની મોહનીથી અંજાઇ ગામડાના ભોળા ખેડુતો આધ્યાત્મિક જીવનધન તેને ખોળે ધરી દઇ તનમનનાં પરંપરાનાં કષ્ટો વ્હોરી લે છે; જ્યાં પ્રકાશમાં આવે તેજ પાપ ગણાય છે; સાબિત થાય તેજ ગુન્હો ગણાય છે; કુટિલતા એ જ નીતિનો સિદ્ધાંત જ્યાં પ્રવર્તે છે; એવા સર્વાંગ શોભતા સાહિત્યોથી ભરપૂર શહેરોમાંના એક શહેરમાં સરયૂનો વસવાટ હતો.

એક સંધ્યાકાળે ગંગાના શાન્ત વહેતા પ્રવાહમાં સરયૂ અને તેના મિત્રમંડળથી ભરેલી હોડી ચાલી જતી હતી. જલ સ્થિર હતું. હોડીએ પણ એટલી જ સ્થિરતા ધારણ કરેલી. વહાણના શઢને દિશાનુકૂલ પવન હતો. પવનની લહરીઓ સાથે જલ લહેરાતું હતું: સંગીતનો મધુર અવાજ હોડીમાં બેઠેલામાંના કોઇકના મુખમાંથી નીકળતો હતો. સૃષ્ટિ સૌંદર્યથી ભરપૂર હતી. આકાશમાં ચિત્ર વિચિત્ર રંગીન પડદાઓ પથરાયલા પડયા હતા. તેનો આભાસ જલમાં પડતો હતો. કિનારા ઉપરની વનરાજિ પ્રશાન્ત, આનંદથી ધીમું ધીમું ડોલતી જલ ઉપર ઝુકી રહી હતી. પૃથ્વી, જલ, પવન, આકાશ, તેજ સૌ પરસ્પરાલંબન સ્વીકારી જાણે પોતાપણું છોડી દઇ સમસ્વરૂપમાં પ્રકટયાં હતાં. માનવબાળ તેની મોજ ચાખતાં હતાં. સૃષ્ટિસ્થાનના માલિકે સૌંદર્યનો અખૂટ ખજાનો ખુલ્લે હાથે વેર્યો હતો. સૌંદર્ય આજ ભોગવે તેવું બન્યું હતું.

સંસારસમુદ્રમાં આમ જ સરયૂનું નાવ અનુકૂલ માર્ગે આનંદથી ચાલ્યું જતું હતું.

એટલામાં સુકાન અને શઢ વગરની એક ન્હાની તરી ગંગાના પ્રચંડ પ્રવાહને ચીરતી, પવનની સામે પૂર જોસમાં ચાલી જતી હતી. તેમાં એક જ મુસાફર હતો, ભવ્ય અને કદાવર, ગેરૂ રંગધારી તેમાં કોઈ મહાત્મા વિરાજેલો. હાથમાંના હલેસાથી પાણીમાં જાણે છબછબીયાં રમતો હોય. વિરાટવિશ્વના જાણે એક અનોખા પ્રવાહમાં એકલો અટુલો તે ચાલ્યો જતો હોય. તેની તરી હોડીની લગોલગથી પસાર થઈ. અવિનાશી આત્માનું અમરત્વ તેના મુખમાંથી ટપકતું હતું. મહાત્માના મુખમાંના શબ્દો સરયૂને કાને અથડાયા, "**नायमात्मा बलहीनेन लभ्यः**" જલના પ્રવાહમાંથી આંખ ઉઠાવી સરયૂએ તે તરફ જોયું. તેની આંખો ભાવભીની થઇ, અને અજાણતાં આત્મા જ એ પટને ય ચીરી તેને ચરણે જઇ નમ્યો. તેના મુખમાંથી અચાનક નીકળી ગયું. "એ કોણ ?"

હોડીમાંથી એક જણે જવાબ આપ્યો, "એ તો ખાખીવનમાં બાવાઓની જમાત પડી છે તેનો મહંત."

"શું તેજ ! શી પ્રભા ! શી કાન્તિ !" સરયૂથી તેની તારીફ થઇ ગઇ.

એક મિત્રે જવાબ આપ્યો, "સરયૂબ્હેન આખા શહેરમાં એની વાત પ્રસરી ગઇ છે,

આપણા લોકો ગાડરિયાપ્રવાહે વ્હેનારા છે. હવે તો એમના દર્શને જનારાઓનો રાફડો ફાટયો છે. એ ટોળાં ભેગો હું પણ ગયો હતો. ઉંમર ન્હાની લાગે છે. શરીરે હૃષ્ટપુષ્ટ છે. જ્ઞાન કેટલું છે તેની ખબર નથી. પણ તેનો ચહેરો જ એવો છે કે સામાના મન ઉપર બહુ જબરી અસર કરે છે. બીજાઓથી આપોઆપ જ નમી પડાય છે. બોલે છે ત્યારે વાણીમાંથી જાણે અમૃત ઝર્યું, પણ બોલે છે જવલ્લે જ."

સરયૂએ ફરી વાર એ આંખ આગળથી દૂર જતી તરી તરફ દૃષ્ટિ નાખી. સંધ્યાની સુરખી ભેળા ભળી જતા તેના રંગથી જાણે બ્રહ્માંડના તત્ત્વોનું એક બિન્દુ હોય તેવો તે લાગતો હતો. સરયૂએ ફરીવાર તેને સત્કાર્યો અને એકાકી જીવનના ઉભરે ચઢી.

બહારથી તેને શાંન્ત થયેલી જોઇ તેના પતિએ તેને કહ્યું "સરયૂ, મને તો તે બિચારાની દયા આવે છે. આવી સુંદર સૃષ્ટિમાં પ્રભુએ આપણને જન્મ આપ્યો, ભોગવવાને વિવિધ વસ્તુઓ બનાવી. તે બધાને ઉપયોગમાં નહિ લેતાં તેની અવગણના કરી, સુખ નાખી દઇ કેવળ દુઃખ જ વ્હોરી લેવું એ કેવી મૂર્ખાઇ ?"

સરયૂના દિલમાં આઘાત થયો. તે બોલે તે પહેલાં જ એક મિત્રે જવાબ વાળ્યો. "તમારી વાત સાચી છે. આવા સુંદર સમયમાં એકાદ મિત્ર સાથે રાખી, સઢ ચઢાવી, પવનને અનુકૂળ માર્ગે હોડી લઇ જઇ જરા આરામથી સફર કરવા નીકળ્યો હોત તો કેવી મજા આવત ! આ તો પવનની સામે જ નાનકડી તરી લઇ લડવા ધસે છે. મફતનું ખાઈ ખાઈ બાવડામાં જોર ભર્યું હોય તે દેખાડવું જોઇએ ને ?"

સરયૂને આ ઠીક ન લાગ્યું. તે બોલી, "આપણે સંસારી, આપણે રાગ અને ભોગની દૃષ્ટિએ જ બધું જોયા કરીએ. પણ સંસારથી ઉલટો માર્ગ તે જ યોગીનો."

"પણ આ તો કુદરતથી ય ઉલટો!"

"કુદરતથી ઉલટો માર્ગ તે જ સંસારીનો."

"તમને કંઇક પક્ષપાત લાગે છે. તેમ શી રીતે બને ?"

સરયૂએ કહ્યું, "કુદરત તે પરમાત્માનું પ્રકૃતિસ્વરૂપ. આત્માની પ્રેરણાઓ પામવાનું સ્થાન. ગૂઢ, ભવ્ય, ભયાનક છતાં યે આકર્ષક ત્હેની મહાન વિભૂતિઓમાં રમતા આપણે આજે પ્રભુના સંમુખવર્તી હતાં એવું કોને લાગ્યું ? આપણે આપણી ઇંદ્રિયોને પોષી, પણ સત્ય, સ્વયંભૂના સ્વરૂપમાંથી કોણે આત્મામાં નવો પ્રકાશ પૂર્યો ? આપણે આત્માને ભૂલ્યાં. તેના પોષણની ચીજનો દેહને માટે ઉપયોગ કરતાં શીખ્યાં. સાચું તત્ત્વ ખોયું. જીવનમાં કૃત્રિમતાઓ ભરી દીધી. અને અત્યારે એ મૃતપ્રાય ચેતનાઓ ઉપર આપણે તાંડવ કરી રહ્યાં છીએ; તેથી જ જીવનમાં જે અસ્વાભાવિક લાગવું જોઇએ તે સ્વાભાવિક લાગવા માંડયું છે."

તે બોલી રહી. સૌ વિચારમાં પડયાં. એ શાન્તિ અખંડ રહી. ધીમે ધીમે સૌંદર્યનો ગ્રાસ કરનાર અંધકાર ઉતરતો હતો. નિઃસીમ વહેતા વહેનમાં ચાલતા નાવથી પાણીમાં થતા ખળખળાટ સાથે ગતિની ઝડપને ઇચ્છતાં હતાં તે સૌ કિનારે ઉતર્યાં અને વિખેરાયાં.

આકાશમાં તારા વેરાએલા પડયા હતા. એ અંધાર પ્રદેશમાં સરયૂ અગાસીએ ચઢી. બાબીવનની દિશામાં કંઇક નિહાળી રહી હતી. આઘે આઘે કંઇક ઝબકતું હતું. તે જ જોગીની ધૂણી હશે.

બીજે દીવસે સાધુનાં દર્શને ગઇ. ભૂતકાલના અતિથિ રાજકુમારને આછી સ્મૃતિએ ઓળખ્યો, નમન કર્યું અને શાશ્વત સુખ માટેનો ઉપદેશ યાચ્યો.

યોગી બોલ્યા, "બેટા! શાશ્વત સુખ દેહ અને મન બંનેથી પર છે. અત્યારે એ વિશેની હકીકત તારી કલ્પનાને આનંદ આપનારી અને મોહ ઉપજાવનારી થશે. પણ બાલે! કલ્પનાની સૃષ્ટિ જેટલી સુંદર છે તેટલી જ આચારની ભયંકર છે. આચારમાં આકર્ષક લાગતી બધી મોહકતા ઉઠી જઇ કઠોરતા જ રહે છે. એ દુર્બોધ પ્રદેશમાં ઉતરવાનું સાહસ ન કર. તું જગતપ્રવાસી, હાલ તો તારે માટે એટલું જ જાણવું બસ થશે કે જગતનો પ્રત્યેક વ્યવહાર કરતી વખતે ત્હારા મનમાં નિરંતર એ સૂત્ર યાદ રાખજે કે જન્મ અને જીવન આત્માના વિકાસ માટે, તેનું પૂર્ણત્વ પામવા માટે, મોક્ષ મેળવવા માટેના સાધનરૂપ છે."

"જીવન એ આત્માની જ્યોત છે. તેને વેડફી ન દેતાં તેના વડે જ્ઞાન પામી, સારાસારને ઓળખી, વધારે પ્રકાશિત કરી સત્યમાર્ગે પ્રયાણ કર. તે માર્ગ અનંત લાગતાં પાછી ન વળીશ. અનંતમાંથી જ અનંત મળશે."

"આત્મશ્રદ્ધાળુ થજે. સુખકર્મમાં આસક્તિરહિત થજે. જ્ઞાન મેળવી મનસંન્યાસ લેજે. શાશ્વત સુખ તને તેમાંથી જડશે."

જીવનનું સૂત્ર પામી સરયૂ ઘેર આવી. પરિચિત તે જ સ્થાન અને તે જ સજ્જનો; પણ બધું ય બદલાઇ ગયું. જાણે પોતે જ પલટાઇ ગઇ.

તેનો જીવનપ્રવાહ ઊંડો અને ગંભીર રીતે વહેવા લાગ્યો. તેનું સંગીત મર્મગામી બન્યું. તેનો ખોરાક બલબુદ્ધિનો પોષક થયો. પણ તેનો આનંદ—હા, આનંદ ખોવાયો, આનંદ? કે એને ઇંદ્રિયરાગ જ કહીશું?

આજે એ દિવસ આવ્યો. દૂર દૂર સંધ્યાના આકાશમાં ધીમે ધીમે સૂર્યને અવસાન પામતો જોતી સરયૂ ઉભી હતી. વૃક્ષોનાં પાંદડાં ખરી પડી વંટોળમાં ઘુમરી ખાતાં હતાં. વસ્તુઓનું ઝાંખું દર્શન થતું. વનમાંથી ઘંટાનો અને સાધુની જમાતનો ગગનભેદી નાદ ગર્જનાને અન્તે કંપિત થતો પૃથ્વી ઉપર પ્રસરી જતો હતો.

'અહાલેક'ના એક સામટા અવાજ સાથે જમાત ઉપડી. મોખરે તે જ ગેરૂરંગધારી મહાત્મા. તપનો તેજ પ્રભાવ મુખ ઉપર વિસ્તરી રહ્યો હતો. નયનોમાં શ્રદ્ધા હતી. ઇન્દ્રિયનિગ્રહી અડગ વૃત્તવાળા તેના પગલામાં જાણે દઢતા જ ભરી હોય!

સરયૂનો કંઠ રૂંધાયો. મહાત્માને નમન કરવાનું મન થયું. પણ તેના બ્રહ્મતેજને જોઇ પોતે અતિતુચ્છ જગત ઉપરના માયામોહમાં ખેંચનાર પ્રાણી તેને પગે પડવા જાણે નાલાયક હોય તેમ સંકોચાતી એક તરફ ઉભી.

અનંત સમૃદ્ધિવાન તે મહાત્મા ચાલ્યો. દૂર સરયૂને જોઇ જાણે કહેતો હોય કે વનવિજન એ અમારા મ્હેલ, ગિરિશિખર એ અમારૂં આસન, મૃત્યુ અમારો મિત્ર, જ્ઞાન વૈરાગ્ય અમારાં સહોદર, ચિરશાન્તિ એ અમારી સ્ત્રી. અમારા અવધૂતના અખાડા જગતથી અનોખા તત્ત્વ ઉપર ઉભા છે; બાલે? દુઃખ દીધું હોય તો ક્ષમા કરજે.

જમાતમાંથી પૃથ્વીભરી આકાશને વીંધતો ઘોષ નીકળ્યો. "**नायमात्मा बलहीनेन लभ्यः**" સરયૂએ તે ઝીલ્યો, ને જ્ઞાન અને બલ વચ્ચેના ફરકને સમજી.

૧૨

અ. સૌ. મનોરમા મજમુદાર :

# પૈસાનું ઝાડ

એક હતો રાજા; તેનું નામ દાનસેન, તે બહુ ધર્મિષ્ટ અને દાનેશ્વરી હતો; અને બ્રાહ્મણોને વાલ વાલ સોનું એ રોજ આપતો.

સવારમાં બ્રાહ્મણનાં ટોળેટોળાં રાજાને દરબાર જતાં અને વાલ વાલ સોનું લઇ આવતાં. બ્રાહ્મણોને તો લીલા–લહેર થઇ રહેતી; અને સોનું વધતું તેમાંથી પોતાની સ્ત્રીઓ માટે ઘરેણાં ઘડાવતા.

એ ગામમાં નિર્મળ પંડિત કરીને એક ટેકીલો બ્રાહ્મણ રહેતો હતો. તે કોઈ દિવસ આ રાજાને ત્યાં દાન લેવા જાય નહી; તેથી એની વહુ અકળાતી અને ઘરમાં કંકાસ માંડતી.

એને મન અસંતોષ થતો ત્યારે બ્રાહ્મણ સાંત્વન કરી કહેતો, "મારે એવું દાન લેવું નથી. જાતમહેનતના રળતરમાંથી મને કોઇ આપે તો જ મારે લેવું એવો મારા મનમાં ટેક છે. રાજાજી પણ ખરા પરસેવાની એક પાઇ મને આપે તો મારે મન સોના–મ્હોર જેવી છે."

એનો આ ટેક સૌ જાણતા. બીજા બ્રાહ્મણો એનો ટેક ચૂકાવવા તૈયાર થયા. એક દિવસ બધા બ્રાહ્મણોએ રાજાને આ વાત કરી દીધી. 'ભિક્ષુકને વળી અભિમાન શું અને ટેક શો?'–એમ વધારીને બ્રાહ્મણોએ વાત કહી.

રાજાએ વાત સાંભળી લીધી; અને મનમાં ગાંઠ વાળી. બીજે દિવસે રાજાએ નિર્મળપંડિ-તને દરબારનું તેડું મોકલ્યું.

બિચારો પંડિત તો જેવો દરબારમાં ખડો થયો તેવો જ રાજાએ સવાલ કર્યો, "પંડિત–રાજ! કહે છે તમે દાન લેતા નથી! કહો તમે મારૂં દાન કેમ નથી લેતા?"

"રાજાધિરાજ! માફ કરજો. મારે તો ખરા પરસેવાનું મળે તો જ લેવું, એવો હું નિયમ લઇ બેઠો છું. આ રાજપાટ તો આપના વડીલનાં છે; એ કંઇ આપનું પોતાનું ન કહેવાય. તેથી–"

સુજ્ઞ રાજાને પંડિતનું કહેવું સાચું લાગ્યું. પંડિતને બીજે દિવસે કંઇ આપવાનું કહી વદાય કર્યો. વિચારમાં રાજાને રાત પડી. નગર-ચર્ચા જોવા સારૂ ભીખારીનાં ફાટલાં તૂટલાં કપડાં પહેરી લીધાં અને એ બહાર નીકળ્યો.

રાતે બધે અંધારૂં ઘોર અને શાન્ત શંશ-માકાર! રાજા ફરતો ફરતો એક લુહારની દુકાન આગળ આવી પહોંચ્યો.

ત્યાં ભઠ્ઠી સળગતી હતી, અને એક છોકરો ધમણ ધમતો હતો. ભઠ્ઠીમાંથી લાલચોળ લોખં-ડનો શળીઓ કાઢી લુહારે એરણ પર ધર્યો. રાજા પાસે આવ્યો. આ ભીખારીને લુહાર જોઇ રહ્યો.

રાજાએ લુહારને વિનવ્યો. "ભાઈ મને હથોડો મારવાનું કામ આપશો? મારાથી બનશે તેટલું કામ હું આપીશ." લુહારે હથોડો હાથમાં આપ્યો.

રાજાએ થોડાક ઘા કર્યા; ને થોડીવારમાં પરસેવાના રેગેરેગ વળ્યા; રેલાથી એ જાણે ન્હાઇ ગયો. થાકી જવાથી રાજાએ લુહારને કહ્યું–"ભાઇ, હવે બસ; મારાથી આટલું જ કામ થશે; હવે હું થાકી ગયો છું તો મારી મજૂરી આપ"

લુહાર તો સાંભળી રહ્યો ને બોલ્યો. "વાહ, આટલી મહેનત કરી એમાં હું શું આપું ? આખો દિવસ મહેનત કરીને મરી જાય છે તેને ફક્ત ચાર આના મળે છે, તો તને શું આપે ?"

"ભાઇ, એ વાત ખરી પણ મારે તો જે આપશો તે સોનામહોર જેવું છે. મને તો જે ખરા 'પરસેવાનું' મળશે તે જ મારે લેવાનું છે."

લુહારને પહેલાં તો અજાણ્યા ભીખારી તરફ જોવાનું કંઇ કારણ નહોતું. પણ આ વખતે જરા સામે જોયું તો એને ભીખારીને બદલે કોઇ ગર્ભશ્રીમન્ત જેવું જણાયું. તાપ તથા થાકથી રાજાનું મ્હોં લાલચોળ થઈ ગયું હતું.

રાજાએ છતા થઇ જવાવાની બ્હીકથી આડું જોયું. લુહારે એક તાંબાનો પૈસો ભિખારી તરફ ફેંક્યો. હરખાતો હરખાતો રાજા તે ઉપાડી લઇ, ઘેર આવી નીરાંતે ઘસઘસાટ સૂતો.

સવાર પડતાં જ પેલા પંડિતને રાજાએ તેડું મોકલ્યું. રાજાએ સનમાન કર્યા પછી પેલી તામ્રમુદ્રા પંડિતને દાનમાં આપી. "દ્વિજરાજ આ મ્હારા ખરા પરસેવાની 'ફુલની પાંખડી' છે તે સ્વીકારો !"

પંડિતે શુભં ભવતુ કહી દક્ષિણા લીધી, ને ઘેર ગયા. પંડિતાણીના મનમાં આજે મોટી મોટી આશાઓ હતી. રાજા સોનું આપશે એમ એના મનમાં હતું. એ હરખભેર સામે આવી અને પૂછ્યું, "બતાવો, જોઉં રાજાજીએ શું આપ્યું ?"

તાંબાનો પૈસો જોઇ એ બહુ નિરાશ થઇ, ને એને ખૂબ રીસ ચઢી. રીસમાં ને રીસમાં પેલો પૈસો એણે ફેંકી દીધો. તે બહાર તુલસીક્યારા-માં જઇને પડ્યો.

સવારે પંડિતાણી તુલસીમાની પૂજા કરવા આંગણામાં આવ્યાં ત્યારે એક અચરજ જોયું. છોડ સાથે એક બીજો મ્હોટો છોડ ઉગ્યો હતો. પાંદડે પાંદડે સોનામહોર વળગી હતી. એનો હરખ તો માય નહી.

* * *

પંડિતરાજ હવે દાન-ધર્મ કરે છે; ને સંસાર નભાવે છે. બીજા બ્રાહ્મણો દ્વેષથી બળવા મંડ્યા. વગર દાન લીધે થયેલી નિર્મળપંડિતની ગૃહસ્થાઈ એમને ખૂંચવા લાગી.

પડોશણોને અદેખાઈ થઇ. પંડિતાણીને ઘરેણાં દેખી એમના મનમાં ઓછું આવ્યું.

થોડીક સોનામ્હોર ચોરી લેવા એમણે બેત રચ્યો. "એટલી બધીમાંથી બે ચાર તોડી લઇશું તો શી ખબર પડવાની છે ?" એમ એમણે ધાર્યું.

મળસ્કે વહેલી ઉઠી, કેટલીક પડોશણો પંડિતાણીના તુલસીક્યારા આગળ છાનીમાની આવી પહોંચી. ચોતરફ આંખ ફેરવી, કોઇ જોતું નથી એમ ખાત્રી થઇ એટલે બબ્બે હાથે સોના-મહોર તોડી લેવા બધીઓએ હાથ લાંબા કર્યા.

ખરા પરસેવાનું ધન ઓળવાય તો તે લેનારને પચતું નથી. લોકો કહે છે તે 'ફુટી નીકળે' છે. અહીં તો એવું કશું થયું નહી; પણ એક નવાઈ થઇ.

પડોશણના હાથ તો કેમે કર્યા ત્યાંથી ખશેડ્યા ખશે નહી. એક બીજીના સામે જોઇ બધી ઓશીયાળી થઇ ગઇ. "નક્કી, હવે તો ચોર તરીકે સવારમાં ખપવાનાં" એવો વિચાર આવ્યો એટલે એમની ગભરામણ બહુ વધી.

ધીમી ધીમી બૂમો પોતાના ઘરનાં માણસોને એમણે પાડી. પણ આ એક-સરખી બૂમોથી પંડિત અને પંડિતાણી જાગી ઉઠ્યાં. સૌ ભેગાં થઇ ગયાં. વાત શેરીમાંથી ચૌટે, અને ચૌટેથી દરબાર સુધી પહોંચી ગઈ.

તુલશીક્યારા આગળ તો જોવા જેવું થઈ રહ્યું. પંડિત ઘર બહાર આંગણામાં આવ્યા. સૌના હાથને એ ધીમેથી અડકયા એટલે જાણે કશું જ નથી એમ હાથ છૂટા થઇ ગયા.

અથ થી ઇતિ સુધી આ બધી વાત રાજાને કાને પડી. રાજાએ નિર્મળ પંડિતને બોલાવ્યા; ખુલાસો માગ્યો.

પંડિતે કહ્યુ, " રાજાધિરાજ ! એમાં કૌતક જેવું કશું નથી. મને આપે જે ખરા પરસેવાની તામ્ર મુદ્રા આપી હતી. તે કંઇક અકસ્માત કારણને લીધે તુલશીક્યારામાં પડી. ત્યાં એનું સુન્દર ઝાડ ઉગ્યું. બાપજી ઝાડને પાંદડે પાંદડે સોનામ્હોર થાય છે!

" રાજાજી ! હું નહોતો કહેતો-આપનું પોતે ઉપાર્જિત કરેલું દ્રવ્ય બીજા દ્રવ્યથી લાખગણું ચઢીયાતું છે. ખરા પરસેવાનાં વાવેતરમાંથી જ પુણ્ય ઉગે ને ફાલે છે, "

રાજા કહેઃ " સાચું; પંડિતરાજ ! પણ એ તો મ્હોરોનું ઝાડ કે ખરા પરસેવાનું ઝાડ ? "

૧૩

રા. રા. લલિતમોહન ચુનીલાલ ગાંધી :

# સરસુ

૧

કલ્પનાને કોણ વારી શકે ?

સુરેન્દ્ર તો કલ્પનાના ઘોડા એવા તો દોડાવતો કે લોકો તેને ધુની કહેતા.

એને વારંવાર એમ થતું કે જાગતો જાગતો જાણે સ્વપ્નામાં ડુબી જતો, પોતે જાણે બીજો જ કોઇ હોય એમ એવા સ્વપ્નોમાં પોતાને જોઇ રહેતો, કોઇ શાંત નદીકિનારા ઉપર કોઇ ન્હાનીશી એકલ મહુલીમાં, સુંદરતાની લાઢીલી પુત્રી ફુલવાડી વડે શોભી રહેલી મહુલીમાં; એ સ્થાન ફુલવાડી અને મહુલી સમસ્તમાં પ્રાણ સિંચનાર પોતાની સહધર્મચારિણી મુગ્ધા સાથે જાણે પોતે બેઠો બેઠો, કુદરતના સંગીત મહીં ભળી જતો જતો કંઇ કવિતા ગાતો હોય કે કોઈ પુસ્તક રચતો હોય; અને સ્થાન, સમય, સાથી અને વૃત્તિના અનેરા સંવાદ રૂપ જીવનસરિતા કુદરતની સવિતામાં ખળખળ વહી રહી હોય...

સહધર્મચારિણી મુગ્ધાની સુકોમળ દેહલતા, તેનું મંદ મંદ સ્મિત, તેની મદિરાક્ષીનું નૃત્ય, તેના વચનોનું કૌમુદીઝરણ, તેની અનુરાગરંજિત લજ્જા, તેના લજ્જામુકુલિત હાવભાવ, એવું એવું કંઇ તે જોયા કરતો....

આવું આવું મેળવવાના અભિલાષ તેના ઉઘડતા હૃદયના મધુરમાં મધુર ગુંજારવ હતા.

પરંતુ આશા ! તેં કેટલાંને મૃતસંજીવની દઇ જીવાડયાં અને પાછાં નવજુવાન બનાવ્યાં છે, તો કેટલાંયનું જીવન ખારૂં ઝેર પણ કરી દીધું છે ! કેટલાંને તેં ઠોકરો ખવડાવી ગબડાવ્યાં છે, તો કેટલાંયને જીવનભર તલસતાં ને તલસતાં

જ રાખ્યાં છે! તું સુરાંગના હો કે પાતાલકન્યા, મનુષ્ય તને ત્યજતો નથી, તું એને છોડતી નથી!

૨

બાવીશ વર્ષે સુરેન્દ્ર વિશ્વવિદ્યાલયની ક્લિસુરીઓમાં પારંગત થઇને પરણ્યો અને સંસારમાં પડચો. એ પરણ્યો કે એને પરણવું પડયું. સંસારસાગર એ પોતે તરવા પડચો કે સાગરે જ તેને આકર્ષી લીધો અને ન ડુબવાને માટે હાથ મારવાની ફરજ પાડી. આજીવિકાનો અટપટો કોયડો તેને પણ ઉકેલવાનો વારો આવી લાગ્યો. જીવનનો મહાપ્રશ્ન તેની સામે પૂર્વ જન્મના લ્હેણદાર સમો ખડો થઇ ગયો. સુખી જીવનનો માર્ગ કયો? શાંત જીવન ગાળવાનો શો ઉપાય? જનસેવા કરતે કરતે આત્મકલ્યાણ સાધવાનો ઉત્તમ ચીલો કેમ ઓળખવો?

સ્વપ્ન અને વાંચન, વાંચન અને સ્વપ્નના જ રાતદિવસમાં વર્ષો ગાળ્યાં હોય એવા જુવાનને પ્રવૃત્તિમય જીવન તરફ રુચિ શેની હોય? વ્યાપારને માટે તો એ લાયક જ ન્હોતો. બાપદાદાની જમીન વારસે મળી ન્હોતી કે નવી ખરીદવાને પુંજી પણ હતી નહીં કે ખેતીમાં પડી શકે. નોકરી કરવા જતાં તેને પોતાની રસિકતા ઉપર કાપ મુકાતો હોય અને હૃદયની શસ્ત્રક્રિયા થતી હોય એમ લાગતું.

એની ભાવનાઓ તો એને લેખક થવાને જ પ્રેરતી હતી. એક માસિકના તંત્રી થવાનું જ તેણે પસંદ કર્યું. એક સ્નેહી તરફથી ન્હાનાસરખા છાપખાનાની જોગવાઇ થઈ શકી.

૩

જતે દહાડે સરસુ સાસરે આવી.

સુરેન્દ્રને પરણ્યાં ને લગભગ બે વર્ષ વીતી, ગયાં હશે પણ ત્હેને લગ્નપ્રસંગ પછી સરસુને જોવાનો આ પહેલો જ પ્રસંગ હતો.

અનેક રમણીય સંસ્મરણોના વિધવિધ રંગે રંગાયેલું સરસુનું કલ્પના ચિત્ર ત્હેને ઘણીએ વાર આનંદ પમાડતું. તે ચિત્રમાંની સાક્ષાત સરસુ હવે તેની પાસે આવી હતી. કંઇ કંઇ મનોરથો ઘડચા હતા તે સૌ ફળીભૂત થવાનો આ પહેલો જ અવસર હતો.

સરસુના માબાપે સારૂં ઘર, ભણેલો અને લાયક યુવાન પતિ જોઇ સુરેન્દ્રને સરસુ પરણાવી હતી. ચારચક્ષુમાં મનુષ્યના હૃદય લેખ વાંચવાની દિવ્ય શક્તિ હતે તો કદાચ આવું ન બનતે!

સંસ્કારી માબાપનું સન્તાન એટલે સરસુ પર ઉચ્ચ સંસ્કારની છાપ તો પડી હતી. જીવનની વસંતમાં જ–પ્રારંભ કાલમાં હૃદયકમળની પાંખડીઓ ખીલી. ઉચ્ચ સંસ્કૃતિને સહજ સંસ્કારની અસર ઉંડી પડી. દિલે સ્વતંત્ર થવા દાવો કર્યો. હિંદુ સમાજમાં અત્યારે તેને કચરી નાખ્યું. પોતાની ઇચ્છા વિના સંસારની દૃષ્ટિએ તે પારકી થઇ ચૂકી.

હૃદય જેને કબુલતું નહીં તેને પાને એ પડી. ન બોલાયું, ન ચલાયું. હિન્દુબાળા શરમાઈ. લજ્જાએ ન છોડાઈ. એના દિલમાં સર્વત્ર નિરાશા છવાઈ રહી. માનસશાસ્ત્રીઓ આ બ્હેબાકળી ને બ્હાવરી બનેલી બાળાની મનોદશા કદાચ સમજી શકતે પરંતુ સમાજબંધન, લોકોમાં અપકીર્તિ થવાનો ભય અને હિંદુ આચાર એ ત્રણેએ સરસુને જીવતી મારી.

પરણ્યા પછી પિયરમાં જેમ તેમ કરી બે વર્ષ વિતાડચાં. ઘણી ફેરી તો સાસરાની કલ્પના માત્ર ત્હેને કંપાવતી. સરસુ મોટી થઇ ને સાસરેથી આણું આવ્યું એટલે માબાપે એને વળાવી. માબાપે લગ્ન પછીના હૈયાશોકથી લેવાયલી બાળા હવે સાસરે જઇ સુખી થશે એમ ધાર્યું. તેઓ બિચારાં કયાંથી જાણે કે સરસુના હૃદયમાં દાવાનળ પ્રગટચો હતો.

૪

સરસુ સાસરે આવી. સુરેન્દ્રની બ્હેન કાન્તા ઘરમાં હતી. ત્હેણે ભાભીને આવકાર દીધો. 'ત્હમે હવે આજથી આ ઘરનાં રાણી,' કહી ગૃહરાજ્ય સોંપ્યું. સુરેન્દ્ર હજુ બ્હારથી પાછો ફર્યો ન હતો.

સરસુ ફરતી ફરતી સુરેન્દ્રના ખંડમાં જઇ ચડી. પુસ્તકો સામે જોવા માંડયું. એક બે ઉઘાડયાં ને પાછાં મૂકયાં; મનને થયું કે લઉં ? અડકાય ? એમનાં જ હશે ? વાંચી શકું ? શો હક્ક ! આવી તેની મનોદશા ક્ષણભર થઈ.

કેટલીક પળ વીત્યા બાદ કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. સરસુ પાછી ફરી ને ચમકી. જોયું તો સુરેન્દ્ર મ્હો મલકાવતો તેની સામે ઉભો હતો.

જોતાં જ સરસુ ફરી ચમકી, બ્હીલી પડી, કંપી. કપાળે પરસેવો વળ્યો. ધરતી ભણી જોઈ રહી.

સુરેન્દ્ર કંઇક સમજ્યો ને બોલ્યો.

'શું સરસુ તું બીધી. મ્હારો ધાક લાગ્યો ? હું તો બાળક જેવો છું મ્હારાથી બ્હીશ નહીં, હો !'

રમણીય મુંઝવણ અનુભવતો સુરેન્દ્ર સરસુને જોઈ રહ્યો. સૌંદર્યની મૂર્તિસમી નિહાળીને પોતાની કલ્પનાનું એક અંગ એને સિદ્ધ થયું લાગ્યું. અને ભાવનાનો બાલક ભાવનાને માર્ગે પળ્યો. લેખક થયો; કલ્પનાસૃષ્ટિની સોળેક વર્ષની મુગ્ધા મળી; આશા ફળી; એમ પોતાને ધન્યભાગી સમજવા લાગ્યો. પરંતુ ઉરલેખ ન વાંચી શકયો.

સરસુ શાંત જ ઉભી રહી. 'શું મ્હારી સાથે નહીં બોલે ?' વળી સુરેન્દ્ર ગણગણ્યો.

સરસુ નિરુત્તર જ રહી. ચાલી ગઈ. સુરેન્દ્ર સમજ્યો કે શરમ આવતી હશે.

૫

ઉપરાઉપરી દિવસો વીતી ગયા. સરસુ સુરેન્દ્રની સહધર્મચારિણી તરીકે આજ પાંચેક મહિના રહી હશે. શરીર પરણાવેલું હતું નહીં કે દિલ. એટલે સમાજ રૂઢિએ શરીર શરીરનાથને સોંપાઇ ગયું, પરંતુ હૃદયઉદ્વેગ તો હજી ચાલુ જ હતો.

સુરેન્દ્રને ત્યાં સરસુ યંત્રવત્ રહી. ભાવહીન જીવન અને માનસિક આઘાત, એ એને માટે અસહ્ય થયાં.

સુરેન્દ્રનો સહવાસ તેને રજમાત્ર રુચતો નહીં. તેનાં લાડ એને ગમતાં નહીં તેના મીઠા ભાવભર્યા બોલ એને ઉલટા મુંઝવતા.

સુરેન્દ્ર કાંઇ રમૂજી વાત કરતો હોય તો પણ ત્હેનાથી ન જ હસાતું. ઘણી ફેરી હૃદયમન્થનના વેગને રોકવાની સબળ કોશીષ કરતી મૂંગી જ બેસી રહેતી. સુરેન્દ્ર બોલાવી બોલાવી થાકતો ત્યારે બે નિરસ બોલ બોલતી. તેની દયામણી દૃષ્ટિ, વિચારશીલ મુખાકૃતિ, બંદીવાન જેવા હાવભાવ, એ સર્વ જોઇ સુરેન્દ્રને અનેક તર્કવિતર્ક થતા. પરંતુ ત્હેને સરસુના હૃદયમાં શું ભર્યું છે તે ક્યાંથી સમઝાય !

સુરેન્દ્રને વ્હાલ કરતો જોઈ પોતાથી સામું વ્હાલ બતાવાતું નથી, હૃદયબિંદુ વિપરીત જ ઉછળે છે, એમ સમજી સરસુ હંમેશ તેના આગળ પોતાના હૃદયભાવ દાબી રાખવા મથતી. તેની ગેરહાજરીમાં લાગણીઓનો ઉભરો કાઢતી, રડતી, રડી શાંત થતી. વળી રડતી, વળી સાવધાન થતી.

હૃદયનું દુઃખ કોને કહે ! સખીઓને કહે તો કદાચ વાત બ્હાર જતાં પતિ શંકાશીલ થાય. પતિને પોતાથી આવી વાત કહેવાય પણ શી રીતે. હૃદયનું દુઃખ હૃદયથી ખમાતું ન હતું. હૃદય ઉઘાડાતું ન હતું.

૬

સુરેન્દ્રને સરસુની માનસિક સ્થિતિનું ધીમે ધીમે ભાન થવા માડયું. બીજું તો કશું ય ન સમઝાયું, પરંતુ એટલું તો પામી શકયો કે સરસુ સુખી નથી. ઘણું ઘણું સમઝાવે અને

કહે કે 'ત્હને શું થાય છે?' ત્યારે સરસુ જવાબ આપતી કે 'મ્હને તો કંઇ નથી. હું તો સારી છું. ત્હમે શું કામ ખાલી ખોટા ઉચાટ કર્યા કરો છો ?'

સુરેન્દ્રનું મન પણ વ્યગ્ર રહેવા લાગ્યું. માસિકની ખપત વધવા પામી જ નહીં ભાગ્યે સો નકલ ખપતી. છાપવાનું ખર્ચ વિશેષ આવતું. ગમે તેવા સારા લેખો ભેગા કરતો પણ બધી મહેનત નકામી જતી. માસિકને અંગે થોડું ઘણું દેવું પણ થયું.

બિચારા સુરેન્દ્રને ખબર ન હતી કે જનસમાજને ભાવનાઓનું કામ નથી. જનસમાજ ભાવનાભૂખ્યો નથી. તે કલ્પનાસૃષ્ટિની વિહારવાટિકામાં વિચરવાને સ્થાયો જ નથી. પેટપૂજાથી પરવારી જ ન શકે તેને એવું એવું શા ખપતું ! ભાવનાઘેલાઓ ભલેને પોતાના આદર્શો બકયા કરે અને ત્હેની પાછળ મરી ફીટે. જનસમાજ નથી જ માની શકતો કે તેનો ઉદ્ધાર અને સંસ્કૃતિ ઉત્તમ ભાવનાઓમાં રહેલાં છે ને ભાવના ખીલવનારાઓ વંદ્ય છે. જનસમાજ બાપડાને પોતાના પેટની જ એટલી પડી છે કે તોબા !

સુરેન્દ્રની ભાવનાઓ જનસમાજના ખડક સાથે અથડાઇ મૃતપ્રાય થઇ ગઇ. તેના આદર્શો, મનોરથો સર્વેના ચૂરેચુરા થઈ ગયાં. વિધિએ અધુરામાં પુરૂં કર્યું. સરસુ માંદી પડી અને છાપખાનું બળી ગયુ. લેણદારે ફરિયાદ નોંધાવી.

વિશ્વવિદ્યાલયના ફિલ્સુફી શીખી પાસ થયેલા એમ. એ. ની વિદ્વત્તા જીવનકલહમાં નકામી નીવડી. કોણ તેને સંઘરે ! પૈસા કયાંથી એ લાવે ? દેવું કયાંથી પતાવે ? નોકરી–નોધારાનો આધાર જે સુશિક્ષિત હિંદનું એકલવાહું હથિયાર, તે એકલી બિચારા સુરેન્દ્રને માટે રહી.

સત્તર ઠેકાણે અરજી કરી પરંતુ ભાગ્ય ફૂટયાં હોય એટલે બધેથી પરવાર્યા. બધે ઠેકાણે અરજી માત્ર નોંધાઇ.

ઘરમાં સ્ત્રી માંદી, નોકરી મળે નહીં, પાસે પૈસા નહીં, બધી આપદાથી સુરેન્દ્ર ઘેરાઇ ગયો. સ્નેહી પાસે હાથ ધરાય પણ શી રીતે ? આટલું ભણ્યો તે શું ભીખ માગવા એમ મોંએ નહીં તો પાછળ તો કહે જ અને કેળવણીથી થયેલું સતેજ આત્મમાન એવી કલ્પના પણ શી રીતે સાંખે !

લેણદારની જપ્તી આવી. સરસામાન બધું ઘસડાઇ ગયું. પાણી પીવાને પાત્ર પણ ન રહ્યું. પ્રભુનો પાડ માનવો જ બાકી રહ્યો કે સરસુ બેભાન હતી.

કલ્પનાપ્રધાન માણસ પત્થરનું હૃદય કરીને બેઠો. ખોળામાં સરસુનું માથું લઈ તેના કરમાયેલા વદન પર હાથ ફેરવતો હતો. થોડી થોડી વારે ધોતીયાના છેડા વતી પવન નાંખતો હતો. સરસુ બેભાન જ હતી. તે લવ્યો.

'સરસુ માફ કરજે, ત્હને દુઃખી કરવાને જ પરણ્યો. હું હતભાગી ત્હને ન જ સુખી કરી શકયો.'

બેભાન સરસુને આ શબ્દો સંભળાયા હોય એમ તેના હોઠ ફફડયા; આંખ ફાટી અને તે અચેતન બોલવા લાગી.

" અરેરે, આ હું શું જોઉં છું ! આ હું, પેલી મ્હારી બ્હેનપણી નિર્મળા; અને પેલા કોણ ? હા એ મ્હારા હૃદયનાથ. અરેરે હજુ ય એની એજ ઝંખના ! એ જ પ્રથમ પ્રેમનું પાત્ર ! મ્હારે નથી જોવું ! પણ એ શું બોલ્યા'તા ? 'ખીલ્યાં પુષ્પો, ખીલ્યું ઉપવન, ખીલી રહી શી આ.' અરેરે હવે એ સ્મૃતિ ને એ બધું શા માટે ! આ મરણ પથારીએ પડયાં પડયાં પણ મ્હારે એ જોવું ! ના, ના, મ્હારે નથી જોવું."

સરસુની મુખમુદ્રા ઉપર અનેક ભાવ આલેખાયા અને બીજી પળે બદલાયા. સુરેન્દ્ર એના અહીંતહીં ઉડતા વાળવાળું લેવાયલું પણ

સુંદર મોં જોઇ રહ્યો. તે ગણગણ્યો. 'શું ત્હને હૃદયનાથ હતો? શું તું ભ્રષ્ટા. નિર્દોષ મૃગલી જેવી દીસતી હતી તે આવી!' આવેશમાં સુરેન્દ્ર સરસુનું માથું નીચે મુકવા ગયો.

ત્યાં વળી સરસુ લવી.

"અરેરે મ્હારે એ ઝંખનાનું શું કામ! મ્હારે તો બસ મ્હારા સુરેન્દ્ર મ્હારા સાચા સ્વામી. મ્હારે હવે બીજાનું શું કામ! ક્રૂર હૃદય, શા માટે થયેલો પ્રેમ ભૂલી નથી જતું! હિંદુ બાળાને છાજતો, પતિ સાથે પ્રેમ કયમ નથી કરતું!"

સરસુએ જોરમાં મુઠ્ઠી વાળી; જોરમાં તેના હાથ ઉછળતાને છાતીને મારવા પડચા! સુરેન્દ્રે હાથ પકડી લીધા. સુરેન્દ્રને સમઝણ પડી કે સરસુ છ મહિનાથી સંકોચ પામતી હતી તે સૌ શા માટે હતું. સરસુની વિશુદ્ધિને આંચ આવી નથી એ પણ તે સમજી શકયો.

પાછી સરસુ લવી.

"અરેરે મ્હેં એમનું જીવન ધૂળમા મેળવ્યું. અરેરે એમનો શું વાંક! મ્હને પરણ્યા એમાં એમણે શી ગુન્હેગારી કરી કે એમને હું દુઃખી કરૂં છું! મ્હને બીજા સાથે પ્રેમ થયો અને મ્હારો હાથ તો એમને અપાયો, તેથી શું મ્હારે એમને દુઃખી કરવા! ના–ના, મ્હારા સુરેન્દ્ર!..."

"મ્હને શૂન્ય હૃદયની જોઇને એમના અંતરમાં કેવું યે થઇ જાય છે! એ બધું મ્હારે પાપે. હાય હાય હું પરણી જ શું કરવા! મૃત્યુ જ મ્હારા પાપનું પ્રાયશ્ચિત!" સરસુએ કપાળ કૂટયું. સુરેન્દ્ર તે અટકાવી ન જ શકયો.

બંધ આંખે આંસુધારા ચાલી. સુરેન્દ્રનો ખોળો—....

વળી સરસુ લવી.

"એમને કહું? મ્હને માફ કરશે? મ્હારી કથા સાંભળ્યા પછી મ્હને ચાહી શકશે? મ્હારે માટે શું ધારશે?"

સુરેન્દ્ર હાથ ફેરવવા લાગ્યો. વાંકો વળીને તેના હોઠ પોતાના હોઠ સાથ ચાંપ્યા.

સરસુ શાંત થઇ ગઇ. થોડી વારે હયકારી આવી. સુરેન્દ્રની સરસુ સુરેન્દ્રની ન રહી. એના ખોળામાં દેહલતિકા જ રહી. તે 'સરસુ સરસુ' કરતો હાથ ઘસતો રહી ગયો. મોટેથી રડી પડયો.

ખાવા પઇ ન હતી. ઘરમાં સ્ત્રી મરી ગઇ હતી. તેના છેલ્લા સંસ્કાર કરવાનું સાધન ન હતું. તેની માઠી દશા કરનાર કોણ? દુષ્ટ જનસમાજ કે જે કલ્પનાત્મક વૃત્તિને પોષતું શિક્ષણ આપે છે અને કલ્પના વિવશ વ્યક્તિઓને ઉછેરે છે અને તેના આદર્શો માટે સ્થાન આપી જ શકતો નથી તે નૃશંસ જનસમાજ જેને મન પેટની પીડા જ સાચી બીજું બધું વ્યર્થ છે તે.

અને બીજો ગુનેહગાર હિંદુસંસાર કે જેમાં પ્રેમને સ્થાન નથી. સ્નેહલગ્નના નામનિશાન નથી. રૂઢિલગ્નનાં જ ઢોલતાસાં વાગી રહે છે.

૭

સરસુના હાથ પર સુભાગ્યે રહેલી બે સોનાની બંગડી વેચી સુરેન્દ્રે તેના છેલ્લા સંસ્કાર કર્યા. માઠી હાલતના વિચારે તેને દિવાનો બનાવ્યો. દુઃખે રીબાયો અને હૃદય ફાટી ગયું.

પ્રિય પાઠક, તું ભાગ્યવાન હો તો આ કથા વાચનો જ ના. પણ સંસારના છાંટા તને ઉડયા હોય, ત્હને સમાજનો અનુભવ થયો હોય, ત્હારા આદર્શોનો મહેલ તૂટી પડયો હોય, જીવનમાં નિરાશા છવાઇ રહી હોય તો આ વાંચજે. વાંચીને વિચારજે. તારી ભાવનાઓ તારી કને રહેવા દેજે. પોથાનું જ્ઞાન પોથામાં રહેવા દેજે. 'પેટની પૂજાને દુનિયા જેટલું ગૌરવ આપે છે તેટલું આપતાં તું પણ બને તો શીખજે.



૧૪

ચિ. "વિલાસ":

# ચમ્પક

એક વખતે અયોધ્યામાં ભયંકર દુકાળ પડવાનાં ચિહ્‌ન જણાયાં. ચોમાસું પુરૂં થવા આવ્યું પણ એક પણ ટીપું વરસાદ ના પડ્યો. અત્યારથી જ પીવાના પાણીના સાંસા પડ્યા. શું થશે તેનો ખયાલ સરખો પણ થઈ શકતો નહોતો. આવી સ્થિતિમાં મંદિરોમાં પુષ્કળ લોકો જવા માંડ્યા. દેવોને વિનંતિ કરવાની કોઇપણ રીત બાકી ન રાખી. અન્તે દેવોનાં મન પણ પીગળ્યાં. શહેરીઓને એક ગંભીર આકાશવાણીએ કહ્યું કે 'વરૂણદેવને પ્રસન્ન કરવા એક મોટો હવન કરો. અને તેમાં એક નાના બાળકનો ભોગ આપો.' આ સાંભળીને બધા ખુબ જ ખુશી થઇ ગયા. એક બાળકને ભોગે આખું શહેર બચે અને તે કાંઈ કરવું અઘરૂં નહોતું. આખા શહેરમાં હવનને માટે ભારે તૈયારી થવા લાગી. બધાએ નિશ્ચય કર્યો કે બે દિવસ હવન કરવો. અને ત્રીજે દિવસે બાર વાગે ભોગ આપવો અને પછી બે દિવસ પછી સમાપ્તિ કરવી. આ પ્રમાણે હવનને શરૂ કરવાનો દિવસ પાસે આવતાં રાજગોરે યાદ દેવડાવ્યું કે ભોગ આપવા માટે બાલક તૈયાર કરવો પડશે. અનેક બ્રાહ્મણો શેરીએ શેરીએ બાલકની માગણી કરવા નિકળ્યા. પણ દરેક ઘરમાંથી કોઇ બીજું બાળક આપશે એવો જ જવાબ મળ્યો. એક પણ ઘરમાંથી પોતાનું બાળક આપવા કોઇપણ તૈયાર ન્હોતું. આ વળી નવી પંચાત ઉભી થઇ! જે માણસ બાળક આપવા કબુલ હોય તેને હજારો, સોનૈયાનાં ઇનામો આપવાનું જાહેર થયું. બધાએ ધાર્યું કે વખત આવ્યે જોઇ લેવાશે. હવનના બે દિવસ પુરા થયા. પણ હજી સુધી કોઇ બાળક મળ્યું ન્હોતું. બધા તો વિમાસણમાં પડ્યા. જો હવે ભોગ ના આપે તો જરૂર વરૂણદેવનો કોપ પણ અસીમ થઈ જાય.

ત્રીજો દિવસ શરૂ થયો. આખી રાત ગામમાં માણસો એક બાળકની શોધમાં નિષ્ફળ ભટક્યા હતા. બાર વાગે ભોગ આપવો જોઇએ. રાજગોર ચિન્તામાં હવન પાસે ઉભા હતા. હજારો લોકોની મેદની ભરાઈ હતી. એટલામાં રાજગોરનું હાથ પકડીને કોઈએ ધ્યાન ખેંચ્યું. તેણે પાછળ જોયું તો રાજાનો એકનો એક પુત્ર ઉભેલો જોયો. તેણે નારંગી રંગના લુગડાં પહેર્યાં હતાં. તેની કાળી આંખો ચળકતી હતી ને તેના લાંબા કાળા વાળ કપાળ ઉપર ગુચ્છાં વળીને પડેલા હતા. તેને જોઇને ગોરને નવાઇ લાગી. તેણે પુછ્યું: "રાજકુમાર તમે એકલા ક્યાંથી?" "હવન જોવા." જવાબ મળ્યો. "ભોગ ક્યાં છે? હવે મધ્યાહ્‌નને થોડી જ વાર છે" કુમારે કહ્યું. આ ઉપરથી ગોરે પોતાની મુશ્કેલી જણાવી. પછી કોઇ બોલ્યું નહિ.—એટલામાં રાજગઢમાં મધ્યાહ્‌નનાં ચોઘડીઆ શરૂ થયાં. તેનો અવાજ કાને પડતાં જ કુમારે ભડભડ બળતા હવનમાં એકાએક ઝુકાવ્યું બધા લોકો તો આભા જ બની ગયા. કુમાર તો આવડા મોટા હવનમાં અદૃશ્ય જ થઇ ગયો. પણ એ જ્યાં પડ્યો હતો ત્યાંથી ધુમાડાના ગોટેગોટ નીકળવા મંડ્યા. તેમાં એટલી તો સુગંધ હતી કે બધા ચકિત થઇ ગયા.

પાંચ દિવસમાં હવન પુરો થઇ ગયો. છઠ્ઠે દિવસે ધોધમાર વરસાદ પડ્યો. તે સામટો સાત દિવસ પડ્યાં જ કર્યો. પછી બાકીનું ચોમાસું

પુષ્કળ વરસાદ પડયો ને શહેર દુકાળમાંથી બચ્યું.

× × × × ×

હવે હવનની કાંઇ નિશાની રહી ન્હોતી. પણ જ્યાં રાજકુમાર પડયો હતો તે જ જગા ઉપર જાદુઇ રીતે એક મોટું ઝાડ ઉગી નીકળ્યું. તેના ઉપર ફુલ પણ ખીલ્યાં. તેનો રંગ નારંગી હતો. અને તેની સુવાસ–રાજકુમારે બલિદાન આપ્યું ને ધુમાડામાંથી સારે જે સુગંધ નીકળેલી–તદ્દન તેના જેવી જ હતી. રાજકુમારના નામ ઉપરથી આ ફુલનું નામ 'ચમ્પક' પાડયું તે સમયથી માંડીને અયોધ્યામાં આ ઝાડ અને ખાસ કરીને તેનાં આ નવી તરેહનાં ફુલ પવિત્ર ગણાતાં થયાં અને અયોધ્યાની રાજગાદી ઉપર જ્યાં લગી આ વંશના રાજાઓનું રાજ્ય ચાલ્યું ત્યાં સુધી એક એવી પ્રથા પડી, કે રાજાને અભિષેક કરતાં પહેલાં બધી ક્રિયા ચમ્પકપુષ્પને રાજગાદી ઉપર મૂકીને કરવામાં આવે તો જ તે પછીનો અભિષેક વિધિ પ્રમાણેનો લેખાય. કારણ કે પ્રજા અને રાજકુટુંબને પોતાને ભોગે દુકાળના મહા સંકટમાંથી તારનાર કુમાર ચમ્પક પાટવી કુંવર જ હતો.

---

૧૫

**રા. રા. વૈકુંઠરાય શ્રીપતરાય ઠાકોર :**

# ઈશ્વર દયાળુ છે*

૧

**દિલ્હી દરવાજા** પાસે આવેલા એક નાના મકાનમાં ગોવિન્દરામ શાસ્ત્રી મફત શાળાના વિદ્યાર્થીઓને આજે નીતિનું શિક્ષણ આપતા હતા. "ઇશ્વર દયાળુ છે" એ સૂત્ર પર તેમણે ઉપદેશ શરૂ કર્યો ને પાંચ દશ દૃષ્ટાંત આપ્યાં. પછી પોતાના વિવેચનની શી અસર થઇ છે, કોઇએ કંઈ બોધ લીધો છે કે કેમ તે જાણવા તેમણે શાન્તિદાસને ઉભો કર્યો.

"શાન્તિ, ઇશ્વર દયાળુ છે, એની દયાનો પાર નથી, એની આપણે રોજ પ્રેમથી ભક્તિ કરવી જોઇએ, ખરૂં ને ?"

"ઇશ્વરને હું માનતો નથી; અને ઇશ્વર જેવો કોઈ હોય તો હું તેને ધિક્કારૂં છું" અદબ વાળી શાન્તિદાસે ઠંડે પેટે જવાબ આપ્યો.

૭ માસ થયાં શાસ્ત્રીજીએ વિદ્યાર્થીઓની સુધારણા સારૂ પોતાનાથી બનતા પ્રયત્ન આરંભ્યા હતા. થોડે અંશે તેઓ સફળ થયા હતા, અને તેમણે આવા જવાબ મળશે એમ ધાર્યું જ ન હતું. તો યે મન કાબુમાં રાખી તે બોલ્યા, "શાન્તિ, તું શું કહે છે ? તારૂં માથું આજે ઠેકાણે લાગતું નથી. ઇશ્વર પર પ્રેમ રાખવો એ તારી ફરજ છે. ગમે તેવો બકવાદ

---

* મેરી કોરેલી ( Marie Corlli ) કૃત એન્જલ્સ વિકેડનેસ ( Angel's Wickedness ) એ ટુંકી વાર્તાની અનુકૃતિ.

શું કરે છે? ફરીથી એવું મા બોલીશ. તું આજ સુધીમાં શું શીખ્યો?"

"ગુરુજી, મેં કંઇ ખોટું કહ્યું નથી. હું ઇશ્વરને ધિક્કારૂં છું."

આ શાળામાં મોટે ભાગે મિલોના ગરીબ કામદાર વર્ગ તથા કારકુનોના છોકરાઓ આવતા. તેમનાં ફાટેલાં તૂટેલાં કપડાં, માંદલાં શરીર, ફિક્કાં મ્હોં, તેમના માબાપની ગરીબાઈનું પૂરૂં ભાન કરાવતાં હતાં. દૂધ ને ઘી જેવી શરીરને પુષ્ટિ આપતી ચીજો દુર્લભ હોય, કોઇ કોઇ વાર ખાવાના સાંસા પડે, અને પેટ ભરીને હાશ કરી ખાવાનું મળે એ તો ભાગ્યે જ બને. આવા અર્ધા ભૂખે મરતાં માબાપની પ્રજા ઇશ્વર દયાળુ છે ને ન્યાયી છે ને પ્રેમાળ છે વગેરે વગેરે સૂત્રો ક્યાંથી ગ્રહણ કરી શકે? તેમની પોતાની તેમ જ આગળ પાછળ રહેતા તેમના જેવા મોટા-ભાગની દુઃખદ અવસ્થા રોજ અનુભવવા મળે, અને તે સાથે તે સામે ધનિક વર્ગના મોજશોખ તથા તેમના તરફથી થતા ગેરઇન્સાફ ક્ષણે ક્ષણે ગમે તેવા રૂપમાં દેખાતા સંભળાતા રહે-એવા વાતાવરણમાં ઉછરતા, મગજના ને શરીરના વિકારી વિકાસવાળા બાળકોને ઇશ્વરની અગાધ માયા સમજાવવી સહેલી નથી. ઇશ્વર જેવું કોઇક છે એવી તેમને અંધશ્રદ્ધા ખરી. તેને ધિક્કારવો એ ખોટું, એમાં પાપ છે એવું કંઇ કંઇ તેમના મનમાં વસેલું, અને તેથી શાન્તિના શબ્દો તેમને અવિચારી, ભૂલભરેલા અથવા તો માત્ર બંડખોર લાગે. પસ્તાવો કરવાને બદલે તેણે જુદી વલણ પકડયું એ જોઇ શાસ્ત્રીજીએ તેને પોતાની પાસે બોલાવ્યો.

"છોકરા, આજે તને ભૂત વળગ્યું લાગે છે. મારા શિક્ષણ પર તું ધૂળ ફેરવે છે. તું શું કહેવા માગે છે? ઇશ્વરને ધિક્કારવાનું કંઇ કારણ?"

"કારણ એ જ કે હું તેમને ધિક્કારૂં છું."

"એ કંઇ જવાબ ના કહેવાય. તારા તરફથી મેં સારી આશા રાખી હતી. તારા જેવા બીજા છોકરા ન નીવડે તે સારૂં. તારી સોબતથી તેમને છૂટા રાખવા પડશે. હાલ તુરત તો તું સાત દિવસ ઘેર બેસ અને તે પછી તારૂં વર્તન બદલાયલું જોઇશ તો ફરીથી તને દાખલ કરીશ."

"આવાં નીતિ અનીતિનાં ટાયલાં મને પણ રુચતાં નથી. મ્હારે મારી હાલત સુધારવાને સારૂ જ્ઞાન મેળવવું છે તે તો અહીં થોડું જ મળે એમ છે."

"છોકરા તારો બાપ તો મરવા પડ્યો છે."

"હા, અને તેથી જ હું ઈશ્વરને ધિક્કારૂં છું." શાન્તિ જોસભેર બોલી ઉઠ્યો. "તમે કહો છો કે ઈશ્વર સઘળું કરે છે; ખરૂં? તો એ જ ઇશ્વર મારા બાપને મારી નાંખે છે. મારા બાપે કોઇનું ભૂંડું કર્યું નથી; અને તેમ છતાં તેઓ કેટલા દિવસ થયા પથારીવશ થયા છે. જીવવાની આશા દિવસે દિવસે ઓછી થતી જાય છે. એમના શેઠે રજા આપી. આવા વખતમાં તુરત બીજે નોકરી કયાંથી મળે? અમારી પાસે શું હોય? જે હતું તે માંદગીમાં પૂરૂં થયું અને હવે તો ઘરમાં પુરતું અનાજે ય નથી. આથી વત્તી કંગાલ દશા તે કેવી હોય? મારી માં પણ મરી ગઇ. ગરીબ ભલા પડોશીઓની હુંફથી અમે ટકી રહ્યા છીએ. અને તમે કહો છો કે ઇશ્વર ભલો છે અને સૌ તરફ અમીદૃષ્ટિ રાખે છે! તદ્દન ખોટું. જો ઇશ્વરને મારા બાપની દરકાર નથી તો તેમની મને દરકાર નથી."

બાળકવક્તાના મોંમાંથી શબ્દોનો પ્રવાહ વેગભર વહ્યો. તેની બોલવાની ઢબ, તેની દલીલ, તથા તેના પિતાની સ્થિતિનું આપેલું આબાદ ઉદાહરણ અસરકારક હતાં; જવાબ મુશ્કેલ પણ

હતો. શાસ્ત્રીજીને હવે બોલ્યા સિવાય છુટકો ન હતો, આંખ કાઢી તેમણે કહ્યું, "ઉંધી પૂતળીના મૂર્ખ નાદાન છોકરા, તારા બાપને બીજે નોકરી નહીં મળી તો તેમાં તેની કસુર હશે; કદાચ કામ આવડતું નહીં હોય. તે માંદા પડયા અને ઇશ્વરે તેના સામે નથી જોયું એવું તું કહે છે તે ખરૂં હોય તો તેનાં કર્મો એવાં હશે–તેં પાપી હશે."

**શાન્તિ**ની આંખોમાં જ્વાળા પ્રકટી, હોઠ ફફડી ઉઠયા, શરીર ક્રોધથી ધ્રુજવા લાગ્યું. "તમે જૂઠું બોલો છો. મારો બાપ તમારા જેવા કરતાં હજાર દરજ્જે સારો છે." મોટે સાદે આટલા શબ્દો બોલી તે વર્ગની બહાર નીકળી જ ગયો.

વિદ્યાર્થીઓ ચૂપચાપ થઇ ગયા, પણ તેમના મનમાં આ વેળા શો ખળભળાટ મચી રહ્યો હશે તે તો તેમની સ્થિતિમાં બેઠેલા જ સમજી શકે. **શાસ્ત્રીજી** ધુંવાપુંવા થઇ રહ્યા હતા, કારણ આવું અપમાન તેમણે કદી અનુભવ્યું ન હતું. ગંભીર વદને તે બોલ્યા. "છોકરાઓ 'જેવું કરે તેવું પામે,' 'વાવે તેવું લણે' એ સૂત્ર પર મેં તમને અગાઉ ઘણી વાર ઉપદેશ આપેલો છે. **શાન્તિ**ના દિલમાં દુષ્ટ બુદ્ધિને વાસ થયો લાગે છે, નહીં તો એના મગજમાં આવા ખોટા સેતાની વિચારો ક્યાંથી? એવા છોકરાથી તમે સૌ દૂર રહો તેમાં તમારૂં ભલું છે. તમે સૌ મારી આજ્ઞા પાળજો જ."

૨

**શાન્તિદાસ**ના પિતા કુબેરદાસ અમદાવાદની એક પુરાણી મિલમાં નોકર હતા. મિલ પુરાણી તેમ જાણીતી હતી. એજન્ટ મહેનતુ, પ્રમાણિક ને દયાભાવવાળા હતા. કામદાર વર્ગને રાહત આપવા સારૂ તેમણે મફત દવાખાનું, બાળગૃહ, પ્રસૂતિગૃહ અને પડતર ભાવે અનાજ આપવાની દુકાન ખોલ્યાં હતાં; વળી તેમને કેળવણી આપવા રાત્રિશાળાની શરૂઆત કરાવી હતી. આ મિલની નોકરી એટલે સરકારી નોકરી. મજુર વર્ગ વખતેવિખત બદલાતો ખરો, કારણ એ વર્ગ એક જગોએ સ્થાયી ટકતો નથી. દર મહિને દશ ટકા, પંદર ટકા અને કોઇ કોઇ વાર તો વીશ ટકા જેટલા મજુરો મિલોમાંથી હેરફેર થતા રહે છે. કારકુન વર્ગથી તેમ થઇ શકતું નથી, એટલે તેઓ કોઇ પ્રતિષ્ઠિત મિલની નોકરી શોધે, અને નોકરીની થોડી ઘણી યે કદર થતી હોય તો તેવે સ્થળે જીવન ભર રહેવા ઇચ્છે એ સ્વાભાવિક છે. ઉપર કહેલી મિલમાં દાખલ થયા પછી કદી ગંભીર ગુન્હો ના થયો હોય તો શરીર ટકે ત્યાં સુધી, હાથ પગ ને શક્તિઓ ચાલે ત્યાં સુધી, શુદ્ધ નિષ્ઠાથી કામ કરનાર કારકુન વર્ગને સુખે રોટલો મળતો. પાંચ વર્ષ પર એ મિલની આવી સારી નામના હતી તેથી કુબેરદાસ તે વેળા રૂા. ૨૫) ના પગારે દાખલ થયા. નોકરી છોડવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમને રૂા. ૩૦) મળતા. ઉમ્મર લગભગ ચાલીશ વર્ષની હશે.

યુરોપના મહાભારત યુદ્ધ દરમિયાન અને તે પછી–લગભગ સાત વર્ષની મુદત સુધી–હિન્દની મિલોની સ્થિતિ ઘણી સંતોષકારક રહી. સને ૧૯૧૫–૧૬ થી તો એક પછી એક વર્ષ વધારે ને વધારે આબાદીના આવતાં ગયા. શેરોનાં ભાવ કૂદકે ને ભુસકે વધ્યા. વ્યાજ પણ તેવાં અપાયાં. મજુર વર્ગના દરમાયા તેમણે હડતાલ પાડી પછી ઠીક વધ્યા; તેમની સાથે કારકુનોને પણ થોડી રાહત મળી. પણ તે પ્રમાણમાં ઓછી હતી. સખ્ત મોંઘવારી તથા વધતા જતા ઘરભાડામાં આખો પગાર ખવાઇ જતો, દેવું થતું ને માંદગી કે એવા પ્રસંગ તો ત્રાસરૂપ નીવડતા. મજુરવર્ગની જેમ ધણી ધણીઆણી તથા છોકરાં સૌ કામે જાય એવું

આ વર્ગમાં નથી હોતું એટલે તેમનો ને મધ્યમ વર્ગનો પૂરો મરો હતો.

આબાદી ચિરકાળ ટકતી નથી. વિલાયતમાં વધી ગયલા ખર્ચો ને લાખો રૂપીઆની નિરર્થક બરબાદીપર ગેડિસ કમિશને કાપ મુકયા. હિન્દમાં ઈન્ચકેપ કમિશને તથા બીજી કમિટીઓએ તેવી સૂચનાઓ કરી. મિલોના નફા વર્ષ સવા વર્ષથી ઓછા થવા લાગ્યા; કોઇ કોઇએ નુકસાન બતાવવા માડયું, એટલે તેમણે પણ ખર્ચ ઓછા કરવાના માર્ગ શોધ્યા. " આંખે આવે તે પહેલો દંડાય " એ ન્યાયે કામદાર વર્ગ તથા કારકુનો પર, તેમના એલાવન્સ (મોંઘવારી ભથ્થું ) તથા બૉનસપર પહેલી કાતર મુકાઇ. કેટલાયે મજુરો ને કારકુનોને રજા અપાઈ કુબેરદાસ આમાંનો એક હતો.

એની સાથે બીજા દશ કારકુનોને રજા મળી હતી. સૌએ મળી મેનેજર તથા એજન્ટને રૂબરૂ મળવું ને બે પાંચ રૂપીઆ ઓછા પગારથી પણ આ વખતમાં નોકરી ચાલુ રાખવા વિનંતિ કરવા નક્કી કર્યું. તેમને આશા હતી કે નાના શેઠ તેમના પિતાનું નામ રાખશે. તેમને પગલે ચાલશે ને ગરીબ કારકુન વર્ગનો રોટલો આ બારીક સમયમાં નહીં લઇ લે. મોટા શેઠનો દેહ પડયાને દોઢેક વર્ષ થયું હતું.

કારકુનોએ પોતાની હકીકત જાહેર કરી. મેનેજર તથા એજન્ટે ખામોશ રાખી સાંભળી, પણ નાના શેઠે પોતાનો નિર્ણય ફરે તેવો નથી એમ કહ્યું.

" શેઠ સાહેબ, સારા વખતની જેમ અમને નભાવી લો. મિલોની ખરાબ સ્થિતિ કંઇ લાંબો વખત નહીં રહે. " કુબેરદાસ ગળગળો થઇ બોલ્યો.

" સ્થિતિ કયારે સુધરશે એ ચોક્કસ ના કહેવાય. એટલે અમારે ત્યાં કંઈ ધર્મશાળા કે પાંજરાપોળ નથી કે જેને તેને નકામા રાખીએ."

જવાબ સાંભળનારો આભા બની ગયા. આ વખતે તો તેમણે નીચી ડોક રાખી ગમ ખાઇ જવાનું હતું. થોડી હીંમત આણી કુબેરદાસ બોલ્યો આપનું કહેવું વ્યાજબી હશે; અમે આપને તસ્દી ના આપત, પણ રેલ્વે, તાર ઑફિસ, મ્યુનિસિપાલિટી, સરકારી ખાતાંઓ ને ખાનગી પેઢીઓ, કોઈ હમણાં અમને સંઘરનાર નથી. અમારાં એવાં મંડળો નથી કે જેના ફંડમાંથી થોડોયે ફાળો અમારે ઘર બેસવા વખત આવે ત્યારે મળે. સરકાર તરફથી પણ તેવી કંઇ યોજના નથી. અમારે કોનો આશરો લેવો ? અઢી ત્રણ હજાર માણસોમાંથી અમારા જેવા પચાશ પોણોસો ઓછા થાય તેમાં કંપનીને કેટલી બચત થવાની ? બચત કરવાના બીજા ઘણા રસ્તા છે. આપ વિચાર કરી જુઓ. "

" એ જોવાનું કામ તમારૂં નથી. "

વધુ બોલવું વ્યર્થ હતું.

" વારૂ સાહેબ. આપના હૃદયમાં રામ વસે ને વિચાર બદલાય તો અમને પાછા લેવા કૃપા કરશો. "

## ૩

કુબેરદાસનો મંદવાડ દિવસે દિવસે વધતો જતો હતો, ને આજે સવારે ભલા દાક્ટરે " વધુ દિવસ નહીં કાઢે " એવા નિરાશાજનક ઉદ્‌ગાર કાઢ્યા હતા. સવારથી શ્વાસ રૂંધાતો હતો, અને કવચિત કવચિત્ ભાન જતું રહેતું. દોઢ માસના મંદવાડમાં અશક્તિ ઘણી વધી ગઈ હતી; અવાજ એવો મંદ થયો હતો કે પથારી પાસે બેસનાર જ બરોબર સાંભળી શકે. આંખો પણ ઉંડી ઉતરી ગઈ હતી. બિછાના પાસે શાન્તિદાસ નિશાળેથી આવીને બેઠો. બાપની આ અવસ્થા જોઇ એની આંખમાંથી આંસુ ખાળ્યાં રહેતાં ન હતાં. શાળામાંથી ગુરુજીએ કાઢયો, સમેવડીઆની સોબત ઓછી થઇ, મા ગઇ ને બાપ પણ ઉડશે કે કેમ એ અતિશયું

સંશય પડતું, એવી સ્થિતિમાં આવી પડેલા આ નિરાધાર કિશોર વયના મનમાં શા શા વિચારો-એ ગડમથલ મચાવી હશે તે અમે વર્ણવી શકતા નથી.

કુબેરદાસે આંખ ઉઘાડી.

" શાન્તિ, આજે નિશાળે નથી ગયો ?"

"ગયો'તો પણ...સાત દિવસ સુધી શાળામાં નહીં આવવા ગુરુજીએ હુકમ કર્યો છે. અને તે પછી પણ...કદાચ દાખલ ના કરે. "

"કેમ એમ ?" આતુર ચિત્તે કુબેરદાસે પુછ્યું. " તારાથી ગુન્હો થયો છે ?"

" બાપા તમે ફિકર ના કરો. દોષ મારો છે; બીજા કોઇનો નથી. મેં કહ્યું કે ઈશ્વરને હું ધિક્કારું છું, અને તેથી ગુરુજી ગુસ્સે થયા ને મને દુષ્ટ બુદ્ધિનો ને એવો ને તેવો કહ્યો. ભલે હું એવો હોઇશ. પણ હું તો એમની શિખામણની ધાતોથી ધરાઇ ગયો છું. તેથી તમે કે હું તલભાર સુખી થવાના નથી કે આપણી સ્થિતિમાં ફેર પડવાનો નથી. આપણી દુર્દશાનો અંત નથી, અને તેનું કારણ જો ઈશ્વર હોય તો એવા ઈશ્વર સારૂ મને ચાહ કયાંથી હોય ?"

"બેટા, એવા વિચાર મા આણ. ઇશ્વરને ધિક્કારીશ નહીં. એવું કદી કરીશ નહીં. એ ભોળાનાથ છે, દયાસાગર છે. ભાઇ, એની ભૂલ કદી થતી નથી. આપણે સૌ એને ભૂલી ગયા છીએ–ભૂલ આપણી છે, અને તેનું પરિણામ સૌ ભોગવે છે. ઇશ્વર જે કરે છે તે સારા સારૂ જ હોય છે. અનુભવ મળેથી તને શ્રદ્ધા આવશે. તારી મા જેવી સુશીલ સ્ત્રી એણે મને આપી. અમારો સંસાર સુખી હતો...હવે તો પ્રભુ મને પણ ઉપાડી લે તો ઠીક."

"બાપા, મારૂં નામ શાન્તિ કોણે પાડયું ? મારા જન્મ પછી તમને શું સુખ મળ્યું ?"

" ભાઈ તારી ભૂલ છે. નામ પાડનારે તો તારૂં નામ કચરો પાડેલું; પણ તું તારી માને અને મારો આનંદ હતો. અમારૂં જીવન શું દુ:ખી હતું ? પૈસે ટકે જે વીટંબણા પડતી તથા બીજી જે કંઇ ઊણપ લાગતી તે તારી હાજરીમાં તને જોઈ વિસરી જવાતી. સુખ ને દુ:ખ એ મનનાં કારણ છે. મોટરો ને ગાડીઓમાં દોડનારા, વાડીવજીફા ને બંગલામાં રહેનારા સૌને સુખ છે સંતોષ છે, આનંદ છે એવું માનવું એ ભ્રમણા છે. પૈસો વધુ મળવો ન મળવો એ નસીબાધીન છે; પણ જીવીએ ત્યાં સુધી કોઇ પાસે મ્હોં નીચું ઘાલી હાથ ધરવો ના પડે તથા ખોટે રસ્તે લાભ મેળવવા મન ના થાય એ જ બસ છે. એ મારૂં માંગણું હતું, અને પ્રભુએ આજ સુધી મારી લાજ રાખી છે. બેટા, એને વિસારીશ નહીં. એનું ખરા દિલથી પ્રેમપૂર્વક સ્મરણ કર અને તું દુ:ખી નહીં થાય. તું ઘણો સમજુ છે, ઉંમરના પ્રમાણમાં તારી શક્તિઓ સારી ખીલી છે. કોઇનું મન દુભવીશ નહીં અને થાય તેટલું સૌનું કામ કરી છુટજે. તારા નામ મુજબ જેમ મેં તારી માને ને મને શાન્તિ ને આનંદ આપ્યાં છે તેમ આગળ પાછળનાને આપતો રહેજે, અને ઈશ્વર તને નહીં ભૂલે. "

આટલું બોલતાં બોલતાં કુબેરદાસ થાકી ગયા. આ શ્રમ તેમની શક્તિ બહાર હતો; પણ તેમના મનને બહુ આનંદ થયો. શાન્તિ તરફનો જાણે છેવટનો ધર્મ તેમણે બજાવી લીધો હોય એવો સંતોષ તેમને થયો. તેમના મુખપર શાંત છાયા છવાઇ રહી.

" બાપા, તમે બહુ ત્રાસ ના લો. મારી ભૂલ થઇ કે તમને આટલું બધું બોલાવ્યા. જુઓ, તમે કેટલા હાંફી ગયા ? તમે નીરાંતે સુઇ રહો. દાકટરને બોલાવું ?"

" ના, ભાઇ. હવે બહુ થયું. તું મારી પાસે બેસ. આજની રાત હું નહીં કાઢું. એમ મારૂં મન કહે છે. "

**શાન્તિએ** મોં ફેરવી આંખ લૂછી ને ઉંડો નીસાસો નાંખ્યો. અર્ધો કલાક ગયો નહીં હશે એટલામાં કુબેરદાસ પથારીમાંથી એકદમ બેઠા થયા. “ **શાન્તિ**, જો, જો, તારી મા......મને ખાતરી હતી કે એ મને નહીં ભૂલે ને આવશે.” ભીંત તરફ કુબેરદાસ એકી ટશે આંખો ફાડી જોઇ રહ્યા. **શાન્તિદાસ** બ્હેબાકળો થઇ ગયો ને ધ્રુસકે ધ્રુસકે રોઇ પડયો.

“ બાપા, બાપા, શું છે ? ”

કુબેરદાસનો ચહેરો અજબ તેજથી ઝળકી ઉઠયો. દુ:ખ ને ગભરાટમાં પડેલા **શાન્તિદાસને** કંઇ સમજ પડી નહીં.

“ બેટા, તારી મા મને બોલાવે છે...... જો......આ......આવી......હું જઇશ હોં... **શાન્તિ** ! ” **શાન્તિના** માથા પર તેમનો ધ્રુજતો હાથ પડયો. “ ભાઇ,......ઇશ્વરને......કદી ......ધિક્કારીશ......નહીં......તેના પર..... પ્રેમ......રાખજે...... અને...... અને...... તેજ......તારૂં......રક્ષણ... કરશે. ” આંખો મીચાવા માંડી. શ્વાસ બંધ થવા લાગ્યો. “ વ્હાલી, આ આવ્યો, ” એટલા શબ્દો એકદમ મોટે સાદે બોલી કુબેરદાસે માથું નીચે નાંખ્યું.

૪

રાતના દશ ગણ્યા, અગીઆર ગણ્યા, બારના ટકોરા સંભળાયા તોયે **શાન્તિદાસને** ઉંઘ આવી-નહીં. થોડી વારમાં આગની બૂમ પડી ને એ પથારીમાંથી સફાળો ઉઠયો. લોકો દોડાદોડ કરતા હતા તેમના ભેગો ભળ્યો ને ચાલ્યો. આગ દૂર નહીં હતી. ભડકા પાસેથી દેખાતા હતા. નિશાળની પડોશમાં આવેલું ગોવિંદરામ શાસ્ત્રીનું ઘર સળગી ઉઠયું હતું. પવનનું જોર હતું, બે માળનું જૂનું ઘર ને અમદાવાદ મ્યુનિસિપાલિટીના અંધેર કારભારમાં પાણીનું જોર કમી, એટલે આગ કાબુમાં ના રહી. તેના કૂર પંજામાં કેટલાં ઘરો સળગશે એ કહેવાનું ન હતું. **શાસ્ત્રી**જીએ ઉપરથી પડતું મેલ્યું, નશીબના બળીઆ તે બચી ગયા. તેમનાં ધણીઆણી **શિવગૌરીને** મહામહેનને અર્ધબેભાન દશામાં અંદરથી ઘસડી આણ્યાં. બહાર આવતાં જ તેમને ભાન આવ્યું, અને “અરેરે પ્રભુ, મારાં છોકરાં, ” બોલી હાંફળાફાંફળા ઘર તરફ દોડયાં.

ઘરમાં પેસવું અશક્ય જેવું હતું. તાપ અસહ્ય હતો. અગ્નિ દેવતાએ તેમનો વિસ્તાર ચોમેર ફેલાવ્યો હતો અને આખું ઘર સપાટામાં લીધું હતું. લક્કડકામ બળતાં વાર શી ? બંબાવાળાએ **શિવગૌરીને** અટકાવી. “ બ્હેન, અંદર જવું એ હવે કેવળ ગાંડપણ છે.”

“ ભાઇ, મને જવા દો...મારા બાળકો સાથે ભલે હું બળી મરૂં....પ્રભુ, પ્રભુ...તેમને બચાવ. ”

બંબાવાળાએ કાંડુ સ્હેજ જોરથી પકડયું ને ગદ્‌ગદ્ કંઠે કહ્યું, “ બ્હેન, તમારો વલોપાત ને કલ્પાંત મિથ્યા છે. ઘરમાં દોડવાનાં ફાંફાં છોડી દો ને તમારા બાળકોને ઈશ્વરને સોંપો. હવે તો દૈવી મદદ જ તેમને બચાવી શકે.”

ખરી વાત. દૈવી મદદ સિવાય તેઓ બચે તેમ નહીં હતાં. અને જુઓ. જોતજોતામાં લોકોના ટોળામાંથી માર્ગ કરતો એક કિશોર ધસી આવ્યો, ને કોઇ અટકાવે તે પહેલાં શરત ચુકાવી સળગતા દાદર પર કુદકા મારતો ચઢી ગયો. લોકો દંગ થઇ ગયા. ગોવિંદરામની નજર પડી ને ભયભીત ચહેરે તેઓ બોલી ઉઠયા, “ અરેરે, આ તો **શાન્તિ** ! ”

લોકોના ટોળાંએ નામ ઉપાડી લીધું. “ શાબાસ, **શાન્તિ** શાબાસ, ધન્ય તારાં માબાપને, ધન્ય તારી હિંમતને. ” બધી આંખો સળગતી બારીઓ તરફ ઠરી રહી.

“ જુઓ, જુઓ. આ એક બાળક તો બચ્યું. ” પોતાના હાથમાં ત્રણ ચાર મહિનાના ધાવણા બાળકને લઇ, ધુમાડા ને અગ્નિની

સંશય પડતું, એવી સ્થિતિમાં આવી પડેલા આ નિરાધાર કિશોરવયના મનમાં શા શા વિચારોએ ગડમથલ મચાવી હશે તે અમે વર્ણવી શકતા નથી.

કુબેરદાસે આંખ ઉઘાડી.

" શાન્તિ, આજે નિશાળે નથી ગયો ?"

"ગયો'તો પણ...સાત દિવસ સુધી શાળામાં નહીં આવવા ગુરુજીએ હુકમ કર્યો છે. અને તે પછી પણ...કદાચ દાખલ ના કરે. "

"કેમ એમ ?" આતુર ચિત્તે કુબેરદાસે પુછ્યું. " તારાથી ગુન્હો થયો છે ?"

" બાપા તમે ફિકર ના કરો. દોષ મારો છે; બીજા કોઇનો નથી. મેં કહ્યું કે ઈશ્વરને હું ધિક્કારું છું, અને તેથી ગુરુજી ગુસ્સે થયા ને મને દુષ્ટ બુદ્ધિનો ને એવો ને તેવો કહ્યો. ભલે હું એવો હોઇશ. પણ હું તો એમની શિખામણની ધાતોથી ધરાઇ ગયો છું. તેથી તમે કે હું તલભાર સુખી થવાના નથી કે આપણી સ્થિતિમાં ફેર પડવાનો નથી. આપણી દુર્દશાનો અંત નથી, અને તેનું કારણ જો ઈશ્વર હોય તો એવા ઈશ્વર સારૂ મને ચાહ કયાંથી હોય ?"

"બેટા, એવા વિચાર મા આણ. ઇશ્વરને ધિક્કારીશ નહીં. એવું કદી કરીશ નહીં. એ ભોળોનાથ છે, દયાસાગર છે. ભાઇ, એની ભૂલ કદી થતી નથી. આપણે સૌ એને ભૂલી ગયા છીએ–ભૂલ આપણી છે, અને તેનું પરિણામ સૌ ભોગવે છે. ઇશ્વર જે કરે છે તે સારા સારૂ જ હોય છે. અનુભવ મળેથી તને શ્રદ્ધા આવશે. તારી મા જેવી સુશીલ સ્ત્રી એણે મને આપી. અમારો સંસાર સુખી હતો...હવે તો પ્રભુ મને પણ ઉપાડી લે તો ઠીક."

"બાપા, મારૂં નામ શાન્તિ કોણે પાડ્યું ? મારા જન્મ પછી તમને શું સુખ મળ્યું ?"

" ભાઈ તારી ભૂલ છે. નામ પાડનારે તો તારૂં નામ કચરો પાડેલું; પણ તું તારી માનો અને મારો આનંદ હતો. અમારૂં જીવન શું દુઃખી હતું ? પૈસે ટકે જે વીટંબણા પડતી તથા બીજી જે કંઇ ઊણપ લાગતી તે તારી હાજરીમાં તને જોઈ વિસરી જવાતી. સુખ ને દુઃખ એ મનનાં કારણ છે. મોટરો ને ગાડીઓમાં દોડનારા, વાડીવજીફા ને બંગલામાં રહેનારા સૌને સુખ છે સંતોષ છે, આનંદ છે એવું માનવું એ ભ્રમણા છે. પૈસો વહુ મળવો ન મળવો એ નસીબાધીન છે; પણ જીવીએ ત્યાં સુધી કોઇ પાસે મ્હો નીચું ઘાલી હાથ ધરવો ના પડે તથા ખોટે રસ્તે લાભ મેળવવા મન ના થાય એ જ બસ છે. એ મારૂં માંગણું હતું, અને પ્રભુએ આજ સુધી મારી લાજ રાખી છે. બેટા, એને વિસારીશ નહીં. એનું ખરા દિલથી પ્રેમપૂર્વક સ્મરણ કર અને તું દુઃખી નહીં થાય. તું ઘણો સમજુ છે, ઉંમરના પ્રમાણમાં તારી શક્તિઓ સારી ખીલી છે. કોઇનું મન દુખવીશ નહીં અને થાય તેટલું સૌનું કામ કરી છુટજે. તારા નામ મુજબ જેમ તેં તારી માને ને મને શાન્તિ ને આનંદ આપ્યાં છે તેમ આગળ પાછળનાને આપતો રહેજે, અને ઈશ્વર તને નહીં ભૂલે. "

આટલું બોલતાં બોલતાં કુબેરદાસ થાકી ગયા. આ શ્રમ તેમની શક્તિ બહાર હતો; પણ તેમના મનને બહુ આનંદ થયો. શાન્તિ તરફનો જાણે છેવટનો ધર્મ તેમણે બજાવી લીધો હોય એવો સંતોષ તેમને થયો. તેમના મુખપર શાંત છાયા છવાઇ રહી.

" બાપા, તમે બહુ ત્રાસ ના લો. મારી ભૂલ થઇ કે તમને આટલું બધું બોલાવ્યા. જુઓ, તમે કેટલા હાંફી ગયા ? તમે નીરાંતે સુઇ રહો. દાક્ટરને બોલાવું ?"

" ના, ભાઇ. હવે બહુ થયું. તું મારી પાસે બેસ. આજની રાત હું નહીં કાઢું. એમ મારૂં મન કહે છે. "

શાન્તિએ મોં ફેરવી આંખ લૂછી ને ઉંડો નીસાસો નાંખ્યો. અર્ધો કલાક ગયો નહીં હશે એટલામાં કુબેરદાસ પથારીમાથી એકદમ બેઠા થયા. "શાન્તિ, જો, જો, તારી મા......મને ખાતરી હતી કે એ મને નહીં ભૂલે ને આવશે." ભીંત તરફ કુબેરદાસ એકી ટશે આંખો ફાડી જોઇ રહ્યા. શાન્તિદાસ બ્હેબાકળો થઇ ગયો ને ડુસકે ડુસકે રોઇ પડયો.

"બાપા, બાપા, શું છે ?"

કુબેરદાસનો ચહેરો અજબ તેજથી ઝળકી ઉઠયો. દુઃખ ને ગભરાટમાં પડેલા શાન્તિદાસને કંઇ સમજ પડી નહીં.

"બેટા, તારી મા મને બોલાવે છે...... જો......આ......આવી......હું જઇશ હોં... શાન્તિ!" શાન્તિના માથા પર તેમનો ધ્રુજતો હાથ પડયો. "ભાઇ,......ઇશ્વિરને......કદી ......ધિક્કારીશ......નહીં......તેના પર..... પ્રેમ......રાખજે...... અને...... અને...... તેજ......તારૂં......રક્ષણ... કરશે." આંખો મીંચાવા માંડી. શ્વાસ બંધ થવા લાગ્યો. "વ્હાલી, આ આવ્યો," એટલા શબ્દો એકદમ મોટે સાદે બોલી કુબેરદાસે માથું નીચે નાંખ્યું.

૪

રાતના દશ ગણ્યા, અગીઆર ગણ્યા, બારના ટકોરા સંભળાયા તોયે શાન્તિદાસને ઉંઘ આવી-નહીં. થોડી વારમાં આગની બૂમ પડી ને એ પથારીમાંથી સફાળો ઉઠયો. લોકો દોડાદોડ કરતા હતા તેમના ભેગો ભળ્યો ને ચાલ્યો. આગ દૂર નહીં હતી. ભડકા પાસેથી દેખાતા હતા. નિશાળની પડોશમાં આવેલું ગોવિંદરામ શાસ્ત્રીનું ઘર સળગી ઉઠયું હતું. પવનનું જોર હતું, બે માળનું જૂનું ઘર ને અમદાવાદ મ્યુનિસિપાલિટીના અંધેર કારભારમાં પાણીનું જોર કમી, એટલે આગ કાબુમાં ના રહી. તેના ક્રૂર પંજામાં કેટલાં ઘરો સળગશે એ કહેવાનું ન હતું. શાસ્ત્રીજીએ ઉપરથી પડતું મેલ્યું, નશીબના બળીઆ તે બચી ગયા. તેમનાં ધણીઆણી શિવગૌરીને મહામહેનને અર્ધબેભાન દશામાં અંદરથી ઘસડી આણ્યાં. બહાર આવતાં જ તેમને ભાન આવ્યું, અને "અરેરે પ્રભુ, મારાં છોકરાં," બોલી હાંફળાફાંફળા ઘર તરફ દોડયાં.

ઘરમાં પેસવું અશકય જેવું હતું. તાપ અસહ્ય હતો. અગ્નિ દેવતાએ તેમનો વિસ્તાર ચોમેર ફેલાવ્યો હતો અને આખું ઘર સપાટામાં લીધું હતું. લક્કડકામ બળતાં વાર શી? બંબાવાળાએ શિવગૌરીને અટકાવી. "બ્હેન, અંદર જવું એ હવે કેવળ ગાંડપણ છે."

"ભાઇ, મને જવા દો...મારાં બાળકો સાથે ભલે હું બળી મરૂં....પ્રભુ, પ્રભુ...તેમને બચાવ."

બંબાવાળાએ કાંડુ સ્હેજ જોરથી પકડયું ને ગદ્દગદ્દ કંઠે કહ્યું, "બ્હેન, તમારો વલોપાત ને કલ્પાંત મિથ્યા છે. ઘરમાં દોડવાનાં ફાંફાં છોડી દો ને તમારા બાળકોને ઇશ્વિરને સોંપો. હવે તો દૈવી મદદ જ તેમને બચાવી શકે."

ખરી વાત. દૈવી મદદ સિવાય તેઓ બચે તેમ નહીં હતાં. અને જુઓ. જોતજોતામાં લોકોના ટોળામાંથી માર્ગ કરતો એક કિશોર ધસી આવ્યો, ને કોઇ અટકાવે તે પહેલાં શરત ચુકાવી સળગતા દાદર પર કુદકા મારતો ચઢી ગયો. લોકો દંગ થઇ ગયા. ગોવિંદરામની નજર પડી ને ભયભીત ચહેરે તેઓ બોલી ઉઠયા, "અરેરે, આ તો શાન્તિ!"

લોકોના ટોળાંએ નામ ઉપાડી લીધું. "શાબાસ, શાન્તિ શાબાસ, ધન્ય તારાં માબાપને, ધન્ય તારી હિંમતને." બધી આંખો સળગતી બારીઓ તરફ ઠરી રહી.

"જુઓ, જુઓ. આ એક બાળક તો બચ્યું." પોતાના હાથમાં ત્રણ ચાર મહિનાના ધાવણા બાળકને લઇ, ધુમાડા ને અગ્નિની

સંશય પડતું, એવી સ્થિતિમાં આવી પડેલા આ નિરાધાર કિશોર વયના મનમાં શા શા વિચારો-એ ગડમથલ મચાવી હશે તે અમે વર્ણવી શકતા નથી.

કુબેરદાસે આંખ ઉઘાડી.

"શાન્તિ, આજે નિશાળે નથી ગયો?"

"ગયો'તો પણ...સાત દિવસ સુધી શાળામાં નહીં આવવા ગુરુજીએ હુકમ કર્યો છે. અને તે પછી પણ...કદાચ દાખલ ના કરે."

"કેમ એમ ?" આતુર ચિત્તે કુબેરદાસે પુછ્યું. "તારાથી ગુન્હો થયો છે?"

"બાપા તમે ફિકર ના કરો. દોષ મારો છે; બીજા કોઇનો નથી. મેં કહ્યું કે ઈશ્વરને હું ધિક્કારૂં છું, અને તેથી ગુરુજી ગુસ્સે થયા ને મને દુષ્ટ બુદ્ધિનો ને એવો ને તેવો કહ્યો. ભલે હું એવો હોઇશ. પણ હું તો એમની શિખામણની ધાતોથી ધરાઇ ગયો છું. તેથી તમે કે હું તલભાર સુખી થવાના નથી કે આપણી સ્થિતિમાં ફેર પડવાનો નથી. આપણી દુર્દશાનો અંત નથી, અને તેનું કારણ જો ઈશ્વર હોય તો એવા ઈશ્વર સારૂ મને ચાહ કયાંથી હોય?"

"બેટા, એવા વિચાર મા આણ. ઇશ્વરને ધિક્કારીશ નહીં. એવું કદી કરીશ નહીં. એ ભોળાનાથ છે, દયાસાગર છે. ભાઇ, એની ભૂલ કદી થતી નથી. આપણે સૌ એને ભૂલી ગયા છીએ–ભૂલ આપણી છે, અને તેનું પરિણામ સૌ ભોગવે છે. ઇશ્વર જે કરે છે તે સારા સારૂ જ હોય છે. અનુભવ મળેથી તને શ્રદ્ધા આવશે. તારી મા જેવી સુશીલ સ્ત્રી એણે મને આપી. અમારો સંસાર સુખી હતો...હવે તો પ્રભુ મને પણ ઉપાડી લે તો ઠીક."

"બાપા, મારૂં નામ શાન્તિ કોણે પાડયું? મારા જન્મ પછી તમને શું સુખ મળ્યું?"

"ભાઈ તારી ભૂલ છે. નામ પાડનારે તો તારૂં નામ કચરો પાડેલું; પણ તું તારી માનો અને મારો આનંદ હતો. અમારૂં જીવન શું દુઃખી હતું ? પૈસે ટકે જે વીટંબણા પડતી તથા બીજી જે કંઇ ઊણપ લાગતી તે તારી હાજરીમાં તને જોઈ વિસરી જવાતી. સુખ ને દુઃખ એ મનનાં કારણ છે. મોટરો ને ગાડીઓમાં દોડનારા, વાડીવજીફા ને બંગલામાં રહેનારા સૌને સુખ છે સંતોષ છે, આનંદ છે એવું માનવું એ ભ્રમણા છે. પૈસો વધુ મળવો ન મળવો એ નસીબાધીન છે; પણ જીવીએ ત્યાં સુધી કોઇ પાસે મ્હોં નીચું ઘાલી હાથ ધરવો ના પડે તથા ખોટે રસ્તે લાભ મેળવવા મન ના થાય એ જ બસ છે. એ મારૂં માંગણું હતું, અને પ્રભુએ આજ સુધી મારી લાજ રાખી છે. બેટા, એને વિસારીશ નહીં. એનું ખરા દિલથી પ્રેમપૂર્વક સ્મરણ કર અને તું દુઃખી નહીં થાય. તું ઘણો સમજુ છે, ઉંમરના પ્રમાણમાં તારી શક્તિઓ સારી ખીલી છે. કોઇનું મન દુભવીશ નહીં અને થાય તેટલું સૌનું કામ કરી છુટજે. તારા નામ મુજબ જેમ મેં તારી માને ને મને શાન્તિ ને આનંદ આપ્યાં છે તેમ આગળ પાછળનાને આપતો રહેજે, અને ઈશ્વર તને નહીં ભૂલે."

આટલું બોલતાં બોલતાં કુબેરદાસ થાકી ગયા. આ શ્રમ તેમની શક્તિ બહાર હતો; પણ તેમના મનને બહુ આનંદ થયો. શાન્તિ તરફનો જાણે છેવટનો ધર્મ તેમણે બજાવી લીધો હોય એવો સંતોષ તેમને થયો. તેમના મુખપર શાંત છાયા છવાઇ રહી.

"બાપા, તમે બહુ ત્રાસ ના લો. મારી ભૂલ થઇ કે તમને આટલું બધું બોલાવ્યા. જુઓ, તમે કેટલા હાંરી ગયા ? તમે નીરાંતે સુઇ રહો. દાકટરને બોલાવું ?"

"ના, ભાઇ. હવે બહુ થયું. તું મારી પાસે બેસ. આજની રાત હું નહીં કાઢું. એમ મારૂં મન કહે છે."

શાન્તિએ મોં ફેરવી આંખ લૂછી ને ઉંડો નીસાસો નાંખ્યો. અર્ધો કલાક ગયો નહીં હશે એટલામાં કુબેરદાસ પથારીમાથી એકદમ બેઠા થયા. " શાન્તિ, જો, જો, તારી મા......મને ખાતરી હતી કે એ મને નહીં ભૂલે ને આવશે." ભીંત તરફ કુબેરદાસ એકી ટશે આંખો ફાડી જોઇ રહ્યા. શાન્તિદાસ બ્હેબાકળો થઇ ગયો ને ધ્રુસકે ધ્રુસકે રોઇ પડયો.

" બાપા, બાપા, શું છે ? "

કુબેરદાસનો ચહેરો અજબ તેજથી ઝળકી ઉઠયો. દુઃખ ને ગભરાટમાં પડેલા શાન્તિદાસને કંઇ સમજ પડી નહીં.

" બેટા, તારી મા મને બોલાવે છે...... જો......આ......આવી......હું જઇશ હોં... શાન્તિ ! " શાન્તિના માથા પર તેમનો ધ્રુજતો હાથ પડયો. " ભાઇ,......ઇશ્વિરને......કદી ......ધિક્કારીશ......નહીં......તેના પર..... પ્રેમ......રાખજે...... અને...... અને...... તેજ......તારૂં......રક્ષણ... કરશે. " આંખો મીચાવા માંડી. શ્વાસ બંધ થવા લાગ્યો. " વ્હાલી, આ આવ્યો, " એટલા શબ્દો એકદમ મોટે સાદે બોલી કુબેરદાસે માથું નીચે નાંખ્યું.

૪

રાતના દશ ગણ્યા, અગીઆર ગણ્યા, બારના ટકોરા સંભળાયા તોયે શાન્તિદાસને ઉંઘ આવી-નહીં. થોડી વારમાં આગની બૂમ પડી ને એ પથારીમાંથી સફાળો ઉઠયો. લોકો દોડાદોડ કરતા હતા તેમના ભેગો ભળ્યો ને ચાલ્યો. આગ દૂર નહીં હતી. ભડકા પાસેથી દેખાતા હતા. નિશાળની પડોશમાં આવેલું ગોવિંદરામ શાસ્ત્રીનું ઘર સળગી ઉઠયું હતું. પવનનું જોર હતું, બે માળનું જૂનું ઘર ને અમદાવાદ મ્યુનિસિપાલિટીના અંધેર કારભારમાં પાણીનું જોર કમી, એટલે આગ કાબુમાં ના રહી. તેના ક્રૂર પંજામાં કેટલાં ઘરો સળગશે એ કહેવાતું ન હતું. શાસ્ત્રીજીએ ઉપરથી પડતું મેલ્યું, નશીબના બળીઆ તે બચી ગયા. તેમનાં ધણીઆણી શિવગૌરીને મહામહેનને અર્ધબેભાન દશામાં અંદરથી ઘસડી આણ્યાં. બહાર આવતાં જ તેમને ભાન આવ્યું, અને "અરેરે પ્રભુ, મારાં છોકરાં, " બોલી હાંફળાંફાંફળા ઘર તરફ દોડયાં.

ઘરમાં પેસવું અશક્ય જેવું હતું. તાપ અસહ્ય હતો. અગ્નિ દેવતાએ તેમનો વિસ્તાર ચોમેર ફેલાવ્યો હતો અને આખું ઘર સપાટામાં લીધું હતું. લક્કડકામ બળતાં વાર શી ? બંબાવાળાએ શિવગૌરીને અટકાવી. " બ્હેન, અંદર જવું એ હવે કેવળ ગાંડપણ છે."

" ભાઇ, મને જવા દો...મારા બાળકો સાથે ભલે હું બળી મરૂં....પ્રભુ, પ્રભુ...તેમને બચાવ. "

બંબાવાળાએ કાંડુ સ્હેજ જોરથી પકડયું ને ગદ્‌ગદ્ કંઠે કહ્યું, " બ્હેન, તમારો વલોપાત ને કલ્પાંત મિથ્યા છે. ઘરમાં દોડવાનાં ફાંફાં છોડી દો ને તમારા બાળકોને ઈશ્વરને સોંપો. હવે તો દૈવી મદદ જ તેમને બચાવી શકે."

ખરી વાત. દૈવી મદદ સિવાય તેઓ બચે તેમ નહીં હતાં. અને જુઓ. જોતજોતામાં લોકોના ટોળામાંથી માર્ગ કરતો એક કિશોર ધસી આવ્યો, ને કોઇ અટકાવે તે પહેલાં શરત ચુકાવી સળગતા દાદર પર કુદકા મારતો ચઢી ગયો. લોકો દંગ થઇ ગયા. ગોવિંદરામની નજર પડી ને ભયભીત ચહેરે તેઓ બોલી ઉઠયા, " અરેરે, આ તો શાન્તિ ! "

લોકોના ટોળાંએ નામ ઉપાડી લીધું. " શાબાસ, શાન્તિ શાબાસ, ધન્ય તારાં માબાપને, ધન્ય તારી હિંમતને. " બધી આંખો સળગતી બારીઓ તરફ ઠરી રહી.

" જુઓ, જુઓ. આ એક બાળક તો બચ્યું. " પોતાના હાથમાં ત્રણ ચાર મહિનાના ધાવણા બાળકને લઇ, ધુમાડા ને અગ્નિની

જ્વાળાઓ વટાવી, બળી ગયેલી બારી આગળ શાન્તિ આવી પહોંચ્યો ’ને નીચે સહીસલામત જવાનો રસ્તો ચિંતાતુર ચહેરે જોઇ રહ્યો. આઠ દશ જણા પીછોડી લઇ બળતા ઘર તરફ ધસ્યા. “શાન્તિ ગભરાઇશ નહીં. બચ્ચાંને નીચે ફેંક.”

બાળકને આસ્તેથી નીચે ફેંકી શાન્તિ એકદમ અંદર દોડચો ને ત્રણ તથા પાંચ વર્ષનાં બીજાં બે નાનાં બાળકો સાથે બારી આગળ ફરી દેખાયો.

લોકોના ઉત્સાહનો, અધીરાઇનો, આનંદનો પાર ના રહ્યો. આખું વાતાવરણ વાહવાહથી ગાજી રહ્યું.

“હવે કોઈ પણ અંદર રહ્યું છે?” શાન્તિએ મોટા અવાજે પુછ્યું.

ધાવણા બાળકને છાતીસરસી ચાંપતી શિવગૌરી આગળ આવી. “નહીં, બાપુ. તેં સૌને અણીશુદ્ધ બચાવ્યાં છે. ઈશ્વર તારા તરફ અમી નજર રાખે.”

જરાયે ઉતાવળ કે ગભરાયા સિવાય તેમ પોતાની જાતની પરવા રાખ્યા વગર એક પછી એક છોકરાને નીચે ધરેલી ચાદરોમાં નાંખ્યા. સૌ કોઇને હવે શાન્તિની સલામતી સારૂ ચિંતા પેઠી. કારણ પાસેની દિવાલ હાલવા લાગી હતી ને છાપરૂં પડું પડું થઈ રહ્યું હતું.

“ઉતાવળ કર. શાન્તિ! ચાલ, આ તરફ જોઇને એકદમ ભુસકો માર.”

શાન્તિના ફિક્કા મ્હોં પર ક્ષણભર સ્મિત ફરકયું. આગળ પાછળ નજર કરી જેવો ભુસ્કો મારવા વળે છે તે જ વખતે તેના કુમળા શરીર પર દિવાલ તથા છાપરૂં તૂટી પડ્યાં. શાન્તિ ભોંય પર પછડાયો ને તેના પર બળતો કાટ ફરી વળ્યો. લોકો હિંમત ધરી ધસ્યા ને મહા-મહેનતે ઝડપથી કાટ દૂર કરી, સખ્ત દાઝેલા, છૂંદાઇ ગયેલા, મરૂં મરૂં થઈ રહેલા શાન્તિને કાઢ્યો; તેને હલકે હાથે હાથ પર લઈ ધુમાડા ને તાપથી દૂર સુવાડચો. શિવગૌરી ત્યાં દોડી પહોંચી અને દૈવી પ્રેરણાના સાધન બનેલા આ નાના જીવને પગે પડતી, આશીર્વાદ આપતી, મોકળે મ્હોંએ રોઈ પડી. તેનું પોતાનું બાળક આ પળે જતું રહેતું હોય એટલી લાગણી તેને થઇ. શાન્તિને ભાન હતું. તેની મુખમુદ્રા શાન્ત હતી.

“માજી. શા સારૂ રૂઓ છો?...બાપા ગઇ કાલે જ ગયા...મારે ય જવું જ છે.”

“શાન્તિ. એવા વિચાર ના કર. તને મારે ત્યાં મારા પોતાના બાળક માફક રાખીશ. ઇશ્વર તને ઝટ આરામ કરે.”

“ગુરુજી. એ આશા હવે નકામી છે.... મારી પાસે આવો...મને માફી આપો.”

“ભાઇ, કોણ કોને માફી આપે? અમે તો જીંદગી ભર તારા ઓશીંગણ થયાં છીએ. હિંમત પ્રેમ ને ઔદાર્યનો પાઠ તેં મને શીખવ્યો છે. હું તને ઓળખી ના શક્યો.

“ગુરુજી!...વર્ગમાં બોલ્યો...તે ખોટું હતું...મારી ભૂલ...સમજાઇ છે....ઇશ્વર જે કરે છે...તે સારા સારૂ...મા ગઇ...બાપા ગયા...હું આ ચાલ્યો...કેવો ભાગ્યશાળી?... માજી!... આશિષ આપો.”

આ કરુણાજનક દેખાવ જોનારા, આગળ પાછળ ઉભેલાની આંખોમાં આંસુ છલકાઇ રહ્યાં.

“બેટા!” શિવગૌરી તેના માથા પર, હાથ ફેરવતી બોલી. “મારા જેવીનું વચન, ફળતું હોય તો મારી આશીષ છે કે તે પરમ-કૃપાળુ તને તેની ગોદમાં લે ને અનન્ત શાન્તિ આપે.”

“હા...શ. હવે...હું...નીરાંતે...સુઇશ.... ખરે,...ઇશ્વર...દયાળુ...છે.”

---

૧૬

રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા:

# ઓઢો જામ ને હોથલ

કચ્છના મુલકમાં કોટકલી નામે ગામ હતું. ત્યાંના જામના નાના ભાઇનું નામ ઓઢો હતું. ઓઢાની ઉમ્મર પચીશેક વર્ષની હતી. તે વાંકડી મૂછવાળો ફાંકડો માટે જવાન હતો. તેનું વિશાળ કપાળ ગૌર વર્ણને લીધે ચમકારા મારતું હતું. તેની મોટી ને અણીઆળી આંખો જેમ ડરામણી હતી તેમ તે પ્રેમાળ એટલે મીઠી નજરવાળી હતી. તેની શિકલ શોભીતી, તેનો બાંધો કદાવર છતાં ઉંચો ને પાતળો હતો. તે સ્વભાવે હસમુખો ને ટોળી હતો; તેથી તેને સૌ સારી પેઠે ચહાતાં હતાં. તે સ્વચ્છ ને તંગ કપડાં પહેરતો, અને હથિઆર સજીને જ્યારે તે ઘોડેસ્વાર થતો, ત્યારે તો સ્ત્રી પુરુષો તેને જોઇને છક થઇ જતાં. તે જેવો શૂરવીર હતો તેવો જ સત્યવક્તા હતો. સર્વ ક્ષત્રિય સદ્‌ગુણો તેનામાં હતા. તે બ્રહ્મચર્ય વ્રત પાળીને લંગોટબંધ રહેતો.

બંને ભાઇ વચ્ચે ગાઢો પ્રેમ હતો. તેઓ સાથે ખાય પીએ, શિકારે જાય ને ગામેતરૂં પણ કરે. નજીકના ડુંગર પર બેસીને તે ઘણી વાર આનંદ કરતા, કેમકે તે ઉપર પુષ્કળ મોર વસતા હતા. તેઓ કળા કરે ને નાચે, ઢેલો તેમની આસપાસ વીંટાઈ વળે અને મોરોના ટૌકા વડે ડુંગર પરનું જંગલ ગાજી રહેતું. ડુંગર પર શિકાર કરવાની મનાઈ હોવાથી હરણાદિ પશુઓ નિર્ભયપણે કૂદાકૂદ કરતાં હતાં. તમાસી જામની પહેલી પત્ની ગુજરી જવાથી તેણે બીજી વારનું લગ્ન કર્યું હતું. ઠકરાળાં ૨૧ વર્ષનાં ને ખૂબસુરત હતાં. તે પોતાના દિયર પ્રત્યે ઘણો વહાલ બતાવતાં. દુર્દૈવે ઓઢાનું સુંદર શરીર ને તરૂણાવસ્થાથી તેમનું મન વિહ્‌વળ થયું.

એક વાર ઠકરાળાંએ ઓઢાને પોતાની મેડીએ બોલાવ્યો. તેને લલચાવા માટે જે જે સામગ્રી જોઇએ તે સર્વ તૈયાર રાખી હતી. ઓઢાને ગાદી પર બેસાડીને તેની છેક નજીક ઠકરાળાં બેઠાં, અને અનેક તરેહની રસીલી વાતો કરવા, હાવભાવ બતાવવા ને નખરાં કરવા લાગ્યાં. શ્રૃંગી ઋષિ જેવા ઓઢાનું મન તેથી ચળ્યું નહિ, કેમકે ભાભી પ્રત્યેનો તેનો પ્રેમ વિશુદ્ધ હતો. આખરે ઠકરાળાંએ પલંગ પર જઇને ઓઢાને તેમાં આવવા આગ્રહ કર્યો. ઓઢાને હવે ભાભીની વૃત્તિ વિષેની સમજ પડી ગઇ. તે ગાદીએથી ઉઠ્યો નહિ, ત્યારે બાઇએ આવીને તેનું કાંડું પકડ્યું. તે ખિન્ન થઇને બોલ્યો; તમે મારાં મોટાં ભોજાઇ એટલે માતા તુલ્ય છો. અને હું તમને હંમેશાં તે જ પ્રમાણે લેખું છું છતાં તમે આ શું કરવા ઇચ્છો છો? હું બ્રહ્મચર્ય વ્રત પાળનાર લંગોટબંધ છું. માટે મારાથી તમારો સ્પર્શ સરખો થઇ શકશે નહિ. તેણે કાંડું તરછોડીને જવા માંડ્યું ત્યારે ભાભી ધ્રુસકીને બોલ્યાં. દિયરજી તમે માનતા નથી તો તમારી વિરુદ્ધ મારે સખ્ત ઇલાજ લેવા પડશે. તમારા ભાઇને ઉંધુ અવળું સમજાવીને હું તમને દેશવટો લેવડાવીશ. ઓઢો કંઈ પણ ન બોલતાં ઉતાવળે ઉતાવળે દાદર ઉતરીને ચાલતો થયો.

રાતે ઠાકોર મેડીએ પધાર્યા ત્યારે ઠકરાળાંને ડુટપુટ ખાટલી લઇને સૂતેલાં દીઠાં. ઠાકોરે પાસે આવીને કારણ પૂછ્યું, ત્યારે બાઇએ રોવા માંડ્યું, અને ઘણો આગ્રહ કર્યો ત્યારે કહ્યું કે 'આજ તો તમારા ભાઈ મારી લાજ લૂંટવા માટે મેડી પર એકદમ ચડી આવ્યા હતા. મને ઘણી

રીતે લલચાવા માંડી, પણ હું જ્યારે એકની બે ન થઇ ત્યારે તે ધમકી આપીને ચાલ્યા ગયા. હવે પછી તે શું કરશે તે કહેવાય નહિ. માટે તમે તેને દેશવટો દ્યો તો જ મારાથી નિરાંતે રહેવાય.' ભાઇની શુદ્ધ વર્તણુક વિષેની ઠાકોરને ખાત્રી હતી, તેથી તેમણે આનાકાની કરવા માંડી એટલે બાઇએ સ્ત્રીચરિત્રનો આરંભ કર્યો; તેથી અંજાઇને તેમણે આવતી કાલે જ ભાઇને દેશવટો દેવાનું વચન આપ્યું.

બીજે દહાડે સવારે ભાઇને દેશપાર કરવાનો હુકમ થયો. ઓઢો શું પરિણામ આવશે તે જાણતો જ હતો. તેથી તે બોલ્યા ચાલ્યા વગર સત્વર તૈયાર થયો. અને કેટલાક ઉત્તમ પ્રતિના ઘોડા લઇ તે પોતાના વહાલા ડુંગરને જુહાર કરી પરદેશ જવા નીકળી પડયો, અને ગુર્જર નરેશ વિસળદેવને જઈ મળ્યો. વિસળદેવે તેને ભારે માન આપી પોતાની પાસે રાખી લીધો. થોડા જ દિવસમાં બંને વચ્ચે ગાઢી મિત્રતા બંધાઇ. એક વાર બંને સાથે જમવા બેઠા હતા તે વખતે વિસલે પોતાના ભાણામાં ચપટી ધૂળ નાખી, તેથી આશ્ચર્ય પામીને ઓઢા જામે તેમ કરવાનું કારણ પૂછ્યું. ત્યારે વિસલે કહ્યું કે 'જ્યાં સુધી અણહિલપાટણ નજીક ધોળાગઢમાં બાદશાહની સાંઢો છે તે લેવાણી નહિ ત્યાં સુધી હું અન્ન નહિ પણ ધૂળ જ ખાઉં છું! એક વાર મેં ચઢાઇ કરી તેમાં નિષ્ફળ થવાથી મેં આવું આકરૂં પણ લીધું છે.'

આ સાંભળી ઓઢા જામને પગથી માથા સુધી લાગી ગઇ. તેણે કહ્યું, "મહારાજ, હું બાદશાહની સાંઢો લઇ આવું તો જ તમારૂં અન્ન ખાઉં." તેણે મહારાજ પાસેથી આઠ દશ હજાર સવાર તથા કેટલુંક પાયદળ લઇને ચઢાઇ કરી. રસ્તે ચાલતો ચાલતો જાય છે એટલામાં તેને એક ઘોડેસ્વાર મળ્યો. તેની ઘોડી પાણીપંથી હતી. તેણે આખે અંગે હથિઆર સજેલાં હતાં પીઠે નાનકડી ગેંડાની ઢાલ તથા તીરોનો ભાથો આવી રહેલો હતો. તેણે એક હાથમાં પોલાદનું ભારે ધનુષ્ય ધારણ કર્યું હતું. તેનું સ્વરૂપ પણ મોહક હતું. તેણે ઓઢાને રામરામ કરીને પૂછ્યું કે તમે લશ્કર સાથે ક્યા સીધાવો છો? ઓઢાએ સઘળી વાત અથ ઇતિ માંડીને કહી, એટલે સવાર બોલ્યો, ચાલો. હું પણ તમારી સાથે આવુ છું. રસ્તામાં ચાલતાં ચાલતાં બંને પોતપોતાની બહાદુરીની વાતો કરતા હતા. વચમાં ઓઢાએ સવારને પૂછ્યું કે તમારૂં નામ શું ને તમે કયાં રહો છો? તે બોલ્યો મારૂં નામ હોથલ, અને હું તમે આવ્યા તેથી થોડેક છેટે સંખાસર તલાવ નજીકના નેસડા (ગામડા–સુઆડા) માં રહું છું ગપાટા મારતા મારતા તેઓ ધોળાગઢ આવી પહોંચ્યા.

ધોળાગઢ પાટણથી આઠ ગાઉ હતું. ત્યાં બાદશાહના સાંઢીઆ (ઊંટો) બંધાતા હતા. તેને ફરતો જબરો કોટ હતો. રાતની વખતે જ્યારે ઓઢો જામ સાંઢીઆ ઉપર હુમલો કરવાને ધસ્યો ત્યારે તેને માલમ પડયુ કે ઝાંપો મજબુત અને અંદરથી જબરાં તાળાં સાંકળોથી વાસેલો હતો. લશ્કરનાં માણસોને લાગ્યું કે ઝાંપો ઉઘડી શકે એમ નથી તેથી તેમણે નિરાશ થઇને ઓઢાને વાત કહી. ઓઢાએ જાતે ત્યાં ઘણી મહેનત કરી પરંતુ ઝાંપો ઉઘડી ન શકયો. પછી બધાએ હોથલ પાસે જઇને કહ્યું કે, અમારાથી ઝાંપો ઉઘડી શકતો નથી. માટે તમે તમારૂં બળ અજમાવો. હોથલે જઇને ઝાંપાને થાંભલા સાથે સમૂળગો ઉખેડી આઘો ફેંકી દીધો! ઝાંપો ખુલ્લો થતાં જ ઓઢાનાં માણસો અંદર ઘુસી ગયાં. સાંઢીઆની ચોકી કરનારા જે માણસો સૂતા હતા તેમાંના ઘણાકને લશ્કરે ઠાર કર્યા. આ ધમાલ ચાલી રહી હતી, એવામાં બાકીના ચોકીદારો તેમના જમાદાર સાથે જાગી ઉઠી હથિઆરબંધ થયા.

એટલામાં હોથલે થોડાંક માણસોને બધા સાંઢીઆ સોંપીને કહ્યું કે તમે એ સાંઢીઆ હાંકી ચાલ્યા જાઓ. અમે જમાદાર વગેરેને મારીને તેમના ગાંડા સાંઢીઆને લઇને પાછળથી આવી મળીશું.

જેવા સાંઢીઆ બહાર કાઢ્યા, તેવા જ તેઓ ચારે બાજુ નાસવા લાગ્યા, અને ઓઢાના માણસોને કબજે રહી શક્યા નહિ, ત્યારે તેમણે હોથલને એ વાત કહી. હોથલે જઇને એક મોટા સાંઢીઆને આગળ કર્યો એટલે બાકીના સાંઢીઆ હારબંધ તેની પાછળ ચાલ્યા. તેમને લઇ ઓઢાનાં માણસો ચાલતાં થયાં. આવી ગરબડ ચાલી રહી હતી, તેનો લાભ લઇને જમાદાર ગાંડીઆ સાંઢ પર સવાર થઈ ચાલી નીકળ્યો, તેણે અણહિલપુર જઇ બાદશાહને ખબર કરી કે વિસલદેવના લશ્કરે ગઢનો દરવાજો તોડી, ચાકરોને મારી સર્વ સાંઢીઆ બહાર કાઢ્યા, ને તે લઇને ચાલતા થયા. બાદશાહને આ ખબરથી હાડોહાડ વ્યાપી ગઇ. તે મોટું લશ્કર તૈયાર કરી જાતે મેદાન પડ્યો. અને તડામાર કરતો ધોળાગઢ આવ્યો.

સાંઢીઆ રસ્તે પાડીને હોથલ ગઢમાં આવ્યો તો ગાંડીઓ સાંઢ ને તેનો જમાદાર તેની નજરે ન પડ્યા. તેણે ઓઢાને કહ્યું કે તે નિશ્ચય પાટણ ગયો. એટલે હવે બાદશાહનું લશ્કર જલદી આવી પહોંચશે. માટે આપણામાંથી એક જણે તેની સામે ટક્કર લેવા રહેવું ને બીજાએ સાંઢીઆ સત્વર હાંકી જવા. આ બેમાંથી તમે કયું કામ માથે લો છો? ઓઢાએ કહ્યું, હું સાંઢીઆ લઇ જાઉં છું. એટલે બાદશાહને ખાળવાનું કામ હોથલને માથે આવી પડ્યું.

હોથલ પોતાના માણસો સાથે બાદશાહના લશ્કર સામો થયો. પરંતુ પોતાનું બળ ઓઢાને બતાવવા સારૂ તે ધીમે ધીમે પાછળ હઠતો ગયો, અને ઓઢો સાંઢીઆ લઇને જતો હતો તેની નજીક આવી પહોંચ્યો. ઓઢાને લાગ્યું કે હોથલ પાછો હઠતો જાય છે માટે સાંઢીઆને એક ટેકરી પર ઉભા રાખી તે હોથલની મદદે આવવા લાગ્યો, ત્યારે હોથલે ના પાડી. તેથી તે ઊંટોની પાસે ટેકરી પર ગયો ને શું થાય છે તે જોવા લાગ્યો. હોથલે હવે પોતાનું બળ ખરેખરૂં અજમાવ્યું અને તેણે બાદશાહના દળને પાછું હઠાવી દીધું. બાદશાહે વિષ્ટીનો ઇલાજ અજમાવ્યો પણ હોથલે ચોખી ના પાડવાથી બાદશાહ થાકીને લશ્કરની સાથે પાછો પાટણ ગયો.

ઓઢો જામ ટેકરી પરથી નીચે આવીને હોથલને મળ્યો અને બંને સાંઢીઆ લઇ આગળ ચાલ્યા. જ્યારે બંનેને જુદા પડવાનો રસ્તો નજીક આવ્યો ત્યારે હોથલે કહ્યું, હવે આપણે જુદા પડવાના. માટે મારા ભાગના સાંઢીઆ મને આપો ને બાકીના તમે લઇ જાઓ. ઓઢાના માણસો બોલ્યા કે સાંઢીઆ અમે હાંકી લાવ્યા છીએ માટે તેમાંથી તમને ભાગ નહિ મળે. આથી હોથલને ઘણી રીસ ચઢી. ઓઢાના લશ્કરમાંથી તેણે એક ઘોડાને એક હાથે ઉપાડી આઘે ફેંકી દીધો ને બોલ્યો કે જો હું ચહાઉં તો તમને સઘળાને ફેંકી દઉં! સાંઢીઆ હાંકી આપવામાં ને બાદશાહના લશ્કરની વહાર ઝીલવામાં તો હું એકલો હતો. હવે ભાગ વહેંચતી વખતે તમે બહાદુરી બતાવવા નીકળો છો તેથી મને તાજુબી લાગે છે.

ઓઢાએ પોતાના સિપાઇઓને કહ્યું, ભાઇઓ, એ હોથલ ન હોત તો આપણે સાંઢ્યો હાંકી લાવવામાં ફત્તેહ પામ્યા જ ન હોત. હોથલ કેવો પરાક્રમી છે તે જુઓઃ—

ત્રાજી તોલ્યો તાકડે, જેમ બજારે બકાલ;
તે સું વઢો ના સુસો બેલીઓ, કેડાં વેચી દા માલ.

ખરૂં જોતાં તો બધી સાંઢ્યો તેમની છે માટે તેમને આપી દ્યો. ઓઢાની નેક વૃત્તિ જોઇને

---

ત્રાજી—ઘોડો સુસો—સારો બેલીઓ—સાથી
કેડાં—સાંઢીઆ વેચી—વહેંચી

હોથલ રાજી થયો ને બોલ્યો કે મારે એકે સાંઢ જોઇતો નથી. માટે ઓઢા જામ, તમે સઘળી સાંઢયો લઇ જઇને તમારા માલિક વિસલદેવને સુપરત કરો. કેમકે તે લઇ આવવાનું તમે તેમને વચન આપ્યું હતું. જામસાહેબ, લો હવે તમને રામરામ છે. આપણે વિખૂટા પડવાનો વખત આવ્યો તેથી મને દિલગીરી થાય છે. બંને મિત્રો ઉદાસ ચહેરે અને પાણી ભરી આંખે જુદા પડયા. હોથલ જ્યાં સુધી નજરે દેખાયો ત્યાંસુધી તેની તરફ ઓઢો જોઇ રહ્યો. તેને લાગ્યું કે હોથલનું શરીર એક સ્ત્રીના જેવું રૂપાળું ને નાજુક છે, તેને હજુ મૂછો પણ ફૂટી નથી. તેથી તે કિશોર વયનો લાગે છે. વળી તે કોઇ ગામનો ઠાકોર ન હોઇ એક નેસડામાં પડી રહે છે. એમ છતાં તેનામાં આટલું બધું બળ ક્યાંથી ? ખરેખર તે કોઇ દૈવી જીવ હોવો જોઇએ. અથવા તેને શંકર સરખા કોઇ બળવાન દેવનો હાથ હોવો જોઇએ.

ઓઢો જામ સાંઢીઆ લઇને વિસલદેવ પાસે ગયો. પોતે લીધેલું પણ પાળવાને ઓઢો શકિતમાન થયો તે જોઇને મહારાજાને ઘણો આનંદ થયો. મહારાજા પાસે કેટલાક માસ રહ્યા પછી તેણે પોતાને વતન જવાની રજા માગી, ત્યારે વિસળદેવે કહ્યું કે ઠાકોર, તમે અહીં મજેહથી રહો. તમને હું સારો દરમાયો આપીશ, અને ગામગરાસ પણ બક્ષિસ કરીશ. માટે તમે મારી પાસે રહો. તમને કોઇ જાતની અત્રે હરકત આવવાથી નથી. ઓઢાએ ઉત્તર આપ્યો કે આપની મહેરબાનીથી હું સર્વ પ્રકારે સુખી છું. તેમ આપ મને સારી રીતે રાખશો તેની પણ મને ખાત્રી છે છતાં બહુ દિન વીતી ગયા માટે મારે પાછા ઘેર જવું જ જોઇએ. તેનો અતિ આગ્રહ જોઇને વિસલદેવે ન છૂટકે તેને રજા આપી પુષ્કળ ઝવેરાત, દ્રવ્ય અને ઘોડેસ્વાર આપ્યા. મહારાજાને ગદ્દગદ કંઠે રામરામ કરીને તે વતન જવા નીકળ્યો.

થોડેક ગયા પછી તેને પોતાનો મિત્ર અને સંગ્રામનો સાથી હોથલ યાદ આવ્યો. તેથી તેને છેલ્લી વારનાં મળી લેવાનું તેને દુરસ્ત લાગ્યું. તે હોથલના નેસડા તરફ વળ્યો. રસ્તામાં સંખાસર તળાવને આરે એક સ્ત્રી નગ્ન થઇને નહાતી તેના જોવામાં આવી. તેના માથાના વાળ એટલા લાંબા હતા કે તે વડે તેનું આખું શરીર ઢંકાઇ ગયું હતું. પરંતુ તેથી તેનું રૂપ કંઇ ઢાંકયું રહ્યું નહિ. ઓઢો બ્રહ્મચર્ય પાળનારો હોવાથી નગ્ન સ્ત્રીને જોતાં જ તેણે પૂંઠ વાળી. સ્ત્રીએ ઝટ કપડું બદલ્યું ને ઓઢાને ઉભેલો જોઇ તેણે પૂછ્યું તમે કોણ છો અને કેણી તરફ જવા નીકળ્યા છો ? જામે પોતાનું નામ આપીને કહ્યુ કે નજીકના નેસડામાં મારો મિત્ર હોથલ કરીને રહે છે તેને હું મળવા જાઉં છું. સ્ત્રીએ કહ્યું હું તેને ઓળખું છું. તે એક ભોંયરામાં રહે છે. ચાલો, હું તમને તેની પાસે લઇ જાઉં. ઓઢો બાઇની પાછળ ચાલ્યો. બાઇએ કહ્યું ચાલો, આ ઘરમાં થોડી વાર આરામ લ્યો. તમે થાકેલા જણાઓ છો. ઓઢે કહ્યું, પણ આ ઘરમાં કોઇ મરદ નથી. તેથી હું એકલી બૈરી સાથે બેસી શકું તેમ નથી.

એ સાંભળીને બૈરીએ પડદો ફોડી દીધો. તે બોલી, તમે મને સ્ત્રીના રૂપમાં હોવાથી પિછાની ન શકયા પણ મેં તો તમને તુરત જ ઓળખી લીધા હતા. તમારી સાથે સંગ્રામમાં જનાર હોથલ તે હું જ ! તમે મને નગ્નાવસ્થામાં જોઇ, માટે તમે મારા સ્વામી થઇ ચૂકયા. મેં નિશ્ચય કર્યો હતો કે હું પુરુષના લેબાસમાં રહું છું છતાં જે પુરુષ મારૂં આપ જોઇ શકશે તેને હું પરણીશ. મારા પિતાજીની દૌલત આંચકી લેવાવાથી અમે વખાનાં માર્યા આ નેસડામાં

રહ્યાં. થોડાં વર્ષ વીત્યા પછી મારા પિતાજી પણ કૈલાસવાસી થયા, તેથી મારે વેષ બદલીને પુરુષ તરીકે ભોંયરામાં રહેવું પડ્યું. બીજો કંઇ ઇલાજ ન રહેવાથી અને હોથલના આગ્રહથી તે હોથલને પરણ્યો.

લગ્ન કર્યા પછી બંને સુખચેનમાં રહેવા લાગ્યાં. કેટલાંક વર્ષ વીતી ગયાં. હોથલે બે દીકરાને જન્મ આપ્યો. મોટાનું નામ જેસલ અને નાનાનું નામ જખરોદ પાડ્યું હતું. એક દિવસે બંને છોકરાને લઇ ઓઢો નજીકના ડુંગરમાં ફરવા ગયો. સાંજનો વખત હતો, વાદળાં ચઢી આવ્યાં, મંદમંદ સુગંધમય પવન વાવા લાગ્યો, ક્ષિતિજમાં આછી વીજળી થતી હતી, તેથી ડુંગર ઉપરના મોર ટૌકા કરી રહ્યા. મોરના ટૌકા સાંભળીને ઓઢાને પોતાનું વતન સાંભરી આવ્યું, તેથી તેણે નિસાસો નાંખ્યો. મોટો દીકરો ચાલાક હતો તેણે પૂછ્યું ત્યારે ઓઢે પાંસરો ઉત્તર ન આપ્યો. ઘેર ગયા પછી જેસલે પોતાની માતાને વાત કરી. તેણીએ પોતાના સ્વામીને ઉદાસ થવાનું કારણ ઘણા આગ્રહ સાથે પૂછ્યું, ત્યારે તેણે પોતાનું વતન સાંભરી આવ્યાની વાત કહી. બાઇએ ખુશીની સાથે વતન જવાની ઇચ્છા બતાવી, અને ઉતાવળથી સર્વ તૈયારી તેણે કરી દીધી. વતન જવા નીકળ્યા પછી રસ્તામાં પોતાના માલિક વિસલદેવને તે મળવા ગયો. વિસલદેવે તેને બહુ સન્માન આપી ઘણી ખાતર કરી અને જતી વખતે વળી વધારે ધન આપ્યું.

દરમિયાન અહીં એના મૂળ વતનમાં બે ચાર વરસમાં જ એની ભાભીના પાપનો ઘડો ભરાયાથી તેણીનાં કુકર્મ તેના પતિ તમાસી જામથી પણ અજાણ્યાં ન રહ્યાં અને તેણે એ નષ્ટ નારીને ગધેડે બેસાડીને તગડી મુકી. તે જ પળથી પોતાના ભાઇની નિર્દોષતાની તેને ખાતરી થઇ ગઇ. એને શોધી કાઢવાને તથા પાછો સ્વદેશ બોલાવવાને તજવીજ કરવા લાગ્યો હતો. તેમાં વળી વરસ વીતતાં ગયાં તેમ પોતાનું શરીર ઘરડું થતું જતાં એને ઓઢો ક્યારે આવે એમ થવા લાગ્યું. ઓઢો જામ સતી હોથલ અને એક મહારાજાના રસાલા અને પરિવાર સાથે બંદરે ઉતર્યો તે સાથે જોતજોતામાં એના આવ્યાની વધાઇ એના મોટા ભાઇ સુધી પહોંચી ગઇ અને તે ઓઢાને મળવા ધાઈ આવ્યો. ઓઢાના છોકરા મોટા ભાઇના પગમાં પડ્યા. અને ઓઢો પણ તે જ પ્રમાણે સાષ્ટાંગ નમસ્કાર કરવા જતો હતો પણ તમાસી જામે તેને વચ્ચેથી જ અટકાવીને બાથમાં લઇ લીધો. બંને ભાઇ આયુષ્યનો બાકીનો કાળ સુખશાંતિમાં અને પ્રજાહિતના નહાનાંમોટાં નિત્યકર્મમાં નિર્ગમતા હતા. સતી હોથલની શક્તિ અને પવિત્રતાની નામના પણ ચોતરફ મહેકી રહી.

૧૭

રા. રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી :

# કવિઓનો બહિષ્કાર કરવો જોઈએ

જ્ઞાનેશ્વરઃ–ઓહો, કલાકુંજ, આ બધાં કયાં પુસ્તકો છે ?

કલાકુંજઃ–ગુજરાતી સાહિત્યનાં સારામાં સારાં બાર પુસ્તકો છે.

જ્ઞાનેશ્વરઃ–જોઉં તો ખરો, તમે કયાં પુસ્તકોને સારામાં સારાંની સ્પર્ધનીય કક્ષામાં મૂક્યાં છે ?

કલાકુંજઃ–એ જોવા દેવાની વાત નહિ. મારું જે ઉત્તમ તે તમારું ઉત્તમ નએ હોય. સુંદરતાની માફક ઉત્તમતા વૈયક્તિક દૃષ્ટિએ વિવિધતા ગ્રહણ કરે છે, ને તેટલા માટે ચર્ચાનાં ચુંથણાંને પ્રસંગ આપવા હું રાજી નથી.

જ્ઞાનેશ્વરઃ–મતભેદ અનેક બાબતોમાં હોય છે જ; માટે તે મતભેદ જાણવા દેવો નહિ એ તે કેવો ન્યાય ?

કલાકુંજઃ–એ કવિઓનો ન્યાય. કવિ એટલે લાગણીઓનો ઝરો, કવિ એટલે ભાવનાઓનો કુંજ, કવિ એટલે આદર્શોનો ફુવારો. એને શુષ્ક દલીલોનો કંટાળો હોય છે, ને મતભેદને વિષે એને અસહિષ્ણુતા હોય છે.

જ્ઞાનેશ્વરઃ–એટલે ?

કલાકુંજઃ–એટલે એમ કે મારા પ્રિય કવિઓ કોણ તે હું કહેવા માગતો નથી. કહું ત્યારે તમે ચુંથણાં કરોને કે નર્મદ કરતાં દયારામ ચઢે કે નાનાલાલ કરતાં નરસિંહરાવ ચઢે કે લલિત કરતાં ખબરદાર ચઢે ?

જ્ઞાનેશ્વરઃ–વારુ, ત્યારે એટલું આ પરથી સમજાય છે કે તમારા હાથમાંનાં બધાં પુસ્તકો કાવ્યપુસ્તકો છે, ને તમે હવે કવિતામાં અનહદ રસ લેતા જણાઓ છો.

કલાકુંજઃ–એમ જ. પરંતુ પુસ્તકો કયાં છે તે હું કહેવા માગતો નથી.

જ્ઞાનેશ્વરઃ–આ "પૂર્વાલાપ" તો દેખાઈ જ આવે છે.

કલાકુંજઃ–ભલે દેખાય, પરંતુ મારા મનનાં ઉત્તમ માનેલાં બાર કાવ્ય-પુસ્તક કયાં છે, તે મારે જણાવા દેવું નથી.

જ્ઞાનેશ્વરઃ–ભલે, પણ એટલું તો નક્કી જણાય છે કે સાહિત્યવાટિકામાં તમને માત્ર કાવ્યકુસુમો જ સર્વોત્કૃષ્ટ લાગ્યાં.

કલાકુંજઃ–તેને વિષે દલીલને સ્થાન નથી. કાવ્યાનંદ તે દિવ્ય આનંદ છે. શાંતિના સમયમાં થએલા રસિક અંતઃક્ષોભને પરિણામે જ કાવ્યકુસુમો હૃદયોદ્યાનમાં ખરે છે. કોઈ ભાગ્યશાળીને જ એ ક્ષોભ પ્રાપ્ત થાય છે, ને તેનાં કુસુમોનો સુવાસ લેનારા પણ ખરેખર ભાગ્યશાળી જ હોય છે.

જ્ઞાનેશ્વરઃ–જો કૃત્રિમતામાં દિવ્યતા હોય, તો

કાવ્યાનંદને દિવ્ય આનંદ ગણી શકાય; જો ભાવનાઓ ને લાગણીઓમાં દિવ્યતા હોય, તો કાવ્યાનંદને દિવ્ય આનંદ ગણી શકાય; જો પદ્ય, અર્થાત્ અસ્વાભાવિક શૈલીમાં દિવ્યતા હોય, તો કાવ્યાનંદને દિવ્ય આનંદ ગણી શકાય. બાકી તો કાવ્યમાં આનંદ લેવો એ મારે મન કલ્પનાએ ઉભાં કરેલા ખોટાં ચિત્રોમાં ક્ષુલ્લક વા બાલિશ આનંદ છે; કાવ્યમાં આનંદ લેવો એ મારે મન ભાવનાની ભભક કે લાગણીના બરાડાઓમાં ઐરાંઓને આનંદ મળે છે તેવો, સ્ત્રૈણ આનંદ છે; અને કાવ્યમાં આનંદ લેવો એ મારે મન ગવૈયાઓને જે સંગીતમાં આનંદ મળે છે એવો નાદજનિત ને નાદગ્રસ્ત આનંદ છે. કાવ્યનું ગર્ભ કૃત્રિમતા છે; રે, કાવ્ય એ મૂર્તિમતી કૃત્રિમતા છે.

કલાકુંજઃ—ઓ હોહોહો! ખૂબ કરી તમે તો, ખરેખર આખર કરી નાંખી. કાવ્યમાં તમે કૃત્રિમતા જુઓ છો, કાવ્યમાં તમે લાગણીઓની સ્ત્રૈણવૃત્તિ જુઓ છો, કાવ્યમાં તમે ગવૈયાઓની ધૂન જુઓ છો.

જ્ઞાનેશ્વરઃ—હા, એમજ.

કલાકુંજઃ—ઠીક ત્યારે. એક પછી એક-કાવ્યમાં કૃત્રિમતા ક્યાં આવી?

જ્ઞાનેશ્વરઃ—જે વ્યવહારમાં ન હોય તે કાવ્યમાં કલ્પાયું હોય છે. આદર્શ પ્રેમ; ક્યાં છે? કવિની કલ્પનામાં આદર્શ મૈત્રી; ક્યાં છે? કવિની કલ્પનામાં આદર્શ ભક્તિ; ક્યાં છે? કવિની કલ્પનામાં કાવ્ય એટલે કલ્પનાના ઘોડા દુનિયા પાર, તે, માણસને ક્યાંએ ખેંચી જાય છે તેનું તેને ભાન રહેતું નથી, ને જે દુનિયામાં માણસને એ ફેરવે છે તેમાંથી જો તે વ્યવહારમાં જતાં સરખામણી કરવા માંડશે તો તે દુઃખી થશે. કાવ્યનાં ચિત્રોથી કેટલાને લાભ થયો?

કલાકુંજઃ—લાભ કરવો, એ કાવ્યનો ઉદ્દેશ નથી. કાવ્ય, એ સૌંદર્યનો એક આવિર્ભાવ છે, ને સૌંદર્યનું કર્તવ્ય સતત આહ્લાદ આપવાનું છે, નહિ કે કોઇ પ્રકારનો લાભ. લાભાલાભની ગણનાએ સૌંદર્યનું નિરીક્ષણ કરનાર માણસ પ્રાતઃકાળે સૂર્યને પૂજનાર માણસ પશ્ચિમમાં પગે લાગે તેના જેવો છે: વસ્તુતું એને ખોટું ભાન છે, અજ્ઞાન નહિ, પણ વિપરીત જ્ઞાન.

જ્ઞાનેશ્વરઃ—હશે; પણ કાવ્ય માત્રમાં કૃત્રિમતા તો ખરી જ.

કલાકુંજઃ—નહિ જ. જો કલામાં કૃત્રિમતા હોય તો કાવ્યમાં તેમ હોય. કલાકાર શું કરે છે? નૈસર્ગિક સત્યો, જે ઘણુંખરૂં નરી આંખે દૃષ્ટિગોચર થતાં નથી તેને પોતાની કલાને બળે આવિર્ભાવ આપે છે. વ્યવહારના વમળમાં સંડોવાયલો ગરીબ બિચારો માનવી નિસર્ગના નિરીક્ષણ માટે અસમર્થ હોય છે; તે જે જે અનુભવે છે તે સાંસારિક ઉપાધિઓના મોહક ઓપવાળું હોય છે.

જ્ઞાનેશ્વરઃ—કેવી રીતે? એક ચિત્રકાર લો. એ જે સુંદર ચિત્ર દોરે છે તેવું સુંદર રૂપ જોવામાં આવે છે ખરૂં કે? નહિ જ, ને તેથી જ એની પીંછીમાં કૃત્રિમતા છે.

કલાકુંજઃ—**નકલ કરવી,** એ જો કલાનો આદર્શ હોય, તો ખરે જ ચિત્રકાર કૃત્રિમ નકલકાર છે તેમ જ નકલ કરવી એ જ જો કલાનો આદર્શ હોય તો કવિમાં કૃત્રિમતા છે જ. પણ નિસર્ગને અનુકૂળ વસ્તુઓ **ઉત્પન્ન કરવી,** એ જો કલાનો આદર્શ હોય તો નથી ચિત્રકારમાં કૃત્રિમતા કે નથી કવિમાં કૃત્રિમતા કે નથી કોઈ જ કલાકારમાં કૃત્રિમતા-કલાકાર, એ નકલ કરનાર નહિ પણ ઉત્પન્ન કરનાર છે. એની ઉત્સર્ગ-

શક્તિને બળે એ મૌલિક ચિત્રો, મૌલિક વિચારો, મૌલિક ભાવનાઓ ઉત્પન્ન કરે છે, ને એની ખૂબી એ છે કે જે મૂળ વસ્તુઓ એ ઉત્પન્ન કરે છે, તે સ્વાભાવિક હોય છે. નિસર્ગમાં રહેલી શુદ્ધ વસ્તુઓને આલેખવી એ એનું એ કામ સમજે છે. વ્યવહારમાં એવી વસ્તુઓ જોવામાં ન આવે તે પરથી એનાં ચિત્રો કૃત્રિમ છે એમ સમજવાનું નથી, પણ વ્યવહાર નિસર્ગથી સંતાકૂકડી કરે છે, વ્યવહાર નૈસર્ગિક સત્યોને એક કે બીજા કારણથી તજી દે છે, એ છે.

જ્ઞાનેશ્વરઃ—ત્યારે શું વ્યવહારના અનુભવો અસત્ય છે?

કલાકુંજઃ—બેલાશક. ફિલસુફો પણ શું કહે છે? વ્યવહાર અસત્યથી ભરપૂર હોય છે. નિસર્ગમાં રહેલી સત્ય વસ્તુ વ્યવહારથી પર છે, એ વાત ફિલસુફ જ્યારે બુદ્ધિને માર્ગે સ્થાપે છે, ત્યારે કવિ ટૂંકે, કલ્પનાને માર્ગે દર્શાવે છે. નૈસર્ગિક સત્યોનું આલેખન કરવું, નિસર્ગની વસ્તુઓનું રસિક રીતે ચિત્રદર્શન કરાવવું, એ જ કલાકારનું તેમ જ કવિનું કર્તવ્ય છે; અથવા એ જ કવિની મુખ્ય પ્રવૃત્તિ છે—કવિને કર્ત્તવ્ય હોતાં જ નથી, એ તો સ્ફુરણાઓનો ગુલામ હોય છે, કર્ત્તવ્યબુદ્ધિનો કદાપિ નહિ.

જ્ઞાનેશ્વરઃ—ચલો, ઠીક-કૃત્રિમતાના સંબંધમાં તમારૂં મન્તવ્ય જાણ્યું. હવે, કવિ એ સ્ત્રૈણ આનંદ આપે છે, તેને વિષે શું કહો છો?

કલાકુંજઃ—મનુષ્યસ્વભાવ કંઇ માત્ર શુષ્ક બુદ્ધિથી જ દોરવાતો નથી. મનુષ્ય, એ બુદ્ધિ તેમજ લાગણી, બંનેથી દોરવાય છે; એટલું જ નહિ, પણ મનુષ્યની પ્રવૃત્તિ માત્રને તો બુદ્ધિ કરતાં લાગણીની સાથે વધારે સંબંધ હોય છે. બુદ્ધિ તો માત્ર માનવજીવનની નૌકાનું સુકાન છે; પણ તે નૌકાને હાંકનાર બળ તો લાગણી જ છે.

જ્ઞાનેશ્વરઃ—કવિઓ શું ભાવનાઓ પર વિશેષ ભાર નથી મૂકતા? જે જૂદા જૂદા રસ કાવ્યોમાં ઝામે છે તે શું જૂદા જૂદા સ્થાયી ભાવોને જ બળે નથી ઝામતા? એટલું જ નહિ, પણ કવિઓ શું લાગણીઓને લડાવતા જ નથી માલમ પડતા?

કલાકુંજઃ—ખરૂં છે, પણ તેમાં ખોટું શું છે કે તમે તેને સ્ત્રૈણ વૃત્તિ કહી નિન્દવા લાગો છો? પ્રથમ તો "સ્ત્રૈણ વૃત્તિ," એ શબ્દોને જ માટે મારે વાંધો છે. સ્ત્રીઓએ એવું શું બગાડયું છે કે ભાવના ઉત્પન્ન કરનારી વૃત્તિને વખોડવાના હેતુથી સ્ત્રૈણ એવું વિશેષણ વાપરવું પડે છે. સ્ત્રીઓને હલકી પાડવાના જમાનાં ગયા. આ જમાનો તમારૂં એ વિશેષણ નિન્દ્ય ગણશે.

જ્ઞાનેશ્વરઃ—અસ્તુ! હું સ્ત્રૈણ, એ વિશેષણ પાછું ખેંચું છું. સ્ત્રીસન્માનની વાત આવે ત્યાં જમાનો ઘેલો થાય છે. ભલે ઘેલો થાય; તે તેને લાગે વળગે. પરંતુ, લાગણીઓને ઉત્તેજિત કરવી, એ શું કવિઓનું જાણે મુખ્ય કામ નથી થઈ પડયું જણાતું? સારા કવિઓનાં કાવ્યો જોશો તો પણ તમને તેમાં લાગણીઓને ઉશ્કેરનારૂં શું ઘણું માલમ નહિ પડે?

કલાકુંજઃ—ઉત્તેજન આપવું ને ઉશ્કેરવું, એ બે એક નથી; ઉદ્દીપ્ત કરવું ને ઉશ્કેરવું, એ બે પણ એક નથી. તેમ જ આપણામાં જે જે સારી લાગણીઓ દબાઇ રહેલી હોય તેને તદનુકૂલ ભાવના ચિત્રોથી ઉદ્દીપ્ત કરવી એ કવિનો મુખ્ય વ્યાપાર છે, ને કોણ કહેશે કે એ ખરાબ છે?

જ્ઞાનેશ્વરઃ—ચલો, લાગણીઓ અને કાવ્ય, એ

બેના સંબંધ વિષે પણ તમારૂં મન્તવ્ય જાણ્યું. પરંતુ એટલું તો ખરૂં જ કેની કે કાવ્યની શૈલી, પદબન્ધ, એ ખરેખર કૃતિમતા જ છે. શું આપણે પદ્યમાં બોલીએ છીએ? શું આપણે પદ્યમાં વાતચીત કરીએ છીએ? શું આપણે પદ્યમાં વિચાર કરીએ છીએ? નહિ જ. તો પછી પદબન્ધની શૈલી તે કૃત્રિમ નહિ તો બીજું શું?

કલાકુંજઃ—આ પ્રશ્નના બે ઉત્તર છે; એક એ કે પદબન્દમાં કૃત્રિમતા નથી, ને બીજો એ કે કાવ્ય પદ્યમાં જ હોય એવું કંઇ નથી.

જ્ઞાનેશ્વરઃ—શું પદબન્ધ કૃત્રિમ નહિ? ત્યારે તો તમે પદબન્ધમાં વિચારતા હોવા જોઇએ ને વાત કરતા હોવા જોઇએ. પણ અત્યારે જ તમે ક્યાં તેમ કરો છો? આવો આબાદ વદતોવ્યાઘાત મેં જોયો નથી.

કલાકુંજઃ—પદ્યરચના શ્રેષ્ઠ થઇ, માટે હમેશ તે જ વાપરવી એમ કેમ કહેવાય? પકવાન્ન સારાં માટે હમેશ ખાવાં? વિષય, સમય પ્રસંગ વગેરે બધું જો લોકોત્તર હોય તો જ પદબન્ધ લોકોત્તર આનંદ આપી શકે, બાકી તો તે ઉપહાસને પાત્ર જ થાય. પદબન્ધ એટલા માટે જરૂરનો છે કે તેથી રમણીયતા આવે છે; વળી તેથી સચોટ સંક્ષિપ્તતા-જેમાં વ્યંગ્યતાનું ગર્ભ હોઈ શકે છે, ને વ્યંગ્યતા વિના કલા ઝામી જ શકતી નથી-તે આવે છે. પદબન્ધમાં આવેલો વિચાર હૃદયંગમ થઈ શકે છે; હૃદયમાંથી જેવો નીકળ્યો તેવો હૃદયને તે સ્પર્શ કરી શકે છે, આમાં કૃત્રિમતા ક્યાં આવી? ઊલટી હું તો સરળ સ્વાભાવિકતા જોઉં છું.

જ્ઞાનેશ્વરઃ—ઠીક, ચાલવા દો; પરંતુ પદબન્ધ વિના કાવ્ય શક્ય છે એમ કેમ બને?

કલાકુંજઃ—એ તો દેખીતું જ છે. પદબન્ધ એ કંઇ કાવ્યનો આત્મા નથી. કાવ્યનો આત્મા રસિક વિચાર છે. તે ગમે તેમ પણ રસિક રીતે દર્શાવાય તો કાવ્યત્વ ઉદ્ભવે છે જ; પરંતુ જો તે ન હોય તો માત્ર પદબન્ધથી કાવ્યનું સ્વરૂપ જળવાતું નથી-કાવ્યત્વ, એ ગદ્યત્વની વિરુદ્ધ નથી, પણ અરસિક ગદ્યત્વની અથવા વૈજ્ઞાનિક શુષ્કત્વની વિરુદ્ધ છે..

જ્ઞાનેશ્વરઃ—આ બધું ખરૂં, પણ શું તમને એમ નથી લાગતું કે કાવ્યનો મોહ, એક જાતનો વ્યામોહ છે, માત્ર ખોટો મોહ છે? એક જાતનો કેફ છે? એક જાતનો ચેપી રોગ છે? ઘણાખરા યુવકો કાવ્યના આકર્ષણથી શું પોતાના વ્યવહારનું શ્રેય બગાડતા નથી?

કલાકુંજઃ—ચંદ્રિકા શીતલ છે ને રમ્ય છે. તેટલા માટે જ્યારે જ્યારે ચંદ્રિકા અસ્તિત્વમાં હોય ત્યારે ત્યારે તેમાં જ ફર્યા કરવું, એ કેવો ન્યાય? અલબત ખોટો. પણ તેમાં વાંક શું ચંદ્રનો છે?

જ્ઞાનેશ્વરઃ-નથી. પણ છતાં હું જોઉં છું કે કાવ્યના વ્યાસંગથી જેટલા યુવકોનાં મન ખોટી પ્રવૃત્તિમાં પડે છે, તેટલાં બીજાં કશાંથી નથી પડતાં. સમાજ શું માગે છે? બળ પ્રોત્સાહિત કરે એવું જ્ઞાન. રાષ્ટ્ર શું યાચે છે? બળ પ્રોત્સાહિત કરે એવું જ્ઞાન. કાવ્યના વ્યામોહમાં જેટલા યુવકો ઓછા મસ્ત થાય એટલા સારા. કાવ્યની પ્રવૃત્તિને એક ક્ષણિક ગાંડપણ કહેવામાં આવે છે એ યુક્ત જ છે. મારૂં તો દૃઢ માનવું છે કે ગાંડા નહિ તે કવિ નહિ, નકલબાજ નહિ તે કવિ નહિ, કૃત્રિમ નહિ તે કવિ નહિ. રાષ્ટ્રહિત વિચારનારે તો,-અહા! હું એક

ગેબી અવાજ સાંભળું છું, " કવિઓનો બહિષ્કાર કરવો જોઇએ."
કલાકુંજ:–કરો તેનોજ બહિષ્કાર: દૂર કરો એ અવાજને, ઉચ્છેદો એ વિચારને, સલામ કરો એ મન્તવ્યને, ને મને લાગે છે, પ્રણામ કરો આપણે બે અરસપરસને.

---

૧૮

ચિ. " ઉત્સર્ગી ":

# અંજની અને પુષ્કર

અંજની: આજે રોજ કરતાં કંઇ વધારે પવન વાય છે નહિ વારુ?

પુષ્કર: મ્હને નથી લાગતો.

અંજની: પુષ્કર! આજ આટઆટલા સહવાસ પછી યે તું હજી આવો જ અતડો રહ્યો.

પુષ્કર: પણ, લે! મ્હને જેવું લાગે તેવું કહું, તેમાં અતડાશ?

અંજની: ના, ના, અતડાશ તો નહિ જાણે, પણ....

પુષ્કર: પણ શું બોલને? એમ કે હું એમ કહું કે આજે પવન વધારે વાય છે. બસ. ખરૂં ને?

અંજની! હજી તો આપણે પરણવું છે. સંસાર માંડવો છે.

અંજની: હશે, તેનું શું છે?

પુષ્કર: અંજની! જે દિવસથી મ્હારા નયનમાં પ્રણયરસનાં પુસ્તકો તેં વાંચવા માંડ્યા, અરે તે પહેલાં યે હું ત્હારા મૂગા હૃદયના છાનામાના સંદેશ જાણતો હતો, ત્યારથી તે....

અંજની: અને મ્હેં પણ સ્નેહ ત્હારી આંખોમાં ચમકતો દીઠો, ને ત્હારા હૈયાનાં ભીતરાઉ ડોલન સાંભળ્યાં,—મ્હને યે એમ તો થોડું થોડું કવિ થતાં આવડે છે, હં.

પુષ્કર: પણ મ્હને સાંભળ તો ખરી? પ્રેમના માપનમાં જ ભાષાના ભંડારો ભર્યા હોય છે, અને જીવનજોબન કલાવાટિકામાં વિહરનારા કો પોતામાં જ મગ્ન શબ્દશૂન્ય સંગીત સાંભળે, તેમ એ ભાષા યે સાંભળી શકે છે. પણ બધું તો ખરૂં, પણ એ મંગલ દિવસથી એટલું તો કળી શક્યો છું કે ત્હારામાં અગાધ દયા છે, અસંતુષ્ટ પ્રણયીને તું સાંભળી શકે છે, ટુંકમાં તું જેટલી સુંદર છે તેટલી જ મધુર અને કોમલ પણ છે, પણ....

અંજની: રણક્ષેત્રમાં બલાબલાને નમાવી શકે, પણ સ્ત્રીની આગળ ધ્રૂજી ઉઠે એવો તું નથી તે હું જાણું છું, પણ, હાં, તું ચલાવને આગળ–પણ શું?

પુષ્કર: પણ શું, મનુષ્યનું હૃદય મળતાં સ્ત્રીઓ મગ્નોન્મત્ત થઇ જાય છે. પુરુષને ઘવાયલો જોઇ તોરી માનિની થઇ જાય છે....

અંજની: એવું ત્હેં મ્હારામાં યે જોયું, એમ ને?

પુષ્કર: અંજની! શાંતિથી સાંભળ, હું યે પ્રવર્તતી

પવિત્રતા આમ બોલવા પ્રેરે છે; સાંભરે છે ? તે દિવસે બાળક, યુવાન અને વૃદ્ધ, એ ત્રણની વ્યાખ્યાઓ વિશે ચર્ચા કરતાં આપણે ચાલતાં હતાં, ત્યારે તેં જ કહ્યું હતું ને કે યુવક એટલે તો સૌન્દર્યનો યાચક, રૂપનો ભમરો, ઉપાસક પણ નહિ.

અંજનીઃ હા, હા, અને હજી ય હું માનું છું કે પુરુષ જાતને એમ કહેવામાં અન્યાય નથી કરતી સૌન્દર્યની પાછળ જ પુરુષે વલખાં માર્યાં છે. લૂંટારો છતાં અમીરીનો દાવો કરે, સૌન્દર્યનો પૂરો ગુલામ છતાં શઠ થઇ શેઠાઈ કરે, સૌન્દર્યની પુંઠે ભમતા ભૂત જેવો રવડે, માર્ગ ભૂલે, નિશાન ચુકે, જીવન નાવને વ્હેતું મુકે,...કહેને, પુરુષે શું સાચવ્યું છે ?

પુષ્કરઃ કંઇ નહિ !

અંજનીઃ નહિ જ. ટટ્ટાર ચાલવાની યે શક્તિ ક્યાં છે ? ઉંચે જોવા જેટલું યે સ્વમાન ક્યાં છે ? આંખોમાંયે કપટ ભર્યું છે, એટલે જ તો રંગબેરંગી કાચો વડે ઢાંકતા ફરો છો. આજનો પુરુષ એકલો કંઇ પણ કરવા અસમર્થ છે, એને પ્રેરણા જોઇયે છે, સહચાર જોઇયે છે, કોમળ હાથનું સ્પર્શસુખ જોઇયે છે, એને એનામાં ચેતન રેડનાર જોઇએ છે. પુરુષની શક્તિઓ વિકાસ પામતી જાય છે કે ખૂટતી જાય છે? પુરુષમાં લલનાત્વના ટકા વધે છે તે એની ઉન્નતિ ગણવી કે અવનતિ ?

પુષ્કરઃ પુરુષે તો જાણે ગુમાવ્યું, પણ ત્હમે શું સાચવ્યું ?

અંજનીઃ હમે સાચવ્યું હમારૂં સૌન્દર્ય. તેની પુંઠે જ તો ત્હમે મધમાખ જેવા બમણુતા આવો છો. આજે હમારી એટલી યે સીલક ન હોત તો ત્હમે હમારા પર કંઇ કંઇ ગુજારત. એ વડે તો હમારી જીત છે.

પુષ્કરઃ ને નહિ બુદ્ધિથી.

અંજનીઃ હમારી બુદ્ધિની કદર કરવા જેટલી યે ત્હમારામાં શક્તિ ક્યાં છે ?

પુષ્કરઃ અને હમારે ત્હમને દેવીઓ કહેવી ?

અંજનીઃ ભલે ન કહો ને, ત્હમને નમે તેજ ત્હમારી તો દેવીઓ, ખરૂં ને ?

પુષ્કરઃ ને આ બધો અહંકાર આટલા સૌન્દર્ય ઉપર ? પ્રભુએ સૌન્દર્યની બક્ષીસ અહંકાર પોષવા નથી કરી.

અંજનીઃ એ અહંકાર જ આજનું હમારૂં શસ્ત્રાસ્ત્ર છે. સ્ત્રીઓના અભિમાન કરતાં પુરુષોનાં અભિમાન કંઇ ઓછાં નથી. મહા પ્રકૃત્તિની પાંખડીમાંથી પુરુષ સરજાયો છે, છતાં માને છે કે પોતે એકલો જ પ્રગતિનો પોષક અને પ્રેરક છે.

પુષ્કરઃ એમ, ત્યારે આજનો યુવક શું સૌન્દર્ય જ પુકારી-રહ્યો છે ?

અંજનીઃ હાજી ! અને કાલનો યુવક વળી કંઇ જુદું જ માંગશે.

પુષ્કરઃ તો, અંજની ! સૌન્દર્યના મદમાં જ ત્હમે કહો છો ને કે ત્હમે કંઇ સાચવી રાખ્યું છે, તે ગુમાવશો. ત્હમારા તોર ને ગુમાન, દોર ને દમામ એ સૌ અહંકારનાં ભિન્ન સ્વરૂપ છે, એ તે ક્યાં સુધી ટકશે ! સૌન્દર્ય બહારનાં કે અંતરનાં ? ઉજળા આત્મા વડે જ બાહ્યાંગ તેજસ્વી બનાવાય હોં. શકુન્તલા વલ્કલોમાં જ શોભતી.

અંજનીઃ અંતર ઉજળાં બનાવવાની તો વાતો છે. આજનો પુરુષ વાંચી જાણે વિચારી નહિ જાણે. શકુન્તલા વલ્કલોમાં ભલે શોભતી, પણ કલ્પી છે કદી શકુન્તલાને આજના ઝગઝગતા આભૂષણોમાં શણગારાયેલી ? શીદને આંતરસૌન્દર્યની દાંભિક જીદ કરો છો ? હૈયે હાથ મૂકી બોલો ! પોતાનું અંતર પણ તલનાં ઉંડાણો સુધી

ઉકેલવાની શક્તિ કયા પુરુષમાં છે?

પુંકરઃ ત્યારે તો તેં પણ શોધી શોધીને જાણે સૌન્દર્યતરસ્યો માનવી જ શોધ્યો ને?

અંજનીઃ ના, ના, પુષ્કર; ત્હારામાં તો મ્હેં ચારિત્ર્ય ને વ્યક્તિત્વનાં કિરણો જોયાં—

પુષ્કરઃ અને હૃદય નહિ, અંજની? સંપૂર્ણ વિજયી થવાનું મ્હારૂં સદ્‌ભાગ્ય નથી. અંજનીમાં પોતે શોધક હોવાનું, પોતાને પોતાનો આદર્શ માનવાનું અભિમાન છે, એટલી મ્હારી જીતમાં મોટી અપૂર્ણતા રહે છે. અંજની! પડખે રહી મ્હને વિજયી નિરખવા ત્હારો પ્રેમાળ આત્મા ઉત્સુક નથી? શ્રદ્ધાળુ નથી? અંજની, મ્હારા આત્માની અમૂલ્ય જ્યોત પ્રગટાવવાની શક્તિ હજી ત્હારામાં ફુટી નથી લાગતી. હશે, ત્હને દિલદાન દઈ ચુક્યો છું.

અંજનીઃ ત્હને ખોટું લાગ્યું?

પુષ્કરઃ સ્ત્રીઓ માનિની થઇ બેસે તો પુરુષ સાલસ ન થાય તો શું કરે! હમારાથી કંઇ છોકરવાદી થઈ શકવાની હતી? ત્હમારા અભિપ્રાય અને મન ફેરવવા એટલે પવનને પાળવા બરાબર, ત્હમારું અંતરગુમાન પોચું પાડવું તે પત્થરને પ્રવાહી કરવા બરાબર.

અંજનીઃ ના, ના. પુષ્કર, હવે એકે ય બોલ બોલીશ માં; ત્હારૂં અંતર પ્રીછવા જતાં, મ્હારા અંતરને ઠેકાણે તેં મનની સંકડાશ જ જોઇ. હશે! એ તેં જોયું તે મ્હારું સ્વરૂપ કે ત્હારું જ પ્રતિબિંબ તે ત્હને ધીરે ધીરે જ ગમ પડી શકે. આજથી મ્હારો ક્રોધ ત્હારામાં શમાવીશ, ત્હારા હૃદયના મ્યાનમાં મ્હારો રોષ ભરી મુકીશ.

પુષ્કરઃ ખરેખર! જ્યારે ડાબા જમણી અંગ સલાહ દેશે અને જમણું ડાબું અંગ તે આચરણમાં ઉતારશે, ત્યારે સ્નેહ સનેત્ર થઈ રહેશે. અરે, તેને ત્રીજું જ પ્રેરણાનેત્ર પણ આવશે? અંજની! ખરૂં છે માન અને ગૌરવ સંકુચિત હૃદયોને અર્ધસંયુક્ત જ રાખે છે, જ્યારે સ્નેહ વિશાળ આત્માઓને મિલાવે છે.

---

૧૯

૨૫. કનુબ્હેન :

# કવિ

(કાન્તમાલા માટે મોકલનાર રા. રા. મંજુલાલ દવે.)

તે એક કવિ હતો. તેના નમનમાં જ કવિતાનો નિવાસ દીસતો દીપતો. સત્ય ને સૌન્દર્ય સારપ ને શાન્તિ, આનંદ ને અગમ્યતાનાં રસનિધાનં તે જ્યાં ત્યાં બ્રહ્માંડભરમાં ઉંડેરી નિજ આંતરૂ-દષ્ટિથી પારખતો ને તદ્દવત્ શબ્દચિત્ર આંકતો. ગીત શક્તિ ય તેની અદ્‌ભુત હતી. સૃષ્ટિના સર્જનકાલથી માંડીને તે અત્યાર સુધીની પૃથ્વી તથા અન્ય ગ્રહગણુની ઇતિહાસગાથામાંની

પ્રરાક્રમપરંપરા તે નિજ સંગીત દ્વારા કથી રહેતો-કવી રહેતો. જન્મજન્માન્તરનો તે ઇશ્વરી પ્રસાદ પામેલો ભાવપ્રપૂર્ણ કવિ હતો.

વિન્ધ્યાની ખીણોમાથી આજ તે અર્ધજાગ્રત-અર્ધસ્વપ્નસ્થ એમ પસાર થતો હતો, તેવે નિકટના કો નિવાસી સન્તોના મઠમાથી સાયંકાળની આરતીના આ અનેરા સ્વર તેને શ્રવણપથ પડી રહ્યાઃ—

"હરિ ૐ: હરિ ૐ:
તુજ શરણું એ અમ પરમ જોમઃ
હરિ ૐ: હરિ ૐ:
કંઇ વિવિધ શાસ્ત્ર અજવાળાંઃ
સાધુ સન્તની ઉરજવાળાઃ
નભમંડળની દીપમાળાઃ
ફરે પ્રદક્ષિણા તુજ સૂર્ય સોમઃ
હરિ ૐ: હરિ ૐ:
વનવનની વિપુલ સમૃદ્ધિઃ
મહાજનની અઢળક બુદ્ધિઃ
બ્રહ્માંડ ગાજતું નિરવધિઃ
નમી ચરણ ઢળે તુજ સકળ ભોમઃ
હરિ ૐ: હરિ ૐ:
પંચેન્દ્રિય પંચ શિખાએ,
મન વાણી કર્મ જીવ કાયે,
અમ જીવનની કલાકલાએ,
તુજ કરી આરતી રોમ રોમઃ
હરિ ૐ: હરિ ૐ:
તુજ શરણું એ અમ પરમ જોમઃ
હરિ ૐ: હરિ ૐ:

આરતી પૂરી થયે તેણે જોયું કે તેના ગાનારા મહન્તો કોઇ સામાન્ય બાવાઓ સાધુઓ જેવા ન હતા. સાચા ક્ષત્રિય રાજાઓ જેમ વિજયવંત થઇ નિજ નગરમાં પધારે તેવી રીતે આ સન્ત જનનું ટોળું અંતરતમ શ્રદ્ધાભકિતના વિજય નિજ મુખપટ પર ફરકાવતું પુરુષ ને પ્રકૃતિની અનિર્વચનીય આ આરાધના પછી મઠ પ્રતિ વળતું જણાયુ. તેમનાં દેહાત્મનાં સ્વાસ્થ્ય કોઇ વિરલાં જણાયાંઃ અલૌકિક તેમનો પ્રભાવ-પ્રતાપ પ્રત્યેક, તેમને રોમ રોમ થકી આનંદ ને ગહનતમ શાન્તિનાં કિરણવિકિરણ સર્વત્ર રેલવતો જણાયો. મનુષ્ય-જાતના કો ઉમદા ખમીરના પરિપાક સમા કોક યોધાઓ, રાજેન્દ્રો, રાજકુમારો, વીરો ને ઐશ્વર્યસંપન્ન વિભૂતિઓ સમા કવિને મનઃચક્ષુ તેઓ વિરછી રહ્યા.

સ્વાભાવિક રીતે જ તેને થયું કે આમની સાથે હું કંઇક વાર્તાલાપ કરૂંઃ અને વધુમાં એ પણ કારણ હતું કે આખા દિવસનો યાત્રાળુ હોઈ વિશ્રાન્તિને તે શોધતો હતોઃ અને અચાનક જ આ આશ્રમવાસીઓ મળવાથી ત્યાં જ તેમના સંગમાં-સત્સંગમાં શાન્તિ ને વિશ્રાન્તિ ઉભય બેને પ્રાપ્ત થશે એમ તે માની રહ્યો. એવે એક ધ્યાનસ્થ કો ક્રાન્તદ્રષ્ટા સમો યુવાન સન્ત તેની પોતાની જ નજદીક આવતો જણાયો. પૂર્વજન્મના કો બળે કે આ જન્મની કો આંતરશિક્ષાએ કવિએ તેને ઓળખ્યો. એક જ જમાતના ઉભય હતા એવી પ્રતીતિ તે દાખી રહ્યો. અને એકદમ આગળ આવી કવિ તેને પૂછી રહ્યો. "કાં આપનું નામ, હું ભૂલતો ન હઉં તો, યોગેશ્વર ધર્મપાલ, નહિં ?"–

"હા, તેજ. વારાણસીમાં આપણે પ્હેલાં મળ્યા હતા અને અન્યોન્ય પરિચયને પામ્યા હતા-યાદ તો હશે જ ને." યોગેશ્વરે ઉમેર્યું.

"ચોક્કસ. અનેકશઃ યોગની સમૃદ્ધિભરી આપની કલાલીલાઓ મને ત્યારથી જ પરિચિત છે. આપનો અદ્ભુત ને અગોચર આસ્થાભાવ પણ"–કવિએ જણાવ્યું, પણ અધવચ જ કાંઇક બીજું સ્મરણ ઉર તરવાથી તે અટકયો.

"હા, મને લાગે છે,"–યોગેશ્વર તરત જ બોલી ઉઠયા, "મને લાગે છે કે તમે તે આસ્થાભાવ કંઇક અંશે ત્યજ્યો જણાય છેઃ

ઉંડેરી જે આસ્તિકતા અંતરને અજવાળતી, અને પ્રત્યેક દેહને ગાત્ર આનંદ ને શાન્તિના અનન્ય ફુવારા ફેરીરહેતી તે આસ્તિકતા આજ ત્યાં ઓછી જણાય છે બલ્કે સમૂળી નષ્ટ જણાય છે. આશાનાં, ઉત્સાહનાં, માનવઉન્નતિ ને ઉદ્ધારનાં પરમ ભાવપ્રધાન કાવ્યોના લલકારનારમાં આ અજબ ફેરફાર શો ?"—

યોગેશ્વરની ભેદી દૃષ્ટિ કવિનાં અંગાંગ ને ઉંડેરા આત્મા સર્વત્ર પરીક્ષતી દેખાઈ.

"કવિ તરિકેની ખ્યાતિ ને કીર્તિ મ્હારાં વણમ્હોર્યાં જ રહ્યાં–અકાળે જ તે આથમ્યાંઃ પ્રીતિભક્તિના રસલ્હાવ અંતરના અંતરજ ઓસરી ગયાઃ અને શાન્તિસ્થાને અશાન્તિ, આસ્થાને સ્થાને અનાસ્થા, અને આનંદને સ્થાને તીવ્ર શોક અને નિરાશા આજ દેહાત્મને છાઇ ખડાં થયાં. ભૂલ્યો–કાંઈક લક્ષ્ય ને જીવનહેતુ ભૂલ્યો–હું આમ તેમ ભમી–ભટકી રહેલ છું. આરામવિહોણી આ જીવનસરણી વટાવી રહ્યો છું. અશ્રુનાં છાનાં પૂરે કદીક કદીક આત્માની પ્રત્યેક પાંદડી ભીંજવી રહ્યો છું."—કવિ થડકતે–ધ્રુજતે અવાજે પોતાની કરુણ સ્થિતિ કથી રહ્યો.

—"અને તેથીજ આમ અહીં જૂના મિત્રને ખોળતો, જુની સ્મરણગાથા ઉકેલતો, આપ યોગેશ્વરની સન્મુખ આવી ઉભેલ છું–એવી આશામાં કે હું ઉગરૂં–હું ઉદ્ધરૂં." કવિએ ઉમેર્યું.

તેનાં નેત્રોમાંનો અશ્રુપ્રવાહ યોગેશ્વર નીરખી રહ્યા. શાન્ત નિર્વિકાર ભાવે તેઓ બોલ્યાઃ "કવિ ! હતાશ મા થા. ખોયું સર્વ મળી રહે છે–મળશે, જો ધીરજ ને સમતા હશે તો. ખોયું વસ્તુતઃ ખોવાયું જ નથી. સાચાં ત્હારાં ખ્યાતિ ને કીર્તિ ય કાંઇ ખોવાયાં નથી. ને તે ખ્યાતિકીર્તિની પ્રેરક–ચાલક ને શાસક પ્રતિભા ય અમુલખ વિશ્વકુંજમાંથી કાંઇ લુપ્ત થઇ ગઇ નથી. શોધ ને તે જડશે–જરૂર જડશે." કોક આશીર્વાદાત્મક વાણી હોય એવી ગંભીર વચનપરંપરા યોગેશ્વર વદી રહ્યા. કવિ સૂણી રહ્યો–તેનાં અમૃત ઝીલી રહ્યો. છતાં ય અશાન્ત ચિત્તે બોલ્યો.

—"પણ, મને એ ભવિષ્યમાં શ્રદ્ધા નથીઃ મ્હારી દૃષ્ટિએ તો આજ એક વર્તમાન જીવન જ સાચું જીવન લાગે છે. અને તે પછી ધાર્મિક પુસ્તકોનાં સારાં શે કથન ને આપ જેવાઓની આત્માના અમરત્વ વિષેની સર્વ કાંઇ કથાવાર્તા મ્હારે મન માત્ર શંકાજ ભરપુર ભરી રહે છેઃ પરંતુ એક બાબતની મને ખાત્રી છે કે આપ આપના યોગબલે કરીને મને તે ખોયેલ મુજ મધુર રસ પ્રાપ્ત કરાવી શકશો–નિરાશાને એવે એક કિનાર હું મુજ જીવનનૌકા લાંગરી રહ્યો છું કે આપને મુખ 'ના'નો અવાજ માત્ર સૂણતાં કદાચ હું મરણશરણ થઇ જઇશ–અને હોય કાંઇ ખોટું નથી. મૃત્યુથી હું બ્હીતો નથી. ઇશ્વર કે કુદરત–જે હો તે–તેની સર્વ કાંઈ કૃતિ ને ગતિ મૃત્યુથી જ ભરીપૂરી દીસે છે. "લોકક્ષયકૃત પ્રવૃત્તઃ" એ કાલસ્વરૂપ જ મ્હારી દૃષ્ટિએ જ્યાં ને ત્યાં પડી રહે છે."—

"કવિ ! ધીરો થા; લાગણીના સર્વ કાંઇ જોશ ને આવેશ વડે ઉશ્કેરાઇ મા જાઃ તું ધારે છે તેવું ઇશ્વર કે કુદરતનું કર્તવ્ય નથી એ તું અનુભવથી થોડી જ ક્ષણમાં જાણી શકીશ. અને નાસ્તિકતા તથા અમાનીનતાને છેક છેલ્લે પગથીએ બેસી તું આ જે વિચિત્ર વાણ ભાખી રહ્યો છે, તે ક્ષણમાં જ તું વીસરી જઇશઃ (કારણ તે અસ્વાભાવિક છે, ત્હારી નિસર્ગતાથી વિરુદ્ધ છે) ક્ષણમાં જ તને નવીન ને દિવ્યદૃષ્ટિ લાધશે, ત્હારા મનોરથ સફળ થશે, ને પૃથ્વી ને વર્તમાનની પાર્શ્વ કંઇક અજબ ને જાણવા–અનુભવવા યોગ્ય સર્વ કાંઈ સભરભર્યું છે તેની તને સંપૂર્ણ પ્રતીતિ થશે."....

આજ ક્ષણે કવિનાં નેત્રો મીંચાતાં

જણાયાં. તેના મુખ પર શાન્તિનાં સૂક્ષ્મ કિરણ રમતાં જણાયાં. તેના સારાય ચહેરા પર અજબ તેજસ્વિતા પસરતી હોય–ચમકતી હોય એવું સુભગ દર્શન થઇ રહ્યું: કાંઇક વર્ષો થયાં ગુમા-વેલ આત્મનો પુનઃ તેને સાક્ષાત્કાર થતો હોય એવો ભાસ થવા લાગ્યો. સ્થૂલ દૃષ્ટિથી તો કવિ ભાનસાન વિનાની કો મૂર્છિત સ્થિતિને જ વશ થયેલ છે એવું જણાઇ રહ્યું. પણ સૂક્ષ્મ દૃષ્ટિથી નીહાળતાં તે તેમ ન હતું. તે તો આજ પોતાના સાચા ધામમાં–પોતાના જ ગૃહાંગણમાં પ્રવેશી રહેલ, સંબંધીઓનાં સ્વાગતગીત ઝીલેલ, સર્વત્ર દિવ્યતાનાં જ દર્શન ઝીલતો માલૂમ પડતો.

લગભગ ત્રણેક વર્ષ પૂર્વે તેણે એક "તારા-ગીત" આલેખ્યું હતું. પૃથ્વીથી પર દૂર એક ભવ્ય દિવ્ય તારા પર પોતાનું સ્વગૃહ છે, ને પોતા સમા અનેક દેવ–દેવીઓના નિવાસ ત્યાં છે એવી રસભરી કલ્પના તેણે ગુંથેલ. સુકોમળ કુમાર ને કુમારિકાની પુષ્પોદ્યાનમાંની સુરસિક રમણા તેણે સુમધુર રીતે ચીતરેલ. પ્રીતમપ્રિયાના આત્મિક ઉર–ઉચ્છ્વાસનું તેણે મનોહર કલા વડે પ્રકાશન કરાવેલ. કોક તાપસ–તપસ્વિનીના અભાનુણી પ્રણય–જાપની જ્વાલા તેણે પ્રકટાવેલ. અને સાકાર નિરાકાર સર્વેશ્વરની સર્વ શક્તિમતી, સર્વ જ્ઞાનમતી, સર્વત્ર પેખતી મૂર્તિનાં તેણે આંદોલન દ્વારા દર્શન ઝીલેલ–દર્શન દાખવેલ....આજ એ સર્વ તેને પ્રત્યક્ષ થતું લાગ્યું. આજ તે પોતાના "તારા-સદન"માં ઉભતો ને આનંદન હાસ્ય હસતો જણાયો. આજ તેની સર્વ કોઇ અપિરિમિત ભાવના ભરી કલિતાનાં સર્વત્ર સ્વાગત થતાં તેની દૃષ્ટિએ પડી રહ્યાં. પૃથ્વી પર ન્હોતી • મળી તે ખ્યાતિ ને કીર્તિ તેને ત્યાં પ્રાપ્ત થયેલ જણાઇ....અને આ સર્વ યોગેશ્વરના પ્રણય-પ્રતાપ વડે થવા પામ્યું. તેમણે જ દેહથી વિછૂટો પડી દૂર નિજ નિત્ય–વાસસ્થાન પ્રત્યે ફર્યો. તેમણે જ તેને સર્વ પોતાનાનાં દર્શન કરાવ્યાં... ...... •

× × ×

આજ કવિ પોતાના "અમર ભુવન"માં એકાન્ત એક કાવ્યની પ્રત સુધારી રહ્યો છે. ચોપાસ કુદરત આહ્લાદક દર્શન દઇ રહી છે. પ્રેસમાંથી તાજી આવેલી તે એક અદ્દભુત ને રસરસ્યા કાવ્યની પ્રત છે. સ્વર્ગનું તે અનુપમ ગીત છે. દેવદેવીના રાસનું તેમાં અપ્રતિમ વર્ણન છે. અખંડ તેજ અને અખંડ સ્વાસ્થ્ય, અખંડ શ્રદ્ધા ને અખંડ પુણ્યનું તેમાં વિલક્ષણ ગુંથણ છે. અપરિમિત સ્નેહ, સૌજન્ય ને સત્ય દૃષ્ટિનું તેમાં સમર્થન છે. કોક ધન્ય પલે તેણે તે આલેખ્યું હતું–દેવદત્ત કો પળે તેનાથી તે આલેખાયું હતું. આદ્યન્ત તે પ્રત ઉકેલી ગયો ને અન્તે કર્ત્તા તરિકે કોનું નામ આપવું તેની વિમાસણ કરવા લાગ્યો. આ સુરસિક કાવ્ય તેનું જ -પોતાનું જ હતું કે કોક પારકાનું ?

આ પરમ ભવ્ય ને દિવ્ય આંદોલનવતું કાવ્ય આત્માને કિયે અણજાણે પ્રદેશ ઉગ્યું હતું, કોણે તેને ઉગવ્યું હતું તે તે કળી શકતો ન હતો–અથવા કળતો તો તે ઝાખું કળતો. તેને એટલી તો ખાત્રી હતી કે તે કાવ્ય પોતાનું ન હતું. પેલી તારાપરના નિત્ય સ્થાનની નિવાસિની તેની કલા ભાવની કોડીલી નરી કવિતમૂર્તિનું જ તે કાવ્ય કેમ ન કહી શકાય ? કારણ અર્ધજાગ્રત ને અર્ધનિદ્રિત એવી સ્થિતિમાં તે કાવ્યનો ઉદ્દભવ થયો હતો તે તેને વિદિત હતું. કોક ઉંડેરી સમાધિભરી સ્થિતિમાં તે રસબાળક જન્મ્યું હતું તેની તેને ચોક્કસ પ્રતીતિ હતી.

કાવ્યને અન્તે કર્ત્તાનું નામ આલેખવાની આ સુરસિક કૃતિ સાથે તેને પૂર્વની સહુ રસ-સ્મૃતિનો પુનઃ સાક્ષાત્કાર થઇ રહ્યો.

પૃથ્વીનો તે કવિ અને પૃથ્વી પાર્થના

પ્રભુપ્રદેશની તે દિવ્ય નિવાસિની દેવબાલા એક ભવ્ય દેવમંદિરમાં પ્રભુપ્રાર્થન કરતાં-નમ્રનત ઉભેલ તે અનુભવી રહ્યો. હવે તેને દીધેલ એ રમણીરત્નનું કેવી રીતે જતન કરવું, જગતની નાનીસૂની ય ઉની જ્વાલ તેને ન લાગે તેવી કઇ રીતની શુશ્રૂષા તેની આદરવી, અને તેમાં યે વિશેષે કરીને પોતામાં કોઇ ભુંડો ભાવ ન જાગે, પોતે કાંઈ નિરર્થક ભુલ્ય ન કરી બેસે, પોતે આ ઈશ્વરપ્રદત્ત પ્રેમલતા ફરી ન ગુમાવી રહે, અને અવિચ્છિન્ન સ્નેહનિમગ્ન, ભક્તિનિમગ્ન, આનંદ ને શાન્તિનિમગ્ન તે અને તેની દેવ-સહચરી રહી શકે, ભવપંથ કાપી શકે, તે સંબંધી અનેક વિચારશૃંખલા તે ઘડવા મંડયો, અને ક્ષણે ક્ષણે એ રસસ્મૃતિ સ્મૃતિ માત્ર નથી, પણ શુદ્ધ, સત્ય ને સાત્ત્વિક દર્શન માત્ર છે-એ અને એની પ્રિયતમા, ઉપર્યુક્ત કાવ્યની કર્ત્રી-કવિત્રી-એક જ સ્થાનમાં આ જ ઉભેલ છે, આત્માના પરમ આહ્લાદક રસાસ્વાદ ઝીલી રહેલ છે, ને “જનપશુજગ કલ્યાણ-યજ્ઞ પર હોમું અંગ સહુ મ્હારાં” એ બુદ્ધદેવના રસવાહી સન્દેશસ્વર સૂણી રહેલ છે. એમ તે સહજ અનુભવી રહે.

કવિને હવાં લાગે છે કે જીવ્યું તેનું નિરર્થક નથી ગયું. જીવ્યું તેનું આજ જીત્યું લાગે છે. દામ્પત્ય પ્રેમમાંથી ઈશ્વરપ્રેમનું પ્રાકટ્ય અને અજબ આ વત્સલ અદ્વૈત-જગ્યો આનંદ-સાક્ષાત્કાર તે અનુભવી રહ્યો છે. સર્વના સમર્પણમાં જ તે હવે પોતાનું સાચું બિરદ પ્રમાણી રહ્યા છે.

કોકીલ ને ચંડોળ, બુલબુલ ને રાજહંસ આજ તેને પોતા સમાંજ વ્હાલાં લાગે છે. વૃક્ષ ને પર્ણ, પુષ્પ ને ફળ, સર ને સરિત્, ગિરિ ને ગવ્હર, ચન્દ્ર ને સૂર્ય, દિવસ ને રાત્રિ એક જ ભવ્ય દિવ્ય ગાનગાથા સુણવતાં-એક જ અગોચર અનાદિ નાદનાં વાદક તત્ત્વો સમાં આજ તેને અનુભવાય છે. દેવબાલાની સંગે તે દેવભાવ માણે છે-લણે છે. નૌતમ દૃષ્ટિ પાળી રહે છે. સ્વને ભૂલી સર્વમાં તે ભળે છે સર્વને સ્વમાં ને સ્વને સર્વમાં તે ભેળવી મેળવી ખલવી રહે છે.

કવિ હવે પયગંબર બને છે: વિશ્વનાં ભાવિ તે કથી રહે છે. સત્યુગની મહાવાણી તે ભાખી રહે છે: આવતા ભાવિની ભવ્યના તે પુકારી રહે છે: દિક્પાલોના પૃથ્વીતટ અવતરણની અનેરી આશ ભણી રહે છે: નિરસ્ત્રયુગની શાન્તિવર્ષા વર્ષી રહે છે: જગતને જડપાટલે પ્રભુમયતાના પુણ્યપ્રવેશ લલકારી રહે છે: અંધારઘેરી શંકા ને મૃત્યુના વાઘા સજી ઉભેલ અનાસ્થાનાં વાદળદલ સમૂળાં વીખરાવી રહે છે. પૃથ્વી પર હવાં અસુખ કે અનિત્યતા નથી: જરા, માંદગી કે મરણ નથી: અન્યગ્રહો જેવી પૃથ્વી પણ હવાં દેવો ને દેવીઓની સુખકુંજ બનેલ છે, તેમની જેમ જ પરમાત્મભક્તિના પવિત્ર ઉચ્છ્વાસના વાતાવરણને ઝીલી રહેલ છે ...

કવિ એ પૃથ્વીનો રાજા બને છે. ને અદ્ભુત શાસનનિયંત્રણા સ્થાપી રહે છે. સૌ કોઈ તેના રાજ્યમાં આસ્તિક છે: સૌ કોઇ તેના શાસનમાં અન્યોન્યનાં પોષક ને ઉદ્ધારક છે: હિંસાભાવ સર્વત્ર શમ્યો છે: જડતાનો યુગ આથમ્યો છે: સત્યના, નીતિના, ધર્મના, આરોગ્યના, વૃદ્ધિવિકાસ ને સ્વાસ્થ્યના, સામર્થ્યના, કીર્તિના, પ્રભાવપ્રતાપના, આત્મા હૃદય મન ને શરીરસમૃદ્ધિના શાશ્વત રાજેન્દ્ર સમો તે જ્યારે નિજ પ્રેરક, ચાલક ને શાસક શક્તિ સંગે સ્વારીમાં નીસરે છે ત્યારે દેવતાઓ આકાશથકી પુષ્પવૃષ્ટિ કરી રહે છે. પૃથ્વીનાં તે કાળનાં સજ્જન સજ્જનીઓ નિજ રાજારાણીને અનન્ય વધામણે વધાવી રહે છે. દેવને અનુપમ રાજ-

માર્ગે ચાલતાં તે પ્રભુપ્રેમીલાને રાજવી પદે નિજ મસ્તક નમાવી રહે છે....

—આમ છતાંય કવિ કવિ છે, તેની દેવલાડિલી કવિયિત્રી છે. પ્રીતિભક્તિનાં અનુત્તમ તાલલય હજીય તેઓ સારી રહેલ છે. તાત્ત્વિક કે મંત્રણા નિજ રાજ્યમાં ફૂંકી રહેલ છે.

કવિના કીર્તિપ્રાસાદનું તે ઉચ્ચોચ્ચ શિખર છે જ્યાંથી તે દેવઆન્દોલનના પ્રસાદ ઝીલી રહે છે–ને જગતને તેના રસાસ્વાદ ચખાડી રહે છે.

"ઉભય અમર રહો, કવિ ને કવિયિત્રી!" –એવા દેવાધિદેવના પરમ આશીર્વાદ છે.

"ઉભય અમર રહો, અમ રાજા ને રાણીશ્રી!"–એવા સૌ પૃથ્વીવાસીઓના ઉજ્જ્વલ આરાધનમંત્રો છે.



૨૦

**રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીઃ**

# આર્યજીવનની ઉષા

( કેટલાક વિદ્વાનોની શોધને આધારે )

૧

પૃથ્વીની ચારે તરફ આર્યજાતિ પ્રસરી તે પહેલાં તે એક પ્રદેશમાં રહેતી હતી. ત્યાં તે નીરાંતે વસી રહી, વ્યક્તિત્વ પામી, લાક્ષણિક સંસ્કારો ખીલવવા શક્તિમાન થઇ; અને તેણે પૃથ્વીની ભાવિ પ્રગતિનો પાયો નાંખ્યો. આ પ્રદેશ આ અસલ આર્યનિવાસને ઝંદ–એવેસ્તા **એઇરીઆના વએજીઓ**ને નામે ઓળખે છે. આ પ્રદેશ ક્યાં હતો એ સવાલ શાસ્ત્રજ્ઞ વિદ્વાનોની કલ્પનાશક્તિને દાયકાઓથી કસી રહ્યો છે.

આ સમય દશ હજારથી વધારે વર્ષપર થઇ ગયો. હિમકાલના સપાટા ત્યાં હજુ આવ્યા ન હતા. ત્યાં નહોતો સમુદ્ર; ત્યાં નહોતો ઠંડી કે ગરમીનો અસહ્ય જુલમ; ત્યાં નહોતો દુનિયાની બીજી પ્રજાને મળવા જવાનો માર્ગ. માત્ર આત્મસંતોષી અને ઉચ્ચાભિલાષી લોકની ઉત્ક્રાંતિ સંભવે એવું ત્યાં સ્વાસ્થ્ય હતું.

આ પ્રદેશ ઑક્સસને કીનારે નહોતો–કારણ કે ત્યાં તે વખતે દરીઓ હતો. સપ્તસિંધુ કે ઉત્તર યુરોપમાં નહોતો કારણ કે હિમકાળ પછી જ એ બંને જગાએ આર્યો મળી આવે છે. તે પહેલાં નહિં. પણ તે એવા એક પ્રદેશમાં હતા કે જ્યાંથી નીકળી થોડા ઉત્તર યુરોપ અને થોડા મધ્ય એશિયામાં જઈ શકે; કે જ્યાંથી નીકળી પંજાબમાં આવનાં બીજા જનસમૂહો વચ્ચે આડા નહિ આવે. હિમકાલ પહેલાંના ઉત્તર ધ્રુવની આસપાસ આવેલા ખંડમા આ પ્રદેશ હતો એ માન્યતા મને ખરી લાગે છે.

ત્યાં વર્ષમાં એક વખત પશ્ચિમમાંથી સૂર્ય ઉગી છ મહિના સુધી અસ્ત થયા વિના પોતાના અખંડ તેજે ભૂમિને તપાવતો. બે મહિના 'ઉત્તર અરુણ'ની 'સુંદર, તેજસ્વી ને દિવ્યરંગી' ઉષાનો અનેરો ઉજાશ મોહક વાતાવરણ પ્રસારતો, અને બાકીના ચાર મહિના અંધકારમય વ્યોમ ને માથે સપ્તર્ષિનું તેજસ્વી મંડલ નિશ્ચલ

ધ્રુવના તારાની પ્રદક્ષિણા કરતું. બારે માસ ત્યાં વસંતની બહાર રહેતી; અને પરિસ્થિતિની મહેરથી માનવવિકાસને બુદ્ધિપ્રધાન થવાનો પંથ સહેલો થઈ પડ્યો.

આ અદ્‌ભુત પ્રદેશ પૃથ્વીના બીજા પ્રદેશોથી નીરાળો હતો; અને ચારે તરફથી એવી રીતે ઘેરાયલો હતો કે બીજા પ્રદેશોમાં વસતા માણસો જોડે જરા પણ સંસર્ગ સંભવે જ નહિ. કૈખીરીઆમાં આવેલા પર્વતો ને ગોબીનું રણ મોંગોલ જાતિથી તે પ્રદેશને અસંબદ્ધ રાખતો. જ્યાં આ પર્વતો પૂરા થતા ત્યાંથી તે હાલ ડેનમાર્ક છે ત્યાં સુધી એક અનન્ત કચ્છનો વિસ્તાર હતો; તેની દક્ષિણે બાલકશ સરોવરથી કાળા સમુદ્ર સુધી એક દુસ્તર સમુદ્ર આવી રહ્યો હતો; અને ઉત્તર આફ્રીકા અને અરબસ્તાનની સેમીટીક વસ્તીથી શરૂ થતા, અને દક્ષિણ હિંદથી આસ્ટ્રેલીઆ સુધી પહોંચતા, દ્રવિડ મહાખંડની વસ્તી જોડે કોઈ પણ પ્રકારનો સંબંધ અશક્ય હતો.

આ ભૌગોલિક ને આર્થિક સ્વાસ્થ્યથી ત્યાં વસતા જનસમૂહને વ્યક્તિત્વ ઘણી જ સહેલાઈથી પ્રાપ્ત થયું લાગે છે. અને વ્યક્તિત્વની છાપ એવી ઉંડી અને પાકા રંગની પડી કે યુગોની પરંપરા વહી ગઈ છતાં, બીજા જનસમૂહો જોડે અનેક સૈકાના મિશ્રણ છતાં, આર્યોનું વ્યક્તિત્વ નીરાળું, ને સર્વોપરિ જ્યાં જોઈએ ત્યાં દેખાય છે. આ પ્રદેશ ફલદ્રુપ તેમજ વિશાળ હતો; અને જંગલ પર્વતો ને પાણીથી ભરપૂર હતો. ત્યાં પાસે સમુદ્ર હોય એમ લાગતું નથી.

૨

આ સુંદર ને સુરક્ષિત પ્રદેશમાં વસતાં સ્ત્રીપુરુષો ઉંચાં ને સશક્ત હતાં, સુગ્રથિત, શ્વેત ને સુકેશી હતાં. તેમનાં અણીઆળાં નાકમાં છટા હતી; તેમની આંખોમાં કાળી ને ભરી ભભક ઓપતી; મરદોમાં શક્તિ ને તેજસ્વિતા હતાં; સ્ત્રીઓમાં સૌન્દર્ય ને છટા હતાં. આ આર્યોના ગ્રીક વંશજોએ હજારો વર્ષો પછી પથ્થરમાંથી સરજાવેલી મનુષ્યની શરીરરેખામાં આ અપૂર્વતા હજુ નજરે ચઢે છે.

તેઓ ગુફામાં, ઝાડનાં પાનની ઝુંપડીમાં, બારણાંવાળા લાકડાંનાં નાનાં ઘરોમાં રહેતા. ઘણાખરા ખુલ્લામાં જ રહેતા. ગાયો, ઘેટાં, ને કુતરાંનાં ટોળાં તેઓ પાળતા, અને જંગલી ઘોડા ગધેડાંને કામમાં લેતાં શીખ્યા હતા. જ્યાં જ્યાં એમનાં ઢોરોને ચારો મળતો ત્યાં ત્યાં કુટુંબકબીલા સાથે તે વિહરતા.

એક ભૃગુ નામના આર્યે અગ્નિ ઉપજાવ્યો તેના સંરક્ષણ અર્થે રહેલા પુરુષો અથર્વણ નામથી ઓળખાયા.

આ આર્યોનું જીવન સાદું ને સરલ હતું. તે ઢોરનું માંસ, અને વધુ ભાગે ફલ જવ અને દૂધ ખાવામાં લેતા. મીઠાથી તે તદ્દન અણજાણ હતા. તે ઘણેભાગે નગ્ન ફરતા; પણ સમૃદ્ધિવાન ઉનનાં કપડાં કે જાનવરનાં ચામડાં પહેરતા.

અગ્નિને પ્રતાપે એ સોનું, ચાંદી, તાંબુ ને કાંસાનો ઉપયોગ કરતા. અને યુદ્ધમાં ફરસી, ધનુષ્ય ને બાણ, ભાલા ને ઢાલ વાપરતા.

હોડીઓમાં બેસી તે નદી ઓળંગતા; અને ઝાડના થડમાંથી સળંગ કોરી કાઢેલી ધરી ને પૈડાંપર કોઇ એક પ્રકારની બેસાણી બાંધી ગાડું બનાવતા.

આટલી બધી સામગ્રી છતાં, અને બુદ્ધિનો અસાધારણ વિકાસ છતાં, તેમણે પરિસ્થિતિ સુધારવાને ઝાઝા પ્રયત્નો કર્યા લાગતા નથી. આ સમયે ઉત્તર આફ્રીકામાં વસતો હેમેટીક અને દ્રવિડ જનસમૂહ બુદ્ધિના ક્ષેત્રમાં લગભગ અંધકારની દશામાંથી તરત જ નીકળ્યો હતો. તે પૂરું બોલી શકતા નહિ. સમાજ કે દેવ જેવી ચીજ સમજી શકતા નહિ; જાતિના સમૂહમાં એકઠા મળી સંસ્કાર ઉપજાવી શકતા નહિ.

છતાં તેઓએ ગામો સ્થાપવા માંડયાં હશે. ઈંટ પકવી, કે પથ્થર ફોડી ઘર બાંધવા માંડયા હશે એમ તેમની થોડા હજાર વર્ષ પછીની જાહોજલાલી પરથી લાગે છે. અને તે વખતે બુદ્ધિ શાળી આર્યોએ ઈંટ પાડવાની કે ઘર બાંધવાની શરૂઆત કરી નહોતી, ગામ જેવી સંસ્થા ઉભી કરી નહોતી. બહારની પરિસ્થિતિ તરફ આ બેપરવાઇનું મૂલ કારણ આર્યાવર્ત્તનાં સુખમય હવાપાણી લાગે છે. પણ આ બેપરવાઇએ આર્યોમાં એક જાતના શાશ્વત સંસ્કારનું સ્વરૂપ પકડયું. તેને પરિણામે ભાવિ જીવનપર શી અસર થઇ એ પછીના સમય પરથી વર્તાશે.

૩

પણ આ સમયના આર્યો પરિસ્થિતિ સુધારવામાં જેટલા બેપરવા હતા, તેટલા જ માનસિક વિકાસ સાધવાને તત્પર હતા. ભાષાની ખીલવણી એ એમના અદ્‌ભુત માનસિક વિકાસનું પહેલું પરિણામ હતું.

બોલવું એ આજે એટલું તો સરલ લાગે છે કે ચીશોથી જ પોતાના ભાવ દર્શાવતાં માનવ પ્રાણીને શબ્દોમાં મનોદશા વ્યક્ત કરતાં કેટલી મહેનત પડી હશે, કેટલા યુગો નિષ્ફળ પ્રયત્નોમાં ગાળવા પડયા હશે તેનો ખયાલ આણવો મુશ્કેલીનું કામ છે.

ભાવ અને વિષય દર્શાવવાની ચીશ; તે તે ભાવ અને વિષય માટે એક જ પ્રકારની ચીશ; આવી ચીશોનો એક જ ભાવ કે વિષય જોડેનો સંબંધ; શબ્દનું ઉચ્ચારણ ને સ્પષ્ટીકરણ; શબ્દરચના માર્જન બુદ્ધિનો આવિર્ભાવ; અને શબ્દરચનાનું બંધારણ અને વ્યાકરણના નિયમોની શરૂઆત–આ દરેક ભૂમિકા વચ્ચેના અંતરનું માપ યુગોની ગણત્રીથી જ કાઢી શકાય એમ છે.

છતાં જ્યારે હેમીટીક અને દ્રવિડ જનસમૂહ માત્ર ચીશોથી મનોદશા દેખાડવાની પ્રાથમિક સ્થિતિમાં હતો ત્યારે આર્યાવર્ત્તમાં આર્યો, એ વરુણ અને ઉષાની પ્રશંસા કરતાં, પ્રતાપી ભાષા અને સાહિત્યનો પાયો નાખ્યો. તેમણે એ જે પાયો નાખ્યો તે એવો સંગીન હતો કે હજારો વર્ષો પછી પણ, જ્યાં આર્ય ગયો ત્યાં, જુદી દુનયામાં, અલ્પસંસ્કારી જનસમૂહોના સંસર્ગમાં, સદીઓની પરાધીનતામાં પણ તે એ આ ભાષાની રચના અને સમૃદ્ધિ જાળવી શક્યો. જ્યાં પણ આર્ય ગયો ત્યાં આ વાક્‌પટુતાને સાથે લઇ ગયો. પોતે તે ખીલવતો ગયો, ને બીજાને રસ લગાડતો ગયો. એ જાનવરને જંગલી, જંગલીને સુધરેલા, સુધરેલા ને શિષ્ટ વચ્ચેનો ભેદ વાક્‌પટુતા પર જ આર્યે રચ્યો. એને પ્રતાપે શબ્દબ્રહ્મની પૂજા એ સર્વશ્રેષ્ઠ ધર્મ થઈ રહ્યો; એ પૂજાથી જ સમાજ, રાજ્યતંત્ર, જ્ઞાન આજે શક્ય થયાં છે. દરેક દેશમાં દરેક યુગમાં આર્યોની વાક્‌પટુતાના પરિપાક રૂપ–વિશ્વામિત્રો, પાણિનિઓ, કાલિદાસો; હોમરો, સોફોક્લીસો, શેક્સપીઅરો અને ગીટીઓએ દુનિયામાં એ ‘શબ્દબ્રહ્મ’ની સિદ્ધિ કરી આર્યાવર્ત્તનું અપૂર્વ વાતાવરણ અમર કર્યું.

૪

આર્યોએ આ સમયમાં સામાજિક સિદ્ધાંતો પણ ખીલવ્યા હોય એમ લાગે છે. એમાંનો મુખ્ય તો એ હતો કે બાહ્યાભ્યંતર તમામ વ્યવહારમાં લોહી સંબંધે સાથે વળગી રહેલાં બાળક–સ્ત્રી–પુરુષના દરેક ટોળામાં નાયક અને કેન્દ્ર અને એકલો કર્તાહર્તા તે ટોળાનો વડીલ પુરુષ, તે કુલનો **કુલપિતા.**

સંસારની ઘટના પિતૃમૂલ છે એ આર્યસંસ્કૃતિએ ઘણી જ સ્વાભાવિક માન્યતા બનાવી દીધી છે, પણ સેમીટીક ને દ્રવિડ જનસમૂહોનો સંસાર માતૃમૂલ હતો. આજે એવા સંસાર આફ્રીકાની અને હિન્દમાં મદ્રાસ ઇલાકાની કેટ-

ઠીક જાતોમાં હજી જોવામાં આવે છે. જનેતાનો સંબંધ તે જ સગપણનો આધાર ગણાય છે. માતા કુટુંબની કર્તા હોય છે; અને મામો પાસેમાં પાસેનો પુરુષ સબંધી મનાય છે. જાનવરની દષ્ટિએ તો આ જ ધોરણ સ્વાભાવિક છે; અને પાશવ સ્થિતિમાંથી નીકળવાના પ્રયાસ કરતા જનસમૂહને પિતૃમૂલ રચનાનો કૃત્રિમ ખયાલ અશક્ય લાગે જ.

પણ આર્યાવર્તમાં હિમકાલની પૂર્વે આ ખયાલ આખા આર્યસમૂહના મનમાં મજબુત ચોંટ્યો હતો. તેઓએ પિતા, માતા, પુત્ર, અને દુહિતાનાં સગપણ સ્વીકાર્યાં હતાં; અને સમાજજાલનું કેન્દ્રસ્થાન પિતાને જ આપવામાં આવ્યું હતું.

તે વખતે આ માન્યતાથી અનેક વિચારો, ભાવનાઓ, સંસ્કારો અને સંસ્થાઓ ઉદ્ભવી હતી, અને ત્યાર પછી જ્યાં જ્યાં આર્યો ગયા ત્યાં ત્યાં એને આધારે જ સમાજની રચના રચી.

પિતાને કેન્દ્રસ્થાન આપવાથી એક પિતાના સંતાનોમાં ઐક્યનું ભાન પ્રગટ્યું. અને જાતિજીવન ( tribal life ) ની શરૂઆત થઈ. જાતિ, એટલે, એક પિતાના મનાતા પુત્રોના સમૂહમાં વ્યક્તિત્વ અને અસ્મિતા આવ્યાં; અને આવા દરેક પુત્રને જાતિની સમૃદ્ધિ ભોગવવાના અધિકારનાં સ્પષ્ટ બીજ નખાયાં. પિતાનું સત્ત્વ અમર રાખવાના હેતુથી માતાને પિતા સાથે સાંધી રાખવાની જરૂર જણાઇ, અને લગ્નની સંસ્થા પેદા થઇ. લગ્નની સંસ્થા તે સંસ્કારમય સંસારનો પાયો લેખાવા લાગ્યો, અને દાંપત્યવત ઉપજાવી શકાય એવી સામગ્રીઓ ભેગી મળી.

આ માન્યતાના પરિણામે આર્યવર્ષના આર્યોમાં પિતૃપૂજા પણ દાખલ થઇ હોય એમ લાગે છે. અને પૂર્વજોની પૂજા, ભૂતપૂર્વ પૂર્વજોથી માંડી ભાવિ અનુજો સુધી કુલતંતુ એક અને ત્રુટિરહિત છે એવો જ ખયાલ આપે છે. આજે પણ આપણી ઉત્તરક્રિયાના, મૃત્યુ પછી તુરત અને વર્ષે વર્ષે કર્યા જ કરવાના પિંડદાન આદિમાં આ કુલતંતુની સતતતા અને અનશ્વરતાની ભાવના સ્પષ્ટ છે. પૂર્વજોની પૂજા જ સામાજિક ને સાંસ્કારિક અસ્મિતા પ્રગટાવનારૂં પહેલું ઐતિહાસિક બલ છે. અસ્મિતાના વિકાસથી જ જાતિ, રાષ્ટ્ર, દેશ અને ધર્મનું બંધારણ બંધાય છે.

આર્યવર્ષના બધા રહેવાશીઓમાં એક જાતિ તરીકેની સાંસ્કારિક અસ્મિતાનાં કાંઇક બીજ રોપાયાં હોવાં જોઇએ. તેઓએ પોતાની જાતને આર્ય માનવાની અને પોતાના શક્તિસંસ્કાર આદિમાં ગર્વ ધારવાની શરૂઆત કરી હોય એમ સ્પષ્ટ લાગે છે.

૫

બાલક અને જંગલી માણસના અવિકસિત મગજમાં વહેમનું સ્થાન મોટું હોય છે. અને આ વહેમનું રક્ષણ શ્રદ્ધાથી કરવાનાં સાધનો પણ સાથે સાથે પાકે છે.

આર્યોનું આવું એક સાધન અથર્વણો હતા. જે અગ્નિ તેમની અસ્તિનો આધાર હતો તે તેમના પૂર્વજે પૃથ્વી પર આણ્યો હતો એવી માન્યતા ચાલતી હતી. તેઓ અગ્નિના સંરક્ષક હતા અને તેને ચેતાવવાનું રહસ્ય જાણતા. તેમની પછીની કારકીર્દિ પરથી લાગે છે કે પહેલેથી મંત્ર, જંત્ર, ને વૈદું એ ત્રણેનો વપરાશ તેમણે આરંભ્યો હશે. તેમનું સ્થાન આર્યવર્ષમાં ઘણું મોટું હોવું જોઇએ. અગ્નિપૂજાની શરૂઆત થઈ હતી કે કેમ એ ચોક્કસ થઈ શકતું નથી.

આર્યવર્ષના આર્યોની કલ્પનાશક્તિ વિશાળ વ્યોમને જોઇ ઉત્તેજિત થતી અને તેનો પ્રતાપ, તેની તેજસ્વિતા, તેમાં રહેલી મોહિનીથી તેમનાં અર્ધવિકસિત અંત-

રમાં ભક્તિભાવનાં આછાં કિરણો સ્ફુરવા માંડતાં. આકાશ સર્વવ્યાપી હોવાથી "વરુણ" અને ચળકતું હોવાથી "દ્યૌ"ને નામે ઓળખાતું.

અને આ પ્રમાણે આર્યવર્ષમાં આર્યોના પૂર્વજોએ સાદા અને સંસ્કારમય જીવનની શરૂઆત કરતાં અનેક સદીઓ વીતાવી.



## ૨૧

રા. બ. કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદીઃ

# કાવ્યાલાપ વિનોદ

એક કવિએ બુદ્ધિમાન્ અને મૂર્ખ પુરુષો વચ્ચે વિવેક દર્શાવ્યો છે કે બુદ્ધિમાન્ પોતાનો સમય કાવ્યના ને શાસ્ત્રની ચર્ચાના વિનોદમાં વ્યતીત કરે છે ત્યારે મૂર્ખ વ્યસનમાં, નિદ્રામાં, અને કલહમાં પોતાનો સમય ગાળે છે.

શાસ્ત્રની ચર્ચા કરવા જેટલી વ્યુત્પત્તિ માટે ઊંડા અભ્યાસ અને સતત શાસ્ત્રીય ગ્રન્થના પરિશીલનની આવશ્યકતા છે. આ કામ પ્રાકૃત પુરુષનું નથી. પરંતુ કાવ્યથી વિનોદ તો સાધારણ બુદ્ધિવાળા મનુષ્યો પણ મેળવી શકે છે. ખરેખર, જે કાવ્ય પ્રસાદગુણયુક્ત હોવાથી સામાન્ય સ્ત્રી-પુરુષો પણ સમજી શકે છે અને જેને વારંવાર વાંચવાથી રસજ્ઞ પુરુષોને તેમાં નવો નવો ચમત્કાર ભાસે છે તથા નવો નવો વ્યંગ્યાર્થ તેમાંથી સ્ફુરતો જણાય છે તેજ ઉત્તમ કાવ્ય છે. આ જ કારણથી ભામહ જેવા ચિરંતન આલંકારિકે જે કાવ્ય વિદ્વાનથી માંડીને સ્ત્રીઓ અને બાળક પણ ગ્રહણ કરી શકે તેને પ્રસાદગુણયુક્ત કહ્યું છેઃ

**आविद्वदङ्गनाबालप्रतीतार्थं प्रसादवत्**

કવિની વાણીમાં ને અર્થમાં, બંનેમાં ચમત્કાર હોવો જોઇએ. સાધારણ માણસના મનમાં જે વિચાર આવે છે તેને કવિની કલ્પનાશક્તિ અલૌકિક સ્વરૂપ આપે છે અને એવી મધુર વાણીમાં વર્ણવે છે કે તે સર્વને હૃદયંગમ થાય છે. પ્રૌઢ કલ્પનાશક્તિ અને અર્થગાંભીર્યની સાથે શબ્દચમત્કૃતિ પણ કાવ્યનું એટલું જ આવશ્યક અંગ છે. પદલાલિત્ય અને પ્રાસાદિક રચના વાંચતાં વારને આકર્ષક થાય છે; અર્થનો વિચાર ત્યાર પછી આવે છે. આથી જ રસગંગાધરકાર પંડિત જગન્નાથે કાવ્યના લક્ષણમાં અર્થ કરતાં શબ્દને વિશેષ પ્રાધાન્ય આપી કહ્યું છે કે રમણીય અર્થ પ્રતિપાદન કરનાર શબ્દ તે કાવ્ય. પરંતુ શબ્દચમત્કૃતિ આપાતતઃ રમણીય છે તોપણ અર્થચમત્કૃતિ કંઇ ઓછી આવશ્યક નથી. બંને સરખાં જ આવશ્યક છે. એમાં પ્રધાનભાવ કે ગુણભાવ એકનો કે અન્યનો કલ્પવો એ યુક્ત નથી. આથી જ શ્રીમદ્ મમ્મટભટ્ટે પોતાના આકરગ્રન્થ 'કાવ્યપ્રકાશ'માં સગુણ અને સાલંકાર શબ્દ ને અર્થ, બંનેને કાવ્ય કહ્યાં છે; તેમજ માઘના એક સ્તુતિકારે કહ્યું છે કે ઉપમા તો કાલિદાસની, અર્થગૌરવ ભારવિ કવિનું, પદલાલિત્ય દંડીનું, પણ માઘકાવ્યમાં એ ત્રણે ગુણ–અલંકાર ('ઉપમા' એ અલંકારનું ઉપલક્ષણ છે,)

અર્થગૌરવ, અને પદલાલિત્ય છે.

કવિને વાણી વશ હોવી જોઇએ. તાણી-તોસીને ખેંચેલાં પદથી બેચાર કાવ્યો થઇ શકે ને તે પણ પરાકાષ્ઠાએ; પરંતુ જેને સ્વાધીન પત્નીની પેઠે વાણી વશ છે, અને જેના મુખ-માંથી કાવ્યની પંક્તિઓનો પ્રવાહ અનવચ્છિન્ન વહ્યો જાય છે, તેમ જ જેનામાં રસ ઝમાવવાની અલૌકિક શક્તિ છે તે જ ઉત્તમ કવિ છે. જે કાવ્ય વાંચતાં મન આનન્દમાં એવું લીન થાય કે તે સમયે અન્ય કંઈ પણ જાણવા યોગ્ય છે એવો વિચાર જ વાચકના મનમાંથી જતો રહે તેમાં રસની ઝમાવટ લોકોત્તર છે એમ સમજવું. આલંકારિકોએ બરાબર કહ્યું છે કે રસાસ્વાદ એ બ્રહ્માસ્વાદના જેવો છે. જેમ નિર્વિકલ્પ સમાધિમાં આત્મા બ્રહ્મચિંતનમાં લીન થાય છે ને તેને જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાન એ ત્રણ ચૈતન્યમય એક જ સ્વરૂપ લાગે છે, તેમ રસની ચર્વણામાં મન તેમાં જ લીન થાય છે અને તેમાંથી વેદ્યાન્તર વિગલિત થાય છે.

કવિ બહુશ્રુત હોવો જોઇએ. તેણે સૃષ્ટિનું ને લોકવ્યવહારનું સૂક્ષ્મ નિરીક્ષણ કરેલું હોવું જોઇએ. એવું કોઇ શાસ્ત્ર નથી કે એવી કોઇ કળા નથી કે જેની અપેક્ષા કવિને કાવ્યમાં રહેતી ન હોય. પ્રાચીન આલંકારિક ભામહે ખરૂં કહ્યું છે કે એવો કોઇ શબ્દ નથી કે એવો કોઇ અર્થ નથી, એવો કોઇ ન્યાય નથી કે એવી કોઇ કલા નથી કે જે કાવ્યનું અંગ થતું નથી. અહો! કવિનો ભાર બહુ મોટો છે!

આ પ્રમાણે કવિ અને કાવ્યનું અતિ સ્વલ્પ પ્રાસ્તાવિક વિવેચન કર્યું. હવે પ્રાચીન અને અર્વાચીન, તેમ જ આધુનિક કાવ્યોમાંથી કંઇક વાનગીરૂપે વાચકને પીરસવામાં આવે છે અને મને તેમાંથી કેવો આનન્દ થાય છે તેનું દિગ્દર્શન કરાવવા ઇચ્છું છું. આ લઘુ લેખમાં બધાં ઉત્તમ કાવ્યોનો સંગ્રહ કરી શકાય જ નહિ, તેથી થોડાં જ વાનગીરૂપ આપ્યાં છે. જુદા જુદા રસજ્ઞોને એમાં જુદો જુદો આસ્વાદ થશે. જેવો જે સહૃદય તેવો તેનો આનન્દ. મારા જેવા સામાન્ય વાચકને જે આનન્દ પ્રાપ્ત થયો છે તે દર્શાવવો એ જ આ લઘુ લેખનો આશય છે. તેમ જ આ લેખ 'કાન્તમાલા'માં આપેલો હોવાથી એમાં 'કાન્ત'નાં કેટલાંક ઉત્તમ કાવ્યોનું પણ નિદર્શન કર્યું છે.

કવિ પ્રેમાનંદનાં કાવ્યોમાંથી બધા રસોના દાખલા પુષ્કળ આપી શકાય એમ છે; પરંતુ તેમ આ લેખમાં બની શકે નહિ, તેથી બે ત્રણ દાખલા જ આપ્યા છે.

### (૧.) પ્રેમાનંદ

#### દશમસ્કંધ.

નહીં જાવા દીજે રે, જીવન! નહીં જાવા દીજે—
નહીં દીજે જાવા નાથજી રે, તમને નંદરાયની છેઆણ;
પાછા વળજો હાર માની રે, તમને જોડી કહું છો પાણ—
નહીં૦

× × ×

લજ્જા મૂકી ગોપીએ રે, બાઇ પ્રગટ કહો ભરતાર
સ્ત્રી થઇને પાલવ ઝાલો રે, શું કરશે સંસાર—
નહીં૦

અક્રૂર શ્રીકૃષ્ણને મથુરા તેડવા આવ્યા છે. શ્રીકૃષ્ણથી છૂટા પડવાનું વિરહદુઃખ ગોપીથી ખમાતું નથી. તે વિરહદુઃખ જે આવવાનું છે તેનું આમાં ઉત્તમ ચિત્ર પ્રેમાનંદે આપ્યું છે. દરેક કડીમાં શબ્દોની પુનરુક્તિ છે તે પુનરુક્તિ દોષ નથી; પ્રત્યુત ગુણ છે. એથી દર્શાવેલા વિચારની દૃઢતા સમજાવી છે. શ્રીકૃષ્ણને ગોપીઓએ 'જીવન'—પ્રાણ કહ્યા છે. કાર્યકારણની એકતા વ્યંગ્ય કરનારી આ લક્ષણા છે. તમારા વિના અમારાથી જીવી શકાશે નહિ, તમે અમારા જીવનના સાધન છો, તમે અમારૂં જીવન જ છો. શ્રીકૃષ્ણ જઇ શકે નહિ માટે તેમને નંદરાયની આણ દીધી છે. એ આણ માનવી જ

પડશે, માટે તમારી હાર થઇ એમ માનીને પાછા ફરજો. છતાં તમારા નિશ્ચયમાંથી ન ડગતા હો તો તમને હાથ જોડીને કહું છું કે પાછા ફરજો. પછી કહે છે કે હે કહાન! આ અમારો વિયોગ અમને સ્વલ્પ કાળનો નથી; અમને હમેશનો વિયોગ થશે એમ લાગે છે. અક્રૂરના આ તમને તેડવા આવવામાં અમને કપટ ભાસે છે. કેમ કે અમારી દુષ્ટ છાતીમાં ફાળ પડી છે. જે માઠો બનાવ બનવાનો હોય છે તેનાં અનિષ્ટ ચિહ્ન અગાઉથી જ જણાય છે. અમને અપશકુનો થાય છે, 'માઠેરા'-ઘણા માઠા શકુનો થાય છે. અપશકુનો ગણાવે છે કે સૂર-સૂર્ય ગગનમાં ઝાંખો દેખાય છે વૃંદાવનમાં દવ સળગ્યો છે ને યમુનામાં લોહીની રેલ આવી છે. પ્રેમની દશ અવસ્થા કહી છે:—૧. ચક્ષુઃપ્રીતિ, ૨. મનઃસંગ, ૩. સંકલ્પોત્પત્તિ ૪. નિદ્રાભંગ, ૫. શરીરની ગ્લાનિ, ૬. વિષયાન્તરથી ચિત્તની વ્યાવૃત્તિ, ૭. લજ્જાપ્રણાશ, ૮. ઉન્માદ, ૯. મૂર્છા, ને ૧૦. મરણ. આમ ગોપીઓએ અપશકુન વર્ણવ્યા તેમાં સંકલ્પોત્પત્તિની અવસ્થા કવિએ વર્ણવી છે. આગળ કહે છે કે ગોકુળ સૂનું લાગે છે, તમારી ગાય પણ સૂતી-ધણી વગરની લાગે છે. પ્રેમીને પ્રિયને અભાવે જગત્ જીર્ણારણ્યસમાન ભાસે છે. શ્રી રામ સીતાવિયોગે કહે છે કે **शून्यं मन्ये जगदविरतज्वालमन्तर्ज्वलामि ।** અમે આહીરડા-નિન્દ્ય આહીરો નિર્ભાગી છીએ. અક્રૂર અમારૂં સર્વસ્વ-જે તમે તેને લૂટી જાય છે. હે શામળા, અમારે કુટુંબનુ પ્રયોજન નથી. સર્વ કુટુંબમાં તમે જ છો. તમે નહિ માનો તો અમે તમારી સાથે આવીશું. એમ કહી ગોપીઓ આડી થઇને માર્ગમાં સૂતી ને કહ્યું કે અમારી છાતી પર રથ હાંકીને જાઓ. તમારો આગલો સ્નેહ સંભારો, શરદ્ સમયની પ્રસન્ન ચંદ્રિકાની રાત્રીમાં જે ઉપભોગ સેવ્યો છે તેનું સ્મરણ કરો. એ સ્મરણ કરીને પાછા ફરો, નહિ તો લજ્જાનો ત્યાગ કરી વૃદ્ધો તમારાં ચરિત્રો સાંભળે એમ અમે કહી દઇશું. અમારો શો અપરાધ થયો છે કે અમને તરછોડો છો! એક પ્રેમી પણ એમજ કહે છે કે

**किमपराधलवं मयि पश्यसि**
**त्यजसि मानिनि दासजनं यत: ॥**

કેશ છૂટા કરે છે, વસ્ત્ર જમીન પર રોળાય છે, મોંમાં દશે આંગળી મૂકે છે, એમ ઉન્માદાવસ્થા દર્શાવે છે. આ પ્રમાણે આ વર્ણનમાં દૈન્ય, સ્મૃતિ, લજ્જા ઉન્માદ, એ વ્યભિચારિભાવોનું નિરૂપણ કર્યું છે.

દશમસ્કન્ધ

પ્રભુજી બોલ્યા હો, નયણે જળ ભરી;
કહું મ્હારા અન્તરગતનું, દુઃખ હો વીરાજી.
કંઇ ન ફરી દેખું હો આણી આણી આંખડિયે.
રાંકડી જસોદાનું મૂખ, હો વીરાજી.
× × × ×
ગોપીને ગુપ્ત સદેસડો;
ઉદ્ધવ સાથે કહાવે ગોકુળનાથ, હો વીરાજી."

શ્રીકૃષ્ણ ઉદ્ધવ સાથે ગોપીને સંદેશો કહાવે છે. કહે છે કે મને મથુરામાં દેવકીનું સ્વાદિષ્ઠ (છએ રસવાળું) ભોજન ભાવતું નથી. આંખ આંસુથી ભરાઈ જાય છે ને શ્રીકૃષ્ણને જસોદા માતાનું હેત ને વૃંદાવનમાં કરેલી બાળલીલા યાદ આવે છે. મથુરાના વૈભવનો રાજસુખનો ને ગોકુળના ગ્રામ્યસુખનો વિરોધ દર્શાવી, ગોકુળમાં સુખ ઘણું વિશેષ હતું એમ શ્રીકૃષ્ણ કહે છે; કેમકે બાલ્યાવસ્થામાં અનુભવેલું સુખ કદી વીસરાતું નથી. એની મીઠી લહેરો જીવનપર્યન્ત હૃદયમાં આનદ રેલે છે. બાલ્યાવસ્થાના મિત્ર ભાઇભાંડુથી પણ વિશેષ છે. કેમકે કેટલીક ગુપ્ત વાતો ભાઇભાંડુઓને ન કહેવાય તે મિત્રને કહી શકાય છે.

'રણયજ્ઞ'

" શું થયું એમ કહે રઘુનાથ,

દીઠો પ્રાણવિણો લક્ષ્મણ ભ્રાત;
હાહાકાર કરે વાનરા,
પડ્યા રામ મુર્છા ખાઇ ધરા.

× × ×

હજી મૈથિલી નથી મુકાવી,
તો તુને નિદ્રા કેમ આવી;
ઉઠો ઉદ્યમી કરો સંગ્રામ,
એમ કહી કહી રુએ રામ."

રાવણની સાથેના યુદ્ધમાં લક્ષ્મણ મૂર્છાગત થયા; તેથી રામે કરેલા શોકનુ આમાં વર્ણન છે. એમાં કરુણ રસની સારી જમાવટ છે. રામનો શોક સ્થાયી ભાવ છે. પ્રાણવિહીન લક્ષ્મણનું દર્શન એ આલંબન વિભાવ છે, વાનરોનો હાહાકાર એ ઉદ્દીપન વિભાવ છે, વિલાપ એ અનુભાવ છે, પૂર્વાવસ્થાનું સ્મરણ—સ્મૃતિ, મોહ, વિષાદ, આવેગ, ઔત્સુક્ય એ વ્યભિચારી ભાવ છે. એમ સ્થાયી ભાવ પુષ્ટ થઇ, આસ્વાદ્ય થઇ, કરુણ રસ બને છે. કાષ્ઠથી પાષાણ કઠણ છે, પાષાણથી લોહ કઠણ છે, લોહથી વજ્ર કઠણ છે, પણ વજ્રથી પણ મારૂં હૃદય કઠણ છે એમ ઉત્તરોત્તર કાઠિન્યતું આધિક્ય કહે છે. નિર્ગુણી શરીરમાં એક મોટો ગુણ છે કે જે જે દુઃખ પડે છે તે તે સહન કરે છે. **रामोऽस्मि सर्वं सहे**—હું રામ છું, સર્વ સહન કરીશ. એના જેવો અર્થ છે. લક્ષ્મણને કહે છે કે તું બધી વાતમાં મને આગળ કરતો ને તું મારી પાછળ થતો; પરંતુ તું મને મૂકીને સ્વર્ગે જવામાં કેમ આગળ થયો! હજી તેં તારૂં કાર્ય પરિસમાપ્ત કર્યું નથી—હજી સીતાને છોડાવી નથી, માટે ઊઠ ને તારૂં અધુરૂં જીવનકાર્ય સમાપ્ત કર, પછી જા.

પ્રેમાનંદના આટલા દાખલા બસ છે. હવે આપણી નજીકના સમયના કવિઓનાં કાવ્યોમાંથી થોડાક દાખલા આપું છું.

(૨) દયારામ

હરિ જેવો તેવો હું દાસ તમારો,
કરુણાસિંધુ ગ્રહો કર મારો. હરિ૦ ટેક.
સાંકડાના સાથી સામળિયા, છો બગડ્યાના બેલી,
શરણ પડ્યો ખલ અમિત કુકરમી,
તદપિ ન મૂકો ઠેલી. હરિ૦ ૧

× × × ×

સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયાપ્રીતમ ગિરિધારી;
શરણાગતવત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી.
હરિ૦ ૬

આ એક ઇશ્વરભક્તિનું પદ્ય છે. દયારામની ગરબીઓ લલિતપદને ભાવથી રેલાતી હોવાથી ઘણી હૃદયંગમ ને લોકપ્રિય થઇ છે એ બહુ જાણીતી વાત છે, 'જેવો તેવો' શબ્દમાં પાપથી ભરેલો, દોષોથી યુક્ત, ક્ષમા કરવા અયોગ્ય, એવા અર્થનો ધ્વનિ છે. હું તો એવો પાપી છું; છતાં હે કરુણાસિંધુ પ્રભો! તમે કરુણાના સાગર છે એટલે તમે મારાં પાપ તરફ નજર ન કરી દયા જ કરશો, એવી મને ખાતરી છે. 'કરુણાસિંધુ' એ વિશેષણ સાભિપ્રાય છે. એથી અર્થની પુષ્ટિ થાય છે. 'સાંકડાના સાથી' ને 'બગડયાના બેલી' એમાં કવિએ વૃત્ત્યનુપ્રાસ આણ્યો છે. હે પ્રભો! તમારા પોતાના માણસ, તમારા ભક્તનાં જુઠાણાં ને પાપ તમે જોતા નથી, અભાગીઆને ભાગ્યશાળી બનાવો છો. તો હે વરદ! મારા કોડ પૂરો. તમે વિનતિ વગર પણ ભક્તનું રક્ષણ કરો છો ને તેના દોષ સામું જોતા નથી, તમે આર્તના બંધુ છે, હે પ્રભો! તમે શરણાગત પર પ્રેમાળ છો, મારે તમારી જ ઓથ છે. શુદ્ધ ને સરળ હૃદયની પ્રભુની પ્રાર્થના છે. કાવ્ય આસ્વાદિક છે.

પ્રેમનું સ્વરૂપ

ઓધવજી છે અળગી રે, વાત એક પ્રેમતણી;
કોઇ અનુભવી જાણે રે, કહેતાં તો નાવે બણી.

× × × ×

અભિમાન મુકીને રે ઓધવ ગોપી પાય પડયા,
કહું દયાનો પ્રીતમજી રે, નિશ્ચે એક તમને જડયા.

આ ઉત્તમ કાવ્યમાં ગોપીએ ઓધવજીને પ્રેમનું સ્વરૂપ કહી બતાવ્યું છે. પ્રેમની ગતિ ન્યારી છે. જે અનુભવે છે તે જ તે જાણે છે. પ્રેમ કોઇ નિયમની અપેક્ષા રાખતો નથી. **व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु र्नखलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते।** જેમ ભવભૂતિએ કહ્યું છે તેમ સ્નેહ ને તે વળી કંઇની અપેક્ષા રાખનાર–એ પરસ્પર વિરુદ્ધ છે. પ્રેમ કર્યો આવતો નથી. એ એની મેળે જ આવે છે. હે ઓધવજી જ્યાં લગી સ્નેહનો અગમ્ય માર્ગ દીઠો નથી, ત્યાંલગી જ યોગ અને જ્ઞાન ગોઠે છે. યોગની તેને જ જરૂર છે કે જેનું મન જગતની માયામાં ભમે છે. ગોપી કહે છે કે અમારૂં તો ચિત્ત રસિક શ્રીકૃષ્ણમાં જ રમે છે. જેને જોગ જોઇતો હોય તે ભલે તે લે; અમે તો પ્રીતમ કૃષ્ણમાં જ અમારી પ્રીતિ રહો એવું માગીએ છીએ. આવાં ગોપીનાં વચન સાંભળીને ઓધવજીનું મન જગતની માયામાંથી છૂટયું, જ્ઞાનનું અભિમાન જતું રહ્યું, અને તેમનું મન શ્રી કૃષ્ણમાં જડેલું થયું. જ્ઞાનથી ભક્તિ અધિક છે, પ્રેમભક્તિ સર્વોત્તમ છે, એ પ્રતિપાદન કરવાનો આશય છે.

### (૩) મીરાંબાઈ

સંસારસુખ ત્યાગ કરનારી શ્રી કૃષ્ણની પ્રેમભક્તિમાં એકતાન થયલી–

"મુખડાની માયા લાગી રે,
મોહન પ્યારા,
મુખડાની માયા લાગી રે. ટેક.
મુખડું મેં જોયું તારૂં,
આ જગતડું થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂં રે.
મોહન પ્યારા૦

× × × ×

મીરાંબાઇ બલિહારી તારી,
આશા એક મને ઉરધારી.
હવે હું તો બડભાગી રે,
મોહન પ્યારા૦

સંસારસુખથી વિરક્ત થઇ પ્રભુની પ્રેમભક્તિમાં જ લીન થઇ મીરાં કહે છે કે હે પ્યારા મોહન! અહિં 'મોહન' પદ સાર્થક છે. મોહ પમાડનાર અન્ય વસ્તુથી મન વ્યાવૃત્ત કરી તારે વિષે જ લીન થાય એવો મોહ પમાડનાર, તારા સુંદર, નાજુક, સલૂણા મુખની મને માયા લાગી છે. જેવું એ નાજુકડું મુખ તારૂં મેં જોયું કે તેવું નિંદ્ય જગત્ દુષ્ટ જગત્ મને તદ્દન ખારૂં—અકારૂં થયું છે. 'જગતડુ'માં લઘુતાવાચક પ્રત્યય 'ડુ' નિન્દાવાચક છે ને 'મુખડુ'માં કોમલતા વાચક છે. 'ખારૂં' એ લક્ષ્યાર્થમાં છે. ઘણું જ અકારૂં એવો અર્થ છે. અત્યન્ત અસ્વાદુતા વ્યંગ્ય છે. મારૂં મન જગતથી ન્યારૂં રહ્યું, તદ્દન વ્યાવૃત્ત થયું. સંસારસુખ પ્રતિ અત્યન્ત વિરાગ સૂચવે છે. સંસારનું સુખ ઝાંઝવાના જળની પેઠે ખોટું, માત્ર દૂરથી લલચાવનારૂં, અસત્સ્વરૂપ છે. મેં તે તુચ્છકારી કાઢ્યું છે. સંસારમાં પરણીને વૈધવ્ય દશામાં આવવું. તેના કરતાં તારા મુખ સાથે પ્રેમ કરી તારી સાથે લગ્ન થવું ઘણું સુંદર છે કે એમાં વૈધવ્યનો લેશ પણ સંભવ નથી. ભગવંલ્લગ્ન સંસારી લગ્ન કરતાં ઘણું જ ચડિયાતું છે, એમ વ્યતિરેક અલંકાર વ્યંગ્ય છે. ભક્તિ–પ્રેમભક્તિનું આ એક ઉત્તમ ગીત છે.

બોલ મા, બોલ મા, બોલ મા રે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલમા. ટેક
સાકર શેરડીનો સ્વાદ તજીને,
કડવો તે લીમડો ઘોળ મા રે. રાધાકૃષ્ણ૦
ચાંદા સુરજનું તેજ તજીને,
આગીઆ સંગાતે પ્રીત જોડ મા રે. રાધા૦

હીરા રે માણેક જવેર તજીને,
કથિર સંગાતે મણિ તોળમારે. રાધા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
શરીર આપ્યું સમતોલમા રે. રાધા૦

એકે એક સ્ત્રીને મુખે ગવાતું આ સુંદર નાનકડું કાવ્ય ભક્તિરસથી રેલાઈ જાય છે. પ્રભુભક્તિ સિવાય અન્ય વસ્તુ નકામી છે. એમાંજ તરબોળ રહેવું એજ જીવનનું સાર્થક્ય છે રાધાકૃષ્ણના નામ સિવાય બીજું બોલનાર પુરુષ કેવો છે તે પછીની પંક્તિમાં દર્શાવે છે. સાકર ને શેરડીનો મધુર સ્વાદ તજીને લીમડાનો કડવો સ્વાદ પીનાર મૂર્ખ પુરુષના જેવો એ છે; તેમ જ ચાંદા ને સૂરજને તજીને આગીઆ સાથે પ્રીતિ બાંધનાર બુદ્ધિહીન પુરુષના જેવો છે. વળી કહે છે કે હીરા ને માણેકને તજી દઇ કથિરને પસંદ કરનાર, કથિર જેવી તુચ્છ વસ્તુની માણેક જેવી અમૂલ્ય વસ્તુ સાથે તુલના કરનાર મૂર્ખ જેવો છે. પ્રભુએ શરીર આપ્યું છે તે તેનો યોગ્ય ઉપયોગ કરવાને માટે છે. રાધાકૃષ્ણનું નામ મૂકી અન્ય નામ ભજનાર માંહે આપેલા દાખલામાં અમૂલ્ય વસ્તુને તુચ્છ ગણી નકામી વસ્તુને કીમતી માનનાર મૂર્ખ પુરુષ જેવો છે. આ સ્થળે નિદર્શના અલંકારનો ધ્વનિ છે. રાધાકૃષ્ણ વિના બીજું બોલે છે તે શર્કરાને શેરડીના સ્વાદ તજી કડવો લીમડો ઘોળે છે, એમ હોય તો નિદર્શના અલંકાર થાય. એવો અર્થ ગમ્ય થાય છે, માટે એ અલંકાર વ્યંગ્ય છે. એ અલંકારનો ધ્વનિ છે.

(૪) નર્મદ

વીરરસ તો નર્મદનો જ. તેનાં એવાં વીરરસમય કાવ્ય અનેક છે તેમાંથી એકે અત્ર આપ્યું નથી. અહિં કુદરતના વર્ણનનું એક ઉત્તમ કાવ્ય આપ્યું છે.

જોતાં નિચે ડુંગરની અહીંથી,
ઝાઝો થયો હું મનમાંહિં રંગી;
આહા ! શું શોભા વરણી શકું રે,
જોતાં થયો સ્તબ્ધ જ છેક હું રે.

× × ×

એ સર્વ જોતાં ચિત તો સમાયું,
વિશ્વેશમાંને બિજું કં ન ભાવ્યું;
આનંદમાં નર્મદ છેક ડૂબ્યો,
એવો દિઠો બ્રહ્મગિરી જ ઊભો."

આ બ્રહ્મગિરીનું ઉત્તમ વર્ણન છે. કવિ કહે છે કે જોતાં વારને એની રમણીયતા નિરખી હું સ્તબ્ધ જ થઇ ગયો. એની શોભા વર્ણવવાની મારામાં શક્તિ જ ન રહી. પછી કેવા પ્રકારની રમણીયતા છે તે વર્ણવે છે. જેમ જેમ જોઉં છું તેમ તેમ નવું નવું વિસ્મય ઉત્પન્ન થાય છે. માઘ કવિએ ખરૂં કહ્યું છે કે **क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः**—પ્રતિ ક્ષણે જે નવીનતા ઉત્પન્ન કરે તેજ રમણીય કહેવાય. ગંભીરતાથી મનમાં ભય ઉત્પન્ન થાય છે તોપણ ભયની સાથે ચિત્તમાં સર્વત્ર આનંદ આનંદ થઈ રહે છે. એવો ચમત્કારિક બ્રહ્મગિરિ છે. ખરેખર, આ ગિરિ એવો તપસ્વી છે-ગિરિમાં તપસ્વી પુરુષોનો વાસ છે તેથી ગિરિને જ તપસ્વી કહ્યો છે-કે એને જોતાં વારને મન પાપથી મુક્ત થઇ નિર્મળ થઇ જાય છે; સંસારના સર્વ વિચારો મનમાંથી જતા રહી મન એની લીલા પીવામાં જ રોકાય છે. લીલા પી પી કરે છે, પણ ધરાતું નથી. એને જોઇ ઇશ્વરની એ લીલા કેવી અદ્દ્ભુત છે એવો વિચાર આવી મારૂં ચિત્ત પ્રભુમાં જ લીન થાય છે ને આનંદપરાયણ થઇ વિવશ થાય છે, એવો અલૌકિક આ બ્રહ્મગિરિ છે.

(૫) દલપતરામ

પ્રભાતનું વર્ણન

"ઘંટા તણા ચાર ટકોર વાગ્યા,
ઉદ્યોગિ લોકો જન સર્વ જાગ્યા;
જાણે શ્રુતી ચાર તણા ઉચ્ચારે,

મુમુક્ષુ અજ્ઞાનપણું ઉતારે.

× × ×

વિદ્યાર્થી પાઠ લહી કરે છે,
જાણે રવીના જશ ઊચરે છે;
પ્રભાતિયાં ગાય સુભક્ત પ્રીતે,
જાણે રવીના ગુણ ગાય ગીતે."

સંસ્કૃતમાં પ્રભાતનાં અતિ સુંદર વર્ણન છે, તે કાવ્યો સાથે તો આ કાવ્યની તુલના થઇ શકે જ નહિ. છતાં આ પદ્યોમાં સુંદર ઉત્પ્રેક્ષાઓ છે. સ્વભાવોક્તિ અલંકારને ઉત્પ્રેક્ષા સાથે અંગાગિભાવ થવાથી સંકર થયો છે. 'જાણે' શબ્દ ઉત્પ્રેક્ષાવાચક હોવાથી ઉત્પ્રેક્ષા વાચ્ય છે.

### (૬) કેશવલાલ હરિરામ ભટ્ટ

એના ઇશ્વરસ્તુતિનાં ને નીતિનાં કાવ્યો સુંદર છે એક નીચે આપ્યું છે:-

"રે ચિત્તચકોર,
નિરખ પૂર્ણાનંદ પ્રકાશક ચંદ્રને,
શીતળ, સાચા, સ્વાભાવિક,
સર્વોત્તમ સુખના કંદને. ટેક
નથી કાલનણા કરમાં જાતો,
નથી કલંકિત તે થાતો,
ઉદયાસ્તરહિત અંતે આ તો;-
ચિત્તચકોર૦

× × ×

તનતાપ બધા તત્કાલ જશે,
નિરવધિ અદ્ભુત સુખ સાંપડશે;
કેશવ કુલ-જન્મ કૃતાર્થ થશે;-
હે ચિત્તચકોર૦"

ચકોર પક્ષીને ચંદ્રિકા ઘણી પ્રિય છે. એ ચંદ્રિકાનું પાન કરે છે એમ કવિઓ વર્ણવે છે. આથી કવિએ ચિત્તને ચકોરનું રૂપક આપ્યું છે ને પૂર્ણાનંદ આત્માને ચંદ્રનું રૂપક આપ્યું છે. 'સુખના કંદને'-સુખના મૂળને. પછીની પંક્તિમાં આત્મસ્વરૂપ વર્ણવ્યું છે. ઉપાધીરૂપી વાદળ વચ્ચે આવવાથી તને ઇશ્વરનું દર્શન થતું નથી. સંગ ક્ષણભંગુર છે, તેનો ત્યાગ કર, દૂર જવાની જરૂર નથી, અંતર્દષ્ટિ કર એટલે તને નિરવધિ આનન્દ થશે અને જન્મ સફળ થશે.

### (૭) કલાપી

કલાપીનો 'કેકારવ' ઘણું જ પ્રાસાદિક અને ભાવનાથી છલકાતું કાવ્ય છે. એનાં ઉત્તમ વૃત્તો ઘણે સ્થળે ભાવનાને અનુકૂળ હોઇ તેને સારી રીતે પોષે છે. એમાંથી માત્ર અંક જ દાખલો નીચે આપ્યો છે:—

મીઠા દીર્ઘ ધ્વનીવતી વન બધું, હર્ષે ભરે કોકિલા

× × ×

જખમ નહિ રુઝાશે, પ્રેમનો કો દિ લાગ્યો.

આ સુંદર કાવ્યમાં કવિએ શૃંગાર ને કરુણ રસ બંને અતિ સુંદર રીતે ઝમાવ્યા છે શિકારીએ સારસનો શિકાર કર્યો છે. સારસીની પાસે સારસનું શબ પડ્યું છે. બચ્ચાં મોતમાં સમજતાં નથી તે પાસે ટળવળે છે. સર્વત્ર રમણીયતા પ્રસરી રહી છે તેવી પરિસ્થિતિમાં આ બિચારૂં દુઃખી કોણ હશે? ખરેખર, એ પ્રેમને લીધે શોકથી બળી રહેલું છે. બાપડી સારસી શિર નમાવીને રડે છે. કવિ કહે છે કે આવા સુંદર પક્ષીને આવી પીડા હોય ખરી? ભવભૂતિએ પણ કહ્યું છે કે **निर्माणमेव हि तदादरलालनीयम्**-કુદરતનું આ સુંદર પ્રાણી-આદરથી લાલનીય છે, તેને આવું દુઃખ ઘટે નહિ. તેના શોકનું કારણ કહે છે કે તેનો પ્રિયતમ, પારધિથી હણાયલો, હૃદયચૂનો સૂતો છે. ખરેખર, કુદરતમાં એમ જણાય છે કે પ્રાણિમાત્ર હાથમાં જીવન લઇને જીવે છે. જીવન ઘણું અશાશ્વત છે. કવિ સુંદર વિચાર દર્શાવે છે કે કોઇને દુઃખ દેવાથી બીજાનું હૃદય કેમ તૃપ્ત થતું હશે? વજ્રમય હૃદય હોઇ જ કેમ શકે? વળી વિચાર આવે છે કે શિકારીએ શિકાર કર્યો તે તે મૂકીને કેમ ગયો? તેનું કારણ આપે છે કે પ્રેમના અશ્રુ વજ્રમય

હૃદયને પણ કોઇ-વાર દ્રવિત કરે છે; આવો દેખાવ જોઇને હૃદયમાં કંઇ કંઇ થઇ જાય છે. બચ્ચાં ટળવળે છે ને માતાના સામું જુએ છે. એ ભોળાં નિરપરાધી બાળક મોતમાં શું સમજે? એમનું તો દુઃખ કાળે કરીને જતું રહેશે; પરંતુ એમની માતાને થયલો પ્રેમનો જખમ રૂઝાવાનો નથી. પ્રેમથી થયલું શોકદુઃખ અસહ્ય છે.

### (૮) દોલતરામ કૃપારામ પંડ્યા

એમનું ઇંદ્રિજિત્-વધ મહાકાવ્ય સંસ્કૃત શૈલીએ રચાયલું છે, ને સુંદર છે. એક દાખલો નીચે આપ્યો છેઃ—

> ભરી તમે અંતક સાથ બાથ,
> જાણી ધર્યા પાવક મધ્ય હાથ.
> પડે તમારા સહુ વક્ર પાસા,
> તો'યે ધરો આ કયમ જીત આશ !
>
> × × ×
>
> રુવે રુવે રુદ્ર રહો નિહાળી,
> વસો લલાટે પણ ભદ્રકાળી;
> રખે ખુવો લંકનું, પુત્ર ! પાણી,
> એવાં વદી આશિષ વેણુ રાણી.

ઇંદ્રજિતને એની માતા મંદોદરી લડાઇ છોડી સીતાને પાછી અપાવી રામને શરણે જવા બહુ સમજાવે છે, પણ તે માનતો નથી. પ્રથમ તો કહે છે કે તમે લોકોએ રામચંદ્રની સાથે લડાઇ આદરી છે તે યમની સાથે બાથ ભીડયા જેવું છે, અગ્નિમાં હાથ મૂકયા જેવું છે. આમાં નિદર્શના અલંકારનો ધ્વનિ છે. તમારા પાસા વાંકા પડે છે, તોપણ તમે ચેતતા નથી. તમને સતી સીતાના શાપ નડશે જ ને તમે આ યુદ્ધમાં નહિ જ ફાવો. સીતાનું હરણ કર્યું છે તે ઝેરનું બી વાવ્યું છે—વાવ્યા જેવું છે; ઝેરી અભિમાનરૂપી વાયુ વવરાવ્યો છે, એમાંથી મીઠા ફળની વાત જ કેવી ! રામચંદ્ર જેવા જે બ્રહ્માંડને સ્થાપે છે ને ઉથાપે છે એવા સમર્થ દેવની રામા–પત્ની હરી છે તો હવે જીતવાના સંકલ્પ નકામા શા કરવા ? આમ પુત્રનું મન વાળવાનો પ્રયત્ન કરી, જાણ્યું કે એ યુદ્ધ કરશે જ ત્યારે તેનામાં વીરરસ પ્રેરે છે. રજપુત સ્ત્રીની પેઠે મરજો કે મારજો એવો ઉપદેશ કરે છે. હારીને પાછું ફરવું એ અપયશરૂપી મરણ છે માટે રણમાંથી પાછી પાની ન કરતો એમ કહી છેવટે માતા પુત્રને આશીર્વાદ દે છે.

કાવ્ય સરળ ને પ્રાસાદિક તેમ જ ઉત્તમ ભાવનાથી ભરપૂર છે.

### (૯) કાન્ત

#### રાજહંસને

> બહુ દિવસથી સ્વેચ્છાએ તેં પ્રવાસ શરૂ કર્યો,
> સર સરિત કૈં જોતાં જોતાં અનેક જગે ફર્યો;
> હજિ પણ સખે ! પાસે આવ્યું ન માનસ તો હિસે,
> વિરતિ કરિ લે માટે આજે હવે સ્થલ આ વિષે !
>
> × × × ×
>
> ક્ષણ સુખ તણી આવી પાછી કદાચ મળે નહીં,
> અવર વિસરી એકત્વે થા તું સાંપ્રતની મહીં.

સંસ્કૃત કાવ્યોમાં ઉત્તમ અન્યોક્તિનાં અનેક કાવ્યો છે. આ પણ એક અન્યોક્તિનું કાવ્ય છે. કવિરાજ હંસને સંબોધી કહે છે કે તું અનેક દિવસ થયાં માનસ સરોવરને પ્રવાસે નીકળ્યો છે; તું ઘણે ઘણે સ્થળે ફર્યો, પણ હજી માનસ સરોવર આવ્યું નહિ; માટે હવે શ્રાન્ત થયો છે તો આ સ્થળે જ વિરામ લે. આ સ્થળ ઘણું રમ્ય છે, પવનની લહેરો શરીરનો થાક હરી લે છે. ઝરણાં ધીમે ધીમે વહી મધુર સ્વરથી કર્ણને આનંદ પમાડે છે. બધી રચના મનને હરે એવી છે. આગળના માર્ગનો તને અનુભવ નથી. આગળ જતાં કદાચ આથી પણ વધારે પરિશ્રમ પડશે, માટે અહિં થોડી વાર વિરામ લે. પાસે ક્રીડા કરવા માટે રમણીય કમલવન છે. લતાઓ પુષ્પિત છે, તેમાં પ્રવેશ કર ને તેની મધુર ગન્ધ સર્વત્ર ફેલાવ. ક્ષણ પણ સુખ મેળવવાનું આવું સ્થળ બીજું આગળ કદાચ

નહિ મળે; માટે સાંપ્રત કાળ ને દેશમાં જે સુખ મળે છે તે સેવી લઇ આનંદ પામ.

બહુ ઉચ્ચતમ સુખની આશા રાખી તે માટે તરફડીઆં મારવા કરતાં જે થોડું ઘણું નિશ્ચિન્ત સુખ પ્રાપ્ત થયુ હોય તેના ઉપભોગ કરી આનંદમા રહેવું એવો આ અન્યોક્તિનો ઉપદેશ છે.

મત્તમયૂર

નાચે રંગભીનો અલબેલો આવી રંગમાં રે!
શ્યામા સંગમાં રે!
વીજળી વ્યોમ છટાથી તરે છે,
ઘોર ઘટા ઘન શોર કરે છે,
જોબન જોર ભરે છે એના અંગમાં રે!
× × ×
પિચ્છ પ્રદેશ જલે છવરાયો;
ગર્જનનું કરી પાન ધરાયો;
ચાલી હવે પ્રિય પાસ ભરાયો સંગમાં રે!

શૃંગાર રસનું આ સુંદર વર્ણન છે. મયૂર મત્ત બન્યો છે. એની રતિ એ સ્થાયી ભાવ છે. પ્રિયાનું દર્શન એ આલંબનવિભાવ છે. આકાશમા વીજળીના ચમકાર, મેઘની ઘોર ઘટા, ને ઢેલડીનો મધુર, માદક, ને ચિત્તહારક રાગ એ બધા ઉદ્દીપન વિભાવ છે. પ્રિયાની પાસે જવાને મોરના ચરણ જાતે ઊડતા જ ન હોય એવા ઉતાવળા ચાલે છે. આ ત્વરિત ગતિ, ને એના મુખ પરનું મધુરૂં હસવું ને રંગથી પરિપૂર્ણ થઇ નૃત્ય કરવું એ અનુભાવ છે. હર્ષ, જડતા. ઔત્સુક્ય. આદિ સંચારી ભાવ છે. આ પ્રમાણે રતિરૂપી સ્થાયી ભાવ પરિપુષ્ટ થઇ સ્વાદુત્વ પ્રાપ્ત કરી શૃંગાર રસ બને છે.

વીજળી વ્યોમમાં તરે છે. વ્યોમનું સમુદ્ર તરીકે રૂપક ગમ્ય છે. મયૂર હર્ષ પામે છે ત્યારે પરસ્પર લોચને મળી જાય છે એ અત્યન્ત હર્ષનો અનુભાવ છે. ઢેલનો મનોહર રાગ શ્રવણ કરી મોર છેક વિવશ થઇ જાય છે ને મળવાને આતુર બને છે એ ઔત્સુક્ય રૂપી વ્યભિચારી ભાવ છે.

આપ જ આવા તો જોયા, પિતા પ્રભુ!
આપ જ આવા તો જોયા!
મેં તો માનેલું કે ખોયા, પિતા પ્રભુ!
આપ જ આવા તો જોયા!
× × ×

પ્રભુની આ ઘણી સુંદર સ્તુતિ છે. હે પ્રભુ, આપને જ આવા તો જોયા. ‘આવા’ આ નાનો શબ્દ ઘણો વ્યંજક છે. મારા પાપ સામું ન જેતાં અનન્ત દયાળુ એવા એવો અર્થનો ધ્વનિ છે. હું અત્યન્ત પાપી હોવાથી મેં તો નક્કી માનેલું કે મેં પ્રભુની કૃપા ખોઇ છે, છતાં આપે મારાં પાપ દરગુજર કરી તમે જાતે મને દૂરથી આવતો દેખી રુદન કર્યું, અને મારા પાપરૂપી કાદવમાં ખરડાયલા પગ પોતે ધોયા, મારા પાપની ક્ષમા કરી. પાપરૂપી સર્વ ચિર કાલનાં વ્રણો પોતે સ્વચ્છ કરીને તેના પર ક્ષમાનો લેપ લગાડયો. આવા દીનદયાળ તો આપ જ છો.

સંસ્કૃતમાં આવા ભાવનું એક ભક્તનું સુંદર કાવ્ય છે:—

वाचा निर्मलया सुधामधुरया
यां नाथ शिक्षां ददा—
स्तां स्वप्नेऽपि न संस्पृशाम्यहमहं-
भावावृतो निस्त्रप।
इत्यागः शतशालिनं पुनरपि
स्वीयेषु मां बिभ्रत—
स्त्वत्तो नास्ति दयानिधिर्यदुपते
मत्तो न मत्तः परः-

હે યદુપતિ, તમારા જેવો કોઇ દયાનિધિ નથી ને મારાથી વધારે કોઇ મત્ત નથી. કેમકે તમે મને મધુર, અમૃતમય વાણીથી જે ઉપદેશ આપ્યો તેનું હું સ્વપ્નમાં પણ સ્મરણ કરતો નથી. શું કારણ? મારામાં અહંભાવ છે ને હું

સંકટ છું તેથી. આવા, હજારો અપરાધથી ભરેલા મને તમે પોતાનો માની સ્ત્રીવર્ગમાં દાખલ કર્યો, એ બધું આપની અપરિમિત દયા ને મારૂં નિઃસીમ અભિમાન ને નિર્લજ્જતા જ દર્શાવે છે. એવા આ સુંદર કાવ્યનો ભાવ છે.

છેવટે, નીચેનું સુંદર કાવ્ય આપી વિરમું છું!-

મેહમાનો! ઓ વ્હાલાં પુનઃ પધારજો!
તમ ચરણે અમ સદન સદૈવ સુહાયજો!

× × ×

આ કાવ્ય એવું સરળ છે ને એનો ભાવ એવો વિશદ ને હૃદયગળ છે કે એના પર કંઇ ટીકા કે નોંધની જરૂર નથી.



૨૨

રા. કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટિયા કૃત।

# સાક્ષર વિ. નિરક્ષર

(કાન્તમાળા માટે મોકલનાર રા. રા. વિપિનવિહારી કૃ. દિવેટિયા)

પ્રેમસાગર–આજથી મારૂં નવું જીવન આરંભ્યું છે. પરન્તુ ખેદકારક વાર્તા એ છે કે મારી જીવનસખી નિરક્ષર છે અને હું સર્વથા સાક્ષર છું. મારી જીવનસખી ઉર્ફે પત્નીને કેવી રીતે સાક્ષર બનાવવી એ વિચારમાં આજ મારો આખો દિવસ ગયો, પરન્તુ કાંઇ માર્ગ સુઝતો નથી. કોઇ મિત્રની સલાહ લેવા જાઉં તો મારી સ્ત્રીની નિરક્ષરતા પ્રગટ થઇ જાય, માટે એકલાએ જ પ્રયત્ન કરવો. હાલમાં લોક જ્યારે સ્વરાજ્ય માટે આટલો બધો પ્રયત્ન કરી રહ્યા છે, તો મારે એક આટલું કાર્ય તો કરવું. કાંઇ ફિકર નહી!

નર્મદા–(પ્રવેશ કરીને) કેમ, હવે ક્યાં સુધી બેસી રહેશો! આ બધું રાંધેલું ટાઢું થઇ જાય છે. ચાલો જમવા.

પ્રેમસાગર–જો મારી જીવનસખી! તારે આવી ગ્રામ્ય ભાષા ન વાપરવી. હું સાક્ષર છું માટે તારે પણ સાક્ષરને યોગ્ય ભાષા વાપરી સાક્ષરની ગણનામાં આવવું.

નર્મદા–જુવો મારૂં નામ તો નરબદા છે ને તમે વળી જીવણસખી શું કામ કહો છો? અને વળી નામ તે દેવાય કે? કહેવું હોય તો નરબદા કહેજો ને–કોઇ કોક વાર–ને બીજું કોઇ ન હોય ત્યારે!

પ્રેમસાગર–નરબદા નહિ પણ નર્મદા એ શુદ્ધ છે માટે નર્મદા ઉચ્ચાર કરજે.

નર્મદા–તમે હવે જમવા ચાલો,

પ્રેમસાગર–હું ભોજન કરીશ નહિ પણ માત્ર દુગ્ધપાન કરીશ.

નર્મદા–તમે જમી લ્યો પછી હું પાન કરી આપીશ.

પ્રેમસાગર–અરે, હું તો દુગ્ધપાન કહું છું.

નર્મદા–એ વળી ક્યાં પાન છે; જે ઘરમાં છે તે કરી આપીશ. કપૂરી પાન, મલબારી પાન, ચેવલી પાન, તો સાંભળ્યાં, પણ તમે

આ કહો છો એ જાતનાં પાન તો સાંભળ્યાં-એ નથી અને દીઠાંએ નથી.

પ્રેમસાગર-અરે દેવી નર્મદા—હું દુધનું પાન કરીશ.

નર્મદા-દુધનાં તે વળી પાન કેમ કરી થાય?

પ્રેમસાગર-અરે હું દુધ પીશ એમ કહું છું. કાલ સવારથી તું પાણિનીનાં સૂત્ર શીખવા માંડજ એટલે બધું સમજાશે.

નર્મદા-સવારના પાંચ વાગેથી ઉઠી ને રોજ પાણી ભરૂં છું અને હવે શું બાકી છે!

પ્રેમસાગર-અરે, પાણી ભરવાનું નથી કહેતો, પરન્તુ પાણિની નામના ધુરંધર વૈયાકરણ થઇ ગયો છે તેનાં સૂત્ર તૈયાર કરવાં એમ કહું છું.

નર્મદા-એ સૂતર બૂતર નો ધંધો આપણી નાતમાં કોઇ કરતું નથી અને મને વળી તમે ઘરમાં રેંટીયો કાંતવાનું ક્યાં કહેવા આવ્યા છો?

પ્રેમસાગર-અરે, રેંટીયો શેનો? પાણિનીનો ગ્રંથ છે તે વાંચ-

નર્મદા-અરે આ તે તમે ડાહ્યા કે ગાંડા?-પાણીનો વળી ગ્રંથ કેવો થાય! દુધનાં પાન, ને પાણીના ગ્રંથ! તમે પણ કાંઇ નવું નવું ધતીંગ લઇ બેસો છો.

પ્રેમસાગર-અરે, વ્યાકરણ શીખવાનું હું તો કહું છું.

નર્મદા-ત્યારે પાશરૂં બોલોને.

પ્રેમસાગર-જો નર્મદા પાશરૂં શબ્દ ઘણો જ ગ્રામ્ય છે માટે તેવું ગ્રામ્ય બોલવું નહિ. હું તો સાક્ષર છું અને તું આવું ગ્રામ્ય બોલે તો મારાથી તને કોઇ સભામાં લઇ જવાય નહિ.

નર્મદા-ખાસું બેશ. મારે તો કોઇ સભામાં આવવું નથી અને વ્યાકરણ પણ શીખવું નથી.

પ્રેમસાગર-વ્યાકરણ ભલે ન શીખતી. પણ મૂળાક્ષર જોડાક્ષર તો શીખીશ.

નર્મદા-એ વળી શું બોલ્યા?

પ્રેમસાગર-સ્વરવ્યંજનનું જ્ઞાન મેળવીશ?

નર્મદા-મારાથી સમજાય એવું બોલો તો ઠીક.

પ્રેમસાગર-હું સાક્ષર છું. તે સાદી ભાષા કેમ વાપરૂં?

નર્મદા-લખતાં વાંચતાં તો મને આવડે છે.

પ્રેમસાગર-તને આવડે છે તેટલું બસ નથી. યોગ્ય નથી, પર્યાપ્ત નથી. સાક્ષર પત્નીએ વધારે જ્ઞાન મેળવવું જ જોઇએ યાને ફારસી, ગુજરાતી, સંસ્કૃત, હિન્દી, અંગ્રેજી એ પાંચ ભાષાનું જ્ઞાન દરેક સાક્ષર પુરુષ અને સ્ત્રીએ મેળવવું જોઇએ.

નર્મદા-પણ, આ તમે સાખ્યર સાખ્ખર કરો છો તે શું?

પ્રેમસાગર-સાક્ષર એટલે જે માણસને ઉપર કહેલી પાંચ ભાષાનું કાંઇક જ્ઞાન, વાંચવા લખવાનો શોખ, સભાઓમાં જવાનો અભ્યાસ અને ત્યાં જઇ ભાષણો કરવાનો ઉત્સાહ અને વર્તમાનપત્રો અને માસિકોમાં લેખથી ટીકા વડે અને ચર્ચાપત્રો દ્વારા માન મેળવવાની ઉત્કંઠા.

નર્મદા-હું તો માસિકમાં કાંઇ સમજતી નથી. હું તો માત્ર તમારૂં મન રાખી ઘર સંભાળતાં શીખી છું તે કરીશ. બાકી મારે તમારા જેવી કોઇ કંડાકંઠી નથી.

પ્રેમસાગર-ત્યારે શું મારે ગૃહજીવનની તું અને સાક્ષરજીવનની બીજી કોઇ સખી ખોળી લેવી એમ?

નર્મદા-તમારે ફાવે તેમ કરો. મારા જેવી બીજી દાસી કરશો ને તે સદાચરણી ને મીઠી હશે તો તેની સાથે હું સહીપણાં ખુશીથી બાંધીશ.

પ્રેમસાગર-ભલે તો તારી સંમતિ હશે તો તેમ કરીશ.

નર્મદા–એ તો થાય ત્યારની વાત ત્યારે. અત્યારે તો મ્હારી રસોઇ ત્હાઢી પડે છે. ચાલોની જમવા!

પ્રેમસાગર–ચાલ હું ને તું સાથે એક ભાણે, સામસામા કોળિયા ભરાવીએ, છે કબૂલ મંજૂર!

નર્મદા–(મનમાં) આ તે આવા કેવા હશે! –(મોટેથી) વારુ, એમ તો એમ, પણ ચાલોની!

---

૨૩

**રા. રાં. ગિરિજાશંકર ભગવાનજી બધેકા:**

# પ્રગતિ

કેટલાએક વિદ્વાનો મનુષ્યની વૃત્તિઓના ત્રણ વિભાગ પાડે છે. ક્રિયાત્મક વૃત્તિ, જ્ઞાનાત્મક વૃત્તિ, આવેશાત્મક વૃત્તિ કે લાગણીપ્રધાન વૃત્તિ. (Doing–Hand, Knowing–Head & Feeling–Heart! )

આ ક્રિયાત્મક વૃત્તિ આપણા જીવનની પ્રાથમિક જરૂરીઆતોમાંથી ઉત્પન્ન થએલી છે. પૃથ્વી ઉપર આવી પડેલા માણસની પહેલી વૃત્તિ પોતાનું પેટ ભરવું, તાઢતડકાથી પોતાનું શરીર કેમ બચાવવું અને બીજા ભયોથી કેમ બચવું એ જણાય છે. આ હાજતને લીધે માણસ જમીન ખેડે છે, વસ્ત્રો બનાવે છે, અને બીજી અનેક રીતે શરીરના રક્ષણ માટે કુદરતના બળો ઉપર કાબુ મેળવે છે. આ હાજત માણસની શારીરિક હાજત છે. શારીરિક હાજતને પૂરી પાડવા માણસ શરીરની શક્તિઓને કેળવે છે અને વાપરે છે. આ હાજતમાંથી અર્થશાસ્ત્રનો જન્મ થયો છે. આ હાજતને લીધે જમીન ઉપર રેલ્વે અને જળ ઉપર આગબોટો દિવસ રાત દોડ્યા કરે છે. આ હાજતે આપણને આકાશની સાથે વાતો કરતાં અને માણસોના શ્વાસને રૂંધી નાખે એવો ધુમાડો કાઢતાં મોટી મોટી મીલોનાં મોટાં મોટાં ભૂંગળાની બક્ષિસ કરી છે. આ હાજત અંગ્રેજોને હિંદમાં મોકલે છે અને હિંદીને આફ્રીકા મોકલે છે. પણ આ હાજત બુદ્ધિના પ્રયોગથી વિરક્ત નથી. આ ક્રિયાત્મક વૃત્તિ સાથે થોડે ઘણે અંશે પણ માણસની જ્ઞાનાત્મક વૃત્તિ અને લાગણીપ્રધાન વૃત્તિ રહેલી છે. ક્રિયાત્મક વૃત્તિ અને જ્ઞાનાત્મક વૃત્તિના સહકારથી અતુલ બળવાળા અને અદ્દભુત યાંત્રિક બળવાળા મનુષ્યશક્તિનાં પ્રદર્શનો જન્મ્યાં છે. એ જ સહકારમાંથી ઘરો, ગામડાંઓ, શહેરો અને દેશો વસ્યા છે ને કુટુમ્બ, જ્ઞાતિઓ અને સમાજ અસ્તિત્વમાં આવ્યા છે. પણ માણસમાં રહેલી અતુલ શક્તિ આ વૃત્તિથી પ્રેરાઇને વર્તવામાં છેક ખર્ચાઇ નથી ગઇ. માણસમાં શરીર ઉપરાંત મન છે. અત્યાર સુધી જીવવાને માટે માણસ જ્ઞાન મેળવતો હતો અને જીવન માટે લાગણી રાખતો હતો, પણ હવે જ્યારે જીવનનો પક્ષ આટલે સુધી ઉકેલાયો છે, માણસ આટલો 'સુખર્ગો' છે, ત્યારે તે ઉંચે આકાશ તરફ જોવા લાગે છે અને આટલો મોટો બળતો અગ્નિનો ગોળો

આ કહો છો એ જાતનાં પાન તો સાંભળ્યાં– એ નથી અને દીઠાંએ નથી.

પ્રેમસાગર–અરે દેવી નર્મદા—હું દુધનું પાન કરીશ.

નર્મદા–દુધનાં તે વળી પાન કેમ કરી થાય?

પ્રેમસાગર–અરે હું દુધ પીશ એમ કહું છું. કાલ સવારથી તું પાણિનીનાં સૂત્ર શીખવા માંડજ એટલે બધું સમજાશે.

નર્મદા–સવારના પાંચ વાગેથી ઉઠી ને રોજ પાણી ભરૂં છું અને હવે શું બાકી છે!

પ્રેમસાગર–અરે, પાણી ભરવાનું નથી કહેતો, પરન્તુ પાણિની નામના ધુરંધર વૈયાકરણ થઇ ગયો છે તેનાં સૂત્ર તૈયાર કરવાં એમ કહું છું.

નર્મદા–એ સૂતર બૂતર નો ધંધો આપણી નાતમાં કોઇ કરતું નથી અને મને વળી તમે ઘરમાં રેંટીયો કાંતવાનું ક્યાં કહેવા આવ્યા છો?

પ્રેમસાગર–અરે, રેંટીયો શેનો? પાણિનીનો ગ્રંથ છે તે વાંચ–

નર્મદા–અરે આ તે તમે ડાહ્યા કે ગાંડા?–પાણીનો વળી ગ્રંથ કેવો થાય! દુધનાં પાન, ને પાણીના ગ્રંથ! તમે પણ કાંઇ નવું નવું ધતીંગ લઇ બેસો છો.

પ્રેમસાગર–અરે, વ્યાકરણ શીખવાનું હું તો કહું છું.

નર્મદા–ત્યારે પાંશરૂં બોલોને.

પ્રેમસાગર–જો નર્મદા પાશરૂં શબ્દ ઘણો જ ગ્રામ્ય છે માટે તેવું ગ્રામ્ય બોલવું નહિ. હું તો સાક્ષર છું અને તું આવું ગ્રામ્ય બોલે તો મારાથી તને કોઇ સભામાં લઇ જવાય નહિં.

નર્મદા–ખાસું બેશ. મારે તો કોઇ સભામાં આવવું નથી અને વ્યાકરણ પણ શીખવું નથી.

પ્રેમસાગર–વ્યાકરણ ભલે ન શીખતી. પણ મૂળાક્ષર જોડાક્ષર તો શીખીશ.

નર્મદા–એ વળી શું બોલ્યા?

પ્રેમસાગર–સ્વરવ્યંજનનું જ્ઞાન મેળવીશ?

નર્મદા–મારાથી સમજાય એવું બોલો તો ઠીક.

પ્રેમસાગર–હું સાક્ષર છું. તે સાદી ભાષા કેમ વાપરૂં?

નર્મદા–લખતાં વાંચતાં તો મને આવડે છે.

પ્રેમસાગર–તને આવડે છે તેટલું બસ નથી. યોગ્ય નથી, પર્યાપ્ત નથી. સાક્ષર પત્નીએ વધારે જ્ઞાન મેળવવું જ જોઇએ ધાને ફારસી, ગુજરાતી, સંસ્કૃત, હિન્દી, અંગ્રેજી એ પાંચ ભાષાનું જ્ઞાન દરેક સાક્ષર પુરુષ અને સ્ત્રીએ મેળવવું જોઇએ.

નર્મદા–પણ, આ તમે સાખ્યર સાખ્ખર કરો છો તે શું?

પ્રેમસાગર–સાક્ષર એટલે જે માણસને ઉપર કહેલી પાંચ ભાષાનું કાંઇક જ્ઞાન, વાંચવા લખવાનો શોખ, સભાઓમાં જવાનો અભ્યાસ અને ત્યાં જઇ ભાષણો કરવાનો ઉત્સાહ અને વર્તમાનપત્રો અને માસિકોમાં લેખથી ટીકા વડે અને ચર્ચાપત્રો દ્વારા માન મેળવવાની ઉત્કંઠા.

નર્મદા–હું તો માસિકમાં કાંઇ સમજતી નથી. હું તો માત્ર તમારૂં મન રાખી ઘર સંભાળતાં શીખી છું તે કરીશ. બાકી મારે તમારા જેવી કોઇ કંઠાકંઠી નથી.

પ્રેમસાગર–ત્યારે શું મારે ગૃહજીવનની તું અને સાક્ષરજીવનની બીજી કોઇ સખી ખોળી લેવી એમ?

નર્મદા–તમારે ફાવે તેમ કરો. મારા જેવી બીજી દાસી કરશો ને તે સદાચરણી ને મીઠી હશે તો તેની સાથે હું સહીપણાં ખુશીથી બાંધીશ.

પ્રેમસાગર–ભલે તો તારી સંમતિ હશે તો તેમ કરીશ.

નર્મદા—એ તો થાય ત્યારની વાત ત્યારે. અત્યારે તો મ્હારી રસોઇ ટાઢી પડે છે. ચાલોની જમવા!

પ્રેમસાગર—ચાલ હું ને તું સાથે એક ભાણે, સામસામા કોળિયા ભરાવીએ, છે કબૂલ મંજૂર !

નર્મદા—( મનમાં ) આ તે આવા કેવા હશે! —(મોટેથી) વારુ, એમ તો એમ, પણ ચાલોની!

---

૨૩

રા. રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકા :

# પ્રગતિ

કેટલાએક વિદ્વાનો મનુષ્યની વૃત્તિઓના ત્રણ વિભાગ પાડે છે. ક્રિયાત્મક વૃત્તિ, જ્ઞાનાત્મક વૃત્તિ, આવેશાત્મક વૃત્તિ કે લાગણીપ્રધાન વૃત્તિ. (Doing–Hand, Knowing–Head & Feeling–Heart ! )

આ ક્રિયાત્મક વૃત્તિ આપણા જીવનની પ્રાથમિક જરૂરીઆતોમાંથી ઉત્પન્ન થએલી છે. પૃથ્વી ઉપર આવી પડેલા માણસની પહેલી વૃત્તિ પોતાનું પેટ ભરવું, ટાઢતડકાથી પોતાનું શરીર કેમ બચાવવું અને બીજા ભયોથી કેમ બચવું એ જણાય છે. આ હાજતને લીધે માણસ જમીન ખેડે છે, વસ્ત્રો બનાવે છે, અને બીજી અનેક રીતે શરીરના રક્ષણ માટે કુદરતના બળો ઉપર કાબુ મેળવે છે. આ હાજત માણસની શારીરિક હાજત છે. શારીરિક હાજતને પૂરી પાડવા માણસ શરીરની શક્તિઓને કેળવે છે અને વાપરે છે. આ હાજતમાંથી અર્થશાસ્ત્રનો જન્મ થયો છે. આ હાજતને લીધે જમીન ઉપર રેલ્વે અને જળ ઉપર આગબોટો દિવસ રાત દોડયા કરે છે. આ હાજતે આપણને આકાશની સાથે વાતો કરતાં અને માણસોના શ્વાસને રૂંધી નાખે એવો ધુમાડો કાઢનાં મોટી મોટી મીલોનાં મોટાં મોટાં ભૂંગળાની બક્ષિસ કરી છે. આ હાજત અંગ્રેજોને હિંદમાં મોકલે છે અને હિંદીને આફ્રીકા મોકલે છે. પણ આ હાજત બુદ્ધિના પ્રયોગથી વિરક્ત નથી. આ ક્રિયાત્મક વૃત્તિ સાથે થોડે ઘણે અંશે પણ માણસની જ્ઞાનાત્મક વૃત્તિ અને લાગણીપ્રધાન વૃત્તિ રહેલી છે. ક્રિયાત્મક વૃત્તિ અને જ્ઞાનાત્મક વૃત્તિના સહકારથી અતુલ બળવાળા અને અદ્ભુત યાંત્રિક બળવાળા મનુષ્યશક્તિનાં પ્રદર્શનો જન્મ્યાં છે. એ જ સહકારમાંથી ઘરો, ગામડાંઓ, શહેરો અને દેશો વસ્યા છે ને કુટુમ્બ, જ્ઞાતિઓ અને સમાજ અસ્તિત્વમાં આવ્યા છે. પણ માણસમાં રહેલી અતુલ શક્તિ આ વૃત્તિથી પ્રેરાઇને વર્તવામાં છેક ખર્ચાઇ નથી ગઇ. માણસમાં શરીર ઉપરાંત મન છે. અત્યાર સુધી જીવવાને માટે માણસ જ્ઞાન મેળવતો હતો અને જીવન માટે લાગણી રાખતો હતો, પણ હવે જ્યારે જીવનનો પ્રશ્ન આટલે સુધી ઉકેલાયો છે, માણસ આટલો 'સુવર્ગી' છે, ત્યારે તે ઉંચે આકાશ તરફ જોવા લાગે છે અને આટલો મોટો બળતો અગ્નિનો ગોળો

ક્યાંથી, આ શીતળતા રેડનાર, રોજ રોજ રોજ નવાં નવાં રૂપ ધરનાર ચંદ્ર ક્યાંથી ને આ અગણિત તારાઓનો સમૂહ એટલે શું અને એ ક્યાંથી એના વિચારમાં મુગ્ધ બને છે. આવા આવા વિચાર તેને પ્રથમથી સ્ફુરતા ખરા, પણ હવે એ તે તરફ વધુ શક્તિ પ્રવર્તાવી શકે એવી સ્થિતિમાં આવ્યો છે. પોતાના પગ નીચે રહેલ ભુતળના વિવિધ પડોમાં જ્યારે તે પેસવા લાગે છે, ત્યારે તેને અનેક અનેક અજાયબીઓના ભંડારો અકલિત જ્ઞાનરત્નોથી ભરપૂર ભાસે છે. પોતાના જ પેટ માટે વપરાતાં પશુઓ અને વનસ્પતિની દુનીઆ તરફ તે નવીન જ દૃષ્ટિથી જોવા લાગે છે, અને મનને પૂછવા લાગે છે-આ તે બધું શું છે અને ક્યાંથી છે? પણ ત્યાં તો ઘડીકમાં મનની દૃષ્ટિ વિશાળ અને વિશાળ બનતી ચાલે છે. આ દુનીઆમાં બનતા સ્થૂલ બનાવોના કાર્યકારણનો સબંધ શોધવા મન ઉત્સુક બને છે. આપણા પૂર્વજો કોણ અને તે ક્યારે થઇ ગયા તેની શોધ કરવા તે ઉદ્યુક્ત બને છે. આપણા શરીરનો સંચો કેવો છે અને તેમાં શી કરામત છે તે જાણવા ઉતાવળું થાય છે. મનની જ્ઞાનપિપાસુ વૃત્તિ અહીં જ અટકતી નથી: મન પોતાના જ ધર્મોને શોધવા નીકળી પડે છે, માણસ પોતે ક્યાંથી આવેલ છે અને હવે પછી ક્યાં જશે તેની ખોજ કરવા દૃઢ નિશ્ચય કરે છે. અને છેડે છેડે તો આ બધું કોણે કર્યું કેમ ઉત્પન્ન થયું તે અનુત્તર પ્રશ્નનો ઉત્તર લેવા પણ તલસે છે. માણસમાં રહેલી આ જ્ઞાનાત્મક વૃત્તિમાંથી અનેક વિજ્ઞાનો પ્રગટ થયાં છે. તત્ત્વજ્ઞાન પણ આ વૃત્તિએ જ આપણને આપ્યું. ક્રિયાત્મક વૃત્તિનો માણસ કુદરતને પોતાના ઉપયોગ માટે વીંખતો હતો, કુદરતના ઉપર કાબુ મેળવવામાં આનંદ લેતો હતો ત્યારે આ જ્ઞાનાત્મક વૃત્તિનો માણસ કુદરતને જાણવાને મથે છે; અને વળી આ જ્ઞાનને લીધે પણ કુદરત ઉપરનો એનો કાબુ વધે જ છે. પણ હજી મનુષ્યની અંતઃશક્તિનો અંત આવતો નથી. પોતે પોતાના માટે સુખચેન મેળવે છે, પોતાની આસપાસની દુનિયામાં સર્વત્ર કાર્યકારણનો સબંધ શોધી કાઢે છે અને છતાં આ ઉંચું અનંત ભુરૂં આકાશ, પેલો પુણ્યપુરાણ યોગી જેવો વનવૃક્ષોની જટાથી ઘેરાએલો પર્વત, પણે દૂર દૂર રૂપાની ચાદર ઓઢીને સુતેલો વિસ્તીર્ણ સાગર, એની લાગણીને હલાવ્યા વિના નથી જ રહેતાં. ખગોળ વિજ્ઞાન જેના હાથમાં રમી રહ્યું છે, તેવા મનુષ્યને ય હજી સૂર્યોદય, પૂર્ણિમાની ચાંદની, અને અંધારી રાતના તારાઓનો સમુદાય કંઈ કંઇ તાજી તાજી અને નવી નવી વાતો રોજ ને રોજ કહી જાય છે. પેટને માટે ભરડ ભરડ વનસ્પતિને દાતરડાંથી કરવતોથી કાપી નાખનાર ખેડૂત કે સુતાર અને ઔષધને માટે વનસ્પતિના અંગ ઉપાંગોની વાટી વાટી વાટીને ભસ્મ કરનાર વૈદ્યને પણ એ જ વનસ્પતિ કોઇ કોઇ વાર સૌંદર્યનો અપૂર્વ સંદેશ આપી શકે છે. નાદલની ખુશનુમા હવામાં ઉડી રહેલા પતંગીઆઓને પોતાના આહારને માટે કરડી રહેલા આફ્રિકાના જંગલીથી માંડીને સૂપ (soup ઓસામણ)ને માટે તિતરને કે કોયલમેનાને ઉકાળનાર રાજા મહારાજાઓને કે જંતુજીવનની રચના જાણવાને પોતાના પ્રયોગોના ટેબલ ઉપર જંતુને થરથર્યા વિના કાપનાર કે ઉના પાણીમાં ઉકાળનાર જંતુશાસ્ત્રીને, પતંગીઆની સુંદર પાંખ કે કોયલનો મીઠો રવ કે જંતુની અપૂર્વ કુદરતી કૃતિ કોઇ નવીન વિચારસરણી ઉપર ચઢાવે છે. ક્ષુધાતૃપ્ત અને જ્ઞાનતૃપ્ત મનુષ્ય જ્યારે ઉંચે આકાશમાં અને નીચે પાતાળમાં જુએ છે ત્યારે લાગણી ભર્યું તેનું અંતર પોકારી ઉઠે છે કે અહો!-આ સૃષ્ટિનું સૌંદર્ય અદ્ભુત છે. તે બ્રહ્માંડનું દર્શન કરે છે. જ્યારે આ દર્શન વખતે પોતાના સ્થૂલ અને મતિ-

સ્વાર્થ ગળી જાય છે, ત્યારે તેના હૃદયમાં ગૂઢ એવાં નૈતિક અને આત્મિક તત્ત્વોનું દર્શન થાય છે. ,'

જેમ ક્રિયાત્મક વૃત્તિ આપણે અનેક રૂપે જોઈએ છીએ, તેમ જ્ઞાનાત્મક વૃત્તિના અનેક રૂપો છે; ને એવી જ રીતે આ લાગણીપ્રધાન વૃત્તિનાં પણ અનેક સ્વરૂપો છે. માણસની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓ, ભિન્ન ભિન્ન વિજ્ઞાનો, અને ભિન્ન ભિન્ન કલાઓ ઉક્ત ત્રણે વૃત્તિઓનાં ફળો છે. માણસે પોતાની જ્ઞાન-વૃત્તિ જેમ જુદાં જુદાં વિજ્ઞાનો રચી પ્રગટ કરી છે તેમ જ તેણે કલાવૃત્તિને ભિન્ન ભિન્ન કલાઓને જન્મ આપી પ્રગટ કરી છે. કલાના આત્માને રૂપવિષયક લાગણી છે, ધ્વનિવિષયક લાગણી છે, ને 'સાચા માણસ પર અસર થાવ' એ પ્રકારની બંધુતાજનિત લાગણી છે. ત્રણે લાગણી દરેક કલામાં વત્તીઓછી ઓતપ્રોત જોવામાં આવે છે. ઉપયોગી ક્રિયા, જ્ઞાનાર્થે જ્ઞાન, કલાર્થે કલા—એ ત્રણનો સમતોલ વિકાસ તે જ મનુષ્યની માણસાઈનો ખરો વિકાસ, એ પ્રમાણે "પ્રગતિ (progress)" ની વ્યાખ્યા આપણી આ ટુંકી વિચારધારામાંથી નીતરે છે. એ વ્યાખ્યા હજી સ્થૂલ સમુચ્ચય રૂપી જ છે પરંતુ તેને વિશે વધારે સંશોધન કરવા જતાં ફિલસુફીમાં ઉતરવું કે ન્હાવું-પડે, જે આ લઘુ લેખને માટે તો ખરું ભારે થઈ પડે.

---

## ૨૪

અ. સૌ. જરબાનુ મેહરવાનજી કોઠાવાલા:

# જગતના મહાન કવિઓ અને કાવ્યરત્નો

કાવ્ય એટલે શું? શબ્દોને સુસ્વરમાં ગોઠવવા કવિતામય વિચાર જણાવવા, કલ્પનામય માધુર્ય રેલાવવું એ કાવ્ય કહેવાય કાવ્યશક્તિ ઈશ્વરદત્ત હોય છે. એવા પ્રકાશમાન અને સુશોભિત અને સાચા શબ્દ બોલવા કે દુનિયા જે કદિ ભુલી શકે નહિ, અને એવાં ઘણાંએક પુસ્તકો પ્રસિદ્ધ બાનુઓ અને ગૃહસ્થોની કલમે લખાયાં છે જે સદા અમર રહેશે.

આવાં ઘણાં નામાંકિત પુસ્તકો છે કે જે આપણે વાચવાં જોઈએ જેઓ કાવ્ય વાંચતાં નથી, તેઓ માનવીની જીંદગીમાંની ઘણી મોટી ખુશાલીનો અનુભવ લેતાં નથી, એનો તેઓને ખ્યાલ નથી. સાચી કવિતા એ સોના કરતાં પણ અધિક મૂલ્યવાન છે. તેનાથી આપણે ભલાં થવા શીખીએ છીએ, આનંદી અને આશાવંત બનીએ છીએ અને તે વાચન એટલું ખુશકારક અને વિનોદી લાગે છે કે તેનો ધ્વનિ, તેનો ગુંજન કરતો નાદ, તેનો મીઠો લેહરી રણકો આપણાં દિલને ખુશ ખુશ ચમકથી ભરી મુકે છે.

ઇતિહાસમાં જે વિશાળ પ્રૌઢ બનાવો સમાએલા છે, પૃથ્વી પર જે ચમત્કારિક રળીઆમણા દેખાવો છે, મહાન પુરુષોના મગજમાં જે ઉમદા ખ્યાલો છે એ બધાનું વર્ણન કવિતામાં વાંચવું અતિ આનંદ ઉપજાવનારૂં છે.

સુખી અને પ્રફુલ્લ વખતમાં આપણને

કુદરતી ગાયન ગાવા જેવી ઉલટ થાય છે અને ઘણાએક ઝમાના પહેલાં જ્યારે આપણા વડવાઓ વાંચી લખી નહોતા જાણતા, ત્યારે લડાઇમાં કવિત ગાનારા ભાટચારણો તેઓ સાથે જતા અને યુદ્ધમાં ફતેહ મળતાં આ કવિજન ત્યાં ને ત્યાં કાવ્ય રચી ગાઇ સંભળાવતા અને તે મનોહર નાદ સાંભળવાથી મનને ઘણી નિરાંત અને ખુશાલી મલતી.

આ રીતે કાવ્યની ઉત્પત્તિ થએલી કહેવાય છે. હિંદુસ્તાનમાં તેમજ યુરપમાં કવિતાની શરુઆત એકસરખી રીતે થઇ છે. યુરપમાં હાર્પ (harp) નામના વાદિત્ર ઉપર બારોટ (Bard) લોકો લશ્કરને ઉત્તેજન આપવા પદ્ય ગાતા અને બજાવતા અને આપણા મુલકમાં બારોટ લોક પુંગી અને ઘુઘરી સાથે ગાતા.

યુરપમાં પુરાતન કાળમાં હોમર (Homer) નામનો એક આંધળો ગ્રીક હતો, જે ક્રાઇસ્ટની આઠસો વર્ષ પહેલાં થઇ ગયો હતો. તેનું મહાકાવ્ય ઇલિયડ ગ્રીક લોકો અને ટ્રોજનો વચ્ચે ચાલેલાં યુદ્ધની આખ્યાયિકાઓમાંથી ગુંથાએલું છે અને યુરપનું ઉંચામાં ઉંચું મહાકાવ્ય ગણાય છે.

કાવ્ય ત્રણ જાતનાં હોય છેઃ નાટ્યરૂપક, વીરરસ કાવ્ય અને કવિતા ઉદ્‌ગાર બહાર પાડે તે.

નાટ્યરૂપક એટલે Dramatic Poetryનો નમૂનો શેક્સપીઅરનાં નાટકો છે.

વીરરસ કાવ્ય યાને Epic Poetry કોઇપણ પ્રૌઢ બનાવ કે કોઈ વીર પુરુષની નામના કે જગજાહેર ઐતિહાસિક બીનાની સીફત અને તારીફમાં પદ્ય રચવાં તેને કહે છે.

ત્રીજું ઉદ્‌ગારગાન તે Lyric Poetry કહેવાય છે. એ શબ્દ લાયર (lyre) નામના વાદિત્ર ઉપરથી આવ્યો છે. આ ઘણું અસલ ઝમાનાનું વાદિત્ર છે. જે હાર્પને મલતું આવે છે. આપણી સારંગી પણ લાયર અને હાર્પના જેવું, તાર, લાકડું અને ચામડું એ ત્રણનું બનેલું વાદિત્ર છે; જો કે ત્રણેમાં તાર આદિની ગોઠવણ જુદી જુદી છે.

કાવ્યમાં અનુપ્રાસ મલતાં આવવાં જ જોઇએ એમ નથી. ઇંગ્રેજીમાં જેને પ્રાસ વિનાની એટલે blank કવિતા કહે છે તેની મનોહરતા કાંઈ ઓર છે.

ઇંગ્લાંડમાં સૌથી પુરાણો નામાંકિત કવિ ચૅાસર (Chaucer) કરીને થઇ ગયો, જેનું કેન્ટરબરી ટેલ્સ નામે વર્ણનાત્મક કાવ્ય આજે પણ મૂળ લખાએલું તે સમયના જેવું જ તાજું ને તાજું લાગે છે.

શેક્સપીઅર રાણી એલીઝાબેથના સમયમાં થઇ ગયો. તે વખતે ઇંગ્રેજી ભાષા ગૌરવ અને નાજુકાઇમાં લગભગ ટોચે પહોંચેલી હતી શેક્સપીઅરનાં નાટકોમાં પ્રાચીન ગ્રીસ અને રોમના તેમ ઇંગ્લાંડના ઐતિહાસિક વિષયો ઉપરનાં ઘણાં નાટકો છે. તેમ જ ઈટાલી, હૅાલાંડ, સ્કૅાટલાંડ, આદિની કલ્પિત વાર્તાઓ ઉપરથી પણ એણે ઘણાં કરુણરસિક અને હાસ્યરસિક નાટકો લખ્યાં છે.

હવે કેટલીક ટુંકી પણ સુંદર કવિતાઓના દાખલા લઇએ. રોબર્ટ લુઇ સ્ટીવનસનની આર્મીઝ ઇન ધિ ફાયર (Armies in the fire) નામે કવિતા જુવો. ઠંડા દેશોમાં જ્યાં ઘરનાં બધાં ભેગાં મળી બેસે તે ઓરડામાં સગડી રાખવામાં આવે છે. તેની બળતી સગડીના કોલસા તડતડ અવાજ કરી તતણીને તણખા ઉરાડી જે વિલક્ષણ ચિત્રો નજર સામે ઉભાં કરે છે તેવા દેખાવ ઉપરથી સ્ટીવનસને આ વિચિત્ર કાવ્ય જોડ્યું છે. તમે કોઇ દિવસ આવી બળતી સગડીમાં લશ્કરને કૂચ કરતાં જોયું છે? સ્ટીવનસનને એક વાર આવી ભ્રમણા થઇ હતી જે તેણે શબ્દોમાં ઉતારી અને તે

કાવ્ય નિશાળે ભણતાં ન્હાનાં મોટાં બાળકોમાં અતિ પ્રિય છે.

ટેનિસનની ધિ બ્રૂક (The Brook) એ જુદી જાતનો નમૂનો છે. આપણે તે વાંચીએ છીએ ત્યારે આપણા કાનને એક નાળું રમણીય કિલકિલાટ સાથે વહ્યું જતું હોય એવી જ લાગણી થાય છે. જો એક વ્હેળિયાં પાસે બેસીને આ The Brook યાને "નાળું" કાવ્ય વાંચીએ તો જાણે તે વ્હેળિયું જ આપણી જોડે કુદરતની ભાષામાં વાતો કરી રહ્યું છે, એવી મહાકવિની આ રચના લાગે છે. કુદરતની સુંદરતાના રસને આ પ્રમાણે પૂરેપૂરો ઉપભોગ આપણને મહાકવિની કવિતા જ આપી શકે છે.

ત્રીજા નમૂના લેખે અમેરિકન કવિ અને રાજ્યદ્વારી જોન હે (John Hay) ની ધિ એન્ચેન્ટેડ શર્ટ (The Enchanted Shirt) યાને "વશીકરણ પહેરણ" એ નામીચી કવિતા જુવો. આ "વશીકરણ પહેરણ" માં એક અસંતુષ્ટ રાજાની કહાણી છે જે ઘણા ખરાબ સ્વભાવનો હતો અને પોતાને સર્વેથી સુખી થએલો જોવાને માગતો હતો. તેના એક ચતુર વૈદે સૂચના કરી કે જો તે એક રાત એક ઘણા સુખી આદમીનું પહેરણ પહેરી સુવે તો તે ખરો સુખી થવા પામે. તરત જ હલકારાઓ અને ખેપીઆઓએ શહેરને ખુણે ખુણે તેવા એક આદમીની શોધ માટે મોકલવામાં આવ્યા, પરંતુ જે એક જ સુખી આદમી તેઓને મલી આવ્યો તેના અંગ ઉપર કશું પહેરણ જ ન હતું! આ રીતે તે અસંતુષ્ટ રાજાની ખાતરી થઇ કે મોટી માલમીલ્કત હોવાથી કાંઇ સુખી થવાતું નથી પણ સંતોષ અને શાન્તિ એ જ સુખ આપે છે.

રોબર્ટ બ્રાઉનિંગ નામના પ્રખ્યાત કવિએ એક કાવ્ય રચ્યું છે જેને માટે વિચિત્ર દંતકથા કહેવાય છે. જર્મનિમાં હેમલ નામનું એક ગામ છે ત્યાં જુના કાળમાં ૧૨૮૪ ની સાલમાં એક પુરુષ પોતાના હાથમાં એક અજબ કરામતની પુંગી લઇને ગયો અને તેના ઉપર વગાડવા માંડયું. તે ગામના કોટવાલને આ શખ્સે કહ્યું કે તે એવો એક રાગ વગાડી શકે છે કે જેનાથી ઉંદરો ખેંચાઇ આવે. ગામના લોકો ઉંદરના ભારે ત્રાસથી કંટાળી રહ્યા હતા એટલે જો બધા ઉંદરોનો નાશ કરવામાં આવે તો કોટવાલે પોતે અને બીજા શહેરીઓ પાસેથી લઇને એક હઝાર સોનાના સિક્કા આપવા કબુલ કર્યા. તે વિલક્ષણ મર્દે એક અદ્દભુત રાગ વગાડતાં ખુણે ખુણામાંથી આ ચોપગા કાળા ન્હાના દેવો દોડયા આવ્યા. તે માણસે વગાડતાં વગાડતાં નદીને તીરે ચલાવ્યું એટલે તે પુછડિયું ટોળું તેની પુંઠે ગયું. અંતે બધા ઉંદર, ઉંદરની આખી સૃષ્ટિ, પાણીમાં ડુબી મુઇ. લોકો ચકિત થઇ આ તમાસો જોઇ રહ્યા, પરંતુ જ્યારે તે આદમીએ પોતાના હઝાર સિક્કા માગ્યા ત્યારે કોટવાલની મતિ ફરી ગઇ. તે અપ્રમાણિક અમલદારે પોતાનું વચન પાળવાની ના પાડી અને નામુક્કર ગયો.

આ દંતકથાના પાછલા કરુણરસિક ભાગમાં એવું કહેવાયું છે કે પેલા વાદીએ તેનું ઘણું જ બુરું છવલેણ વેર લીધું અને એક એવો રાહ વગાડવો શરૂ કર્યો કે જેનાથી ગામનું દરેક ન્હાનું દોડતું ને કૂદતું બાળક તેની પુઠે ખેંચાઇ આવ્યું. સુંદર સોનેરી ઝુલફાંવાળાં, આસ્માની આંખોનાં, ગુલાબી સુરખના ચહેરાવાળાં બાળકો બસ, આ પુરુષના અજબ રાહને વશ થઇ તેની પાછળ દોડયાં. તે, તેઓને એક મોટા પર્વત આગળ લઇ ગયો, જે ફાટયો, અને આ જાદુગર તથા તેની પાછળની બાળક-બાલિકાની સેના તેની અંદર પેઠી એટલે પાછો અસલની પ્રમાણે બંધ થઇ ગયો!

કુદરતી ગાયન ગાવા જેવી ઉલટ થાય છે અને ઘણાએક ઝમાના પહેલાં જ્યારે આપણા વડવાઓ વાંચી લખી નહોતા જાણતા, ત્યારે લડાઇમાં કવિત ગાનારા ભાટચારણો તેઓ સાથે જતા અને યુદ્ધમાં ફતેહ મળતાં આ કવિજન ત્યાં ને ત્યાં કાવ્ય રચી ગાઇ સંભળાવતા અને તે મનોહર નાદ સાંભળવાથી મનને ઘણી નિરાંત અને ખુશાલી મલતી.

આ રીતે કાવ્યની ઉત્પત્તિ થએલી કહેવાય છે. હિંદુસ્તાનમાં તેમજ યુરપમાં કવિતાની શરુઆત એકસરખી રીતે થઇ છે. યુરપમાં હાર્પ (harp) નામના વાદિત્ર ઉપર બારોટ (Bard) લોકો લશ્કરને ઉત્તેજન આપવા પદ્ય ગાતા અને બજાવતા અને આપણા મુલકમાં બારોટ લોક પુંગી અને ઘુઘરી સાથે ગાતા.

યુરપમાં પુરાતન કાળમાં હોમર (Homer) નામનો એક આંધળો ગ્રીક હતો, જે ક્રાઇસ્ટની આઠસો વર્ષ પહેલાં થઇ ગયો હતો. તેનું મહાકાવ્ય ઇલિયડ ગ્રીક લોકો અને ટ્રોજનો વચ્ચે ચાલેલાં યુદ્ધની આખ્યાયિકાઓમાંથી ગુંથાએલું છે અને યુરપનું ઉંચામાં ઉચું મહાકાવ્ય ગણાય છે.

કાવ્ય ત્રણ જાતનાં હોય છેઃ નાટ્યરૂપક, વીરરસ કાવ્ય અને કવિના ઉદ્દ્ગાર બહાર પાડે તે.

નાટ્યરૂપક એટલે Dramatic Poetryનો નમૂનો શેક્સપીઅરનાં નાટકો છે.

વીરરસ કાવ્ય યાને Epic Poetry કોઇપણ પ્રૌઢ બનાવ કે કોઈ વીર પુરુષની નામના કે જગજાહેર ઐતિહાસિક બીનાની સીફત અને તારીફમાં પદ્ય રચવાં તેને કહે છે.

ત્રીજું ઉદ્દ્ગારગાન તે Lyric Poetry કહેવાય છે. એ શબ્દ લાયર (lyre) નામના વાદિત્ર ઉપરથી આવ્યો છે. આ ઘણું અસલ ઝમાનાનું વાદિત્ર છે. જે હાર્પને મલતું આવે છે. આપણી સારંગી પણ લાયર અને હાર્પના જેવું, તાર, લાકડું અને ચામડું એ ત્રણનું બનેલું વાદિત્ર છે; જો કે ત્રણેમાં તાર આદિની ગોઠવણ જુદી જુદી છે.

કાવ્યમાં અનુપ્રાસ મલતાં આવવાં જ જોઇએ એમ નથી. ઇંગ્રેજીમાં જેને પ્રાસ વિનાની એટલે blank કવિતા કહે છે તેની મનોહરતા કાંઈ ઓર છે.

ઇંગ્લાંડમાં સૌથી પુરાણો નામાંકિત કવિ ચૉસર (Chaucer) કરીને થઇ ગયો, જેનું કેન્ટરબરી ટેલ્સ નામે વર્ણનાત્મક કાવ્ય આજે પણ મૂળ લખાએલું તે સમયના જેવું જ તાજું ને તાજું લાગે છે.

શેક્સપીઅર રાણી એલીઝાબેથના સમયમાં થઇ ગયો. તે વખતે ઇંગ્રેજી ભાષા ગૌરવ અને નાજુકાઇમાં લગભગ ટોચે પહોંચેલી હતી શેક્સપીઅરનાં નાટકોમાં પ્રાચીન ગ્રીસ અને રોમના તેમ ઇંગ્લાંડના ઐતિહાસિક વિષયો ઉપરનાં ઘણાં નાટકો છે. તેમ જ ઈટાલી, હૉલાંડ, સ્કૉટલાંડ, આદિની કલ્પિત વાર્તાઓ ઉપરથી પણ એણે ઘણાં કરુણરસિક અને હાસ્યરસિક નાટકો લખ્યાં છે.

હવે કેટલીક ટુંકી પણ સુંદર કવિતાઓના દાખલા લઇએ. રોબર્ટ લુઇ સ્ટીવનસનની આર્મીઝ ઇન ધિ ફાયર (Armies in the fire) નામે કવિતા જુવો. ઠંડા દેશોમાં જ્યાં ઘરનાં બધાં ભેગાં મળી બેસે તે ઓરડામાં સગડી રાખવામાં આવે છે. તેની બળતી સગડીના કોલસા તડતડ અવાજ કરી તતણીને તણખા ઉરાડી જે વિલક્ષણ ચિત્રો નજર સામે ઉભાં કરે છે તેવા દેખાવ ઉપરથી સ્ટીવનસને આ વિચિત્ર કાવ્ય જોડયું છે. તમે કોઇ દિવસ આવી બળતી સગડીમાં લશ્કરને કૂચ કરતાં જોયું છે? સ્ટીવનસનને એક વાર આવી ભ્રમણા થઇ હતી જે તેણે શબ્દોમાં ઉતારી અને તે

કાવ્ય નિશાળે ભણતાં ન્હાનાં મોટાં બાળકોમાં અતિ પ્રિય છે.

ટેનિસનની ધિ બ્રૂક (The Brook) એ જુદી જાતનો નમૂનો છે. આપણે તે વાંચીએ છીએ ત્યારે આપણા કાનને એક નાળું રમણીય કિલકિલાટ સાથે વહ્યું જતું હોય એવી જ લાગણી થાય છે. જો એક વ્હેળિયાં પાસે બેસીને આ The Brook યાને "નાળું" કાવ્ય વાંચીએ તો જાણે તે વ્હેળિયું જ આપણી જોડે કુદરતની ભાષામાં વાતો કરી રહ્યું છે, એવી મહાકવિની આ રચના લાગે છે. કુદરતની સુંદરતાના રસનો આ પ્રમાણે પૂરેપૂરો ઉપભોગ આપણને મહાકવિની કવિતા જ આપી શકે છે.

ત્રીજા નમૂના લેખે અમેરિકન કવિ અને રાજ્યદ્વારી જોન હે (John Hay) ની ધિ એન્ચેન્ટેડ શર્ટ (The Enchanted Shirt) યાને "વશીકરણ પહેરણ" એ નામીચી કવિતા જુવો. આ "વશીકરણ પહેરણ" માં એક અસંતુષ્ટ રાજાની કહાણી છે જે ઘણા ખરાબ સ્વભાવનો હતો અને પોતાને સર્વેથી સુખી થએલો જોવાને માગતો હતો. તેના એક ચતુર વૈદે સૂચના કરી કે જો તે એક રાત એક ઘણા સુખી આદમીનું પહેરણ પહેરી સુવે તો તે ખરો સુખી થવા પામે. તરત જ હલકારાઓ અને ખેપીઆઓએ શહેરને ખુણે ખુણે તેવા એક આદમીની શોધ માટે મોકલવામાં આવ્યા, પરંતુ જે એક જ સુખી આદમી તેઓને મલી આવ્યો તેના આંગ ઉપર કશું પહેરણ જ ન હતું! આ રીતે તે અસંતુષ્ટ રાજાની ખાતરી થઇ કે મોટી માલમીલ્કત હોવાથી કાંઇ સુખી થવાતું નથી પણ સંતોષ અને શાન્તિ એ જ સુખ આપે છે.

રોબર્ટ બ્રાઉનિંગ નામના પ્રખ્યાત કવિએ એક કાવ્ય રચ્યું છે જેને માટે વિચિત્ર દંતકથા કહેવાય છે. જર્મનિમાં હેમલ નામનું એક ગામ છે ત્યાં જુના કાળમાં ૧૨૮૪ ની સાલમાં એક પુરુષ પોતાના હાથમાં એક અજબ કરામતની પુંગી લઇને ગયો અને તેના ઉપર વગાડવા માંડ્યું. તે ગામના કોટવાલને આ શખ્સે કહ્યું કે તે એવો એક રાહ વગાડી શકે છે કે જેનાથી ઉંદરો ખેંચાઇ આવે. ગામના લોકો ઉંદરના ભારે ત્રાસથી કંટાળી રહ્યા હતા એટલે જો બધા ઉંદરોનો નાશ કરવામાં આવે તો કોટવાલે પોતે અને બીજા શહેરીઓ પ સેથી લઇને એક હઝાર સોનાના સિક્કા આપવા કબુલ કર્યા. તે વિલક્ષણ મર્દે એક અદ્દભુત રાગ વગાડતાં ખુણે ખુણામાથી આ ચોપગા કાળા ન્હાના દેવો દોડ્યા આવ્યા. તે માણસે વગાડતાં વગાડતાં નદીને તીરે ચલાવ્યું એટલે તે પુછડિયું ટોળું તેની પુંઠે ગયું. અંતે બધા ઉંદર, ઉંદરની આખી સૃષ્ટિ, પાણીમાં ડુબી મુઇ. લોકો ચકિત થઇ આ તમાસો જોઇ રહ્યા, પરંતુ જ્યારે તે આદમીએ પોતાના હઝાર સિક્કા માગ્યા ત્યારે કોટવાલની મતિ ફરી ગઇ. તે અપ્રમાણિક અમલદારે પોતાનું વચન પાળવાની ના પાડી અને નાસુકર ગયો.

આ દંતકથાના પાછલા કરુણરસિક ભાગમાં એવું કહેવાયું છે કે પેલા વાદીએ તેનું ઘણું જ બુરું જીવલેણ વેર લીધું અને એક એવો રાહ વગાડવો શરૂ કર્યો કે જેનાથી ગામનું દરેક ન્હાનું દોડતું ને કુદતું બાળક તેની પુંઠે ખેંચાઇ આવ્યું. સુંદર સોનેરી ઝુલફાંવાળાં, આસ્માની આંખોનાં, ગુલાબી સુરખના ચહેરાવાળાં બાળકો બસ, આ પુરુષના અજબ રાહને વશ થઇ તેની પાછળ દોડ્યાં. તે, તેઓને એક મોટા પર્વત આગળ લઇ ગયો, જે ફાટ્યો, અને આ જાદૂગર તથા તેની પાછળની બાળક-બાલિકાની સેના તેની અંદર પેઠી એટલે પાછો અસલની પ્રમાણે બંધ થઇ ગયો!

જ્યાં જ્યાં ઇંગ્રેજી ભાષા બોલાતી વંચાતી હશે ત્યાં જે એક ગાયન વિખ્યાત અને સર્વેનું માનીતું થવા પામ્યું છે તે "Home sweet Home" છે. કોઇ વાર નસીબ અજબ રીતે દગો દે છે જે આ કમનસીબ કવિની બાબતમાં બનવા પામ્યું હતું. આજ એંશી વરસ થયાં આ ગાયન રચાયું છે અને ત્યારથી યુરોપીઅન મંડળોમાં અને ઘરમાં તે ગવાય છે. કુલ પૃથ્વીમાં ઘરને માટે જેટલો પ્રેમ હોય છે તેવો બીજે કશા માટે હોતો નથી. છતાં તે એક જોન હાવર્ડ પેન નામના અમેરિકને રચ્યું હતું, કે જે બાપડો ઘર શું તે જાણતો ન હતો. એની કારકિર્દી વિચિત્ર હતી. થોડોક વખત સુધી તે લંડનમાં એક નાટકકાર દાખલ વખણાયો હતો. અને એનાં રચેલાં નાટક–The Maid of Milan માં આ મધુર ગીત પહેલવહેલું ગવાયું હતું. પણ આ કવિ તેના કિસમતની લીટીઓને લીધે પછી થોડા જ વખતમાં રસ્તે ભટકનાર બની ગયો. એક ઠંડી કાળી ઘોર અંધારી રાત્રીએ જ્યારે તે પોતાના સ્વદેશમાં ભટકતો હતો, ત્યારે તેણે રસ્તેથી જતાં એક ન્હાના સુખદાયક મકાનમાં આ તેનું ગાયન ગવાતું, વજાડાતું સાંભળ્યું ત્યારે તેને કેવી કેવી લાગણીઓ થઇ હશે! એનું બીચારાનું નસીબ સુધર્યું જ નહિ અને તે આફ્રિકાના મુલકમાં પોતાના સ્વદેશથી વિખુટો ઘરબાર વગરનો મરણ પામ્યો. એના પોતાના જ શબ્દો એને લગાડીએ તો an exile from home!

થીઓડોર ટીલટન નામના એક કવિએ તનપુરા જમાનાના ઇરાનના એક દાનેશમંદ ઇરાની શાહ ઉપર એક કવિતા રચી છે તેનું નામ "આ પણ વહી જશે" છે. આ શાહનો તે મુદ્રાલેખ હતો અને એક વીંટી ઉપર તે કોતરાવીને હંમેશાં પોતાની આંગળીએ તે વીંટી પહેરી રાખતો હતો. જ્યારે તે મબલક ખઝાના ધરાવનાર શાહને ત્યાં ઉત્તમ મિજબાનીઓ થતી, દેશેદેશથી ખંડણી દાખલ ઉંટોની અલગાર ઉપર અમૂલ્ય હીરામોતી લદાઇને આવતાં, ભાતભાતની મોટાઇની લીલા, રમતની મઝા, ખેલબજાવન ચાલતાં, ત્યારે તે બધા દોરદમામ વખતે આ બુદ્ધિમાન રાજ્યકર્તા એટલું જ બોલતો—"આ પણ વહી જશે." તેના માનાર્થે એક મોટું કિંમતી પુતળું રાજધાની તેહરાનમાં તેના વખાણનારાઓએ ખુલ્લું મૂક્યું ત્યારે વેશ બદલીને આ શાહ તે જોવા ગયો. એક દ્રષ્ટીએ આ પુતળા તરફ જોઈ રહી તે રાજપાટનો માલેક બોલ્યો–કીર્તિ, વિખ્યાતિ એ સર્વે વૃથા છે. આ બાદશાહી પુતળા ઉપરનું કલાકૌશલ એ દીવસ નીરર્થક જશે. ચડતી પછી પડતી આવશે જ, "આ પણ વહી જશે."—જ્યારે લકવાની બીમારીથી આ ભલો નામવર શાહ મોતની પથારીએ પડ્યો ત્યારે તે છેલ્લા દમે બોલ્યો, "જીંદગી પુરી થઈ છે અને મોત "તે શું હશે?" તે જ ઘડીએ આકાશમાંથી એક સુંદર ઝળકતું કિરણ તેની મુદ્રાલેખવાળી વીંટી પર પડ્યું અને આકાશવાણી લેતું આવ્યું કે "તે મોત પણ વહી જશે."

ઘણાને કવિતા વાંચવી ગમતી નથી. તેઓ જીંદગીની કેવી મોટી મોજથી બકાત રહે છે તેનો તેમને ખ્યાલ થતો નથી. પહાડોની શિખરે સૂર્યાસ્ત જોઇ તમો છક થઇ જાઓ છો, પણ તેનું દિલખુશ વર્ણન એક પ્રતાપી લેખકના પદ્ય લખાણમાં વાંચવાથી કેટલો વધારે આનંદ ઉપજે છે! તે ઉમદા શબ્દો સદા કાળ યાદ રાખી શકીએ અને જ્યારે મન ચાહે ત્યારે સુંદર દેખાવો મોહક વાણીમાં ખ્યાલી આંખ આગળ ઉભા કરી શકીએ, એ આપણી ટુંક શકિત માણસ જાતને માટે શું ઓછી છે! વળી મહા કવિઓ આપણી વિકટમાં વિકટ ગુંચો પણ ઉકેલી આપે છે અને આપણા હૃદયમાંની

ઉંડામાં ઉંડી લાગણીઓને વહેતી કરે છે, કેળવે છે, અને સુધારે છે.

આ ચાલુ જમાનામાં હિંદુસ્થાન તો શું પણ આખી દુનિયાનો એક સર્વોપરિ કવી આપણા રવીન્દ્રનાથ ટાગોર છે. આ અર્ધ રાજવંશી–અર્ધ ઋષિવંશના બંગાળીની નામના દુનિયામાં એટલી ઉંચ શીખરે ચઢી છે કે ન્હાના મોટાં, જાત બેજાત, દેશ પરદેશ બધે ભણેલા વર્ગમાં એમનું નામ ઘરગથુ થઈ પડ્યું છે. યુરપની લડાઇ આગમજ કવિ દાખલ એ પંકાયા અને લડાઇ પછી યુરપની હાલત "મારૂં મારૂં અને તારૂં તારૂં" કરતાં જે ભયંકર થઇ પડી હતી તે વખતે આ મહાન નરે પોકાર ઉઠાવી ગુમરાહ બનેલાં અશાંત આદમીઓને ઈશ્વર પસંદ માર્ગ બતાવ્યો, ત્યારે ત્યાંના આદમીઓએ એને Heavenly Messenger યાને 'આકાશી પયગંબર'ની ઉપમા આપી.

ઇંગ્રેજી કવિ વડઝવર્થ અને મિલ્ટન, ઇટાલિયન કવિ દાન્તી અને જર્મન કવિ ગ–અ–થ પણ, કવિને મળતી ઈશ્વિરી પ્રેરણા બદલ કવિએ માણસ જાતને ઉંચામાં ઉંચો બોધ સુંદરમાં સુંદર રૂપે કરવાનો છે, એ પોતાની પદવીનું અતિ ઉંચું કર્તવ્ય સ્વીકારેલું છે.

દાદાર અહુરમઝદે પેદા કરેલી આ અવનિમાં કુદરતનો શી શી તરેહનો ખજાનો ભરાયો છે તે આપણી નજર સામે બતાવી આપવાનું ઉમદા કાર્ય એક સાચા કવિની કલમ જ કરી શકે છે.



૨૫

રા. રા. જેઠાલાલ ગોવર્દ્ધનદાસ શાહઃ

# દયારામભાઈ અને "રસિકવલ્લભ"

મધ્યકાલીન ગુર્જરસાહિત્યમાં દયારામભાઇનું સ્થાન અપ્રતિમ છે. દયારામભાઇનું કાવ્યસાહિત્ય વિપુલ છે. તેમાંથી પ્રકટ થયેલા સાહિત્ય* ઉપર દૃષ્ટિ નાખતાં આપણને જણાય છે કે એ ભક્તકવિએ જેટલી સાહિત્યની સેવા કરી છે તેટલી સેવા બીજા કોઇ ગુજરાતી કવિએ ભાગ્યે જ, કરી હશે. તેમના ગ્રંથોમાં+ અનેક કૃતિઓ

* જુવો (૧) નર્મદ સંગ્રહીત દયારામ કાવ્યસંગ્રહ; (૨) પ્રાચીન કાવ્યમાળા પુસ્તક ૧૨ અને ૧૩; (૩) નારણદાસ પરમાનંદદાસ પ્રકાશિત કાવ્યમણિમાળા; અને (૪) બૃહત્કાવ્યદોહન.

\+ "રસિકવલ્લભ," "રસિકરંજન," "અજામિલાખ્યાન" "નાગ્નજીતિ વિવાહ," "રુકિમણીવિવાહ," "સત્યભામા વિવાહ" "ભગવદ્‌ગીતા માહાત્મ્ય," "પ્રેમરસ ગીતા," "વસ્તુવૃન્દ દીપિકા," "અનુભવ મંજરી," "મીરાંચરિત્ર," "સતસૈયા" "બ્રાહ્મણ ભક્તસંવાદ," "ભક્તિપોષણ," "હરિભક્તિચંદ્રિકા," "મનમતિસંવાદ" "પ્રબોધ બાવની," "પુષ્ટિપથ રહસ્ય," "સારાવલી," "રૂપલીલા" "મુરલીલીલા" "કૂટશ્લોક" ઇત્યાદિ.

વિદ્યમાન છે. એ સર્વ અવલોકનારને તેમાં મુખ્યત્વે બે પ્રકારની અસરો જણાય છે.

(૧) ગુજરાતી સાહિત્યની (૨) પુષ્ટિમાર્ગીય સાહિત્યની.

ગુજરાતી સાહિત્યની અસરમાં ખાસ કરીને ભક્તકવિઓ **નરસિંહ** મહેતા, **મીરાં**, **ભાલણ**, તેમજ **વિષ્ણુદાસ**, **નાકર** તથા **પ્રેમાનંદ**ની અસરો સ્પષ્ટ જણાય છે. તેમની ગરબીઓમાં **નરસિંહ**, **મીરાં** અને **ભાલણ**ની પ્રેમલક્ષણા ભક્તિ ઝળકી રહે છે. આખ્યાનોમાં **વિષ્ણુદાસ**, **નાકર** તથા **પ્રેમાનંદ**ની શૈલીનું અનુકરણ છે. પણ "રસિકવલ્લભ" ગ્રંથમાં જાણે **અખા**ની **અખેગીતા**નું અનુકરણ હોય તેમ જણાઇ આવે છે. પુષ્ટિમાર્ગીય સાહિત્યમાં **શ્રીવલ્લભાચાર્યજી**ના ગ્રંથો, **સૂરદાસ**, **ગોવિંદદાસ**, **પરમાનંદદાસ** ઇત્યાદિ અષ્ટસખાની વાણી, તથા **અણુભાષ્ય** ઉપરની "પ્રદીપ" ટીકાના લેખક ભટ્ટજી ઇચ્છારામની પ્રબળ અસર થયેલી છે. તેમની કવિતાના વિષયો ખાસ કરીને શ્રીમદ્‌ભાગવતના પ્રસંગો ઉપર છે. તેમણે સ્થળે સ્થળે ભાગવતની વસ્તુને જ પોતાનાં કાવ્યોમાં ઉતારી છે એટલું જ નહિ, પણ તેનો મર્મ શ્રી **વલ્લભાચાર્ય**કૃત **સુબોધિનીજી** ટીકાને આધારે પ્રકટ કર્યો છે, આ ખરેખર તેમની કાવ્યશક્તિનો અદ્‌ભૂત વિજય સૂચવે છે.

પ્રસ્તુત લેખનો હેતુ દયારામની કવિતા વિષે કાવ્યશાસ્ત્રની દૃષ્ટિથી વિચાર કરવાનો નથી, પણ તેમના "રસિકવલ્લભ" નામના ગ્રંથમાં જે તત્ત્વજ્ઞાનનો વિચાર એમણે કર્યો છે તેનું સ્પષ્ટીકરણ કરવાનો છે.

કવિ પુષ્ટિ સંપ્રદાયના હતા. એ સંપ્રદાયના પ્રવર્તક શ્રી **વલ્લભાચાર્યજી** છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ આ માર્ગનું નામ શુદ્ધાદ્વૈત માર્ગ કહેવાય છે. ભારતવર્ષમાં તત્ત્વજ્ઞાન ઉપર ઘણા સમર્થ ચિન્તકોએ ચિન્તનો કર્યાં છે. **વેદવ્યાસ** અગર **બાદરાયણ વ્યાસજી**નાં બ્રહ્મસૂત્રો ઉપરનું ભાષ્ય જે વેદાંતનું તત્ત્વજ્ઞાન સાધે છે તે કેવલાદ્વૈત નામે ઓળખાય છે. શ્રી રામાનુજાચાર્યનું વિશિષ્ટાદ્વૈતવાદ, શ્રી **નિમ્બાર્ક** અને **ભાસ્કરાચાર્ય**નું દ્વૈતાદ્વૈતવાદ, **આનંદતીર્થ** અગર શ્રી મધ્વાચાર્યનું દ્વૈતવાદ, અને શ્રી વલ્લભાચાર્યનું શુદ્ધાદ્વૈતવાદના નામથી ઓળખાય છે. દયારામભાઇએ એમના "રસિકવલ્લભ"માં જે તત્ત્વજ્ઞાન સંબંધી વિચારો દર્શાવ્યા છે તે શુદ્ધાદ્વૈતની સરણિને અનુસાર છે, માટે આ પ્રકારના અદ્વૈત મતના મુખ્ય સિદ્ધાંતો કયા છે તે આપણે પ્રથમ જોઇએ. કારણ કે જ્યાં સુધી આ સિદ્ધાંતો વાચકના મનમાં બરાબર દૃઢીભૂત થયા નથી ત્યાંસુધી "રસિકવલ્લભ" ગ્રંથમાં પ્રવેશ થવો એ ઘણું કઠિન; લગભગ અશક્ય છે. સિદ્ધાંતો સંક્ષેપમાં નીચે પ્રમાણે છે.

(૧) જીવ, જગત્, આદિ જે નાનાત્વ પ્રતીતિ જણાય છે તે વસ્તુતઃ બ્રહ્મરૂપ છે અને સત્ય છે. ઘટ, પટાદિ ભેદો માયાથી અગર અવિદ્યાથી ઉત્પન્ન થયા નથી, પણ "**एकोऽहं बहुस्याम्**" ઇત્યાદિ શ્રુતિવચન અનુસાર બ્રહ્મની ઇચ્છાથી થયેલા છે. માટે ભેદપ્રતીતિ તે આભાસ માત્ર નથી, મિથ્યા નથી, પણ સત્ય છે—બ્રહ્મરૂપ છે.

(૨) શ્રુતિઓમાં બ્રહ્મનું વર્ણન સાકાર તરીકે કરેલું છે તેમ નિરાકાર તરીકે પણ કરેલું છે, તેથી કેટલાક તત્ત્વચિંતકો એ શ્રુતિઓમાં પરસ્પર વિરોધ જુએ છે, અને તેનું સમાધાન કરવાને માટે "માયા" તત્ત્વને આગળ ધરે છે; પણ શ્રુતિવચનોમાં આ રીતે વિરોધ જોવો તે યુક્ત નથી. કારણ કે બ્રહ્મ સાકાર પણ છે અને નિરાકાર પણ છે. બ્રહ્મનો આકાર "આનંદ" છે—રસ છે. આનંદ સ્વરૂપે તે સાકાર છે. તૈત્તિરીયોપનિષદ્‌ની બ્રહ્માનંદવલ્લીના આઠમા અનુવાકમાં આ સિદ્ધાંત સ્પષ્ટ કર્યો છે. ત્યાં પ્રથમ અન્નમય, પ્રાણમય, મનોમય

અને વિજ્ઞાનમય એમ બ્રહ્મની વિભૂતિઓનું વર્ણન કર્યું છે. ( કોપ તરીકે નહિ. ) તે વિભૂતિના વર્ણનબાદ એવું કહેવામાં આવ્યું છે કે આનંદમય બ્રહ્મ એ સર્વેના આત્મારૂપ* છે. માટે બ્રહ્મ એ આનંદસ્વરૂપે સાકાર છે, અને વળી તેમાં પ્રાકૃત આકારનો નિષેધ કરેલો હોવાથી તે નિરાકાર પણ છે. શ્રીકૃષ્ણને પરબ્રહ્મ કહ્યા છે તેનું કારણ કે તે શબ્દનો અર્થ સદાનંદ થાય છે. +

(૩) બ્રહ્મ એ જગતનું સમવાયિ કારણ છે તેમ નિમિત્ત કારણ પણ છે. અર્થાત્ બ્રહ્મમાંથી જ જગતની ઉત્પત્તિ છે તેમ બ્રહ્મ જ જગતનો કર્તા છે. જેમ મૃત્તિકા એ ઘરનું સમવાયિ કારણ છે, અને કુંભકાર એનું નિમિત્તકારણ છે, એવી રીતે અહિંઆં જગતનું સમવાયિકારણ અને નિમિત્તકારણ ભિન્ન નથી એક જ છે. જગત્ મિથ્યા નથી પણ સત્ય છે. ભેદ પ્રતીતિ માત્ર વાણીનો વિલાસ છે, વસ્તુતઃ તે બ્રહ્મ છે. "મૃત્તિકા એ જ સત્ય છે. ઘટાદિ માત્ર વાણીના વિકાર છે-વિલાસ છે." આ ઉપરથી એવો અર્થ સમજવામાં આવે છે કે જગત્ ઇત્યાદિ ભેદો તે તે રૂપે સત્ય છે. બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ તે વૈવર્ત ( ભ્રમમૂલક ) નથી, પણ પરિણામ રૂપ છે. પણ આ પરિણામ સાંખ્યોનો વિકૃત પરિણામ નથી, પણ અવિકૃત પરિણામ છે. દૂધમાંથી દહિં, ઘી, ઇત્યાદિ પરિણામ વિકારવાળાં પરિણામ છે. કારણ કે પછીથી દૂધના રૂપમાં તે ફેરવાઇ શકતાં નથી. પણ સુવર્ણમાંથી અનેક પ્રકારના અલંકારો કરવામાં આવે છે, છતાં તેને શુદ્ધ રૂપમાં ફેરવી શકાય છે, માટે તે પરિણામ વિકાર વગરનું છે. તે જ પ્રમાણે બ્રહ્મમાંથી જીવ તથા જગત્ વગેરે થયેલાં પરિણામો અવિકૃત પરિણામ કહેવાય છે; તે દરેક પાછું શુદ્ધરૂપ બ્રહ્મમાં ફેરવી શકાય છે.

(૪) જગત્ અને સંસારમાં ઘણો ભેદ છે. જગત્ સત્ય છે, પણ સંસાર મિથ્યા છે. જગતની ઉત્પત્તિ બ્રહ્મમાંથી છે. બ્રહ્મની આવિર્ભાવ શક્તિથી જગત્નું અસ્તિત્વ જણાય છે. સંસાર જીવને તેની અવિદ્યાથી થાય છે. જગતનો લય બ્રહ્મની ઇચ્છાથી બ્રહ્મમાં થાય છે. જેમ કરોળીઓ પોતાની જાળને પોતાની ઇચ્છા થાય ત્યારે સંકેલી લે છે તેમ બ્રહ્મ પણ જગતને પોતાનામાં સંકેલી લે છે; પણ સંસારનો નાશ વિદ્યાથી થાય છે.

(૫) જીવ ને બ્રહ્મનો સંબંધ અંશાંશિભાવનો છે. બ્રહ્મના સત , ચિત્ અને આનંદ એ ત્રણ ધર્મોમાંથી ચિત્ અને આનંદનું તિરોધાન થવાથી સત રૂપે-જગતરૂપે બ્રહ્મ દેખાય છે. ફક્ત આનંદનું તિરોધાન થવાથી ચિત્ રૂપે બ્રહ્મ દેખાય છે. બ્રહ્મનું કેવલ ચિદ્રૂપ તે જીવ કહેવાય છે. તે જીવ અણુ છે. તે હૃદયપ્રદેશમાં સ્થિત છે. તેનું ચૈતન્ય ચંદનની માફક સર્વત્ર પ્રસરી રહે છે. અગ્નિ-વિસ્ફુલિંગન્યાયે જીવ બ્રહ્મનો અંશ છે.

(૬) જ્ઞાન, કર્મ અને ભક્તિમાં, ભક્તિ બ્રહ્મપ્રાપ્તિ માટે સાધન શિરોમણિ મનાય છે. ભક્તિમાં નવધાભક્તિનાં નવે રૂપ નહીં, પણ પ્રેમલક્ષણા ભક્તિ એ એક જ શુદ્ધ સાધન છે.

ઉપર પ્રમાણે શુદ્ધાદ્વૈત મતના મુખ્ય સિદ્ધાન્તો છે, અને આ સિદ્ધાન્તોનો શાંકર વેદાન્ત સાથે કેટલેક અંશે વિરોધ છે. દયારામે પોતાના "રસિકવલ્લભ" ગ્રંથમાં આ સિદ્ધાંતોનો

---

* જુવો **तस्माद्विज्ञानं** ત્યાંથી **रसो वै सः। यं लब्ध्वा आनंदी भवति** સુધી.

+ **कृषिर्भूवाचकः शब्दः णो निवृत्तिवाचकः । तयोरैक्यं परंब्रह्म कृष्ण इत्यभिधीयते ॥ कृष्** એ સત્તાવાચક શબ્દ છે અને **ण** નિવૃત્તિસુખ–આનંદ વાચક છે. તે બન્ને શબ્દનો સમન્વય સદાનંદનો વાચક છે. માટે કૃષ્ણને પરબ્રહ્મ કહ્યા છે. વેદાન્તના બ્રહ્મ શબ્દનો સંપ્રદાયમાં કૃષ્ણ તરીકે વ્યવહાર કર્યો છે.

ઉલ્લેખ કર્યો છે. "રસિકવલ્લભ" તત્ત્વજ્ઞાનનો ગ્રંથ હોવા છતાં પણ કવિએ તેને કવિત્વ રીતિથી રસિક બનાવવાનો પ્રયત્ન ઘણો સારો કરેલો છે. આ ગ્રંથનું નામ રસિકવલ્લભ રાખવાનું પ્રયોજન એ છે કે તે ગ્રંથનો અભ્યાસ કરનાર રસિક કહેતાં શ્રીકૃષ્ણને વલ્લભ (પ્રિય) બને છે. અગર તે ગ્રંથ રસિક પુરુષો–ભક્તિરસને ચહાનારાને ઘણો જ પ્રિય છે, અથવા તો તે ગ્રંથ રસિક છે તેમ જ વલ્લભ (પ્રિય) છે. માટે આ ગ્રંથનું નામ "રસિકવલ્લભ" રાખ્યું છે. આખા ગ્રંથમાં એકંદરે ૧૦૯ પદ છે. દરેક પદનો આરંભ સામેરી રાગના બે શ્લોકોથી કર્યો છે અને પછીથી આઠ શ્લોકોનો એક એવા ઢાળ યોજ્યા છે. ગ્રંથનો વિષય જિજ્ઞાસુને સરલ બને તેટલા માટે કવિએ આખું કાવ્ય ગુરુશિષ્યના સંવાદમાં મૂક્યું છે. પ્રારંભમાં મંગલાચરણ કરીને તથા ગ્રંથવિષયનો નિર્દેશ કરીને, કવિએ શુદ્ધાદ્વૈતનું સંક્ષેપમાં સ્પષ્ટીકરણ કર્યું છે, અને પછી કવિએ ભારતવર્ષની જે યાત્રાઓ કરેલી તેનું પણ દિગ્દર્શન આપણને કરાવ્યું છે. કવિએ પ્રતિપાદન કરેલા તત્ત્વજ્ઞાનને ગ્રહણ કરવાને કોણ અધિકારી છે, તે સંબંધી કવિ નીચે પ્રમાણે કહે છેઃ–

પરિપૂર્ણ જ્ઞાની ભલો કે સમજાવવો ભલો મુગ્ધ;
અધબળ્યો સુધરે નહિ જેમ સુધરે ન વચલું દુગ્ધ.

પછીથી જીવનું આત્યન્તિક કલ્યાણ શાથી થાય તેના ઉત્તરમાં કવિ "પ્રભુનું ભજન કરવાથી" એવો આશય જણાવે છે. ત્યારપછી ભગવન્માહાત્મ્યનું વર્ણન કર્યું છે. વર્ણન પછી પ્રભુની સેવા શા માટે મુખ્ય છે તે જણાવે છે. સેવાભાવની સિદ્ધિ થવા માટે વિશ્વમાત્રમાં ભગવદ્ભાવ રાખવો જોઇએ–સર્વાત્મભાવની સ્ફુરણા કરવી જોઇએ. આ પછીથી સામાન્ય ધર્મ ઉપર કવિએ કંઇક વિવેચન કર્યું છે તે નીચે પ્રમાણે છે.

વિશ્વ સકળ છે હરિનું રૂપજી,
એકાંશે વ્યાપક વ્રજ ભૂપજી;
કરતા હરતા પોષક સ્વામીજી,
સહુ ઘટવાસી અંતરયામીજી.

દરેક પદાર્થોમાં–વ્યક્તિઓમાં પ્રભુનો વાસો છે, માટે જીવે સંસારમાં કેવી રીતે વર્તવું તો કહે છે—

માટે કોઇનો દ્રોહ ન કરવોજી,
હરિ દુઃખાશે એ ભય ધરવોજી;
જે તે રીતે કોઇ તનુધારીજી,
સુખી કરતાં ખુશી કુંજવિહારીજી.

ઢાળ

કુંજવિહારી રાજી રહેજો દયા સહુ પર હોય;
આત્મા ન કોઇનો દુઃખવે નવ દોષ કોઇનો જોય.

આ દરેક વ્યક્તિનો સામાન્ય ધર્મ છે. તે પછી કવિ અવ્યભિચારિણી અગર અનન્યાભક્તિના વિષય ઉપર આવે છે. આ ભક્તિનો વ્યવહાર કવિ "ટેકની ભક્તિ" એ શબ્દથી કરે છે. શા માટે કૃષ્ણની જ ભક્તિ કરવી જોઇએ અને અન્ય દેવોની નહિ, તે માટે કવિ નીચેનું લૌકિક કારણ આપે છે.

પ્રતિ પશુ પશુયેં ચિસાહો,
પ્રતિ પોળીએ શું મોણ;
સમજુ ન દેવા વિસરે,
વડિ વડિ પ્રત્યે લોણ.

ગોવાળીઓ જ્યારે પોતાના પશુઓને બોલાવવા માગે છે ત્યારે દરેકને જુદી જુદી બૂમ પાડીને બોલાવતો નથી, તેમ જ દરેક પોળીએ–રોટલીમાં મોણ નાખવામાં આવતું નથી. તેમજ સમજુ માણસ વડીઓ થઇ રહ્યા પછી દરેક વડી ઉપર જુદું જુદું મીઠું ભભરાવતો નથી; તે જ રીતે **सर्वं खल्विदं ब्रह्म** એ ન્યાયે જો બ્રહ્મનું ભજન થતું હોય તો તેમાં બીજા બધાઓનું પણ આવી જ જાય છે. પ્રભુને પ્રાપ્ત કરવાનું ખરૂં સાધન અન્ય-

ભિચારિણી ભક્તિ છે. જેમ વ્યભિચારિણી સ્ત્રી સ્વપતિનો પ્રેમ સંપાદન કરી શકિત નથી, તેમ. દરેક સ્થળે ચિત્તને ભટકતું રાખનાર ભકત પ્રભુ પ્રેમને પણ મેળવી શકતો નથી.

સઘળે સરખી પ્રીત ન સારીજી,
ટેકની ભક્તિ પ્રભુ અતિ પ્યારીજી;
અળગા અન્યાશ્રિત ભગવંતજી,
વ્યભિચારિણીથી પ્રેમ ન કાંતજી.

પ્રેમલક્ષણા ભક્તિ જેનામાં સિદ્ધ થઇ છે તે જ ભક્તો પ્રભુના સાક્ષાત્કાર કરી શકે છે. તેઓ જ પ્રભુની લીલાદર્શનના ઉત્તમ અધિકારી છે. બાકીનાઓના પ્રયત્ન મૃગજળવત્ વ્યર્થ છે. આ સંબંધી કવિ અનેક દૃષ્ટાંતો નીચે પ્રમાણે યોજે છે:

શ્રી ગિરિધરના ભક્ત સુહાગીજી,
પ્રેમરસ ભક્તિતણા વિભાગીજી;
એ સરજી છે હરિરસ પીવાજી,
અણ અધિકારી ન ઉતરે ગ્રીવાજી.

× × ×

ભગવદી જન ભગવંત ભજવા, નિત્ય નવલા કોડ,
જનદયા પ્રીતમ પ્રભાકર દેખે ન આસુરી ઘોડ.+

ત્યારપછી શુદ્ધાદ્વૈતના અવિકૃત પરિણામવાદથી પ્રતિબિંબવાદ, વિવર્તવાદ, આભાસવાદનું ખંડન કરીને માયાવાદીની વ્યાવહારિક અને પ્રાતિભાસિક સત્તાઓનું યુક્તિપ્રયુક્તિથી ખંડન કરીને ત્રીજી પારમાર્થિક સત્તાનો મર્મ પ્રકટ કરે છે.

જેનું રૂપ જ નહીં તેનું પ્રતિબિંબ કયાંથી હોય! ઉલટ પક્ષે પ્રતિબિંબ છે તો જે મૂલ બિંબનું તે પ્રતિબિંબ, તે પણ છે જ. વળી ચારે યુગમાં સર્પ સાચો છે, માટે સર્પમાં દોરડાની ભ્રાન્તિ થાય છે. જો રજ્જુ તદ્દન અસત્ય હોય. આકાશના પુષ્પની માફક તો તે કેમ જોઈ શકાય? તે જ પ્રમાણે જો છીપ સાચી ન હોય, અને તેને જોનાર મનુષ્ય સત્ય ન હોય તો પછી ભ્રાન્તિ શી રીતે સંભવે? વળી મૃગતુષ્ણિકા જલના દૃષ્ટાંતમાં પણ સૂર્યનાં કિરણ સત્ય ન હોય તો ધરતીમાં ચમક શાથી થાય? સૂર્યના કિરણમાં જલ છે માટે જ પૃથ્વીમાં તાર રૂપે દેખાય છે. આ રીતે પ્રતિપક્ષીઓના ખંડનપૂર્વક જગત્ સત્ય છે એમ સિદ્ધાંત સાબિત કરે છે.

ત્યારપછી કર્મની અસાધકતા, ભક્તિપ્રાધાન્ય, તથા મુક્તિના સ્વરૂપનું વર્ણન કવિ કરે છે. કર્મનું ફળ માત્ર "સત્ત્વની શુદ્ધિ છે." પણ કર્મ કેવી રીતે કરવાં તો કહે છે કે "વીરતાગી થઇને." ખરૂં કર્મ કયું? તો કવિ જણાવે છે કે,

"સેવા સદા શ્રીકૃષ્ણ કરવી તે જ વર એક કર્મ."

પછીથી બ્રાહ્મણ અને ભક્તમાં તારતમ્ય શું તેનો નિર્ણય કવિ આપે છે. બ્રાહ્મણની વ્યાખ્યા માત્ર એટલી જ કરવામાં આવી છે કે "જે બ્રહ્મ જાણે છે તે જ બ્રાહ્મણ જન્મ સાચો શુદ્ધ." જ્ઞાન અને ભક્તિ તથા ઉત્તમ કર્મોથી જ બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ પૂજાય છે.

જે લોકો **अहं ब्रह्मास्मि** માને છે તેને ઉદ્દેશીને કવિ નીચે પ્રમાણે કહે છે–

હું સાગર છું બોલે લવણજી,
સત્ય કહે તે વાણી કવણજી;
જીવ કદાપિ બ્રહ્મ ન થાયજી,
નદી ઉલટી વહી મૂળ ન સમાયજી.

વળી કહે છે, હરિ એ અક્ષર રૂપે છે અને જીવ એ र વર્ણ છે. આ વર્ણ અક્ષરોમાં આવે છે માટે તે અક્ષરથી ભિન્ન નથી, તેમ જ બ્રહ્મથી જીવ ભિન્ન નથી.

હરિના જનને તો મુક્તિ પણ આનંદ આપી શકતી નથી, તે માટે કહે છે–

+ ઘોડ=ઘુવડ

ઢોકળા સરખી મુક્તિથી જન પ્રેત થાય પ્રસન્ન;
જે ભક્તિ ઘેબર ભોગિયા તેનું ન માને મન.

જ્ઞાન અને ભક્તિનું તારતમ્ય આ પ્રમાણે છે—

ભક્તિમણિ ને દીપક જ્ઞાનજી,
અભય સભયાદિ કર ધ્યાનજી.

વળી બીજું દૃષ્ટાંત આપે છે—

ભવતારણ નૌકાભક્તિ દારતુમ્બિ જ્ઞાનાદિક.

અંતમાં કવિ બોધ કરે છે, જે જીવે બ્રહ્મની પ્રાપ્તિ માટે ભક્તિ સાધન જ સેવવું જોઇએ. શ્રવણ, કીર્તન, અર્ચન, સ્મરણ, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદનની ભક્તિ સિદ્ધ થયા પછી પ્રેમલક્ષણા મેળવવી જોઇએ. આ પ્રેમલક્ષણાની મુખ્ય ચાર સ્થિતિઓ છે. સ્નેહ, આસક્તિ, વ્યસન અને તન્મયતા; તેમાં સ્નેહની દગ્રુચિ, સ્મૃતિ, અભિલાષા અને ઉદ્વેગ એ ચાર અવસ્થાઓ છે; આસક્તિની વ્યાધિ, પ્રલાપ અને ઉન્માદ એ ત્રણ છે; અને વ્યસનની જડતા અને મૂર્છના એ બે હોય છે; અને છેલ્લી તન્મયતાની સ્થિતિ એમ એકંદરે દશ અવસ્થાઓ છે. જ્યારે ભક્તનો પ્રેમ તન્મયતાને પ્રાપ્ત થાય છે–પ્રભુના વિરહથી એને મરણતોલ દશા જ આવી જાય–તો જ પ્રભુ તેને અનુભવ કરાવે છે. આવો પરમ પ્રેમમાર્ગનો ઉપદેશ કવિ પોતાના કાવ્યના અંતમાં કરે છે: ઇતિ જય શ્રી કૃષ્ણ.

---

૨૬

રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીઃ

# ભક્તિમાર્ગ અને ખ્રીસ્તી ધર્મ

ઇ. સ. ૧૯૦૬માં સદ્ગત મુ. મણિભાઇને હું ભાવનગરમાં પ્હેલવ્હેલો મળ્યો. પ્હેલેજ દિવસે મુ. મણિભાઇએ મને ઋક્‌સંહિતામાંથી થોડું વાંચવા કહ્યું. પછી તો અમે હમેશાં સવારે અર્ધોએક કલાક ઋક્‌સંહિતાનો સ્વાધ્યાય કરતા. જો કે મને ઋગ્મંત્રોનો અર્થ વિચારવામાં, એનું સાયણભાષ્ય જોવામાં તથા મંત્રોનું હાર્દ યથાશક્તિ હૃદયમાં ઉતારવામાં બહુ આનંદ આવતો અને મુ. મણિભાઇને પણ આનંદ આવતો હોય એમ દેખાતું હતું; પણ અમારો આ સ્વાધ્યાય લાંબો ન ચાલ્યો. મારે પણ બે ત્રણ મહિનામાં ભાવનગર છોડવું પડ્યું. પરંતુ એઓના પરિચયે મારા ચિત્તમાં કેટલાક નવા વિચારો જગાડ્યા. જો કે તેઓએ ક્રિશ્ચીએનીટી વિષે કોઇ દિવસ ચર્ચા કરી ન હતી પણ એમના પરિચયથી ક્રિશ્ચીએનીટીની વિશિષ્ટતા વિષે મારા મનમાં વારંવાર વિચારો આવ્યા કરતા. મુ. મણિભાઇએ મને સ્વીડનબર્ગનાં એક બે પુસ્તકો પણ વાંચવા આપ્યાં હતાં. ક્રીશ્ચીઅન સાહિત્ય સાથે હિન્દુ ધર્મનાં સાહિત્યની સરખામણીમાં એ વખતે મને એક બે વાત બહુ ખૂંચતી હતી. એક તો ઋગ્વેદના દશ-હજાર મંત્રો ઓછામાં ઓછાં ત્રણ ચાર હજાર વર્ષથી આપણી પાસે છે. પણ એ બધા મંત્રોનું સળંગ વ્યાખ્યાન તો છસો વર્ષ ઉપર સાયણાચાર્યે કર્યું છે એ એક જ છે. સાયણાચાર્યે પણ

ઋગ્મંત્રોનો કેવળ શબ્દાર્થ સ્પષ્ટ કરવાનો યત્ન કર્યો છે, મહર્ષિ દયાનંદ સરસ્વતીએ વેદોનો જુદી રીતે અર્થ કરવાનો પ્રયાસ કર્યો છે ખરો પણ એમનો શુષ્ક ઈશ્વરવાદ હૃદયને કે બુદ્ધિને રુચે એવો નથી. ટુંકામાં **સ્વીડનબર્ગે** જે રીતે બાઇબલનું વ્યાખ્યાન કર્યું છે તે રીતે, હિન્દુ ધર્મના આધ્યાત્મિક દૃષ્ટિબિન્દુથી, વેદોનું વ્યાખ્યાન કેટલું આવશ્યક છે એ મને ભાવનગરના એ દિવસોમાં વારંવાર લાગ્યા કરતું,

બીજી વાત. કોમળ અને સ્નેહાળ જીવાત્માઓને આકર્ષે એવું હિન્દુ ધર્મમાં શું છે એ પ્રશ્ન પણ મારા મનને એ વખતે વારંવાર મુંઝવતો હતો. પાછળથી ભક્તિમાર્ગના વિવિધ સંપ્રદાયોનાં વિશાળ સાહિત્યને જોવાનો પ્રસંગ મળ્યો અને મનની કેટલીક ગુંચ ઉકલી ગઇ. ભક્તિમાર્ગ અને ખ્રીસ્તી ધર્મ વચ્ચે ઘણું સામ્ય દેખાયું. માનવ આત્માની અલૌકિક સ્નેહની ભૂખને સંતોષવાની વાસનામાંથી ભક્તિમાર્ગનો તથા ખ્રીસ્તી ધર્મનો ઉદ્ભવ થયો છે, એમ લાગ્યું.

જો કે દેશકાળના ભેદને લીધે તથા સામાજિક તેમ જ સાંસ્કારિક પરિસ્થિતિને અંગે આપણા ભક્તિમાર્ગની કેટલીક વિશિષ્ટતા ખ્રીસ્તી ધર્મમાં નથી અને એથી ઉલટું ખ્રીસ્તી ધર્મની કેટલીક વિશિષ્ટતા આપણા ભક્તિમાર્ગમાં નથી એ વાત ખરી છે, છતાં આ બેય ભિન્ન ભિન્ન દેશકાળમાં ચાલેલા ધર્મપ્રવાહોમાં સામ્ય પણ ઘણું ધ્યાન ખેંચે એવું છે.

**ઈશતત્ત્વની સ્નેહસ્વરૂપતાઃ**—ખ્રીસ્તી ધર્મે ઈશતત્ત્વને સ્નેહરૂપ માન્યું છે. Love is God and God is love એ સુપ્રસિદ્ધ છે. ખ્રીસ્તી ધર્મની આકર્ષકતાનું આ માન્યતા મોટું કારણ છે. આ મુખ્ય માન્યતાની આસપાસ બીજી અનેક કોમળ ભાવનાઓનો વિકાસ થયો છે. અને ખ્રીસ્તીઓનાં ધાર્મિક સાહિત્ય ઉપર જ નહિં પણ લૌકિક સાહિત્ય ઉપર પણ આ માન્યતાએ તથા એને વીંટાએલી ભાવનાઓએ ઘણી બળવાન અસર કરી છે.

આપણો ભક્તિમાર્ગ પણ ઈશતત્ત્વને સ્નેહ રૂપ માને છે. **रसो वै सः** એ શ્રુતિ વચનને પ્રમાણ રૂપ માની ભક્તિમાર્ગના આચાર્યોએ ઈશતત્ત્વને રસરૂપ-સ્નેહ રૂપ માન્યું છે. અને આ એક માન્યતાની આસપાસ ખ્રીસ્તીધર્મથી કાઇક જુદી જાતની પણ અનેક સુંદર ભાવનાઓનો વિકાસ થયો છે. આ માન્યતાની છાપમાં ભક્તિમાર્ગનું ઘણું વિશાળ સાહિત્ય, સંસ્કૃતમાં જ નહિં પણ તામિલ, તેલગુ, બંગાળી, વ્રજ, ગુજરાતી, મરાઠી વગેરે ભાષાઓમાં પણ આજ સુધી વિકસ્યે ગયું છે. પણ ભક્તિમાર્ગની બ્હાર આપણાં લૌકિક સાહિત્ય ઉપર આ માન્યતાએ ઝાઝી અસર કરી જણાતી નથી.

**પ્રભુપ્રાપ્તિનું સાધન—ભક્તિઃ**—આ દેશના ભક્તિમાર્ગના બધા સંપ્રદાયો ભક્તિને જ પ્રભુપ્રાપ્તિનું મુખ્ય સાધન માને છે. ખ્રીસ્તીધર્મની માન્યતા પણ એવી જ છે. આપણે જેને ભક્તિ કહીએ છીએ તેને ખ્રીસ્તી સાહિત્ય પ્રભુ તરફનો પ્રેમ કહે છે. ભક્તિમાર્ગના આચાર્યોએ પણ ભક્તિ શબ્દનો અર્થ સમજાવતાં કહ્યું છે કેઃ—

> **माहात्म्यज्ञानपूर्वस्तु**
> **सुदृढः सर्वतोऽधिकः।**
> **स्नेहो भक्तिरितिप्रोक्त**
> **स्तया मुक्तिर्नचान्यथा॥**

ભક્તિનાં વિવિધ અંગોની બાબતમાં બહુ મળતાપણું દેખાતું નથી, પણ પ્રાર્થનાનું તત્ત્વ બન્નેને માન્ય છે. ખ્રીસ્તી ભક્તનું હૃદય પોતાના ઉત્કટ પ્રભુપ્રેમના આવેગને પ્રાર્થના દ્વારા શમાવે છે. આ દેશના ભક્તોએ પણ એ માર્ગનો કાંઇ ઓછો આશ્રય લીધો નથી. ભજનો

અને કીર્તનો ખ્રીસ્તી માર્ગની સમૂહ-પ્રાર્થનાનું સ્થાન સાચવે છે.

ખ્રીસ્તી ધર્મ મોટે ભાગે મૂર્તિવાદને માનતો નથી એટલે આપણા ભક્તિમાર્ગની દેવમૂર્તિની સેવા જેવું ખ્રીસ્તી ધર્મમાં કાંઇ નથી. પણ વૈષ્ણવ-ભક્તો માનસીસેવાને ઉત્કૃષ્ટ માને છે. ( **मानसी सा परामता** ) અને ક્રમે ક્રમે ચિત્તને માનસી સેવાનો અભ્યાસ પાડવાનો આચાર્યોએ બોધ કર્યો છે.

**અવતારવાદ**:–ખ્રીસ્તી ધર્મ અને ભક્તિમાર્ગ બન્નેને અવતારવાદ માન્ય છે. ઇશિતત્ત્વ મનુષ્ય રૂપે અવતરે છે. એટલી વાત ખ્રીસ્તી ધર્મ સ્વીકારે છે. પણ આપણા ભક્તિમાર્ગે આવેશાવતાર, લીલાવતાર વગેરે અવતારના જે પ્રકારો કલ્પ્યા છે તથા એનો જે વિસ્તાર કર્યો છે તે ખ્રીસ્તી ધર્મમાં નથી.

**ભક્તનું વર્તન**:-ભક્તનું વર્તન કેવું હોવું જોઇએ એ બાબતમાં મળતાપણું હોવાનો સંભવ ઘણો થોડો છે. છતાં ભક્તહૃદયની અંતઃસ્થિતિના સામ્યના પરિણામ રૂપ સમાનતા એક બે બાબતમાં સ્પષ્ટ તરી આવે છે. પડોશી ઉપર સ્નેહ રાખવાનો ખ્રીસ્તી ધર્મે ખાસ બોધ કર્યો છે. અને એક પિતાનાં બાળકો તરીકે મનુષ્ય માત્ર સાથે બન્ધુભાવ રાખવાનું સૂચવ્યું છે. વૈષ્ણવ ભક્તો અન્ય વૈષ્ણવોને આત્મબંધુ ગણે છે અને પ્રાણીમાત્રમાં ભગવદ્ભાવ જોવાનું લક્ષ્ય રાખે છેઃ—

**सर्व भूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।**
**(भागवत.)**

આપણો ભક્તિમાર્ગ દીનતાને ભક્તનું આવશ્યક લક્ષણ માને છે અને જો કે વર્તમાન ખ્રીસ્તી પ્રજાઓમાં દીનતાનો અભાવ એ મુખ્ય લક્ષણ છે પણ ખ્રીસ્તી ધર્મશાસ્ત્રો તો દીનતા ઉપર બહુ ભાર મુકે છે.

**શરણાગતિ**:–ભક્તિમાર્ગના બધા સંપ્રદાયો પ્રભુને શરણે ગયા વગર પ્રભુનો અનુગ્રહ ન મળે એમ માને છે; અને થોડે ઘણે અંશે ગુરુ કૃપાને પણ આવશ્યક ગણે છે; ઇશુખ્રીસ્તને શરણે ગયા વગર મનુષ્ય ઇશ્વિરકૃપાનું પાત્ર ન બની શકે એ ખ્રીસ્તીધર્મની માન્યતાના મૂળમાં રહેલી ભાવના ભક્તિમાર્ગની શરણાગતિની ભાવનાથી બહુ જુદી નથી. આ માન્યતાનાં પરિણામો પણ સરખાંજ આવ્યાં છે. મધ્યયુગમાં 'ખ્રીસ્તીઓએ અખ્રીસ્તીઓ ઉપર તથા એ જ ધર્મનાં જુદાં જુદાં ટોળાંઓએ એક બીજા ઉપર અનેકધા જુલમો ગુજાર્યા છે. હિન્દુધર્મે અહિન્દુ ઉપર તેને બળાત્કારે હિન્દુ કરવા માટે મોટા પાયા ઉપર જુલમો કર્યા હોય એવું જાણવામાં નથી; પણ વૈષ્ણવોએ શૈવોને અને શૈવોએ વૈષ્ણવોને વારંવાર બહુ કષ્ટ આપ્યું છે.

**પતિતોનો ઉદ્ધાર**:–ગમે તેવો પતિત પણ પ્રભુને શરણે જાય તો પ્રભુ એનો ઉદ્ધાર કરે છે એ માન્યતા ભક્તિમાર્ગ અને અને ખ્રીસ્તીધર્મ બન્નેમાં છે. ભક્તિમાર્ગના સાહિત્યમાં પ્રભુનો આ મહિમા બતાવનાર અનેક આખ્યાનો છે. શૂદ્રો અને અનાર્યોનો ઉદ્ધાર કરવામાં–એમને ઉંચા સંસ્કાર આપી હિન્દુપ્રજામાં ભેળવી દેવામાં વૈષ્ણવ અને શૈવ ભક્તિમાર્ગે ઘણું કામ કર્યું છે. વૈદિક બ્રાહ્મણમતથી વિરુદ્ધ એવી આ ઉદારતા ભક્તિમાર્ગના બધા સંપ્રદાયોમાં થોડે ઘણે અંશે ઉતરી છે.

છેક ઇ. સ. પૂર્વે બીજા શતકમાં યવન (ગ્રીક) હેલીઓદોરસ પોતાને ભાગવત કહે છે. ( જુઓ વેશનગરનો ગરૂડધ્વજનો લેખ ) અને છેક આધુનિક સ્વામીનારાયણની કેટલાક ખોજાઓ ભક્તિ કરે છે. અલબત્ત વૈદિક બ્રાહ્મણ મતે વારંવાર ભક્તોની આ ઉદાર ભાવનાને દાબી દીધી છે એટલે એનો પાછલા કાળમાં બહુ વિકાસ થઇ શક્યો નથી. પરંતુ સંતભક્તોએ તો પોતાની હૃદયપ્રેરણાને અનુસરી બ્રાહ્મણ

મર્યાદાઓ સામે વારંવાર બંડ ઉઠાવ્યું છે. આવા સંતોમાં રામ અને રહેમાનને એક ગણનારા કબીરજી સૂર્યથી આગળ ગયા જણાય છે. ખ્રીસ્તી ધર્મનો તો પતિતોદ્ધારનો દાવો અને એ માટેનો પ્રયાસ એટલાં સુપ્રસિદ્ધ છે કે દાખલા આપવાની જરૂર નથી.

**કલાપોષકતાઃ**—ખ્રીસ્તી ધર્મના અને ભક્તિમાર્ગના મૂળમાં હૃદયની સ્નેહાળ તથા કોમળ વૃત્તિઓ છે અને આ વૃત્તિઓ લલિત કળાઓની પ્રેરક પણ છે; કદાચ એ કારણથી કે ગમે તે બીજાં બળોને પરિણામે પણ ખ્રીસ્તી ધર્મે તથા ભક્તિમાર્ગે લલિતકળાને અસાધારણ ઉત્તેજન તથા પોષણ આપ્યાં છે. મધ્યયુગમાં સ્થાપત્ય, શિલ્પ તથા ચિત્રકળાનો ખ્રીસ્તીધર્મની છાયામાં કેવો ભવ્ય તથા કેટલો વિકાસ થયો છે એ સુવિદિત છે. સેંટપીટર વગેરે દેવળો યુરોપમાંથી અદ્રશ્ય થઇ જાય તો ત્યાં જોવા જેવું સ્થાપત્ય કામ શું રહે? આ દેશમાં ભક્તિપ્રધાન મહાયાન બૌદ્ધધર્મ કરતાં કાંઇક ઉતરતે દરજ્જે પણ બીજા કોઇ પણ બળ કરતાં બહુ બહુ વધી જઇને વૈષ્ણવ તથા શૈવધર્મે સ્થાપત્ય વગેરે કળાઓને પોષેલ છે. પ્રાચીન કાળ માટે જુઓ એલીફન્ટા, એલોરા વગેરે ગુફાઓ; પાછલા કાળમાં, બૌદ્ધધર્મ આ દેશમાંથી અદ્રશ્ય થયા પછી તો વૈષ્ણવોએ, શૈવોએ તથા કંઇક અંશે જૈનોએ આ દેશની સ્થાપત્યકળાને આજ સુધી જીવતી રાખી છે. દેવમૂર્તિઓ સિવાય બીજાં શિલ્પની તો કદાચ આપણને ખબર જ નહોતી. ચિત્રકળાને વૈષ્ણવધર્મે પાછલા કાળમાં ઘણું પોષણ આપ્યું છે. (જુઓ રાજપૂત ચિત્રકળાના નમૂના) આ ઉપરાંત ભક્તિમાર્ગે કવિતાને ઘણો ખોરાક આપ્યો છે અને સંગીતનો ઘણો ઉત્કર્ષ કર્યો છે. (જુઓ સૂરદાસ વગેરેના દાખલા) સંગીતકળાને જીવતી રાખવામાં વૈષ્ણવ મન્દિરો આજ પણ ઘણો ભાગ ભજવે છે.

આ વિષયનો આથી વધારે વિસ્તાર કરવાની જરૂર નથી. ખ્રીસ્તીધર્મ અને ભક્તિમાર્ગ વચ્ચે કેટલુંક સામ્ય છે એટલું સિદ્ધ કરવા માટે આટલાં દ્રષ્ટાંતો બસ છે. કારણ કે આ બાબતો બાહ્ય આભૂષણ રૂપ નથી, પરંતુ તે તે ધર્મના આત્મભૂત તત્ત્વ સાથે સંલગ્ન છે. ખ્રીસ્તી ધર્મને લગતી કેટલીક કથાઓ શ્રી કૃષ્ણની કથાઓને કેટલેક અંશે મળતી આવે છે, પણ એ બાબતને હું તો વિશેષ મહત્ત્વ આપતો નથી.

પ્રાચ્યવિદ્યા વિશારદોએ તથા ખ્રીસ્તી પાદરીઓએ આપણા ભક્તિમાર્ગ સાથે ખ્રીસ્તી ધર્મનું આ પ્રકારનું સામ્ય તરત પકડયું હતું અને સ્વાભાવિક સ્વધર્માભિમાનને વશ થઇ આ દેશના ભક્તિમાર્ગ ઉપર—ખાસ કરીને વૈષ્ણવ ધર્મ ઉપર ખ્રીસ્તી ધર્મની અસર થઇ છે એમ માની લીધું. રામાનુજ વગેરે વૈષ્ણવ સંપ્રદાયો અને રામાનુજની પણ પ્હેલાંના દ્રાવિડ સંતો ખ્રીસ્તી ધર્મના ઉદ્ભવ અને પ્રચાર પછી ઘણે કાળે જન્મેલા હોવાથી એ બધા ઉપર ખ્રીસ્તી ધર્મની અસરને સંભવિત માનવામાં કાંઈ વાંધો નડયો નહિં. પણ છેલ્લાં વીશ પચ્ચીશ વર્ષની પુરાતત્ત્વ વિષયક શોધખોળના પ્રકાશની મદદ વડે પ્રાચીન સંસ્કૃત તેમજ તામિલ સાહિત્યના ઉંડા અભ્યાસને પરિણામે હવે તો નિર્વિવાદ સિદ્ધ થઇ ચૂકયું છે કે ભક્તિમાર્ગનું—ભાગવતધર્મનું મૂળ ખ્રીસ્તી ધર્મથી જ નહિં પણ કદાચ બૌદ્ધ અને જૈન ધર્મથી પણ પ્રાચીનતર છે. (જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ) આ દેશના સાહિત્યમાં જ્યાં જ્યાં પ્રભુપ્રેમને લગતી વાત આવે ત્યાં ત્યાં ખ્રીસ્તી ધર્મની અસર માનવાનો પવન હવે બંધ થઇ ગયો છે; પણ હાલમાં ભક્તિમાર્ગના જુદા જુદા સંપ્રદાયોનું ખ્રીસ્તી ધર્મ સાથે

સામ્ય બતાવીને ઉપસંહારમાં ખ્રીસ્તી ધર્મને ઉચ્ચતર દર્શાવવાનો પ્રયાસ ઘણા વિદ્વાન પાદરીઓ કરે છે!

ઈ. સ. પૂર્વે બીજા શતકના વેશનગરના લેખમાં તથા પાતંજલ મહાભાષ્યમાં જેનો ઉલ્લેખ મળે છે તે પ્રાચીનતર ભાગવત ધર્મમાં તો નહિં જ પણ પાછળથી વિકાશ પામેલા ભક્તિમાર્ગના મહા પ્રવાહમાં ક્યાંક ખ્રીસ્તી ધર્મની યે અસર થઈ હોય તો તે અસંભવિત નથી; પણ ભક્તિમાર્ગનાં પ્રાણભૂત તત્ત્વો તો સ્વતંત્ર રીતે વિકસેલાં દેખાય છે. ખરી રીતે પરમતત્ત્વની ઝંખનામાં દોડતાં માનવ હૃદયની સ્નેહાળ અને કોમળ વૃત્તિઓનું પરિણામ ભક્તિમાર્ગમાં અને ખ્રીસ્તી ધર્મમાં કેટલેક અંશે એક સરખું આવ્યું છે. બન્નેમાં જે અમુક સમાન સિદ્ધાન્તો દેખાય છે તે એકની બીજા ઉપરની અસરનું પરિણામ નથી પણ સર્વ દેશકાળમાં માનવહૃદયની સ્નેહાળ વૃત્તિઓ સમાન હોવાનું પરિણામ છે. વળી મનુષ્ય બુદ્ધિએ ભક્તિના મૂળ તત્ત્વનો પોતપોતાનાં દેશ, કાળ, સંસ્કાર, વિચાર, વ્યવહાર, પરંપરા વગેરેને અનુસરી જે વિસ્તાર કર્યો છે તેમાં ખ્રીસ્તી ધર્મ અને ભક્તિમાર્ગ એટલાં જુદાં પડે છે કે એકની બીજા ઉપરની અસરનો પ્રશ્ન તદ્દન ઉઠી જાય છે.

ભક્તિમાર્ગ ઉચ્ચતર કે ખ્રીસ્તી ધર્મ ઉચ્ચતર એનો વિચાર જ મને તો અસહ્ય લાગે છે. હૃદયમાં ઉંડા ઉતરીને જોઇએ તો એક પરમાત્મા તરફ પ્રેમનો પ્રવાહ વહેતો દેખાય છે. અને પરમપિતાની સ્હેજ પણ ઝાંખી થતાં ભક્તિમાર્ગ કે ખ્રીસ્તી ધર્મ કાંઇ દેખાતું નથી. માત્ર એક પ્રેમરસ સર્વવ્યાપક થઇ જાય છે.

તા. ક. ઋક્‌સંહિતા વગેરે મંત્ર ભાગનાં અધિક ભાષ્યો ન હોવાનું કારણ પાછળથી મને સમજાયું કે ઔપનિષદ્ તત્ત્વજ્ઞાને હિન્દુ સમાજના મન ઉપર એટલી ઉંડી અને પ્રબળ અસર કરી કે બધા આચાર્યોએ પોતપોતાનો મત સિદ્ધ કરવા માટે ઉપનિષદો ઉપર મોટાં ભાષ્યો રચ્યાં. આ રીતે ઉપનિષદ્ ભાગ આગળ મંત્ર ભાગ સ્થૂલ લાગીને ગૌણ પડી ગયો. પણ આ જમાનામાં મંત્ર ભાગના ઐતિહાસિક મહત્ત્વને લીધે સંસ્કારી હિન્દુઓની નજર એ તરફ વધારે જાય છે એટલે જો કોઇ પ્રતિભાશાળી વેદાભ્યાસી આધ્યાત્મિક દૃષ્ટિથી મંત્ર ભાગનું વ્યાખ્યાન કરે તો નિ:સંશય આપણા ધાર્મિક સાહિત્યમાં ઘણો અગત્યનો ઉમેરો થાય.



૨૭

શા. રા. પુરુષોત્તમ વિશ્રામ માવજી:

# પારિજાતમંજરી અથવા જયશ્રી એ નાટિકાનો સાર

[ ધાર ( પૂર્વેની સુપ્રસિદ્ધ ધારાનગરી )માં કમાલમૌલા નામની પુરાતન મસ્જીદ આવેલી છે જે, પૂર્વે મહારાજા ભોજનું સુપ્રસિદ્ધ "શારદાભવન" ( ભોજનો દરબાર ) હતું અને હજુ પણ ભોજશાલાને નામે ઓળખાય છે. આ દરબારને મસ્જીદના રૂપમાં મુસલમાનોએ ફેરવ્યો છે. એ મકાનમાં સહસ્રાવધિ શિલાલેખો સંસ્કૃત અને માગધી ભાષામાં હતા, જે મુસલમાનોએ નિમાજ પડવાની બેઠકો પર લાદીઓ તરીકે વાપર્યા અને શિલાલેખો ઘસી નાંખ્યા, તેમજ ભીંતોની અંદર ઉંધા ચણી દીધા. આ રીતે સંસ્કૃત વાઙ્મયનો અખૂટ ભંડાર, જે હૈયાત હોત તો ઘણું અજવાળું પાડી શકત તેનો નાશ થયો. આ મસ્જીદની ભીંતમાંથી એક નાનો પથ્થર પડી ગયો જે તપાસતાં શિલાલેખ હોવાનું જણાયાથી ઇ સ. ૧૯૦૩ ના નવેંબર માસમાં એ વિભાગમાંથી શિલાલેખો કાઢવામાં આવ્યા. તેમાં એક મોટા પથ્થર પર એક નાટિકા અર્ધી મળી આવી. એ જ બાજુમાં એટલા જ કદનો બીજો પથ્થર હતો જે આ નાટિકાનો બાકીનો ભાગ હોવા સંભવ છે. આ પથ્થર તદન ઘસી નાંખવામાં આવ્યો છે અને માત્ર એકાદ બે છુટાછવાયા અક્ષરો સિવાય બીજું કંઇ દેખાતું નહોતું. ત્રીજા પથ્થર પર ભોજરાજાએ સ્વતઃ માગધી ભાષામાં રચેલ 'કૂર્મસ્તોત્ર' કોતરેલું છે અને એનું કદ પણ ઉપરના પથ્થરો જેટલું જ છે. હજુ પણ એ દિવાલોમાંથી કેટલાક વધુ શિલાલેખો મળી આવવા સંભવ છે. મળી આવેલ નાટિકાનું નામ "પારિજાત મંજરી અથવા જયશ્રી છે." ગુજરાત પર માલવાના રાજા અર્જુન વર્મદેવે ચઢાઇ કરી અને પર્વ પર્વતની લડાઇમાં ગુજરાતના રાજા જયસિંહ (?)ને હરાવ્યો અને તેની કુંવરી કેદ પકડાઇ. આટલી આ નાટિકામા ઐતિહાસિક ઘટના છે.

આ નાટકનો કર્તા રાજ્યગોર મદન અને પથ્થર ઉપર કોતરનાર શિલ્પકાર સોની રામદેવ છે. આટલી માહિતી આપી આ નાટિકાનો ટુંક સાર નીચે પ્રમાણે શરૂ કરું છું.*]

## પારિજાતમંજરી અથવા જયશ્રી

### અંક પહેલો

લેખની શરૂઆતમાં વિદ્યાદેવી સરસ્વતીની સ્તુતિ કર્યા પછી નાટકની વસ્તુ–રાજા ભોજના જેવા જ પરાક્રમી તેના વંશજ રાજા અર્જુનવર્મદેવનાં ગુણગાન છે એમ ઉલ્લેખ કરવામા આવ્યો છે અને આખો લેખ બે શિલાઓ પર કોતરવામાં આવ્યો છે.

નાટકનો સૂત્રધાર પ્રેમદેવીનું આવાહન કરી, ભોજનાં ગુણ ગાન ગાઇ, પોતાની સ્ત્રી નટીને બોલાવે છે અને તે બન્ને વચ્ચે થતી વાતચિત નાટકની પ્રસ્તાવના રૂપે થાય છે. સૂત્રધાર જાહેર કરે છે કે પ્રેક્ષકોએ ચૈત્રમાસ (માર્ચ)ની પૂર્ણિમાને દહાડે રંગભૂમિપર રાજ્યગોર આચાર્ય મદન રચિત 'પારિજાતમંજરી અથવા જયશ્રી' નામનું નવીન નાટક ચંદ્રની માફક અંધકારનો નાશ કર્તા દેવી સરસ્વતીના મંદિરમાં ભજવી બતાવવા આજ્ઞા કરી છે. આ મંદિર ધારાનગરીનાં ૮૪ ચોકમાં આવેલાં સઘળાં મંદિરોનાં આભૂષણ રૂપ છે એટલું જ નહિ, પરંતુ વિખ્યાત

* મળી આવેલ નાટિકા મૂળ સંસ્કૃતમાં મેન્યુસ્ક્રીપ્ટ તથા પથ્થરોનાં rubbings અમારા સંગ્રહમાં છે.–પુ. વિ. મા.

કવિઓ, અને દૂર દેશથી આવતા સમર્થ વિદ્વાનોને પરસ્પર મળવાનું સંકેતસ્થાન છે.

પછી નટી વસંતઋતુનાં વર્ણન કરે છે અને સભાની ઉત્કંઠા જાણી લઇ સૂત્રધારને નાટકની વસ્તુ કહેવા વિનવે છે. સૂત્રધાર નીચે પ્રમાણે વદે છે.

પ્રિયે, મહાન નૃપતિ ભોજનો કુળદીપક-વંશજ, શૂરવીરોનો ચૂડામણિ રાજા અર્જુનવર્મદેવ અને ગુજરાતનો નૃપ જયસિંહ એ બે વચ્ચે લડાઇ સળગી; અને પર્વપર્વત (ઘણું કરી પંચમહાલમાં આવેલો પાવાગઢ)ના પડોશમાં બન્ને નૃપતિઓ વચ્ચે ખૂનખાર યુદ્ધ થયું, જેમાં બન્ને સૈન્યો તોફાનમાં મહાસાગરનાં મોજાંઓની માફક એક બીજા સાથે અથડાયાં. દુશ્મનનું લશ્કર હાર પામી રણભૂમિ છોડી નાસી ગયું. ધારાના વિજયી નૃપેન્દ્રે બાણવૃષ્ટિ બંધ કરી; તેના પરાક્રમથી પ્રસન્ન થયેલા દેવોએ આકાશમાંથી રાજાપર પુષ્પવૃષ્ટિ વરસાવી, અને તેની સાથે એક પારિજાત (સ્વર્ગીયવૃક્ષ)ની પુષ્પમંજરી તેના વૃક્ષઃસ્થળ પર આવીને પડી. અતીવ ચમત્કારીક રીતે આ પુષ્પમંજરીમાંથી એક અપૂર્ણ લાવણ્યવતી કન્યા ઉત્પન્ન થઇ અને તેની સાથે જ એવી આકાશવાણી થઇ કે તે કન્યાને વરવાથી ધારાનો નૃપતિ રાજા ભોજના જેવો સમૃદ્ધિવાન અને સુખી થશે.

આ ચમત્કારથી નટી વિસ્મય પામે છે. સૂત્રધાર ખુલાસો કરે છે કે આ કન્યા ગુજરાતના ચાલુક્ય નૃપતિની કીર્ત્તિ હતી; રણભૂમિમાં તેના પિતાની હાર વખતે તે મૃત્યુ પામી, પારિજાતમંજરી રૂપમાં ફેરવાઇ, પાછી સ્ત્રી રૂપે ઉત્પન્ન થઇ.

રાજા તેણીનાં સૌંદર્યથી મુગ્ધ થયો, પરંતુ, વડીલોની શરમથી ઝાઝો વખત તેણીના સામું જોઇ શક્યો નહિ; તેણે પોતાના વિશ્વાસુ કંચુકી કુસુમાકરને તેણીનાં રક્ષણ અને સંભાળ લેવાનું કાર્ય સોંપ્યું.

કંચુકીપત્ની વસંતલીલાએ પારિજાતમંજરીને ધારાગિરીનાં શિખરપર આવેલાં સુંદર પ્રમાદવનના મણિમંડપમાં રાખી.

રાજ્યનો કારભાર વિશ્વાસુ મંત્રી નારાયણ પર નાંખી, રાજા પોતે વસંતોત્સવ જોવાને પોતાના નવીન મનોહર રાજમહાલયના ઉચ્ચતમ ઓરડામાં જાય છે. રાજા અને રાજ્ઞીને જોતાં જ સૂત્રધાર તેમનાં ગુણગાન કરવા લાગે છેઃ "પરમાર કુળદીપક, સુભટ પુત્ર, અને ગુજરાત સાથેના યુદ્ધમાં પોતાનું પરાક્રમ અને શૌર્યની હમણાં જ જેણે પ્રતીતિ આપેલી છે એવા યુવાન નૃપતિ અર્જુનદેવ કેવા મનોહર છે ! જુવો ! જુવો ! લાવણ્યવતી રાણી કુંતલ (દખ્ખણ)-નરેશપુત્રી સર્વકલા પણ રાજાની સાથે બિરાજે છે." આ પ્રમાણે મુખ્ય પાત્રોની ઓળખ આપી સૂત્રધાર જાય છે,

રાજા અને રાણી વયસ્ક વિદૂષક સાથે વસંતોત્સવ નિરખી આનંદ અનુભવી રહ્યાં છે. આ ઉત્સવમાં ધારાનગરીના તમામ લોકો–અમીર અને ગરીબ–ભાગ લઇ રહ્યા છે. કોઈ ગાય છે, કોઇ નૃત્ય કરે છે, કોઇ ઢોલ વગાડે છે, કોઇ એક બીજા પર ગુલાલ અને પાણીની પિચકારીઓ મારી રહ્યાં છે–આ પ્રમાણે ઉત્સવ પૂર બહારમાં ચાલી રહ્યો છે.

રાણીને આમ્રવૃક્ષ અને માધવીલતાનાં લગ્ન કરવાનાં છે તે સાંભરી આવે છે અને આ વાસ્તે તૈયારી કરવાને ધારાગિરિ પર આવેલી પ્રમદવન નામની રાજવાટિકામાં તેણી જાય છે.

આ બધો વખત રાજાના પ્રેમમાં પડેલી પારિજાતમંજરી એકાન્તમાં રાજા પોતાને ચાહે છે કે નહિં તે ખબર નહિ હોવાથી વિરહાતુર અવસ્થામાં ઝૂરે છે. રાજા પણ તેણીને ચાહતો હતો પરંતુ હજુ સુધી રૂબરૂ તેણીને મળી પોતાનો પ્રેમ વ્યક્ત કરવાની તેને તક મળી ન હતી. ઉત્સવ જોતાં જોતાં પારિજાતમંજરી તેને

સાંભરી અને તેણીના વિચાર કરવા લાગ્યો; ત્યાં વિદૂષકે ધારાગિરિપર રાજવાટિકામાં ફરવા જવા સૂચના કરી.

અહીંઆં 'વસંતોત્સવ' નામનો પહેલો અંક સમાપ્ત થાય છે.

## અંક બીજો

કંચુકી કુસુમાકર પ્રવેશ કરે છે અને ઉદ્યાનની શોભા અને મધુર વાતા પવનની આહ્લાદકતા તથા લગ્નોત્સવ ઉજવતી રાણીનું વર્ણન કરે છે.

આ વખતે વાટિકામાં લગ્નોત્સવ જોવા આવેલા ધારાના લોકોની ઠઠ જામી હતી અને આનંદ છવાઈ રહ્યો હતો અને નર્તકીઓ મંગળ લગ્નગીતો મધુર સ્વરે ગાઈ રહી હતી. આ રમતગમતોની વચમાં કુસુમાકરને પારિજાતમંજરી યાદ આવે છે અને તેણીની રાજાના દર્શન વાસ્તે ઉત્સુકતા તથા ઉત્સવો જોવાની ઇચ્છા તેને સાંભરી આવે છે.

એટલામાં કુસુમાકરની પત્ની પ્રવેશ કરે છે અને પારિજાતમંજરીની વિરહાતુર દશાના ખબર તેને આપે છે. કુસુમાકર પોતાની પત્નીને ખબર આપે છે કે માધવીલતાનો લગ્નોત્સવ નિરખવાને રાજા વાટિકામાં આવવાનો છે અને પ્રસંગનો લાભ લઇ છુપી રીતે પારિજાતમંજરીને મળવા માગે છે. વધારામાં કુસુમાકર કહે છે કે રાજાની દશા પણ પ્રેમાતુર છે અને આ ખબરથી પારિજાતમંજરીને આશ્વાસન આપવા પોતાની પત્નીને સૂચના કરે છે.

રાજા વિદૂષકની સાથે વાટિકામાં આવે છે અને વાટિકાના મનોહર દેખાવનું વર્ણન કરે છે. એક જ વૃક્ષપર વિવિધ ફળ ફુલો જોવાથી વિદૂષક અચંબો પામે છે અને તેનાં આ અજ્ઞાનથી બધાં આનંદ પામી તેની હાંસી કરે છે.

તુરતજ નર્તકીઓ અને ગીત ગાનારીઓથી પરિવેષ્ટિત રાણી પ્રવેશ કરે છે.

રાણી માધવીલતા અને આમ્રનું યુગલ રાજાને દાખવે છે. દરમિયાન વસંતલીલાને એક સુંદર યુક્તિ સુઝી આવે છે અને તેને અમલમાં લાવે છે. તે યુક્તિ એ કે રાણીના કોઇ પણ આભૂષણમાં પારિજાતમંજરીનું પ્રતિબિંબ પાડવું અને રાજાને તે દેખાડવું. પારિજાતમંજરી જે વૃક્ષ ઘટામાં છુપાઇ હતી તેનાં પાંદડાં તેણી ખસેડે છે અને મંજરીનું પ્રતિબિંબ રાણીનાં કરણાભરણમાં પડે છે. રાજા તે પ્રતિબિંબ જુવે છે અને રાણીનો કાન ઝાલીને આનંદમાન દશામાં પ્રતિબિંબ નિરખી રહે છે. વસંતલીલા પારિજાતમંજરીનું ધ્યાન રાણીના કાન તરફ ખેંચે છે. જ્યાં તેણી પોતાનું અને રાજાનું પ્રતિબિંબ સજોડે આવેલાં જુવે છે.

પારિજાતમંજરીને હજુ શંકા રહે છે કે રાજાનું ધ્યાન રાણીના આભુષણ તરફ ખેંચાયું છે કે પોતાનાં પ્રતિબિંબ તરફ ખેંચાયું છે અને તેનો નિર્ણય કરવાને ઉત્સુક બને છે. વસંતલીલા તેણીની મુંઝવણ સમજી જાય છે અને તેણીને ખાતરી આપવાને પાછી પાંદડાં પાછળ તેણીને સંતાડી દે છે. રાજા પોતાની પ્રિયાનું પ્રતિબિંબ અચાનક અદૃશ્ય થઇ જવાથી દુઃખ પામે છે. પાછળ નજર કરતાં પાંદડામાં છુપાયલી પારિજાતમંજરીની રાજાને ઝાંખી થાય છે. પારિજાતમંજરી પણ પ્રત્યુત્તરમાં રાજા તરફ એક મધુર સ્નેહભીનું કટાક્ષ ફેંકે છે. રાજાને પોતે ક્યાં ઉભો છે તે ભાન આવતાં પાછો તે કરણાભરણ તરફ પૂર્વની માફક જોવા લાગે છે. મશ્કરો વિદૂષક અને રાણીની દાસી કનકલીલા રાજા અને પારિજાતમંજરી વચ્ચે શું ચાલી રહ્યું હતું તે જાણતા હોવાથી અર્થસૂચક મંદ હાસ્ય કરે છે.

અત્યાર સુધી રાણી રાજાને પ્રસન્ન રાખવાને પોતાનું મુખ તથા કાન સ્થિર રાખી રહી હતી; હવે તેણી થાકી કંટાળી જાય છે; રાણીની જમણી આંખ ફરકવા માંડે છે અને તેણી પોતાની દાસી તરફ ઓચિંતુ જુવે છે. રાણી દાસીને હાસ્ય કરતી અને રાજા તેણીને કાંઇ નિશાનીઓ કરતો દેખી જાય છે. રાણીને આમાં કાંઇ ભેદ છે એમ દૃઢ શંકા આવે છે અને ગુસ્સામાં રાજાને છોડી ત્યાંથી ચાલી જાય છે. રાજા હવે રાણીને મનાવવા જશે એમ ધારી પારિજાતમંજરી અને વસંતલીલા તેઓની સંતાવાની જગા છોડી મણિમંડપ તરફ જાય છે. આથી રાજા જ્યારે પોતાની પ્રિય'નાં સુખ-દર્શન વાસ્તે ફરીથી પાછળ નજર કરે છે તો ત્યાં કોઈ માલુમ પડતું નથી. વિદૂષકની સાથે રાણી મણિમંડપમાં જાય છે. દૂરથી રાજા પારિજાતમંજરીને ત્યાં જુવે છે. રાજા થોડાં પુષ્પો ચૂંટે છે અને છુપાઇને આગળ જઇ પારિજાતમંજરી પર એક પછી એક પુષ્પો ફેંકે છે. રાજાને પોતાના પર પુષ્પ-બાણોની વૃષ્ટિ કરતો કામદેવ ધારીને પારિજાત-મંજરી મુર્છિત થાય છે રાજા છતો થઇ વસં-તલીલાને તેણીને શુદ્ધિમાં લાવવામાં મદદ કરે છે.

ભાન આવતાં પારિજાતમંજરી ત્યાંથી જવાની ઇચ્છા દેખાડે છે, પરંતુ રાજા એક મધુરૂં હાસ્ય અને પ્રેમમય દ્રષ્ટિ કરવા વિનવી તેણીને રોકે છે.

દરમિઆન રાણીની દાસી કનકલીલા હાથમાં કરણાભરણ લઇ ત્યાં આવતી દેખાય છે.

રાણીની દાસીને આવતી જોઈ રાજા પારિજાતમંજરીને પોતાની પીઠ પાછળ સંતાડી દે છે. પછી રાજા કનકલીલાને રાણીનું સાંત્વન કરવામાં મદદ કરવા વિનવે છે. કનકલીલા રાણી તરફથી રાજાને કરણાભરણની ભેટ અર્પણ કરે છે, અને રાણીનો કડક સંદેશો સંભળાવે છે.

રાજા મેણું સમજી જાય છે અને રાણીને મનાવવા તુરત જ જવા નિશ્ચય કરે છે. ભાટો સંગીતમાં સંધ્યાનું આવાગમન ગાઇ રહ્યા છે. રાજાના જવાથી પારિજાતમંજરી દિલગીર અને વિરહાતુર બની જાય છે; વસંતલીલા તેણીને આશ્વાસન આપે છે. રાજા તેણીની પ્રેમાતિશ-યિતાથી વિસ્મય પામે છે અને તુરત જ પાછો ત્યાં આવવા વચન આપે છે. પછી વસંતલી-લાને તેણીની સંભાળ રાખવા ભલામણ કરી રાજા ત્યાંથી જાય છે. જતાં જતાં ને પાછળ વારંવાર જોતો જાય છે અને આખરે ભારે દિલે ત્યાંથી અદૃશ્ય થાય છે.

દૃષ્ટિમર્યાદામાં રાજા દેખાય છે ત્યાં સુધી પારિજાતમંજરી તે તરફ જોઇ રહે છે. રાણી હવે પોતાને મૃત્યુ શિક્ષા ફરમાવશે એમ ધારી બીકથી પારિજાતમંજરી આત્મઘાત કરવા વિચાર કરે છે. વસંતલીલા તેણીને શાંત પાડે છે. પારિજાતમંજરીની દિઙ્મૂઢ દશાથી વસંતલીલાને તેણીની જીંદગી વિષે શંકા થાય છે અને તેણીના પર બરાબર ધ્યાન રાખવા નિશ્ચય કરે છે.

અહીંઆ બીજો અંક સમાપ્ત થાય છે.

પથ્થરને છેડે એમ કહેવામાં આવ્યું છે કે આ પ્રશસ્તિ (સ્તુતિ) સિંહકપુત્ર સોની રામ-દેવ નામના પ્રવીણ શિલ્પકારે પથ્થર પર કોત-રેલી છે.

૨૮

અ. સૌ. પુતળીબાઈ કાબરાજીઃ

# આપણા દેશની સ્ત્રીકવિઓ

૧

જે સ્વર્ગવાસી નરના સ્મારક અર્થે આ ગ્રંથ લખાય છે તે એક કવિ હતો, માટે મેં આ વિષય કવિતાને લગતો લીધો છે, અને હિંદમાં થઇ ગયલી સ્ત્રીકવિઓ બાબે કંઇક વિવેચન કરૂં છું. આપણે ગુજરાતીમાં લખી ગયલી કેટલીક સ્ત્રીઓને ઓળખીએ છીએ પણ હિંદના જુદા જુદા ભાગોમાં બીજી ભાષાઓમાં કવિતા કરી ગયલી સ્ત્રીઓ ઘણી હતી જેમનાં નામ પણ આપણે જાણતાં નથી.

થોડા સમય ઉપર એક ઇંગ્રેજી બાઇ, નામે મિસિસ મેકનિકલે હિંદની સ્ત્રીકવિઓ અને તેમની કરેલી કવિતાઓ—એ નામનું એક નાનું પુસ્તક પ્રગટ કરી આપણા દેશની સેવા બજાવી છે, તેના આધારે આ વિષય લખવાને હું શક્તિમાન થઇ છું.

૨

અતિ પ્રાચીન કાળમાં સ્ત્રીઓ કવિતા કરતી હતી તે ઋગ્વેદમાં પુરુષો ભેગી સ્ત્રીઓની કવિતાઓ છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે. તેમાંની એક, નામે ઘોસાને માટે જણાયલું છે કે તે રાજા કક્ષિવાનની પુત્રી હતી જે પોતે એક ઋષિ હતો અને દીકરીમાં અસાધારણ બુદ્ધિ જોઈ તેને પોતે કેળવણી આપી હતી. એનાં લખેલાં બે કાવ્યો વેદમાં મળી આવે છે, તેમાં એક "અશ્વિનોને પ્રાર્થના" ઉંચી કાવ્યશક્તિ બતાવે છે.

એ પછી બૌદ્ધ ધર્મની સાધ્વીઓનાં કરેલાં કાવ્યો ગણી શકાય. જે "થેરી ગાથા "ને નામે ઓળખાય છે. એ કવિતાઓનાં પાલી ભાષામાંથી ઇંગ્રેજીમાં ભાષાન્તરનું મિસિસ હ્રિસ ડેવિડસે એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. ઈ. સ.ની પાંચમી સદીના આવા એક સંગ્રહમાં દરેક ગીતની સાથે તેની બનાવનારીનું ટુંકું ચરિત્ર આપેલું છે. એમાં એક મુત્તા નામે છે તેને માટે કહે છે કે તે એક ગરીબ બ્રાહ્મણને ઘેર જન્મ પામી હતી, અને વયમાં આવી ત્યારે તેનાં માબાપે તેને એક ખુંધા બ્રાહ્મણ સાથે પરણાવી હતી. પણ મુત્તાએ તેના ઘરમાં રહેવાની ના પાડી, તેને સમજાવીને પોતે સંસારનો ત્યાગ કરીને ધર્મપરાયણ સાધ્વી બની. તેના એક કાવ્યની મતલબ નીચે મુજબ છેઃ—

અરે હું તો છુટી થઇ રે છુટી થઈ,—ત્રણ ખુંધી વસ્તુથી હું છુટી, મારી ઘંટીથી, મારા ખાંડણીઆથી, અને મારા ખુંધા વરથી. અને આ ઉચ્ચ દશા પામી મુક્તિ મેળવી મારૂં મુત્તા નામ સાર્થક બનાવ્યું છે."

પતાચારા નામે એક સાધ્વીને માટે કહે છે કે તેના પર કંઇ આફત પડવાથી તે એક દહાડામાં પોતાનાં માબાપ, ભાઈ બેન, વર અને છોકરાંને ખોઈ એકલી અટુલી રહી ગઇ હતી તેથી ઘેલી થઇ તે રઝળતી હતી. પણ એક ઠેકાણે બુદ્ધ ઉપદેશ કરતા હતા ત્યાં જઈ લાગી અને તેના શબ્દો સાંભળ્યા પછી બુદ્ધે તેને આશ્વાસન દીધું તેથી તેનું મગજ ઠેકાણે આવ્યું અને તેણે પોતાનું બધું દુઃખ બુદ્ધને કહ્યું. બુદ્ધે તેને ધર્મબોધ કર્યો, જેથી તે પોતાનું દુઃખ ભુલી અને બીજાઓને દુઃખમાં દિલાસો મળે એવાં ઘણાં કાવ્યો તેણે રચ્યાં. એ ઉપરાંત **થેરીગાથામાં** વાસીત્થી, ઉબ્બીરી, સુમના, સામા, સંઘા

સુમંગલાની માતા, મેટ્રીકા એવી ઘણી સાધ્વીઓનાં રચેલાં કાવ્યો આવે છે, જે બૌદ્ધધર્મીઓ આજ સુધી ગાય છે.

૩

પછીની સ્ત્રીકવિઓનાં સંસ્કૃત ભાષામાં રચાયેલાં કાવ્યો પણ ઘણાં મળી આવે છે. ગંગાદેવી નામે સ્ત્રીકવિ વિજયનગરના સ્થાપનાર બળવાન રાજાની કુંવરી હતી એવું જણાયલું છે. બીજી એક વિકતનિતમ્બા નામે હતી તેનું ચરિત્ર મળતું નથી પણ તેનાં કાવ્યો પ્રેમરસથી ભરેલાં છે. એકમાં તે નીચે પ્રમાણે એક યુવાન પ્રેમીને મધુકર સાથ સરખાવી કહે છેઃ—

"હે મધુકર ! તારૂં ભટકતું મન તું બીજાં ફૂલો તરફ લઇ જા, જેઓ તારૂં વજન ખમી શકે. અર્થ વિના અને કમોસમે તું આ ચમેલીની ખીલતી કળીને શા સારૂ એટલો સતાવે છે, કે જેમાં હજી રજ પણ બંધાયું નથી ?"

સંસ્કૃતમાં લખનારી એક ત્રીજી પ્રિયંવદા હતી જે બંગાલના ફરીદપુર જિલ્લાના રહીશ એક વિદ્વાન ગૃહસ્થની દીકરી હતી, અને એક તેવાં જ વિદ્વાનને પરણી હતી; અને પોતાના પિતાને તેમજ પતિને સાહિત્યનો વધારો કરવામાં તે મદદ કરતી હતી.

૪

દક્ષિણ હિંદુસ્થાનમાં તામિલ અને કાનડી તેમ જ મરાઠીમાં કેટલીક સ્ત્રીઓ કવિતા કરી ગઈ છે. અવ્વાઇ નામે એકે તામિલમાં કાવ્યો કર્યાં છે તે હજી તે તરફ ગવાય છે, અને લોક તેની કૃતિઓને એટલી ચાહે છે કે દર મંગળવારે તેની પૂજા થાય છે. અવ્વાઇનાં માતપિતા પોતાની ભટકતી જીંદગીને લીધે તેને છોડી ગયાં હતાં, અને લોકે દયાની ખાતર તેને પાળીને મોટી કીધી હતી, એટલે તેને કંઈ પણ કેળવણી મળી હોય એવું લાગતું નથી. તો પણ તે સમજણી થતાં ગાવા અને કવિતા જોડવા લાગી, જેથી તે લોકને પ્રિય થઇ પડી, અને તે લોક તેને "ખીરના એક પ્યાલા સારૂ એક ગીત ગાનારી" એવા નામથી ઓળખવા લાગ્યાં. તે ઘણું જીવી પણ આખી જીંદગી ભટકીને ભીખ માગીને પૂરી કીધી. તે સારાં શીખામણનાં વચનો ગાતી હતી. દાખલા તરીકે એક ગાયનમાં તે કહે છેઃ—

"સોનાનો પ્યાલો ભાગ્યો, તો પણ સોનું તે સોનું જ રહ્યું,
(પણ) માટીનો ઘડો ભાગ્યો તો તે શા કામનો જ રહ્યો ?
(તેમ) સદ્દગુણીનું સર્વસ્વ જાય પણ સદ્દગુણી તે સદ્દગુણી જ રહે, જયારે દુર્ગુણીનું તેમ બનતું નથી."

અંદાલ નામની એક તામિલ કવિ હતી તે બાળપણમાં પોતાનાં માતપિતા સાથ મંદિરમાં જઇ ભક્તિ કરતાં શ્રી કૃષ્ણ ઉપર અતિ મોહિત થઈ ગઇ અને વયમાં આવી ત્યારે માનવી સાથ પરણવાની ના પાડી બેઠી, જેથી શ્રી કૃષ્ણ સાથે તેનું લગ્ન શ્રી વીલીપુરનાં મંદિરમાં કરી આપવામાં આવ્યું. એણે ભક્તિભાવથી ઉછળતાં ભજનોનાં બે પુસ્તક કરેલાં છે, જે હજી વૈષ્ણવોમાં ગવાય છે.

કાનડી ભાષાના સાહિત્યને શોભાવી ગયલી સ્ત્રીઓમાં શૃંગારમ્મા અને હોન્નમ્મા નામે બે હતી. તેઓ મ્હૈસૂરના રાજા ચિક્કદેવ રાયાની દરબારમાં હતી. રાજા પોતે વિદ્વાન હતો અને ઘણાએક ઐતિહાસિક ગ્રંથોનો તેણે સંગ્રહ કર્યો હતો, જે પાછળથી ટીપૂ સુલતાને બાળી મૂક્યો. શૃંગારમ્માએ "પદ્મિનીકલ્યાણ" સંગીતમાં જોડયું હતું. હોન્નમ્મા રાજાના પ્રધાનની ભત્રીજી હતી. પ્રધાને રાજા આગળ તેની હોશિયારીનાં વખાણ કર્યાં તેથી રાજાએ તેને એક કવિતા લખવાનો હુકમ આપ્યો જેને માન આપી તેણે એક કવિતાનું પુસ્તક રચ્યું

જે "હદીળદેય ધર્મ" એટલે પરણેલી સ્ત્રીનો ધર્મ એ નામે ઓળખાય છે.

શૃંગારમ્માની એક કવિતાના શબ્દો સ્ત્રીનું માન વધારનારા છે. "અરે મુર્ખો! તે ગાય છે "સ્ત્રી સ્ત્રી શું કરો છો? તમારી માતા જેણે તમને જન્મ દીધો તે સ્ત્રી નહિ હતી? અને સ્ત્રી વિના કોણે તમને બાળપણમાં સંભાળી પાળીપોષી મોટા કર્યા? તો સ્ત્રીને તુચ્છ શા માટે ગણો છો?"

"દીકરો જનમ્યો તો ખુશી થાઓ છો ને દીકરી જન્મી તો દિલગીર થાઓ છો એ શું કહેવાય? જે સંતાન સારાં નીકળે અને માબાપને સુખ પમાડે તે સંતાન, પછી દીકરો કે દીકરી."

"પુત્ર અવતર્યો ને વારસ આવ્યો એ ખરૂં, પણ જો પુત્ર સારો નહિ નીવડયો, સારી કેળવણી નહિ પામ્યો તો માબાપને સુખનું સાધન થતો નથી; તે જ પ્રમાણે પુત્રી બીજા કુટુમ્બમાં પરણી જાય છે ખરી, પણ ગુણવંતી અને સારી કેળવણીવાળી હોય છે તો સાસરિયાંને શોભાવે છે અને તેના વંશજો તેને માનથી યાદ કરે છે."

એ પછી કાનડી ભાષામાં મહાદેવી સક્કા નામે એક સ્ત્રીનાં કરેલાં સંગીત કાવ્યો પણ ગવાય છે.

મરાઠી સ્ત્રી કવિઓમાં એક જે વિશેષ ધ્યાન ખેંચે છે તે ચોખા મેલાની સ્ત્રીને નામે ઓળખાતી કવિ છે. વરવહુ બન્ને જ્ઞાતિએ તુચ્છ ગણાતાં મહાર હતાં. પણ વિઠોબાની પરમ આસ્થાથી ભક્તિ કરતાં હતાં. બંનેએ કવિતા કરેલી છે એક નમૂનો અહીં ઉતારૂં છું:—

"જો અભડાયો તો દેહ અભડાયો—
આત્મા તો શુદ્ધ છે!

એટલું તો સહુ કોઇ જોઈ શકે છે કે અભડાવા વગર દેહ ધારણ કરી શકાતો નથી.

માટે ચોખાની સ્ત્રી કહે છે કે દેહની અશુદ્ધતા દેહમાં રહેવા દો પણ આત્માને શુદ્ધ ગણો."

મુક્તાબાઇ નામે એક મરાઠી સ્ત્રી કવિતા કરી ગઈ છે. તેને માટે કહેવાય છે કે તે ચાર રઝળતાં ભાઇબેનમાંની એક હતી, જેઓ એક વાર વાઘથી બ્હીને એક સંન્યાસીની ગુફામાં ભરાયાં. ત્યાં સંન્યાસીએ તેમને આશ્રય આપી વિદ્યા ભણાવી; અને ચારે ભક્તિમાન બન્યાં; અને એક ભાઇએ તથા મુક્તાબાઇએ કવિત્વ-શક્તિ દેખાડી. મુક્તાબાઇ સોળ વર્ષની તો મરી ગઇ એટલે તેણે જે કાવ્યો કર્યા છે તે બાળપણમાં કરેલાં કહેવાય. તોપણ તેમાં એવા ફીલસુફીભર્યા વિચારો છે અને એવી ભેદી ભાષામાં લખાણ કરેલું છે કે તેની મતલબ ભાષાન્તરમાં બતાવવી મુસ્કેલ પડે છે.

જનાબાઇ નામે એક હતી તે એક કવિ, નામે શ્રી નામદેવના ઘરમાં નિરાશ્રિત પડેલી ચાકરડી હતી. પણ કવિએ તેને વિદ્યા દીધી હતી, અને પંઢરપુરના શ્રી વિઠોબા ઉપર તેને અતિ પ્રેમ અને આસ્થા હતી, જેથી તેણે ભક્તિભાવથી ભરપૂર અભંગો ઘણી અસરકારક અને શુદ્ધ ભાષામાં રચ્યા છે જે હજી વિઠોબાના મંદિરમાં ગવાય છે.

બીજી મરાઠી કવિઓમાં બહિનાબાઈ હતી જે કવિ તુકારામની શિષ્ય હોવાથી તેની ઢબ ઉપર કવિતા કરી ગઇ છે.

૫

ઓગણીસમી સદીના કેળવણીના ઝમાનામાં ઘણી મરાઠી સ્ત્રીઓએ કવિતા કરી છે જેમાંની એક ખ્રીસ્તીબાઇ, નામે લક્ષ્મીબાઇ તિલકનાં કાવ્યો વખણાય છે.

ટ્રાવણકોરના પ્રખ્યાત રાજકવિ રવિવરમન ટમ્પીની દીકરી નામે કુત્તીકુન્ન તંકચી ગલ-

યાલમ ભાષામાં ઘણી કવિતાઓ કરી ગઇ છે. એ ઇ. સ. ૧૮૨૦ માં જન્મી હતી અને એના પિતાએ એને કેળવણી આપી હતી.

કાશ્મીરમાં લાલદેહ નામે એક સ્ત્રીકવિ થઇ ગઇ છે કે જેનાં કરેલાં કાવ્યોમાંના થોડાનો ઇંગ્રેજીમાં તરજુમો કરવામાં આવ્યો છે. એ શિવમાર્ગની એક યોગિની હતી. એનાં કાવ્યો હિંદુ, મુસલમાન અને બીજા ધર્મવાળા પ્રાર્થના તરીકે ગાય છે, કેમ જે તેમાં મુખ્ય વિષય 'એકેશ્વરવાદનો છે. સંસારની ક્ષણભંગુરતા વિષે તે નીચે પ્રમાણે ગાય છેઃ–

> " એક પળ જોઉં છું તો
> એક મોટી નદી વહી જાય છે,–
> એક પળ જોઉં છું તો
> નથી પૂલ કે તરી.
> એક પળ જોઉં છું તો
> એક છોડ ફૂલથી ભરપૂર છે,–
> એક પળ જોઉં છું તો
> નથી ગુલાબ કે કાંટો.
> એક પળ જોઉં છું કે
> ચુલામાં ભડકા દેખાય છે,–
> એક પળ જોઉં છું તો
> નથી ચુલો કે ધુમાડો.
> એક પળ જોઉં છું કે
> પાંડવોની મા દેખાય છે,–*
> એક પળ જોઉં છું તો
> કુંભારની માસી દેખાય છે."

૬

હિન્દી ભાષામાં કવિતા કરી ગયલી છ સ્ત્રીઓમાં સૌથી પ્રખ્યાત મીરાંબાઇ છે, કે જેણે ગુજરાતીમાં પણ કાવ્યો રચ્યાં છે. એના વૃત્તાંત બાબે જુદી જુદી વાતો ચાલે છે પણ હવે નિર્વિવાદ સાબત થયું છે કે તે મેવાડના રાજકુંવર ભોજરાજને પરણેલી હતી. પણ તે ગાદી આવ્યા અગાઉ જ મરણ પામ્યો. એ પછી થોડે વખતે મહારાણા કુંભને તેના એક બેટા ઉદેકરણે મરાવી નાખ્યો અને પોતે મેવાડની ગાદી લીધી, અને વિધવા થયલી રાજવધુ ઉપર જુલમ ગુજારવા માંડયો. જેથી તે ચિતોડ છોડી નાસી ગઇ અને રાઇદાસની શિષ્ય બની રાધાકૃષ્ણના પ્રેમની કવિતાઓ કરી લોકને શીખવવા લાગી.

બીજી એક હિંદીમાં લખનારી સ્ત્રી કવિ રૂપમતી હતી. જ્ઞાતિએ તે હિંદુ હતી, પણ માળવાના મુસલમાન રાજા બાજબહાદુરની બેગમ થઇ હતી. બન્ને ગાયનમાં ઉસ્તાદ હતાં. ઇ. સ. ૧૫૬૦માં બાદશાહ અકબરે માળવા ઉપર ચઢાઇ મોકલી. બન્ને લડાઇમાં ઉતરી લડયાં પણ હાર પામ્યાં એટલે શત્રુના હાથમાં ન જતાં રૂપમતીએ ઝેરનો પ્યાલો પી જીવ કાઢયો. તેણે બાજબહાદુરને સંબોધીને પ્રેમનાં ગીતો કરેલાં છે જે હજી માળવામાં ગવાય છે.

બીજી એક હિંદીમાં કવિતા કરી ગયલી સ્ત્રી જેણે પ્રેમ અને શૃંગારનાં કાવ્યો લખ્યાં છે તે શેખ રંગ્રેજણને નામે ઓળખાય છે. તે મુસલમાન હતી, અને કપડાં રંગવાનો ધંધો કરતી હતી.

એવું બન્યું કે એક બ્રાહ્મણ કવિ,' નામે આલમે તેને ત્યાં પાઘડી રંગવા મોકલી, પણ તેના પડમાં પોતે લખેલી કવિતાનો કાગળનો કટકો હતો તે કાઢી લેતાં ભૂલી ગયો. રંગ્રેજણે તે જોયો અને તેમાં લખેલાં એક ચરણમાં બીજું પોતે લખી બ્રાહ્મણના પૂછેલા એક સવાલનો જવાબ દીધો, અને પાઘડી રંગીને ઘડી વાળી ત્યારે કાગળ તેમાં પાછો મૂક્યો, અને પાઘડી મોકલી આપી. ઉકેલતાં માંહે કાગળ જોઇ બ્રાહ્મણે પેલું ઉમેરેલું ચરણ જોયું અને

* પાંડવો અને તેમની માતા કુંતીએ બ્રાહ્મણનો વેશ લઇ એક કુંભારના ઘરમાં આશ્રય લીધો હતો તે વિશે આ ઇસારો છે.

અજબ થઇ રંગ્રેજણને પૂછવા ગયો કે આ કોણે લખ્યું, અને તેના જવાબથી પ્રસન્ન થઇ પાઘડીની રંગામણુ એક આનો અને કવિતાની કિંમત એક હજાર મુદ્રા આપી. આમાંથી પ્રેમ બાઝ્યો અને બ્રાહ્મણ રંગ્રેજણને પોતાને ઘેર રાખીને વટલી ગયો.

બીજી હિંદી કવિઓમાં દયાબાઇ અને સહજોબાઇ એ બે નામ મળે છે. દયાબાઇનો કરેલો "દયાબોધ" ઇ. સ. ૧૭૫૧માં લખાયો હતો.

હાલના વખતમાં શ્રી સરસ્વતી દેવી અને બીજી કેટલીક સ્ત્રીઓ હિંદીમાં કવિતા કરે છે.

૭

બંગાળી સ્ત્રીકવિઓમાં રામી નામે એક ધોબણની કરેલી કવિતા પહેલી મૂકી શકાય, જે ઇ. સ. ની પંદરમી સદીમાં થઇ ગઇ. કેમ જે તે અગાઉ કોઇનાં કાવ્યો મળતાં નથી. એની કહાણી અજબ જેવી છે. ચંડીદાસ નામે એક પ્રખ્યાત બંગાળી કવિ જે રાધાકૃષ્ણના પ્રેમ શૃંગારની કવિતાઓ કરતો હતો તેની તે પ્રિયા હતી અને એ કારણથી તે ન્યાત બહાર હતો. બન્ને કવિતા કરતાં હતાં અને તે ઉપર જ તેમનો ગુજારો હતો. ચંડીદાસ એક વાર પોતાનાં સારાં સારાં કાવ્યો લઇ ઇનામની આશાએ બંગાળના તે વેળાના મુસલમાન નવાબના દરબારમાં ગયો હતો પણ ત્યાં તેનો કેવો ફેજ થયો તે રામીની એક કરુણ કવિતામાંથી માલમ પડે છે. તે પોતાના પ્રિયતમને સંબોધીને કહે છેઃ—

"અરે! કાં તું રાજાના દરબારમાં તારાં કાવ્યો ગાઇ સંભળાવવા ગયો? તેની રાણીએ તારી મધુર વાણી સાંભળી અને તેના મનમાં ગુપ્ત લાગણી થઇ આવી તે તે દબાવી શકી નહીં અને પતિને કહી દીધું કે 'અરે! આ ચંડીદાસનાં ગાનથી મારા મનમાં તો જ્વાળા પ્રગટી છે, મારા મનમાં પ્રેમવેદના થાય છે.'"

"પાદશાહે તરત વઝીરને તેડી કહ્યું, પકડો આ બ્રાહ્મણને અને કચડી મારો એને હાથીના પગ તળે! રાણીએ ઘણા કાલાવાલા કરી કહ્યું, 'ઓ રાજપતિ! આ ગાન સાધારણ નથી. એ તો દેવતાઇ ગાન છે અને એ ગાનાર સાધારણ માણસ નથી પણ પ્રેમનો અવતાર છે તો એના દેહનો નાશ શા માટે કરો છો?' તેટલામાં તો મસ્ત હાથી છૂટયો અને મારા પ્રિયતમને કચડી નાખ્યો. મારા પર આફત પડી, હું એક ઝાડની ડાળી પકડી રહી બૂમ પાડી ઉઠીઃ 'ગયો મારો ધણી, મારો પ્રિયતમ!' તેટલામાં તો રાણી દોડી આવી 'અરે! મને ન તજી જા!' એમ બોલી શબ ઉપર પડી પ્રાણ છોડયો. આવું જોઇ રામી ધોબણ રાણીના શબ ઉપર પડવા ગઇ, પણ મૂર્છાગત થઇ ત્યાં જ પડી."

આવી મતલબનું એક લાંબું કાવ્ય રચી એ ધોબણ કવિ પોતાનું નામ છેલ્લા પદમાં લાવે છે.

બીજી એક બંગાળી કવિ માધવી હતી, જેણે સારી કેળવણી લીધેલી હતી અને ધર્મ ઉપર અતિ આસ્થા ધરાવતી હતી. એક આનંદામાઇ નામે હતી તેની કવિતાઓ 'હરિલીલા' નામે ગ્રંથમાં છપાયલી છે. આ જમાનાની સ્ત્રીકવિઓ પર આવતાં ઇ. સ. ૧૮૮૪માં ઢાકામાં જન્મેલી પંકજીની બસુ હતી, જે જુવાનીમાં મરણ પામવા બાદ તેની કવિતાઓનો સંગ્રહ છપાયો હતો.

એ પછી હાલની કવિઓમાં પ્રિયંવદા દેવી, નિરુપમા દેવી, મિસિસ કામિની રોય, મિસિસ સરોજબાલા વગેરે સ્ત્રીઓ છે. જેઓએ ઇંગ્રેજી કેળવણી લીધેલી છે. તોરુદત્ત અને સરોજિની નાઇડૂ જેવી જગજાહેર સ્ત્રી કવિઓને પણ આ વર્ગમાં જ ગણી શકિયે.

૮

ફારસી સ્ત્રીકવિઓમાં દિલ્હીના મુસલમાન રાજાઓના દરબારની સ્ત્રીઓએ પ્રેમ અને અને

શૃંગારની ઘણી કવિતાઓ કરી હતી કેમ જે તે વેળા સ્ત્રીઓને એવા પ્રકારની કેળવણી આપવામાં આવતી હતી, અને તત્કાલ નવું સંગીત-કાવ્ય ગાવાનું સાધારણ હતું, અને ઘણાં કાવ્યો થતાં હતાં. આ વર્ગમાં પ્રથમ પ્રસિદ્ધ સ્ત્રીકવિ **સુલતાન રઝીઆ** બેગમ હતી. તે **શમસુદ્દીન અલ્તમશની** કુંવરી હતી અને પિતા પછી ગાદીએ બેસી આશરે પાંચ વર્ષ સુધી રાજ્ય ચલાવી ઇતિહાસમાં અમર થઇ ગયેલી છે.

બાદશાહ **જહાંગીરની** રાણી **નૂરજહાનની** પણ કેટલીક ફારસી કવિતાઓ હજી ગવાય છે. બાદશાહ **ઔરંગઝેબની** બે બેટીઓની કરેલી કવિતા પણ ચાલુ છે, જેમાંની એક **ઝીનત-ઉન નીસાએ** પોતાની કબર ઉપર કોતરાવવા નીચલો લેખ બનાવ્યો હતો, જે આજે દિલ્હીમાં તેની કબર ઉપર જોવામાં આવે છે:—

" મારી કબરમાં મને ખુદાની મેહર સિવાય કોઇની મદદની જરૂર નથી. દયાનાં વાદળના છાંયડા સિવાય બીજું છત્ર મને જોઇશે નહિ."

**લકનૌના** નવાબ **અસીફ-ઉદ-દઉલાની** બેગમ નામે **બાહુબેગમ** ઉર્દુમાં કવિતા કરતી હતી, અને **રામપુરના** નવાબ **યુસફઅલીખાનની** બેગમ જે હાલના નવાબની દાદી થાય છે તેની કરેલી ઉર્દુ કવિતા મોજુદ છે.

હાલના જમાનામાં કેળવણીના ફેલાવા સાથે સ્ત્રીઓમાં કવિતા શક્તિનો ઘણો ફેલાવો જોવામાં આવે છે, પણ હાલની ઉંચી કેળવણી ઇંગ્રેજી હોવાથી કાવ્યો ઇંગ્રેજીમાં રચાય છે. એ વર્ગમાંની ઉત્તમ સ્ત્રીકવિઓ **તોરુદત્ત** અને મિસિસ **સરોજીની નાઇડૂનાં** નામ ઉપર નોંધાઇ ગયાં છે. બંનેની કવિતાઓ ઇંગ્રેજી જેવા માતબર સાહિત્યમાં ઉંચું અને કાયમનું સ્થાન મેળવી ચુકી છે. **તોરુદત્તનું** નાજુક શરીર નાની વયમાં જ પડી ગયું, ત્યારે મિસિસ **નાઇડૂ** હજી જમાનાને નસીબે અચ્છી તંદુરસ્તી ભોગવે છે અને કવિતા ઉપરાંત સંસાર સુધારાની અને રાજકીય લડતોમાં પણ આગેવાની કરી રહ્યાં છે. કલ્પના પ્રદેશનાં એ કોકિલા રાજકીય અખાડામાં એક સિંહણના જેવી ગર્જના પણ કરી શકે છે. પ્રભુ એમને લાંબું આયુષ્ય અને દિન પર દિન વધતી શક્તિઓ બક્ષો !

૨૯

રા. રા. આણુજીવન્‌ વિશ્વનાથ પાઠકઃ

# જીવનમાં સમન્વય

શરીર એક બંધન છે એ વિચાર આપણે માટે કાંઈ નવો નથી. 'એણે દેહ છોડયો' એમ કહેતાં પણ આપણે જાણ્યે અજાણ્યે એમ જ માનીએ છીએ કે એનો આત્મા શરીરથી મુક્ત થયો. આ વિચાર અસલની ગ્રીક ફીલસુફીમાં પણ મળી આવે છે. પીથાગોરાસની પાઠશાળાનું એક તત્ત્વ એ હતું કે શરીર એ આત્માનું કેદખાનું છે.* બીજા પણ કેટલાક ફિલસુફોએ વિશ્વને દેહી તેમ અદેહી અસંખ્ય વ્યક્તિઓથી ભરેલું માનેલું છે. આત્મા અંદર બેઠો બેઠો બાહ્યેન્દ્રિયોની બારીઓમાંથી આખું વિશ્વ જોયા કરે છે. આ સર્વ વ્યક્તિઓનો એક બીજાની સાથેનો બધો વ્યવહાર શી રીતે સધાતો હશે એ સવાલ ઘણા ફિલસુફોએ આશ્ચર્યચકિત ભાવે જોયો છે. કારણ દરેકનો અનુભવ દરેક બીજાના કરતાં જૂદો જ હોય છે. અને આપણે બધા જ આપણા વ્યક્તિત્વની દીવાલોમાં ભચડાઇ રહ્યા છીએ.

પણ અનુભવમાં બધાં તત્ત્વો ગર્ભિત રીતે સમાએલાં છે. અનુભવ એક નદીના પ્રવાહની માફક વહ્યે જાય છે. એમાં વિચારના, લાગણીના એવા એવા અનેક તરંગો આવે છે, એક બીજા સાથે અથડાય છે, અને આવી અથડામણોથી ઉત્પન્ન થતાં અને ઠેલાતાં તત્ત્વ, ફીણ, કચરો, બધું જ કાંઠે જઇ ચડે છે. ત્યાં એ બધું વિશ્વના બજારમાં મૂકાય છે. બધી વ્યક્તિઓ ત્યાં કોરી જમીન ઉપર એકઠી થાય છે અને અરસપરસ વ્યવહાર ચાલે છે. પણ દરેક વ્યક્તિના જીવનનો પ્રવાહ તો અગોચર અને અગમ્ય જ રહે છે. બે પ્રેમીઓ ગમે તેટલાં એક થવાનું કરે પણ હમેશાં એક ઝીણી ફાટ બે વ્યક્તિઓ વચ્ચે એવી રહી જાય છે કે એમાં એક અનંત સાગર ઘુઘવતો હોય એમ લાગે છે. આ રીતે જોતાં બધો બાહ્ય વ્યવહાર વ્યક્તિનો અધઃપાત લાગે છે. પણ બીજી દૃષ્ટિએ જોતાં વ્યક્તિનો જે કાંઇ ખરો વિકાસ છે એનો આધાર માત્ર એના ઉપર જ છે. કારણ એ બાહ્ય વ્યવહારમાં વ્યક્તિ જેટલું ઉંડું તત્ત્વ ઉમેરે વા જે કંઇ નવું તત્ત્વ પોતે ખરેખર ગ્રહણ કરી શકે, તેટલો ઉંડો અને વિશાળ એનો વિકાસ થાય. આમ જીવન પોતાનું આપવાની, બદલામાં પૂરતી કીંમતનું નવું મેળવવાની, મેળવેલું નવું પોતાનું જ કરી લેવાની એક કળા છે.

પણ રસ્તે ચાલતો માણસ કોઈ દિવસ એમ વિચારતો જ નથી કે ભર વસતિમાં એ એકલો પૂરાઇ રહેલો છે. સાધારણ માણસ સમજતો જ નથી કે આપણે બધા ભેગા હોઇ એક મહાસાગરને દૂર દૂર કિનારે પડયા છીએ! દરેક વ્યક્તિ એક અઘોર અભેદ્ય એકાન્તમાં પૂરાઇ રહી છે! સાધારણ રીતે તો હરકોઇ માણસ જૂના જમાનાના જે ચીલા પડી રહ્યા હોય છે તે રીતરિવાજોમાં જ પોતાનું જીવન ગાળે છે અને એમાં જ કૃતકૃતત્યતા માને છે. તે કોઈ દિવસ સવાલ ઉઠાવતો નથી, અને એ રીતે એ સુખી છે.

પણ સોક્રેટીસ કહેતો કે એક ડુક્કર સંતોષમાં અને કીચડમાં જીવન ગાળે તેના કરતાં સોક્રેટીસનું અસંતોષી જીવન હજાર દરજ્જે સારૂં છે. હંમેશાં પ્રગતિમાં જૂનાના નાશનું તત્ત્વ છે જ. કોઇ કોઇ વાર વ્યક્તિના અને સમાજના જીવનપ્રવાહને કાંઠે રેતીના અને રિવાજના

* Soma Sema.

ખડકો બંધાઇ જાય છે; અને એ બધા જીવનના જીવન્ત પ્રવાહી તત્ત્વને અમુક જ માર્ગે જવું પડે એમ બાંધી દે છે. કોઇ જુલમ કરતાં ભૂતનો આ જુલમ ભારે છે.

હાલના આવા બંધીઆર જીવનમાંથી છૂટીને આકાશ અને વિશાળ પૃથ્વીની સમક્ષ જીવન ગાળવાને ઘણા ફિલસુફો બૂમ પાડી રહ્યા છે. દુનિયાનું કાંઇક જૂદુંજ ભવિષ્ય ફિલસુફની નજર આગળ તરવરે છે. નિર્મળ આકાશની પ્રસન્નતા જેટલા ઉંડા અને ગંભીર રવિન્દ્રનાથ ઠાકુરમાં પણ આપણે એ જ જોઇએ છીએ. વેદની સ્તુતિઓ આપણને હમેશ જીવતી લાગે છે એનું કારણ એ જ હતું કે એ વખતે લોકો જંગલી ઘાસ અને ફૂલો ઉગે તેનાથી બહુ દૂર રહેતા નહોતા. અને ગમે તે ઋષિ ગમે તે દેવનું આરાધન કરતો. પાશ્ચાત્ય કવિઓમાં વૉલ્ટ વિટમેન વેદના કોઇ ઋષિએ અર્વાચીન કાળમાં જન્મ લીધો હોય એવો છે.

વ્યક્તિના આ અઘોર એકાન્તની એને હજાર રીતે ખબર પડે છે. આત્માના ઉંડામાં ઉંડા દુઃખ ( Tragedy )નું મૂલ ત્યાં જ છે. પણ આપણા હિંદુસ્તાનમાં ઘણે ભાગે એ કરુણ ગ્લાનિમયતા અમુક રીતે જ આવે છે.

આપણે ઉપર કહ્યું કે જીવન એ એક કલા છે. મનુષ્ય હરહંમેશ પોતાની જાતને રીતરિવાજમાં, આચારમાં કે ધર્મવિધિમાં વ્યક્ત કરવા ઇચ્છે છે. આવી રીતે વ્યક્ત થયેલી સૃષ્ટિ ( creation ) એના મૂળ સ્વભાવથી જ જડ હોય છે. પણ દુઃખની વાત એ છે કે મનુષ્ય, જેને સર્જન શક્તિ છે, તે ઘણીવાર શક્તિહીન સૃષ્ટિને અધીન થઇને રહે છે. જીવનનો આદર્શ જડ કૃતિઓથી ઉંચે જઇને, છૂટા પડીને પોતાનીજ નવી સરજાતી કૃતિમાં પોતાની જાતને વ્યક્ત કરવાનો છે. એમ ન કરી શકનાર વ્યક્તિ મૃતવત્ થઇ જાય અને ઘણી વાર એમ બને છે કે મનુષ્યે સરજેલી સૃષ્ટિ જ એની પોતાની જાળવા જેલ થઇ રહે છે. સૌન્દર્યની વ્યાખ્યા આપણે આપવી હોય તો એમ આપી શકાય કે જે વસ્તુમાં જીવનની દરેક બદલાતી રેખા આલેખાયેલી–આલેખાયા કરતી હોય, તે વસ્તુ સુન્દર છે. આ રીતે એ જ યુગને આપણે સુંદર કહી શકીએ કે જ્યારે આખી પ્રજાનો આત્મા એના રીતરિવાજો અને ધર્માચાર વિધિમાં પૂરેપૂરો પ્રતિબિંબિત થવામાં વિજયી બન્યો હોય. દરેક રિવાજે, દરેક વિચારે, દરેક કૃતિએ, માણસને સ્વતંત્ર અને મુક્ત બનાવવો જોઇએ.

હરકોઇ માણસ જેટલે અંશે પોતાની જાતને આવી રીતે વ્યક્ત કરે છે તેટલેજ અંશે એ જીવે છે. જે પોતાની જાતને વ્યક્ત કરે તે જ વ્યક્તિ. જીવન તત્ત્વનું સત્ય પણ જૂદે જૂદે વખતે જૂદી જૂદી રીતે વ્યક્ત થાય છે. પણ એકના એક બીબામાં પડી રહેવું એ જીવનનો ધ્વંસ છેઃ પ્રવાલનો જીવતો કીડો નહીં પણ મરી ગયેલા કીડાના ખોખા રૂપ પ્રવાલ માત્ર છે. મનુષ્યની સર્જનશક્તિ હરહંમેશ અવનવું ઉત્પન્ન કર્યા જ કરે એ ક્રિયામાં જ મુક્તિ છે.

આટલો વિચાર કર્યા પછી જ્યારે આપણે આપણી હાલની સ્થિતિને તપાસવા આવીએ છીએ ત્યારે એક ગંદુ સત્ય આપણી નજર આગળ એ આવે છે કે આપણા ચેતનના અંગાર ઉપર યુગોયુગથી રાખનાં પડ પડયાં છે. આપણા પર જડના પોપડા વળી ગયા છે. રૂઢિની આવી અર્થવિહીનતાને લઇને હરકોઇ વિચારક મધ્ય દરીએ ડૂબેલા વહાણનો ખલાસી કોઇ વેરાન ટાપૂ ઉપર જઇ ચડે એવો થઇ જાય છે. જીવનમાં બધે અભાવ જ અભાવ જીવને ચોગરદમ બાંધી લે છે.

એ અભાવને લઇને પોતાના જાતભાઇઓ સાથેનો બધો વ્યવહાર બંધ થાય છે. મનુષ્ય આપઘાત પણ નથી કરી શકતો, જેમ આવા જ અભાવને લઇને શેક્સપીઅરનો હુમ્લેટ પોતે આપઘાત કરી શકતો નથી. માના મારથી ગળામાં ડૂમો ભરાઇ ગયો હોય અને એકલવાયું છોકરૂં રડી પણ ન શકે એના જેવો એ ઘોર અવર્ણનીય અભાવ છે

અભાવની દૃષ્ટિએ પૃથ્વી પણ એવી જ લાગે છે. સંદેહ કે કિંકર્તવ્ય-મૂઢતાના અનહદ દુઃખમાં પૃથ્વી એક આર્તનાદ ઉચ્ચારતી હોય તેવા પર્વતો લાગે છે. એમની છાયામાં પ્રલયકાળથી પૃથ્વી ઢંકેલી લાગે છે; અને ઉંઘની મૂર્છામાંથી નિઃશ્વાસ સાથે જાગતાં સંગીતવિહોણા કાળની સાથે જીવન ઘસડાયા કરે છે.

પુરાણ કહે છે કે એક વાર ઘણા કાળ પૂર્વે દેવદાનવોએ સમુદ્રમન્થન કર્યું. એમની હરીફાઇમાં અગાધ જોરથી મેરૂ પર્વતને એની જગ્યાએથી ખસેડ્યો, અને વિશ્વના વાસુકીનાગનું દોરડું કર્યું. આખો સમુદ્ર વલોવાયો ત્યારે અંદરથી ચંદ્ર, લક્ષ્મી અને હલાહલ પણ નીકળ્યું. એ પૌરાણી વાત આપણને થોડા શબ્દોમાંજ એ સત્ય કહે છે, કે મન્થન સિવાય આત્માના ગેબી ઉંડાણમાંથી કશું નીકળતું નથી. એ મન્થનમાં દુઃખ છે જ, પણ દરેક માતા બાલકને જન્મ આપતી વખતે દુઃખી જ હોય છે.

ચિત્ત શાસ્ત્રજ્ઞો કહે છે કે યુવાવસ્થા ઘણી વાર અકારણ ઉદાસીનતાથી અંકાએલી હોય છે. ચંદ્ર જેમ વધતો ઘટતો જે તારાગણ સાથે એને કશું સામ્ય નથી તેમની વચ્ચે પોતાના હૃદયમાં ઉદાસીનતાનું લાંછન લઇ ફર્યા કરે છે તેવું યુગે યુગે અને દેશે દેશે યુવાવસ્થાનું મન્થન છે. પણ એવા જ મન્થનમાંથી જીવનની સારામાં સારી સૃષ્ટિ ઉદ્ભવે છે; અન્યથા નહીં જ.

મનની એક સ્થિતિ બીજીમાં કેવી રીતે પરિણિતિ પામે છે તે આપણે કશું નથી સમજતા. કાર્યકારણનો સહેલામાં સહેલો દાખલો લઇએ તોપણ તેમાં ન સમજાય તેવી વિલક્ષણતા રહેલી છે. તે એટલે સુધી કે એ નિયમ તથા એ દાખલાઓ બન્ને સરખા જ અગમ્ય લાગે છે.

જીવનમાં જે સમન્વય બંધાય છે તે પણ આપણે ઉંડામાં ઉંડી ડુબકી મારતાંયે દેખી ન શકીએ એટલે ઉંડેથી ઉપર તરી આવે છે. એમાં ઘણી વાર મનુષ્યના પ્રયત્નો નિષ્ફળ જાય છે. કારણ જે મન વડે આપણે બાહ્ય સૃષ્ટિનું અવલોકન કરીએ છીએ તે ત્યાં આગળ તદ્દન નિર્બળ થઇ જાય છે. પાણીજ જો ના કહે તો ગમે તેવો તારો હોય તો પણ ડૂબી જ મરે. જડ પ્રકૃતિ અને ચેતન વ્યક્તિના અવિરત આલિંગનમાં ચેતન વારંવાર હાંફી હાંફીને નિષ્ક્રિય બને છે, વારંવાર એનું વીર્ય એળે જાય છે, અને વારંવાર કંઇ પણ ફલ સર્જી શક્યા વગર જ તે અચેતન અગાધ પ્રકૃતિમાં કોણ જાણે ક્યાંય ડૂબી જાય છે તેનો પત્તો જ લાગતો નથી.

અભાવની નાસ્તિકતામાં માણસ ઘણી વાર કહે છે શુદ્ધ જ્ઞાન સંભવે જ નહિ, નીતિ નકામી છે, ધર્માનુભવ જેવું કાંઇ છે જ નહિ અને સૌંદર્ય એ માત્ર પોતાની રુચિ છે.ખરેખર આવા અભાવમાં અનુભવની આ કરુણ–અતિ કરુણ ગ્લાનિમયતા દરમયાન જ્ઞાન, નીતિ, એમાંનું કશું મનુષ્યને સહાય આપી શકતું નથી. પણ સત્ય વાત તો એ છે કે એ બધાં વણનોતર્યે માણસની પાસે આવે છે. કાર્લાઇલના Everlasting Noના અનંત તિમિરાકાશમાં કોણ જાણે ક્યાંથી Everlasting Yesનું કિરણ પ્રગટે છે, અને તે જ્ઞાન, નીતિ, ધર્મ, સૌંદર્ય, રસ, જીવનસાફલ્ય, અને મુક્તિના વિવિધ રંગ વિલસાવે છે.

એ જ્ઞાનાદિ શ્રેયસ્પ્રદ અક્કડ થઇ આમંત્રણની રાહ જોતાં નથી. જેમ એક આડા છોકરાની ઉપર માતા પોતે વાંકી વળી તેને ચૂમે છે પંપાળે છે, શાંત કરે છે, આનંદ આપે છે, તેવું જ આ વિશ્વ એ પ્રસંગોમાં આચરે છે.

આપણે એક તરફ વ્યક્તિનું ઘોર એકાન્ત જોયું. પણ બીજી તરફ આખા વિશ્વમાં એકીકરણની ક્રિયા (process of endosmosis) ચાલ્યા જ કરે છે. એવું એકીકરણ આપણા શરીર અને આત્મા વચ્ચે છે એમ હાલના ફ્રેંચ ફિલસુફ બર્ગસન કહે છે. આથી દૂર જઇ એમ પણ કહી શકાય કે આત્મા અને તેના બાહ્ય સંજોગો તથા જૂદા જૂદા આત્માઓ વચ્ચે પણ એવું એકીકરણ ચાલે છે. પ્લેટો એમ કહેતો કે સુન્દર વસ્તુઓ તમે તમારી પાસે રાખો, અને સુન્દર વિચાર કરો, અને એમને સ્નેહથી આમંત્રો તો તે સૌંદર્ય તમારા શરીરમાં અને આત્મામાં ઓતપ્રોત થઇ રહેશે. (ગ્રીક ભાષામાં સુન્દર અને સારૂં એ બન્ને માટે એક જ શબ્દ હતો), અને પ્લેટો પોતે "આફ્લાતૂન"–સુન્દર હતો. એક ગ્રીક બાઇના ઉપર જ્યારે એક ખરાબ ભૂલનો આરોપ મૂકવામાં આવ્યો ત્યારે એના વકીલે બહુ દલીલો કર્યા પછી એ બાઇની છાતી પરનું કપડું ખસેડી નાંખ્યું અને કહ્યું કે આવી સુન્દર છાતી જેની છે એ સ્ત્રી ખરાબ હોઇ જ ન શકે. આવા એકીકરણના પાયા ઉપર જીવનતત્ત્વ પોતાની સૃષ્ટિ રચે છે.

જીવનમાં હરકોઇ સમન્વય માટે એકીકરણની જરૂર છે, અને હરકોઇ એકીકરણ માટે સહનશક્તિ અને ક્ષમાના ગુણોની જરૂર છે. વ્યક્તિના સંકુચિત એકાન્તના નિર્જન ટાપૂ ઉપર ઉભા રહીને કોઇ જો આખી દુનીઆની સામે માત્ર બંડ ઉભું કરે તો તે પોતાનું વ્યક્તિત્વ પણ ખોઇ બેસે. ઘણી વાર સાધારણ લોકોના નિર્દોષ આનંદની સામે આપણું મન તુચ્છકારમાં ઉછળે છે. પણ બધામાં આપણે આપણી આ માતા પૃથ્વીને સહન કરવી જોઇએ. એક ગ્રીક વાત કહે છે કે એક રાજા મીણની પાંખો કરીને બહુ ઉંચે ઉડ્યો તો ખરો, પણ સૂર્યના તાપથી એ પીગળી ગઇ અને તે પૃથ્વી ઉપર નીચે પડ્યો. સહિષ્ણુતા એ એક આત્માના ધર્મ તરીકે વિકસાવવાની છે. તપ કે દુઃખ સહન કરવાની શક્તિ કાંઇ માત્ર શરીર તરફની ઉદાસીનતા કે બાહ્ય પીડા સહન કરવામાં જ નથી. તપ એ મનની અમુક એવી સ્થિતિ છે કે જેમાં મનુષ્ય પોતે બીજાનાં દુઃખ કે સુખને પણ આલિંગે છે. મનની આ આંતરસ્થિતિ સિવાય હઠમાં માત્ર શરીરદમન કરવું અને પીડા સહન કરવી એ કાંઇ તપ નથી. તપનો જે કાંઇ અર્થ છે, તે વ્યક્તિના આન્તર્ અનુભવને જ અનુલક્ષે છે.

સહનશીલતામાં, તપમાં મનની આન્તર સ્થિતિ પ્રેમની છે. ગમે તે ધર્માનુભવનું સાદામાં સાદું સર્વસામાન્ય સત્ય પણ પ્રેમ જ છે. મનુષ્યના જીવનને એ માત્ર ઉંડુ જ નથી કરતો, સ્થિતિસ્થાપક જ નથી કરતો, સ્થિતિસ્થાપકતા–ભલે ચિરંજીવ જ નથી કરતો, બહોળું પણ કરે છે. પ્રેમ એ હરકોઇ સમન્વયનું મૂળ છે. વ્યક્તિ સમન્વયનું એક એક પગથિયું સિદ્ધ કરે તેમ તેમ તેનામાં પછીના વધારે ઉચ્ચ સમન્વયના પગથિયા ઉપર ચઢવાની આકાંક્ષા ઉગે છે અને શક્તિ આવતી જણાય છે.

હરકોઈ જાતનો સમન્વય અનુભવરૂપ હોઈ માત્ર એક દેશી નથી. અનુભવતી વ્યાખ્યા આપવી અશક્ય છે. કારણ બધી વ્યાખ્યાઓ અનુભવ છે તો જ છે. વ્યક્તિના જીવનમાં સમન્વય ઘણાં રૂપ પકડે છે. અને એ રૂપનો આધાર વ્યક્તિના મૂળ સ્વભાવ પર છે. કોઇનો જ્ઞાનનો તો કોઇનો નૈતિક, કોઇનો ધર્માનુભવનો તો કોઇનો

સૌંદર્યલક્ષી હોય છે; કોઇનો ભક્તિમય તો કોઈનો મુક્તિસ્વરૂપ હોય છે; પણ દરેક સમન્વયમાં ધર્માનુભવનું સર્વસામાન્ય તત્ત્વ જે પ્રેમ છે તે હોય જ છે.

ધર્માનુભવનું સર્વવ્યાપી તત્ત્વ સ્વભાવથી જ મનુષ્યના જીવનને વ્યાપક બનાવે છે. શોક, ઉદાસીનતા, વૈરભાવ વગેરે સ્વલક્ષી સ્વમગ્નભાવો ગમે તેટલા આપણને દુસ્તર લાગે તો પણ તે સંકુચિતજ છે. આ રીતે જોતાં જેટલે અંશે હાસ્ય માત્ર સ્વલક્ષી નથી તેટલે અંશે એ પણ એક (નીચી) કોટિનો ધાર્મિક અનુભવ જ છે. સ્વલક્ષમી ભાવો હંમેશાં આપણી ચેતનાને કૃત્રિમ બંધામાં મુકી રાખે છે. એમ કહ્યું છે કે દુર્ગુણ માણસમાં પહેલવહેલો પેસે છે ત્યારે એ ગુણ રૂપેજ લાગે છે. તેમજ તીક્ષ્ણ અને ઉંડા અનુભવ રૂપે મનુષ્યમાં અહંતા મૂલથી જ હોય છે; તેને વિશાળ કરી કરી બીજાને અંદર સમાવતા જવું એ જ ખરૂં ગૌરવ છે. વૉલ્ટ વ્હિટમૅન એક જગ્યાએ કહે છે–હું વિશાળ છું, **एकोऽहं बहुस्याम्।**

એ તત્ત્વ બહારના વિશ્વની સાથે મનુષ્યનું જીવન એકતાર કરી એને વિશાળ કરે છે અને આમાં જ એને મુક્ત કરે છે. કોઇ એમ કહે કે બહારના વિશ્વની સાથે કાંઇ પણ સંબંધમાં આવવું એ તો એક બંધન છે. પણ સંબંધ એ બંધન છે કે નહિ તે સંબંધના જ સ્વરૂપ ઉપર આધાર રાખે છે. એક તાર સંબંધ એ તો સંગીત છે. અને સંગીતમાં જ આ વિશ્વની મુક્તિ છે. નવાઇની વાત એ છે કે જે વિશ્વ આપણા આત્માની આગળ ઉંડા રહસ્યથી ખડું થાય છે તેમાં દરેક સંબંધ આત્માને મુક્તિ જ આપે છે. મનુષ્ય પોતાને એકલો માને છે, એ માત્ર અર્ધ સત્ય છે, અને એ અર્ધ સત્યને પૂર્ણ કરી આપનાર ધર્માનુભવનું સાદું સર્વસાધારણ તત્ત્વ જે પ્રેમ તે વડેજ મનુષ્ય પૂર્ણ એટલે ઉત્તરોત્તર અનપૂર્ણ અને મુક્ત થાય છે; અને જીવનના સમન્વય એના ઉપર જ બંધાય છે. આપણે અનંતકાળથી આપણા અપૂર્ણ વ્યક્તિત્વની ઉંચી દિવાલોમાં પૂરાઈ રહ્યા નથી. ઉંચે આકાશ ખુલ્લું છે અને વિશ્વ પ્રેમનાં પાણી આપણને હરઘડી પ્રક્ષાલી પ્હલાળી આર્દ્ર બનાવી રહ્યાં છે.

મુક્તિ માત્ર મનુષ્યને સ્વાર્પણમાંથી મળે છે. ભક્ત છે તે પોતાના ઇશ્વરને પોતાની જાત સોંપે છે. પ્રેમી છે તે પોતાની જાત પોતાનાં પ્રિયજનને આપે છે. વિજ્ઞાનસત્યશોધક શાસ્ત્રી જે કુદરતનો કે વિશ્વનો એને અભ્યાસ કરવો છે તેને જ પોતાનું સર્વસ્વ અર્પે છે. જેને સમર્પણ થયું હોય તેના તરફથી ઉત્તર મળે છે કે નહિ એ સવાલ જ આવા હૃદયોને ઉઠતો નથી. કારણ સવાલ અને સંદેહનાં મૂલ અશ્રદ્ધામાં છે, અને સમર્પણનું મૂલ અશ્રદ્ધા હોઇ શકે નહીં.

મનુષ્ય જેને પોતાની જાત અર્પે તેના ઉપર એના સમન્વયના સ્વરૂપનો આધાર છે. સ્વાર્પણને આપણે ઘણી ઘણી દૃષ્ટિએ જોઈ શકીએ. કાંતો મનુષ્યના જીવનના જ દૃષ્ટિબિંદુથી એને જોઇએ. કાંતો બીજે છેડેથી જેને સ્વાર્પણ થયું હોય તેના સ્વરૂપના દૃષ્ટિબિંદુથી જોઇએ. અથવા તો જીવનમાં સમન્વયનો શુદ્ધ અર્થ અને એનું તાત્પર્ય કાઢવાને માટે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ પણ જોવાય. અહિઆં આપણે કાંઇ આટલો મોટો પ્રયત્ન આદરીને બેઠા નથી. સમન્વયનાં સ્વરૂપ અસંખ્ય હોઇ શકે, પણ સમન્વયનાં અમુક સ્વરૂપો લઇને તેના ઉપર આપણે જે કાંઇ કહેવું છે તે કહીશું.

નૈતિક વિશ્વના ગર્ભમાં હંમેશાં સારાખોટાનું દ્વૈત રહેલું છે. એમાં મનુષ્યના પોતાના જ પ્રયત્નને અંતિમ ગણવામાં આવે છે, અને જે કાંઇ ખરાબ છે એનો સઘળો ભાર મનુષ્યના ઉપર જ નખાય છે. રોજે રોજના નવનવા પ્રયત્નથી

મનુષ્યસ્વભાવ અને ચેતના બહુ તીક્ષ્ણ થાય છે. પણ એટલી તીક્ષ્ણતા એ કાંઈ પૂર્ણતા નથી. પ્રેમ વગરની તીક્ષ્ણતા માત્ર ખાંડાની ધાર જેવી છે. આના જ ભારથી કોઇ વાર કયાંક માણસનું મનોબળ અને શક્તિ ભાંગી પડે છે. ત્યારે એને તારણની જરૂર પડે છે. ધાર્મિક શ્રદ્ધાથી એ તારણ એને મળે છે.

જેને ખાસ ( Specific ) ધાર્મિક સમન્વય કહીએ તે જીવનને શ્રદ્ધાથી સંપૂર્ણ કરે છે. અહિ સ્વાર્પણ ઉંડું થાય છે, અને મનુષ્યના બધાં કાર્યોમાં ધાર્મિક વાતાવરણ વ્યાપક હોય છે. મનુષ્યની સ્વબહુ મનોવૃત્તિઓ સંકેલાઇને વિશ્વાનંદમાં ( Cosmic emotion ) પૂર્ણતાએ પહોંચે છે. જે કાંઇ ભક્તની પાસે આવે છે તે એ વિશ્વના વાતાવરણમાં ઝબોળાઇને આવે છે. અને ખોટાનો નૈતિક ડંખ, સારાખોટાનો ભેદભાવ પણ નીકળી જાય છે. કોઈ કોઇ વાર મનુષ્યને સ્વાર્પણ પોતે કર્યું હોય એમ લાગે છે, પણ ઘણી વાર તો ભક્તિના ઉંડા રસમાં તરબોળ થઇને એનો પ્રભુ એની પાસે એવી રીતે આવે છે કે ભક્ત તો માત્ર એના રસને ઝીલવાનું પાત્ર થઈ રહે છે; અને પોતે એવું પાત્ર બન્યો, તે એને કોઇ જાતના ત્યાગ ( sacrifice ) ને બદલે પોતાનાં અહોભાગ્ય જેવું જ વર્તાય છે.

આવી ધાર્મિક ભક્તિમાં ઘણી વાર ભય એ રહે છે કે એ એક એવું સ્થિર સ્વરૂપ પકડી લે છે કે આ વિશ્વના જીવનની બધી બદલાતી રેખા અને રંગો ભક્તને મન એક અભાવરૂપ થઇ જાય છે. એટલા માટે જ રવિન્દ્રનાથ ઠાકુર કહે છે: હું કદી યતિ નહિ થાઉં અને મારી ઇન્દ્રિયોનાં દ્વારો મારા આત્મા સામે કદી નહિ બંધ કરૂં. ખરી ભક્તિ પ્રગતિને પોષક જ હોય છે, અને ઇશ્વર છે, તો એ જેમાં વ્યકત થાય છે એવું હમેશ બદલાતું વિશ્વ પણ છે, એ ભૂલવું વા ભૂલાવું ન જોઇએ. એક જગ્યાએ બોઝાન્કવેટ નામે ફિલસુફ લખે છે કે સત્ય છે તે પૂર્ણ છે, આખું છે; તો સત્ય મેળવવાને માટે જીવન-તત્ત્વના સર્વસ્વને આલિંગવું જોઇએ. જીવનતત્ત્વ જેમ હરઘડી પોતાનું સ્વરૂપ બદલે છે, તેમ સત્ય પણ સ્વરૂપ બદલે છે, કારણ સત્ય જીવન્ત છે. એક ગ્રીક ફિલસુફ, હીરેકલાઇટોસ, કહેતો કે–તે હંમેશાં વહ્યા કરે છે.' વિશ્વના બધાં બદલાતાં સ્વરૂપો આપણે છોડીને' બેસીએ તો આપણને અમુક શાન્તિ મળે, પણ તે માત્ર એકદેશી ( abstract ) હોઈ જીવનનું રહસ્ય ખોઈ બેસીએ. ભક્તિમાં પણ જીવન હોવું જોઇએ.

જે માણસ જ્ઞાન મેળવવા માટે સમસ્ત કુદરતનો અભ્યાસ કરે છે, તે ભક્તના કરતાં વિશ્વનાં બદલાતાં સ્વરૂપોની વધારે નજીક જીવે છે. અસંખ્ય રૂપોને એક સંગત સંકલનામાં ગોઠવનારો નિયમ શોધી કાઢવા પાછળ એ પોતાનું સર્વસ્વ સમર્પે છે.

પણ દરેકને અનુભવ હશે કે ઘણી વાર લખતાં લખતાં એવું બને છે કે એક શબ્દમાં આપણું મન ખૂંચી જાય છે એ ખીલડે જાણે જકડાઇ પડે છે, અને વિચાર આગળ વધતાં અટકી પડે છે. શબ્દ તેના વિધવિધ અર્થના વાતાવરણમાંથી મુક્ત થતાં શબવત્ થઇ જાય છે. શબ્દ આપણી જ કૃતિ છે, પણ આપણું મન એમાં જકડાઇ જાય છે. એટલામાટે જ આપણને એક રીતે એમ લાગે કે કવિનું કામ માત્ર લાગણીને અનુભવવાનું નહિ, પણ એક લાગણી અને તેને વ્યકત કરનારા ચિત્રમાંથી ઘણે અંશે પોતાના મનને મુકત કરવાનું છે. નિયમની સાંકળોએ બધી બાજુથી બંધાયેલા વિશ્વનું ચિત્ર વિજ્ઞાનશાસ્ત્રીના મનને પણ બદ્ધ કરે છે. વિશ્વના અતિયંત્રિત અસંખ્ય સ્વરૂપોના ઘોર અરણ્યનાં

જેવા જુલમમાંથી રસ્તો કાપતાં કાપતાં અને મુક્ત થતાં થતાં વિજ્ઞાનશાસ્ત્રી પોતે જ મૂર્તિમન્ત કરેલા અને સિદ્ધ કરેલા નિયમના રાક્ષસી જડબામાં ફસી જાય છે. તે ઘણી વાર ભૂલી જાય છે કે વિશ્વમાં નિયમ પારખનાર, ઉકેલનાર, સિદ્ધ કરનાર આત્મા છે, તો જ નિયમ છે. આ વિસ્મરણ જ વસ્તુ વિષેના જડવાદનું મૂળ કારણ છે. એ વાદે આખી કુદરતને યંત્રવત્ સમજી લીધી, અને મનુષ્યનું જીવન કુદરતમાં જ છે એટલે એ પણ યંત્રવત્ જ દેખાઇ રહ્યું. વિજ્ઞાનશાસ્ત્રીઓ એક કાળે તો એવી મરુ ભૂમિમાં રહેતા કે જ્યાં ભાગ્યે જ પ્રેમનાં પુષ્પો ઉગે. ડારવિન એની વૃદ્ધાવસ્થામાં કવિતાની એક લીટી પણ વાંચી સાંભળી, સાંખી શકતો નહિ. જરૂર, એણે જીવનનું એક દૃષ્ટિબિંદુ ખોળી કાઢ્યું હતું. પણ તે એણે પ્રત્યક્ષ કરેલાં વિશ્વમાં માત્ર જીવવા માટે જ બધી મારામારી હતી, અને પ્રાણીઓમાં હજારો ફેરફારો માત્ર અકસ્માતથી થતા. જીવનમાંથી હેતુ નીકળી ગયો એટલે એ બધું ખાલી થઇ ગયું. વિજ્ઞાનશાસ્ત્રીઓમાંના કેટલાક વિશ્વમાં રહેલા અગાધ ઉંડા સત્યનો અનુભવ કરે છે પણ ઘણા ખરા તો નીએટશ જેમ–એવું ઝરથુસ્ત્રનું વચન છે. "–એ પુસ્તકમાં કહે છે તેમ એક ગંદા ખાબોચીઆની પાસે બેસી રહી જળોની જીવાતનો જ અભ્યાસ કર્યા કરે છે. પણ જીવનમાં વિશાળ અનુભવને માટે સ્વાતંત્ર્યની જરૂર છે. અને સ્વતંત્ર વિશ્વમાં જ પ્રેમાનુભવ હોઈ શકે, એટલે કે કોઇ પણ સમન્વય થઇ શકે.

વિજ્ઞાનશક્તિ જ્યારે નિયમની સરદારી હેઠળ વિશ્વ ઉપર પોતાનો અમલ બેસાડવા માગે ત્યારે વસ્તુઓ તરફની એની દૃષ્ટિ માત્ર ઉપયોગીતાની જ થઇ જાય છે. ત્યારે સંગ્રહ કરવાની લોલુપતા ખુબ વધે છે. અને મનુષ્ય લોભી થાય છે. પણ મુક્તિ આપનાર પ્રેમમાં તૃષ્ણા હોતી નથી. એટલા માટે જ બુદ્ધે તૃષ્ણાને મારવાનું કહ્યું. જે લોકોના જીવનનો સૌંદર્યલક્ષી સમન્વય હોય છે તેમને આ તૃષ્ણા તરફથી બહુ ભય છે. એની સામે એમણે હંમેશ ચેતતા રહેવાનું છે. જર્મન ફિલસુફ કેન્ટે કહ્યું છે કે સૌંદર્યને સમજવામાં લાલસાની પ્રાકૃત વૃત્તિને સ્થાન જ નથી. અંગ્રેજ કવિઓ બાયરન અને શેલીમાં એ જ ઉંડો તફાવત હતો. એક લંપટ હતો અને બીજો ન હતો. દરેક વસ્તુમાં જે જીવન છે તેનો સાક્ષાત્કાર જેમ વિજ્ઞાનના બાહ્યલક્ષી બુદ્ધિવ્યાપારથી રૂંધાઇ જાય છે, તેમ જ સુન્દર વસ્તુને લાલસાથી ખરડાએલા દુષ્ટ હાથથી કોઇ અડે તો તેમાં વસતી અનંતતાનો ધ્વંસ થાય છે. જો રસાસ્વાદન (appreciation of Beauty) આત્માને મુક્તિનું અદકું અદકું બળ ન આપે તો તે નકામું છે. કારણ તો તો પછી દરેક કળી ખીલીને ફુલ થાય છે તે આપણા આત્માને એના સુકુમાર ભારથી ચગદી નાંખે, કારણ બાંધી દે. આમ ઘણી વાર પ્રેમ પણ મનુષ્યને બંધન રૂપ આવે છે.

સ્ત્રી–પુરુષ વચ્ચેનો જે લૌકિક પ્રેમ છે તેને પણ આત્મશુદ્ધિ અર્થે જ જોવો જોઇએ. કેટલાકમાં સૌંદર્યોપભોગ પછી લૌકિક પ્રેમ તે ઉંડો આત્મિક પ્રેમ થાય છે. તે આપણે પુરૂરવા ઉર્વશી વચ્ચે અથવા તો ચિત્રાંગદામાં અર્જુન અને ચિત્રા વચ્ચે જોઇએ છીએ. રામકૃષ્ણ પરમહંસનો એક ઉપદેશ એ હતો કે બે ત્રણ છોકરાં પછી વર અને વહુએ ભાઇ અને બેન જેમ રહેવું. અને બર્નાર્ડ શૉ કહે છે કે હાલનાં લગ્નોમાં વેશ્યાવૃત્તિ પ્રધાન છે અને પોષાય છે. આ આપણા સમાજને કેટલે અંશે લાગુ પડે છે એ દરેક વિચારકે જોવાનું છે.

પણ સ્ત્રી–પુરૂષનાં સહજીવનને આત્માના ઉંડા વિકાસ સાથે કેટલો સંબંધ છે એ ઘણો ગૂઢ વિષય છે. આપણે પ્રસ્તુત વિષય ઉપર

આવી એટલું જ કહીએ કે પ્રેમ એક ધર્માનુભવ જેટલો બહોળો ન થાય તો તે મનુષ્યજીવનને સંકુચિત કરે છે. જો એ ભક્તિ ભરેલી આંખો મન આગળ ને આગળ ન તાણે, જો તે દૂરના નક્ષત્રગણો સુધી ન જાય, તો તે હીણો થાય છે. એક જગ્યાએ કહ્યું છે કે મોટા વિષય ઉપર બોલવું હોય તો ઉંડી રીતે જ બોલવું અથવા તો મૂંગા રહેવું. તેવી જ રીતે તીક્ષ્ણમાં તીક્ષ્ણ જે માનુષિક લાગણીઓ છે તે સાધારણ રીતે વ્યક્ત થતી જ નથી. કાંતો એ મનુષ્યને હેઠો પાડે છે, અને કાંતો ઉચ્ચ કરે છે. આથી શુદ્ધ પ્રેમની નજર પાશરૂપ નથી પણ આ દુનીઆમાં મનુષ્યને અંતિમ ઓળખાણ અને મુક્તિ આપે છે. નહિ તો બધી કવિતા ઉષા અને સન્ધ્યાના રંગોમાંથી ઉઠી જાય છે. રવિન્દ્રનાથ ઠાકુર કહે છે–ભાઇ, તારી આંખમાં શોકમય સ્નેહને સ્થાન આપજે.

નાની નાની ચીજોમાં રહેલું સૌંદર્ય સમજવા જતાં કદાચ મન એમને લેવાને લોભાઇ જાય. એક ફુલને તોડવાનું કે ચૂમવાનું મન થાય. પણ કુદરતમાં જ્યાં વિશાલતા છે ત્યાં તો બધાના હકો ભેગા મળે છે. સમસ્ત આકાશને કોણ પૂરી દઈ શકે! કે ચન્દ્રને કોણ પોતાના હાથમાં કેદી કરી લઇ જઇ શકે! ત્યારે પર્વતો અનહદ સદેહદુઃખમાં પૃથ્વીના આર્તનાદ રૂપે નથી લાગતા, પણ પૃથ્વીનું હૃદય સ્વર્ગનું ગાઢ આલિંગન લેવા માટે જરા ઉંચું થયું હોય એમ લાગે છે.

પશ્ચિમની સૌંદર્યપૂજા, અને જે સૌંદર્ય હિંદના કવિને ત્યાગના ગરણામાં ગળાઇને આવે છે તે બે વચ્ચે આ જ તફાવત છે. ઘણા અંગ્રેજ કવિઓ જ્યારે નાની નાની વસ્તુઓ ચીતરવી હોય ત્યારે બહુ દક્ષતા બતાવે છે. પણ એક વરસાદ આવ્યા પછી પૃથ્વી બધી લીલી છવાઇ રહે તેને જોઇને, અથવા તો સન્ધ્યા સમયે આપણામાં જે અનંતતા વસે છે તેના મૂર્ત સ્વરૂપે, તારાઓ એક પછી એક ડોકીયાં કાઢતા હોય એવા રક્તવર્ણા આકાશને જોઇને સૂતાં સૂતાં આપણા આત્મામાં જે લાગણીઓ ઉભરાય છે તેને કવિતામાં ઉતારી શક્યા નથી. એવી કુમારી પૃથ્વીને અને એવા અનંત આકાશને આપણો કવિ એક બાળકના જેટલી નિર્દોષતાથી હાથમાં લે છે; અને સૌંદર્યમાં રહેલા કુદરતના સર્વસત્તાક રાજ્યનો ભોગવટો સૌ મેળવી શકે એમ તે સૌને માટે ખુલ્લો મુકી દે છે.

એવા કવિનો આત્મા જ સુન્દર છે, મુક્ત છે, અને એવાનો સંગ એ જ સત્સંગ છે.

હવે આપણને ખબર પડશે કે વ્યક્તિનું એકલાપણું એ એનો એક મોટામાં મોટો વારસો છે. વિશ્વનાં ઉંડામાં ઉંડા આત્માનાં હૃદયભેદક દુઃખનાં મૂળ પણ ત્યાં છેઃ અને ગૂઢમાં ગૂઢ સૌંદર્યનો પ્રદેશ પણ ત્યાં જ છે. બાલ્યાવસ્થાના આદર્શરૂપ સુક્ષ્મ વિશ્વની એકતામાંથી વિરોધ તરી આવે અને એમાંથી કોઇ ઉંડું ઐક્ય શોધી કાઢે ત્યાં સૌંદર્ય છે. આ રીતે સૌંદર્ય વિરોધ અને મૃત્યુની નજીક નજીક જ ઉગે છે. આકાશ એથી જ ગમીના રંગોથી પૂરાય છે. અને ટેનિસનને ઝરાના નાના પથરાઓમાં પરીઓ કૂદતી માલુમ પડે છે. બે આત્માઓની વચ્ચે એક ઝીણી ઉંડી ખાઇ એવી રહે છે કે જેને ઓળંગવાને મનુષ્ય હમેશ પ્રયત્ન કર્યા કરે છે. જીવનતત્ત્વનો પ્રવાહ હરહંમેશ નવનવા માર્ગમાં વહ્યે જાય છે. મનુષ્ય એકલો છે એ નવાઇનું નથી, પણ નવાઈ એ જ છે કે તો પણ એનામાં પ્રેમ છે. અને આપણે બધા જીવનપ્રવાહમાં આપણી યાત્રા પૂરી કરીએ છીએ. જીવનપ્રવાહ સ્વચ્છંદે આપણામાં અને આપણી આજુબાજુ વહ્યા કરે છે. વિરોધ પછી જ જીવનમાં ઉચ્ચ

એકીકરણ આવે છે. એથી જ બે પ્રેમીઓ વારંવાર લડે છે. જીવનતત્ત્વ વિખૂટા કરવામાં જ પોતાનું ઐક્ય સાધે છે.

વિશ્વના આખા તંત્રને ફેંકી દેવાના પ્રેમવિહોણા વિચારવમળમાં ગોથાં ખાતા ખાતા આપણે થાકીને બેઠા હોઈએ ત્યારે પહેલાં આપણે શૂન્ય થઈ જઈએ છીએ અને પછી ઘણા દિવસથી ઉંઘ ન આવી હોય ને નિદ્રાદેવી પોતે જ આવીને આપણને હાલરડાં ગાતી ગાતી સૂવાડે તેમ આપણા આત્માના ઉપર વિસ્મરણનું પટ આવે છે. એ આત્માની ઉંઘ પછી આપણે પૃથ્વીપર નિર્દોષ બાળકની માફક વસીએ છીએ અને આખું જીવન આકાશના અસંખ્ય તારાઓ ગૂંથવામાં ગાળીએ એમ થાય છે. વિશ્વનું આખું તંત્ર આપણને ખોળે લે છે. આપણે માનુષિક અહંતામાં મગરૂર થઈ અક્કડ ઉભા રહીએ ત્યારે એ કાંઈ આપણને ખોળે ધરતું નથી. એક તરતની પરણેલી મુગ્ધાની માફક વિશ્વ આપણી અહંતાથી બીએ છે. પણ અક્કડ મટી અહંતા છોડીએ ત્યારે જ એ આપણને આલિંગે છે.

જીવનમાં કશો સમન્વય ન હોય એ તો એક આત્માની નિર્ધનતા છે. એ વિરોધ પછી ઉગે છે. એનાં મૂળ ઉપર કહ્યું તેમ મૃત્યુ ને સૌંદર્યમાં છે. હરકોઈ જેને સંગીત આવડતું હશે તે પોતાના શરૂઆતના અનુભવને યાદ કરશે. કોઈ રાગના વ્યક્તિત્વને અનુભવવા જઈએ ત્યારે પહેલાં તો આંગળીઓ જૂદી પડે છે, અને સાચા સૂરજ નીકળતા નથી. બધે અંધાધૂંધી થઈ જાય છે; અને તારાઓ પોતાની નિત્ય નિયમિત જગ્યાએથી ભ્રષ્ટ થયેલા લાગે છે: પ્રેમી અને એનાં સ્વજન દુનીઆનાં કાવત્રાંથી વિખૂટાં પડેલાં લાગે છે. સત્ય આખું હણાઈ જાય છે અને આત્માનેય બેસૂરો થાક ચડે છે.

પણ થોડી વાર પછી આત્માના તથા વિશ્વના, બન્નેના ગેબી ઉંડાણમાંથી એક ઐક્ય ઉપર તરી આવે છે. એ બધી વસ્તુઓ હતી તેમ કરે છે. ત્યારે સંગીત આપણી બહાર આપણાજ આત્માના બિંબરૂપ વિશ્વનું પૂર્ણ ઐક્ય ખડું કરે છે. પદભ્રષ્ટ તારાઓ પોતાની જગ્યા લે છે. સત્યમાં અને સંગીતમાં વિશ્વવિશાળ ઔચિત્ય પ્રકાશી ઉઠે છે. વિયોગનો દંશ વિશ્વમાંથી નીકળી જાય છે, કારણ પ્રેમી પોતાનો પ્રેમ પૃથ્વીનાં ફુલો ઉપર કે આકાશના તારાઓ ઉપર સીંચે છે.

પણ હરકોઈ સમન્વયનું છેવટનું સત્ય સર્વવ્યાપી ધર્માનુભવ છે.

૩૦

રા. રા. ભૂપતરાય ગોપાળજી મ્હેતા:

# બાલ-હૃદયનો આનંદ

શિયાળાની કડકડની ઠંડીમાં ઘેરઘેર ભીખ માગતી માગણને ગરમ ડગલો મળતાં જેટલો આનંદ થાય છે, તેના કરતાં વધારે આનંદ મને સવારે બાની સોડમાં ભરાઇને, બારી આગળ બેસી દાતણ કરવામાં આવે છે.

∴

રજનીરાણીને કપાળે ચંદ્રનો ચાંદલો કરતાં કોઇ દેવને જેટલો આનંદ થતો હશે, તેના કરતાં બાના ખોળામાં ઉભા રહી, ન્હાયેલી બાના ભીના કપાળે કંકુનો ચાંદલો કરવામાં મને વધારે આનંદ થાય છે.

∴

પ્રાતઃકાળે ટનટન ટકોરા વગાડી જગતને જગાડવામાં ઘડિયાળને જેટલો આનંદ થતો હશે, તેના કરતાં વધારે આનંદ, પિતાજી ઓફિસમાં ગયા પછી, વાંચતાં વાંચતાં ઉંઘી ગયેલી બાનું ઓશીકું કરી તેના હૃદયના ધબકારા કાને સાંભળવામાં મને આવે છે.

∴

તે દહાડે સંગીતશિક્ષકનું વ્હાલું દિલરૂબા કોઇએ અજાણતાં બગાડયું હતું; તેના તૂટેલા તાર ફરીથી બરાબર ગોઠવતાં તેમને જેટલો આનંદ થયો હશે, તેના કરતાં વધારે આનંદ મને પવનથી વિખરાયલા બાના વાળને ઠીક કરવામાં આવે છે.

∴

પૂર્ણિમાના ઉગતા ચન્દ્રને કાળાં વાદળાંથી ઢાંકવામાં કુદરતને રમુજ પડતી હશે, તેના કરતાં વધારે રમુજ બાના છુટા ઉડતા રેશમી કાળા વાળથી બાનું મોઢું ઢાંકી દેવામાં મને પડે છે.

∴

વનના કોઇ વિશાળ આંબાની લટકતી લીલી કેરીને ઝુલાવવામાં પવનને જે આનંદ આવતો હશે, તેના કરતાં વધારે આનંદ મને બાના કાનના ટીંગાતા એરીંગને ઘડિયાળના લોલકની જેમ હલાવવામાં આવે છે.

∴

વેદના સૂરીલા મંત્રોચ્ચારથી દેવોની સ્તુતિ કરતા બ્રાહ્મણોને જેટલો આનંદ થાય, તેના કરતાં વધારે આનંદ મને બા દૂર હોય ત્યારે તેની છબી આગળ ઉભા રહી " બા, બોલને, બા ! " ના બસુરા અવાજ કરવામાં આવે છે.

∴

અનેક મંત્રોના ઉચ્ચાર પછી ઉષાને ઉગતી જોઇ મુનિઓને આનંદ થતો, તેના કરતાં વધારે આનંદ 'બા, ઓ બા !' ની મારી બૂમથી પથારીમાંથી ઉઠતી બાને જોઇને મને થાય છે.

∴

તાનસેનના ગાનની મધુરતાથી રાજા અકબરને આનંદ થતો તેના કરતાં વધારે આનંદ મને ' ભાઇ ' નાં હાલરડાં ગાતી બાના મુખની મીઠાશમાં લાગે છે.

∴

કોઇ રાજાને ઘેર ગાદીવારસ પુત્ર જન્મતાં આંગળીના વેઢા ગણતાં જોશીને આનંદ થાય, તેના કરતાં વધારે આનંદ મને વાર્તા શરૂ કરતી બાની આંગળીઓના વેઢા સાથે રમતાં થાય છે.

∴

ચૅારીના મંડપમાં નવી પરણતી કન્યાનાં વસ્ત્રો ઠીકઠાક કરવામાં તેની સાહેલીઓને જે આનંદ આવે, તેના કરતાં વધારે આનંદ મને

પિતાજી ગૃહમાં આવે ત્યારે બાના ઉઘાડા રહી ગયેલ માથા પર સાળુ બરાબર ગોઠવવામાં આવે છે.

∴

ભગવાન રામચંદ્રને અજીઠાં બોર ખવરાવતાં શબરીને આનંદ થયો હતો, તેના કરતાં વધારે આનંદ મને મારા દોસ્તની બાએ આપેલ મીઠાઇના ટુકડાનો અજીઠો કટકો બાને ચખાડવામાં આવે છે.

∴

ભગવાનની છબી ખોળામાં રાખીને ' પ્રભુ પધારોને ' ગાતાં ભક્તને જે આનંદ થાય, તેના કરતાં વધારે આનંદ મને બાની છબી આંખ આગળ રાખીને ' આ મારી બા ' એમ વિચાર કરવામાં આવે છે.

∴

કોઇ ઝાડની ઉંચી ડાળીએ ચઢી હીંચકા ખાવામાં કોયલને આનંદ થતો હશે, તેના કરતાં વધારે આનંદ મને બાના હાથના અંગુઠા પકડી ' પાગ લો પા ' હીંચકવામાં આવે છે.

∴

સાતે સમુદ્રના કાંઠાની ભૂમિપર પડીપડીને રમતાં રમતાં સમુદ્રનાં મોજાંને આનંદ થાય, તેના કરતાં વધારે આનંદ મને બાના અંગોપર કૂદી કૂદીને પડવામાં આવે છે.

∴

પોતાના મિત્રોની રાજાસાહેબ સાથે ઓળખાણ કરાવતાં દિવાનને આનંદ થતો હશે, તેના કરતાં વધારે આનંદ મને મારા દોસ્તોની ઓળખાણ બા સાથે કરાવતાં થાય છે.

∴

અગાશીમાં સૂતાં સૂતાં કોઇ ખગોળશાસ્ત્રીને ચન્દ્ર નીરખવામાં આનંદ આવે, તેના કરતાં વધારે આનંદ મને ખોળામાં પડયાં પડયાં બાનું મુખ જોવામાં આવે છે.

∴

કાળયવનથી નાસતા કૃષ્ણને રૈવતકની ગુફામાં સંતાતાં જેટલો આનંદ થયો હશે, તેના કરતાં વધારે આનંદ દોસ્તને રમતમાં વાગતાં તેની માના ધાકથી બાના વસ્ત્રમાં સંતાતાં મને આવે છે.

∴

ચતુર ગાયકની આંગળી પડતાં સારંગીને આનંદ થતો હશે, તેના કરતાં વધારે આનંદ ઘણાં જણ વચ્ચે ' ભાઇ, પેલું ગીત ગા જોઇએ ' કહેતી બાની આંગળી મારી દાઢીને અડતાં મને થાય છે.

∴

અતિથિને આગ્રહ કરી વધારે ખવરાવવામાં બાને આનંદ થાય છે તેના કરતાં વધારે આનંદ મને મારા ભાણામાં વધેલી પૂરી બાને પરાણે ખવરાવી દેવામાં થાય છે.



૬૧

રા. રા. રમણકાન્ત શંકરપ્રસાદ દેસાઈઃ

# સર્વસામાન્ય ધર્મ

ઘણાઓનું એમ માનવું થાય છે કે દુનિયાના બધા ધર્મોમાંથી સારાં તત્ત્વો લઇને એક નવો સર્વસામાન્ય ધર્મ બનાવવો જોઇએ જેથી ધર્મોમાંથી ઉત્પન્ન થતા વિખવાદો દૂર થાય; એટલું જ નહિ પણ એ નવો ધર્મ જરૂર સત્ય ઉપર વધારે પ્રકાશ નાખે અને મનુષ્યને સાચે માર્ગે દોરે. સારા સારા વિચારકો અને લેખકો આવી માન્યતાને પોષે છે એટલે એ માન્યતાની અંદર રહેલ અસ્પષ્ટતા તરત ખ્યાલમાં આવતી નથી.

આ માન્યતાની પાછળ એવો એક વિચાર રહેલો છે કે "ગંભીર સત્ય" જાણવું એમાં જ ધર્મના તત્ત્વનો સમાવેશ થઈ જાય છે. ધર્મ એટલે ગંભીર સત્યોનો સમૂહ, જુદા જુદા ધર્મોમાં એવાં જુદાં જુદાં સત્યો જોવામાં આવે છે. પણ દરેક ધર્મમાં કંઇ અને કંઇ ત્રુટીઓ હોય છે. કોઈ એક ધર્મ એવો નથી કે જેમાંથી આપણને પૂર્ણપણે સત્ય મળી આવે. માણસની દૃષ્ટિ ગમે તેટલી ઉચ્ચ સ્થિતિએ પહોંચે છતાં અપૂર્ણ રહી જાય છે. સાથે સાથે એવો પણ વિચાર આમાં જણાય છે કે અપૂર્ણ સત્યોને એકઠાં કરવાથી એ અપૂર્ણતા દૂર થશે અને એક સંપૂર્ણ સત્ય તરી આવશે. મુશ્કેલીમાં જેમ સલાહ લેવાથી માર્ગ સુજી આવે છે તેમ ધર્મવેત્તાઓએ જે પ્રશ્નોના ઉકેલ કર્યા હોય તે બધા તપાસવાથી જીવનપંથમાં ફાંફાં મારવા નહિ પડે.

આ રીતે માન્યતા પાછળના વિચારો મૂકવાથી સર્વસામાન્ય ધર્મની શક્યતા માટે સહેજે શંકા ઉત્પન્ન થાય. તરત જ સવાલ થાય કે ઘણા અપૂર્ણો મળી એક સંપૂર્ણ થાય કે કેમ? બીજું, સલાહો લેવાથી માર્ગ સુજે છે એ તદ્દન સાચું છે? વળી ધર્મવૃત્તિમાં બુદ્ધિનું શું સ્થાન છે અને ધર્મનું તત્ત્વ શેમાં રહેલું છે એવા મોટા પ્રશ્નો પણ અહીં ઉભા થાય પણ તે બધાનો ઉકેલ કરવો સહેલો નથી.

સલાહો લેવાથી માર્ગ સુજે છે એ પ્રશ્ન ઉપર વિચાર કરતાં તરત જણાશે કે સલાહ મળ્યા પછી સલાહ લેનાર તેને મળેલી સલાહ ઉપર પૂરો વિચાર કરી શકે તો જ એને માર્ગ સુજે છે . જુદી જુદી સલાહોમાં, સલાહ લેનાર પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરે છે ત્યારે મુશ્કેલી દૂર થાય છે. એટલે અન્તે તો માર્ગોમાંથી પોતાનો માર્ગ શોધી લેવાનું અને તે બાબત છેવટનો નિર્ણય કરવાનું કામ તો સલાહ લેનારને એકને માથે જ રહે છે. સલાહો તો માત્ર એની દૃષ્ટિને વિશાળ બનાવવામાં મદદ કરે છે એટલું જ. વળી ઘણી સલાહ લેવાથી કેટલીક વાર માર્ગ સુજવાને બદલે ઉલટી મનની ગુંચ વધે છે અને નિશ્ચય કરવો મુશ્કેલ થઇ પડે છે. તેવું ધર્મની બાબતમાં પણ બનવા સંભવ રહે ખરો. બધા જ ધર્મોમાં પારંગત એવો શાસ્ત્રી બુદ્ધિની ભુલભુલામણીમાં નહિં પડતો હોય? બુદ્ધિ એક ઉપર આધાર રાખી એક ધર્મના શાસ્ત્રોમાં આવતી અસંગતિઓ દૂર કરવા જતાં માણસ ખોટા અર્થો કરી બેસે છે. તો પછી જુદા જુદા ધર્મોના શાસ્ત્રો સાથે મૂકવાથી, ઉભા થતા દેખીતા વિરોધોનો ઉકેલ કરતાં ભુલાવામાં પડાય તેમાં નવાઇ નથી.

ધર્મોમાંથી સત્યો તારવી કાઢી એક નવો

ધર્મ ઘડી કાઢવો એ તો જુદા જુદા લેખકોમાંથી વાક્યો ચૂંટી કાઢી તેનો એક નિબંધ તૈયાર કરવા બરોબર પ્રયત્ન છે. એ વાક્યો ગમે તેટલાં સાચાં હોય અને ભલે આમ ગોઠવવાથી અસંગત ન દેખાતાં હોય તોપણ એ છુટાં છે એમ જરૂર દેખાઇ આવે અને એવા નિબંધનો જો બરોબર અર્થ કરવા માંડીએ તો કોઇ દિવસ અર્થ બેસે જ નહિં. દરેક વાક્યને આખા લખાણ સાથે સંબંધ હોય છે. ધારો કે તેને છુટું પાડી આપણે તેનો અર્થ બેસાડી શકીએ પણ તેને પુરૂં સમજવાને તો આપણી પાસે તે આખો લેખ જોઇએ જ. વાક્યો છુટાં પાડી અર્થ કરવાથી કેવા અનર્થો થાય છે એ તો છાપાં વાચનાર દરેકને ખબર હોય.

ત્યારે જેમ વાક્યોને લખાણ સાથે સંબંધ છે તેમ ધર્મના સત્યને એ ધર્મની પાછળ રહેલી આખી ચિત્ત–વૃત્તિ (attitude) સાથે સંબંધ છે. એક સત્યને સમજવા માટે ને આખી વૃત્તિ પહેલી સમજવી જોઇએ, અને એ ચિત્તવૃત્તિ સમજાયા વગર સત્યનો કરેલો અર્થ ખોટો છે એમ ન કહીએ તો નકામો છે એમ તો કહેવું જ પડે.

એક માણસ એક જ ધર્મ સમજી શકે અને તેણે પોતાના ધર્મમાં રહેલાં સત્યને જ માનવાં, એવું અનુમાન આ ઉપરથી નથી નીકળતું. બીજાઓ શું કહે છે તેની દરકાર કરવી નહિં એવું કહેવાનો આશય પણ નથી. વાંધો માત્ર ધર્મનું તત્ત્વ વિચાર્યા વગર જુદા જુદા ધર્મમતમાંથી મનગમતું સ્વીકારી પોતાને ગુણગ્રાહી માની લે છે તેમની સામે છે. એવાઓની મનોદશામાં–" તમારૂં કહેવું બરોબર છે: એમાં સત્ય હોવું જ જોઇએ માટે લાવો એ લઇ લઇએ;" અને એ મતનો વિરોધી આવીને કંઇ કહે તો તેને પણ " તમારૂં કહેવું પણ બરોબર લાગે છે અને તમારા કહેવામાં સત્ય હોવું જ જોઇએ માટે લાવો એ પણ લઇએ " એમ કરવામાં વાંધો આવતો નથી. પણ આવી જાતની મનોદશા એ વિચાર કરવાની શકિતનો અભાવ બતાવે છે. બધું ગ્રહણ કરવા માટે પોતાના મનને clean slate કોરી ધોએલી પાટી બનાવવાના પ્રયત્નમાં એ કંઇ જ ગ્રહણ કરી શકતો નથી. એના વિચારો જીવતા રહેતા નથી. થોડાંએક સત્યો પોપટ માફક ફરી ફરી એ બોલી શકે છે પણ એ વિચારોનો ઉપયોગ રહેતો નથી. એકઠા કરેલા જથ્થા માફક એક ખુણામાં પડી રહે છે.

તો પછી ઉદાર વૃત્તિ એટલે શું ? ઉદાર વૃત્તિનો અર્થ એમ તો નથી જ કે જે કંઈ નજરે પડે તે લઇ લેવું. " આ સત્ય છે. પેલું સત્ય છે, બધું સત્ય છે. " એમ મનને મનાવવા જતાં ભાગ્યના જ ખોઇ બેસવાનો વખત આવે. ઉદાર વૃત્તિનો અર્થ તો બીજાને સમજવાનો પ્રયત્ન કરવો, એ જે દૃષ્ટિએ જુવે છે એ દૃષ્ટિને સમજવાનો પ્રયત્ન કરવો એમ થાય. ઉદાર વૃત્તિથી પોતાની દૃષ્ટિ વિશાળ થાય છે એમ કહેવા કરતાં દૃષ્ટિનો વિકાસ થાય છે એમ કહેવું વધારે સાચું છે. " ગુણગ્રાહી " એ શબ્દ જ સૂચવે છે કે એમાં પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ રહેલો છે. પહેલાં તો ગુણ-અવગુણનો ભેદ કરવાની શકિત જોઇએ અને એ ભેદ કર્યા પછી ગુણ ગ્રહણ કરવો. એમાં બહારથી લેવાનું કંઇ નથી હોતું પણ પોતાના વિચારો વધારે સ્પષ્ટ કરવાના હોય છે. એટલે માનસિક પ્રગતિને સમૂહ કે વિશાળતાની ઉપમાઓ આપવા કરતાં વિકાસ સાથે સરખાવવી વધારે યોગ્ય છે. એ જ રીતે ધર્મના સંબંધમાં પણ કહી શકાય કે પરધર્મની પાછળ રહેલી વૃત્તિ સમજવાનો પ્રયત્ન કરવો તેનું નામ જ ધાર્મિક ઉદારતા. એ સમજાતાં એ ધર્મના સત્ય ગ્રહણ કર્યા બરોબર જ છે. સત્યો

માંથી ચુંટી કાઢી " સત્યસંગ્રહ " કરવાનો હોતો જ નથી.

દરેક ધર્મની પાછળ રહેલી વૃત્તિને સમજવાનો પ્રયત્ન કરવાથી જ પોતાની માન્યતાઓ ઉપર નવું અંજવાળું પડે છે અને વિચારો વધારે સ્પષ્ટ થાય છે; તેથી વધારે સમજપૂર્વક પોતાનું જીવન જીવી શકાય છે. પણ આ પ્રયત્ન કરવો સહેલો નથી. ઘણી વાર એમાં બીજો ધર્મ ગ્રહણ કરી લેવા સુધી જવું પડે, એટલી પોતાની તૈયારી તો અલબત્ત જોઇએ.

ત્યારે સર્વસામાન્ય ધર્મ બનાવવો તો અશક્ય જ છે. સત્યોના સંગ્રહમાંથી નવી ધર્મવૃત્તિ ઉત્પન્ન થાય જ કેમ ? અને વૃત્તિ વગરનો ધર્મ એ કઇ જાતનો બને ? વળી દરેક ધર્મનાં સત્ય ગ્રહણ કરવાં એનો અર્થ તો એ થાય કે દરેક ધર્મની પાછળ રહેલી વૃત્તિ પોતાનામાં ઉતારી દેવી. જેમકે ખ્રિસ્તી ધર્મની વૃત્તિમાં નમ્રતા બહાર દેખાઇ આવતી હોય તો નમ્ર બનવું અને ઇસ્લામમાં ઉગ્રતા રહેલી હોય તો ઉગ્ર પણ બનવું. એ બે સાથે કેમ બની શકે ? કોઇ સર્વસામાન્ય ધર્મમાં માનનારા એમ અર્થ બેસાડવા મથે કે નમ્રતામાં જ સાચી ઉગ્રતા છે માટે એ બન્ને ગ્રાહ્ય છે તો એમાં એકે વૃત્તિ સચવાતી નથી. બુદ્ધિથી એની સાથે રમત કરવા જતાં બન્ને ખોઇ બેસીએ છીએ. ધર્મનાં સત્યો કઇ છુટાં છુટાં પાટીયાં નથી કે એકબીજા સાથે બેસાડી શકાય. દરેક ધર્મને એક આખું ચણતર કહીએ તો એ ચણતર પણ એવું હોય છે કે જેમાં સાંધ ન જણાય. સ્વ. કાન્તના શબ્દોમાં કહીએ તો સર્વસામાન્ય ધર્મ યોજનાર ત્યારે જ ફાવી શકે કે જો " શાસ્ત્રની માફક સિદ્ધ કરી શકાય એવાં જ સત્યોથી જો ધર્મ થતો હોય, તો એ પંડિતો સફળ થઇ શકે. પણ જો કે દરેક ધર્મમાં એવાં સત્યો હોઇ શકે તો પણ એ સત્યોમાં ધર્મનું તત્ત્વ રહેલું નથી. યહુદીઓ, ક્રિશ્ચિયનો, મુસલમાનો, બધા એક ઇશ્વરને માને છે. એક ઇશ્વરનું અસ્તિત્વ, એ સત્ય તમને પણ સર્વથી વધારે મહત્ત્વનું લાગશે; અને તે છતાં તમારે જાણવું જોઇએ, કે એ દરેક ધર્મનું તત્ત્વ એ સત્યમાં નહિં પણ ઇશ્વર તરફની વૃત્તિમાં રહેલું છે. સર્વસામાન્ય ધર્મ ! જો કોઇ પણ મનુષ્યમાં સર્વસામાન્ય ધર્મ કરવાની શક્તિ હોઇ શકે, તો ખાતરીથી માનજો, કે એ પુસ્તકો લખનારા અને બધા ધર્મોને સરખાવી તેમનું મૂળ શોધનારા ( ખોદનારા ? ) દાંભિક પંડિતોમાં તો નહિં જ. સર્વસામાન્ય ધર્મ કરવાને માટે તો બુદ્ધ અને મહમદના કરતાં પણ કોઇ વધારે સમર્થ અને દેવાંશી ધર્મવીર પૃથ્વી પર પ્રગટ થવો જોઇએ. ધર્મ દલીલોથી થતો નથી, પણ દર્શનથી થાય છે; સ્વેચ્છાથી ગ્રહણ થતો નથી, પણ ધર્મમૂર્તિ દૃષ્ટિ આગળ હોય, તેના પ્રભાવથી જ દ્રષ્ટાઓના અંતઃકરણમાં સંચરે છે. કાન્તે, સર્વસામાન્ય ધર્મ કરવાને ગથનારાઓને હું શું કહું ? મહા પંડિતો મથો નહિં. મંથનથી તમને વિષ માત્ર મળશે. અમૃત મળવાનું નથી. "

૩૨

રા. રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકઃ

# કવિ ન્હાનાલાલનું 'રાજર્ષિ ભરત'

સૌન્દર્યપૂજક સ્વ. કાન્તના સાક્ષર મિત્રો–રા. બળવંતરાય ઠાકોર, કવિ ન્હાનાલાલ, રા. રમણભાઇ વગેરે–સાથેના બુદ્ધિવિલાસ તથા રસસ્મરણો, આશા છે કે કોઇ વાર તે મિત્ર-મંડળ લખશે; અને એ વિવિધ રંગે રંગેલાં લલિત સ્મરણોની પરંપરાથી ગુજરાતને અજવાળશે. આપણે ત્યાં એ પ્રકારના સાહિત્યની ખોટ ભારે જણાય છે. કવિ ન્હાનાલાલે ઘણો સમય સ્વ. કાન્તના ઉર સરોવરમાં કલ્લોલ કરતાં ગાળ્યો છે. એક ભાવનાપ્રધાન અને બીજા ભાવપ્રધાન! કોણે કોને શું શું લીધું–દીધું તે જગત ક્યારે જાણશે? આમ બન્નેનો પુણ્યયોગ સુંદર હોઇ, આ પ્રસંગે કવિવર ન્હાનાલાલના સહસ્ત્રદળે વિકસતા કીર્તિકમળની એક સુંદર પાંખડીનું રસદર્શન પ્રીતિભાવે કરીશું તથા તેની ઉરસુવાસ અભિનંદિશું તો અયોગ્ય નથી. આ લઘુ લેખનો હેતુ નથી 'અહો!' બુદ્ધિથી કેવળ સૌન્દર્યનાં યશોગાન ગાવાનો, કે નથી નિરંતર 'કલંકદૃષ્ટિ'થી દોષોનું હોંસપૂર્વક શોધન કરવાનો. હું તો ઘણીવાર ઇચ્છું છું કે આપણા યુવાન વિવેચકો ઘણા પ્રેમભાવથી ને કંઇક પૂજ્યભાવથી સાક્ષરોના યશઃશરીરનું દર્શન કરે, તેને સૂક્ષ્મ બુદ્ધિયુક્ત શિષ્યભાવથી સમજે તથા તેનાં ઉચ્ચ તેજસ્વી તત્ત્વો પૂરાં પારખી લઇ, એ યશઃશરીરના ઉન્નત આત્મા સાથે, એક જાતની સાયુજ્ય સમાધિ અનુભવે. આથી કોઇપણ સારા લેખકનો મુખ્ય આશય, જીવનભરનાં સિદ્ધાંતો, આદર્શો ને નિયમોનો સંગીન અભ્યાસ આવશ્યક છે.

કવિ ન્હાનાલાલને યુવાવસ્થાથી જ શેકસપિયર માટે અતિશય માન કે પ્રેમ છે જ નહિ. પોતે માને છે ને કહે છે કે–એ પ્રતિભાસંપન્ન કવિયે માનવજાતિનું જીવન્ત પ્રતિબિંબ અદ્ભુત સુંદર–રીતે આલેખ્યું એ સત્ય. પરંતુ યથાસ્થિત વર્ણનમાં કશી મહત્તા નથી. જે કવિરાજે ચિરંજીવી ગગનચુંબી ભાવનાઓ જગત કને રજુ ના કરી, કલ્પનાત્મક સ્વર્ગીય વાતાવરણમાં જગતને ધીરે ધીરે ઉંચે ચઢતાં ના શીખવ્યું, અથવા જેણે કુદરતની સંપૂર્ણ સુંદર લીલાના નિરૂપણથી જગતને શાંતિ ને ઔદાર્યના પાઠ ના શીખવ્યા તે કવિ શ્રેષ્ઠ કવિ શી રીતે કહેવાય? માનવભાવોની યુગયુગની કરુણ કથનીમાં કે હાસ્યરસના અમિત ફુવારામાં શું સર્વોત્તમ કવિત્વ વસેલું હશે? એકાદ મિરેન્ડા સરજી કે એકાદ પ્રટલિની સુંદર પૂર્ણિમામાં તારા–ગ્રહોનું સનાતન સંગીત સૂણવા પ્રયત્ન કર્યો–એમાં શું કલાની પૂર્ણતા હશે? × × એટલે, કવિ ન્હાનાલાલનો પ્રિય કવિ લોકવંદ્ય શેકસપિયર નથી પણ ભાવનાશાળી સુમધુર શેલિ છે.

આ પ્રશ્નોનો મહાપ્રશ્ન એવો તો ગહન છે કે સમર્થ વિવેચકો કે તત્ત્વશોધકો પણ તેના પાર ના પામી શકે. શેકસપિયરની પ્રશંસાનું પુરાણ એટલું તો વિસ્તારવાળું છે–એના પક્ષમાં કહેવાનું એટલું બધું છે–કે તેનો સાર પણ અહિં કહ્યો જાય તેવો નથી. ઉગ્ર ચર્ચામાં ઉતરવા કરતાં, આવા મંથનમાંથી શું નવનીત તારવી શકાય તે વિચારિયેઃ કવિ ન્હાનાલાલ પોતે પ્રકૃતિથી જ ભાવનાપ્રધાન છે; પોતાનાં કાવ્યો ને નાટકોમાં જગત આગળ આદર્શો ખડા કરવા,

ભૂલેલા જગતને ઉન્નતિના સુંદર પંથ, શૈલિ તથા ભાષાના ચમત્કાર દાખવવા તેઓ પ્રયાસ કરે છે. કવિતાનાં આદર્શો ને આલેખનની વિધિયોમાં એમના માર્ગ તદ્દન નિગનિરાળા છે. તો પોતે કેવું અદ્ભુત વાતાવરણ ઉત્પન્ન કરે છે, કેવાં કલ્પનાનાં પૂર વહેવડાવે છે તથા કેવી કલા વિસ્તારે છે તેનું આપણે પ્રીતિભાવથી ચિત્ર આલેખિયે.

કવિ ન્હાનાલાલના સંગીતકલ્પ નાટકો, Lyrical Dramas સામાન્ય રંગભૂમિ માટેનાં દશ્ય નાટકો નથી; પણ શ્રાવ્ય જ છે અથવા કલ્પનાપ્રભાવની ઉચ્ચ દૃષ્ટિથી જ દશ્ય છે. આ નાટકોમાં પાત્રાલેખન, વસ્તુવિકાસ, કાર્યપ્રવાહ વગેરે પણ મુખ્ય નથી. રા. કવિ 'નંદનવનના પ્રાસાદોની ટોચથી' મદયુક્ત મધુર કેકાથી જગતને નિયંત્રે છે. પોતે આપણને કલ્પનાત્મક મોહક વાતાવરણ (Romantic Atmosphere)માંથી હિમાલય સમા ઉન્નત પર્વતની ટોચપરના નંદનવનમાં લઇ જાય છે. એ પુણ્યભૂમિમાં ગગનચુંબી વિકટ ભાવનાઓ સાથે લલિત માનવભાવોનાં ઉજમાળાં માનસરોવરો પણ છે; ત્યાં સંગીતકલ્પ કાવ્યોની મધુરી મોગરાની વેલો છે જેની સુવાસથી બધું વાતાવરણ સુગંધી ને સુરમ્ય બને છે. પદે પદે કાવ્યમયતા તથા અપૂર્વતા છે. એ સ્વર્ગીય ભૂમિમાં, દેવો, બ્રહ્મર્ષિઓ, ગન્ધર્વો, ગન્ધર્વકન્યાઓ ને અપ્સરાઓ વિહાર કરવા ઉતરે છે. ત્યાં કુદરતનાં સર્વ કલ્પી શકાય તે સૌન્દર્યો ફૂલ્યાં ને ફાલ્યાં છે; ને સમગ્ર વાતાવરણમાં જાદુઇ મોહનીની કશી જ મણા નથી. ત્યાંનાં ગિરિવાસીઓ પણ યશપંખાળાં ને સુમહોજ્જ્વલ છે. આ નંદનવનમાં 'અમિત ભાર્ગવના ફુવારા' નિરંતર સૌન્દર્ય ને પ્રકાશ સિંચે છે. લાડને કોડનો સાગર મોતીની છોળે ઉછળે છે.

આવા સ્વર્ગીય ઉદ્યાનમાં કશું જ તીવ્ર દર્દ કે દુઃખ નથી; ઉંડાં માનવદર્દોને અવકાશ જ નથી; જીવનના મહા પ્રશ્નો છેડાતા જ નથી; છતાં હૃદયનું શોધન કરે તેવા પ્રસંગો ઉપસ્થિત થયા વિના રહેતા નથી. ક્વચિત્ દસ્યુઓ–દાનવો–વામમાર્ગીઓ જગતનાં સૌન્દર્યો લૂટવા કે ભ્રષ્ટ કરવા ઉતરે છે; પણ દેવો–આર્યો–વીરપુરુષોના પ્રભાવથી જગત પુણ્યશાળી અને સુખી બને છે. એટલું જ નહિ, પણ યોગીઓ, બ્રહ્મચારીઓ, વ્રતધારીઓના પ્રભાવથી સૃષ્ટિ નિત્ય નવો બોધ પામી આગળ ધપે છે. રા. કવિની કલાની સફળતાનો એક અંશ એ પણ છે કે સૃષ્ટિનાં અનિષ્ટ સત્ત્વોને તેઓ એવી રીતે આલેખે છે કે આપણને તેમને માટે તિરસ્કાર થાય. આથી એમની કલાનું નૈતિક બળ જામે છે, ને વાતાવરણ સંસ્કાર પામે છે.

આવા 'રમવા સરખા' નંદનવનમાં વસતી સૌન્દર્યમૂર્તિઓ વીરો ને વીરાંગનાઓ એ અમરવાડીના પારિજાતકના ફુલહિન્ડોળે ઝૂલ્યાં જ કરે છે. ત્યાં વીરત્વની અવધિ છે, સૌન્દર્યની પરિસીમા છે ને રસરમણાની પરાકાષ્ઠા છેઃ ત્યાં કાન્તિકુમારી, જયા, વસુન્ધરા ને શેવતી સમી ઉજ્જ્વળ ભાવનાશાળી સૌન્દર્યદેવીઓ પીયૂષનું હાસ્ય હસી રસઅંગુલિથી અધિકારી મંડળને પોતાની સમક્ષ પ્રેમથી નિયંત્રે છે આ મનહર દૈવિ ભૂમિમાં નિત્ય નિત્ય નવલાં રસસૌન્દર્ય વિલસે છે. પણ આ કવિની અલૌકિક કલાનો ભોક્તા કોણ! રાજકવિ કલાપી કહે છે તેમ–
'કલા છે ભોજ્ય મીઠી ને ભોક્તા વિણ કલા નહીં.'

કદાચ એ કલાના ભોગી વિરલા હોય; પરંતુ અધિકારી મંડળની સંખ્યા માટે સંદેશવાહી આત્માઓ કે મસ્ત કવિઓ ભાગ્યે જ દરકાર કરે છે. કોકિલકંઠી પક્ષીઓ જ્યારે મનહર ગીત ગાય છે ત્યારે શ્રોતાનો વિચાર ભાગ્યે જ

કરે છે. ઉપરાંત, કેટલાક સમર્થ કવિઓ એમ પણ માને છે કે ઘણું નાનું, પણ સર્વથા યોગ્ય, અધિકારીમંડળ મર્મવાળો રસટહુકો ઝીલે તો પોતાની કલાની સફલતા! કેટલાક ભરત કવિઓ સૃષ્ટિનાં સૌન્દર્યોને પુષ્પહિન્ડોળે રમવાનું લાડિલું રમ્ય સ્થાન સર્જી પોતાના આત્માને કૃતકૃત્ય માને છે! પૂર્ણ આધકારી હોય તો એ નંદનવનનાં સૌન્દર્યોનો સંપૂર્ણ ઉપભોગ કરે; નહિ તો, કલાપૂજક તરિકે આત્મવિકાસ સાધી ક્રમે ક્રમે અધિકાર કેળવવો રહ્યો. રા. કવિના ઉન્નત કાવ્યોદ્યાનમાં પ્રવેશ કરવાને, કેટલીક રીતે, હાલના સ્નાતકો ( graduates ) યોગ્ય ઠરે છે. કવિ દલપતરામ સમજવા જેટલા સહેલા છે તેટલા જ રા. ગોવર્ધનરામ કે રા. ન્હાનાલાલ મુસ્કેલ છે. એમના ઉરના અંતર ભાગમાં પ્રવેશ કરવા માટે કશી લાગવગ કે શ્રીમંતાઈ કે પદવી કામમાં આવતી નથી. અમુક જાતની ઉચ્ચ કેળવણી પછી આત્માનાં રસિકત્વ, સંસ્કાર, તથા કલ્પનાબલના વિકાસની આવશ્યક્તા રહે છે.

આવા અપૂર્વ સુંદર વાતાવરણમાં ગન્ધર્વકુમારો તથા અપ્સરાઓને રમવા સારૂ વિલક્ષણ પ્રકારનાં સુંદર રમકડાં ( કાવ્યો ) કવિ પોતાની પ્રતિભાશક્તિથી સરજે છે. સાથે સાથે, ભવ્ય શિલ્પકલાના પ્રભાવથી ચાર સુંદર જીવનમૂર્તિઓ ( નાટકો ) પણ સરજે છેઃ એ ચારે રસ ને ભાવનાની મૂર્તિઓનાં સૌન્દર્ય તથા ઉજમાળા પ્રકાશ સર્વ રસિકોનાં ચિત્ત હરી લે છે. આ ચાર નાટકોમાં '**રાજર્ષિ ભરત**' એક જ ઐતિહાસિક નાટક કહી શકાય; ઇતિહાસ એટલો પ્રાચીન છે કે પૌરાણિક કે દંતકથા પણ તેને માની શકાય. છતાં, ભારતના પિતા ભરતદેવને શ્રદ્ધાળુ લોકો જરૂર ઐતિહાસિક માને. રા. કવિને આ નાટકની વસ્તુ બહુ અનુકૂળ છેઃ તેમાં કાલિદાસના કલ્પનારંગે રંગેલી રાજમાતા **શકુન્તલા** તથા મહર્ષિ કણ્વમુનિ પુણ્યપ્રભાવથી પ્રકાશે છે. રાજર્ષિ **ભરત** એ અપ્રતિમ ધર્મરાજા, શુદ્ધ આર્યત્વના મુકુટરાજ સમા, કીર્તિપ્રભાથી, પ્રેમયોગથી અંતિમ વિકાસ પામે છે; **અવન્તીનાથ**ની સર્વાંગ સુંદર પુત્રી, કવિના સર્વ કલ્પનાવિભવથી લાડિલી કલાના અવતાર સમી **વસુન્ધરા** 'જીવનનો વિકાસ પ્રેમ' સંપૂર્ણભાવથી પામે છે. **ભરતદેવ** નાયક તથા **અવન્તીનાથ** પ્રતિનાયક બન્ને આદર્શપાત્રો એવાં છે કે આપણને થાય કે વૈરભાવ હોય તો આવો નિર્મળ હજો! યુદ્ધ થાઓ તો આવાં ધર્મયુદ્ધો મંડાજો! અને **ભરતદેવ અવન્તીનાથ**ને ત્યાં પધાર્યા તે પણ પુણ્યયોગ જ ઠર્યો!—

> 'શ્રીકૃષ્ણ ઘર નંદકે આયે
> સિતારા (ઉતારા) હો તો એસા હો !'

રા. કવિ પોતાનાં સંગીતકલ્પ નાટકોમાં આવાં આદર્શો સાથે, સ્થળે સ્થળે અપૂર્વતા ( supernatural )ના ચમત્કાર દેખાડે છે; તથા વિવિધરીતે કલ્પનાનાં ગગનગામી ઉડ્ડયનોમાં દુનિયામાં વ્યાવહારિક સત્યો સાથેનો સંબંધ ત્યાજ્ય ગણે છે. કવિવર શેલિના ચંડોળ પક્ષીની માફક તેઓ સંસારનાં બંધનોથી એટલે ઊંચે આત્મપ્રકાશમાં વિહાર કરે છે કે આપણને લાગે કે શેલિની માફક પોતે પણ ભાવના તથા કલ્પનાનાં શિખરો ઉપરથી મદશોર કરી, પોતાની રીતે 'આહલેક' પુકારી, જગતના ઉન્નત આત્માઓને સ્વાતંત્ર્ય, ઉદારતા ને આર્યત્વના પાઠ પઢાવવા, એ જ એમનું જીવનવ્રત છે. ઉપરાંત, રા. કવિની વિશિષ્ટતા એ છે કે લલિત ભાવોનો જમાવ એવો સુમનોહર કરે છે કે રસનિષ્પત્તિ પદે પદે સુંદર સધાય છે. આ લલિત ભાવોનો વિકાસ કવિ કેવા વાતાવરણમાં સાધે છે તે આપણે જોઇ ગયા; અને એવા વાતાવરણના સર્જનમાં કુદરતનો અનહદ પ્રેમ કોનાથી અજાણ્યો

હશે! રા. કવિ જે જે ચિત્ર આલેખે છે તેમાં ભાવનાની ઉચ્ચતા, ભાવની કોમલતા, કુદરતની મધુર લીલાનો સમાવેશ થયા વિના નથી રહેતો. ઉપરાંત, આર્યત્વની છાપ પ્રત્યેક સ્થળે વ્યક્ત થાય છે. તેમાં પણ ગુજરાતનું ગૌરવ અનેક રીતે એવું તો સચોટ સિદ્ધ બને છે કે કવિનું ગુજરાતીત્વ આપણને માન ને પ્રેમથી ભરી દે છે. પણ આ ગુજરાતી તરિકેનું ધોગ્ય અભિમાન વિશાલ ને સુદૃઢ દેશપ્રેમનું ને આર્યત્વનું એક ઉપયોગી અંગ છે. આપણા આર્યત્વનો ઇતિહાસ એવો સર્જનજૂનો ને સુમહોજ્જ્વલ છે, આપણા દેશનાં નર ને નારીરત્નોનો કીર્તિચન્દ્ર એવો તો અદ્યાપિ ઝળહળે છે કે–

'કહો એ મ્હોરાંનો મગરૂબ રહે દેશ નવ કાં ?'

આપણે વિચારી ગયા કે આવા ભાવનાપ્રધાન ઐતિહાસિક કે પૌરાણિક નાટકમાં વસ્તુના ક્રમશઃ વિકાસ તરફ કે સચોટ પાત્રનિરૂપણ તરફ કે આલેખનની પ્રચલિત રીતિ તરફ આપણે મુખ્યાંશે દૃષ્ટિ રાખવાની નથી; અને કલ્પનાત્મક, ભાવનાશાલી ને સંગીતકલ્પ વાતાવરણ આપણું મન પ્રથમ હરી લે છે. આ સત્ય પારખ્યા પછી, વિવિધ દૃષ્ટિબિંદુથી, સૂચનાત્મક, પ્રસ્તુત નાટકનો વિકાસ તપાસીએ તો વિશેષ પ્રકાશ પડશેઃ—

'ભરતવંશની મહાકથાનું આ ગીત' જેમાં 'ઇતિહાસ આલેખેલો છે' તેનું વસ્તુસૂચન પૂર્વ રંગમાં કરી, રા. કવિ, પ્રથમ અંકમાં, પુરનગરીનાં મેઘપડછન્દ મહેલના વિશાલ ચોકમાં, ભરતદેવની ચતુરંગ સેનાનાં દર્શન કરાવતો પડદો ઉપાડે છે. સુભટપતિ મંત્રીશ્વરને કહે છે કે–અશ્વમેધની સફળતા માટે 'ત્રણ દેશ વણજીત્યા છે હજીઃ સિન્ધુદેશ, મધ્યદેશ ને ગંગાદ્વાર.' ત્યાં તો સજ્જ થયેલા ભરતદેવ પધારી પોતાની ધર્મભાવના વ્યક્ત કરે છે; '..નૃપાલ ને ભૂપાલ થવા કાજે (નૃપતિ ને ભૂપતિ નહિ) સાર્વભૌમત્વ મહાધર્મ વાંછું છું;' તથા આજ્ઞા કરે છે કે: 'અબ્રહ્મણ્યત્વ ને અનાર્યત્વ હોય, સુભટપતિ, ત્યાં ત્યાં જઈ જીતજો...' બીજા પ્રવેશમાં અપ્રતિમ નાયિકાનું રસદર્શન છે. કાવ્યની મસ્તી ને યૌવનનાં પૂરનો અજબ ઉછાળો છે. ગન્ધવતીના વિશાલ સરિત્‌કુંડમાં, મનોહર સાયંકાળે, પુષ્પનાં આભૂષણ ને બાણચાપથી સજ્જ અવન્તીરાજકુમારી, રૂપરસ યૌવનના ત્રિવેણીસંગમમાં મસ્ત બનેલી, વસુન્ધરા, સુમધુર ચન્દ્રિકા તથા બટકબોલી માલતી (શી નામની પસંદગી!) લલિત વાક્‌યુદ્ધ (Repartee) કેવાં સુંદર આદરે છે! 'મોડું તો થયું છે, તારા જીવનમાં ને અત્યારેય તે.' પરંતુ, નાયિકાનાં બુદ્ધિતેજ સહુ સખીમંડળને ડગલે ને પગલે મ્હાત કરે છે. સરોવરના મીઠલડાં જળમાં મીઠી રમતો રમાય છેઃ વસુન્ધરા કમળો ઉઘાડીને પૂરાયલા ભમરાને ઉડાડી મૂકે છે. ભરતદેવ–જે ક્ષિપ્રાના તટ ઉપર પોતાની સેના સાથે પધાર્યા છે, તે–સાથે નાયિકાને પ્રથમથી ઉરની લગની લાગી છે: ત્યાં તો જળક્રીડામાં રસમસ્ત વસુન્ધરા ને વિમાનમાં રસચકિત ભરતદેવની મળી દૃષ્ટોદૃષ્ટ ! એ પ્રથમ રસદૃષ્ટિમાં કવિએ કેવું અમૃત ને સાથે વિવશતા ભર્યા છે! 'વસુન્ધરાએ લજ્જાની ઝીણી છાયાઓઢણી ઓઢી.'

ભરતદેવમાં એવું તે શું દીઠું કે સોળે કળાયલ લગ્નભાવ વિકસી શક્યો ? રા. કવિ 'જયા જયન્ત'માં. 'ઇન્દુકુમાર'માં, આર્યલગ્નભાવના ઉપર રસમીમાંસા બહુ જ સુંદર રીતે લખે છે. લગ્ન–આદર્શોના એ રસિક શાસ્ત્રીય ભાષ્યકાર છે. 'લગ્ન એ પ્રાણવિકાસનું વ્રત છે' એમ પોતે માને છે એટલું જ નહિ. પણ એ ઉચ્ચતમ આર્યભાવના તેમની કલાના પ્રાણરૂપ મને ઘણી રીતે લાગે છે....સખીમંડળ પ્રશ્નપરંપરા પૂછે છે. પ્રેમનું કારણ શું? રૂપાળા, ગુણાળા

યુશસ્વી છે; એટલું જ નહિ, પણ ' ભરતદેવ એક પ્રેમના ઘડયા છે. ' આ પ્રસંગે, એક ગીત બહુ સુંદર છે:

' સહિયર! ઝીલજો રે
સલૂણાં જીવનનાં સ્વપ્નાં '–

આમ ભ્રમરો સાથે વસુન્ધરા કટુમિષ્ટ રમતોની રંગી બને છે, ત્યાં અનાર્યમંડળ દસ્યુઓ સાથે અઘોરનાથ ગંગાદ્વારના નરમેધમાં આ ' પદ્મણી'ના હોમ માટે તેનું હરણ કરવા આવે છે; પરંતુ વીરાંગનાની દૃષ્ટિમાં કોટિ ભાનુ છે, તેના ચાપબળમાં જાદૂ એવો છે કે બધા ભાગી છૂટે છે.

ત્રીજા પ્રવેશમાં, યુદ્ધસભા ને વ્યૂહરચના છે: આમાં પણ કવિના ઉચ્ચ આદર્શો તથા ભાવનાઓ પદે પદે છે; અને એવા કલ્પનાત્મક વાતાવરણમાં જેવું યથાસ્થિત વર્ણન ધારીએ તેવું છે. સામગાતા અને ઋષિબાળકો ભરતભૂમિની ગુણગાથા ગાય છે. ચોથા પ્રવેશમાં, માલિનીતીરના તપોવનમાં, ' એકવેણીબદ્ધ, વલ્કલધારિણી, શાંતિની મૂર્તિ સમી, તપસ્વિની શકુન્તલા, કુંજઘટામાંથી પધારી, ' યૌવનનાં રસસ્મરણોની કલા વિસ્તારે છેઃ એ એકાકિનીના ઉદ્ગાર આપણા હૃદયનાં ઉંડાણોને સ્પર્શ કર્યા વિના નથી રહેતાઃ–

અરે રે લાંબા આયુષ્ય એટલે શું
સ્નેહસૂનાં જીવન! × ×
સંસારની પંખિણીઓ સરિખડી
સખીઓ એ ઉડી ગઇ.
પ્રેમનો કલાધર મોરલો,
સંસારવનમાં નાચી–નચાવી,
કલાઓ કરી આથમ્યો.
જીવનમાં વિધવિધરંગી પુષ્પો ખીલ્યાં,
કરમાયાં ને ખરી પડ્યાં. × ×
તપ જ તપવાનાં છે ત્રણે વયમાં.
તપોવનમાં ઉછરેલાંને બીજું શું હોય?

ઉચ્ચતમ કવિઓ અદ્‌ભુત, સૂચક, જીવનના કરુણ મંત્રો ઉચ્ચારે છે તેવી મને આ મર્મસ્પર્શી પંક્તિઓ લાગે છે. સારસ વિનાની સારસી તપોવનમાં ઝૂરે છે ને પોતાના ભરતદેવ કાજે જીવે છેઃ રાજ્યમાતા શકુન્તલાને ય શું શું થતું હશે!—ઉરના એકાંત કેવા ભડકે બળે છે!—

" સ્મરણો! મા સતાવો, હું બ્હાવરી"–એ ગીતમાં અલંકાર પરંપરા સાથે સૂચનો મર્મસ્પર્શી ને મધુર છે.

માતા, પુત્ર ને કણ્વમુનિનું ત્યાં મિલન થાય છે. માતાના ઉરના કોડ સુજ્ઞ પુત્ર કળી જાય છે; પણ–

' માતા! મ્હારું વ્રત છે, દિગ્વિજય પહેલાં ના પરણવું. '

કણ્વમુનિ જેવા તપોધનને પણ ક્ષણભર સ્વાભાવિક અકથ્ય માનવભાવ પ્રકટે છે. પુરાણા સંસ્કાર જાગે છે–' **सेयं याति शकुन्तला पतिगृहं, सर्वैरनुज्ञायताम् ।** '

**બીજા અંક**નો પડદો વિંધ્યાટવિના મહાવનને તીર ચન્દ્રાનન સરોવરનાં ઉપવનમાં, ગૌરી–ઉત્સવના જાગરણની પાછલી રાત્રે ઉઘડે છે. વસુન્ધરા સખીમંડળ સાથે સંતાકુકડી રમે છે. નાયિકા દાવમાં એકલી પડતાં હૃદયદેશે પોતાના પ્રિયતમને શોધે છે; સખીઓ આવી ખૂબ ગમ્મત કરે છે ને મોગરાની કળિઓનો માર વસુન્ધરાને મારે છે. એ પુષ્પધન્વાના ગલિપચિ કરતા પ્રહારમાંથી હસતી હસતી, હસ્તાંજલિમાં મુખચન્દ્રને બચાવતી નાયિકા મર્મવાક્ય શું કહે છે!–

"કોઇ યે જાગ્યું છે કદી જીવનનાં સ્વપ્નાંઓમાંથી,
કે મ્હને જ જગાડશો એકને ? "

સખીઓ મ્હાત થઈ. ત્યારબાદ સખીમંડળ રાસ રચે છે; તેવામાં સરોવરમાં જળક્રીડા કરવા પ્રાતઃકાળમાં હાથી–હાથિણીઓનાં જૂથ આવે છે. ભરતદેવના સુભટો હાથીઓના શિકાર (પકડવાના)

માટે ત્યાં આવે છે. વસુન્ધરા ક્રોધે ભરાય છે, ત્યાં ભરતદેવ એકાએક પ્રત્યક્ષ થાય છે; અને વિચિત્ર સંયોગોમાં મધુર મિલન થાય છે. રાજેશ્વર પ્રેમ ને નમ્રતાથી કહે છેઃ સૌન્દર્યના ને જળક્રીડાના ઉપવનોમાં અણુતેડયા અતિથિ છીએ આપણે." સાક્ષાત્ પૂર્ણ દર્શન થતાં 'આશ્ચર્યચકિત દર્શન-મુગ્ધ, વાચાબદ્ધ જેવી વસુન્ધરા ચમકે છે.' સામ્રાજ્ઞીપદને શોભે તેવાં સૌન્દર્ય તથા વીરત્વ નિહાળતાં ભરતદેવના હૃદયસાગરમાં અપૂર્વ ભરતી આવે છે, પણ પોતાનાં જીવનવ્રતનું સ્મરણ કરી સંયમરશ્મીઓ ખેંચે છે, ને વિદાય થાય છે. થોડી વારે મુગ્ધાની પ્રેમ સમાધિમાંથી જાગી નાયિકા સખીઓને પૂછે છેઃ "ગયા ?" સખીમંડળ 'દિલના પીંજરમાં પૂરાણી પ્રેમની પંખિણી' નું ગીત ગાય છે; ને ચન્દ્રિકા ઘણુંજ સુંદર પ્રેમરહસ્ય તારવે છે, "આવ્યા ત્યારે ઉચ્ચરી યે નહીં, ને ગયા ત્યારે દિશાઓ શોધશો હવે "– આવી નાયિકાની પ્રેમપરવશ નિઃશસ્ત્ર સ્થિતિમાં દસ્યુઓ ફરીથી આવી એ પદ્મિનીનું હરણ કરી જાય છે.

બીજા પ્રવેશમાં વ્યાઘ્રામ્બરધારીના વેશ ભજવાય છે. ત્રીજા પ્રવેશમાં અમરકંટકના આદર્શ યોગીરાજ કલ્પ્યા છે. વાઘ ને વાઘણ બે બાજુ છે ને વૃદ્ધાવસ્થામાં પણ એવો યૌવનનો તેજઅંબાર કે ચક્રવર્તીનાં રત્નો પણ ઝંખવાય છે. શિષ્યભાવે આદેશ માટે ભરતદેવ ત્યાં આવે છે. ગોત્રસમાસનો જીવનમંત્ર ગુરુજી રાજરાજેન્દ્રને આપે છે; અને લોકકલ્યાણનું જીવનલક્ષ્ય નિરંતર રાખવા પ્રબોધે છે. આ પ્રસંગે, જીવાટવિના માર્ગો માટે, વાત્સલ્યયુક્ત સુંદર શીખામણ આપે છે.

> જગતની ભૂલભૂલામણીમાં
> રખે ! બાપુ ભૂલો પડતો;
> જજે શર શો, જીવન પન્થે સીધો,
> ઇતિહાસને ઘડતો.
> નદીનું આ વહે ઝરણું,
> કિરણુ ઉતરે પ્રભાવરણું;
> સજન ! એ ભાગ્યનું ભરણું,
> અમૃતનો ઓઘ જો વ્હડતો.
> જગત્ સુણ ! જો ! પુકારે છે,
> શું આવે કો ? ઉગારે છે ?
> કરજ એ આર્ય ! ત્હારે છે,
> યુગોયુગને ઉરે ઉડતો.
> વરસ એ મેહુલે ત્હારે,
> ભીંજવ જગને સુધાધારેઃ
> જુવે તુજ વાટ ભવઆરે,
> ભૂખ્યાંતરસ્યાંના આત્મન્ તો."

પ્રબુદ્ધ રાજર્ષિ માટે સનાતન સુંદર રહસ્યોથી ભરેલા આ મનોહર ગીતમાં સૌન્દર્યના ચમકારા કોને નહિ જણાય? ચોથા પ્રવેશમાં રંગ-અખાડાનું દૃશ્ય છે. પુરાણી છતાંય નવલી રાજ-રમતો બન્ને પક્ષના યોધરાજો રમે છે. વીરો એક એકથી સવાયા છે.

પાંચમા પ્રવેશમાં ગંગાદ્વારના અદ્ભુત કુદરતના સૌન્દર્યમાં માનવ ક્રૂરતા ને દસ્યુના દાવાનળ છે; ત્યાં ભરતદેવ આવી ગંગાદ્વાર જીતી વસુન્ધરાનો ઉદ્ધાર કરે છેઃ પ્રેમીઓનો પ્રેમ સુદૃઢ દેવપ્રેમ બને છે. દેવાંગનાઓ સર્વ રીતે અંતરીક્ષથી મદદ કરી નીચલું લલિત, આર્ય ભાવોથી રસાર્દ્ર ગીત પડદો પડતાં ગાય છેઃ–

> પ્રીછજો એ પ્રેમને, હો પૌરવકુલ મોર !
> આપ ચન્દ્રદેવ, એ ચતુરા છે કે ચોર.
>
> × × ×
>
> આડું જૂવે, પાછું જૂવે, સંકોરે સાળુકોર;
> અણબોલી ઉડન્તી કરે આંખડલી મદશોરઃ
> પ્રીછજો એ પ્રેમને, હો પૌરવકુલ મોર !

**ત્રીજા ને છેલ્લા અંકમાં.** મહાકાલેશ્વરની સાયંઆરતી સમયે પડદો ઉપડે છે. આ પુણ્યમંદિરમાં યોધરાજો એકત્ર થયા છે, તે પ્રસંગે અવન્તીનાથ મુક્તકંઠે આદર્શ અરિ, પૂજ્ય ભરતદેવની

પ્રશંસા કરે છે. બીજા પ્રવેશમાં, બ્રહ્મવર્તમાં બ્રહ્મસભા મળેલી દેખાય છે. ઋષિકુમારો ઉપનિષદ્‌નાં ગાન ગાય છે, આચાર્યપદે કણ્વમુનિ તથા રાજમાતા શકુન્તલા દૈભય વિરાજે છે; તેઓ આર્યાવર્તની ઉન્નત એકત્ર ભાવનાનો પ્રબોધ સરસ કરે છે: "શાસ્ત્રો એક છે, ધર્મ એક છે, સાહિત્ય એક છે, સંસ્કૃતિ એક છે, ભાવનાઓ એક છે, જીવનવિધાન એક છે:" એ પ્રશ્નો ચર્ચાય છે: 'આર્યત્વનું ધર્માસન ક્યાં સ્થાપવું ? અને વિન્ધ્યાટવિ ઓળંગવી કે નહીં ?' એમના નિરાકરણ પછી બ્રહ્મસભા ભરતદેવને 'રાજર્ષિ'નું મહાબિરદ અર્પવાનો નિશ્ચય કરે છે. ત્રીજા પ્રવેશમાં, ઉજ્જયિનીનો નગરચોક શણગારવાની તૈયારીઓ રમઝટ ચાલી રહી છે; ત્યાં દેવાંગનાઓ પણ ઉતરે છે. વસુન્ધરાનું પ્રીતિપાલન કરનારી દેવાંગના એને જીવનનો મોંઘો યંત્ર પઢાવે છે એ આખો પ્રસંગ જીવનરહસ્યો ને ઉચ્ચ ભાવનાથી ઓતપ્રોત છે:–

"વસુન્ધરે ! શકુન્તલાના મનોરથો અનુસાર
દેવભોમનાં દેવજીવન તને દાખવ્યાં.
રસિકાઓની રસવિશુદ્ધિ, જીવનના ઉલ્લાસ ને આનંદ,
કલાધરોના કલાવિધાનની પવિત્રતા,
ધર્મના વિધિવિધાન, સરસ્વતી ઉપાસના;
ઉદારતાની ભવ્યતા, બલિદાનનું વીરત્વ:
કુલહિત, દેશહિત, લોકહિત,
સેવાના ગહન–ઘેરા રાજમાર્ગ;
દેવોનાં દેવત્વનાં મૂલતત્વો
નયણે નિરખ્યાં, આયુષ્યમાં ઉતારજે;
દિલને દાખવ્યાં, સંસારમાં વિસ્તારજે."

આ પ્રમાણે, 'રસયોગીની' થવાનો વસુન્ધરાને જીવનઆદેશ છે. આ જ પ્રસંગે આર્યસ્ત્રીત્વની પ્રશંસાનું દેવાંગનાઓનું ગીત ઘણું જ, સુંદર છે: 'અયિ ! ગુણિયલ કુલરસિકાકેરાં અમ ભારતરત્નો !' એ નગરચોકમાં જ મસ્ત ગાંડો હાથી તોફાન મચાવે છે તેનું ચિત્ર તાદશ છે. અંતે ભરતદેવ એ જયલંકાને વશ કરી શકે છે. ચોથા ને છેલ્લા પ્રવેશમાં, અવન્તીનો સ્વયંવરમંડપ કવિની કલ્પનાના અદ્‌ભુત સુંદર રંગે રંગાયલો છે. નાયિકાની બધા રાહ જૂવે છે; ત્યાં પ્રફુલ્લેલી નંદનવેલીઓ સમી દેવાંગનાઓની વચ્ચે ફૂલ હિન્ડોળા સમી વસુન્ધરા ડોલતી હોય છે; અને દૈવી ગીત ગવાય છે:

"સંકોરી આભ કેરી ઝાલરો
સુન્દરી ઉતરે સંસારમાં:"

અંતમાં, રાજર્ષિ ભરત સ્વયંસ્વરૂપમાં પ્રકટ થાય છે કે તરત જ વસુન્ધરા પોતાનું સર્વસ્વ વરમાળા સાથે સમર્પે છે: "મ્હારે યે હૃદયસિંહાસને, હૃદયનાથ ! અખંડ એમ વિરાજી રહેજો..." પડદો છેલ્લો પડતાં, આર્યસેના–"હો ! આર્યોના આર્યત્વનો ઝુંડો !" એ આર્યભાવવાના સનાનત વિજયનું, તે વિશ્વભાવનાથી ઓતપ્રોત એવું મહાગીત ગાઇ રહે છે.

× × ×

આ કલ્પનાપ્રધાન ઐતિહાસિક નાટકની સમાલોચના કરતાં, રા. કવિની ગગનચુંબી ભાવનાઓ, કુદરતના વિલાસમાં અનહદ પ્રેમ, તલસ્પર્શી માનવ રહસ્યોનું પ્રસંગે પ્રસંગે સૂચન, અપૂર્વતાના ચમતકાર, પદે પદે ગીતો–રાસોદ્વારા ઝરતા રસ વગેરે તત્ત્વોની આપણે કંઇક ઝાંખી કરી ગયા. જ્યારે કવિની કલ્પનાનાં પૂર રોક્યાં રોકાતાં નથી ત્યારે ઘણાં ભયસ્થાનો રહે છે. કેટલુંક અસ્વાભાવિક, અસબંદ્ધ કે વિચિત્ર પણ ઘણાને લાગ્યા વિના નથી રહેતું. કલ્પનાનાં પૂરને સંયમમાં રાખવાના અનેક માર્ગો છે– વસ્તુ તથા શૈલિ પરત્વે. વાર્તા ઇતિહાસમૂલક હોવાથી, અપૂર્વતાનાં ઉડ્ડયનો હોવાં છતાં, કવિની કલમ ઉપર કેટલોક સંયમ કેળવાયો છે. શૈલિમાં પોતે જો સામાન્ય વૃત્ત કે છંદનાં બંધનો સ્વીકારે તો તેમની કલા કદાચ ઘણી વધારે લોક-

પ્રિય બને ! પરંતુ પોતે સિદ્ધાંતથી પણ અપઘાગદ્યમાં માને છે; ને 'ડોલન' (Rhythm) કાવ્યશૈલિનો આત્મા છે–એમ કહે છે. આ પ્રસંગે વિવાદમાં સમય ખોવા કરતાં, શું સત્ય ફલિત થાય છે તેનો વિચાર આવશ્યક છે. રા. કવિની પ્રતિભાશક્તિ માટે એ મત હોઇ જ ના શકે. પ્રત્યેક પ્રતિભાસંપન્ન કવિ નવા માર્ગો યોજી ભાષા ને સાહિત્યનો નવલ વિકાસ સાધી શકે છે; છતાં એ પણ સત્ય છે કે કવિની પ્રતિભા વિનાના ઘણાના આવા પ્રયાસો કેવળ હાંસીપાત્ર જ નીવડ્યા છે. બીજું, રા. કવિનો આત્મા કલ્પના ને ભાવનાથી ઓતપ્રોત (Romantic) હોવા છતાં, કલાની દૃષ્ટિથી, આલેખનવિધિમાં એક શિષ્ટરીતિ (Classical method) પસંદ કરે છે;–એટલે કે, પોતાનાં કાવ્યો, નાટકોના બાગને, રસમાળીની માફક, સુંદરમાં સુંદર બનાવવાને વર્ષોનાં વર્ષો સુધારાવધારા કરી, પોતાનાં ઉચ્ચ આદર્શોને સંતોષવા, ભગીરથ પ્રયત્નો કરે છે. આથી અપૂર્વતા સાથે શિષ્ટ રીતિનો સંયોગ, શ્રી–સરસ્વતી સમો કે ગંગા–યમુના સમો પવિત્ર ને સુંદર બને છે.

ઉપરાંત, રા. કવિના બધા આદર્શો આર્યત્વની સનાતન સુંદર ઉજ્જવલ ભાવનાઓ ઉપરથી ઘડાયા છે. આપણાં શાસ્ત્રો, ઉપનિષદો તથા ગીતાજીના ભાવો ને ભાવનાઓ, શ્લોકો ને વાક્યો તેમની કૃતિઓમાં આપણને પુરાણી પુણ્યતાનું સ્મરણ કરાવ્યાં જ કરે છે. દેશભક્તિ તેમના અંગેઅંગમાં છે. સર્જન જૂની આર્યભાવનાઓ તથા સંસ્કારો,–લગ્નભાવનામાં, આર્યસ્ત્રીત્વના ભાવમાં કે આર્યત્વના વિજયી કીર્તિધ્વજમાં–આપણામાં શુદ્ધ પ્રીતિ ને માન ઉત્પન્ન કરે છે. સાથે સાથે કાલિદાસ, ભવભૂતિના ઉન્નત સંસ્કારો પણ પ્રસંગે જગાવી, આપણને એ રસસ્મરણોની તાજી પીછાન કરે છે. આલેખનવિધિમાં, ક્ષણે ક્ષણે પલટાતા (Evanescent) ભાવોના નિરૂપણમાં રા. કવિ અર્વાચીન સાહિત્યમાં શેલીની માફક ઘણે ઉંચે સ્થાને વિરાજે છે. શબ્દચમત્કૃતિમાં; સુયોગ્ય શબ્દોની મનોહર ફુલગુંથણીમાં, રા. કવિ કવિશ્રી દયારામ પછી સર્વોત્તમ છે એમ હું માનું છું.

ઉપસંહારમાં, રા. કવિની કવિતા, અવન્તીની હવેલીઓની માફક, 'આભથી વાતો કરે છે;' અને એમની શૈલિ પણ, 'વર્ષા–વૈભવવન્તી વિશાળપટશાળી શિપ્રા' ની માફક ગંભીરભાવે વહે છે. પ્રસ્તુત નાટકમાં, આર્યત્વનું એકત્વ તથા લોકસંગ્રહનો મહાન આદેશ–એ મુખ્ય તત્ત્વો છે. છતાં, કવિનો હેતુ વિદ્વાન રસિક મંડળનું મનરંજન કરવાનો પણ છે. કારણ કે રસ ને સૂક્ષ્મ ભાવોનું સુંદર આલેખન મોહ પમાડે તેવાં છે. આ પૌરાણિક વસ્તુ કરતાં પણ રા. કવિને વધારે જબરજસ્ત સંયમની આવશ્યકતા રહે છે. અને હાલમાં, રા. કવિને મોગલોનો ઇતિહાસ અદ્‌ભુત જાદૂથી મોહી રહ્યો છે, તો તેનું પરિણામ ઘણુંખરૂં ઘણું જ સુંદર આવશે; ને મહાનુભાવ અકબર તથા રસરાજ્ઞી નૂરજહાંનાં કીર્તિ ને સૌન્દર્ય રા. કવિનામાં એવો તન્મનાટ મચાવશે ને એવાં શાસ્ત્રીય બન્ધનો રચશે કે કદાચ કવિવરની શ્રેષ્ઠ કૃતિયો તરીકે 'અકબર' તથા 'નૂરજહાં' નાટકો હિંદમશહૂર થશે ! અસ્તુ.

૩૩

રા. રા. રામલાલ ચુનીલાલ મોદીઃ

# પાટણસ્થાપનાનાં તારીખવાર તિથિ

ચાવડાઓના ઇતિહાસ સંબંધી ચોક્કસ વિગત મળતી નથી. કેમ કે એ વંશના રાજાઓને લગતો કોઇ શિલાલેખ સિક્કો કે તામ્રપત્ર[૧] મળ્યાં નથી. વળી જે ગ્રંથોમાં એ વંશને લગતી હકીકત છે, તે કોઇ જોઇયે તેટલી જૂની નથી; જૂનામાં જૂનો ગ્રંથ પણ એ વંશ થઈ ગયા પછી ત્રણસો કરતાં યે વધારે વર્ષ પછી લખાયો છે.

આ પ્રમાણે હોવાથી પાટણની સ્થાપનાની તિથિ પણ ચોક્કસ ન મળે એમાં નવાઇ નથી. સ્થાપનાનાં તારીખવાર વિશે આપણને આજ સુધીમાં નીચેના ૭ આધાર જ મળે છે, જેમાંની વિગત નીચે પ્રમાણે છેઃ—

૧ રાસમાળામાં[૨] એક કવિતને આધારે, પાટણ સ્થાપનાનાં સાલે, માસ, તિથિ, અને વાર

વિ. સં. ૮૦૨, માઘ વદ ૭, શનિવાર.

૨ પાટણમાં ગણપતિમંદિરમાં ઉમામાહેશ્વરની મૂર્ત્તિ નીચેના લેખ પ્રમાણે—

વિ. સં. ૮૦૨, ચૈત્ર શુદ ૨, શુક્રવાર (પણ આ લેખની લિપિ નવમા સૈકા જેટલી જૂની ન હોવાથી તે બનાવટી મનાય છે.)

૩ પ્રબંધચિંતામણિ પ્રમાણે—

વિ. સં. ૮૦૨, વૈશાખ શુદ ૨, સોમવાર.

૪ ધર્મારણ્ય[૩] પ્રમાણે—

વિ. સં. ૮૦૨, આષાઢ શુદ ૩, શનિવાર.

૫ રાજવંશાવલિ[૪] પ્રમાણે—

વિ. સં. ૮૦૨, શ્રાવણ શુદ ૨, સોમવાર.

૬ વિચારશ્રેણિ[૫] પ્રમાણે—

વિ. સં. ૮૨૧ વૈશાખ શુદ ૨, સોમવાર

હવે આ તિથિઓ પ્રમાણે વાર મળે છે કે નહીં તેનું ગણિત જ્યોતિષ પ્રમાણે રા. રા. મંચેરજી પેશુતનજી ખરેઘાટ એઓ સાહેબે મ્હારી વિનંતિ ઉપરથી કરી જોયું, તેનું પરિણામ નીચે મુજબ છે—

વિ. સ. ૮૦૨=ઈ. સ. ૭૪૬

માઘ વદ ૭ મંગળવાર = જાન્યુવારી ૧૮ મી.
ચૈત્ર શુદ ૨ રવિવાર = ફેબ્રુવારી ૨૭ મી.
વૈશાખ શુદ ૨ સોમવાર= માર્ચ ૨૮ મી.
આષાઢ શુદ ૩ શનિવાર = મે ૨૮ મી.
પ્રથમ શ્રાવણ શુદ ૨ શનિવાર= જૂન ૨૫ મી.
દ્વિતીય શ્રાવણ શુદ ૨ રવિવાર= જુલાઇ ૨૪મી.

વિ. સ. ૮૨૧=ઇ. સ. ૭૬૫

વૈશાખ શુદ ૨ ગુરુવાર = માર્ચ ૨૮ મી.

બધો વિચાર કરી જોતાં, બનાવને નજીકનો અને વિશ્વસનીય આધાર મળી જાય ત્યાં સુધી, આપણે એવું અનુમાન કરી શકિયે જે વૈશાખ શુદ ૨ સોમવાર એ દિવસે સ્થાપનાની ધર્મક્રિયા થઈ હશે, અને તે વખતે શરૂ કરેલું યજ્ઞનું સત્ર બે માસ ચાલ્યું હશે. તથા લોકો ખરેખર આષાઢ શુદ ૩ શનિવારથી ગામમાં રહેવા આવ્યા હશે. મિરાતે સિકંદરીમાં પણ અખાત્રીજ જણાવેલી છે. અને પાટણમાં લોકવાયકા એમ છે કે તે શનિવારે વસેલું છે. શનિવાર અને આષાઢી ૩ ખરા વસવાટના આરંભનો દિવસ હશે અને અખાત્રીજ ને સોમવાર મુહૂર્ત્ત પ્રમાણે ધર્મક્રિયાના આરંભનો દિવસ હશે એમ જણાય છે.

---

ટિપ્પણ.

૧ બુદ્ધિપ્રકાશ ઇ. સ. ૧૮૮૧ નવેંબરના અંકમાં વનરાજનું જે તામ્રપત્ર છપાયું છે તે બનાવટી સાબીત થયું છે.
૨ રાસમાલા (ગુજરાતી), આવૃત્તિ ૩ જી, પૃ. ૪૧.
૩ આ ગ્રંથ મોઢમાર્ત્તંડ ઑફ્ સ તરફથી છપાય છે.
૪ ફાર્બસસભાના હસ્તલિખિત ગ્રંથોની વિગતવાર યાદી, પૃ. ૫૧.
૫ વિચારશ્રેણિની પ્રતો રાજકોટ વૉટસન મ્યુઝીયમમાં, મુંબાઈ રેયલ એશિયાટિક સોસાયટીમાં, અને પૂના ભાણ્ડારકર ઓરિયેંટલ રિસર્ચ ઇન્સ્ટીટયૂટના હસ્તલિખિત પુસ્તકોના સરકારી સંગ્રહમાં છે.

રા. રા. મોદીની સૂચના ઉપરથી છેલ્લી પ્રત મેં જોઇ છે. તેમાં રાજાવલિમાં નીચે પ્રમાણે છે:-

तदनु संव० ८२१ वर्षे वैशाख सुदी २ सोमे चाउडावंशोत्पन्नः श्रीवनराजः श्रीअणहिलपुरं अस्थापयत् ॥

આ પછી એ પુસ્તકમાં ચાઉડા વંશના રાજા આઠ, તે બધાનો મળીને રાજ્યકાલ ૮૨૧ થી ૧૦૧૬ સુધી ૧૯૬ વર્ષ, મૂલરાજ છેલ્લા રાજાનો દૌહિત્ર ૧૦૧૭ માં ગાદીએ આવ્યો વગેરે લખ્યું છે. શ્રીજયસિંહદેવ સુધીની યાદી, આપણી અર્વાચીન ઢબે કોઠો બાંધીને નોંધિયે તો નીચે પ્રમાણે બધી વિગતો ગોઠવાય છે:—

## વિચારશ્રેણિ પ્રમાણે કોઠો.

| વંશ | રાજાનું નામ | આગલા રાજા સાથે સગપણ | રાજ્યનાં વર્ષ | વિ. સં. કઇ સાલથી માંડીને કઇ સાલ સુધી |
|---|---|---|---|---|
| ચાઉડા આઠ રાજા | | | ૧૯૬ | ૮૨૧ થી ૧૦૧૬-૧૭ |
| | વનરાજ | — | ૬૦ | ૮૨૧ થી ૮૮૧ |
| | યોગરાજ | પુત્ર | ૯ | ૮૮૨ થી ૮૯૦ |
| | રત્નાદિત્ય | — | ૩ | ૮૯૧ થી ૮૯૩ |
| | વૈરસિંહ | — | ૧૧ | ૮૯૩ થી ૯૦૩ |
| | ક્ષેમરાજ | પુત્ર | — | ૯૦૩ થી ૯૪૩ |
| | ચામુંડરાજ | પુત્ર | ૨૭ | ૯૪૪ થી ૯૭૦ |
| | ઘાઘડ | પુત્ર | ૨૭ | ૯૭૧ થી ૯૯૭ |
| | — | પુત્ર | — | ૯૯૮ થી ૧૦૧૬-૧૭ |
| ચૌલુક્ય | મૂલરાજ | દૌહિત્ર | ૩૫ | ૧૦૧૭ થી ૧૦૫૧ |
| | વલ્લભરાજ | પુત્ર | ૧૪ | ૧૦૫૨ થી ૧૦૬૫ |
| | દુર્લભરાજ | ભાઈ | ૧૨ | ૧૦૬૬ થી ૧૦૭૭ |
| | ભીમદેવ | ભાઇ નાગિલનો પુત્ર | ૪૨ | ૧૦૭૮ થી ૧૧૧૯ |
| | શ્રી કર્ણદેવ | પુત્ર | ૩૦ | ૧૧૨૦ થી ૧૧૪૯ |
| | શ્રી જયસિંહ | પુત્ર | ૪૯ | ૧૧૫૦ થી ૧૧૯૮ |

કોઠાના ચોથા અને પાંચમા ખાનામાં જે આંકડા મોટા લીધા છે તે સંખ્યા અને તે સાલ વિચારશ્રેણિમાં સ્પષ્ટ જણાવેલી છે; બીજી સાલો આખી ગણતરી ઉપરથી ઉપજાવીને ઉમેરેલી છે.

પાટણની સ્થાપના અને વનરાજના રાજ્યનો આરંભ ૮૦૨ માં ગણિયે, અને વનરાજે ૮૦ વર્ષ રાજ્ય કર્યું એ અસંભવિત માનિયે, તો આરંભે જ વીશ વર્ષનો ફેર પડે છે, તેને લીધે આ કોઠામાં બીજા કેટલા અને કયા કયા ફેર માલૂમ થાય ?

સંગ્રહકર્તા.

૩૪

અ. સૌ. લીલાવતી શેઠ:

# સૂજનજૂનાં સ્વપ્નાં

બાળપણમાં જોયેલાં સ્વપ્ન તમે ફરી કંઇ યાદ કર્યાં છે! એ સ્વપ્નાં જોતી વખતે બાળપણને સહજ આશા અને શ્રદ્ધાના સ્વર્ગીય પ્રકાશનો તેમાં ઓપ ચઢતો. મોટપણે એ સ્વપ્નાં કરતાં ય સરસ વસ્તુઓ તમે મેળવી શક્યા હો, તોયે એ પ્રકાશનો ઓપ ખોયો તે તો ખોયો જ.

ધારો કે તમે નાનાં છો–ઘણાં નાનાં છો. માના ખોળામાં બેસી પેલા તારાઓની ઉઘાડ મીંચ થતી ઝીણી ઝીણી પાંખોને જોતાં તમને પણ એવી પાંખો મળે તો ઉડી જવાનું મન નથી થયું?

તમે સુંદર છો તેની તો તમને ખાત્રી જ છે. અને જે તમને ' આ છોકરી બહુ સુંદર અને હોંશીઆર છે.' એવું કહે તેનું બધું કામ કરવા તમે તૈયાર છો. તમને એ કહેનાર માણસ ગમે તેવું હોય તો યે થોડું ઘણું તો જરૂર ગમવાનું જ.

તમે બગીચામાં જઇ થોડાંક ફુલો છાનાં-માનાં ચુંટી વનદેવીની માફક તમારી જાતને કોઇવાર શણગારી નહોતી કે? અને પેલા હોજમાં જઇ તમારું પ્રતિબિંબ તમે જ્યારે જોતાં હો, ત્યારે પેલી જળદેવીઓ તમારાથી વધારે સુંદર છે એવું કોઇએ તમને કહ્યું હોત તો તમે તેનું કહ્યું કંઇ માન્યું હોત ખરૂં?

મોટાભાઇનું તમારા પર ઘણું જ હેત હતું, ને તમને પણ મોટાભાઈ ઘણા જ ગમતા અને ભાઇની સાથે વાંચવા આવતો પેલો સુરેશ પણ જરીક જરીક ગમતો. એ સુરેશને ચીઢ-વવાની કેવી ગમ્મત પડતી? એના ચાળા પાડતાં તમને કૈં અજબ આનંદ આવતો. એ આંખો કાઢે ત્યારે તમે હસી પડતાં. એ તમને કંઇ શીખવવા આવે ત્યારે તમે તોફાન કરતાં. એને ખબર ન હોય ત્યારે એક વાળ તોડી એના મુખ ઉપર ગલી ગલી કરતાં, ને એ ભૂલમાં માખી સમજી તમાચો મારે તે જોતાં તમને ઘણી જ મજાહ પડતી.

તમે એને બને તેટલું પજવતાં પણ એ ન આવે ત્યારે તમને ગમતું નહીં. એ તો કોઈ ચીઢવવાને નહીં મળે તેથીસ્તો.

'ને બાપા જે દહાડે તમને નાટકમાં લઇ જવાનું કહે ત્યારે? આખો દહાડો તમે કેટલા ઉમંગથી દોડાદોડ કરતાં? ને બા તમને સારાં કપડા પહેરવાનાં આપે તો તો તમારા આનંદનો પાર જ ન રહેતો.

નાટકમાં રાજારાણી સારાં સારાં કપડાં પહેરી વાતો કરી જાય ને ગાયન ગાઇ જાય તે તમે ખૂબ આતુરતાથી જોતાં. તમે પણ મોટાં થશો ત્યારે તમારા વર જોડે એમ જ વાત કરવાનાં, પણ બા ને બાપા તો એમ કંઇ કરતાં નથી; પણ જો એ નાટકમાં જ રહેવાનું મળી જાય તો તમને કેવી મજાહ પડે? પછી તો પૂછવાની વાત જ નહીં. તમે રોજ ગાયન ગાયા કરો ને સરસ સરસ કપડાં પહેર્યાં જ કરો ને નિશાળે જવાની બધી વેઠ પણ ઉતરી જાય.

બીજે દિવસે સવારે તમે ઉઠો ત્યારે પણ નાટકનાં સ્વપ્નાં તો તમને આવ્યા જ કરે. ને બા વઢે એવી પેલી બેચાર લીટીઓયે છાની છાની હરતાં ફરતાં તમે ગણગણ્યાં જ કરો ને કોઇ ન જોતું હોય ત્યારે આરસા આગળ જઇ તમારા કલ્પનાના રાજકુમારને ત્યાં ઉભેલો કલ્પી આગલી

રાતે જોયલો અભિનય પણ તમે કરવા મંડી પડો. પણ અરે ! પેલી નાની ભાભી તડમાંથી જોઇને હસે છે તેનું તમને ક્યાં ભાન છે ?

ભાભી મોટાભાઇને માટે રોજ ફુલ ચુંટે છે. પણ પેલું સરસ ગુલાબ તો તમે ક્યારનું યે વહેલાં વહેલાં જઇને ચોરી લીધું છે. એ તોડતાં હતાં ત્યારે તમને પેલો કેવો સુરસ વિચાર આવ્યો હતો ? જાણે તમે આમ ફુલ તોડતાં હો, ને તમારો રાજકુમાર એકદમ પાછળથી આવીને તમારી આંખો દાબે ને તમે શરમાઇ જાઓ–ભાભી શરમાઇ જાય છે–ને પેલું ફુલ તમે તમારા રાજકુમારને આપો ને પછી તમે બંને હાથમાં હાથ નાંખીને પેલા તળાવની પાળે બેસીને વાતો કરો. રાજકુમાર દૂર દેશ જવાનો હોય ને તમારે માટે શું શું લાવશે એ તમને કહેતો હોય ! કેવું સરસ ! અજબ !

ને પછી તમે મોટાં થશો ને રાજકુમાર સાત સમુદ્રની સફર કરી પાછો આવશે ને પછી તમે બંને પરણશો. ખરૂં કેની ? એ તો જાણે નક્કી જ વાત, એમાં વળી પુછવાનું શું ?

રોજ રોજ ફુલ તોડતાં તમે આવા વિચાર કરતાં ને એ રાજકુમારની વાટ જોતાં. પણ કોણ જાણે કેમ એ કોઇ દિવસ આવતો જ નહીં. ને પછી તો તમે કંટાળતાં ને જરા ગુસ્સોએ આવતો. એ ન આવે એવાની રોજ રોજ વાટ કોણ જુવે ? ને વળી બા તમારા વિવાહનીએ વાત કરતી હતી.

તમને છબી પડાવવાનું ઘણું જ મન થતું. પડોશની ચંદાએ તો બે વાર છબી પડાવી છે. એકવાર વીણા વગાડતાં ને એકવાર માલણની માફક ફુલ છાબ લઇને જતી હોય તેમ. તમે છબીમાં કેવી રીતે શોભશો ? કોઇ ન જુવે, તેમ બેસવાની થોડી ઘણી ઢબ અજમાવી જોઇ હોય તો કેમ ? પણ બા જાણે તો શું ?

એક વાર તમારી બ્હેનપણીએ એના વરને કાગળ લખ્યો. જે તમે કહ્યું કે મને એનાથી યે સરસ કાગળ લખતાં આવડે છે. નિશાળની નોટબુકમાં તમે એને કાગળ લખી બતાવ્યો. પણ બાપા એક દહાડો ભૂલેચૂકે એ કાગળ જોઈ ગયા ત્યારે તમે કેવાં શરમાઇ ગયાં હતાં તે યાદ છે ?

હવે તો બા કહેતી કે ‘ છોકરી મોટી થઇ છે ” જે તમને ય એમ લાગતું કે હું મોટી થઇ છું. હવે સુરેશ આવે છે ત્યારે તમે પહેલા જેટલું એની સાથે તોફાન કરતાં નથી. પણ તમને એણે લખી આપેલી કવિતા વાંચવામાં હવે ઘણો જ રસ આવે છે. પણ તે તો એ કવિતા સરસ હતી. તેમાં પણ એનું નાક ઘણું જ લાંબું છે. તમને એ ખેંચી કાઢવાનું મન થયા વગર રહેતું નથી. અને એને એક ચીબી વહુ મળવાની છે એવું જોષી મહારાજ થઇ કહેતાં એ તમે થાકતાં નથી. ને કાળી પણ ખરી જ, જે એવું કહેતાં કહેતાં તમે મોટાં થયાં છો એ વાત ભૂલી જાઓ છો. ને જરા આંખો નચાવી હસી લઇ સુરેશ ખીજવાય તે પહેલાં તો તમે નાસી જાઓ છો.

પણ પેલી અંધારી રાત યાદ છે ? નાનો બાબુ મરી ગયો ત્યારે તમે બાની કોટે વળગી કેટલું યે રડયાં હતાં તે ? તમને પણ તે દિવસે મરી જવાની કેટલી બીક લાગી હતી ? મરી ગયા પછી શું શું થતું હશે ? સારાં કામ કરે તે સ્વર્ગમાં જાય ને નઠારાં કરે તે નરકમાં જાય એવું બા કહેતી હતી. બાબુ સ્વર્ગમાં ગયો હશે કે નરકમા ? બાબુ બહુ સારો છોકરો હતો. પણ તમે એની સાથે બરાબર વર્તતાં ન હતાં. એક વાર તમારી નોટ એણે ફાડી નાંખી ત્યારે તમે એને ગુસ્સામાં એક તમાચો ચોડી કાઢયો હતો ને એકવાર તમારી બ્હેનપણીને ત્યાં જતાં એ પાછળ પડયો ત્યારે તમે એને ધમકાવી કાઢયો હતો. તમને આ બધું એ રાતે કેટલું

સાલતું હતું? બાપુ ફરી જીવતો થાય તો તમે એને કેવી સારી રીતે રાખો? તે દિવસે સારા થવાના કેટલા બધા નિશ્ચયો તમે કર્યા હતા? બાપુ ફરી એક જ વાર જીવતો થાય તો?...

પણ તે વખતે તમે બાળક હતાં તેથી આ શોક તમારા મનમાં બહુ ટક્યો નહીં, ને થોડા દિવસમાં માસીને ત્યં રમાનાં લગ્ન વખતે તો ફરી પાછાં તમે આનંદમાં આવી ગયાં, ને રમા ઘરેણાં પહેરી ગોરંજ પાસે બેઠી હતી ત્યારે ને લગ્ન પછી એકી બેકી રમતી હતી ત્યારે તમે શા વિચાર કર્યા તે કહી દઉં કે? જાઓ નથી કહેતી.

હવે તમે કોઇ મળવા આવે તો પહેલાંની માફક બહારના ખંડમાં એકદમ દોડી નથી જતાં પણ આયનામાં એક છુપી દષ્ટિ ફેંકી જરા વાળને ઠીક કરી લ્યો છો, ને તમે જરા સારાં દેખાઓ છો તે જોઇ થોડું મનમાં જ હસી લ્યો છો. ન્યાતમાં સરલા રૂપાળી કહેવાય છે પણ તમે ય કંઇ એનાથી ઉતરતાં નથી, ને તમે હસો છો ત્યારે તો તમે એનાથીએ વધારે સારાં લાગો છો. ન્યાતમાં કેટલા વર તમારી વાટ જોઇને કુંવારા રહ્યા હતા? પણ તમને પેલો લાંબા નાકવાળો સુરેશ જ—અ—રાક વધારે ગમતો. ખરી વાત ને? શરમાઇ ના જશો. નહીં તો હું બીજું, પણ કંઇક કહી દઇશ.

તે દિવસે માણેકઠારી પૂર્ણિમાની સાંજે તમે બધાં વાડીમાં જમવાનાં હતાં ત્યાં યે તમે સુરેશ સાથે શું કરતાં હતાં? પેલા હોજની પાળ પર બેસી તમે બેઠાં બેઠાં ચંદ્રમા જોતાં હતાં ને પાણીમાં બીજા કોઇકનો પડછાયો દેખાયો ત્યારે તમે કેવાં ચમક્યાં હતાં! પણ એ સુરેશ છે એમ જણાયું ત્યારે તમે જાણે જાણતાં જ નથી એમ હાથથી પાણી હલાવવા માંડયું હતું. સુરેશે પુછ્યું વાસંતી! અહીં શું કરે છે? તમને સીધો જવાબ દેવાનું મન થયું પણ વળી તમારો તોફાની સ્વભાવ આડે આવ્યો 'તમારે શી પંચાત' કહી તમે ભીના હાથે સુરેશ પર પાણીના છાંટા ઉરાડ્યા. સુરેશ જવાને બદલે તમારી સાથે પાળ પર આવીને બેઠો. એણે પૂછ્યું

"વાસંતી! તારો વિવાહ થવાનો છે"?

"મને શી ખબર?"

"મને મોટા ભાઇ કહેતા હતા."

"તે હશે, થવાનો હશે તો અમે પરણીશું" તેમ જરા બેદરકારીથી પણ આડી આંખે સુરેશને જોતાં જવાબ દીધો.

"તું પરણી ને શું કરીશ"?

"મારા વરના માથા પર આમ પાણી નાંખીશ" તમે ખોબો ભરીને સુરેશના માથા પર પાણીની ધાર કરીને નાસી ગયાં ને સુરેશ માથું ને કપડાં ખંખેરતો "ઉભી રહે! આવું તોફાન કરે છે કે?" એમ કહેતો દોડયો, તમને દોડતાં પકડી પાડી. તમને શી શિક્ષા કરવી એ વિચારમાં જરા એ ઉભો. પણ તમારી હસતી આંખો જોઇ તમને એણે છોડી દીધાં. ને તમે "ચીબી ભાભી! ચીબી ભાભી" કરતાં ફરી પાછાં દોડી ગયાં. આ બધું યાદ છે કે ભુલી ગયાં?

ને પછી થોડે દહાડે બાએ સુરેશ સાથે તમારો વિવાહ કરવાનો છે એમ કહ્યું ત્યારે શરમ, તોફાન ને લુચ્ચાઇથી તમારી આંખો કેવી ચમકી હતી? તે દિવસે માથા પર પાણી નાખી તમે એને ચીઢવ્યો હતો પણ તમે એને મનાવી શકશો એવી તમને ખાત્રી નહોતી? પણ હવે તો એ આવે ત્યારે તમે નાશી જતાં ને એ તમને ન જુવે ત્યારે છાને છાને તમે એને જોઇ લેતાં. થોડા દિવસથી એણે તમારી સાથે ખોટું ખોટું અતડાપણું શરૂ કર્યું હતું. ત્યારે તમે એનું ધ્યાન ખેંચવા કેટલા કેટલા પ્રયત્ન કરેલા? તમારી પાસે એ બીચારાનું બળ કેટલો વખત ચાલે?

પેલી ચંદા તમને સુરેશનું નામ લઇ લઇને બહુ જ ખીજવતી. પણ તોય તમને એ ગમતી તો બહુ જ. ને સુરેશના કાગળમાં કંઇ સંસ્કૃત શ્લોક કે અંગ્રેજી કવિતા લખ્યાં હોય ત્યારે તમે એ ચંદાને ઘેર દોડી જઇ નીતિશતક ને અંગ્રેજી શબ્દકોષોનાં પાનાં કેવાં ઉથલાવતાં? ને તમે બંને સાથે બેસી એનો અર્થ બેસાડવાની માથાકુટ કરતાં. પણ કોઇ આવી જાય ત્યારે ચોરી કરી હોય એમ કાગળ સંતાડતાં સંતાડતાં તમારા મોં પર શરમના શેરડા પડતા ને આવનાર બધાં હસતાં હસતાં ચાલી જતાં.

તમને વરસાદનાં ફોરાં ઝીલવાં બહુ જ ગમતાં. એક દિવસ અગાશીમાં તમે વરસાદનાં ફોરાં ઝીલતાં ત્યારે સુરેશે પાછળ આવી " આ ઝીલેલાં અમૃત કોને દેશે વાસંતી?" એમ પુછ્યું ત્યારે શરમ અને ગભરાટથી તમારા હાથ છુટી ગયા. એ છુટેલા હાથમાંથી જળ વેરાઇ જાય તે પહેલાં તો સુરેશે તે ઝીલી લીધાં. ને પછી........? કંઇ નહીં.

ને પછી તમે પરણ્યાં.

× × ×

જીવનમાં તમને સુખ મળ્યું હોય કે નિરાશાના ઝંઝાવાત તમારે ખમવા પડચા હોય પણ કોઇક એકેલી ઘડીમાં આ બધાં ચિત્રો ઘડીવાર તો તમારી રોજની દુનીઆથી દૂર તમને જરૂર લઇ જતાં હશે. સાદાં અને સૃજન-જૂનાં છતાં જે શ્રદ્ધા અને આશાથી એ બધાં જીવનભરનાં અમૃત બને છે તેટલો રસ પછીનાં ચિત્રોમાં કદી આવતો હશે?



૩૫

ર. રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય:

# સાહિત્યમાં કલાતત્ત્વ: કાલિદાસ અને ભવભૂતિ

[ ઉજ્જયિનીનો...

*[ ઉજ્જયિનીનો વસતીવાળો પ્રદેશ જ્યાં પુરો થવા આવે છે તેવા ભાગના એક પ્રાસાદની અગાસીમાં શરદના એક સાયંકાળે કાળિદાસ આસન વાળીને બેઠા બેઠા ભૂર્જપત્ર પર લખે છે.

વિશાળ અગાશીમાં ગૃહમયૂરનું જોડું થનથને છે. નીચેથી વહી આવતા ધૂપનો સુગંધ વાતાવરણમાં આહ્લાદ ભરે છે; ને દૂર આવેલા મહાકાલેશ્વરમાંથી આરતીના ઘેરા ઘંટાનાદ સંભળાય છે.

આ રસલીલાથી વિશેષ સમૃદ્ધ એની આસ-પાસની પ્રમત્તકારી નિસર્ગને કવિ થોડી થોડી વારે નીહાળે છે ને તે સર્વ સાથે અજબ એકતા માણે છે.

* આ કાલ્પનિક સંવાદનો મુખ્ય હેતુ સાધવા માટે તેમાં વર્ષોનાં અંતર વિષેની હકીકતો સાથે પુષ્કળ છુટ લીધી છે. પહેલા શતકના કવિને આઠમાના કવે સાથે ચર્ચામાં ઉતરતો દાખવ્યો છે. સંવાદ જો સફળ લાગે તો આ છુટ-અસાધારણ છે છતાં—ગૌણ ગણાય એમ સહુ કલાપ્રેમી સ્વીકારશે.

એ અનુભવનો ચમકાર તેમનાં રસાર્દ્ર નયનમાં વર્તાય છે. માધુર્યની મૂર્તિ સમું એમનું મુખમંડળ ક્ષણભર અપાર્થિવ ઓજસ્ ધારે છે.

અધ ઘડી વીત્યા પછી લખવાનાં સાધન પડખે મુકીને તે પલોંઠી વાળેલા ડાબા પગના ગોઠણ પર હાથનાં દસે આંગળાંના આંકડા ભીડીને ટટાર બેસે છે. નિશ્ચળ આંખે દક્ષિણ-પશ્ચિમ વિંધ્યમાળાનાં દૂર દૂર શિખરો નીરખી રહે છે અને એમની વિચારસરિતનું સ્ફુટ મંજુલ ગાન સંભળાય છે:- ]

**કાલિદાસ**

સૃષ્ટિની આ સુંદરતાને અને લોકના ઉર-ભાવોને મેં જીવનભર અવલોકયાં ને આલેખ્યાં. બે પાંચ કે પંદર વરસમાં મારી પ્રવૃત્તિલીલા સંકેલાશે. અને પછી? (જરા વાર રહીને) અથવા નિર્વેદ શાને?...મેં કાવ્યો રચ્યાં તે મારાં પરિકલ્પનોને મૂર્ત કરવાની અનિવાર્ય ઊર્મિઓને લીધે જ. તે-થોડી કે બધી-જગતમાં ચિરંજીવ થાઓ કે નાશ પામો. હું કે કોઇએ કવિજન થોડા જ એવી અમરતા—

**અનુચર** (પ્રવેશીને)

મહારાજ, શ્રીકંઠ ભવભૂતિ પધાર્યા છે અને આપનાં દર્શન વાંછે છે.

**કાલિદાસ** (સાનંદ)

ભવભૂતિ?-એમને સત્વર અહીં લઇ આવ.

[ એ પલમાં અનુચર, મુખપર ચિંતાની ફુટતી રેખા, વદને આછી વિષાદ છાયા ને આંખોમાં અતલ ગાંભીર્ય ધારતા યુવકને લઇને પાછો પ્રવેશે છે. ]

**અનુચર**

પેલે ખૂણે, મહારાજ, પેલે ખૂણે.

[ કાલીદાસને ડાબે પડખે થોડા તસુ દૂરના આસન પર ભવભૂતિ સવિનય બેસે છે ]

**કાલિદાસ**

પધારો કવિરાજ. કુશળ તો છો?

**ભવભૂતિ**

આપ સરખાના સદ્‌ભાવથી

**કાલિદાસ** (અનુચરને)

દત્ત, કવિરાજને યોગ્ય સત્કારની તૈયારી કર.

(અનુચર નમીને જાય છે.)

**કાલિદાસ**

કેમ શ્રીકંઠ, આ વખતે શરદુત્સવમાં કેં દેખાયા નહીં?

**ભવભૂતિ**

ના, આવવાનો તો હતો જ, પણ કેટલાંક મહત્ત્વનાં કાર્યોમાં રોકાવું પડયું.

**કાલિદાસ**

શું કે ઘરસંસારની ચિંતા—

**ભવભૂતિ**

ના, ના. આપણે કવિઓએ તો તે બહુ વહોરવી જ ન ઘટે.

(કાલિદાસની ભમર સહેજ સંકોચાય છે ને પાછી સ્થિર થાય છે.)

—પણ નાટયશાસ્ત્રનાં પ્રકરણ વિચારી જવાનાં હતાં.

**કાલિદાસ**

અને તે વિચારવાનો અવકાશ તમને શરત્પૂર્ણિમાની રાત્રે જ મળ્યો?

[ ભવભૂતિ પહેલાં તો ઝંખવાણો પડે છે. પળેક રહી સ્વસ્થ થઇને ઉંચું જુએ છે અને જવાબ આપવાનું કરે છે ત્યાં ]—

**કાલિદાસ**

પુરજનોએ અમૃત રેલતી જ્યોત્સ્નામાં સુભગ ઉન્માદ ભોગવી જીવનની ધન્યતાના લહાવ લીધા ત્યારે તમે (સસ્મિત) શાસ્ત્રઘેલા ભરતમુનીનો આશ્રમ શોધી અભ્યાસજડ બનવાનો ઉદ્યમ આદર્યો?

**ભવભૂતિ** ( કૈંક જુસ્સામાં )

કવીશ્વર ! પુરાણપ્રસિદ્ધ નારાયણમુનિ પણ વેદાભ્યાસજડ હતા છતાં વાસવની વારાંગનાઓને પણ લજાવે એવી રૂપાળી ઉર્વશી એમની જ સરજેલી નહોતી ?

**કાલિદાસ** ( સસ્મિત )

હં હં...ત્યારે તો તમારી કલ્પનાસૃષ્ટિમાં પણ અત્યારે કોઇક ઉર્વશી ઘડાઇ રહી છે. ક્યારે તેને અક્ષરસૃષ્ટિમાં અવતારીને સાહિત્યને અધિક શોભાવો છો ?

**ભવભૂતિ**

એ તો થાય ત્યારે. બાકી આપણને એ વાતની અધીરાઇ શી ?

**કાલિદાસ**

નહીં જ. તમે આવ્યા ત્યારે હું પણ એક એવો જ વિચાર કરતો હતો. તમને પણ નથી લાગતું કે સર્જનની ક્ષણનું જે જીવનાનલની લહેરોમાં હીંચતું કલાવૈભવથી ભરપૂર સંવેદન કવિહૃદયને પ્રફુલ્લોત્ફુલ્લ કરે છે ને અનિર્વચનીય આનંદ વર્તાવે છે. તે જ તેની સાચી અમરતા— તે જ તેના સર્જક શ્વાસોચ્છ્વાસની સાર્થકતા ?

( તેના પ્રભાવંતા વદનને ભવભૂતિ નીરખી રહે છે. ) ઘડીક રહીને—

**ભવભૂતિ**

બરાબર કહ્યું, કાલિદાસજી. કવિતા આત્માની ઉચ્ચતમ તૃપ્તિ એ જ, પણ...એ સંવેદનમાં કલાવૈભવ જ પ્રધાનપદે વિલસે ?

**કાલિદાસ**

હાસ્તો.

**ભવભૂતિ**

તો પછી કાવ્યકૃતિમાં તત્ત્વશાસ્ત્રનું સ્થાન ક્યાં?

**કાલિદાસ** ( અતિ સૂક્ષ્મ કટાક્ષથી )

તત્ત્વશાસ્ત્રનું એટલે દર્શનોનું ? સાંખ્ય, મીમાંસા ને વેદાંતનું ? યોગ, વૈશેષિક અને ન્યાયનું ? ચાર્વાક-ચાણક્ય-ભરતમુનિનું ?

**ભવભૂતિ** ( કટાક્ષ નહીં સમજતાં )

ના, ના. તમે સ્થૂલાર્થ જ લીધો. કવિને પણ સ્વકીય તત્ત્વદૃષ્ટિ હોય છે, એ તમે જાણો છો.

**કાલિદાસ** ( ડોક ધીમેથી નમાવતાં હા કહી )

અમુક પ્રકારની.

**ભવભૂતિ**

એ દૃષ્ટિના પ્રભાવથી કવિ મનુષ્યોના હૃદયમાં તલસ્પર્શી બને છે, તેનાં ચલનવલન ને વિકારનો ભોમિયો થાય છે અને કુદરતનાં દૃશ્યોની અમોઘ ભવ્યતાને પણ યથાવત્ ઝીલી શકે છે.

**કાલિદાસ**

ખરું

**ભવભૂતિ**

અને એ દર્શન અને અવલોકનને તે અનુરૂપ શૈલીમાં વર્ણવે છે.

**કાલિદાસ**

એ પણ બરાબર. પણ એ શૈલી કલાત્મક ન હોય તો—

( દત ને બીજાઓ ખાનપાનના પદાર્થો થોડાં પાત્રોમાં લાવીને કાલિદાસને જમણે પડખે મુકી જાય છે. )

—તો કવિતા કરવાનું પ્રયોજન ક્યાં રહ્યું ? સર્જનનો આનંદ એટલો ઊણો જ અનુભવવાનો.

**ભવભૂતિ**

કલાત્મક તો હોય કે ન યે હોય. કવિનું લક્ષ્ય કલાનિર્માણ કરતાં ભાવનિરૂપણ વધુ અંશે હોવું જોઇએ. સત્યનિરૂપણમાં વિજયનો આનંદ અધિકારીને માટે શો ઊણો છે ?

**કાલિદાસ** ( ઝીણી આંખે તેના તરફ જોઈ )

તમને એમ લાગે છે ?

**ભવભૂતિ**

લાગે છે તો શું, પણ કાવ્યની કે નાટકની આના કરતાં જુદી ભાવના મારા મગજમાં ઉતરે તેમ જ નથી.

( કાલિદાસના મુખ પર ઉપહાસની આછી રેખા અંકાય છે; તરત તે એને વાળી લે છે, અને-)

કાલિદાસ

ત્યારે, શ્રીકંઠ, કવિ અને કવિતા ઉભયની તમારી ભાવના એટલી અપૂર્ણ લાગે છે. ઉત્તર-વયમાં તમે એ વખતે પૂર્ણ ને સર્વાંગસુંદર કરશો.

**ભવભૂતિ** ( અનાસ્થા ભરી વદન છાયા સહિત )

કોણ જાણે......પણ એ તો થાય તે. હમણાં તો તમે જ તમારી દૃષ્ટિએ આ વિષયનું નિરૂપણ કરો તો મને કંઈક વિચારવાનું મળે.

કાલિદાસ

હા, કરીએ. પણ પહેલાં ( પાત્રો તરફ નજર કરતાં ) આ ઉપાહાર લઈને શરીર ને મન ઉભયને પ્રફુલ્લ કરીએ.

( હાથ લંબાવીને ફળફુલનો થાળ પાસે લે છે, ભવભૂતિ આગળ તે મુકે છે અને કળશ-માંથી સોનાના કટોરામાં દુધની ધાર કરે છે. તે જોઇને-)

ભવભૂતિ

કહેલા કરતાં સાદું દુધ મને વધારે અનુ-કૂલ આવશે.

કાલિદાસ

કેમ? કં-

ભવભૂતિ

નહીં. બીજું તો શું કારણ હોય ? ઇંદ્રિય-સુખને પોષે તેવી ભોગવિલાસની વસ્તુઓ મને રુચતી નથી.

કાલિદાસ

હવે તમારો કલાસૌંદર્ય અને સત્યનિરૂપણ વચ્ચેનો વિરોધ કંઇક સમજાય છે.......વારુ, એ વાત પછી. ત્યારે આ સીતાફળ કે અમૃતફલ-

ભવભૂતિ

ના. કદલીફલ એકલાં ચાલશે.

[ એક જ કેળું લે છે. કાલિદાસ અનુચરને બોલાવીને સાદું મોળું દુધ લાવવા કહે છે તે આવે છે ને સાથે મુખવાસ પણ આવે છે. ખાવાપીવાનું પૂરું કર્યા પછી મુખવાસનો પણ ભવભૂતિ અસ્વીકાર કરે છે તે જોઈ-]

કાલિદાસ

તમે તો ઉગ્ર દેહદમન માંડ્યું જણાય છે. ને તે આટલી વયમાં જ ! પણ મારું જીવન જુઓ. સાઠની ભરતીમાં આવ્યા છતાં હું ટંકે ટંક સ્વાદિષ્ટ ભોજન જમું છું. વચ્ચે વચ્ચે ઉપાહાર પણ આનંદ આપે છે, માદક સુગંધો ને મીઠાં સંગીત ઉપર મોહી પડું છું, નયન સુંદરીઓ નીરખતાં થાકતાં નથી, અને ઉષા-સંધ્યાની વાયુ લહરિના સ્પર્શથી વધુ આહ્લાદક વિશ્વમાં કંઈ જ નથી એમ નિત્ય અનુભવું છું. વધુમાં, 'ઋતુસંહાર' હજુ પણ મારું પ્રિયતમ કાવ્ય છે.

[ જાણે તેની મરજી વિરુદ્ધ ફરકતું હોય તેવું સ્મિત ભવભૂતિના મુખ પર દેખાય છે ને વળતી પળે ઉડી જાય છે. તેને લાગે છે કે આ સુખપૂજક જડવાદી કવિની લોક-પ્રિયતા, વાક્યોના મોહક વણાટ પર જ અવલંબે છે; કાવ્યનો આત્મા-જ્ઞાન-તેનામાં આછેરો જ, પ્રાકૃત જન ઝીલી શકે એવો જ.

કાલિદાસ તેની આ મનોદશા કંઈક વરતે છે પણ તે વખત એ વાત કાટતા નથી ને વિષય બદલે છે. ]

કાલિદાસ

તમે મારી કાવ્યભાવના નિરૂપવાનું કહેતા હતા, નહીં ? સાંભળો. સુકુમાર પુષ્પ કે સુંદરીના સોહાગ કે જનહૃદયનાં હર્ષશોકાદિભાવો સાથે તન્મયતા સાધતી કવિની પ્રતિભા પ્રેરણાની ક્ષણોમાં પોતાના રસસ્વરૂપનો સાક્ષાત્કાર અનુભવે

છે. એ દર્શન એટલે કલાસંવેદન; તેનું સ્ફુટ અંગરંગસમેત વિધાન એટલે કલાસંયોજન.

ભવભૂતિ

પણ કૃતિ જન્મ્યા પહેલાં તેમાં કલા શી રીતે આવે?

કાલિદાસ

કેમ ન આવે?

ભવભૂતિ

જુઓ, તમે જેને કલાસંવેદન કહો છો તેને ભાવસંવેદન કહીએ એ વધુ બંધ બેસે છે.

કાલિદાસ

શી રીતે?

ભવભૂતિ

મને તો સાક્ષાત્કાર હંમેશાં રસસ્વરૂપનો નથી થતો.

કાલિદાસ

ત્યારે?

ભવભૂતિ

જનહૃદયની કે પ્રકૃતિની લીલામાં તદ્રુપ થઇને તમસરખા સૌંદર્યનો સૂક્ષ્મ અનુભવ કરો છો. હું પણ વિયોગ ઓળખતાં પાત્ર સાથે કે કુદરત ચીતરતાં તેનાં અંગાંગ સાથે એકત્વ અનુભવું છું. પણ એ ભાવસ્વરૂપનું એકત્વ સૌંદર્યદર્શન તે સમે નથી થતું, પણ ભવ્યતાની અવાક્ કરી મુકતી છાયા આત્મા પર પથરાય છે.

( કાલિદાસ સકૌતુક તેની તરફ જોઇ રહે છે. પલવાર એકે જણ કૈં બોલતા નથી પછી–

કાલિદાસ

તમે કવિની તત્ત્વદૃષ્ટિ કહેતા હતા તે આ જ અનુભવ કે?

ભવભૂતિ

હા. અને કવિના આવા અનુભવો વ્યક્ત કરવા પુરતું જ કલાતત્ત્વ–અલંકારાદિ–ગૌણરૂપે કાવ્યમાં આણવાનું.

કાલિદાસ

'આણવાનું'?

ભવભૂતિ

હા–ના...એટલે એમ કે કલાવિધાન ઓછામાં ઓછું ને સાદામાં સાદું જ જોઇએ.

કાલિદાસ

પણ સમૃદ્ધ કલાત્મકતા જો સ્વયમેવ કૃતિમાંથી તેની સાથે જ, પ્રગટે તો શી ખોટી? મૂળ ભાવના જ રસવૈભવ ને કલાગુણથી ભરી ભરી હોય,–

મેં કલાસંવેદન કહ્યું તેમાં જ બીજરૂપે વિધાનકૌશલ વસ્યું હોય તો કલાતત્વને ગૌણ કે પ્રધાન ગણવાની વાત જ ક્યાં રહી?

( ભવભૂતિ ગુંચવાડામાં પડી જાય છે એટલે અનુત્તર રહે છે. )

કાલિદાસ

તમે વાણીને અર્થથી સ્વતંત્ર દેવતારૂપે કલ્પી છે ખરું?

'अमृताम्' 'आत्मनः कलाम्'– એવી?

ભવભૂતિ

હા. અર્થથી છેક સ્વતંત્ર તો નહીં પણ આત્માની પુણ્યપાંદડી સમી એ શુભ્રદેહધારિણી, અવિનાશી વિરંચીકન્યા–

કાલિદાસ

જરા રહો. એ શુભ્ર શબ્દ આપણને દિશા સુઝાડશે.

ભવભૂતિ ( કૈંક ખશીઆણો પડીને )

શી રીતે?

કાલિદાસ

કેવળ શુભ્રના એ દેવીના સ્વરૂપમાં તમે જુઓ છો. એટલે તમારી કાવ્યશૈલી પણ રંગવિહીન, એકવિધ, ને ભાવાત્મક બને છે.

ભવભૂતિ

તેમાં શું ખોટું?

કાલિદાસ

ખોટું તો શું? હું માત્ર એ પ્રકાર વર્ણ-વતો હતો.

ભવભૂતિ

હં—હં. પણ કવીશ્વર! આટલું તો તમે ય સ્વીકારશો કે રંગસમૃદ્ધિ મારી શૈલીમાં આછી, તેટલાં મારાં રેખાઓનાં અંકન પ્રભાપંક્તિઓ વડે પડે છે.

કાલિદાસ

હા. પણ રંગ ને રેખા ઉભય પર પ્રભુતા દાખવતી, મેં કહી તે સંનદ્ધ ચિત્રશૈલી કરતાં એનું સ્વરૂપ જુદું છે.

ભવભૂતિ

એને કાવ્યની શિલ્પશૈલી કહીએ તો ચાલે.

કાલિદાસ

ચાલે. પણ શિલ્પની જડતા, ગતિહીનતા આદિ ઉપર ભાર મુકિયે નહીં, તથાપિ પેલી માનવહૃદયને જેટલી સરલતાથી વશ કરે તેટલી આ એકલક્ષી, વિચારપ્રભાવથી જ પ્રકાશતી શૈલી નથી કરી શકતી.

ભવભૂતિ

એ તો ન પણ કરે....................

[દત્ત અગાસીના બારમાં આવી, પળેક ઉભો રહી, પાછો જાય છે. તેના આવવાને ભોજન વેળાનું ચિન્હ જાણી કાલિદાસ ઉઠવાની તક શોધે છે.

દરમિઆન ભવભૂતિનું સંભાષણ ચાલુ જ છે.]

આ યુગના,—અથવા, ખરું કહું તો, તમારા યુગના લોકોને રસરાજ શૃંગારનો આલેખક, કરુણરસિક કવિ કરતાં પ્રિયતર થાય એ સમજવું અઘરું નથી.

કાલિદાસ

(વડીલો જ જુવાનો તરફ કરી શકે તેવું સ્મિત કરીને) નથી જ. ને તમે સૌ હવે શૃંગારને પણ સાંકેતિક ને રૂઢ પ્રથાથી જ વર્ણવી શકો છો એટલે કાવ્યમાંથી રસ ને કલા જવાનાં.

ભવભૂતિ

ને તેનો આત્મા–જ્ઞાન–તેમાં ફરી અવતરશે.

કાલિદાસ

જીવનરસને ભોગે એ જન્મ થશે એટલે તેનાં આયુષ્ય ને વ્યાપકતા એવાં જ રહેવાનાં; ને શી શોકની વાત કે તમ સરખા એ સંપ્રદાયના પ્રણેતા થવા ઝંખો છો?

ભવભૂતિ (ક્ષોભથી)

કવિકુલાવતંસ! હું પદવીનો લોભી નથી. શાથી તમે મને એવો માની લ્યો છો? જે એક જ કાવ્યશૈલી મને સાચી લાગે છે તેને અનુસરવામાં પણ પાપ થાય? મારા સ્વભાવને ત્યજીને હું ક્યાં રહું?

[તેનાથી વધુ બોલાતું નથી. આંખો ક્રોધમાં અધિક ગહનતા પામે છે, ભાલદેશ પર વિરલ ચમકાર જણાય છે. તેને જીતવાની આશા રહેતી નથી એટલે–]

કાલિદાસ (સૂક્ષ્મ કટાક્ષથી)

એ ખરું; હું ભુલ્યો. પોતાના સ્વરૂપનો –ભાવ સ્વરૂપનો–સાક્ષાત્કાર માણવો એ તો કવિનો પહેલો ધર્મ.

ભવભૂતિ

એમ જ.

[કાલિદાસ ઉઠીને ઉભા થાય છે એટલે એ પણ, ઉભા થઇ ઉત્તરીય સરખું કરીને સ્વસ્થ થવા માંડે છે. ત્યાં કાલિદાસનો નાનકડો પુત્ર પિનાકપાણિ મણિમય કલ્લીઓ ને કટિમેખલાથી રુમઝુમ થતો આવીને પિતાને વળગી પડે છે.

પિનાક

ચાલો, ચાલોને, પિતાજી! વખત થયો જમવાનો. રંગોળીઓ પુરાઇ ગઇ ને—

[ કાલિદાસ તેને ચૂમિ લેતા, કોટે બઝાડી, છાતી પર લટકતો રાખીને શ્લોક ગણુ-ગણુતા, ડોલતી ગતિએ અંદર જાય છે. બંને તરફ ગહન આંખે જોતો અને પોતાની પવિત્ર મહત્તા પણ અનુભવતો ભવભૂતિ તેમની પાછળ ધીમે ધીમે શરદનાં ચંદ્રિકાજલના હોજ સમી અગાસીમાંથી અદૃશ્ય થાય છે.

---

૩૬

અ. સૌ. વિદ્યાગૌરી નીલકંઠ:

# ભાષાન્તર

દરેક ભાષાસાહિત્યમાં પરભાષામાંથી થએલાં ભાષાંતરોનો ઓછોવધતો સમૂહ હોય છે. ગુજરાતી ભાષાના સાહિત્યમાં પણ ભાષાંતરોનું સાહિત્ય છે અને તેમાં પુષ્કળ ઉમેરો થતો જાય છે. તો તે સંબંધે કાંઇક વિવેચન કરવું અનુચિત નહીં ગણાય.

ભાષાંતરનો મુખ્ય હેતુ સ્વભાષા ને પરભાષામાં-થી કાંઇ યોગ્ય સાહિત્યસામગ્રી અર્પણ કરવાનો હોય છે. આપણે બહાર ગામ જઇએ ને ત્યાં કંઇ નવાઇની વસ્તુ–આપણા ગામમાં ન મળતી–વસ્તુ જોઈ આપણા ગામ માટે અગર કુટુંબી માટે લઇ જવાની થતી તીવ્ર ઇચ્છા જેવી એ ભાષાંતર કરવાની ઇચ્છા કાંઇક અંશે હોય છે. પોતીકાંને કાંઇક અવનવું આપવાની શુભાકાંક્ષાથી પ્રેરાએલો સાહિત્યનો આ વિભાગ ગણના યોગ્ય છે એ તો નિઃસંશય છે. ભાષાંતરકારો ઘણી વાર લેખક થવાની ધૂનમાં, પૈસા કમાવાની દૃષ્ટિથી અને ઘણીવાર કાંઇ પણ વિચાર કર્યા વગર ગુણવાળું, ગુણહીન અને ગુણદોષ એકે વગરનું સાહિત્ય પોતાની ભાષામાં ઉતારી દે છે. આવા પ્રકારનાં ભાષાંતરો દરેક ભાષામાં હોય છે અને ગુજરાતી ભાષામાં પણ થાય છે. તથાપિ શિષ્ટ લેખકોના હાથે લખાએલાં ભાષાંતરો સાહિત્યનાં ઉપયોગી અંગ છે એ સ્વીકારવું જોઇએ.

ભાષાંતરોને સાહિત્યની, ભાષાસમૃદ્ધિની, શૈલીની તથા જ્ઞાનની કસોટીએ તપાસવાં આવશ્યક છે.

સાહિત્ય કોને કહેવું એ વિશાળ પ્રશ્નને બાજુ પર રાખતાં, દરેક ભાષામાં જે પુસ્તકોની સાહિત્યમાં ગણના થાય છે તેમાં ભાષાંતરોનો સમાવેશ થાય છે. ગ્રીક તથા લૅટીન ભાષામાંથી અંગ્રેજી ભાષામાં નાટકો, કાવ્યો, સંવાદો વગેરે ઉતારાયાં છે તે અંગ્રેજી ભાષાના શિષ્ટ સાહિત્યમાં ગણાય છે. અલબત્ત સ્વકલ્પિત ( Original ) સાહિત્ય કરતાં તેનો દરજ્જો કાંઇક ઉતરતો હોય જ. કારણ કે લેખકની તે વિચારસૃષ્ટિ નથી; માત્ર બીજાના વિચારનું દર્શન કરવાનો જ પ્રયત્ન તેમાં હોય છે. ગુજરાતી ભાષામાં પણ સંસ્કૃત, અંગ્રેજી, બંગાળી, મરાઠી, હિંદી વગેરે અન્ય ભાષામાંથી તરજુમા થઈ ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થતું જાય છે એ વાતની ના

પ્રકાય તેમ નથી. મૂળ પુસ્તકો જેમ બધાં જ સારાં હોય તેમ બનતું નથી તેમ ભાષાંતરો પણ સારાં ખોટાં હોય, પરન્તુ સારાં ભાષાંતરો વડે સાહિત્યમાં વધારો થાય છે અને શાકુન્તલ કે ઉત્તરરામચરિત, અસંખ્ય અંગ્રેજી પુસ્તકો, ટાગોરની કૃતિઓ, તુલસીકૃત રામાયણ, ગીતા-રહસ્ય વગેરેનાં ભાષાંતર થયાં ન હોત તો ગુજરાતી સાહિત્ય એટલું ઉણપવાળું રહેત એમાં કાંઈ શક નથી. તે જ પ્રકારે શિષ્ટ ગ્રંથો આપણા સાહિત્યમાં ઉમેરાય તેટલો સાહિત્યને લાભ જ છે એમ સમજવું જોઈએ. કોઈપણ સાહિત્ય ભાષાંતરના સાહિત્યની પુરણી વિના આ જમાનામાં અપૂર્ણ જ ગણાય. દરેક વિષયનાં અને દરેક જાતનાં પુસ્તકો એક ભાષામાં ન હોય, અને વિવિધ ભાષામાંથી તેના અનુવાદ કરી પોતાના સાહિત્યનો સંભાર વધારવો એ પ્રત્યેક સાહિત્યસેવકનો ધર્મ છે. જેઓ મૂલ લેખ ન લખી શકે તે ફૂલ નહીં તો ફૂલની પાંખડી–એ ન્યાયે સાહિત્યવિકાસમાં ભાષાંતર દ્વારા સહાયતા કરી શકે. અંગ્રેજી સાહિત્યમાં ગ્રીક, લૅટીન સાહિત્યના અનુવાદ ન હોત, ચૅપમેન કે પોપનું ઇલીઅડ, દૃષ્ટાંત તરીકે, ન હોત તો જગતનો મોટો ભાગ એવા એક કાવ્યથી અજ્ઞાત રહેત. દરેક સાહિત્યનું પુસ્તક તે જે ભાષામાં લખાયું હોય તેમાં જ તેની ખરી ખુબી રહેલી છે એ સત્ય છે, પરંતુ દુનીઆમાં બધી ભાષાઓ બધા શીખી શકે નહીં અને બધી ખુબી નહીં તો ખુબીનું થોડે ઘણે અંશે દિગ્દર્શન થઇ શકે તોપણ સાહિત્યને લાભ છે અને ભાષાંતર-કારનો પ્રયત્ન સફલ થયો કહેવાય. શૅક્સપી-અરનાં કાવ્યોના યુરોપની બધી ભાષામાં તર-જુમા થયા છે. શાકુંતલ જર્મન, અંગ્રેજી, વગેરે ભાષામાં ઉતારાયું છે અને એ રીતે ભાષાંતર દ્વારા સાહિત્યના ગ્રંથો જગતમાં પ્રસિદ્ધિ પામ્યા છે. સાહિત્યની અભિવૃદ્ધિ તથા પ્રસિદ્ધિને અર્થે ભાષાંતરોની જરૂર છે અને ભાષાંતરો સાહિત્યની કસોટીએ ઉપયોગી છે એટલું જ નહીં પણ આવશ્યક છે.

ભાષાન્તરોથી ભાષાને પણ અસર થાય છે એ સ્પષ્ટ છે. એક પુસ્તક અન્ય ભાષામાંથી ઉતારતાં આપણી ભાષાના શબ્દોને મૂલ અર્થ દર્શાવવા કાંઇક ફેરવવા પડે છે, કેટલાક શબ્દો આપણી ભાષાની નજીકની ભાષામાંથી લેવા પડે છે અને મૂલ ભાષાના શબ્દો પણ કોઈવાર તેનો અર્થ વિસ્તારથી સમજાવી રહેવા દેવા પડે છે. ભાષાનો કોષ આથી વિસ્તાર પામે છે–ભાષાના શબ્દોના અર્થમાં પણ વિવિધતા દર્શાવવાનું સામર્થ્ય આવે છે. એક જ અર્થના જુદા જુદા શબ્દોમાં આછાપણું અને ઘટ્ટતા પ્રકટ થાય છે. વિચારનું બાહુલ્ય થતાં શબ્દ-કોષમાં શબ્દોની સંખ્યા તેમજ તે જ શબ્દોનો પ્રભાવ વધે છે એમ દરેક ભાષામાં થાય છે; અને ગુજરાતી ભાષાની સચોટતા, પ્રભાવ અને શબ્દસંખ્યામાં જે દિનપરદિન વધારો થતો જણાય છે તેમાં ભાષાંતરોએ બહુ અગત્યનો ભાગ લીધો છે.

પર ભાષામાંથી અનુવાદ કરવામાં શૈલી અસ્પૃષ્ટ ન જ રહી શકે. ગુજરાતી ભાષામાં અમુક પુસ્તક સંસ્કૃતમાંથી ઉતાર્યું છે કે બંગાલીમાંથી કે અંગ્રેજીમાંથી કે હિંદીમાંથી તે શૈલીના ઝોક પરથી ભાષાંતરકારના ગમે તેવા પ્રયાસ છતાં જણાઇ આવ્યા વગર રહેતું નથી. ભાષાંતર-કાર મૂલ લેખકના વિચારને જેમ બને તેમ સ્વભાષાની શૈલીમાં ઘટાવવા પ્રયત્ન કરે તો પણ કેટલાક વિચાર, કેટલાંક ઉદ્ગાર, કેટલાંક વચનો એવાં હોય છે કે ઢાંકવા છતાં બહાર પડીજ જાય છે. ભાષાંતરનું સાફલ્ય પરભાષામાંથી એક પણ વિચાર છોડી દીધા વિના સ્વભાષાની શૈલીમાં તે ઉતારવામાં મુખ્યત્વે રહેલું છે.

સ્વ. ભાઇ મણિશંકરનો અભિપ્રાય આ

સંબંધે કાંઇક જુદો હતો. તે અત્રે જણાવવો અયોગ્ય નહીં ગણાય. તેઓ એમ માનતા કે બીજી ભાષાની શૈલી એમને એમ રહેવા દઇને ભાષાંતર કરવું. તેને મરડીમચડીને આપણી શૈલીના બીબામાંથી બહાર પાડવાની જરૂર નથી. જેમ પરભાષાના સાહિત્યમાં દર્શાવેલા વિચારનો, તેમ જ પરભાષાની શૈલીનો પણ આપણી ભાષા જાણનારને પરિચય કરાવવો આવશ્યક છે. સ્વીડનબોર્ગ લેખકના અનુવાદ કરવામાં તેઓ આવી છૂટ લેતા. તેઓ કહેતા કે માત્ર ગુજરાતી જાણનાર પણ રફતે રફતે એ શૈલીથી પરિચિત થશે અને સમજવા લાગશે. મૂળ લેખકના વિચારપ્રદર્શન માટે કદાચ આ મંતવ્ય યોગ્ય ગણાય પણ પરિણામે આપણી ભાષાનું સ્વરૂપ કેવું થાય એ જોવાનું છે. હાલ પણ અંગ્રેજીમાંથી ભાષાંતર કરી નહી લખનારા લેખકો પણ ભારોભાર અંગ્રેજી શૈલીમાં લખાણ કરે છે અને કેટલાક પ્રયોગો તે દ્વારા એટલા રૂઢ થઇ ગયા છે કે તે મૂલ શુદ્ધ ગુજરાતીના પ્રયોગો નથી એમ જ્યારે વિચાર કરીને જોઇએ ત્યારે જ જણાય છે. પ્રશ્ન એ રહે છે કે—આ સ્થિતિ સાહિત્ય અને ભાષાશૈલી માટે ઇષ્ટ છે કે કેમ? શૈલીમાં વિવિધતા અને સામર્થ્ય કદાચ તેથી આવે તથાપિ નિર્મલતા, શુદ્ધતાનો લોપ થાય છે જ. પરભાષાના શબ્દોના વ્યવહાર કરતાં પણ શુદ્ધતા જવાનો આમાં વધારે સંભવ છે. કારણ કે શબ્દો તો સૂઝતા જાય ને જડે તેમ પરભાષાના ઓછા વપરાય, પરંતુ ભાષાની શૈલીનું વલણ એક વાર રૂઢ થયા પછી બદલાવું મુશ્કેલ છે. ભાષાશૈલી એ પ્રજાના સંસ્કારનું એક પ્રકારનું બાહ્યસ્વરૂપ છે અને તે સંસ્કારિતા શિષ્ટ સાહિત્યદ્વારા જળવાય એ આવશ્યક છે. તેની વિવૃદ્ધિ એ સંસ્કારના ધોરણ પર જ રચાય એ ઇષ્ટ છે. તેને સંકુચિત કે સદા કાળ માટે મર્યાદિત રાખવી એ કહેવાનું તાત્પર્ય નથી, પરંતુ તેમાં કર્કશતા અને સંસ્કારવિહીનતા ન આવવી જોઇએ. એ દૃષ્ટિબિન્દુ ન રખાય તો ગુજરાતી ભાષાશૈલી ધૂંસડાની ઘસડાતી ક્યાં જઇને અટકશે તે કહી શકાતું નથી.

સ્વ. મણિશંકર સમર્થ વિદ્વાન હતા, ગુજરાતી ભાષાના મોટા સેવક હતા, સાહિત્યના ઉપાસક હતા, અને તેમણે અનેક ભાષાંતરો ગુજરાતી સાહિત્યને અર્થે કર્યા છે એટલે તેમના સરખા સાક્ષરના અભિપ્રાયની વિરુદ્ધ આટલું નમ્રતાથી દર્શાવવામાં જો કાંઇ ધૃષ્ટતા હોય તો તે માટે દરગુજર કરવા વિનંતિ છે.

છેલ્લી બાબત જ્ઞાનની છે. જ્ઞાન મેળવવાનાં સાધન તરીકે ભાષાંતરનું મૂલ્ય જેટલું ગણીએ તેટલું ઓછું છે. સાહિત્યની અભિવૃદ્ધિ ઉપરાંત જ્ઞાનની વૃદ્ધિ ભાષાંતર અનેકવિધ કરે છે. વિજ્ઞાનનાં પુસ્તકો, ઇતિહાસ, ભુગોળ, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને બીજી અનેક વિદ્યાઓનું ચાલુ સમયને અનુસરતું જ્ઞાન પરભાષાના પુસ્તકોના અનુવાદ કર્યા સિવાય કેવી રીતે મેળવી શકાય? પ્રાચીન સમયમાં પણ જે વિદ્યાઓ આપણા પૂર્વજો જાણતા હતા તે સર્વ સંસ્કૃત ભાષામાં છે. તેમનાં ભાષાંતરદ્વારા જ આપણે તે પ્રાપ્ત કરી શકીએ તેમ છે. હિંદુધર્મનાં શાસ્ત્રો પણ સંસ્કૃત ભાષામાં છે. પ્રજાનો મોટો સમૂહ તે ભાષાનું એટલું જ્ઞાન ન પ્રાપ્ત કરી શકે, કે મૂળ ગ્રન્થો વાંચી શકે, અને ભાષાન્તરો થાય તો જ તે ગ્રંથોનો અભ્યાસ તેઓ કરી શકે અને અજ્ઞાનને લીધે જ અનેક અનર્થો ધર્મના વિષયમાં થાય છે તેમાંથી મુક્તિ થઇ શકે. અનેક ભાષાઓના અભ્યાસ કરી તે દ્વારા જ્ઞાન પ્રાપ્તિ કરવાનો માર્ગ પ્રજાવર્ગના થોડા જ લઇ શકે, માટે વિદ્વાનોનું કર્તવ્ય એ છે કે પોતે જે જ્ઞાન મેળવવા ભાગ્યશાળી થયો હોય તે પોતાના દેશી બાંધવો માટે સ્વભાષામાં ઉતારી તેમની સમક્ષ મુકવું. આ રીતે પ્રજાના જ્ઞાનનો ભંડાર

વધારવો એ સુશિક્ષિત મનુષ્યોની ફરજ છે. આત્મતૃપ્તિ કરી બેસી ન રહેતાં ન જાણનારને માટે જ્ઞાનનાં દ્વાર ઉઘાડવાં એ ઉદારતા દર્શાવવાનું કાર્ય છે. ભાષાંતર કરવાનું કાર્ય ઘણીવાર કંટાળા ભરેલું હોય છે. વિચાર ઘટાવવાની મુશ્કેલીથી ઘણીવાર બુદ્ધિશાળી લેખકો તે તરફ આકર્ષાતા નથી. પરંતુ એ ધર્મ છે એમ ઉત્સાહપૂર્વક માન્યતા રાખવાથી તેમાં સુગમતા થાય છે. ભાષાંતરો સમર્થ વિદ્વાનોને હાથે થાય તો જ સફલ થાય છે.

પરભાષા ન જાણનારને જ માટે ભાષાંતરો હમેશ હોય છે એમ નથી. પરભાષા જાણતા હોય તેમનામાંથી ઘણાથી તે પુસ્તક મૂળમાં ન વંચાય અને સ્વભાષામાં સહેલાઇથી વંચાય એમ બને છે–બનવું જોઇએ. જેમ સારાં પુસ્તકો વાંચી તે વાંચવા ભલામણ કરીએ તે જ રીતે સ્વભાષામાં અનુવાદ કરી આપવાની ભલામણ એ જ પ્રકારની જો કે અતિ મોટી ભલામણ કરવા બરોબર છે. પરભાષા જાણનાર અને ન જાણનાર બધા વાંચે ને રસ લે એવા ઉદ્દેશથી અને એવા પ્રકારે ભાષાંતર થવાં જોઇએ.

વિદ્વાનોને હાથે થઇ શકે તેટલાં ભાષાન્તર ઉપરાંત પણ સામાન્ય મહેનતુ ઉત્સાહી શિક્ષિતજનો પણ એ કાર્ય ઉપાડી શકે તેમ છે અને તેમાં ભાષા વગેરેની ઉણપ વિદ્વાનોની સહાયતાથી પુરી પાડવામાં આવી શકે, જેથી જ્ઞાનપ્રાપ્તિના સાધન તરીકે ભાષાંતરો પોતાનું કાર્ય વધારે પ્રમાણમાં અને વધારે વેગથી કરી શકે. આ જમાનામાં એક દેશના જુદા જુદા પ્રાન્તોમાં સાહિત્યનાં ભાષાન્તરો દ્વારા વિચારોની આપ–લે થઈ શકે તેમ છે. પરદેશ સાથે પણ એ જ પ્રકારનો વ્યવહાર થઇ શકે તેમ છે–એવાં સાહિત્ય અન્ય પ્રાંતો અને અન્ય પ્રજાઓનાં દૃષ્ટિબિન્દુઓ સમજાવવામાં સહાયભૂત થાય છે. જનસમાજમાં પ્રજા પ્રજા વચ્ચેની, પ્રાંત પ્રાંત વચ્ચેની ગેરસમજુત દૂર કરી શકવા માટે પણ એ સાધન બની શકે.

આમ અનેક પ્રકારે સુકાર્ય બજાવનાર સાહિત્યના આ અંગની તરફેણમાં આટલું કહ્યા પછી એ કહેવું જોઇએ કે પરભાષામાંથી જ્ઞાન વા સાહિત્ય મેળવવાથી પર્યાપ્તિ ન માનવી જોઇએ. એ તો એક અંગ માત્ર છે. અને કોઇ પણ પ્રજાની ખરી ઉન્નતિ થવા માટે તેનામાં પોતાની જ વિચારસૃષ્ટિની રચના થવી જોઇએ. તેની વિચારપ્રવૃત્તિ પારકી સુઠીથી ન ચાલવી જોઇએ. વિચારનું ભંડોળ વધારવા અને શિષ્ટ ગ્રંથો રચાવા તરફ સર્વ સાહિત્યરસિકોનું લક્ષ દોરાવું વધારે જરૂરનું છે. ભાષાંતરો જ રચાયે જાય ને મૂલ ગ્રંથો ન લખાય, તો સાહિત્ય તેમ જ પ્રજાની પ્રગતિ અંદ જ રહેવાની એ સ્વીકારવું જ જોઇએ; અને તે જ કારણથી સાક્ષરો તરફથી ફરીયાદ સંભળાય છે કે માત્ર ભાષાંતરો ભાષાંતરો જ કરવા તરફ પ્રવૃત્તિ ન ચલાવવી અને સાહિત્યમાં સંગીન ઉમેરો કરવા મૂળ ગ્રન્થો લખવા. ગુજરાતી ભાષામાં તેવા ગ્રન્થોની ખરેખરી ખોટ છે એ સ્પષ્ટ દર્શાવી આપે છે કે આપણામાં વિચારકો હજી પેદા નથી થયા. એવા વિચારકો કાંઈ યન્ત્રદ્વારા ઉત્પન્ન થઇ શકતા નથી. તે સારૂ તેનાં શા કારણ છે તેનું વિચારપૂર્વક શોધન કરવું જોઇએ. ગુજરાતમાં બુદ્ધિ નથી એમ તો ન જ કહી શકાય. ભાષાંતરો થવાથી મૂળ લેખ લખાતાં અટકે છે એમ તો ન જ પ્રતિપાદન થઈ શકે. ભાષાંતર વિચારસૃષ્ટિનાં બાધક બને એમ ન હોય. કદાચ બીજાનું મેળવી તેથી અયોગ્ય સંતોષ માની લેતા થવાય એ સંભવ છે, પરંતુ મેળે વિચાર કરવાની ટેવ બાળકપણથી પાડવામાં નથી આવતી એ પણ આપણા શિક્ષણની ખામી હોવી જોઇએ. થોડામાં

સંતુષ્ટ થઇ ન જતો આદર્શ મહાન રાખવો એ પણ જરૂરનું છે અને શિક્ષણનાં દ્વાર સર્વેને માટે ખોલવાં, જેથી અત્યારે અનેક મનુષ્યો—જો તક મળી હોત તો મહાન વિચારકો થાત—તે અંધારામાં રહી જાય છે તેમ ન બને. સાહિત્ય, કલા, એ પ્રજાની પ્રગતિનાં કેટલેક અંશે ચિન્હરૂપ છે. જેમ જેમ ગુર્જર પ્રજા સર્વતોમુખી પ્રવૃત્તિમાં આગળને આગળ વધશે તેમ તેનું સાહિત્ય ચઢીઆતી કોટીનું થશે એ વાત પ્રજાઓના ઇતિહાસથી સિદ્ધ થએલી છે.

આ સ્મારકના નાયક જેવા માત્ર સાહિત્યસેવક, કવિની કદર કરવી એ પણ દેશના સાહિત્યના ઉદ્ધારનું શુભ ચિહ્ન છે. આ ગ્રન્થ એવા ઉદ્ધારના સાધનરૂપ બને એવી શુભેચ્છા સાથે વિરમુ છું.

---

૩૭

રા. રા. સન્મુખલાલ ઝવેરી પંડયાઃ

# ગુજરાતનાં ખંડેરો ક્યારે સચેતન બનશે? *

ખંડેરોમાંથી પ્રેરણા શોધવાનો, તેમાં ફરતા પડછાયા જોવાનો શોખ હજી આપણે કેળવ્યો નથી. નરસિંહ મ્હેતાનો ચોરો, પ્રેમાનંદની ખડકી, નર્મદાશંકર અને દલપતરામના નિવાસો, કલાપીનાં ઉપવનો, સુન્દરગિરિનાં શિખરો જ્યાંથી દેખાયાં તે ગોવર્દ્ધનરામની મેડી એ સર્વ હજી ગુજરાતીઓનાં યાત્રાનાં ધામો બન્યાં નથી. છૂટક છૂટક જયન્તિઓ ઉજવાય છે પરંતુ એ ઉત્સવોમાં પ્રજાનો આત્મા પ્રકટતો નથી, ઉત્સવો પ્રજાકીય બનતા નથી. કોઈ એકલ ઉત્સાહીને આવા ધામોમાં રખડવાનો શોખ હોય તો તે અનુકૂલતાઓને અભાવે તૃપ્ત થતો નથી. ધર્મના સંપ્રદાયો વિના બીજા પ્રદેશોમાં અંગત સ્મારકોનું મૂલ્ય હજી આપણે સ્હમજતા કે કેળવતા નથી.

પોતાના સાહિત્ય માટે મમતા મોળી હોય ત્યાં સાહિત્યવીરોનું પૂજન ન હોય એમાં આશ્ચર્ય

* આ લેખ વાંચનારને કદાચ નીચેના ઉતારામાં રસ પડશે.

I ask anybody who is in the habit of taking long walks in London or in other Cities, whether it is not an immense relief to come on some tablet which suggests a new train of thought, which recalls to the mind the career of some distinguished person, and which takes off the intolerable pressure of the monotony of endless streets:—Lord Rosebery: Speech at unveiling of tablet on Macaulay's house.

જેવું કાંઇ નથી. સમસ્ત દુનિયાના સાહિત્યોની પરિષદ્ ભરાય ત્યાં સ્થાન લેવા સરસ્વતીચંદ્ર જેવો મહાગ્રંથ ગુજરાત મોકલી શકે એ અભિમાન, એ અસ્મિતા હજી આપણામાં જન્મ્યાં નથી. આ સ્થિતિમાં મહાન લેખકોનાં પ્રજાકીય સ્મારકો તો ક્યાંથી જ હોય ?

વર્ષે વર્ષે શેક્સપિયરનો જન્મોત્સવ ઉજવી અંગ્રેજો એ શ્રેષ્ઠ નાટ્યકારનું એકલું પૂજન જ નથી કરતા, પરંતુ તેની કૃતિઓમાં સામાન્ય જનતાને અવનવીન રસ લેતી પણ કરે છે. ત્રણ ચાર અઠવાડિયાં એ ઉત્સવ એના જન્મસ્થલ સ્ટ્રૅટફર્ડમાં ચાલે છે ત્યારે અસંખ્ય સ્ત્રી-પુરૂષો ત્યાં ભેગાં મળી સાદા મીઠા આનંદો ભોગવે છે, અને સાથે સાથે તેના સંપર્કથી તીર્થરૂપ બનેલાં સ્થલો અને નિવાસોમાં રખડતાં એ વિશ્વવિખ્યાત નાટ્યકારનાં સ્મરણોને અંજલિ અર્પણ કરે છે. સ્ટ્રૅટફર્ડનાં ખંડેરોનું ઐતિહાસિક ચેતન આમ અખંડિત રહે છે. સ્ટ્રૅટફર્ડ સુંદર પણ છે. પાસેની ઍવન નદીનો જલવિસ્તાર અને તેને બન્ને કિનારે ઝુકતી લીલી કુંજો વિશ્વકર્માની સનાતન રંગભૂમિ હોય તેમ, યૌવનથી ઉછળતાં યાત્રિકોને, નાટ્યકારે આલેખેલાં અનેક રસિક દૃશ્યો યોજવાની અનુકૂલતા કરી આપે છે. ગંભીર અભ્યાસીઓને શેક્સપિયરનું જન્મમંદિર, એ નાની ઝુંપડી, હોલી ટ્રીનીટી ચર્ચ (Holy Trinity Church) અને તેનું કબ્રસ્તાન, મેમોરિયલ થીએટર (Memorial Theatre) સ્મારક રૂપે બાંધેલાં રંગભૂમિ અને પુસ્તકાલય, એ સર્વ સ્થલે નાટ્યકારની સાક્ષીરૂપ બનેલી સૃષ્ટિનો અંગત નિકટ પરિચય કરવાનો પ્રસંગ મળી શકે છે. સ્ટ્રૅટફર્ડનું વાતાવરણ જ રોમેન્સથી (romance આનંદક્ષોભ)થી ઉભરાય છે. યાત્રિકોને ઇચ્છાએ કે અનિચ્છાએ એ વાતાવરણમાં ભળવું પડે એવું એનું આકર્ષણ છે. નાટ્યકારના જન્મખંડની નીચી છત ઉપર અને તેની જૂની બારીના ઝાંખા કાચ ઉપર કાર્લાઇલ (Carlyle) સ્કૉટ (scott) અને ડીકન્સ (Dickens) જેવા પણ પોતાના નામાક્ષરો કોતરવાની ઉર્મિ દબાવી શક્યા ન્હોતા, તો સામાન્ય પ્રવાસી કે નમ્ર યાત્રી એ વાતાવરણની મોહકતામાંથી કેમ મુક્ત રહી શકે ? કાર્લાઇલ અને સ્કૉટ જેવાના ભક્તમંડલમાં પોતાને ઉભેલો જોઇ ભાવાર્દ્ર પ્રવાસી પ્રેરણા કેમ ન મેળવે ? કૃતાર્થતા કેમ ન અનુભવે ? ગુજરાતમાં આવું સ્ટ્રૅટફર્ડ ક્યાં છે?

વીસમી સદીની પ્રવૃત્તિઓથી ઉભરાતી લન્ડનની ફ્લીટ સ્ટ્રીટ (Fleet Street) હજી ડૉક્ટર જોન્સન (Johnson)નાં સ્મરણો જાળવી રહી છે. જ્યા જોન્સને એનો પ્રખ્યાત શબ્દકોષ રચ્યો હતો તે જ ઘરમાં લગભગ તેજ વાતાવરણમા સાહિત્યનો અભ્યાસી કેટલી મૂલ પ્રતો જોઇ શકે છે! નર્મકોષના કર્તાનું સ્મરણ એમ જળવાય તો કેવું સારૂં ? જે પથિકાશ્રમો–inns માં જોન્સન અને ગોલ્ડસ્મિથ (Goldsmith) મળતા, જ્યાં જોન્સન પોતાના શિષ્યમંડલ, બર્ક, (Burke) ગિબન (Gibbon) રેનોલ્ડ્સ (Reynolds) આદિ સાથે બેસી સાહિત્યનાં શાસનો જાહેર કરતો, એ મંદિરોની સંભાળ લન્ડનનાં નગરમંડલો બહુ સાવધતાથી અને મમતાથી રાખે છે. પ્રેમાનંદ પોતાના શિષ્યમંડલને ક્યાં મળતો તે આપણે જાણીએ છીએ ?

કોઇ કવિયો એક કાવ્ય લખવા જન્મે છે અથવા એક કાવ્યથી અમર બને છે. ગ્રે (Gray) એ જે કબ્રસ્તાન–ચર્ચયાર્ડ–માં પડખે પડખે એની અમર એલેજી (elegy) લખી તે જ સ્થલે બેસી સન્ધ્યાકાલે રસિક જનો એ કાવ્યનો ગંભીર ભાવપ્રવાહ—'લંબાવેલા સ્વર મધુરથી વ્યોમમાંહે ભરે છે.' દેવયાની અને વસંતવિજય ક્યાં લખાયાં, કેમ લખાયાં,

સંતુષ્ટ થઇ ન જતાં આદર્શ મહાન રાખવો એ પણ જરૂરનું છે અને શિક્ષણનાં દ્વાર સર્વેને માટે ખોલવાં, જેથી અત્યારે અનેક મનુષ્યો-જો તક મળી હોત તો મહાન વિચારકો થાત-તે અંધારામાં રહી જાય છે તેમ ન બને. સાહિત્ય, કલા, એ પ્રજાની પ્રગતિનાં કેટલેક અંશે ચિહ્નરૂપ છે. જેમ જેમ ગુર્જર પ્રજા સર્વતોમુખી પ્રવૃત્તિમાં આગળને આગળ વધશે તેમ તેનું સાહિત્ય ચઢીઆતી કોટીનું થશે એ વાત પ્રજાઓના ઇતિહાસથી સિદ્ધ થએલી છે.

આ સ્મારકના નાયક જેવા માત્ર સાહિત્યસેવક, કવિની કદર કરવી એ પણ દેશના સાહિત્યના ઉદ્ધારનું શુભ ચિહ્ન છે. આ ગ્રન્થ એવા ઉદ્ધારના સાધનરૂપ બને એવી શુભેચ્છા સાથે વિરમું છું.

37

રા. રા. સન્મુખલાલ ઝવેરી પંડ્યાઃ

# ગુજરાતનાં ખંડેરો ક્યારે સચેતન બનશે? *

ખંડેરોમાંથી પ્રેરણા શોધવાનો, તેમાં ફરતા પડછાયા જોવાનો શોખ હજી આપણે કેળવ્યો નથી. નરસિંહ મ્હેતાનો ચોરો, પ્રેમાનંદની ખડકી, નર્મદાશંકર અને દલપતરામના નિવાસો, કલાપીનાં ઉપવનો, સુન્દરગિરિનાં શિખરો જ્યાંથી દેખાયાં તે ગોવર્દ્ધનરામની મેડી એ સર્વ હજી ગુજરાતીઓનાં યાત્રાનાં ધામો બન્યાં નથી. છૂટક છૂટક જયન્તિઓ ઉજવાય છે પરંતુ એ ઉત્સવોમાં પ્રજાનો આત્મા પ્રકટતો નથી, ઉત્સવો પ્રજાકીય બનતા નથી. કોઈ એકલ ઉત્સાહીને આવા ધામોમાં રખડવાનો શોખ હોય તો તે અનુકૂલતાઓને અભાવે તૃપ્ત થતો નથી. ધર્મના સંપ્રદાયો વિના બીજા પ્રદેશોમાં અંગત સ્મારકોનું મૂલ્ય હજી આપણે સમજતા કે કેળવતા નથી.

પોતાના સાહિત્ય માટે મમતા મોળી હોય ત્યાં સાહિત્યવીરોનું પૂજન ન હોય એમાં આશ્ચર્ય

* આ લેખ વાંચનારને કદાચ નીચેના ઉતારામાં રસ પડશે.

I ask anybody who is in the habit of taking long walks in London or in other Cities, whether it is not an immense relief to come on some tablet which suggests a new train of thought, which recalls to the mind the career of some distinguished person, and which takes off the intolerable pressure of the monotony of endless streets:—Lord Rosebery: Speech at unveiling of tablet on Macaulay's house.

જેવું કાંઇ નથી. સમસ્ત દુનિયાના સાહિત્યોની પરિષદ્ ભરાય ત્યાં સ્થાન લેવા સરસ્વતીચંદ્ર જેવો મહાગ્રંથ ગુજરાત મોકલી શકે એ અભિમાન, એ અસ્મિતા હજી આપણામાં જન્મ્યાં નથી. આ સ્થિતિમાં મહાન લેખકોનાં પ્રજાકીય સ્મારકો તો ક્યાંથી જ હોય ?

વર્ષે વર્ષે શેક્સપિયરનો જન્મોત્સવ ઉજવી અંગ્રેજો એ શ્રેષ્ટ નાટ્યકારનું એકલું પૂજન જ નથી કરતા, પરંતુ તેની કૃતિઓમાં સામાન્ય જનતાને અવનવીન રસ લેતી પણ કરે છે. ત્રણ ચાર અઠવાડિયાં એ ઉત્સવ એના જન્મસ્થલ સ્ટ્રેટફર્ડમાં ચાલે છે ત્યારે અસંખ્ય સ્ત્રીપુરુષો ત્યાં ભેગાં મળી સાદા મીઠા આનંદો ભોગવે છે, અને સાથે સાથે તેના સંપર્કથી તીર્થરૂપ બનેલાં સ્થલો અને નિવાસોમાં રખડતાં એ વિશ્વવિખ્યાત નાટ્યકારનાં સ્મરણોને અંજલિ અર્પણ કરે છે. સ્ટ્રેટફર્ડનાં ખંડેરોનું ઐતિહાસિક ચેતન આમ અખંડિત રહે છે. સ્ટ્રેટફર્ડ સુંદર પણ છે. પાસેની એવન નદીનો જલવિસ્તાર અને તેને બન્ને કિનારે ઝુકતી લીલી કુંજો વિશ્વકર્માની સનાતન રંગભૂમિ હોય તેમ, યૌવનથી ઉછળતાં યાત્રિકોને, નાટ્યકારે આલેખેલાં અનેક રસિક દૃશ્યો યોજવાની અનુકૂલતા કરી આપે છે. ગંભીર અભ્યાસીઓને શેક્સપિયરનું જન્મમંદિર, એ નાની ઝુંપડી, હોલી ટ્રીનીટી ચર્ચ ( Holy Trinity Church ) અને તેનું કબ્રસ્તાન, મેમોરિયલ થીએટર ( Memorial Theatre ) સ્મારક રૂપે બાંધેલાં રંગભૂમિ અને પુસ્તકાલય, એ સર્વ સ્થલે નાટ્યકારની સાક્ષીરૂપ બનેલી સૃષ્ટિનો અંગત નિકટ પરિચય કરવાનો પ્રસંગ મળી શકે છે. સ્ટ્રેટફર્ડનું વાતાવરણ જ રોમેન્સથી ( romance આનંદક્ષોભ )થી ઉભરાય છે. યાત્રિકોને ઇચ્છાએ કે અનિચ્છાએ એ વાતાવરણમાં ભળવું પડે એવું એનું આકર્ષણ છે. નાટ્યકારના જન્મખંડની નીચી છત ઉપર અને તેની જૂની બારીના ઝાંખા કાચ ઉપર કાર્લાઇલ (Carlyle) સ્કોટ ( scott ) અને ડીકન્સ ( Dickens ) જેવા પણ પોતાના નામાક્ષરો કોતરવાની ઉર્મિ દબાવી શક્યા ન્હોતા, તો સામાન્ય પ્રવાસી કે નમ્ર યાત્રી એ વાતાવરણની મોહકતામાંથી કેમ મુક્ત રહી શકે ? કાર્લાઇલ અને સ્કોટ જેવાના ભક્તમંડલમાં પોતાને ઉભેલો જોઇ ભાવાર્દ્ર પ્રવાસી પ્રેરણા કેમ ન મેળવે ? કૃતાર્થતા કેમ ન અનુભવે ? ગુજરાતમાં આવું સ્ટ્રેટફર્ડ ક્યાં છે?

વીસમી સદીની પ્રવૃત્તિઓથી ઉભરાતી લન્ડનની ફ્લીટ સ્ટ્રીટ ( Fleet Street ) હજી ડાક્ટર જોન્સન ( Johnson )નાં સ્મરણો જાળવી રહી છે. જ્યાં જોન્સને એનો પ્રખ્યાત શબ્દકોષ રચ્યો હતો તે જ ઘરમાં લગભગ તેજ વાતાવરણમાં સાહિત્યનો અભ્યાસી કેટલી મૂલ પ્રતો જોઇ શકે છે! નર્મકોષના કર્તાનું સ્મરણ એમ જળવાય તો કેવું સારૂં ? જે પથિકાશ્રમો–inns માં જોન્સન અને ગોલ્ડસ્મિથ ( Goldsmith ) મળતા, જ્યાં જોન્સન પોતાના શિષ્યમંડલ, બર્ક, ( Burke ) ગિબન ( Gibbon ) રેનોલ્ડસ ( Reynolds ) આદિ સાથે બેસી સાહિત્યનાં શાસનો જાહેર કરતો, એ મંદિરોની સંભાળ લન્ડનનાં નગરમંડલો બહુ સાવધતાથી અને મમતાથી રાખે છે. પ્રેમાનંદ પોતાના શિષ્યમંડલને ક્યાં મળતો તે આપણે જાણીએ છીએ ?

કોઇ કવિયો એક કાવ્ય લખવા જન્મે છે અથવા એક કાવ્યથી અમર બને છે. ગ્રે ( Gray ) એ જે કબ્રસ્તાન–ચર્ચયાર્ડ–માં પડચે પડચે એની અમર એલેજી ( elegy ) લખી તે જ સ્થલે બેસી સન્ધ્યાકાલે રસિક જનો એ કાવ્યનો ગંભીર ભાવપ્રવાહ—'લંબાવેલા સ્વર મધુરથી વ્યોમમાંહે ભરે છે.' દેવયાની અને વસંતવિજય ક્યાં લખાયાં, કેમ લખાયાં,

તે ગુજરાત જાણે છે? સનાતન રસથી, નરી મીઠાશથી નીતરતા, દિલ્હીશાઇ હાથીદાંત-તસવીરો જેવાં કલામય, કાન્તનાં આ અમર કાવ્યો ક્યાં જન્મ્યાં તે સ્થલોનું પણ સ્મરણ ગુજરાતીઓ નહિ રાખે? કે એ સ્થલો ખંડેર બની કાલની કરાલ દંષ્ટ્રામાં ચવાઈ નિઃશેષ બની જશે!

× × × ×

વર્ષો પ્હેલાં કાલબાદેવીના એક માળામાં કાન્તને મળવા એક મિત્ર લઇ ગયા ત્યારે તેમની મનોદશા જાણ્યા છતાં પૂછાઇ જવાયું હતું કે સુરતાની વાડીઓમાં રમેનો કસ્તુરી મૃગ પાછો અવની ઉપર ક્યારે ઉતરશે? ઉત્તરમાં કાન્ત કરુણ, દર્દભર્યું હાસ્ય હસ્યા હતા. એ હાસ્યને એ દર્દને અમર કરનાર કોઇ ચિત્રકાર ન હતો એટલે એ કલ્પનામાં જ રહી જશે; કાન્તનો પૂર્વાલાપ વાંચતાં એ હાસ્ય હમેશાં અમને પીડે છે, અને જે જે પાઠક એમની શક્તિસમૃદ્ધિ જાણવા પામ્યો હશે, તે તે વાંચનારને એ શક્તિસમૃદ્ધિનું ફલ ત્યારે આટલું જ એવો ખેદકારક વિચાર જ્યારે જ્યારે આવશે ત્યારે ત્યારે તે દરેકને પણ પીડશે.



## ૩૮

**રા. રા. સાકરલાલ અમૃતલાલ દવેઃ**

# મૃત્યુ

મૃત્યુ, મરણ, મોત—કેવો ભયંકર શબ્દ! કેવો ભયંકર વિચાર! અને આ ભયંકરતા દર્શાવવાને જ આપણા પૂર્વજોએ મૃત્યુદેવ યમરાજને માટે પાડાનું વાહન કલ્પ્યું. છનુ વરસની ડોશીને પણ મૃત્યુનો વિચાર ભય પમાડે છે: મરવાને કોઇ જ રાજી નથી, કોઇ જ તૈયાર નથી.

બુદ્ધિહીન જેવી દેખાતી કુદરતના મસ્તક પર વિરાજનાર તે મનુષ્ય, બુદ્ધિમાન મનુષ્ય પ્રકૃતિમાંની ઇતર જાતિઓથી ભિન્ન છે, શ્રેષ્ઠ છે; અને તેનું કારણ તેની બુદ્ધિ છે. પરંતુ મનુષ્યબુદ્ધિ કુંઠિત કરે એવા બે પ્રસંગો છે: જીવન અને મૃત્યુ. પ્રખર વૈજ્ઞાનિકનો પણ જીવન પર દોર નથી; મહાસમર્થ ફિલસુફ મૃત્યુને એક ક્ષણ પણ અટકાવી શકતો નથી. જીવન પર મનુષ્યનો અંકુશ હોત, તો વિશ્વમાં વન્ધ્યા ન હોત; મૃત્યુ પર માનવીનું ચલણ હોત, તો કોઇ પતિપરાયણા વૈધવ્ય ન પામત.

માટે જ મૃત્યુરૂપી આદ્ભુતતાનું સાચું સ્વરૂપ પારખવાની ને સમઝવાની જરૂર ઉત્કટરૂપે ઉભી થાય છે. મૃત્યુ પછી કાંઇ નથી, મૃત્યુની સાથે જ સર્વ જગત મૃત્યુ પામે છે, મૃત્યુ પછીની ચિન્તા વ્યર્થ છે, નકામી છે; માટે જીવનભર સુખચેનમાં રહેવું—એ ચાર્વાકમત, એ જડવાદ હવે વિચારશીલ મનુષ્યના મગજમાં ઝાઝી વાર રહી શકતો નથી એ અનુભવની વાત છે. ખાવું પીવું ને મોજ માણવી; દેવું કરીને પણ મિષ્ટાન્ન જમવાં અને છેલ્લી ઘડી સુધી સુખચેનથી રહેવું, કેમ કે ચિતાગ્નિમાં રાખ થઇ ગએલો આ માનવદેહ ભોગાર્થે ફરીથી મળશે નહિ;—આ ક્ષુદ્ર

ભાવના, સદ્‌ભાગ્યે, બહુ માણસોની જોવામાં આવતી નથી. મૃત્યુ એ પરજીવનની બારી છે, આ જીવનમાંથી અન્ય જીવનમાં જવાનું ન્હાનું દ્વાર છે, આ લોક ને પરલોકને જોડનાર અંકોડારૂપ છે—આવી સાચી સમજણ દિવસે દિવસે વધતી જાય છે, અને અનેક જીવાત્માઓના ઐહિક જીવનને સુખ અને આશાથી પ્રફુલ્લિત કરે છે. મૃત્યુનું આવું સ્વરૂપનિરૂપણ સાચું અને તત્ત્વદર્શી હોઇ આ લોકની અનેક દુર્ઘટ વિષમતાઓ, અનેક આકસ્મિક ભાસતાં સુખદુઃખો, અનેક નિર્દોષ બલિદાનોનો સત્વર અને સાચો ઉકેલ કરાવે છે. પરંતુ એ સર્વ કોઇને ગળે કેમ ઊતરે? કવિકલ્પના અને કવિની ઉદાર સહાનુભૂતિ આવે વિકટ સ્થાને ઉપયોગી બને છે: આપણા કવિવર રવીન્દ્ર બાબુ સાહ્ય કરે છે:

પુત્રવત્સલ માતા બાળકને ખોળામાં ધવડાવતી બેઠી છે. એક થાનમાંનું દૂધ લગભગ પૂરું થયે, બાળકના જ હિતને ખાતર, તેને એક બાજુએથી બીજી બાજુએ ફેરવે છે. દર્મિયાન, નિર્દોષ પણ અજ્ઞાન બાળક ચીસેચીસ પાડી રુવે છે. બીજું થાન મોંમાં મળતાં જ શાંત થઇ જઇ આનન્દથી ધાવવા મંડી પડે છે. આમ અનેક વાર થાય છે.

આ દૃષ્ટાન્ત આપણને મૃત્યુનું સાચું સ્વરૂપ નહિ સમઝાવે તો કોણ સમઝાવશે? આત્માની ઉન્નતિને અર્થે, અધૂરી રહેલી ઉત્ક્રાન્તિને અર્થે, પૂર્ણતાએ પહોંચાડવાને અર્થે, વત્સલ પ્રભુ આ જીવનમાંથી આપણને નવીન જીવનમાં મૂકે છે; અને એ ક્રિયાને માટે આવશ્યક દ્વારગમન—સાદી વાણીમાં કહીએ તો મરણ—શું આપણને ભય પમાડશે? પેલા અજ્ઞાન બાળકની પેઠે આપણે પણ રોઇશું? કે હસતે મોએ એ ન્હાની બારીમાં પેસી અધિક ઉન્નતિ આનંદથી સ્વીકારી લઇશું? મૃત્યુ મરી ગયું રે લોલ" એમ બે વાર નહિ લલકારીએ?

આ પ્રમાણે મૃત્યુની ફિલસુફી બરાબર સમઝાય, તો જીવનના અનેક પ્રશ્નો, અને તેને અંગે ગ્રહણ કરવાના માર્ગો, આપોઆપ સરળ થઈ જાય; મનુષ્યનું દૃષ્ટિબિન્દુ જ બદલાઇ જાય, અને આ જીવનપ્રવાહનો અંતિમ ઉદ્દેશ સ્પષ્ટ દેખાતાં અનેક ક્ષુદ્રતાઓમાંથી બહુ સહેલાઇથી બચી જવાય. કવિ કાલિદાસે તો સમઝાવ્યું છે, કે મરણદશા એ જ માનવીની પ્રકૃતિ-સ્વાભાવિક સ્થિતિ છે, અને ૭૦ કે ૮૦ વર્ષનું આ જીવતર તે તો માત્ર એક વિકારરૂપ છે, માટે આ લાંબાટૂંકા આયુષ્ય માટે પ્રભુનો પાડ માનવો. આમ મૃત્યુનો ડર ઓછો થતાં માણસ મૃત્યુને માટે સજ્જ થઇ શકે છે, અને મૃત્યુને માટે હરકોઈ પળે તૈયાર એવો મનુષ્ય ધન્ય છે. મૃત્યુ જાણે બાબરાસાહી ઉભું છે એમ સમઝે, તે જ ધર્મથી વિમુખ થાય નહિ. જીવનભર પોતાનો ધર્મ, અન્તઃકરણનો આદેશ, જેણે પાળ્યો છે, અને તેથી જ મૃત્યુના દ્વારની વિકટતા જેને માટે મટી ગઇ છે, તેવા સન્તોને ઉદ્દેશીને ગાનારે ગાયું છે, કે "મરવાં સોહ્યલાં રે, સન્તો સુખે જગતથી જાશે."

મૃત્યુની ભીતિ મટતાં ધર્માચરણ સહેલું થાય છે, અને ધર્માચરણ સહેલ થતાં મૃત્યુની ભીતિ આપોઆપ ગળી જાય છે. આમ અન્યોન્યાશ્રય સ્પષ્ટ છે. આત્મા અમર છે અને મૃત્યુદ્વારથી એ અમરત્વ અવિચ્છિન્ન આગળ ચાલ્યું જાય છે એમ સમઝાયા પછી, મૃત્યુ પાછળનો શોક, ખેદ, રોકકળ, અમર્યાદ ને નિર્લજ્જ દેખાવો કેટલાં બધાં નકામાં ઠરે છે એ કહેવાની જરૂર રહેતી નથી. માત્ર સદ્‌ગત વ્યક્તિના ગુણ સંભારવા ને તે આપણામાં ઊતારવાનો યત્ન કરવો એટલું જ કાર્ય બાકી રહે છે. એ જ હેતુ શ્રાદ્ધાંજલિનો છે.

મૃત્યુ વિષે વિચાર કરતાં એક નવું દર્શન થાય છે. રાય કે રંક, વિદ્વાન કે મૂર્ખ, પુનિત કે પતિત સહુ કોઇને મૃત્યુ-નિદ્રાની પેઠે-સમાન બનાવી દે છે, અને આ રીતે માનવતાની એકતા સાબિત કરી દે છે. સુષુપ્તિમાં તેમ જ મરણદશામાં સર્વ કોઇ સમાનતા અનુભવે છે, અને તે જોતાં અભિમાનીનાં અભિમાન ગળી જાય છે.

મૃત્યુ અવશ્યંભાવી છે, માટે જીવનનો જેટલો સદુપયોગ થઇ શકે તેટલો સત્વર કરી લેવો એ ફરજ ખુલ્લી જ છે. પ્રાણિવિદ્યા કહે છે કે કાગડો સો વરસ જીવે છે. ભર્તૃહરિ કહી ગયા, કે કાગડો પણ લાંબું આયુષ્ય ભોગવે છે અને પેટ ભરીને કાગવાસ ખાય છે! શંકરાચાર્ય બત્રીસ વર્ષ ગયા, જીસસ પણ બહુ જીવ્યો નહિ. પણ તેથી શું? જેણે જીવનનું ધ્યેય પ્રાપ્ત કર્યું તેનું જ જીવ્યું સફળ છે. 'બેટા, સો વરસનો થજે' એવો દાદીમાનો આશીર્વાદ બહુ યુક્ત છે; પરંતુ દીર્ઘાયુષ્ય એ સાધ્ય નથી, માત્ર ઉપકારિતાનું સાધન છે, એ ભૂલવું જોઇએ નહિ.

બાલક **નચિકેતાએ** મૃત્યુદેવ **યમરાજ** પાસેથી મૃત્યુદ્વાર ઓળંગ્યા પછીની આત્મદશા બહુ આગ્રહપૂર્વક જાણી લીધી એ આપણ પામર જીવોને માર્ગદર્શક થાઓ એટલી પ્રાર્થના છે. છેવટે, એક અંગ્રેજ કવિના શબ્દમાં આ ન્હાનકડો નિબંધ સમાપ્ત કરૂં છું:

> આપણું લાંબું જીવન પણ ટૂંકું જ છે,
> પ્રશાંત જીવન પણ કલેશાન્વિત છે,
> વિશુદ્ધ જીવન પણ પાપભાગ્ છે.

---

૩૯

" સાહિત્ય-પ્રિયઃ "

# નીર-ક્ષીર-વિવેક

જેમ કોયલ કવિઓની માનીતી છે, તેમ હંસ પણ માનીતો છે. વસંતકાળમાં મધુર અને તીવ્ર ટુહુકાર વડે રસિકોનાં મનને રંજિત કરનાર કોયલ તે નર છે કે માદા છે તેની ચર્ચા સારી પેઠે થઇ છે અને કોકિલકૂજનને અર્થાત્ નર કોકિલને એ મધુર ટુહુકાર માટેનું માન અપાયું છે; પરન્તુ એ ચર્ચા પૂર્વે કોયલના ટુહુકાર વિષે અનેક કવિતાઓ લખાઇ અને ગવાઇ ગઇ છે. ભ્રમર-કમળના યોગ વિષે પણ ગુજરાતી ભાષામાં કવિતાઓનો તોટો નથી. પરંતુ એ યોગનો આસ્વાદ એ કવિતાના બધા લેખકોને પ્રત્યક્ષ પ્રાપ્ત થયો હશે કે કેમ એ એક પ્રશ્ન છે. તેવી જ રીતે હંસના નીર-ક્ષીર-વિવેકની વાતોનો ઉલ્લેખ ગ્રંથકારોએ અને કવિઓએ અનેક પ્રસંગે કર્યો છે. તેઓ કહે છે કે હંસ એકત્ર થએલા દૂધ અને પાણીને જુદાં

કરી નાંખે છે 'એટલે કે તે દૂધ પી જાય છે અને પાણીને પડયું રહેવા દે છેઃ આ નીરક્ષીરનું પૃથક્કરણ કેવી રીતે થાય છે તે વિષે કોઈ નજરે જોનારનો અનુભવ હજી સુધી જાણમાં આવ્યો નથી.

સંસ્કૃત કાવ્યોમાં તો હંસનો નીર-ક્ષીર-વિવેક સારી પેઠે જાણીતો છે. **हंसो हि क्षीर-माद्दत्ते तन्मिश्रा वर्जयत्यपः** અર્થાત્–હંસ દૂધ પી જાય છે અને તેની સાથે મિશ્રિત થએલા પાણીને છોડી દે છે.

> **हंसः श्वेतो बकः श्वेतः**
> **को भेदो बकहंसयोः ।**
> **नीरक्षीरविभागे तु**
> **हंसो हंसो बको बकः ॥**

અર્થાત્–હંસ શ્વેત છે અને બગલો પણ શ્વેત છે, પરંતુ હંસ અને બગલામાં ભેદ એ-ટલો છે કે હંસ નીર અને ક્ષીર–દૂધના વિભાગો પાડી આપે છે અને બગલો તેમ કરી શકતો નથી.

એ ઉપરાંત મહાભારત આદિ ગ્રંથોમાં પુષ્કળ સ્થળે હંસની આ શક્તિ વિષે તો ઉલ્લેખ નજરે પડે છે; પરન્તુ પ્રશ્ન એ છે કે હંસમાં એ શક્તિ કેવા રૂપમાં રહેલી છે અને તે શક્તિની પ્રતીતિ કેવી રીતે આવી શકે ?

યજુર્વેદના તૈત્તિરીય બ્રાહ્મણના બીજા અધ્યાયમાં એક વાક્ય છે કે જે રીતે ક્રૌંચ પક્ષી જલ અને દૂધને જૂદાં પાડીને દૂધને પી જાય છે તે રીતે ઇંદ્ર પણ જલમાંથી સોમરસને અલગ કરીને તેનું પાન કરે છે. આ મૂળ વાક્ય ઉપર સાયનાચાર્યે ટીકા કરી છે તેમાં તેણે જણાવ્યું છે કે–**क्षीरपात्रे स्वमुखे प्रक्षिपते सति मुखगतरससंपर्कात् क्षीरांशो जलांशश्चोभौ विविच्यते ॥** અર્થાત્–જલ-મિશ્રિત દૂધના પાત્રમાં જ્યારે હંસ પોતાની ચાંચ નાખે છે, ત્યારે તેના મુખની અંદરના કોઇ પ્રકારના રસને લીધે જલ તથા દૂધ જૂદાં પડી જાય છે અથવા જૂદાં માલૂમ પડે છે. આ ઉપરથી એવું સમજાય છે કે હંસના મુખની અંદરના કોઈ રસવિશેષના પ્રભાવથી દૂધ અને પાણી જૂદાં પડી જતાં હોવાં જોઇએ. એ રસ-વિશેષમાં અમ્લતા–ખટાશ હોય છે. એવું પણ કેટલાક માને છે. એ અમ્લતાના કારણથી હંસના મુખમાં દૂધ જતાં જ તે દહીંના રૂપમાં ફેરવાઇને તેના ઉદરમાં ઉતરતું હોય એ બનવા જોગ છે. પરન્તુ પાત્રમાં ભરેલા જલમિશ્રિત દૂધમાંથી હંસ દૂધને જૂદું પાડીને કેવી રીતે ગ્રહણ કરતો હશે તે સમજી શકાતું નથી. પ્રો. લૅાંગમેન નામના એક અંગ્રેજ વિદ્વાને જલમિ-શ્રિત દૂધ હંસને પાઇને તેની પરીક્ષા કરી પરંતુ તેમાં દૂધ–પાણી જૂદાં કરવામાં હંસ નિષ્ફળ ગયો હતો. અમેરીકાના એક ડાક્ટરનો એવો અભિપ્રાય છે કે હંસના મુખની બનાવટ એવી છે કે જ્યારે તે કોઈ વસ્તુ ખાય છે ત્યારે તેનો રસમય પાતળો અંશ મુખમાંથી બહાર ઢળી પડે છે અને તેનો કટુતાયુક્ત અંશ તેના ઉદ-રમાં ચાલ્યો જાય છે. અતિ રસમય વસ્તુ ખાતી વેળાએ રસ બહાર વહી જાય એ સંભવિત છે, પરંતુ દૂધમાં કાંઇ કટુતા નથી એ જાણીતી વાત છે, એટલે એ અભિપ્રાય ભાગ્યે જ કોઇ માન્ય રાખી શકે.

હંસનું અતિપ્રિય સ્થાન માનસરોવર છે, જો કે બીજાં સરોવરોને કિનારે પણ હંસો રહે છે ખરા.

> **अस्ति यद्यपि सर्वत्र नीरं नीरजमण्डितम् ।**
> **रमते न मरालस्य मानसं मानसं विना ॥**

અર્થાત્–ચારે પાસ કમળથી સુશોભિત જળ ભરેલું હોય, તોપણ હંસનું મન માનસરોવર વિના અન્ય કોઇ સ્થળે પ્રસન્ન થતું નથી. અત્યારે પણ માનસરોવરને કિનારે હંસોનો નિવાસ રહે છે. જ્યારે બરફ પડે છે અને

શીયાળો શરૂ થાય છે ત્યારે હિમાલયમાં રહેવાનું હંસોને ફાવતું નથી, એટલે તેઓ દક્ષિણ તરફ ચાલ્યા આવે છે; પરન્તુ વિંધ્યાચળથી આગળ તેઓ વધતા નથી. હિમાલય અને વિંધ્યાચળની વચ્ચેનાં કમળવાળાં સુંદર સરોવરોને કિનારે તેઓ રહે છે અને પુનઃ ચૈત્ર-વૈશાખ માસમાં તેઓ હિમાલયમાં જાય છે.

જો હંસ દૂધ પીતા હોય તો તેમને એ દૂધ મળે ક્યાંથી ? વળી કહેવાય છે કે હંસ તો મોતી ચરે છે ! માનસરોવરમાં કાંઇ મોતી પાકતાં નથી કે હંસને તે ખાવા મળી શકતાં હોય ! માછલાંને લોટ કે મમરા ખવરાવનારા જોયા તથા સાંભળ્યા છે, પરન્તુ હંસને મોતી નીરવા જનારા કોઇ સાંભળવામાં આવ્યા નથી. નિર્મળ જળને મોતીની ઉપમા અપાય છે અને માનસરોવરનું જળ અત્યંત નિર્મળ છે એ કારણથી મોતી સમાન જળ પીનારા હંસોને લોકોક્તિમાં મોતીનો ચારો મળ્યો એમ કહેવાય એ સંભવિત છે.

હંસને દૂધ મળતું નથી, મોતી કોઇ આપતું નથી, ત્યારે તે ખાય છે શું ? સંસ્કૃત સાહિત્યમાં તે વિષે ઘણે સ્થળે ઉલ્લેખ મળે છે.

**हंसी वेत्ति परागपिञ्जरतनुः**
**कुत्रापि पद्माकरे।**
**प्रेयान्मे त्रिसकन्दलीकिसलयं**
**भुङ्क्ते-ह्ययं निर्वृतः ॥**

'મેઘદૂત'માં કાલિદાસ કહે છે:-

**आकैलासाद् बिसकिसलय-**
**च्छेदपाथेयवन्तः ।**
**सम्पत्स्यन्ते नभसि भवतो**
**राजहंसाः सहायाः ॥**

નૈષધચરિતમાં પોતાને પકડનાર નળ રાજાને હંસ કહે છે કે-

**फलेनमूलेन च वारिभूरुहां ।**
**मुनेरिवेत्थं मम यस्य वृत्तयः ॥**

આ અને બીજા અનેક અવતરણોથી જોઇ શકાય છે કે હંસ ફળ, કન્દ, કમળ, કમળદંડ, કમલસૂત્ર ઇત્યાદિ પદાર્થો ખાય છે અને તે ઉપર નિર્વાહ ચલાવે છે. હંસો કમળપૂર્ણ સરોવરોમાં રહેવાનું વધારે પસંદ કરે છે તેનું કારણ એ છે કે એ સરોવરોમાં તેને જોઇતો ખોરાક મળી રહે છે.

કમલસૂત્ર અને કમળદંડ હંસોને બહુ ભાવે છે. કમલદંડની ગાંઠોમાંથી એક જાતનો રસ નીકળે છે અને તે પાતળા દૂધના જેવો સફેદ હોય છે. એ રસ પણ ક્ષીર અથવા દૂધને નામે ઓળખાય છે, અને તેમાં કાંઇક મીઠાશ પણ હોય છે. થોરના સફેદ રસને પણ સૌ થોરના દૂધ તરીકે ઓળખે છે. કમળદંડ પાણીમાં હોય છે અને એ દંડમાંથી દૂધ જેવો સફેદ રસ નીકળે છે, જે રસ હંસ પીએ છે. આ પ્રકારે હંસ પાણીની અંદરથી કમળદંડમાંનું દૂધ પીએ છે એમ જો માનીએ તો હંસનો નીર-ક્ષીર-વિવેક સિદ્ધ થાય છે. પંડિતો પહેલાં આ પ્રકાર જાણતા હોવા જોઇએ, પરન્તુ ધીરે ધીરે લોકોમાં એ પ્રકાર વિસરાઇ જઇને જલમિશ્રિત દૂધમાંથી હંસ દૂધ ચૂસી લઇને પાણીને રહેવા દે છે એવી સમજ પ્રસરી હોવી જોઇએ, એમ બીજા પુરાવાઓને અભાવે માનવું પડે છે.

૪૦

પંડિત સુખલાલજી:

# પ્રામાણ્ય સ્વતઃ કે પરતઃ

જે વિષય બહુ જ થોડાને પરિચિત છે, તે ઉપર હું કેમ લખું છું, એ પ્રશ્નનો ખુલાસો પ્રસ્તુત લેખની પ્રસ્તાવના થશે. લગભગ આઠેક વરસ પ્હેલાં ભાવનગર આત્માનંદ સભામાં વિદ્વાન્ કવિ કાન્તની સાથે પ્હેલવ્હેલું મળવાનું થયું. તે વખતે તેઓએ મને જે પ્રશ્ન પ્રથમ પૂછેલો અને મેં જે ઉત્તર આપેલો, તેને જ થોડું પલ્લવિત અને વ્યવસ્થિત કરી લખી દઉં તો એક દાર્શનિક વિષયની ચર્ચા અને કવિ કાન્તની યાદી એમ બે અર્થ સરે.

કાન્તે મને "**प्रमात्वं न स्वतो ग्राह्यं**" એ કારિકાનું પાદ સમજાવવા કહ્યું. આનો ઉત્તર નીચે લખું તે પ્હેલાં ઉક્ત કારિકાની બાહ્ય માહિતિ અને તેનો વિષય જાણી લેવો યોગ્ય છે.

સાહિત્યદર્પણ અને ગૌતમસૂત્રવૃત્તિના લેખક બંગાળી વિદ્વાન્ વિશ્વનાથ તર્કપંચાનન (ઇ. સ. નો સત્તરમો સૈકો) ની રચેલ કારિકાવલી-(અથવા ભાષાપરિચ્છેદની) ૧૩૬ મી કારિકાનું '**प्रमात्वं न स्वतो ग्राह्यं**' એ ત્રીજું પાદ છે. એની થોડી વ્યાખ્યા તો ગ્રંથકારે પોતે જ પોતાની મુક્તાવલિ નામક ટીકામાં આપી છે. મીમાંસક દર્શન પ્રામાણ્યને સ્વતઃ જ્ઞેય માને છે. તેનું નિરાકરણ નૈયાયિક મતથી એ પાદમાં કરેલું છે અને તેની દલીલ તરીકે તેનું ચોથુ પાદ "**संशयानुपपत्तितः**" આવે છે. આ કારિકાની વ્યાખ્યા કાન્તના પ્રશ્નના ઉત્તરમાં, મેં આપી.

આ વિષય ની પક્ષવાર માન્યતાઓ અને તેનું ઐતિહાસિક મૂળ એ બે બાબતો આ લેખમાં મુખ્ય જણાવવાની છે પણ તે જણાવ્યા પ્હેલાં પ્રસ્તુત લેખમાં વારંવાર આવનાર કેટલાક શબ્દોની સંક્ષેપમાં માહિતિ આપવી ઠીક ગણાશે.

(૧) **પ્રમાત્વ**=જે જ્ઞાન યથાર્થ હોય તે પ્રમા કહેવાય છે અને જ્ઞાનની યથાર્થતા (સત્યતા) એ પ્રમાત્વ.

(૨) **પ્રામાણ્ય**=આ સ્થળે પ્રામાણ્ય અને પ્રમાત્વ એ બંને શબ્દો એકાર્થક હોઇ પ્રામાણ્ય શબ્દનો અર્થ પણ જ્ઞાનનુ ખરાપણું છે.

(૩) **સ્વતઃ**=જે બુદ્ધિમાં જ્ઞાનનું ભાન થાય તેમાં જ જ્ઞાનનું સત્યત્વ પણ ભાસિત થાય છે, એમ માનવું તે સ્વતઃ

(૪) **પરતઃ**=જ્ઞાનનું સત્યત્વ એ જ્ઞાનને જાણનાર બુદ્ધિ કરતાં જૂદી બુદ્ધિથી જણાય છે, એમ માનવું તે પરતઃ

(૫) **અભ્યાસદશા**=વારંવાર પરિચયમાં આવવાની સ્થિતિ.

(૬) **અનભ્યાસદશા**=આનાથી ઉલટું.

(૭) **વ્યવસાય**=કોઇપણ વિષયનું નિશ્ચયાત્મક જ્ઞાન.

(૮) **અનુવ્યવસાય**=પ્રથમ નિશ્ચયને જાણનારૂ પાછળનું જ્ઞાન.

(૯) **અર્થક્રિયાજ્ઞાન**=જે વસ્તુથી જે પ્રયોજનો સાધી શકાતાં હોય, તે વસ્તુના જ્ઞાન પછી પ્રવૃત્તિ થયા બાદ તેવા પ્રયોજનોનો અનુભવ થવો તે અર્થક્રિયાજ્ઞાન.

(૧૦) **સંવાદ**=પ્રથમ જ્ઞાનથી વિરુદ્ધ ન પડવું તે સંવાદ.

શીયાળો શરૂ થાય છે ત્યારે હિમાલયમાં રહેવાનું હંસોને ફાવતું નથી, એટલે તેઓ દક્ષિણ તરફ ચાલ્યા આવે છે; પરન્તુ વિંધ્યાચળથી આગળ તેઓ વધતા નથી. હિમાલય અને વિંધ્યાચળની વચ્ચેનાં કમળવાળાં સુંદર સરોવરોને કિનારે તેઓ રહે છે અને પુનઃ ચૈત્ર–વૈશાખ માસમાં તેઓ હિમાલયમાં જાય છે.

જો હંસ દૂધ પીતા હોય તો તેમને એ દૂધ મળે ક્યાંથી? વળી કહેવાય છે કે હંસ તો મોતી ચરે છે! માન સરોવરમાં કાંઇ મોતી પાકતાં નથી કે હંસને તે ખાવા મળી શકતાં હોય! માછલાંને લોટ કે મમરા ખવરાવનારા જોયા તથા સાંભળ્યા છે, પરન્તુ હંસને મોતી નીરવા જનારા કોઇ સાંભળવામાં આવ્યા નથી. નિર્મળ જળને મોતીની ઉપમા અપાય છે અને માનસરોવરનું જળ અત્યંત નિર્મળ છે એ કારણથી મોતી સમાન જળ પીનારા હંસોને લોકોક્તિમાં મોતીનો ચારો મળ્યો એમ કહેવાય એ સંભવિત છે.

હંસને દૂધ મળતું નથી, મોતી કોઇ આપતું નથી, ત્યારે તે ખાય છે શું? સંસ્કૃત સાહિત્યમાં તે વિષે ઘણે સ્થળે ઉલ્લેખ મળે છે.

**हंसी वेत्ति परागपिञ्जरतनुः**
**कुत्रापि पद्माकरे।**
**प्रेयान्मे विसकन्दलीकिसलयं**
**भुङ्क्ते–ह्ययं निर्वृतः ॥**

'મેઘદૂત'માં કાલિદાસ કહે છે:–

**आकैलासाद् बिसकिसलय-**
**च्छेदपाथेयवन्तः।**
**सम्पत्स्यन्ते नभसि भवतो**
**राजहंसाः सहायाः ॥**

નૈષધચરિતમાં પોતાને પકડનાર નળ રાજાને હંસ કહે છે કે–

**फलेनमूलेन च वारिभूरुहां।**
**मुनेरिवेत्थं मम यस्य वृत्तयः ॥**

આ અને બીજા અનેક અવતરણોથી જોઇ શકાય છે કે હંસ ફળ, કન્દ, કમળ, કમળદંડ, કમલસૂત્ર ઇત્યાદિ પદાર્થો ખાય છે અને તે ઉપર નિર્વાહ ચલાવે છે. હંસો કમળપૂર્ણ સરોવરોમાં રહેવાનું વધારે પસંદ કરે છે તેનું કારણ એ છે કે એ સરોવરોમાં તેને જોઇતો ખોરાક મળી રહે છે.

કમલસૂત્ર અને કમળદંડ હંસોને બહુ ભાવે છે. કમલદંડની ગાંઠોમાંથી એક જાતનો રસ નીકળે છે અને તે પાતળા દૂધના જેવો સફેદ હોય છે. એ રસ પણ ક્ષીર અથવા દૂધને નામે ઓળખાય છે, અને તેમાં કાંઇક મીઠાશ પણ હોય છે. થોરના સફેદ રસને પણ સૌ થોરના દૂધ તરીકે ઓળખે છે. કમળદંડ પાણીમાં હોય છે અને એ દંડમાંથી દૂધ જેવો સફેદ રસ નીકળે છે, જે રસ હંસ પીએ છે. આ પ્રકારે હંસ પાણીની અંદરથી કમળદંડમાંનું દૂધ પીએ છે એમ જો માનીએ તો હંસનો નીર–ક્ષીર–વિવેક સિદ્ધ થાય છે. પંડિતો પહેલાં આ પ્રકાર જાણતા હોવા જોઇએ, પરન્તુ ધીરે ધીરે લોકોમાં એ પ્રકાર વિસરાઈ જઇને જલમિશ્રિત દૂધમાંથી હંસ દૂધ ચૂસી લઇને પાણીને રહેવા દે છે એવી સમજ પ્રસરી હોવી જોઇએ, એમ બીજા પુરાવાઓને અભાવે માનવું પડે છે.

૪૦

પંડિત સુખલાલજી:

# પ્રામાણ્ય સ્વતઃ કે પરતઃ

જે વિષય બહુ જ થોડાને પરિચિત છે, તે ઉપર હું કેમ લખું છું, એ પ્રશ્નનો ખુલાસો પ્રસ્તુત લેખની પ્રસ્તાવના થશે. લગભગ આઠેક વરસ પ્હેલાં ભાવનગર આત્માનંદ સભામાં વિદ્વાન્ કવિ કાન્તની સાથે પ્હેલવ્હેલું મળવાનું થયું. તે વખતે તેઓએ મને જે પ્રશ્ન પ્રથમ પૂછેલો અને મેં જે ઉત્તર આપેલો, તેને જ થોડું પલ્લવિત અને વ્યવસ્થિત કરી લખી દઉં તો એક દાર્શનિક વિષયની ચર્ચા અને કવિ કાન્તની યાદી એમ બે અર્થ સરે.

કાન્તે મને **"प्रमात्वं न स्वतो ग्राह्यं"** એ કારિકાનું પાદ સમજાવવા કહ્યું. આનો ઉત્તર નીચે લખું તે પ્હેલાં ઉક્ત કારિકાની બાહ્ય માહિતિ અને તેનો વિષય જાણી લેવો યોગ્ય છે.

સાહિત્યદર્પણ અને ગૌતમસૂત્રવૃત્તિના લેખક બંગાળી વિદ્વાન્ વિશ્વનાથ તર્કપંચાનન (ઇ. સ. નો સત્તરમો સૈકો) ની રચેલ કારિકાવલી-(અથવા ભાષાપરિચ્છેદની) ૧૩૬ મી કારિકાનું '**प्रमात्वं न स्वतो ग्राह्यं**' એ ત્રીજું પાદ છે. એની થોડી વ્યાખ્યા તો ગ્રંથકારે પોતે જ પોતાની મુક્તાવલિ નામક ટીકામાં આપી છે. મીમાંસક દર્શન પ્રામાણ્યને સ્વતઃ જ્ઞેય માને છે. તેનું નિરાકરણ નૈયાયિક મતથી એ પાદમાં કરેલું છે અને તેની દલીલ તરીકે તેનું ચોથુ પાદ "**संशयानुपपत्तितः**" આવે છે. આ કારિકાની વ્યાખ્યા કાન્તના પ્રશ્નના ઉત્તરમાં મેં આપી.

આ વિષયની પક્ષવાર માન્યતાઓ અને તેનું ઐતિહાસિક મૂળ એ બે બાબતો આ લેખમાં મુખ્ય જણાવવાની છે પણ તે જણાવ્યા પ્હેલાં પ્રસ્તુત લેખમાં વારંવાર આવનાર કેટલાક શબ્દોની સંક્ષેપમાં માહિતિ આપવી ઠીક ગણાશે.

(૧) **પ્રમાત્વ**=જે જ્ઞાન યથાર્થ હોય તે પ્રમા કહેવાય છે અને જ્ઞાનની યથાર્થતા (સત્યતા) એ પ્રમાત્વ.

(૨) **પ્રામાણ્ય**=આ સ્થળે પ્રામાણ્ય અને પ્રમાત્વ એ બંને શબ્દો એકાર્થક હોઇ પ્રામાણ્ય શબ્દનો અર્થ પણ જ્ઞાનનુ ખરાપણું છે.

(૩) **સ્વતઃ**=જે બુદ્ધિમાં જ્ઞાનનું ભાન થાય તેમાં જ જ્ઞાનનું સત્યત્વ પણ ભાસિત થાય છે, એમ માનવું તે સ્વતઃ

(૪) **પરતઃ**=જ્ઞાનનું સત્યત્વ એ જ્ઞાનને જાણનાર બુદ્ધિ કરતાં જૂદી બુદ્ધિથી જણાય છે, એમ માનવું તે પરતઃ

(૫) **અભ્યાસદશા**=વારંવાર પરિચયમાં આવવાની સ્થિતિ.

(૬) **અનભ્યાસદશા**=આનાથી ઉલટું.

(૭) **વ્યવસાય**=કોઇપણ વિષયનું નિશ્ચયાત્મક જ્ઞાન.

(૮) **અનુવ્યવસાય**=પ્રથમ નિશ્ચયને જાણનારૂ પાછળનું જ્ઞાન.

(૯) **અર્થક્રિયાજ્ઞાન**=જે વસ્તુથી જે પ્રયોજનો સાધી શકાતાં હોય, તે વસ્તુના જ્ઞાન પછી પ્રવૃત્તિ થયા બાદ તેવા પ્રયોજનોનો અનુભવ થવો તે અર્થક્રિયાજ્ઞાન.

(૧૦) **સંવાદ**=પ્રથમ જ્ઞાનથી વિરુદ્ધ ન પડવું તે સંવાદ.

(૧૧) **વિસંવાદ**=આથી ઉલટું.

(૧૨) **પ્રવર્તકજ્ઞાન**=જે જ્ઞાન પછી તે જ્ઞાનના વિષયને ગ્રહણ કરવા અથવા છોડવા પ્રવૃત્તિ થાય છે તે પ્રવર્તકજ્ઞાન.

**સ્વતઃ કે પરતઃની ચર્ચાનું ઐતિહાસિક મૂળ**–વેદના સંહિતા (મંત્ર) ભાગ ઉપર લોકોની શ્રદ્ધા દૃઢ જામી હતી અને તેથી જ અનુક્રમે તે ભાગનો ઉપયોગ કર્મકાંડમાં થવા લાગ્યો. જાણ્યે કે અજાણ્યે કર્મકાંડનાં વિધિવિધાનો, જેમ દરેક સંપ્રદાયમાં બને છે તેમ, જટિલ અને શુષ્ક થઇ ગયાં. અને તેમાં વાસ્તવિક ધર્માનુભવનું તત્ત્વ ઘટી ગયું. હિંસા જે સામાન્યરૂપે અધર્મ ગણાતી તે વેદવિહિત થતાં ધર્મનું કારણ મનાવા લાગી. આ રીતે કલ્યાણના જ્યોતિર્મય માર્ગમાં ધૂમનું આવરણ જોઈ કરુણામૂર્તિ પ્રતિભાશીલ અને સ્વાવલંબી ઘણા મહાત્માઓનું હૃદય કકળી ઉઠ્યું. તેઓએ તે કર્મકાંડની હિંસાને પણ અધર્મના કારણ તરીકે જણાવવા માંડી અને વચ્ચે વેદનો પ્રશ્ન આવતાં તેઓએ જણાવ્યું કે, જો વેદ સુદ્ધાં હિંસાનું પ્રતિપાદન કરતા હોય તો તેને ખરા વેદ ન માનવા. આવી સ્થિતિમાં એક વર્ગ એવો ઉભો થયો કે, જે હિંસામય યજ્ઞ અને તેને ટેકો આપતી શ્રુતિઓને અપ્રમાણ ઠરાવતો હતો. જ્યારે બીજો વર્ગ એવો થયો કે, જે જરાયે ઢીલું મૂકયા સિવાય દરેક પ્રકારના યજ્ઞ અને સમગ્ર વેદોનું પ્રામાણ્ય સ્થાપન કરવા લાગ્યો. છેવટે પ્રધાન ધર્મશાસ્ત્ર તરીકે લોકોમાં રૂઢ થયેલ વેદોના પ્રામાણ્ય અપ્રામાણ્યનો જ પ્રશ્ન બંને વર્ગો વચ્ચે ચર્ચાતો મુખ્ય વિષય થઇ ગયો. અપ્રામાણ્ય સિદ્ધ કરનાર વર્ગ એમ કહેતો કે, શાસ્ત્રને રચનાર પુરુષો હોય છે. કોઇ કોઇ પુરુષ કદાચ નિર્લોભ અને જ્ઞાની હોય પણ દરેક કાંઇ તેવા હોતા નથી. તેથી એકાદ થોડાઘણા સ્વાર્થી કે થોડાઘણા અજ્ઞાની પુરુષ દ્વારા શાસ્ત્રમાં એવો ભાગ પણ દાખલ થઇ જાય છે, કે જેને પ્રમાણ માનવા શુદ્ધ બુદ્ધિ તૈયાર ન થાય. બીજો વર્ગ એમ કહેતો કે એ વાત ખરી છે; પણ વેદની બાબતમાં તે લાગુ પડતી નથી. વેદોમાં તો પ્રામાણ્યની શંકા લઇ શકાય તેવું છે જ નહીં. કારણ એ છે કે, પુરુષો વેદોના રચયિતા જ નથી. તેથી તેઓના અજ્ઞાન કે લોભને લઈ વેદોમાં અપ્રામાણ્ય આવે જ કયાંથી? આવી રીતે વેદના પ્રામાણ્ય અને અપ્રામાણ્યની ચર્ચામાંથી વેદના પૌરુષેયત્વ અને અપૌરુષેયત્વનો વાદ જન્મ્યો. અપૌરુષેયત્વવાદમાં બે ફાંટા પડયા. બંનેની માન્યતાનું સમાનતત્વ એ કે, વેદો પ્રમાણ છે. તેમાં અપ્રમાણ ભાગ જરાયે નથી. પણ બંનેમાં એક મતભેદ જન્મ્યો. એક પક્ષ કહેવા લાગ્યો કે વેદ શબ્દરૂપ હોઇ અનિત્ય છે, તેથી તેનો કોઇ રચનાર તો હોવો જ જોઇએ. પુરુષો (સાધારણ જીવાત્માઓ) સર્વથા પૂર્ણ ન હોવાથી વેદોને તેઓની કૃતિ ન માની શકાય, એટલે સર્વજ્ઞ ઈશ્વરની રચના રૂપે વેદો મનાવા જોઇએ; જ્યારે બીજો પક્ષ કહેવા લાગ્યો કે, વેદ ભલે શબ્દરૂપ હોય પણ વેદ એ નિત્ય છે અને નિત્ય એટલે અનાદિસિદ્ધ. તેથી વેદને પુરુષોની કે ઇશ્વરની–રચના માનવાની જરૂર નથી. આ રીતે પૌરુષેયત્વ–અપૌરુષેયત્વ–વાદમાં વેદના અનિત્યત્વ અને નિત્યત્વનો પ્રશ્ન પણ ચર્ચાવા લાગ્યો. વેદનું પ્રામાણ્ય મૂંગે મ્હોંએ ન સ્વીકારનાર પક્ષ તો તેને પૌરુષેય અને અનિત્ય માનતો જ; પરંતુ તેનું પ્રમાણ્ય સ્વીકારનાર પણ એક પક્ષ તેને અનિત્ય માનતો થયો. વેદને અનિત્ય માની પ્રમાણ માનનાર પક્ષ નિત્યત્વવાદીને કહેતો કે, શાસ્ત્રનું પ્રામાણ્ય તેના રચનારની પૂર્ણતાને લઇને છે, તેથી જો વેદ કોઇની રચના ન હોય તો તેમાં પ્રામાણ્ય કેવી રીતે ઘટાવી શકાય? આનો ઉત્તર બીજા પક્ષે

આપ્યો કે પ્રામાણ્ય એ પરાધીન નથી. પરાધીન તો અપ્રમાણ્ય છે, તેથી જે શાસ્ત્રો કોઈના રચાયેલાં હોય તેમાં અપ્રમાણ્યનો સંભવ ખરો, પણ વેદ તો કોઈની રચના જ નથી એટલે તેમાં પુરુષદોષની સંક્રાંતિ અને તજ્જન્ય અપ્રમાણનો સંભવ ન હોવાથી વેદનું પ્રામાણ્ય સ્વતઃસિદ્ધ છે. આ રીતે અનુક્રમે સ્વતઃ પ્રામાણ્ય અને પરતઃ પ્રામાણ્યની કલ્પના જન્મી.

**વિષય' અને સાહિત્યનો ક્રમિક વિકાસ**—પહેલાં તો ઉપરની કલ્પના વેદ અને તેને લીધે મુખ્યપણે શબ્દપ્રમાણના પ્રદેશમાં હતી. પણ ધીરે ધીરે વેદનિત્યત્વવાદીએ સમગ્ર પ્રમાણમાં તે કલ્પના લંબાવી અને કહ્યું કે, પ્રત્યક્ષ અનુમિતિ કે અન્ય કોઈ પણ જાતનું જ્ઞાન હોય તે દરેક સ્વભાવથી યથાર્થ હોય છે. જો આગંતુક દોષ ન હોય તો તેમાં અપ્રામાણ્ય આવતું જ નથી. અનિત્યત્વવાદીએ પણ પોતાની કલ્પનાને લંબાવી કહ્યું કે, શાબ્દિક જ્ઞાન હોય કે અન્યજ્ઞાન દરેકમાં પ્રામાણ્ય કાંઈ સ્વાભાવિક નથી, તે તો ફક્ત કારણના ગુણથી આવે છે—જેવી રીતે કારણના દોષથી અપ્રામાણ્ય. આ રીતે શબ્દપ્રમાણમાં જન્મેલી સ્વતઃ પરતઃ ની કલ્પના સમગ્ર પ્રમાણના પ્રદેશમાં ફેલાઈ. તેવી જ રીતે પહેલાં સ્વતઃ—પરતઃ ની વાદભૂમિ મુખ્ય ભાગે પ્રામાણ્યની ઉત્પત્તિ હતી. તેનો ધીરે ધીરે વિકાસ થતાં પ્રામાણ્યની જ્ઞપ્તિ અને તેના કાર્ય સુધી તે વિસ્તરી. તેથી અત્યારે સ્વતઃ પરતઃ ની ચર્ચા પ્રામાણ્યની ઉત્પત્તિ, જ્ઞપ્તિ અને કાર્યના વિષયમાં જોઈએ છીએ.

જેમ જેમ ચર્ચાના વિષયની સીમા વધતી ચાલી અને તેની વિશદતા પણ થતી ચાલી, તેમ તેમ તેનું સાહિત્ય પણ વિકસ્યું. આપણે જોઈએ છીએ કે ઉપનિષદ્‌ના પ્રાચીન જમાનામાં સ્વતઃ પરતઃ ની ચર્ચાના શબ્દનું નિત્યત્વ અનિત્યત્વ જેવા કેટલાક અંશો માત્ર છુટાંછવાયાં નિરુક્ત જેવા ગ્રંથોમાં અસ્પષ્ટ રૂપમાં મળે છે. ક્રમે તેનો વિકાસ થતો ચાલ્યો પણ છેક ચોથી પાંચમી શતાબ્દી સુધીમાં એ ચર્ચાનું સાહિત્ય બહુ ન્હોતું વધ્યું. સ્વતઃ પક્ષમાં **શબરસ્વામીનું** શાબર ભાષ્ય અને પરતઃ પક્ષમાં બૌદ્ધાચાર્ય દિઙ્‌નાગના, જૈનાચાર્ય સિદ્ધસેનના તથા **સમંતભદ્ર**ના અને નૈયાયિક મુખ્ય ઉદ્યોતકરના ગ્રંથો એટલું જ સાહિત્ય ત્યાર સુધીમાં આ વિષયને લગતું મુખ્યપણે કહી શકાય. પણ કુમારિલના શ્લોકવાર્તિકમાં સ્વતઃ પક્ષની ખુબ ચર્ચા થતાં જ બૌદ્ધ, જૈન અને નૈયાયિકો તેની વિરુદ્ધ ઉતરી પડ્યા. **શાંતરક્ષિતકૃત** તત્ત્વસંગ્રહ અને **નાલંદા**-વિદ્યાપીઠનો તન્ત્રના અધ્યાપક કમલશીલની ( આશરે ઇ. સ. ૭૫૦ ) તે ઉપરની ટીકા સિવાય આજે મોટા સંસ્કૃત બૌદ્ધ ગ્રંથો આપણી સામે ન હોવાથી, તે વિષે મૌન જ ઠીક છે. પણ જૈન વિદ્વાન્ વિદ્યાનંદે પોતાની અષ્ટસહસ્રી, શ્લોકવાર્તિક આદિ કૃતિઓમાં તથા પ્રભાચંદ્રે પોતાની પ્રમેયકમલમાર્તંડ, ન્યાયકુમુદચંદ્રોદય આદિ કૃતિઓમાં તે વિષે જરાયે કંટાળ્યા સિવાય ખૂબ લખેલું આપણી સામે છે. આવી જ ચર્ચામાં નૈયાયિકો તો કુશળ હોય જ એટલે તેઓનું સાહિત્ય પણ તે વિષે ઉભરાવા લાગ્યું. દશમા સૈકા દરમ્યાન **અભયદેવે સમ્મતિતર્ક** ઉપરની પોતાની ટીકામાં સ્વતઃ પરતઃ પ્રામાણ્યની જે ચર્ચા કરી છે અને તેમાં મીમાંસક, બૌદ્ધ અને નૈયાયિકોના ગ્રંથોનો આધાર લીધો છે, તે જોતાં તે વખતે આ વિષયમાં દાર્શનિક વિદ્વાનો કેટલો વધારે રસ લેતા તે જણાઈ આવે છે. દાર્શનિક શિરોમણિ વાચસ્પતિ મિશ્રની સર્વતોગામિની પ્રતિભામાંથી પસાર થયા બાદ ન્યાયાચાર્ય ઉદયન અને નવીન ન્યાયના સુત્રધાર ગંગેશ તથા તેના પુત્ર વર્ધમાનના હાથે આ વિષય ચર્ચાયો. તેથી તે

વિષયનું સાહસ ઘણું જ રંધી ગયું. છતાં જે કાંઈ ઉણપ રહી હોય તે મીમાંસક પાર્થસાર્થ-મિશ્રની શાસ્ત્રદીપિકા અને વિદ્વાન વાદિદેવસૂરિના વિશાળકાય સ્યાદ્વાદરત્નાકરે પૂરી કરી. અત્યાર સુધીમાં સ્વતઃ પરતઃ ના સાહિત્યનું એક મોટું મંદિર તૈયાર થયું હતું. તેના ઉપર તાર્કિક ગદાધર ભટ્ટાચાર્યે પ્રામાણ્યવાદ રચી કળશ ચઢાવ્યો, અને જૈન તાર્કિક યશોવિજયે ઉપાધ્યાયે શાસ્ત્રવાર્તાસમુચ્ચય ઉપરની પોતાની ટીકામાં આ સાહિત્યમંદિરનો પ્રામાણિક ઉપયોગ કર્યો. આ રીતે અઢારમા સૈકા સુધીમાં પ્રસ્તુત વિષયને લગતું જેટલું સાહિત્ય રચાયેલું ઉપલબ્ધ છે, તેનો વિચાર કરતાં જણાય છે કે, મધ્યમ કાળમાં દાર્શનિક વિદ્વાનોની આ વિષયમાં રસવૃત્તિ ખૂબ વિકસી હતી. એની પુષ્ટિમાં વિદ્યારણ્ય વિરચિતશંકર દિગ્વિજયમાંથી મંડનમિશ્રનું ઘર પૂછતાં એક બાઈએ શંકરસ્વામીને આપેલો ઉત્તર ટાંકવો બસ થશે.

"स्वतः प्रमाणं परतः प्रमाणं
कीराङ्गना यत्र गिरं गिरन्ति ।
द्वारस्थनीडान्तरसंनिरुद्धा
जानीहि तन्मण्डनपण्डितौकः ॥ स० ८
श्लो. ६

**સ્વતઃ પરતઃ ના દાર્શનિક પક્ષોનું વર્ગીકરણ** સ્વતઃ પ્રામાણ્ય માનનાર વર્ગમાં ફક્ત બે જ દર્શનો આવે છે; પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાંસા. પરતઃ પ્રામાણ્ય માનનાર વર્ગમાં જૈન અને બૌદ્ધ દર્શન ઉપરાંત ચાર વૈદિક દર્શનો આવી જાય છે;–ન્યાય, વૈશેષિક, સાંખ્ય અને યોગ.

**ઉપપત્તિ**–વેદ ઉપર થતા આક્ષેપોનું સમાધાન અને શ્રુતિઓની પૂર્વાપર સંગતિ કરવાનું બુદ્ધિસાધ્ય કામ જૈમિનીય દર્શને લીધું, તેથી તેણે સ્વતઃ પ્રમાણની ટુંકીને ટચ સરસ ઉપપત્તિ ઉપસ્થિત કરી: વેદાંતદર્શનનું કાર્ય, વ્યવસ્થિત થયેલ વેદમાંથી બ્રહ્મનું તાત્પર્ય બતાવવાનું હતું. તેથી તે જૈમિનીય દર્શનની સ્વતઃ પ્રમાણની કલ્પનાને ચર્ચા કર્યા સિવાય માની લે તે સ્વાભાવિક જ છે.

વેદના પ્રામાણ્યમાં વાંધો લેવા જૈન અને બૌદ્ધદર્શનને પરતઃ પ્રામાણ્યની બુદ્ધિગમ્ય કલ્પના રજુ કર્યા સિવાય ન ચાલે. તેથી તેઓનો તે પક્ષ પણ સહજ જ થયો. ન્યાય અને વૈશેષિક દર્શનો તર્કપ્રધાન હોઈ બુદ્ધિગમ્ય તર્કનો વિરોધ ન જ કરી શકે તેથી તેઓએ પરતઃ પ્રામાણ્યનો પક્ષ સ્વીકાર્યો. પણ તેમ છતાંયે ઇશ્વરને વચ્ચે લાવી વેદનું પ્રામાણ્ય સાચવ્યું. સાંખ્ય અને યોગ, એ આખા વિષયમાં બહુધા ન્યાય અને વૈશેષિકને અનુસરતા હોવાથી તેઓને તેથી જૂદા પાડી શકાતા નથી. આ રીતે દરેક દર્શનનો પક્ષભેદ પોતપોતાના સાધ્ય પ્રમાણે સ્વતઃ પરતઃ ની ચર્ચામાં યોગ્ય જ છે.

## બંને પક્ષકારોની મુખ્ય દલીલો અને તેનું તાત્પર્ય

**ઉત્પત્તિ**–ઉત્પત્તિના વિષયમાં સ્વતઃવાદીનું મુખ્ય મંતવ્ય એ છે કે, જ્ઞાન જે સામગ્રી ( કારણ–સમૂહ ) થી ઉત્પન્ન થાય છે, તે જ સામગ્રીથી જ્ઞાનમાં સત્યતા પણ આવે છે અર્થાત્ જ્ઞાનની સત્યતા માટે જ્ઞાનોત્પાદક સામગ્રી ઉપરાંત અન્ય કોઇ પણ કારણની અપેક્ષા નથી. આથી ઉલટું જ્ઞાનની અસત્યતા માટે જ્ઞાનોત્પાદક સામગ્રી ઉપરાંત અન્ય કારણની અપેક્ષા રહે છે.–તે અન્ય કારણ દોષરૂપ સમજવું. જેમ અપ્રામાણ્ય એ પોતાની ઉત્પત્તિમાં જ્ઞાનોત્પાદક સામગ્રી ઉપરાંત દોષની અપેક્ષા રાખે છે, તેમ પ્રામાણ્ય કોઇ અધિક કારણની અપેક્ષા નથી રાખતું. તેથી જ જ્યારે જ્ઞાનોત્પાદક સામગ્રીમાં દોષો ન હોય ત્યારે જ્ઞાન ઉત્પન્ન થવા સાથે જ પ્રામાણ્ય ઉત્પન્ન થાય છે અને તેથી તે સ્વતઃ ઉત્પન્ન કહેવાવું જોઇએ.

ઉત્પત્તિમાં પરતઃવાદીનું કહેવું એમ છે કે,

જેવી રીતે અપ્રામાણ્ય એ પોતાની ઉત્પત્તિમાં દોષરૂપ અધિક કારણની અપેક્ષા રાખે છે, તેવી રીતે પ્રામાણ્ય પણ અધિક કારણની અપેક્ષા રાખે જ છે; આ કારણ તે ગુણરૂપ છે. જેમ જ્ઞાનોત્પાદક સામગ્રીમાં દોષ ન હોય તો તજ્જન્ય જ્ઞાનમાં અપ્રામાણ્ય ન આવી શકે, તેમ તેવી સામગ્રીમાં ગુણ ન હોય તો તજ્જન્ય જ્ઞાનમાં પ્રામાણ્ય પણ ન આવી શકે. દોષ જે અપ્રામાણ્યનું ખાસ કારણ છે, તે જો ભાવરૂપ પદાર્થ હોઇ કારણકોટિમાં ગણી શકાય તો ગુણ પણ કારણકોટિમાં ગણાવા યોગ્ય છે. ગુણને માત્ર દોષનો અભાવ કહીને તેનું નિરાકરણ કરવું યોગ્ય નથી; કારણ કે તેમ કરીએ તો તેથી ઉલટું એમ પણ કહી શકાય કે ગુણ જે પ્રામાણ્યનું ખાસ કારણ છે, તે પણ અભાવરૂપ છે. તેથી એમ જ માનવું યોગ્ય છે કે, ગુણ અને દોષ બન્ને સ્વતંત્ર છે, અને તેથી જ જો સામગ્રી સાથે ગુણ હોય તો પ્રામાણ્ય અને દોષ હોય તો અપ્રામાણ્ય આવે છે. માટે જેમ અપ્રામાણ્ય ઉત્પત્તિમાં પરતઃ તેમ પ્રામાણ્ય પણ ઉત્પત્તિમાં પરતઃ મનાવું જોઇએ.

મીમાંસકો દોષને ભાવરૂપ માની તાત્ત્વિક માને છે અને તેથી તેની કારણકોટિમાં ગણના કરે છે; પણ ગુણને તેઓ ભાવરૂપ કે તાત્ત્વિક ન માનતાં માત્ર દોષાભાવરૂપ માને છે અને સાથે જ અભાવને તુચ્છરૂપ માની તેની કારણકોટિમાં ગણના કરતા નથી. જ્યારે નૈયાયિક વગેરે પરતઃવાદીઓ ગુણને પણ દોષની પેઠે જ તાત્ત્વિક માની કારણકોટિમાં લે છે. તેઓ કહે છે કે, જેમ સુખ દુઃખ એ બન્ને એક બીજાથી સ્વતંત્ર છે, નહીં કે એક બીજાના અભાવરૂપે—જો કે એકના સદ્ભાવમાં બીજાનો અભાવ હોય છે પણ તેથી તે બન્ને કાંઇ માત્ર અભાવરૂપ જ નથી તેવી રીતે દોષ અને ગુણના સંબંધમાં પણ સમજવું જોઇએ. આથી મીમાંસકમતનું તાત્પર્ય એ છે કે, દોષ એ માત્ર આગંતુક છે, જો તે ન હોય તો સામગ્રીથી ઉત્પન્ન થતું જ્ઞાન સહજ રીતે જ શુદ્ધ જન્મે. જ્યારે નૈયાયિક વગેરેના મતનું તાત્પર્ય એ છે કે, દોષની પેઠે ગુણ પણ આગંતુક છે અને તેથી તે સામગ્રીમાં હોય તો જ પ્રામાણ્ય જન્મે. જ્ઞાન, ઉત્પન્ન થતી વખતે પ્રામાણ્ય અને અપ્રામાણ્ય એ બન્ને રૂપથી શૂન્ય હોતું નથી. કાંતો તે અપ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય છે કાંતો તે પ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય છે. હવે જો અપ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય ત્યારે અપ્રામાણ્યને દોષાધીન માની પરતઃ માનીએ તો પ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય ત્યારે પ્રામાણ્યને ગુણાધીન માની શા માટે પરતઃ ન માનવું? મીમાંસકો માત્ર એટલું જ કહે છે કે, પ્રામાણ્ય એ જ્ઞાનનું સાહજિક રૂપ છે. જ્યારે જ્ઞાન જન્મે છે ત્યારે તેમાં પ્રામાણ્ય સ્વતઃસિદ્ધ હોય છે. માત્ર અપ્રામાણ્ય એ જ્ઞાનનું સાહજિક રૂપ નથી; તેથી જ્ઞાન ઉત્પન્ન થયા પછી દોષને લઇ તેમાં અપ્રામાણ્ય દાખલ થાય છે.

જ્ઞપ્તિ–જ્ઞપ્તિમાં સ્વતઃ વાદીઓનું કહેવું છે કે, જ્યારે જ્ઞાન ભાસિત થાય છે ત્યારે તેનું પ્રામાણ્ય પણ સાથે જ ભાસિત થઇ જાય છે. જ્ઞાન અને તેના પ્રામાણ્યનો ભાસ ભિન્ન ભિન્ન બુદ્ધિમા થતો નથી, તેમ માનવું જોઇએ. જો ભિન્ન ભિન્ન બુદ્ધિથી ભાસ માનવામાં આવે તો અનાવસ્થા થાય. તે એવી રીતે કે, કોઇ પણ વિષયનું જ્ઞાન ઉત્પન્ન થયું અને તે વિદિત પણ થયું; છતાં તેનું પ્રામાણ્ય તો બીજા સંવાદક જ્ઞાનથી કે અર્થક્રિયાજ્ઞાનથી માનવું પડે. હવે જે જ્ઞાનને પ્રામાણ્યગ્રાહક માનીએ તે પણ જો સત્યરૂપે નિશ્ચિત ન થયું હોય તો પૂર્વજ્ઞાનનું પ્રામાણ્ય શી રીતે નિર્ણિત કરી શકે? જે પોતે જ અનિશ્ચિત હોય તે બીજાનો નિશ્ચય ન કરી શકે. આથી પ્રામાણ્યગ્રાહક રૂપે માની લીધેલ બીજા જ્ઞાનનું પ્રામાણ્ય

વિષયનું સાહિત્ય ઘણું જ રચી ગયું. છતાં જે કાંઇ ઊણપ રહી હોય તે મીમાંસક પાર્થસાર્થિમિશ્રની શાસ્ત્રદીપિકા અને વિદ્વાન વાદિદેવસૂરિના વિશાળકાય સ્યાદ્વાદરત્નાકરે પૂરી કરી. અત્યાર સુધીમાં સ્વતઃ પરતઃ ના સાહિત્યનું એક મોટું મંદિર તૈયાર થયું હતું. તેના ઉપર તાર્કિક ગદાધર ભટ્ટાચાર્યે પ્રામાણ્યવાદ રચી કળશ ચઢાવ્યો, અને જૈન તાર્કિક યશોવિજય ઉપાધ્યાયે શાસ્ત્રવાર્તાસમુચ્ચય ઉપરની પોતાની ટીકામાં આ સાહિત્યમંદિરનો પ્રામાણિક ઉપયોગ કર્યો. આ રીતે અઢારમા સૈકા સુધીમાં પ્રસ્તુત વિષયને લગતું જેટલું સાહિત્ય રચાયેલું ઉપલબ્ધ છે, તેનો વિચાર કરતાં જણાય છે કે, મધ્યમ કાળમાં દાર્શનિક વિદ્વાનોની આ વિષયમાં રસવૃત્તિ ખૂબ વિકસી હતી. એની પુષ્ટિમાં વિદ્યારણ્ય વિરચિતશંકર દિગ્વિજયમાંથી મંડનમિશ્રનું ઘર પૂછતાં એક બાઇએ શંકરસ્વામીને આપેલો ઉત્તર ટાંકવો બસ થશે.

"स्वतः प्रमाणं परतः प्रमाणं
कीराङ्गना यत्र गिरं गिरन्ति ।
द्वारस्थनीडान्तरसंनिरुद्धा
जानीहि तन्मण्डनपण्डितौकः ॥ स० ८
श्लो. ६

**સ્વતઃ પરતઃ ના દાર્શનિક પક્ષોનું વર્ગીકરણ** સ્વતઃ પ્રામાણ્ય માનનાર વર્ગોમાં ફક્ત બે જ દર્શનો આવે છે; પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાંસા. પરતઃ પ્રામાણ્ય માનનાર વર્ગમાં જૈન અને બૌદ્ધ દર્શન ઉપરાંત ચાર વૈદિક દર્શનો આવી જાય છે;–ન્યાય, વૈશેષિક, સાંખ્ય અને યોગ.

**ઉપપત્તિ**–વેદ ઉપર થતા આક્ષેપોનું સમાધાન અને શ્રુતિઓની પૂર્વાપર સંગતિ કરવાનું બુદ્ધિસાધ્ય કામ જૈમિનીય દર્શને લીધું, તેથી તેણે સ્વતઃ પ્રમાણની ટુંકીને ટચ સરસ ઉપપત્તિ ઉપસ્થિત કરીઃ વેદાંતદર્શનનું કાર્ય, વ્યવસ્થિત થયેલ વેદમાંથી બ્રહ્મનું તાત્પર્ય બતાવવાનું હતું. તેથી તે જૈમિનીય દર્શનની સ્વતઃ પ્રમાણની કલ્પનાને ચર્ચા કર્યા સિવાય માની લે તે સ્વાભાવિક જ છે.

વેદના પ્રામાણ્યમાં વાંધો લેવા જૈન અને બૌદ્ધદર્શનને પરતઃ પ્રામાણ્યની બુદ્ધિગમ્ય કલ્પના રજુ કર્યા સિવાય ન ચાલે. તેથી તેઓનો તે પક્ષ પણ સહજ જ થયો. ન્યાય અને વૈશેષિક દર્શનો તર્કપ્રધાન હોઈ બુદ્ધિગમ્ય તર્કનો વિરોધ ન જ કરી શકે તેથી તેઓએ પરતઃ પ્રામાણ્યનો પક્ષ સ્વીકાર્યો. પણ તેમ છતાંયે ઈશ્વરને વચ્ચે લાવી વેદનું પ્રામાણ્ય સાચવ્યું. સાંખ્ય અને યોગ, એ આખા વિષયમાં બહુધા ન્યાય અને વૈશેષિકને અનુસરતા હોવાથી તેઓને તેથી જૂદા પાડી શકાતા નથી. આ રીતે દરેક દર્શનનો પક્ષભેદ પોતપોતાના સાધ્ય પ્રમાણે સ્વતઃ પરતઃ ની ચર્ચામાં યોગ્ય જ છે.

## બંને પક્ષકારોની મુખ્ય દલીલો અને તેનું તાત્પર્ય

**ઉત્પત્તિ**–ઉત્પત્તિના વિષયમાં સ્વતઃવાદીનું મુખ્ય મંતવ્ય એ છે કે, જ્ઞાન જે સામગ્રી ( કારણ–સમૂહ ) થી ઉત્પન્ન થાય છે, તે જ સામગ્રીથી જ્ઞાનમાં સત્યતા પણ આવે છે અર્થાત્ જ્ઞાનની સત્યતા માટે જ્ઞાનોત્પાદક સામગ્રી ઉપરાંત અન્ય કોઇ પણ કારણની અપેક્ષા નથી. આથી ઉલટું જ્ઞાનની અસત્યતા માટે જ્ઞાનોત્પાદક સામગ્રી ઉપરાંત અન્ય કારણની અપેક્ષા રહે છે.–તે અન્ય કારણ દોષરૂપ સમજવું. જેમ અપ્રામાણ્ય એ પોતાની ઉત્પત્તિમાં જ્ઞાનોત્પાદક સામગ્રી ઉપરાંત દોષની અપેક્ષા રાખે છે, તેમ પ્રામાણ્ય કોઇ અધિક કારણની અપેક્ષા નથી રાખતું. તેથી જ જ્યારે જ્ઞાનોત્પાદક સામગ્રીમાં દોષો ન હોય ત્યારે જ્ઞાન ઉત્પન્ન થવા સાથે જ પ્રામાણ્ય ઉત્પન્ન થાય છે અને તેથી તે સ્વતઃ ઉત્પન્ન કહેવાવું જોઇએ.

ઉત્પત્તિમાં પરતઃવાદીનું કહેવું એમ છે કે,

જેવી રીતે અપ્રામાણ્ય એ પોતાની ઉત્પત્તિમાં દોષરૂપ અધિક કારણની અપેક્ષા રાખે છે, તેવી રીતે પ્રામાણ્ય પણ અધિક કારણની અપેક્ષા રાખે જ છે; આ કારણું તે ગુણરૂપ છે. જેમ જ્ઞાનોત્પાદક સામગ્રીમાં દોષ ન હોય તો તજ્જન્ય જ્ઞાનમાં અપ્રામાણ્ય ન આવી શકે, તેમ તેવી સામગ્રીમાં ગુણ ન હોય તો તજ્જન્ય જ્ઞાનમાં પ્રામાણ્ય પણ ન આવી શકે. દોષ જે અપ્રામાણ્યનું ખાસ કારણ છે, તે જો ભાવરૂપ પદાર્થ હોઇ કારણકોટિમાં ગણી શકાય તો ગુણ પણ કારણકોટિમાં ગણાવા યોગ્ય છે. ગુણને માત્ર દોષનો અભાવ કહીને તેનું નિરાકરણ કરવું યોગ્ય નથી; કારણ કે તેમ કરીએ તો તેથી ઉલટું એમ પણ કહી શકાય કે ગુણ જે પ્રામાણ્યનું ખાસ કારણ છે, તે પણ અભાવરૂપ છે. તેથી એમ જ માનવું યોગ્ય છે કે, ગુણ અને દોષ બન્ને સ્વતંત્ર છે, અને તેથી જ જો સામગ્રી સાથે ગુણ હોય તો પ્રામાણ્ય અને દોષ હોય તો અપ્રામાણ્ય આવે છે. માટે જેમ અપ્રામાણ્ય ઉત્પત્તિમાં પરતઃ તેમ પ્રામાણ્ય પણ ઉત્પત્તિમાં પરતઃ મનાવું જોઇએ.

મીમાંસકો દોષને ભાવરૂપ માની તાત્ત્વિક માને છે અને તેથી તેની કારણકોટિમાં ગણના કરે છે; પણ ગુણને તેઓ ભાવરૂપ કે તાત્ત્વિક ન માનતાં માત્ર દોષાભાવરૂપ માને છે અને સાથે જ અભાવને તુચ્છરૂપ માની તેની કારણકોટિમાં ગણના કરતા નથી. જ્યારે નૈયાયિક વગેરે પરતઃવાદીઓ ગુણને પણ દોષની પેઠે જ તાત્ત્વિક માની કારણકોટિમાં લે છે. તેઓ કહે છે કે, જેમ સુખ દુઃખ એ બન્ને એક બીજાથી સ્વતંત્ર છે, નહીં કે એક બીજાના અભાવરૂપે—જો કે એકના સદ્ભાવમાં બીજાનો, અભાવ હોય છે પણ તેથી તે બન્ને કાંઇ માત્ર અભાવરૂપ જ નથી તેવી રીતે દોષ અને ગુણના સંબંધમાં પણ સમજવું જોઇએ. આથી મીમાંસકમતનું તાત્પર્ય એ છે કે, દોષ એ માત્ર આગંતુક છે, જો તે ન હોય તો સામગ્રીથી ઉત્પન્ન થતું જ્ઞાન સહજ રીતે જ શુદ્ધ જન્મે. જ્યારે નૈયાયિક વગેરેના મતનું તાત્પર્ય એ છે કે, દોષની પેઠે ગુણ પણ આગંતુક છે અને તેથી તે સામગ્રીમાં હોય તો જ પ્રામાણ્ય જન્મે. જ્ઞાન, ઉત્પન્ન થતી વખતે પ્રામાણ્ય અને અપ્રામાણ્ય એ બન્ને રૂપથી શૂન્ય હોતું નથી. કાંતો તે અપ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય છે કાંતો તે પ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય છે. હવે જો અપ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય ત્યારે અપ્રામાણ્યને દોષાધીન માની પરતઃ માનીએ તો પ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય ત્યારે પ્રામાણ્યને ગુણાધીન માની શા માટે પરતઃ ન માનવું ? મીમાંસકો માત્ર એટલું જ કહે છે કે, પ્રામાણ્ય એ જ્ઞાનનું સાહજિક રૂપ છે. જ્યારે જ્ઞાન જન્મે છે ત્યારે તેમાં પ્રામાણ્ય સ્વતઃસિદ્ધ હોય છે. માત્ર અપ્રામાણ્ય એ જ્ઞાનનું સાહજિક રૂપ નથી; તેથી જ્ઞાન ઉત્પન્ન થયા પછી દોષને લઇ તેમાં અપ્રામાણ્ય દાખલ થાય છે.

જ્ઞપ્તિ—જ્ઞપ્તિમાં સ્વતઃ વાદીઓનું કહેવું છે કે, જ્યારે જ્ઞાન ભાસિત થાય છે ત્યારે તેનું પ્રામાણ્ય પણ સાથે જ ભાસિત થઇ જાય છે. જ્ઞાન અને તેના પ્રામાણ્યનો ભાસ ભિન્ન ભિન્ન બુદ્ધિમાં થતો નથી, તેમ માનવું જોઇએ. જો ભિન્ન ભિન્ન બુદ્ધિથી ભાસ માનવામાં આવે તો અનાવસ્થા થાય. તે એવી રીતે કે, કોઇ પણ વિષયનું જ્ઞાન ઉત્પન્ન થયું અને તે વિદિત પણ થયું; છતાં તેનું પ્રામાણ્ય તો બીજા સંવાદક જ્ઞાનથી કે અર્થક્રિયાજ્ઞાનથી માનવું પડે. હવે જે જ્ઞાનને પ્રામાણ્યગ્રાહક માનીએ તે પણ જો સત્યરૂપે નિશ્ચિત ન થયું હોય તો પૂર્વજ્ઞાનનું પ્રામાણ્ય શી રીતે નિર્ણિત કરી શકે ? જે પોતે જ અનિશ્ચિત હોય તે બીજાનો નિશ્ચય ન કરી શકે. આથી પ્રામાણ્યગ્રાહક રૂપે માની લીધેલ બીજા જ્ઞાનનું પ્રામાણ્ય

નિશ્ચિત કરવા ત્રીજું જ્ઞાન, અને તેનું પ્રામાણ્ય નિશ્ચિત કરવા ચોથું જ્ઞાન એમ અનુક્રમે કલ્પના વધતાં અનવસ્થામાં જ પરિણામ પામે. તેથી એમ જ માનવું યોગ્ય છે કે, કોઇ પણ વિષયનું જ્ઞાન ઉત્પન્ન થયા પછી જ્યારે પ્રકાશિત થાય છે ત્યારે તેની સાથે જ તેનું પ્રામાણ્ય પણ પ્રકાશિત થઈ જાય છે.

આ વિષયમાં પરતઃ વાદીનુ કહેવું છે કે, જેમ અપ્રામાણ્ય પરતોગ્રાહ્ય છે, તેમ પ્રામાણ્ય પણ પરતોગ્રાહ્ય માનવું જોઇએ. કોઇ જ્ઞાન ઉત્પન્ન થયું અને તે મિથ્યા હોય તો તેનું અયથાર્થત્વ કાંઇ તે જ વખતે જણાતું નથી. પણ કાંતો વિસંવાદ થવાથી કે પ્રવૃત્તિ નિષ્ફળ જવાથી કાલાંતરે તેનું અયથાર્થત્વ માલુમ પડે છે. તેવી રીતે યથાર્થત્વના સંબંધમાં પણ માનવું જોઇએ. જ્ઞાન ઉત્પન્ન થયું અને તે ભાસિત પણ થયું છતાં તેનું યથાર્થત્વ સંવાદ અગર પ્રવૃત્તિસાફલ્યથી જણાવાનું. આમ માનતાં અનવસ્થા થવાનો ભય રાખવાનું કારણ નથી; કારણ કે મનુષ્યની જિજ્ઞાસા પરિમિત હોવાથી બે ત્રણ ઉપરાઉપર થતાં જ્ઞાનના પ્રામાણ્ય સુધી તે લંબાય ખરી, પણ એમને એમ તે જિજ્ઞાસા પ્રામાણ્યના વિષયમાં જ રહે એમ બનતું નથી. બીજી વાત એ છે કે જો પ્રામાણ્યને જ્ઞાનના નિર્ણય સાથે જ નિર્ણીત માની લેવામાં આવે તો જે વિષયને વારંવાર જોવાનો અભ્યાસ ન હોય તે વિષયનું જ્ઞાન થતાં તેના પ્રામાણ્ય માટે જે સંદેહ થાય છે તે સંભવી ન શકે; કારણ કે, જ્ઞાન થયું કે તેનું પ્રામાણ્ય નિર્ણીત થઇ જ ગયું પછી મારૂં આ જ્ઞાન સત્ય છે કે અસત્ય એવા સંદેહને અવકાશ ન જ રહે. તેથી પ્રામાણ્યને અપ્રામાણ્યની પેઠે પરતોજ્ઞેય માનવું યોગ્ય છે.

સ્વતઃવાદીનું વલણ પ્રત્યેક જ્ઞાનમાં એક સામાન્ય નિયમ માની લેવા તરફ છે, તેથી તે કહે છે કે, પરતઃ પક્ષમાં આવી પડતી અનવસ્થા દૂર કરવા જો પરતઃવાદીને કોઇ પણ જ્ઞાન સ્વતોનિર્ણીત માનવું પડે તો પછી તે જ રીતે પ્રથમનાં બધાં જ્ઞાનોનું પ્રામાણ્ય સ્વતોજ્ઞેય શા માટે ન માનવું ? સ્વતઃ વાદીનો પક્ષ અભ્યાસદશાના અનુભવમૂલક છે; તેથી તે કહે છે કે, જે વિષય જોવા જાણવાનો બહુ પરિચય હોય તે વિષયનું જ્ઞાન થતાં તેના પ્રામાણ્ય માટે કોઇને કદી સંદેહ થતો નથી. તેથી સમજાય છે કે તે પરિચિત વિષયના જ્ઞાનનું પ્રામાણ્ય જ્ઞાન સાથે જ નિર્ણીત થઇ જાય છે. હવે જ્ઞાનનું સ્વરૂપ તો એક જ પ્રકારનું હોય. તેથી અભ્યાસ કે અનભ્યાસવાળા દરેક સ્થળોના જ્ઞાનના પ્રામાણ્યના સંબંધમાં એક જ નિયમ માની લેવો ઘટે છે. આથી ઉલટું પરતઃવાદીનો પક્ષ ચિત્તવ્યાપારના અનુભવ ઉપર અવલંબેલો છે; તે કહે છે કે, દરેક જ્ઞાનના પ્રામાણ્યમાં કાંઇ સંદેહ થતો નથી. જ્યાં સંદેહ ન થાય ત્યાં સ્વતોગ્રાહ્ય છે જ, તેથી અનવસ્થાને અવકાશ નથી. પણ એક જગાએ સંદેહ ન થવાથી સ્વતોગ્રાહ્ય માનીએ એટલે તે પ્રમાણે જ્યાં સંદેહ થતો હોય ત્યાં પણ સ્વતોગ્રાહ્ય માની લેવું એ અનુભવ વિરુદ્ધ છે. જે વિષય જાણવાનો બહુ પરિચય નથી હોતો તેનું જ્ઞાન થતાં વેંત તેના પ્રામાણ્યની બાબતમાં જરૂર સંદેહ થાય છે. તેથી માનવું જોઇએ કે તેવા સ્થળમાં પ્રામાણ્ય સ્વતોગ્રાહ્ય નથી.

**જ્ઞાન**–આ વિષયની ચર્ચાનો વિકાસ થતાં સ્વતઃ-પરતઃની ચર્ચા પ્રામાણ્યમાંથી આગળ વધી કેવળ જ્ઞાનમાં ઉતરી. સ્વતઃવાદીઓમાં ત્રણ પક્ષો પડયા. એક એમ માનતો કે જ્ઞાન સ્વપ્રકાશ હોઇ પોતે જ પોતાને જાણે છે, આ પક્ષ ગુરુ (પ્રભાકર)નો છે; બીજો પક્ષ ભટ્ટ (કુમારિલ)નો છે. તે એમ માનતો કે જ્ઞાન

સ્વપ્રકાશ તો નથી પણ પરપ્રકાશ્ય એટલે અન્ય જ્ઞાન દ્વારા પ્રત્યક્ષ કરવા યોગ્ય પણ નથી. માત્ર પરોક્ષ હોઇ અનુમતિ દ્વારા જાણી શકાય છે. ત્રીજો પક્ષ મુરારિમિશ્રનો છે. તે નૈયાયિકોની પેઠે એમ માનતો કે જ્ઞાનનું પ્રત્યક્ષ થાય છે; પણ તે સ્વપ્રકાશ નથી. પશ્ચાદ્‌ભાવિજ્ઞાનઅનુવ્યવસાયદ્વારા પૂર્વ જ્ઞાનનું પ્રત્યક્ષ થાય છે.

આ ત્રણે પક્ષો જો કે, જ્ઞાનના સ્વરૂપમાં એક મત નથી છતાં તેઓ મીમાંસક હોઇ સ્વતઃ પ્રામાણ્ય પક્ષને વળગી રહી પોતપોતાની જ્ઞાન-સ્વરૂપની કલ્પનામાં પણ સ્વતઃ પ્રામાણ્યને ઘટાવી લે છે અને તેથી એમ કહેવું જોઇએ કે આ ત્રણ પક્ષ પ્રમાણે જ્ઞાન યા તો સ્વદ્વારા ગૃહીત થાય યા અનુમિતિદ્વારા યા અનુવ્યવસાય દ્વારા. પણ જ્યારે તે જ્ઞાન ગૃહીત થાય ત્યારે તેનું પ્રામાણ્ય પણ તેની સાથે જ ગૃહીત થઇ જાય છે.

કાર્ય—કાર્યના વિષયમાં બન્ને પક્ષનો આશય જણાવ્યા પહેલાં પ્રામાણ્ય અને તેનું કાર્ય એ બે વચ્ચે શું અંતર છે તે જાણવું જોઇએ. પ્રામાણ્ય એટલે વિષયને વાસ્તવિક રૂપમાં ગ્રહણ કરવાની જ્ઞાનની શક્તિ. અને કાર્ય એટલે એ શક્તિદ્વારા પ્રકટતો વિષયનો યથાર્થ ભાસ. આ કાર્યને ઘણીવાર પ્રમાણનું કાર્ય પણ કહેવામાં આવે છે. કાર્યના વિષયમાં સ્વતઃવાદી કહે છે કે, પોતાની સામગ્રી ઉપરથી પ્રમાણ ઉત્પન્ન થયું કે લાગલું જ કોઇની અપેક્ષા રાખ્યા સિવાય તે પોતાનું પૂર્વોક્ત કાર્ય કરે છે. આમ માનવામાં તેઓ એવી દલીલ આપે છે કે, જો પોતાનું કાર્ય કરવામાં પ્રમાણને કારણ ગુણોનું જ્ઞાન અગર સંવાદની અપેક્ષા રાખવી પડે તો જરૂર અનવસ્થા થઇ જાય. ત્યારે પરતઃવાદી કહે છે કે, પ્રમાણ પોતાનું કાર્ય કરવામાં સંવાદની અપેક્ષા રાખે જ છે અને તેમ છતાં અનવસ્થાનો જરાયે ભય નથી. કારણ એ છે કે, સંવાદ એટલે અર્થક્રિયાજ્ઞાન. આ જ્ઞાન ફલરૂપ હોઇ તે બીજાની અપેક્ષા સિવાય જ સ્વતઃનિર્ણિત અને સ્વતઃકાર્યકારી છે. પ્રવર્તક જ્ઞાન પોતાનું કાર્ય કરવામાં અર્થક્રિયા જ્ઞાનની અપેક્ષા રાખે તેથી અર્થક્રિયાજ્ઞાને પણ પોતાના કાર્યમાં અન્ય તેવા જ્ઞાનની અપેક્ષા રાખવી જોઇએ એવો એકાંત નથી. ખાસ મુદ્દો તો એ છે કે, જ્ઞાનનું કાર્ય માત્ર અર્થનું ભાન પ્રકટાવવું એટલું જ છે. હવે જ્યારે પ્રમાણના કાર્યમાં જ્ઞાન-સામાન્યના કાર્ય કરતાં વાસ્તવિકતાનો ઉમેરો થાય છે ત્યારે એટલું માનવું જોઇએ કે, પ્રમાણના કાર્યમાં દેખાતી આ વિશેષતા કોઇ કારણને લીધે આવેલી હોવી જોઇએ; તે કારણ એ જ સંવાદ. તેથી પ્રમાણનું કાર્ય પણ પરતઃ માનવું ઘટે.

આ બન્ને પક્ષની માન્યતાનો આધાર નામની પેઠે છે; એટલે કે સ્વતઃ પક્ષની મનોવૃત્તિ એક કોઇ સાર્વત્રિક નિયમ જોવા તરફ છે, તેથી તે દરેક જ્ઞાનને સ્વતઃકાર્યકારી માની લે છે; જ્યારે પરતઃપક્ષની મનોવૃત્તિ અનુભવને સામે રાખી ચાલવા તરફ છે. તેથી તે કોઇ એક નિયમમાં ન બંધાતાં જ્યાં જેવો અનુભવ થાય ત્યાં તેવું માની લે છે.



૪૧

સ્વ. સૂરસિંહજી (કલાપી)નો

# સ્વ. ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠીને કાગળ

( કાન્તમાલાને માટે આપનારઃ રા. રા. **નરહરરામ માધવરામ ત્રિપાઠી.** )

લાઠી,
તા. ૩૦-૧૨-૯૨.

રા. રા. ગોવર્દ્ધનરામભાઇ, *

આપનું તા. ૨૬ નું લખેલ પત્ર મને આજે મળ્યું. દર્શન માત્રથી આનંદ થયો. પણ આપના કુટુંબમાં વ્યાધી છે એ જાણી સ્નેહ અર્દ્રતા [ × આર્દ્રતા ] સુલભ ખેદ થયો. ઇશ્વર આરામ કરશે.

ગુર્જર વર્ગ અને ખાસ રાજાઓ તો આપના અતુલ આભારી છે. [ પૃ. ૨ જું ] કોઇ એમ કહે કે દેશહિત કરવા મને અવકાશ નથી એ આપ જેવા ઉદ્યમી ગૃહસ્થોએ જુઠું છે એમ સાબીત કરી આપ્યું છે. " મણિરાજનું જનરાજ્ય " અમને બોધ આપનારૂં થશે અને " સરસ્વતીચંદ્રનું મનોરાજ્ય " એ નામ જ બતાવી આપે છે કે સરસ્વતીચંદ્રે કહેલ વાક્ય " જહાંગીરી ફકીરી એ લલાટે છે લખાવી મેં " સાચું પડશે, કરુણામાં ગ્રંથસમાપ્તિ થશે, [ પૃ. ૩ જું ] ચંદ્રના કર કુમુદને વિકસાવશે નહિ, ચંદ્રકાંત દ્રવતો જ રહેશે.

" એના માર્ગ જુદા હતા; દિશા એક હતી. અનેક આંખો એમની પાછળ ખેંચાતી હતી અને એમના માર્ગ શોધતી હતી. પણ દૈવની ઇચ્છા કેઇ દિશામાં દોડે છે તેની તો માત્ર કલ્પના જ હતી. "

માર્ગ શોધતી આંખો ઘણી છે, અને દિશાની માત્ર કલ્પના જ છે; દૈવની ઇચ્છા જાણવા ઘણા આતુર છે માટે યોગ્ય લાગે તે કરવું.

"નવલગ્રંથાવલી"નો કેટલોક ભાગ મેં વાંચ્યો છે અને જીવનકથા વાંચી આપની ઉદારતાથી આનંદ પામ્યો છું. દુર્જન સાથે જન્મારો [પૃ. ૪ થું] ગાળ્યા કરતાં સજન [× સજ્જન] સાથેની ઘડીને બલિહારી છે. તે જીવનકથા મને મોકલશો–આપ મને સંભારો છો–તેથી હું ઉપકૃત છું.

રાજકુમાર કોલેજમાં મેં અભ્યાસ કર્યો છે, તે નામનો જ છે. રાજકુમાર કાલેજ ભણાવે તેટલું જ ભણનાર તો બહુ જ થોડું ભણે છે. આ કાલેજમાં ભણનારને વિદ્યાથી ભાગ્યે જ પ્રીતિ હોય છે એ દેશનાં નસીબની વાત છે. હજી રાજાઓની આંખ ઉઘડતી નથી. કુમારોને નથી સારી સોબત મળતી કે નથી સારો અભ્યાસ થતો. મ્હારો વિચાર મેટ્રિક પસાર કરી આર્ટ્સ કોલેજનો વિદ્યાર્થી થવાનો [ પૃ. ૫ મું ] હતો. પણ રાજાઓ અને ગરાસીઆ વિદ્યાના ઓરમાન દીકરા છે. પાંચ વર્ષથી નેત્રવ્યાધીથી હું હેરાન હતો, માત્ર અડધો કલાક વાંચી શકતો. મુંબાઇના ડાક્ટર મેકનામાની દવાથી આરામ થયો અને થતો જાય છે. ગ્રેન્યુલેશનની વ્યાધી મને છે. દવા નિયમિત રીતે જારી વાપરવી પડે છે. હાલ હું પાંચ કલાક વાંચી શકું છું અને તેટલું વાચું છું પણ મ્હારી આશા હવે પુરી થશે નહિ.

---

* આ પત્રમાંથી થોડોક ભાગ રા. રા. રૂપશંકર ઉદયશંકર ઓઝાના 'કલાપીનું સાક્ષરજીવન' એ નિબંધમાં પ્રકટ થઇ ગયેલો છે

[પૃ. ૬ ઠ્ઠું] દરરોજ એક કલાક કાયદાનો અભ્યાસ કરું છું. એક કલાક ઇંગ્રેજી પુસ્તકો વાંચું છું. હાલ સ્માઇલ્સનાં પુસ્તકો વાંચુ છું. ત્રણ કલાક ગુજરાતી પુસ્તકો વાંચું છું. હજી સુધી મેં ગુજરાતી જ વાંચ્યું છે. કૉલેજ છોડ્યાં મને એક વરસ થયું, ત્યારબાદ "ડ્યુટી"નું પુસ્તક મેં હમણાં જ હાથમાં લીધું છે, અર્થાત્ મેં ઇંગ્રેજી વાંચવું હમણાં જ શરૂ કર્યું છે. ગુજરાતી ઘણાં પુસ્તકો વાંચી ગયો, એટલાં [પૃ. ૭ મું] વાંચ્યાં છે કે ગુર્જર ભાષાનાં સારાં પુસ્તકોમાં એવું ભાગ્યે જ નીકળશે કે જેનું મેં મનન ન કર્યું હોય. પ્રેમ અને પર્યંક પુસ્તકો મને અતી પ્રિય છે. પ્રેમ વાંચવો એ આનંદ અને આંસુ લાવે છે, ફિલોસોફી વાંચવી એ મને ગંભીર સુખ આપે છે. ગુર્જર ગિરાથી સંતોષ ન થયો તેથી ફિલોસોફી માટે ઇંગ્રેજી અને પ્રેમ માટે સંસ્કૃત શીખવા નિશ્ચય કર્યો છે. સંસ્કૃત "પ્રેમ માટે" કેમકે સંસ્કૃત ફિલોસોફી વાંચી અને સમજી શકું તેટલું તે ભાષામાં મને જ્ઞાન મળશે કે નહિ તે શંકા ભરેલું છે. [પૃ. ૮ મું] ગુજરાતી વાંચન તો જારી જ રહેશે. ગુજરાતીમાં હમણાં હું રા. રા. મણિલાલ ભાઇકૃત "સિદ્ધાંતસાર" વાંચું. આપ જે જે વાંચવા મને સૂચવશો તે અવશ્ય વાંચીશ. આપ આવો સ્નેહભાવ રાખો છો તેથી હું આપનો કેટલો આભાર માનું ?

અત્ર સર્વથા કુશલ છે. ત્યાં પણ તેમ જ હશે.

લિ. આપના સૂરસિંહના
સચ્ચિદાનંદ સ્મરણપૂર્વક નમસ્કાર.

ટીપ્પણઃ-આ પહેલાંનો એક અને પછીના બે એમ ત્રણ કાગળ માટે જુઓ સમાલોચક માસિક, માર્ચ ૧૯૨૪.

---

૪૨

ચિ. "હિમાંશુ" :

# "સરસ્વતીચંદ્ર" અને "જયા અને જયન્ત"

રા. રા. કવિ ન્હાનાલાલ અને સ્વ. સાક્ષરવર્ય ગોવર્ધનરામ ત્રિપાઠીની અનુપમ કૃતિઓને પ્રસ્તાવનાની ખાસ જરૂર ન હોય. "જયા અને જયન્ત" ને "સરસ્વતીચંદ્ર" ગુર્જરસાહિત્યની મહાન કૃતિઓમાં છે. અહીં આપણો ઉદ્દેશ એ બે કૃતિઓ વચ્ચેનું સામ્ય દર્શાવવાનો છે. આ સામ્ય બન્ને કૃતિમાં આવતા લગ્નના વિચારમાં રહેલું જોવામાં આવે છે. "જયા અને જયન્ત" માં કવિએ સ્ફુટ કરેલો વિચાર ઘણો ગહન છે. કવિ આ વિચારને આત્મલગ્ન કહે છે. કવિનો ઉદ્દેશ "સ્નેહ એટલે દેહવાસના નહીં પણ ત્હેનાથી પર કોઇક નિર્ગંગી આત્મભાવના" છે, "સ્નેહનાં-બ્રહ્મચર્યનાં ગીત" ભણાવવાનો છે. એ વિચારમાં "ભીષ્મવૈરાગ્ય ધારીને" દેહવાસના તજવાની છે. અહીં સ્નેહ અને બ્રહ્મચર્યનું સંકલન છે. કવિ તેને સ્નેહયોગ કહે છે. આ પણ એક યોગ જ છે. યોગથી જો સંસાર તરાય છે તો આનાથી તે જીતાય છે. અહીં પણ સંયમનિગ્રહ કેળવવા પડે છે. યોગમાં વિચારરહિત તો અહીં વિકાર-રહિત થવું જરૂરનું છે. કવિશ્રીએ આ વિચાર નાટકમાં અદ્દ્ભુત રીતે ખીલવ્યો છે. નાટકનાં નામમાંથીજ અર્થ સરે છે. જયા અને જયન્ત બન્ને શબ્દો સંસ્કૃત जि( जय् )-જીતવું પરથી યોજેલા જણાય છે; જયા અને જયન્ત ત્હેના

સ્થૂલ બન્ધોથી પાર જઈ શકે છે, માટે જ આ નામો યથાર્થ જ છે. શરૂઆતમાંથી જ "પરમ પ્રેમ પરબ્રહ્મ" ગીત પ્રેમની ઊંડી મીમાંસા સમજાવે છે: જગત સઘળું પ્રેમમય છે.પ્રેમ જગતના ઉદ્ધાર અને આધારરૂપ છે. આ એક મહાન્ પ્રેમરૂપી વૃક્ષમાંથી પાંગરતી જૂદી જૂદી શાખારૂપે કવિ જગમાં પરવરતા જૂદા જૂદા પ્રેમના પ્રકાર સમજાવે છે અને આ વટવૃક્ષની શાખાઓ જેમ એક જ થડમાંની ડાખળીઓ છે, તેમ આ જૂદા જૂદા પ્રેમ પણ દ્યાવાપૃથિવીભરી પરવરતા આકાશ-વિશાળ એક જ પ્રેમના વિભાગરૂપ છે. દમ્પતી-પ્રેમ પણ આમાં આવી જાય છે, અને એ બન્ધુપ્રેમોના જેમ આ નિર્મળ નિષ્કામ વિશુદ્ધ હૃદયની ભાવના જ છે. કવિ આ પ્રેમમાં મોહ ને સ્નેહના અને સ્થૂલ ને સૂક્ષ્મના ભેદ બતાવે છે.

પ્રેમ ત્હાં ન હોય કામવાસના
પ્રેમમાં નથી દેહની વાંછના.

આ વિચાર વધારે સ્પષ્ટ કરતાં કવિ લખે છે:—

જ્હાં જ્હાં આત્મા ત્હાં ત્હાં શરીર
નથી એવું કંઇ બ્રહ્માંડમીમાંસાનું ન્યાયસૂત્ર

દેહ ત્યાં આત્મા સંભવે પણ આત્મા હોય ત્યાં દેહ હોય જ એવું કંઇ નહિ. આત્મા દેહ વગર તેમ જયા અને જયન્તનો પ્રેમ પણ વાસના વગર ટકી રહે છે.

હવે આપણે " સરસ્વતીચંદ્ર " માં આ વિચારનું સામ્ય કેટલે અંશે છે તે જોઇએ, અને સાથે સાથે વિચારનું સ્ફોટન પણ નિહાળતા જઇએ. પહેલાં જ ભાગ ૪ થામાં સંસારના ઉષ્ણ પવને તપેલાં અને તવાયલાં સરસ્વતીચંદ્ર અને કુમુદ " હૃદયના ભેદનું ભાગવું " નામે પ્રખ્યાત પ્રકરણમાં મળે છે, ને જીવનના આ ગહન પ્રશ્ન પર વિદ્વત્તાભરી ગોષ્ટિ આરંભે છે. સુન્દરગિરિનાં પવિત્ર સાધુજનોએ સંપૂર્ણ વિચાર કર્યા પછી આ બન્નેને આત્મનિર્ણય માટે પંચ રાત્રિ આપી છે અને તે દ્વારા ગોવર્ધનરામ આ વિષયની મીમાંસા ઉકેલવી શરૂ કરે છે. સરસ્વતીચંદ્ર ત્રણ જાતના યજ્ઞ ગણાવે છે— તારામૈત્રક યજ્ઞ, એકાગ્નિ યજ્ઞ અને પરોક્ષ વેદી. આમાંથી છેલ્લું તેઓને સૌથી વધારે ધર્મ્ય છે, અને વિહારપુરી અને ચન્દ્રાવલી પણ એનાં જ દૃષ્ટાંતરૂપ છે. ન્હાનાલાલનો વિચાર કદાચ છેલ્લી કોટિમાં આવી શકે. આમાં પણ દેહનો સ્પર્શ વર્જ્ય છે, પણ આત્માનું અદ્વૈત છે, અને ક્રિયાગ્નિની જ્વાળાઓ એક જ દિશામાં બળ્યા કરે છે. પછી ગોવર્ધનરામ કલ્પનાસૃષ્ટિમાં વિચરે છે, ને એ સ્વપ્નદશામાં સિદ્ધલોકના યાત્રા-પંથે બન્નેનું સૂક્ષ્મ અદ્વૈત સધાય છે. સૌભાગ્યદેવીની સૂક્ષ્મ છાયા જ આ લગ્ન કરે છે અને બન્નેની પાછળ અદ્વૈત રૂપે દેખાતા તેજના છેડા નાખે છે. આમ સરસ્વતીચંદ્રનો પિતૃયજ્ઞ પૂરો થઈ પ્રીતિયજ્ઞ આરંભાય છે. વળી આમાં જોવાનું એ છે કે વચ્ચે દિવસ જાય છે છતાં સ્વપ્ન અધૂરૂં રહ્યું હતું ત્યાંથી જ શરૂ થાય છે. આ સ્વપ્ન દરમ્યાન તેઓ દેહની વાસનાઓ પર જય મેળવી શકે છે, અને "સૂક્ષ્મ પ્રીતિનાં અદ્વૈતમાં દૃષ્ટિનાં તેમ શક્તિનાં સંવેદન પણ અદ્વૈત" પામે છે. બન્ને વાસનાની આવશ્યકતા અનાવશ્યકતા ચર્ચે છે ને સરસ્વતીચંદ્ર કહે છે–" વિષયની વિસ્મૃતિ, સંકલ્પનો સંકોચ, સદ્વિચારનો ઉદય, અને નિશ્ચયની સ્મૃતિ એટલી સંપત્તિથી મનની લાલસા હઠે છે તો ખરી. બાકી તેના નાશનો ઉપાય સૂક્ષ્મ શરીરની સંપૂર્ણ સંસિદ્ધિ જ છે. " તેઓ વાસનાના સનાતન તથા વિશેષ ધર્મ પણ ચર્ચે છે, ને વાતાવરણાનુસાર સનાતન ધર્મ જ ઉચ્ચતર ગણી, બન્ને દેહવાસના વર્જ્ય ગણે છે. અંતે કુમુદ-પ્રીતિ પણ શું વાસના નથી ?–એમ પૂછતાં સરસ્વતીચંદ્ર જવાબ દે છે–" સકામ વાસનારૂપ પ્રીતિ તે વાસના છે. તે કામથી ઉત્પન્ન થાય છે અને કામથી

ક્ષીણ થાય છે. નિષ્કામ પ્રીતિ જ્વાલારૂપ છે, પૃથ્વી અને ચન્દ્રની વચ્ચેનાં પરસ્પર ગુરુત્વાકર્ષણના જેવી સહચાર સાધક છે, અને કેવળ સ્વયંભૂ છે."

મહાન કષ્ટસહન પછી જેમ કુમુદ અને સરસ્વતીચંદ્ર પાછાં મળે છે, તેમ જયા અને જયન્ત પણ "વિતકની વધાઇઓ" વીત્યા પછી મળે છે, ત્યારે આવો જ પ્રસંગ ઉભો થાય છે. તેઓ પણ છેલ્લો મહાન નિશ્ચય ચર્ચે છે, ને જયા કુમુદની જેમ જયન્ત પાસે છેલ્લી દીક્ષા માગે છે.

**शिष्यस्तेहं शाधि मां त्वां प्रपन्नम् ।**

વળી જયન્ત સરસ્વતીચંદ્ર જેમ જયાને જ તેનો પોતાનો નિશ્ચય પૂછે છે, અને તે પ્રમાણે વર્તવા કહે છે. અહીં બન્ને જગોએ પુરુષની ન્યાયબુદ્ધિ બતાવી છે, પણ તે સ્ત્રીની ઇચ્છાના પાયા પર જ ચણાયલી છે. એક એકથી સ્વતંત્ર છતાં અદ્વૈત રૂપે છે. જયન્ત જયાની ઇચ્છા પૂછતાં કહે છે:

> લગ્ન કે ધર્મ ?
> કામ કે સ્નેહ ?
> સંસાર કે સેવા ?
> એ દ્વન્દ્વો ખડાં છે સન્મુખ
> તું નીકળ એકની જોગણ થઇ
> , ત્હારી સંગે ઉભો છું અલખ જગાવવા.

સરસ્વતીચંદ્ર આમ જ કુમુદની ઇચ્છા પર "અલખ જગાવવા" તત્પર છે, ને લોકાપવાદ કોરે મૂકીને સ્થૂલ સમાગમ માટે પણ તૈયાર છે. આવા જ પ્રસંગ પર ઉપરની પંક્તિઓના જવાબમાં જયા કહે છે:

> હવે દેહની કથા ન કરવી જયન્ત !
> × × ×
> આજ સુધી અંગને અડક્યાં નથી
> હવે એ અંગને અભડાવીશ ?
> વિષય ભોગવ્યા નથી, નિરખ્યા છે.
> વિષયોમાં તો વિષ છે, જગતનાં.

જયન્તનો નિશ્ચય પણ મનનીય છે. તેમાં આત્માની લોકોત્તર શાંતિ ને બુદ્ધિનો દિવ્ય ઉત્કર્ષ નજરે પડે છે:

> જયા ! પશુથીએ માનવી પામર ?
> મોરે જીત્યો ને ઢેલે જીત્યો
> તે કામને નહીં જીતે માનવી ?
> પ્રેમ ત્હાં ન હોય કામવાસના
> પ્રેમમા નથી દેહની વાંછના.
> × × ×
> નરનારી કામને જીતશે
> દુનિયા બ્રહ્મભોમ દીપશે ત્હારે.

આમ આ જોડું પણ દેહના સ્પર્શને વર્જ્ય ગણવાનો નિશ્ચય કરે છે. જયાને મન તો "વિષયોમાં તો વિષ છે જગતનાં" જયા "સત્કર્મની સન્યાસિની" થઈ, "સ્નેહસંગે વૈરાગ્ય" વસાવે છે. આ સૂક્ષ્મ સંયોગ પણ સરસ્વતીચંદ્ર અને કુમુદના નિર્ણય જેવો છે. કવિ તેને આત્મલગ્ન કહે છે; ને ગોવર્ધનરામ સૂક્ષ્મલગ્ન કે હૃદયનું અદ્વૈત કહે છે. જયા અને કુમુદ તેમના પતિની ધર્મપત્નીઓ છે, ગૃહિણીઓ નથી: સહધર્મચારિણીઓ છે, ભાર્યાઓ નથી. કુમુદ જયારે સરસ્વતીચંદ્રનું માથું ખોળામાં લેવા સૂધી સંયમ કેળવી શકે છે, તે સમયે વિચારશ્રેણિમાં પડે છે: "પત્નીનું અર્ધાંગના સ્વરૂપ ત્રણે પ્રકારે સધાય છે. જે મહાન કાર્ય એમને આરંભવું છે તેમાં હું એમની...દાસી થઇશ, અનેક ક્લેશ ભરેલી એમની લોકયાત્રામાં એમનાં મનને અનુકૂલ થઈશ...સ્ત્રીએ કરવાનાં સર્વ કાર્યો કરીશ! એ સર્વ વાતમાં એમની સ્ત્રી છું તે થઇશ, માત્ર શયનકાળે રંભા થવાનો નિષેધ છે."

આટલી મીમાંસા પછી હવે આપણે આ ઉચ્ચ વિચારનું મહત્ત્વ નિહાળીએ. આત્મલગ્ન

કે સૂક્ષ્મલગ્નનો ઉદ્દેશ ઘણો ગંભીર છે. સંસારમાં સ્ત્રીનું સ્થાન ઘણું ઉચ્ચ છે. સ્ત્રી વગર સંસારયાત્રા અશક્ય છે. સ્ત્રી વગર પુરુષનાં કાર્ય આછાં અધુરાં છે. સ્ત્રી આ જગ "અંધકારની ગુફાઓ અખંડ અજવાળે" છે. "આત્માનાં ઓજસ્ વિલસાવે" છે, ને "કલ્યાણપન્થની પ્રેરણાઓ" પ્રેરે છે. સ્ત્રી ઉત્કર્ષ એટલે જગ ઉત્કર્ષ; સ્ત્રીપૂજન એટલે સંસારપૂજા. સ્ત્રી પુરુષની શક્તિરૂપ છે; પાર્વતીજીને **शक्तिशंकरवल्लभा** કહ્યાં છે. તેનો મહિમા પણ પ્રકૃતિના જેમ અખંડ અને અનાદિ છે! **प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादि उभावपि**। સ્ત્રી જગત જીતે છે, ને પુરુષને દોરે છે:

A perfect woman nobly planned,
To warn, to comfort and command.

પુરુષ આવેશોલ્લાસી છે; સ્ત્રી શાન્તિમય પ્રેરણા છે. જયા અને જયન્ત વચ્ચે પણ કવિએ આપણે આલેખ્યો તેવો જ સૂક્ષ્મ અને પ્રભાવશાળી સંબંધ બતાવ્યો છે. જયન્ત એમ જ માને છે કે:

જયા ધરાવશે જયન્તને માથે
જગતના જયનો મુગટ.

જયન્તને મન "જયાને પુણ્ય પગલે જ જગતના જયનાં સ્હવાર" ઉગવાનાં છે. જયાને જયન્ત પ્રાર્થે છે, કે "જયા તું જીતી જીતનાં શીખવ." જયા જ્યારે જગતના ચોકમાં જયધ્વજ રોપવાનું કહે છે, ત્યારે જયન્ત જવાબ દે છે:

એટલે હાથે? નહિજ જયા?
કો જીત્યું નથી, કો જીતશે નહીં
પુરુષને પ્રકૃતિની એલડીજ
નવબ્રહ્માંડ સરજે છે.

સરસ્વતીચંદ્ર તરફ વળતાં આપણે જોઇએ છીએ કે તેને જગયાત્રા ને સંસારકલ્યાણના પહેલેથી જ ઉલ્લાસ હતા. જીવનના દુઃખતર પ્રસંગોથી ઉદાસીન મહાત્મા આહાલેક જગાવે છે. પણ

ઉંડી ઝોળી રહી અધૂરી, ન તલ પણ ભીંજાયું:
જડયો પણ સ્હોડમાં સાથી, જગાવ્યો મ્હેં અહાલેક!

ઉન્નતગિરિશૃંગોમાં તે વિચરે છે. સનાતન ત્યાગ આદરે છે. યદુશૃંગની સ્વર્ગીય વિભૂતિમાં દૂષિત સંસારને પળ ભૂલી જવા પ્રયત્ન કરે છે. પણ ત્યાં યે તેને ઉણપ ઉણપ જણાય છે. સુન્દરગિરિથી દૂર દૂર ઘોરતા સાગરમાં તેને જાણે જનતાનાં દુઃખોદધિના ભણકાર વાગે છે. અંતે તેને પણ જયન્તના જેમ ધ્વનિ થાય છે:

બાણ નહીં જીતે ચાપ વિના
પંખી છે એક પંખાળું અપંગ

તેનો આ ભેદ સુવિખ્યાત સ્વપ્નદૃશ્યમાં ઉકેલાય છે. ચન્દ્રલક્ષ્મીની છાયા બન્નેને એક એક પાંખ આપે છે, ને સંસાર તરવાનું કહે છે. આમાં એજ જોવાનું છે, કે બન્નેને એક એક પાંખ મળે છે, ને એક એક ને એમજ બે પાંખે તેઓ ઉડી શકે છે; એકજ ઉડવા જાય તો પડી જાય.

પણ તેનાં યે તપ નિરર્થક નથી. સરસ્વતીચંદ્રને સુન્દરગિરિનાં દિવ્ય વાતાવરણે જ એ ઉચ્ચ આદર્શ સૂઝે છે: અને પિતૃયજ્ઞરૂપે તપનાં પરિણામે અને કુમુદને પ્રમાદ સાથેનાં દેહલગ્નની વેદી પર તપ તપવાથી આટલી કઠિન આત્માની નિર્મળતા મળી શકે છે. જયા અને જયન્તનાં 'વિતકો' પણ તપરૂપે છે. "જડયો પણ સ્હોડમાં સાથી" એ તપ પછીજ. પવિત્ર થઇ ને પછી જ જગતને પવિત્ર કરી શકાય.

આમ કવિ ન્હાનાલાલ અને સા. શ્રી. ગોવર્ધનરામના આ વિરલ વિચારનાં મીમાંસા

અને મહત્ત્વ ઉકેલવા પ્રયત્ન કરી આપણે વિરમશું.

કોઈ કદાચ કુસુમનાં લગ્નનો પ્રશ્ન ઉત્પન્ન કરશે. પણ કુસુમનાં લગ્નના વિચારને "જયા અને જયન્ત" સાથે સંબંધ ન હોવાથી નિરર્થક લંબાણ ઉચિત ધાર્યું નથી. કુસુમનાં લગ્નનો ઉદ્દેશ નિરાળોજ છે. ચન્દ્રકાન્ત કહે છે તેમ જગત કુસુમને સૂક્ષ્મ નહિ જોઇ શકે; જગત આંધળું છે. અને વળી સ્ત્રી-સુધારણા કરવા ધારેલાં લોકકલ્યાણમાં અવિવાહિત સરસ્વતીચંદ્ર નિષ્ફળ થાય. કુંવારૂં જગતની સ્થૂલ દૃષ્ટિએ અકારૂં થઇ પડે છે. એ પણ ખરૂં કે કુસુમને સરસ્વતીચંદ્રનાં "લખ હૃદયમાં હવે અલખ જગાવવાનો અધિકાર" નથી. સરસ્વતીચંદ્ર રૂપી કૃષ્ણની મોરલી કુસુમ થાય ત્યારેજ જગત એ અલખનાં લખ પાન કરી શકે.



રા. રા. અરદેશર ફરામજી ખબરદાર:

# કાન્તનું સ્વર્ગપ્રયાણ

(દ્વિવ્ય)

સ્વાશીના સેવક વ્હાલા, ઓ ગુર્જરોના મણિ કાન્ત,
પ્રભુના અમૃતરસ પ્યાલા તેં પી પાયા મરણાન્ત;
તુજ આત્મમાર્ગ નિરાળા ક્યાં શોધ્યા આખર, શ્રાન્ત-
છોડી જગપંથ નમાલા ક્યાં જઇ પામ્યો એકાન્ત ! ૧

વ્હાલા, તુજ હૃદયસિતારે જ્યાં છેડ્યા પૂર્વાલાપ,
મૃદુ ઝરતી અમૃતધારે પળ ભૂલ્યા સૌ જગતાપ;
તુજ અંગુલિ તારે તારે ભરતી માધુર્ય અમાપ,
ક્યાં જઇ શોધું જગઆરે તુજ અદ્દભુત ગાનપ્રતાપ ? ૨

ઓ બંધુ, ગયો તું ચાલી કુદરતશું ફરવા દૂર;
લાગ્યાં શું અમ ઉર ખાલી, ચોગમ હોયે ચકચૂર ?
સંભારી સ્વર્ગે વ્હાલી અહિં વાળ્યાં આલમનૂર ?
ત્યાં ચાલ્યો ગાવા મ્હાલી શું ગાન પરમ રસપૂર ? ૩

તુજ હૈયાની બલિહારી અહિં જોઇ અમે કંઇ ઓર,
તુજ સ્નેહવસંતે ભારી લચતા મૃદુતાભર મ્હોર;
કંઇ કંઇ ધારી અણધારી તુજ હૈયે તપી બપોર !
ન્યારી, વ્હાલા, રે ન્યારી તુજ કુસુમ સમી ઉરદોર ! ૪

ડોલી બહુ ત્હારી કીસ્તી ભવસાગરને તોફાન,
ભોળી હરતી ને નીરતી તું રોજ રહ્યો હેરાન;
તુજ નજર કદી નવ ખિસતી જ્યાં ઝગતું દૂર નિશાન,
તુજ સફર સફળ થઇ દિસતી સ્વામીકર દઇ સુકાન. ૫

શું 'નથી ઇશ્વર દુઃખીનો'? શું 'કર્તાની કૃતિ ક્રૂર'?
જીવનભર નો રસભીનો તું, બંધુ. રહ્યો ક્યમ પૂર ?

જો લેવો લ્હાવ અમીનો, તો વિષ પણ પીવું શૂર:
એ મહાપિતા પ્રભુજીનો છે પ્રેમવિલાસ જરૂર. ૬

માગ્યું તે આજ મળ્યું છે, શોધ્યું તે જડયું ઝવેર.
ઠોકર્યું તે પણ ઉઘડયું છે: ઓ વ્હાલા, પ્રભુની મ્હેર !
ત્યાં દેવ પરસ્પર પૂછે દ્વારે ઊભા રસભેર,
એ આજે સ્વર્ગે શું છે ?– રસદેવ, પધારો ઘેર ! ૭

દુનિયાએ અળગો કીધો, તે કરવા પ્રિય વધુ આજ,
વ્હાલાંએ ઘા ઉર દીધો, તે ચુંબન કરવા કાજ:
તેં સ્નેહસુધારસ પીધો, લઇ પ્રભુ ઘેલાંનો સાજ:–
જો, પ્રભુએ ખોળે લીધો ને શિર મૂક્યું સુરતાજ ! ૮

જન્મે જન્મે ઉર દ્રસવું એ છે વિધિની શુભ નેમ,
જોવા અંધારે ધસવું, લેવા ખોવું જગ ક્ષેમ;
દુનિયામાં દુઃખે હસવું ને સુખમાં રડવું તેમ:
વ્હાલા, વિભુઉરમાં વસવું તું સમજ્યો સાચી પ્રેમ. ૯

દિનકરની શોભા ખોલે સૂર્યાસ્તે ભર આકાશ,
જીવન જ્યાં વ્હડતું ડોલે ત્યાં આત્મા ભરે મિઠાશ;
નભગંગા પૂરી લોલે જ્યાં આંજે આંખ અમાસ,
જીવન અવસાને ખોલે, ને પૂરે પ્રભુજી આશ. ૧૦

વ્હાલા, પ્રભુપદ તું ખેલે છેડી તુજ વીણાતાર,
અહિં વહતી રસભર રેલે મધુરી ધીરી સ્વરધાર;
રેતી ઉરપાર ઉકેલે ગુર્જરી તુજ ગાનપ્રકાર,
શા રંગ હશે સુરમ્હેલે ?– મુજ આંખ ઉડે જગપાર ! ૧૧

ઉગશે રવિ ને આથમશે, રહેશે સત્ય જ ને સ્નેહ,
આગળ પાછળ નભ નમશે વચ્ચે તપશે રવિદેહ:
તુજ ગાન પિનાકિર રમશે, ભરશું ઉર ઓ રસલેહ,
ત્યાં તુજ રતિધ્વન ધમધમશે, વ્હાલા, અહિં જ્યોતિર્મેહ ! ૧૨



૪૪

બ્હેન કીર્તિદા દિવાનજી:

# સ્મરણો

( શિખરિણી )

પિતા ને માતાના સુખ સુખ ભર્યા અંક મહીં જે,
વસંતી સ્નેહે તે હજિ ય મુજને ના વિસરતું;
ફરી ઇચ્છા થાતી મુજ હૃદયમાં બાલ બનવા,
મ્હને વ્હાલાં લાગે સ્મરણ ગતકાલીન મધુરાં. ૧

સખી બ્હેનો વ્હાલી રમત ગમતે સાથી સરવે,
વળી ભાંડુ બંધુ, રતિવિનિમયે સંગ ઉછર્યાં;
થયાં છૂટાં તો યે ક્ષણ હૃદયમાંથી ન ખસતાં,
મ્હને વ્હાલાં લાગે સ્મરણ ગતકાલીન મધુરાં. ૨

મટી ના બાલ્યા ને શ્વશુર ગૃહમાં જૈ વસી, ત્યહાં
ખમ્યા ઝંઝાવાતો, હજિ ય ઉરમાં ચિહ્ન દીસતાં;
કસોટીના ઘા એ પણ મૃદુલ ભાવે તરી રહ્યા,
મ્હને વ્હાલાં લાગે સ્મરણ ગતકાલીન મધુરાં. ૩

અને પેરે પેરે મુજ જીવનમાં ચેતન ભર્યું,
અહા જેના સ્પર્શે સુખમય બધું જીવન થયું,
મીઠી તે યુવાના વિસરી શકું શું લ્હાણ ઈંડલાં,
મ્હને વ્હાલાં લાગે સ્મરણ ગતકાલીન મધુરાં. ૪

૪૫

રા. રા. કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર વૈદ્ય:

## કવિનું સમણું

(૫૬)

સમણું દૂરનું દૂર રહે એ!
સમણા વાંસે દિવાનો બન્યો હું, એક-લેહ ચકચૂર–
સમણું દૂરનું દૂર રહે એ! ધ્રુવપદ.

આશા અંતરમાં ઉભરાતી,
ભાવરસે બુદ્ધિ છલકાતી,
શબ્દમાળ કંઠે ગુંથાતી,
તો ય ન આવે ક્રૂર! સમણું૦

રસપુષ્પોની સેજ બિછાવું,
ઉરહિંદોળે પ્રાણ ઝુલાવું;
આમંત્રણ ફરિ ફરિ દઇ આવું,
તોય કરે છે-અસૂર! સમણું૦

ના'વે તો ય ન લુપ્ત થાયે,
દગસીમે ફરિ ફરિ ઝંખાયે,
કદિ કદિ તો પગલી સંભળાયે,
જાણે આ આવે-જરૂર! સમણું૦

આશનિરાશથી હૃદય રહેંસાયે,
મન વ્યાકુલતામાં અકળાયે,
*નૂતન શ્રીફુંક લગિર પમાયે,
તો સમણાનાં-પૂર! સમણું૦

* શ્રીની ફુંક, દિવ્ય પ્રેરણા, inspiration. નૂતનશ્રી કવિનું તખલ્લુસ પણ છે.

૪૬

રા. રા. કેશવ હ. શેઠ:

# મહિલાત્રિપુટીના મનોભાવ

[ શરદપૂર્ણિમાની રાતે સરોવર કાંઠે શિવાલયમાં દર્શન કરીને ત્રણ સાહેલીઓ સરોવર પાળે ત્રણ પાસે પાસે ઉગેલાં ઝાડ-આંબો, કેરડો, પીપળો-આવી રહ્યાં છે, ત્યાં જરા થોભે છે અને કાવ્યમાંનું સંભાષણ થાય છે. ગંગાગૌરી "ગંગાસ્વરૂપ" હોઇ તેનું રૂપક પીપળો છે, ઇચ્છાગૌરી સંતાનવાંછુ છે, એનું રૂપક કેરડો ગણાય, અને ત્રીજી તે પુષ્પાવતી. ]

( વસંતતિલક )

બ્રહ્મર્ષિના ઉર સમું અતિ સ્વચ્છ રૂડું,
દીપે શિવાલય કને સર શાન્ત ઉંડું;
નિરભ્ર વ્યોમ શરદેન્દુ થકી સુહાયે,
એકાન્ત ભોમપટ ચન્દ્રનીમાં ન્હવાયે.
ત્યાં આમ્ર ને કરીર, પીપળ નામવંતી;
ત્રિપુટી પાદપતણી શીત છાંય દેતી;
તે કુંજમાં યુવતીઓ ત્રણ ત્રિપુટી શી,
ધીમા સમીરસમ ક્હે નિજ આપવીતી.

પુષ્પાવતી

( પદ )

"જો! સખી! જો! જળ મરવરિયાનાં,
"ચન્દની સહ કલ્લોલ કરે!
"જીવન જીવનમાં અમૃત સિંચી,
"શશધર રસ-તરબોળ કરે!
"કુદરતઓજે અમીવર્ષણમાં,
"વિશ્વ બધું અંઘોળ કરે!
"સૂર્યમુખી સમ વિલાયલું કયમ-
સુખડું? અન્તર ખોલ અરે:"

ઇચ્છાગૌરી

"કેમ કહું? નથી વાચા ઉરને,
દિલદુ:ખ વ્યર્થ મુખે કથવું:
"કળે ન અન્તરને અન્તર તો,
"પૂછી જાણવા શીદ મથવું?
"વસન્ત ફાલે; વનવન ખીલે,
"ઉતરે લીલાં ફળ ફૂલડાં:
"આમ્રમંજરી રસ પી કોયલ;
"ગીત સુણાવે અણમૂલડાં:

"હતભાગી શિર કરીર ઝૂરે,
"પત્ર, ફૂલ ફળ નહિ કશું!
"એમ થાય છે-હું ય ત્યજી ભવ,
"કરીરશી જાઇ વને વસું!
"નવપરિણીત હું પ્રમદા હોયે,
"હતભાગી સન્તાન હીણી!
"સૂતે ભવ સોઇ, જયમ રાતે-
"સોરતી સરવર કમલિની."

**પુષ્પાવતી**

(વસંતતિલક)

"મા શોચતી કમલિની સમ, પુત્ર-કોડે,
"શાને હતાશ થઇ જન્મ વ્રથા વખોડે?
"અગ્નિ અગમ્ય, તદપિ સહુ કાષ્ટમાં છે,
"ઉતાવળે ફળ ફળ્યાં શું અનુભવ્યાં છે?
"શ્રદ્ધાતણી અમરવેલ શી વેલડીને-
"સંયુક્ત શક્તિ સિંચી દેવગણે ઘડી છે;
"તે વેલીનાં વ્રત-તપોબળની પ્રભામાં,
"ઋષિ, મહન્ત, મુનિયો ફળ સિદ્ધિ પામ્યા.
"ને કહે સખી! સૃજનમાં જ શું સુખ દીઠું?
"શું પુત્ર, પુત્રી, પરિવાર ન સૌ ઉછીતું?
"દીકા ઉછેર સહુ કુળ ઉજાળનારા?
"છે દૂરથી જ નવલા નભ-તેજ તારા.

(પદ)

"સરવર જળ પર તરતું નાવ તે
"તારે કે બુડાડે જો!
"કાષ્ટભિતરનો અનળ તેજ દે
"કે નિકંદન કહાડે જો!
પૂંજાય કે ચૂંથાય મલિનકર-
"કુસુમ, માળી ઉગાડે જો!
"પેટ પડે પત્થર કે હીરો,
"કળવા કિસ્મત આડે જો!

(વસંતતિલક)

"ઉડે વિહંગ ગગને ઉગતા પ્રભાતે,
"તું યે સ્વતંત્ર મૃગશી પ્રિય સ્વામી સાથે:
"જંજાળ-જાળ મનની, ભર મોહ માયા,
"તું તેજ, પુત્રવતી હું સખી! શ્યામ છાયા!

ણી અનુભવ કડુ, મન મિષ્ટતાથી,
ધીમી ધીમી ધડકતી જરીં ચાંપી છાતી;
નિઃશ્વાસ દીર્ઘ ધરતી સખીઓ મૌન સેવે;
ગંગા વદે વિમલ ગંગશી, મન્દ વ્હેણેઃ—

ગંગાગૌરી

(પદ)

"અવતારે સૌભાગ્યવતી હું,
"કર્મે થઇ વૈધવ્ય દશા !
"સરવર પરના કમલ સમોવડ
"માણ્યા નવ ભવભોગ કશા !
"કમલ આપડું સરવરવાસી,
"સૂર્યે જળ સોશ્યાં સજની !
"મધુકર ઉડયો, રવિ પોષણ દે,
"દૃષ્ટિ હવે ત્યાં, દિન-રજની:
"હતાશ હૈડું, હોય હજી તો,
"આશભરી સોહાગણ તું;
"કળી અકાળે કરમાયલી હું-
"દગ્ધ, રવિતમ જોગણ છું:
"જોવું, રોવું, જીવન જીવવું,
જવું આવ્યાં ત્યમ, એકાકી;
"સૂને જીવ સૌરૂં સંસારે,
પાંખ તૂટ્યે શું રહ્યું બાકી ?"

(વસંતતિલક)

ઇચ્છા, સમુજ્જવલ-ઉરે ભરભાવિ **આશા** !
પુષ્પાવતી--સુત છતાં—નિતરે **નિરાશા** !
"ગંગાસ્વરૂપ" સખીઓ ઉષ્ણ ધરે **નિસાસા** !
ફેંકે વિચિત્ર વિધિ શા મનુમાટ પાસા ?

(ઉપજાતિ)

"ઇચ્છાબળે છે જીવવું ય ઇષ્ટ,
"ખપે પરાર્થે ફૂલ તે વિશિષ્ટ;
"ગંગાસ્વરૂપે થવું વિશ્વગંગા,
"આજન્મ વિધિએ એ રંગ રંગ્યા."

(વસંતતિલક)

સન્દેશવાહક સમીરણ ગૂઢ રીતે-
ભેટી સખી-ત્રિપુટીને નિજ મંત્ર ફૂંકે:
ને થઇ પ્રફુલ ફૂલશી ત્રણ યુવતી ત્યાં,
શાન્તિ વિષે રજનીએ પણ નેત્ર મિંચ્યાં.

---

૪૭

રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મ્હેતાઃ

# સવૈયા

### ૧—સતીરત્ન સાવિત્રી

શ્વશુરજનકકુલનું અણમોલું ઘરેણું ઝગઝગતું અતિસુંદર,
વિનીત, વીરરસથી ભરપૂર પવિત્ર ભભકથી પ્રેક્ષકમલહર,
ધર્મવચનના પ્રચંડ પાશથી પાશધારીને ફસાવનારૂં,
પતિદૈવત તે દૈવત યાવચ્ચંદ્રદિવાકર લક્ષ્ય અમારૂં.

( પતિદૈવત તે દૈવત=પતિને દેવ ગણનાર તે દેવી, સાવિત્રી. પાશધારી=યમદૂત. )

### ૨—સ્વયંસેવક શ્રીકૃષ્ણ

શ્રુતિ શ્રુતિશિર જેની સ્તુતિ ગાયે પુરુષોમાં પદ જેનું ઉત્તમ,
અણુથી અણુ, મોટા મોટાથી, યશ સર્વત્ર જ જેનો અનુપમ,
જેનું ચરણામૃત મૃતિભંજન ભાગીરથી ભક્તિથી માગે,
અહો પખાળ્યા વિપ્રચરણ તે ઈશવરે પાંડવકૃત યાગે !

### ૩—કૃષ્ણ યશોદા

સતત પરિશ્રમથી પરસેવો શીતલ વળતાં શરીર આખે
–'આ ન હિ. આ ન હિ'–એમ કહી ઉપનિષદો જે વર્ણવતાં થાકે;
તે પરબ્રહ્મ સ્વયં ધવડાવતી વળિ ધમકાવતી, તેડતી કટિથી
બાંધતી દોરથી, ધન્ય યશોદા તે સત્કારૂં સયક્તિ નતિથી.

### ૪—ચા { દર / ચર / મર / કર }

ચા કરી દર કરઃ ચાંદની સરખી સેજ ઉપર જો કાંતિ ધરે છે;
ચા કરી ચર કરઃ ઉત્તર દક્ષિણ પૂરવ પશ્ચિમ પથ પસરે છે:
ચા કરી મર કરઃ મહીપતિશિરપર ધારી શોભા ભવ્ય કરે છે;
ચા કરી કર કરઃ કર જોડીને ધણીનું ચીંધ્યું કામ કરે છે.

( કરી=લખીને. કર=લખ. )

૪૮

રા. રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા:

# સોરઠ

( પદ )

દેશ દેશમાં વ્હાલો સોરઠઃ
લીલોછમ હરિયાળો સોરઠઃ
સર્વ રીતે રઢિયાળો સોરઠઃ
કૃષ્ણગીતે મતવાલો સોરઠઃ

ગોરસરસથી રસભર સોરઠઃ
સીમડિયું'થી સુંદર સોરઠઃ
સરિતાતીરે મનહર સોરઠઃ
ગ્રામ્યજીવને સુખકર સોરઠઃ

પત્થર પત્થર બોલે સોરઠઃ
શૂર ઇતિહાસે ડોલે સોરઠઃ
માનવ મહતી ખોલે સોરઠઃ
વીર પ્રજાને તોલે સોરઠઃ

પંખીતણા કલ્લોલે સોરઠઃ
નૃત્યે મયૂરી ડોલે સોરઠઃ
રાસેશ્વર રસ બોલે સોરઠઃ
જ્ઞાની નિજ દિલ ખોલે સોરઠઃ

દૂહા નિત લલકારે સોરઠઃ
રાસ રમે હલકારે સોરઠઃ
નયન નયન પલકારે સોરઠઃ
પ્રીતિમુખ મલકારે સોરઠઃ

શૂરવીરતા જગતાજે સોરઠઃ
કાવ્યગીતારસ રાજે સોરઠઃ
પ્રાચીનતા પૂર આજે સોરઠઃ
સંસ્કારિતા ગાજે સોરઠઃ

સતીત્વતેજે રાચે સોરઠઃ
કુદરત નિશાદિન નાચે સોરઠ;
સ્વાગત સ્નેહી સાચે સોરઠઃ
હેત હયાનાં યાચે સોરઠઃ

દેશદેશમાં વ્હાલો સોરઠઃ
લીલોછમ હરિયાળો સોરઠઃ
સર્વ રીતે રઢીયાળો સોરઠઃ
કૃષ્ણગીતે મતવાલો સોરઠ !

૪૯

૪૯

**૨૧. ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી:**

# સ્નેહમુદ્રાનું અર્પણ *

[ કાન્તમાલા માટે મોકલનાર રા. રા. **રમણીયરામ ગો. ત્રિપાઠી** ]

( સવૈયા )

જે ઉર સ્નેહથકી ચિકટાયું, બોળ્યું જ જે ઉર શુદ્ધ રસોમાં,
જે ઉરનું રડવું હસવું જગ જોઇ શક્યું ન, ન જોયું જનોમાં;
ગાઇ રહ્યું ગ્રહી વાંસ મુખે, વિજને સુણ્યું તે રસની જ છટામાં,
વદવું સુણવું કરી એક સુવાડી દીધો જીવને લયવૃત્તિઘટામાં; ૧

સુખમાં દુખમાં ઉરભેદ વિભેદી રહ્યું લપટાઇ ઘડી પર-સોડે,
દૃષ્ટિસીમા રચી મિત્રમયી અનુ- કંપતું કંપત કંપન જોડે;
અભિલાષ વિલાસ ધર્યા કંઇ મિત્ર- ઉરે ધરી ખંત નચાવી ધરાવ્યા,
તે ઉરને જ સરસ્વતીજાલ ચહે મુજ આ રમતો રમી સ્હાવા. ૨

દૃષ્ટિ કરો ન કરો જન અન્ય નહીં મુજ ગ્રંથ પ્રિછે પ્રીત તેની,
તાળી પડાવી શુણું બહુ 'વાહ!' ન વૃત્તિ લલાટ લખી મુજ એવી:
સ્નેહ તણા શુભ સામનું ગાન રટું ઉર-આગમ વૈદિક હું તો,
બ્રહ્મમુખેથી ખર્યા રતિછન્દ જપું શુણ તે સઉ, શ્રોત્રિય, તું કો: ૩

તે તુજ ઊર તણે ઉર પેસી રમી રચી ચિત્ર પ્રમોદપ્રભા, એ
ઊરશીવે મુજ ઊરની વૃત્તિ શું એ હિત ધારી રચી કવિતાને.
એ કવિતા ચોળાય ઉરે તુજ ચંદનવત્ બની શીત સુગંધી
માળ બની લપટાય કુસુમની એ અભિલાષ ધરી ધરી અર્પી. ૪

એ કવિતા તુજ ઊરની વાત કંઇ તુજ આગળ ઊભી ઉભી કહે,
નિજ તુજ શુદ્ધ સ્વરૂપ ખડાં કરી મોહની ત્હારી થઈ થઇને રહે:
એમ સ્વયંવરથી વરીને તુંજ ઊર વસે મુજ એ દુહિતા,
એ અભિલાષ થકી ઉર બ્હાર કરી:-કર કોણ તણે વસવા? ૫

---

* સ્નેહમુદ્રાને આરંભે 'નિવાપાંજલિ' છે, તે ચોપડી છાપી છે તે રૂપમાં પ્રકટ કરવાનો નિશ્ચય થયો તે વખતે લખેલી; તે પ્હેલાં સ્નેહ અને રતિનાં જુદાં જુદાં સ્વરૂપો ઉપરનાં કાવ્યોની માલા રચતાં રચતાં, એ બધા મણકાઓને માટે અર્પણના પણ એકથી વધારે મણકા જુદે જુદે વખતે લખાયા હતા, જેમાંનો એક ઉપર આપ્યો છે તે; ઘણું કરીને ૧૮૮૨માં લખેલો.

૫૦

રા. રા. ચંદ્રકાંત મંગળજી ઓઝા:

# રસમાળી કવિઓને

( હરિગીત )

જગવંદિની વાગ્દેવીના હે એકનિષ્ઠ ઉપાસકો !
શશિશુદ્ધ વર સૌંદર્યના છો જીવનભરના આશકો;
ઉણપ અમોને ભાસતી, ગાંભીર્ય ત્યાં અવલોકતા,
કટુતા વિષે યે મિષ્ટતા પીયૂષપુર પરિપોષતા.

સંસારની સર્વે દિશાનું સૂક્ષ્મ અવલોકન કરો,
ને તત્ત્વસંગ્રહ સત્ત્વના ભદ્રાર્થ, ભાવે વાપરો;
મૃદુ મલપતાં સર ઝરણમાં, બાગે બગીચે મ્હેકતા,
બારીક આંતરદૃષ્ટિથી પ્રભુતા પ્હેનોતી પેખતા.

ઔદાર્યથી છલકાય ઉર, સ્નેહાર્દ્ર, સેવાશૂર છો,
ઝળઝળિત ઓંગેમના અજાયબ નેત્રનર્મણા નૂર છો;
નિત્યે નિખાલસ, કમલકોમલ, અમલ, ઔર પ્રફુલ્લ છો,
પ્રોત્સાહભર, સન્માર્ગ પ્રેરિત ગીતમાં મશગૂલ છો.

રાહત પૂરી વાત્સલ્યથી સંતપ્ત દિલ સંતર્પવા,
તત્પર રહો છો સર્વને મધુરી મઝાઓ અર્પવા;
સુરતાંઝવન્ત બજાવતા જ્યાં આપ અનુપમ બંસરી,
વિસરાય કલહક્લાન્ત ધ્વાન્ત, રહે છ શાંત ઝરમરી.

જંજીર જગજંજાળની ના આપને સ્પર્શી શકે,
કમનીય કાવ્યઝલક ઝગે અંધાર ત્યાં ક્યાંથી ટકે ?
ખુદમસ્તિના રસતાનમાં મસ્તાન આઠે જામ છો,
પૃથિવીપથિક સહુ રસિકના અંતર તણા આરામ છો.

દોરો જગતના તંત્રને ત્યમ સઘ એ દોરાય છે,
ઉપદેશતા આદર્શ જે જનતા-જિગરને ગ્રાહ્ય છે;
આદેશ ને ઉદ્દેશ ઉત્તમ જે ઉતારો કાવ્યમાં,
એ ઉદ્ભવે સુખસાજ માનવજીવનના સૌભાગ્યમાં.

અંતરઅમીથી ઉમળકા જે આપ આલેખો ભવે,
રસઘૂંટડાં, જન, ઊંમના, પીતાં ન તૃપ્તિ અનુભવે;
પીલાય વધુ જ્યમ શેલડી આપે અભીષ્ટ મીઠાશને,
સંસર્ગ યોગ્ય થતાં વધુ સંગીત રમ્ય સુવાસને.

અય શાયરો ! નૂરે ખુદાઇ ખલ્કને પાનાર છો,
સૌંદર્ય, શીલ સૌજન્ય, ને શ્રેષ્ઠત્વના આધાર છો;
છો ઓલિયા, અહિયાં ઈલાહી ઇલ્મના ઉસ્તાદ છો,
આબાદ રહો મસ્તો ! અમારા જીવિતના રસસ્વાદ છો.



૫૧

રા. રા. ચિમનલાલ ભોગીલાલ ગાંધી:

## ચંદાને

( હરિણી )

અમિત સહુ બંધુબ્હેનોને પ્રસુપ્ત કરી, સખી
સુખદ તુજ રશ્મીની રેલે પ્રસન્ન વિરાજતી;
અધિક દિવસે આજે તંત્રી જરા ઝણણી રહે,
સદય તુજ વાત્સલ્યે હૈયું નવોદય કૈં લહે. ૧

હૃદયતણી બેચેની સુસ્તી સુદૂર સરી જતી,
ઘટ ઘટ પ્રવેશંતી શાંતી સુમંગલ લાગતી;
જગતજડતા ભૂલું, મ્હાલું સજીવ પ્રકાશમાં;
નવલ ઉર્મે ડોલું,-શ્રદ્ધા મ્હને તુજ વ્હાલમાં. ૨

તુજ સમ, સખી, ક્યારે વિશ્વે પ્રસૌખ્યદ નીવડું,
અતુલમૃદુલો ક્યારે ચિત્તપ્રસાદ હું રેલવું ?
નવ-નવતમાં* સત્યો અર્પી કરું મનરંજન,
દુખિત ભગિની ને વીરોનાં વળી ઉરસાંત્વન ? ૩

તુજ ધવલતામાં હું હૈયું પડે પડ ધોઉં છું,
પ્રિયતમ પિતાના કાર્યોને સુયોગ્ય બનાવું છું;
તુજ વદનની આકર્ષે છે પ્રસન્નગભીરતા,
સુખદુખ વિશે હું યે તેવો સમસ્થ બનું કદા ? ૪

મુજ હૃદયની ઉંડી ઇચ્છા—પવિત્ર રહું સદા,
ઋજુ પ્રણયમાં, ને વાણીમાં ભળે તુજ કૈં સુધા;
દૃઢતમ રહું કર્તવ્યોને પ્રભુકૃતિને વશ,
પરજનહિતે વાધે હૈયું સદૈવ સમુદ્યત ! ૫

( અનુષ્ટુપ્ )

પ્રેરણા આપજે ઓર કૌમુદી સમ ઊજળી,
શાંત મીઠી વહે સંધે, જીવતી પણ કૂમળી. ૬

---

* નવ, નવતર, નવતમ.

પ૨

રા. રા. ચુનીલાલ રામચંદ્ર શેલતઃ

# આમંત્રણ

( રાસ )

રંગ રમવાને આવે હો રસિકડી
એ...આપણે જોડાવશું મોજે વડીઃ રંગ૦

વાંકીચુંકી ખીણું ને ઉંડેરાં કોતરાં,
ખડબચડા ડુંગરા ને ચોવાડાં ખેતરાં,
એ...તેના ડૂબશું આનંદે ઘડીઃ રંગ૦

છીછલ્લાં નાળાં દડે ખળખળતાં,
પંખી ચડે સેલે આભ કલ્લોલતાં,
આહિર ને ગોધણ જાય હાલ્યાં ડોલતાં,
એ...ન્યાળશું ખડકોની પાટે ચઢીઃ રંગ૦

બાપુડી માલડીનાં ઘેટાનાં ટોળાં,
ઉતારી ઊન તેના વણશું પટોળાં,
એ...નાજુકડી મોજડી મખમલ મઢીઃ રંગ૦

તૃણના કમરબંધ, તૃણમણિમાળા,
ધાટીલાં અંગે સોહે શાં રૂપાળાં,
એ...પ્રોશું પ્રવાળ ને ચણોઠડીઃ રંગ૦

સુખિયાં આહિરડાં નાચડાં પાડશે,
ઘૂમરીએ ગાશે ને ઘેરાં વગાડશે,
એ...રીઝે જો ઇંદરના ઘરની પરીઃ રંગ૦

મીઠી મજાક મહીં વાતુંની ટાપશી,
બડકું શિરાવશું ને ખાશું કદી લાપશી,
એ...પોચી શી ખીચડી ને દહિની કઢીઃ રંગ૦

ફુલોની સેજમહીં ફુલોનાં પોઢણાં
ફુલોના પંખા ને ફુલોનાં ઓઢણાં,
એ...સુંઘવાને વ્હોતેરી ફુલની છડીઃ રંગ૦

૫૩

રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ:

# શરદ્વર્ણન

( વસંતતિલક )

આ કાસ[1] નિર્મલ તણાં શુભ વસ્ત્ર ધારી,
આ ચક્રવાક[2] ધ્વનિ નૂપુરને સમારી,
ધાન્યો નવાં દઇ દઇ અતિસાર[3] નારી
જો જો ઋતુ શરદ સાસરિયે પધારી.
વૈદ્યોની કોથળીરૂપી બચકો ભરીને,
રોગીની કાયતણી કોમલતા હરીને,
મંદાગ્નિએ પ્રમિત ભોજનને કરીને,
આવી ઋતુ શરદ સાસરિયે ફરીને.
મંદાગ્નિથી ઉદર, વાયુવડે શરીર,
ખાંસીથી કંઠ, ગરમીથકી તપ્ત શિર,
રુચિવિના મુખ, વિના બલ પાય,–ગાત્ર
શોભે રૂડાં શરદમાં યમલોક પાત્ર!
સૂવાં પલંગ, બહુ માણસ સેવવાને,
રૂડો રજાઇગણુ ટાઢ બચાવવાને,
પૂછાય વાર બહુ ‘ભોજન શું બનાવે!’
—રાજાદિનું સુખ શરદ્ સહુને બતાવે!
પીવા કિરાતજલ સુંદર રોગ જેવું,
ખાવાં ક્વિનૈન સરખું શુભ શુભ્ર લેવું,
ઉંહ્કાર શબ્દ મુખમાંથકી માત્ર કહેવો,
—લ્હાતો નથી શરદનો કુણ લાભ લેવો
ખાવાની તો જરૂર જાય જરૂર જેથી,
જાવાનું જાય મટી કે ઘર આંગણેથી,
સૂવાનું થાય સુખથી કરવું ન કામ,
—પૂરે નહીં શરદ સુંદર કોની હામ!



---

ટિપ્પણ:

૧ કાસ: કાસડો અને સૂકી ખાંસી, બે ય અર્થ.

૨ ચક્રવાક: પંખી અને ચક્કર ચક્કર વાણી, બે ય અર્થ.

૩ અતિસાર: રોગ અને અતિ સારી, બે ય અર્થ

૫૪

શા૰ રા. જન્મશંકર—લલિતઃ

# રસર્ષિ કાંતનાં સદ્દર્શન

૧

શરણુ જ મને ત્હેં લીધો ને અનુમલ કૈં ફળ્યાઃ
તુજ પ્રણયના રશ્મિ જેવા મને સુહૃદો મળ્યા !
મુજ ઉદયના તારાયોગે ઝીલાવી રહ્યા ત્વરા—
પ્રબલ કરવા જો ! આવ્યા એ સખિ ! કવિ કાંત આઃ

૨

ટહુકી ઘુમતા લાડિલીના કલાપીની કુંજમાં—
સૂરમપૂરના પેખ્યા પ્હેલાં રસજ્ઞ સમાજમાં—
કરુણ મધુરાં કાવ્યે જેની સુહાય રસાર્દ્રતા—
સ્વકીય પ્રણયે કાંતા પૂજે જુઓ ! સખિ ! કાંત આ !

૩

નિરખી તમને ‘ ઉર્મિલા ’ માં ‘ સીતાવનવાસ ’ માં—
‘ જીવનજલ ’ની ગીતા ગાઇ સદૈવ સુહાવિયાં !
લલિત કવિતા મ્હારી જેને ગમી તમ પ્રેમની—
સુહૃદમણિએ કલ્યાણેચ્છા ઝીલો સખિ ! કાંતની !

૪

લહરીમય કૈં કંઠે ગુંજે ! દૃગે વદને ઝૂલે !
મનહર ન શું માધુરીએ ભર્યું જગતે ફૂલે ?
નહિ જઈ શકે જ્યાં ત્યાં જેની સખિ ! સુકુમારતા—
દીન અધીન એ અશ્રુભીના રસર્ષિ જ કાંત આ !

૧૯૭૮ વૈશાખ
જૂનાગઢના જન્મતીર્થે

—

૫૫

રા. રા. જયન્તીલાલ ચકુભાઈ ભટ્ટઃ

# રામરાજ્યાભિષેક અને વનવાસ

( એ લાંબા કાવ્યમાંથી પ્રથમ ખંડ, શ્લોક ૧૬ )

( અનુષ્ટુપ્ )

લોકના રામનો આજે યૌવરાજ્યાભિષેક છે,
વસે આનંદ સર્વત્ર, સીતાને ત્યાં વિશેષ છે.
હર્ષના સૌ પ્રસંગો એ દેવની કરુણા જ છેઃ—
માનતાં વર્તતાં સીતા, સીતાની ગ્રહઘેલિ એ.

( ઇંદ્રવજ્રા )

હર્ષસ્થ પેઠાં પ્રભુમંદિરે તે,
ધ્યાનસ્થ થયાં બે ઘડિમાં પછી તે;
પ્રત્યક્ષ હૈયે જગનાથ થાતં
આનંદ આનંદ રમી રહ્યો ત્યાં.

( અનુષ્ટુપ્ )

સીતાના મ્હેલમાં આજે માણસો ઉભરાય છે
હસે છે સર્વનાં હૈયાં હર્ષનો અવતાર છે.

( શિખરિણી )

રચે છે ઉલ્લાસે પરિજન બધાં સ્વસ્તિક રુડા,
ગુંથે છે કો બીજા સુરભિ ફુલની શ્રેષ્ઠ રચના;
કરે છે તૈયારી કુશલ જન સૌ તોરણતણી,
દિસે છે જ્યાં ત્યાં સૌ સમય રુચતી કાર્યસરણી.

( અનુષ્ટુપ્ )

ન જાણે જાનકીનાથ પ્રભાતે શું થવાનું છે,
ક્યાંથી તો જાનકી જાણે ઘડીમાં શું થવાનું છે.

( શાર્દૂલવિક્રીડિત )

સીતાના શુભ મ્હેલમાં દૃઢ થઇ શ્રીરામ આવ્યા ખરા,
કિંતુ કાંઇ ન બોલતાં નયનને નીચાં નમાવી ઉભા;
છૂટયો સ્વેદ બધે, વિવર્ણ બનતાં મોઢું ય ઝાંખું પડ્યું,
અંતઃશોક વિરોધવા બહુ મથ્યા કિંતુ ન ચાલી શક્યું.

( અનુષ્ટુપ્ )

સીતાને કેમ કે'વાશે, ભીરુને, પ્રેમરૂપને,
ફક્ત એ કારણે ખિન્ન મુદ્રા શ્રીરામની બને.

( શાર્દૂલવિક્રીડિત )

જોતાં વેંત જ વ્યાકુલેન્દ્રિય બધી શ્રીરામની ખેદથી
પામ્યાં ક્ષોભ અથાગ અંતર્વિશે સ્નેહાર્તની સ્નેહિની;

( અનુષ્ટુપ્ )

" શું છે નાથ? પ્રભો શું છે ? શો છે આ ખેદ આપને ?"
શોકસંતપ્ત પૂછે છે સીતા શ્રીરામને હવે.

( ઉપજાતિ )

" મુહૂર્ત આજે અભિષેકનું છે,
નક્ષત્ર પુષ્યે ગુરુ ચંદ્રમા છે,
આનંદ આનંદ બધું રટે છે,
ત્યાં શોક આવો પ્રભુ શું ઘટે છે!
નથી ધરાયું ક્યમ છત્ર માથે?
ન નાખતું ચામર કોઇ આજે?
બંદીજનો ક્યાં સઘળા ગયા છે?
કોઇ નથી સેવક કેમ સાથે?
પાળા પગે અત્ર સુધી પધાર્યા?
હાથી અને માવત કેમ નાંખ્યા?
જોટલ ચચ્ચાર મહાશ્વ જોતે
ન તે ત્હમારો રથ કેમ આજે?
દહીં અને માક્ષિકયુક્ત નીરે
તીર્થસ્થલોના કળશો ભરીને
બોલાવતા બ્રાહ્મણ કેમ આજ
નથી ત્હમોને ગ્રહશાંતિ કાજ?"

( માલિની )

વચન વિનય વાળાં ઉચ્ચર્યાં આટલાં જ્યાં
દડ દડ દડ ચાલી અશ્રુની ઉષ્ણ ધારા;
હૃદય મહીં ઘુંટાયો શ્વાસ ઝાઝો સીતાને,
કશું નવ પછી બોલી ત્યાં શક્યાં રામને એ.

( અનુષ્ટુપ્ )

કરીને એકઠું ધૈર્ય શમાવી શોકવહ્નિને,
ધર્મયોગી મહા રામ સીતાને હળવે કહે.



૫૬

રા. રા. જયશંકર જીવનરામ જોશીઃ

## ભાવોની ભરતી

(૫૬)*

ભાવોની ભરતી ઘૂમે રે ! ધ્રુવ.
  ઘૂમે ઘૂમે ને ઊંચી ઊછળે,
ન્હાનકડા હૈયામાં કેટલીક માય રે- ભાવો૦
  ગીતો ઝીણેરાં લલકારિયે,
તેના પડઘામાં રાજિયા સુણાય રે- ભાવો૦
  વ્હાલી બજાવિયે વાંસળી,
હૈયાં ઉછળે ઉછળે ને મુંઝાય રે- ભાવો૦
  રંગો લઇએ ઇંદ્રચાપના,
સુખ દોરિયે ને વેદના ડોકાય રે- ભાવો૦
  સંસાર શો ખારો ભાસતો,
ક્યાં ય ઉડીયે આઘા એમ થાય રે- ભાવો૦
  જઇયે ઉડી વ્યોમવાડીએ ?
કે ચીરિયે સાયર, ઊંડાઇ રે- ભાવો૦
  ભમિયે ઉપાસંધ્યા સાથમાં ?
કે લપાઇયે અંકે રયણીમાંઇ રે- ભાવો૦



* ગાથાગાથાં તે અને ચાલિયાં--એ ઢાળ.

૫૭

બ્હેન જ્યોત્સ્ના શુક્લાં,

# મીઠી યાદ

( ખંડ શિખરિણી )

કદા મધ્યાહ્નને કે
મધુરી સંધ્યાએ
કદા પીયૂષાંશુ-કિરણ શિતળે સ્નાન કરતાં,
કદા પુષ્પોદ્યાને, કદિક રસકુંજે વિહરતાં:
( વસંતતિલક )
સૌંદર્યસ્નેહમય રમ્ય નિસર્ગ જોતાં,
માણ્યું મધુરું સહજીવન યોગવેળા;
તેવું ન શું, પ્રિય ! ફરી કદિ માણવાનું ?
સ્વચ્છંદ શું કુદરતે નવ ખેલવાનું ? ૧

કદા રાત્રીએરે
કદા ઉષ:કાલે
કદા એકાંતે કે કદિક પ્રિય મિત્રો સહ; સખે !
દીધો લીધો રેડચો હૃદયરસ, ભીંજ્યાં દિલ, સખે !
ભૂલ્યાં કઈંક નિયમો, તપ, ભાન ભૂલ્યાં,
ક્યારેક સંગીતરસે જગ-જાત-ભૂલ્યાં:
ક્યારેક કાવ્યસરિતે ડુબિયાં તણાયાં,
એવું શું એવું, પ્રિય ! ના ફરી માણવાનું ? ૨

કદા હર્ષોચ્છ્વાહે
કદા આનન્દોધે
ચુમી સામાસામાં નયનજલ તાપો શમવતાં
અહા, માણ્યું કેવું સહજીવન એ ધન્ય જગમાં ?
એવા સુધન્ય જીવને, પ્રિય ! યોગવેળા
આનન્દ ઓઘ પર ઓઘ હતા વહંતા !
-એ ભોગસ્નાન, પ્રિય રે ! ક્યમ વીસરાયે ?
ના શું ગીઠો સમય એ ફરિ વાર આવે ? ૩



૫૯

રા. રા. ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાશરીઃ

## ના શકયો

( હરિગીત )

તારા પ્રભાવે તેજના મિટ માંડી ન્યાળી ના શક્યો,
તારી પુંઠે ભમતું ધવાઇ હૃદય ખાળી ના શક્યો;
તારો હજુર બંદો બની દિનરાત રહી હું ના શક્યો,
ઉભરા કરોડો હેતના દિલ ખોલીને કહી ના શક્યો.

તારી અનોખી મસ્તી, ઓ ચમેલડી, સહી ના શક્યો,
મનહરણી મારી ફાંકડી ગુણ ગાઇ તારા ના શક્યો;
મીઠી મદીરા પ્રેમની તારી હું જિરવી ના શક્યો,
તુજ નાજને ઊઠાવવા જરી તક હું મેળવી ના શક્યો.

તરછોડીને અધુરી, જતી અટકાવી હું તો ના શક્યો,
આનંદ તારા વગર મુજ દિલનો ટકાવી ના શક્યો;
અયિ જિગર, અયિ મુજ પ્રાણ, તારો વિરહ સાંખી ના શક્યો,
મનમાં પડી ગઇ જે નિશા દુઃખકેરી ખાળી ના શક્યો.

તારા મનોહર નેનને સરખાવી કો શું ના શક્યો,
એ નૈનની સેને મને થથરાવિયો બચી ના શક્યો;
તારા પ્રણયના કોપને કેમે નિવારી ના શક્યો,
નિશદિન તારી યાદ થાતી, વ્હાલિ, વારી ના શક્યો.

તુજ ધ્યાનમાં ગુલતાન બનીને ભાન રાખી ના શક્યો,
દુઃખદેયણું ભૂંડું વિકટ તુજ માન ટાળી ના શક્યો;
અન્યા ભજું નહીં સ્વપ્નમાં, પણ વ્હેમ ટાળી ના શક્યો,
તું તું જ મારી, ઓ ચમેલી, ટેક એ ભુલી ના શક્યો.

૫૯

સ્વ. ત્રિભુવન પ્રેમશંકર કવિઃ

# સોરઠા

( કાન્તમાલા માટે મોકલનાર રા. રા. ગોરધનદાસ ગિરધરલાલ વ્હોરા )

( સોરઠા )

કિશોરવસ્થાળાં[1] જ અવલમ્બન ઊડી ગયાં,
સંસારી સુખ સાજ અમરલોક વ્હેતાં થયાં. ૮૧૧
સાવવલમ્બન શૂન્ય[2] એકાકી મુજ આતમા
પ્રભુ પ્રેમનાં પુન્ય મળેલ દત્તથી માનતો. ૮૧૨
ઝેરી વિષમ જ્વાળ મનુલોકે પગ મૂકતાં
સાવ કરી કંગાલ ચેતનને શોષી જતી. ૮૧૩
નિર્જન ચેતનહીન મનુજસંઘ મૂકી પરો
એકાકી દિલ દીન કુદરતમાં જાતું જરી. ૮૧૪
ત્યાં તો અતિ આનંદ, જૂના સોબતી સમ, મ્હને
ભીડી અંગેઅંગ, ચેતન પુનઃ જગાડતો. ૮૧૫
માનવ મુડદું માની સ્પર્શનથી છૂટો થતો,
કુદરત દીલોજાની વધુ વધુ તેમ વધાવતી. ૮૧૬
આતશના અંગાર પદ ભરું ત્યાં જન પાથરે,
દુઃસહ અપરંપાર દુઃખે જાઉં ચરચરી. ૮૧૭
કુદરત સ્થાને સ્થાન વસંતફુલડાં વેરતી,
જરીક પદ ભરતાં જ તૃપ્તીએ જાઉં દ્રવી. ૮૧૮
પ્રથમ ઘાવ ગંભીર રૂઝાણો ન્હોતો જરી,
ત્યાં તો છોડી તીર કાળે ભેદ્યાં કાળજાં. ૮૨૦
નિર્મળ રમ્ય સુવાસ કુદરતમાં કેલિ કરે,
ત્યાં આ શ્વાસોચ્છ્વાસ સદાય સુખકર છૂટતા. ૮૨૩
સુયોગ વગડાવાસ, ઇંદિરા ઉત્સંગ લે,
—રાધાવરનો રાસ ! —મુક્તદશાસુખ માણતો. ૮૨૬
બ્રહ્મવિદ્યાના[3] ભાવ જાગ્રત થાતા જોગના;
પાડે પગલાં પાવ પરમ પ્રેમના પંથમાં. ૮૨૧
ભીને નયને, ભ્રાત, દૂરથકી દેખું બધું:
કાતિલ દરશે[4] ધ્વાન્ત પુનરપિ છો ને પીડતો. ૮૧૯
ભેગું ચક્કર થાય દુરિજનના દેદારથી,
—શી રીતે સ્હેવાય રજનીપતિથી રાહુને ! ૮૨૫

શ્રવણે ચસકા શૂળ વચનપ્રહારની વેદના,
હેવાનોની હૂલ હરદમ દિલમાં સાલતી. ૮૨૭

માનવ કંટક જાત દૂર કરી આ દેહથી
લીધી વગડાવાટ ચેતનને સુખ આપવા. ૮૨૯

શ્રવણે મંગલ સૂર કોકિલા કલરવ કરે,
ભરી અમી ભરપૂર દેહભાન ઝૂલાવતી. ૮૨૮

પંખી પારાવાર રમતાં યોગી રસિકડાં,
દિલાવરી— દિલદારી સંગત એવાં સાધુની ! ૮૩૦

ધનન ધનન ઘડિયાળ! ધમ ધમ વાગે ઘૂઘરા !
ઝાલરના ઝણકાર ! સતાર સુરીલા છૂટતા ! ૮૩૧

નહીં વિશ્વનાં વાદ્ય અમરજોમનાં વાદ્ય એ,
છે રે એ સૌ સાદ સ્વર્ગપંથની સૂચના ! ૮૩૨

મોરલી મીઠી વાય, મૃદંગ મીઠાં તાન દે,
ઉદધિસ્વર અલપાય[5] શૃંગીધ્વનિ[6] જરિ છૂટતાં. ૮૬૩

જો ને ઝાકઝમાળ ઉજ્જવલતા આભે તરે !
દમકત વિદ્યુતમાળ વિમાન એવું ઊતરે ! ૮૩૪

નંદનવન સમ બાગ ઇંદ્રભવન સમ ભવનમાં
અમરસમાં અંગાંગ વચ્ચે વનિતા કો પડી ! ૮૩૫



---

● ટિપ્પણ.

૧ કિશોર અવસ્થા. ૨ સાવ અવલંબન શૂન્ય. ૩ બ્રહ્મવિદ્યા. ૪ દૃશ્યો વડે. ૫ આલાપે, આલાપ થાય. ૬ શૃંગધ્વનિ ગિરિના પવનને માટે કવિએ વાપર્યું લાગે છે. વગેરે, વગેરે.

જે ચોપડામાંથી આ સોરઠા લીધા છે, તેમાં ૧૧૦૨ સોરઠાની નકલ છે; વિષયોના મથાળાં, કે એક વિષય પૂરો થાય અને બીજો આરંભાય તેનું સૂચન, કે એવું કશું જ છે નહીં; કવિએ એ બીજી વાર જોયા જ નથી: એટલે ઉપલા પસંદ કરતાં સંગ્રહકર્તાએ અનુક્રમમાં ફેરફાર કર્યો છે, અને જે છોડી દીધા છે, તે દર્શાવવાને દરેક સોરઠાની જમણી બાજુએ તેનો ચોપડામાંનો જ આંક મુકેલો છે. એક બે ઠેકાણે અર્થ પ્રમાણે શબ્દ, જાતિ, વગેરેનો પણ કિંચિત્ ફેરફાર કર્યો છે. ટિપ્પણમાં સૂચવ્યા પ્રમાણે બીજે કેટલેક ઠેકાણે પણ કેટલુંક વાંચનારે જાતે બેસાડી લેવાનું છે.

૬૦

સ્વ. ત્ર્યંબકલાલ મણિશંકર વિઠ્ઠલજી:

# છપ્પા

( કાન્તમાળા માટે મોકલનાર રા. રા. જુગતરામ શંકરપ્રસાદ વૈદ્ય )

૧

પ્રભુની મોટાઈ કાંઈ ગળેથી ગવાય નાહીં,
લેખણે લખાય નાહીં—કાલાવાલા કરવા !
પ્રભુને ભૂલવા નાહીં કામ કરો શુભ કાંઈ,
પ્રભુની સહાય સાહી,—નીકળવું ફરવા !
પ્રભુતણા ઉપકાર ગણ્યા તો ગણાય નાહીં,
પ્રભુગુણ સુઝે તેવા—ચિત્ત વિશે ધરવા !
કહે છે ત્ર્યંબકલાલ—પ્રભુકૃપાએથી ખ્યાલ,—
વ્યવહાર કર્યા જાઓ પ્રભુ ન વિસરવા !

૨

પાપી પંડે પ્રભુ તારૂં એક વાર લીધું નામ,
તેવા પણ ગયા તરી, એ તો વાત નક્કી છેઃ
અપવાસે ઉજાગરે અનાયાસે કર્યાં પુણ્ય,
તેવા પ્રભુ તાર્યા તમે, ખાતરી એ પક્કી છેઃ
હું તો પ્રભુ તારાં ઘણાં ઘડી ઘડી નામ લઉં,
એકાદું તો સાચું હશે, એવી કાંક વક્કી છેઃ
કહે છે ત્ર્યંબકલાલ—પ્રભુકૃપાએથી ખ્યાલ,—
વ્યવહાર કર્યા જાઓ—તરવું તુ–થકી છે.

૩

તાવવાની તરખડ પ્રભુ તારે તજી દેવી
સહન ન થાય કળિ—યુગ કેરાં જનથીઃ
ખીચડી ચડતી હોય એક દાણો દાબી જોતાં
ચડી કાચી જણાય છે તુરત એ કણથીઃ
તેવી રીતે' લાલતણો એક દાણો દાબી જોજે
તારા તરફ છે કેવો તન મન ધનથીઃ
કહે છે ત્ર્યંબકલાલ—પ્રભુ કૃપાએથી ખ્યાલ,—
તાવવાનું તજ, કહું વીનવી વચનથી.

૬૧

કવિ શ્રી દયારામ:

# શામળી સખી

( કાન્તમાલા માટે મોકલનાર રા. રા. નટવરલાલ ઇચ્છારામ સૂ. દેસાઈ )

( પદ )

પ્યારી મનાવાને કારણે રે મોહને મનમાં વાત વિચારી;
પ્રભુજી પોતે પધાર્યા રે સુંદર રૂપ સુંદરીનું ધારી. ટેક.
નવસપ્ત વરસમાં, નવતમ જોબન, સ્વરૂપતણો નહીં પાર રે,
અંગ અંગ પ્રતિ અમિત માધુરી, શું વર્ણું શૃંગાર ! પ્યારી૦ ૧
પીળી પટોળી પ્રેમદા, ને માંહ્ય કંચુકી કાળી રે,
મુનિજનને મન મોહ ઉપજાવે એવી આંખ આંજી અણિયાળી પ્યારી૦ ૨
નખશિખશોભા શી પેર વરણું, આભ્રણનો નહીં અંત રે
અનુપમને ઉપમા શી આપું, પાર ન પામે અનંત: પ્યારી૦ ૩
એવે અદ્દભુત રૂપે રામા રાધા સમીપે આવ્યાં રે,
ચકિત થઇ વૃષભાણનંદિની ભાવ સહિત બોલાવ્યાં: પ્યારી૦ ૪
કયાં,રહો છો,સાખ,કયાં જાઓછો, શું છે તમારૂં નામ રે ?
ભૂલ્યાં સરિખાં શું શોધો છો, કહો કોનું છે કામ ? પ્યારી૦ ૫
શામળી સખી છે નામ આમારૂં, ને વસિયે નંદગામ રે
જોવાને અર્થે જાશું અમો જ્યાં નટવર સુંદર શ્યામ: પ્યારી૦ ૬
કામિની મન–કાંઇ કપટે હું ખાળું નહીં તો નિશ્ચે એ જાશે રે,
મુજ કરતાં રૂપે છે રૂડી, દેખતાં લાલ લોભાશે: પ્યારી૦ ૭
રાધા કહે,સખિ,એ કારજ તમે, ભુલ્યાં કદાપિ નવ કરશો રે,
મળતામાં મોહન ભુરકી નાખશે, પૂંઠળ પૂંઠળ ફરશો ! પ્યારી૦ ૮
આપણે સાચો સ્નેહ બાંધિયે, લીજે પરસ્પર કોલ રે,
તમો કહો તે કરૂં અમો, તમો પાળો અમારો બોલ: પ્યારી૦ ૯
ફરી બોલ્યાના સંમ ખાધા, ને વચન પરસ્પર દીધું રે;
પોતપોતાના મનમાં જાણ્યું જે ચતુરપણું મેં કીધું ! પ્યારી૦ ૧૦
શ્યામા કહે, " હું એ માગું તમે શ્યામ સમીપે ન જાશો રે; "
સખી કહે, " હું એ માગું તમે તેની ઉપર ન રીસાશો; પ્યારી૦ ૧૧
ના કહ્યા ના સમ ખાધા છે તે પાળો વચન થઇ રાજી રે: ".
—એમ કહી નિજ રૂપ પ્રકાસ્યું ! જોતાં જુવતી લાજી: પ્યારી૦ ૧૨
પ્રભુએ પ્રમદા પ્રસન્ન કરીને પ્રેમાલિંગન દીધાં રે;
વિજોગતાપ ટળ્યા, અધરામૃત બન્યો પરસ્પર પીધાં: પ્યારી૦ ૧૩
છુટયું મન, એકરસ થઇ બેઠાં, આનંદ ઉર ન સમાય રે;—
એ દંપતીની દાસી થવાને દાસ દયો ગુણ ગાય: પ્યારી૦ ૧૪

૬૨

રા. રા. દામોદર ખુશાલદાસ બોટાદકરઃ

# ક્ષિતિજ

( તોટક )

રસગુંજન ગોઠડિયો કરતાં,
ઉરથી ઉર મેળવાને વસતાં;
કંઇ કાળ તણા પણ કાળ ગયા,
અળગાં નહિ અન્તર તોય થયાં.
અયિ? વ્યોમવસુમતી વ્હાલભર્યાં!
તમ ઐક્ય અનુપમ ઉજ્જવલ આ;
હરખી ઉર નેહભર્યો નિરખું,
પણ કાંઇ રહસ્ય નહીં પરખું.
કઇ ગોઠ વસે તમ અંતરમાં?
વળી મંજુલ મંત્ર કયો કરતાં?
સ્વર એક કદી શ્રવણે ન પડે,
કંઇ ભાવ નહીં વદને વિલસે.
દિનનાથ ભલે ભ્રમણે ભટકે,
રજનીપતિની ગતિ ના અટકે;
નહિ તારલિયા સ્થિરતા સમજે,
નહિ મેઘ તણું મન વેગ ત્યજે.
પણ સ્વાસ્થ્ય ખરૂં તમ અંતરમાં,
નહિ મીટ મળે પળ એક અહા?
તમ મંત્ર શુણી જન કોઇ જશે,
ભય એ પણ અંતરમાં ન વસે.
પ્રણયી ઉરને ભયં હા! ન હશે!
નહિ જે ઉરમાંહિ વિકાર વસે;
નહિ હોઠ ભલે જરીએ ફરકે,
પ્રણયી ઉર તોપણ ગોઠ કરે.
વદને ન વદે પણ એ જ વદે,
શ્રવણે ન શુણે પણ એજ શુણે;
જગથી અળગાં ઉર એ ક્રમથી,
સમજાવી રહ્યાં શુચિ અન્તરથી.
પણ પાર હશે તમ ગોઠ તણો?
તમ મંત્ર થશે કદિ પૂર્ણ ખરો?

ઉર સ્વાર્થ નહીં, તહિં પાર નહીં,
રહીં પાર શકે ફલસિદ્ધિ મહીં.
જગનાં સહુ શાસ્ત્ર સમાપ્ત થશે,
પણ 'પ્રેમપુરાણ' ન પૂર્ણ થશે;
કંઇ વર્ષ પરે વહીં વર્ષ ગયાં,
અધુરી પણ એ રહીં પ્રેમકથા.
કવિઓ કહીં કાવ્ય અનેક ગયા,
રસિકો પણ કૈંક નિમગ્ન રહ્યા;
પણ એ રસ તો નહિ શુષ્ક થયો,
નવલો-નવલો હજી નિત્ય રહ્યો.
ઉર ભારતીનું નહિ ભેદ લહે,
કવિ પૂર્ણપણે પછી કેમ કવે ?
રહીં એકજ અંગ રમી જનતા,
પ્રણયેશ્વર રૂપ વિરાટ સદા.
ઉર એ તમ સંગતિથી સમજ્યું,
નહિ ભેદકુતૂહલ કાંઇ ભજ્યું;
રસગોઠડી એ જ કર્યાં કરજો,
હૃદયે કંઇ ભાવ ભર્યાં કરજો.
પણ સ્થાન અરે ! તમ ઐક્યતણું,
નહિ ધાવનથી પણ મેં નિરખ્યું;
કંઇ યત્ન કરૂં તમને ગ્રહવા,
પણ દૂર જ-દૂર દીસો હસતાં.
તમ મંત્ર સમું તમ મેલન એ
રહીં નિત્ય સમીપ દગે દગને;
અધિકાર હશે નહિ અન્તરને,
સ્થલ સંગતિનું પણ કેમ જડે ?
ઉરમાં અભિલાપ ન એ ય ધરૂં,
તમ પાર કદી ગ્રહવા ન ફરૂં;
રસભેદ અગમ્ય સદૈવ રહો,
પ્રણયી ઉરમાં દિનરાત વહો.
લઉં શિક્ષણ કૈં તમ દર્શનથી,
કંઇ પ્રેમમહત્ત્વ શકું સમજી;
ફળ એ ઉરને કૃતકૃત્ય કરે,
પછીં અન્ય નહીં અભિલાપ રહે-

---

૬૨

૬૩

અ. સૌ. દીપકબા દેસાઇ:

# રાજા દશરથની અંતઘડી

( શાર્દૂલવિક્રીડિત )

"કૌશલ્યા, સખિ, આજ આ હૃદયના ચીરા અરેરે થયા—
પ્હેરી વલ્કલ રામ, લક્ષ્મણ, વધૂ સીતા વને સંચર્યાં !
પૂર્વે થૈ ગયું ઘોર કૃત્ય મુજથી, તે, હાય, આંખે તરે—
સાચુ દમ્પતીની વરાળ ઉરની, હા દેવિ, આજે ફળે ! ૧

( વસંતતિલક )

હું યૌવરાજ્ય પદ ભોગવતો હતો, ને
રાને જ કાળ વહતો જઇ સ્થાનસ્થાને;
લેઇ ધનુષ્ય મૃગયા રમવા જતો હું,
ચિત્તા કરિ સુવરને હણીં મોજ માણું. ૨

( ઉપજાતિ )

જલે ભરાતો ઘટ હોય જેવો
દૂરે સુણ્યો ત્યાં કંઇ શબ્દ મેં તો;
હું મૂર્ખથી તે કળીં ના શકાયું,
મહિષ ધારી ઝટ બાણ છોડયું. ૩

( અનુષ્ટુપ્ )

'અરેરે ! ઓ હરી !'–એવો શબ્દ ત્યાં શ્રવણે પડયો,
બન્યો હું બ્હાવરો, દેવિ, દોડી સત્વર ત્યાં ગયો. ૪

( શિખરિણી )

અને શું ત્યાં દીઠું–દિગ્મૂઢ ખરે હું બની ગયો:
બિચારો કોઇ ત્યાં કુમળી કદળી શો ઢળી પડયો !
પડયો છે ઘા ઉંડો, અરર વહતી રક્તસરિતા—
ગળામાંથી બોલે કરુણ વચનો, 'હા ! થયું શું આ !' ૫
'પિતામાતા મ્હારાં મુજ વિણ અરે ઝૂરી મરશે—
જઇ વ્હેલા દ્યો ને જલ, જલ વિના કેમ જીવશે ?
પિતામાતાને લૈ તિરથ કરવાને નિસરિયો,
વિધિ રૂઠયો ત્યાં તો,–હત નૃપતિ ! તેં આ જીવ હર્યો ? ૬

( અનુષ્ટુપ્ )

લીધો મેં અંક સુવાડયો, અંગોમાં કૈં વળી કળ,
ફરી ધર્મજ્ઞ એ બોલ્યો કષ્ટે કાઢી ઝીણા સ્વર: ૭

'ભલે મૃત્યુ થતું મ્હારું કર્મયોગે સહુ બને,--
અંધ માતાપિતા કિંતુ અરેરે ઘોર આ વને ! ૮
પ્રભો, સોંપું ત્હને ચિંતા તું સાચો વિશ્વપાલક,
ધાર્યું તેં તે જ થાવાનું, મિથ્યા માનવ હુંપદ' ૯

( માલિની )

સુરપતિગુણ ગાઇ વત્સ સ્વર્ગે સિધાવ્યો
શરમહીં હુબાડી આત્મ મ્હારો હત્યારો;
જલ લઇ પીંછી છાનું વૃદ્ધની પાસ મૂક્યું,
—"ક્યમ નહિ મુખ જિહ્વા કોણ છે રે ? કહે તું !" ૧૦

( લલિત )

દુઃખદ વાતને કેહવી પડી,
જરઠ એ ગયાં સાંભળી છળી.
બહુ બહુ હું તો માફી માગતો
કરગરી વદ્યો આંસુ સારતો:— ૧૧
'અરર પુત્ર તો ના શકું દઇ,
પણ રહું જ હું પુત્ર તો થઇ;
ગણું પિતાજનેતા સમાં સદા
—વચનના ખરા રાઘવો સદા.' ૧૨

( અનુષ્ટુપ્ )

'આશાતંતુ તુટ્યો, રાજ્ય, કહે શું જીવવું હવે,
અજાણ્યા આંધળા ઘાનો રોષ ના ધરિયે લવે.[1]
કિંતુ કર્મ કરે જેવાં તેવાં ફલ જ સાંપડે,
ક્ષમા અમારી ના ચાલે, તું યે સુતવાંસે મરે.' ૧૩

( શાલિની )

ના–,ના પીધું અંધ યુગ્મે જ વારિ,
ના સત્કારી યાચના લેશ મ્હારી.
નીસાસામાં એ ય ત્યાં પ્રાણ ત્યાગે,
ત્રણે સાથે કાય મેં અર્પી આગે.[2] ૧૪

( અનુષ્ટુપ્ )

ઘણાં વર્ષ વહ્યાં, દેવિ, વીસર્યો એહ શાપને,
આજે વીસર્યો એ વર્ષો ફરી એ જોઉં પાપને.[3] ૧૫

( શિખરિણી )

ખરે છે આ શય્યા નિયત મુજ મૃત્યુતણી હવે,
અરેરે ભગ્નાશા[4] ઉર, તવ હવે શાંતિ ન લવે.

---

૧ લવ પણ. ૨ આગમાં. ૩ એ હત્યાકૃત્ય રૂપ પાપને. ૪ હતાશ, છેક જ નિરાશ.



"ક્ષમા અમારી ના ચાલે તું યે સુતવાંસે મરે"

ગુ. પ્રિ. પ્રેસ.

પૃ. ૨૨૨ સામે.

ઉંચું શાને કાજે કદિય ફરી જો રામ ન મળે ?
ઝળું શ્વાસે શ્વાસે,– દરું ઝટ યમાલિંગન[5] મળ્યે !" ૧૬

( અનુષ્ટુપ્ )

મધ્ય રાત્રી વીતી ચાલી રાય સ્વર્ગ સિધાવિયા:
અજાણ્યે થૈ ગયો'તે ધા તો યે આ ફલ પામિયા. ૧૭

( શિખરિણી )

'કરો તેવું પામો!' જગતપતિનો ન્યાય સવળો,
ઠરો ઠારી બીજાં અવર દુભવો તો દુઃખ રળો;
પ્રભુ પોતે જેને શિશુ બની પિતા પૂજ્ય ગણિયા,
ન તેને યે કાજે નિયમ દઢતામાં લવ ચળ્યા. ૧૮



૫ યમનું આલિંગન.

૬૪

**૨૧. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ:**

# અજીર્ણઆરતી

( કાન્તમાલાને માટે મોકલનાર રા. રા. સંતોષરામ દેવશંકર ભટ્ટ. )

( આરતી )

જય ચૂરમેશ્વર ચાહક, જય લાડૂભટજી,
મહારથી૦ મહાનસના, અરજ સુણો ઝટજી—જય દેવ! જય દેવ!
પ્રસિદ્ધ લડુકપંથ, છે ઘેપલી માતા
સેવન કરતાં થાના અતિ શાતામાતા—જય૦
સુણી ચોરાશી નામ હરખ જ બહુ પામો,
આગળનાં બે ટંકો જમવાનું વામો—જય૦
અધમોદ્ધારણ માટ રસ્તો રાખ્યો છે,
ત્રિપિંડીથી ત્રણ લોક મોક્ષ જ દાખ્યો છે—જય૦
એક થકી દશ પાંચ લાડૂ દાળ વિના
આપ જમો છો પ્રીતે કુંડળીયુત ઘીના—જય૦
વીશે અર્ધાહાર આપતણો જાણું,
પાણી પી પચ્ચીશે ભરો ફરી ભાણું—જય૦
પાપડ શાક અથાણું જમવા નહિ રાજી,
શુણી "વિપ્રોને લાડૂ" માગો છો ગાજી—જય૦
ધીંગાણું ઘણી સાથ બાથ ભરી કરતા,
પ્રસાદ નવ રે' પાછળ ચિંતા નથી ધરતા—જય૦
થાતાં પૂર્ણાહાર તાણ કરે કોઇ,
પાંચ જમો છો પ્રીતે તેથી રહું મોહી—જય૦
પંપાળીને પેટ ઓહીયાં કરી ઉઠો,
ઘેન સહિત નયણાથી આપ અધિક ત્રુઠો—જય૦
પાચન પળમાં થાય એ શક્તિ ભારી,
જઠરાગ્નિના બળ પર જાઉં બલિહારી—જય૦
મોદક વાર ત્રિપિંડી તિથિનું વ્રત કરશે,
પરમેશ્વરને ભજતાં સહજ ઉદર ભરશે—જય૦
આ આરતી જન કોઈ લાડૂ જમી ગાશે,
અજીર્ણ તો નહિ થાશે, યૌવન લંબાશે—જય૦
ઘૃત સાકરની સાલ માસ શ્રાદ્ધ આવ્યો,
ગોધૂમપૂર્ણા તિથિએ મહિમા પ્રસરાવ્યો—જય૦

---

૬૫

૬૫

રા. રા. દેસળજી પરમારઃ

## વિષાદ છાયા

( અનુષ્ટુપ્ )

અણુના ઢગલા ઊઠી આવરે અવકાશને,
સ્મૃતિની ડંખમાલાઓ રીબવે રસ-આત્મને.

સારી યે સૃષ્ટિ આ હૈયે ઉત્સવે રમતી હતીઃ-
ગઇ એ!-એટલા 'હું'ની શી ભયંકરતા રહી!
પડ્યા આ સહસા પંથે ઓળા ઘોર વિષાદના,
અટૂલું ચિત્તપંખીડું દેખે લેશ ન સાંત્વના.
ફુલડું તુટતાં એક સૂતી નિસ્તેજ પદ્મિની,
અધૂરા સ્વપ્નની સંગી જાતાં મ્હારી ય એ ગતિ.
વાયુવંટોળને કોપે ભાગ્યું છેક વિમાન જો!
કઢંગા કટકા લાખ છૂટા ને હેતુહીન હો!
અનિદ્રા ના, સુષુપ્તિ ના, ના આ અંતર-જાગ્રતિ,
પ્રેમના પ્રાણ વિહોણી આપે ગળતી જાતડી.

સૂર્યની તેજધારાઓ વર્ષતી સ્થિર નૃત્યમાં,
વધે ઘટે શમે પાછી જાગે નિયતિચક્રમાં.
જાણું જે છાંયડા આજે કાલે રમ્ય ઉજાસ તેઃ
ઘડીના સૌ વિકારો એઃ મ્હારો નિત્ય વિકાસ છે.
પૂરવા કલ્પનાસૃષ્ટિ વધંતી આત્મ-રિદ્ધિમાં
મથું છું હું સુખે દુઃખે સાચી જીવનસિદ્ધિમાં.

૬૪

૨૫. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ:

# અજીર્ણઆરતી

( કાન્તમાલાને માટે મોકલનાર રા. રા. સંતોષરામ દેવશંકર ભટ્ટ. )

( આરતી )

જય ચૂરમેશ્વર ચાહક, જય લાડૂભટજી,
મહારથી મહાનસના, અરજ સુણો ઝટજી—જય દેવ! જય દેવ!
પ્રસિદ્ધ લડુકપંથ, છે ઘેપલી માતા
સેવન કરતાં થાના અતિ રાતામાતા—જય૦
સુણી ચોરાશી નામ હરખ જ બહુ પામો,
આગળનાં બે ટંકો જમવાનું વામો—જય૦
અધમોદ્ધારણ માટ રસ્તો રાખ્યો છે,
ત્રિપિંડીથી ત્રણ લોક મોક્ષ જ દાખ્યો છે—જય૦
એક થકી દશ પાંચ લાડૂ દાળ વિના
આપ જમો છો પ્રીતે કુંડળીયુત ઘીના—જય૦
વીશે અર્ધાહાર આપતણો જાણું,
પાણી પી પચ્ચીશે ભરો ફરી ભાણું—જય૦
પાપડ શાક અથાણું જમવા નહિ રાજી,
શુણી "વિપ્રોને લાડૂ" માગો છો ગાજી—જય૦
ધીંગાણું ઘણી સાથ બાથ ભરી કરતા,
પ્રસાદ નવ રે' પાછળ ચિંતા નથી ધરતા—જય૦
થાતાં પૂર્ણાહાર તાણ કરે કોઇ,
પાંચ જમો છો પ્રીતે તેથી રહું મોહી—જય૦
પંપાળીને પેટ ઓહીયાં કરી ઉઠો,
ઘેન સહિત નયણાથી આપ અધિક તુઠો—જય૦
પાચન પળમાં થાય એ શક્તિ ભારી,
જઠરાગ્નિના બળ પર જાઉં બલિહારી—જય૦
મોદક વાર ત્રિપિંડી તિથિનું વ્રત કરશે,
પરમેશ્વરને ભજતાં સહજ ઉદર ભરશે—જય૦
આ આરતી જન કોઈ લાડૂ જમી ગાશે,
અજીર્ણ તો નહિ થાશે, યૌવન લંબાશે—જય૦
ઘૃત સાકરની સાલ માસ શ્રાદ્ધ આવ્યો,
ગોધૂમપૂર્ણા તિથિએ મહિમા પ્રસરાવ્યો—જય૦

---

૬૮

૬૫

રા. રા. દેસળજી પરમાર:

# વિષાદ છાયા

( અનુષ્ટુપ્ )

અણુના ઢગલા ઊઠી આવરે અવકાશને,
સ્મૃતિની ડંખમાલાઓ રીબવે રસ-આત્મને.

સારી યે સૃષ્ટિ આ હૈયે ઉત્સવે રમતી હતીઃ-
ગઇ એ!-એટલા 'હું'ની શી ભયંકરતા રહી!
પડ્યા આ સહસા પંથે ઓળા ઘોર વિષાદના,
અટૂલું ચિત્તપંખીડું દેખે લેશ ન સાંત્વના.
ફુલડું તુટતાં એક સૂતી નિસ્તેજ પદ્મિની,
અધૂરાં સ્વપ્નની સંગી જાતાં મ્હારી ય એ ગતિ.
વાયુવંટોળને કોપે ભાગ્યું છેક વિમાન જો!
કઢંગા કટકા લાખ છૂટા ને હેતુહીન હો!
અનિદ્રા ના, સુષુપ્તિ ના, ના આ અંતર-જાગ્રતિ,
પ્રેમના પ્રાણ વિહોણી આપે ગળતી જાતડી.

સૂર્યની તેજધારાઓ વર્ષતી સ્થિર નૃત્યમાં,
વધે ઘટે શમે પાછી જાગે નિયતિચક્રમાં.
જાણું જે છાંયડા આજે કાલે રમ્ય ઉજાસ તેઃ
ઘડીના સૌ વિકારો એઃ મ્હારો નિત્ય વિકાસ છે.
પૂરવા કલ્પનાસૃષ્ટિ વધંતી આત્મ-રિદ્ધિમાં
મથું છું હું સુખે દુઃખે સાચી જીવનસિદ્ધિમાં.



૬૬

૨૫. નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ

# શાપસંભ્રમ

( કાન્તમાલા માટે મોકલનાર રા. રા. ત્ર્યંબકલાલ પ્રભુરામ ભટ્ટ.

( વસંતતિલક )

આ તરફ મંજુલ રવે રમતું વહેળું,
સામે ભયંકર અગોચર ગીચ ઝાડી;
મેદાન લીલું વચમાં પડયું વિસ્તરેલું,
ઊંચે હિમાલયતણાં શિખરો ગુલાબી.

( અનુષ્ટુપ્ )

સુગંધી વાયુની ઠંડી લહરી મંદ વાય છે,
મધુરૂં મધુરૂં ક્યાંથી વિહંગો પણ ગાય છે.

( શાર્દૂલવિક્રીડિત )

આવી ત્યાં મૃગયુગ્મ બાલવયથી સાથે વસેલું ચરે,
ખેરે ઝાકળબિંદુડાં તૃણથકી, સાનંદ કૂદે ફરે;

( સ્રગ્ધરા )

ગ્રીવાભંગે નિહાળી અવર ગમ અને ચિત્તમાં હર્ષ પામે,
શૃંગો શૃંગોની સાથે ભરવી ભરવીને થાય છૂટાં, ઉગામે.

( અનુષ્ટુપ્ )

થયો ભિન્ન મનોભાવ તણાયાં રસરેલમાં,
બદલાવા ધીમે લાગી ક્રીડા આ રતિખેલમાં.

( શિખરિણી )

વિલોકીને ઢૂકયો વિકૃતિવિવશ સ્પર્શ કરવા
ખસી ત્યાંથી લાગી અસમ જવથી ફાળ ભરવા;
પડયો પૂઠે આ યે ઝટ પ્રિયતમાને પકડવા,
નથી દેતો છેટું અધિક હતું તેનાથી પડવા.

( અનુષ્ટુપ્ )

અજ્ઞાતયૌવના એ તો લજ્જા પામતી બાલિકા
કોમલાંગી હતી જેવી મુકુલિત મૃણાલિકા.

( શાર્દૂલવિક્રીડિત )

દોડી નીર ઝરા તણે ફરી ફરી મેદાન ઝાડી વિશે,
વારંવાર પ્રદેશ રમ્ય ફરતા આવેલ પ્હાડી વિશે;
નાખી પાછળ દૃષ્ટિ તો હજી સુધી પીછો નથી છોડતો,
દીઠો મારુતવેગ આગળ વધ્યો ઉત્સાહથી દોડતો.

( અનુષ્ટુપ્ )

સુકુમાર બિચારી હા ! એ તો થાકી ગઈ હતી,
નિરુપાય પછી ઊભી સ્વસ્થાને જ રહી હતી.

( દ્રુતવિલંબિત )

અવિરત શ્રમથી બહુ હાંફતી,
શરમ ને ભયથી કંઇ કાંપતી;
નિકટ આવી ઉભો મૃગ ફૂલતો,
વિનયથી મદની મહીં ઝુલતો.

( અનુષ્ટુપ્ )

ભય સંકોચ ને લજ્જા થયું સૌ દૂર તત્ક્ષણે,
સસ્મિત પ્રેક્ષવા લાગ્યાં ઉભયે સ્નિગ્ધલોચને

× × ×

( અનુષ્ટુપ્ )

સુસવાટ થયો મોટો ઘટામાં દૂર ઝાડની
ને પડયો પડઘો એનો તળેટીમહીં પ્હાડની.

( શિખરણી )

કુરંગી ચોપાસે નજર કરતી ત્રાસચકિત,
પડયો ત્યાં તો નીચે નર વિકલ નિઃશ્વાસસહિત;
કલેજું વીંધાયું શરપતનથી કૃષ્ણમૃગનું,
શકાયે ના જોઇ અહહ ! દૂયતી દૈન્ય દગનું.

( અનુષ્ટુપ્ )

સોહામણો શિકારી એ ઝાડીમાંહીંથી નીકળ્યો
ઉતાવળે પદે એ તે મૃગયુગ્મભણી વળ્યો.

( શાર્દૂલવિક્રીડિત )

મૃત્યુદ્વાર સમીપ એ હરિણીને નિઃશ્વાસ નાખી જુવે,
જો કે વાણી નથી મનુષ્ય સરખી, અસ્પષ્ટ તોયે રુવે;
આંસુ જાય વહ્યાં ભર્યાં નયનથી ચોધાર, તે કો લ્હુવે ?
દેખી ધીરજ વ્યાધનું હૃદય આ ભેદાઇ જાતું ખુવે.

( અનુષ્ટુપ્ )

ત્રૂટતા ત્યાં રહ્યા જોઈ છેલ્લા શ્વાસ જ બેયના,
ગઇ જામી અને તેના અંતમાં તીવ્ર વેદના;

( વંશસ્થ )

'કરી શરે આ મૃગનું વિદારણ
થયો અરે દંપતીનાશકારણ;
વિચાર કીધો નહિ મેં નરાધમે,
અનંગ જોયો જ નહીં કુરંગમે !

મને ઘટે છે મરવું જ સર્વથા,
ન પામશે આ શમ હૈયું અન્યથા;
સદૈવ ઉષ્ણાશ્રુ અરે પ્રજાળશે,
છપાયું છાતીમહીં નેત્ર ભાળશે !'

× × ×

( વસંતતિલક )

" દુઃખાબ્ધિમાં દયિતપ્રાણ હરી ડુબાવી–
તારી પ્રિયાતણી થજો સ્થિતિ આર્ત્ત આવી !
કારી કર્યો જખમ તીરથી કાળજામાં—
રે પામજો મરણ તું પણ આ દશામાં ! "

( મંદાક્રાંતા )

' જાતાં જાતાં નર સહ સતી શાપ આપ્યો પ્રચંડઃ
પાપાત્મા આ મમ સદશને એ જ છે યોગ્ય દંડ ! '

× × ×

જાગી જોતાં નવ કશું દીઠું, હસ્ત મૂકયો કપાલે,
'સાચું શું આ ?–ખબર ન પડે–કે ઠગ્યો ઈંદ્રજાલે. ?'

( અનુષ્ટુપ્ )

ગરકાવ વિચારોમાં માંડયું ત્યાંથી જવા હવે,
લૂછતાં સ્વેદનાં ટીપાં શશાંકવંશસંભવે ૨

( વસંતતિલક )

આ તર્ફ મંજુલ રવે રમતું વહેળું
સામે ભયંકર અગોચર ગીચ ઝાડી;
મેદાન લીલું વચમાં પડયું વિસ્તરેલું;
ઊંચે હિમાલયતણાં શિખરો રુપેરી ૩

---

**ટિપ્પણ**

૧ હરિણીની ઉગ્ર આર્ત્તિના અસહ્ય દશ્ય તળે ડુબી ગયેલો, શિકારશ્રમથી થાકેલો, શિકારી ઉંડા વિષાદમાંથી સરીને અજાણતાં જ ઘડી નિદ્રાવશ થતાં તેને સ્વપ્ન થયું; હરિણી જાણે તેને શાપ દેતી હોય એમ તેણે "દુખાબ્ધિમાં..." એ શ્લોક સાંભળ્યો: છેલ્લા શબ્દો સંભળાતાં તેને પોતાને એમ પણ લાગ્યું,–ખરે એ જ મ્હારા જેવાને યથાયોગ્ય શિક્ષા, પછી તે પૂરો જાગ્યો....૨ આ શિકારી કોણ ? રાજા **પાણ્ડુ**, **ચંદ્રવંશી**. ૩. પ્હેલા શ્લોકમાં **ગુલાબી**–પ્રાતઃકાલનાં; અહીં **રુપેરી**, **ચંદ્ર** ઉગી ગયો હતો.

આ કર્તા વિ.સ. ૧૯૩૦માં જન્મી ૧૯૫૫ સુધી જ જીવ્યા હતા. એમણે આટલી ન્હાની ઉમરમાં પણ ઘણી કવિતાઓ લખી હતી પરંતુ તેમાંની ઘણીખરી મોત પ્હેલાં થોડા વખત ઉપર પોતે જ ફાડી નાખી હતી. **મણિલાલ નભુભાઇ**, **હરિલાલ હર્ષદ ધ્રુવ** આદિ તંત્રીઓનાં વીનવણાંથી તેમને જે મોકલેલી અને તેમાંથી એમનાં માસિકોમાં જે પ્રકટ થવા પામેલી તે ઉપરાંત કોઇક જ રહી હશે. એ સર્વનો સંગ્રહ બ્હાર પડવાનો છે.

*** પ્રકટ થઇ ચુકેલું કંઇ પણ **કાન્તમાળા**માં ન લેવું, અપ્રકટ જ છાપવું, એ નિયમ તોડીને પણ આ કવિતા અહીં દાખલ કરી છે, **કાન્તકૃત વસંતવિજય** સાથેના એના **સંબંધ**ને લઇને.



"ડરું છું, ભય પામું છું જોઇને આજ આપને"

પૃ. ૨૨૮ સામે. વસન્ત વિજય ગુ. પ્રિં. પ્રેસ.

( શિખરિણી )

મિચાયાં નેત્રો જે સહન કરી એ તેજ ન શક્યાં,
છુટ્યાં અંગાંગેથી અપરિમિત બિંદુ જલતણાં.
ભુલી આત્મા જાણે નિમિષભર બાલા જડ બની,
શ્રુતિ ચક્ષુ હૈયે વિકલ પણ સંજ્ઞા ત્યજી નહીં!

( અનુષ્ટુપ્ )

જોઇ એ સ્થિતિ મુગ્ધાની સવિતા સાંત્વના કરે,
મધુરી વાણીથી ગુહ્ય બાલાને મંત્રદાન દે.

( ઉપજાતિ )

કંઇક કાલે ભય દૂર થાય છે,
લજ્જાતણા વર્ણ મુખે ભરાય છે,
ના તે લહે કૈં સુરમંત્રમર્મને,
તોયે શ્રુતિ એ મધુરી જણાય છે.
વાતાયનેથી જરિ બ્હાર જોતાં,
પુષ્પો ખીલેલાં નજરે પડે છે;
કેલિ તથા ગુંજન ભૃંગ કેરૂં
મદોર્મિને પોષણ દે અનેરૂં.

( દ્રુતવિલંબિત )

રવિ વદે, "અલિ, જો કમળો બધાં
વિકસતાં નિરખે પ્રિય ભૃંગ જ્યાં;
કમલિની, રસપાન કરાવની–
ભ્રમર આ હું ઉભો અધીરો બની!

( અનુષ્ટુપ્ )

મુગ્ધતા તજી, સુશ્રોણિ, હૃદયોર્મિ વહાવી દે,
આમંત્રિત અતિથિના અંગાંગે રસ છાઇ દે."
બોલી ત્યાં શું શકે મુગ્ધા લજ્જાવર્ણી ઉભી રહી,
યૌવનોર્મિય ઉછળી દેવદૃષ્ટિ ફળી રહી.

( માલિની )

કદિ ન અનુભવેલો ભાવ હૈયે ભરાય,
રસ રસ ક્યહિંથી યે અંગમાં ઊભરાય;
રુધિરસુરખ તેજે ચંદ્રનું બિંબ સોહે,
હૃદય ધબક જાણે સુંદરીવક્ષ મોહે!

( પુષ્પિતાગ્રા )

જડ દગ ચળક્યાં સ્મિતાંશુહાસે
રવિ દગ તેજ વિશે વહ્યાં વિલાસે;
અમર પણ બન્યો અધીર ક્ષુબ્ધ
કર યુગલે લલના ગ્રહી વિલુબ્ધ.

( ઉપજાતિ )

ચંદ્રાનને રંગતરંગ ચાલે,,
વિલોલ શાં લોચન મત્ત મ્હાલે;
કપોલકંઠે ક્ષત સામસામા
થયા, ગયા, થૈ મધુરી છટામાં.

( અનુષ્ટુપ્ )

આખરે અધરો બેના એકમેક રહ્યા પીડી,
હૃદયો જે હતાં બે તે એક ભાવે ગયાં ગળી.
મહત્તા સર્વ ભૂલીને લઘુના પ્રેમને વરે,
ધન્ય! કુન્તિ મહાભાગે! સૂર્યનું હૃદયે હરે!



૬૮

રા. રા. "પથિક":

# સોનબા

સાત સાત ભાઇ તો પરદેશ ગ્યા 'તા,
ઘરડેરાં માબાપ કાશી ગ્યાં 'તાં,
ભાઇની મારેલી બ્હેનડી,
ભોજાઇની રંગેલી ચૂંદડી,
વગડામાં સોનબા એકલાં !

( અનુષ્ટુપ )

કાશીક્ષેત્રે કરી યાત્રા ફર્યાં બ્રાહ્મણબ્રાહ્મણી,
ઘણા યે પંથને કાપી થયાં પાસે સ્વગામની.

( વસંતતિલક )

રસ્તે હતૂં અખડ ખેતર વામ બાજુ,
ખૂણે હતૂં વડતું વૃક્ષ વિશાળ તાજું;
તાપાર્ત્તના સકલ તાપ શમાવવાને,
ઊભૂં ઉદાર છવતૂં શુભ છત્ર જાણે.
તેના પુરાણ પણ સુંદર થાળ પાસે,
એકાદ એ ઉપર ડાળ દઇ ઉભેલો;
કારુણ્યમૂર્તિ સમ આક હતો ઉગેલો,
જે શ્વેતપુષ્પ ઝુમખાંથી હતો ભરેલો.
મધ્યાહ્નનો સમય હાલ થઇ રહ્યો 'તો,
આકાશમાં શિર પરે રવિ જૈ રહ્યો 'તો;
ને તેથી તાપ ઉકળાટ અતિ થતાં, ત્યાં,
થાકેલ એ સ્થવિર વૃક્ષ તળે વિસામ્યાં.

( ઉપજાતિ )

થડે અઢેલી દ્વિજ કાંઇ બેઠો,
સમાર્યાં લીધાં પછી દોરી લોટો;
સૂના કુવાથી જલ ખેંચી લીધું,
તૃષાર્ત્ત બેએ મધુરૂં જ પીધું.
તૃષા શમી, શાંત થયાં, છતાં એ,
સ્થાને થતાં વ્યાકુલ તો જણાએ;
સ્મશાન શું આ સ્થલ ભાસતું હા!
જ્યાં દાહ દીધા પ્રિય પ્રેમીઓના.

સંબંધી કો શબ્દ કરે વિલાપે,
દુઃખી સ્થિતિ વર્ણવતું બળાપે,
એવા અહીં કૈં ભણકાર વાગે,
છાતી વિશે શો અરરાટ જાગે!

( હરિણી )

વટતરુ રડે? કૂવાનાં કે રડે જલ? ખોલમાં
ગરીબ વિસમ્યાં પારેવાંના હશે શું વિલાપ વા?
વટ ઉપરનાં પંખી દુઃખે ફરી ફરી શું લવે?
અરર રડતું થાળું આ કે શું આક-તરુ રુવે?
ઘડિભર કરી એવી એવી ઉરે કંઇ કલ્પના,
કઠિન પણ એ હૈયાં જૂનાં જુવે નવ સાંત્વના;
નયનજલનાં વૃદ્ધાગાલે સર્યાં દ્વય બિંદુડાં,
અધર ધરડા ધીમું તો યે વદ્યા-'મુજ સોનબા!'

( મંદાક્રાંતા )

એ જોડાંને અતિ પ્રિય હતી સોનબા એક પુત્રી,
સૌથી છેલ્લી, પ્રિય પણ બધાથી પિતામાત કેરી;
પૂરેપૂરાં ઉભય ઉરનાં લાડમાં ઊછરી એ,
ભાઇ આઠે તણી વિવિધ ને કોડીલી ચાકરીએ.
યાત્રા કાજે વડીલ નીકળ્યાં તે ક્ષણે ચૌદવર્ષા,
આજે વીત્યાં ઉપર વરસો બે વધુ સોનબાનાં;
જાણે વૃદ્ધો ગૃહ પુગી જઇ લગ્ન લૈએ જ તેનાં,
એ માટે તે યુગલ હૃદયો નિત્ય ચિંતા કરંતાં.
શું જાણે એ નથી જગ પરે સોનબા આજ પુત્રી,
શી રીતે એ કલપી જ શકે કે અહીં એ દટાઇ!
ના ના છૂપી પણ જગતમાં ઊઘડે કૈંક વાતો,
છૂપાં પાપો અકળ વિધિએ થાય આપે છતાં તો!
વૃદ્ધા ઊઠી ગઇ સમીપ ત્યાં આકની, ને પછીથી,
પુષ્પો ફૂળાં જરઠ કરથી સ્પર્શવા જેવી લાગી;
શબ્દો ત્યાં તો કરુણ કરણે સાંભળી ધૈર્ય હારી,
હૈયે ત્રૂટી સ્વર વળી લીધા પુત્રી કેરા પિછાની.

સાત સાત ભાઇ તો પરદેશ ગ્યા 'તા,
ઘરડેરાં માબાપ કાશી ગ્યાં 'તાં,
ભાઇની મારેલી બ્હેનડી,
ભોજાઇની રંગેલી ચૂંદડી,
વગડામાં સોનબા એકલાં!

( મંદાક્રાંતા )

શબ્દે શબ્દે શ્રવણ કરતી સ્તંભતી ચોંકી વૃદ્ધા,
બોલે આ શું ? કવણ ? ન કળે ! આંહિ હા ! સોનબા ક્યાં !
ત્યાં તો વૃદ્ધે પણ કર જરા આકપુષ્પે અડાડ્યો,
એ વાચા, એ સ્વર પરિચતે તે ય પૂરો હલાયો.
બે યે વીલાં હૃદય સમજ્યાં સોનબાનું અનિષ્ટ
બંને ઉઠ્યાં ઝટપટ જવા ઘેર, ને જાણવાને
પૂરેપૂરૂં શિર પર હતું જે કંઇ તેહ કષ્ટ,
—ત્યાં તો વાયુલહર ધ્રુજતી ઉચ્ચરી વાણી સ્પષ્ટ !

( શિખરિણી )

અરે માડી ત્હારૂં કદિ જ નહિ વાત્સલ્ય વિસરે,
લડાવ્યાં જે લાડો નહિ ભુલું પિતાજી કદિ ઉરે;
થઇ મોટી સૌના ઉરપર હતી કોમલ બની,
કસાઇ ના કાયા તમ સઉ તણા સ્નેહ અતિથી.
તમે ને એ બંધુ વડીલ ખસિયા સાત, પછીથી
રહ્યાં હું ને બંધુ લઘુતમ, હતો જે ત્રિયમતિ.
વધૂએ તેને તો કળવી કળવી આળ ભરવી
ભમાવી મૂકયો ને મુજ બની ગયો એ ક્રૂર અરિ.

( હરિણી )

વધુ વધુ દીધાં બંધુસ્ત્રીએ સહ્યાં સઉ કષ્ટ તે,
મૃદુલ કરથી કાણે બેડે વહ્યાં જલ કૂપથી;
વગર રસીએ એકે એકે વહ્યાં, પ્રભુ, કાષ્ટ મેં,
દિવસરજની બેઠે ગાળે દળ્યાં દળણાં મથી.

( અનુષ્ટુપ્ )

ગૌરીના વ્રતમાં આપ્યું ભાભીએ ચીર પ્હેરવા,
સૂડામુખે ગર્યું કાંઇ કહે ભાભી, 'ધૃત ઢોળ્યું' આ.'

( ઉપજાતિ )

અને ગુન્હો એ શિર મેલી ભારે,
અપ્રીતિ ભારે ઉછળાવી ત્યારે;
ખીજે ભરાઇ ધુંધવાઇ ભ્રાતે,
કહ્યું પ્રિયાને, 'હઉ દંડ કહે તે.'

( હરિણી )

નિજ સમય એ સાધી કોલે ભવાન્તરવૈરિણી,
વદી અધમ, " આ રંગો એને રુધિર જ ચૂંદડી. "
અરર વદતાં એવું એની ન જીભ તુટી પડી !
અરર મુજ ભ્રાતા કેરી યે મતિ ગઇ'તી ખુડી !

( શિખરિણી )

કરી આજીજીઓ પણ કરી શકી કારું ન જરી,
બધી યે મારી ત્યાં કરી -વિનવણી વ્યર્થ નિવડી;
હતી ઉભી માથે ત્રિય નહિ જ એ ડાકણ ભુંડી,
મને બંધુ ભાભી ઉભય મળી છુંદી પુરી કરી.

( અનુષ્ટુપ્ )

બ્હેનના રક્તથી રંગી બંધુએ ભલી ચૂંદડી,
પૂરાયા કોડ ભાભીના, દાટયું દિલ રડે અહીં.

સાત સાત ભાઇ તો પરદેશ ગ્યા' તા,
ઘરડેરા માબાપ કાશી ગ્યાં' તાં,
ભાઇની મારેલી બ્હેનડી,
ભોજાઇની રંગેલી ચૂંદડી,
વગડામાં સોનબા એકલાં.



૬૯

રા. રા. પરમાનંદ મણિશંકર ત્રાપજકરઃ

# વસંતની કોયલડીને

( મિશ્ર હરિગીત )

કોકિલ! વેણુ બોલજે!
ઝલકે અનિલ ઝબોળજે!
મધુરસ ભરી,
મુદ મન ધરી;
ઉરમાં અમી-રસ ઢોળજે!
જન કૈંક દુઃખાબ્ધિમહીં ડૂબી ગયાં,
ભગ્નાશથી કટુફળ જીવનપંથે થયાં:
ત્યાં ઉગતાં સુપ્રભાત જેવી, આશને ઝળકાવજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂંજનથી, મુદ મનસદનમાં દ્રાવજે!

વાસંતિ વાયુ વ્હાય છે,
પરિમળ વહી પ્રસરાય છે;
વન ફુલ ફુલે,
મદભર ઝૂલે,
જગ રમ્યતા સુહાય છે;
ઉર નૂતનરંગ–ઉમંગથી છલકાય છે,
ધ્વજ વિજયનો બ્રહ્માંડમાં ફરકાય છે;
તેમાં રસાળની ડાળથી, ત્હું મધુર સ્વર ઝંકારજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂંજનથી, ઋતુરાજને સત્કારજે!

દેવી દિશા ઉમંગથીઃ–
રંગી અનેરા રંગથી,
સરસર સરે;
જગપટ પરે,
ઓપી પ્રભામય અંગથી;
રાચી રમે રાસે અનુપ વિલાસથી,
ઝળહળ વિમળ, જળસ્થળ કરે ચોપાસથી;
દેવીતણી પદતાળીમાં, સ્વર તાલ ત્હારો પ્રેરજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂંજનમાં, મધુ દિવ્ય સંગીત રેલજે!

નંદનવનેથી ઉતર્યાં,
દેવી વસંત પ્રભભર્યાં;
રસ રેલતાં,
નભ ખેલતાં;
ઉદધિ તણા ઉદરે સર્યાં,
પદઘોષ જનમન, ગગન તટ વ્યાપી રહ્યો,
રસપૂર્ણતાના કિરણે, રવિ વિશ્વમાં દીપી રહ્યો;
ત્હું કંઠનો મંજુલ ધ્વનિ, ઉલ્હાસપૂર્ણ વહાવજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂંજનથી, અમીરસ ઉરે ઉછળાવજે!

શિશિરને હંફાવતી,
ગગનાંગણે છૂપાવતી;
શીતતા હરી,
લલિતા ભરી;
જગને વસંત દીપાવતી,
રસ ચેતને જો! દિવ્ય જ્યોતિ ઝળહળી,
તરુ, પલ્લવો, કૂંજો, લતાને કળ વળી;
ઉત્સાહ નૂતન પૂરવા, મધુરવ તહીં રેલાલજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂંજનથી, મૃદુતા બધે ફેલાવજે!

સાહિત્ય સંગીત અંગનાં,
ગુંજારવો હા! ભૃંગના;
મધુરસ ભરે,
રસબસ કરે,
કલરવ મીઠા વિહંગના,
આશિર્વચનથી સૌ વસંત વધાવતાં,
નિજ રવથકી સ્નેહાર્દ્રભાવ જગાવતાં;
કવી સ્તોત્ર દિવ્ય વસંતનું, ત્હુજ ઉર્મિઓ ઝળકાવજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂંજનથી મનુહૃદયને ચળકાવજે!

પ્રેમી અરે! રીબાય છે,
અંતર દુઃખે દુભાય છે;
નીર ખુબ ભરી.
નયને , ઝરી;
કુમળાં હૃદય કરમાય છે!
આશા નિરાશા મધ્ય પ્રેમી લટકતાં,
ઝખ્મી જિગરમાં દુઃખ કંટક ખટકતા;

દુઃખી હ્રદયના દુઃખના સંતાપ ત્હું વિસરાવજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂજનમાં, પ્રણયાર્દ્રતા પ્રસરાવજે!
મુદ અમ હ્રદયમાં છાઈ દે!
સંગીત રસ બસ પાઇ દે!
મધુરવ ભરી,
અમીરસ ઝરી;
આનંદકેરી વધાઈ દે!
સૌ જનહ્રદયને પ્રેમપાન કરાવીને;
ત્હુજ ટહૂકડે શાન્તિ અનેરી ધરાવીને,
સ્વર્ગીય મંજુ સ્વરથકી, જગમાં મધુરતા છાવજે!
પ્રિય કોકિલા! ત્હુજ કૂજનથી પ્રભુતા પ્રકાશ પ્રકાશજે!



૭૦

સ્વ. આણુશંકર પ્રેમશંકર શાસ્ત્રી:

# ચિત્તસ્વભાવ

(કાન્તમાલા માટે મોકલનાર રા. રા. અમૃતલાલ આણુશંકર વૈદ્યશાસ્ત્રી)

( ૫૬ )

હરિણુ મન મારૂં રે ભવાટવીમાં ભટકે
સદ્ગુણથી બાંધું રે ત્યાંથી પાછું છટકે ! ધ્રુવ.

યૌવનનું અંધારૂં ભારે તેમાં શું દેખાય ?
સન્મારગને સાવ તજીને વિષય વિષે લપટાય
હરિણીની સાથે રે રમે લાખો લટકે ! હરિણુ૦

મૃગતૃષ્ણા દેખીને તરસ્યું જળ પીવાને જાય
હડિયું કાઢી હેરાન થતાં પણ પાણી ક્યાંથી પીવાય ?
હજી હડકાયું રે જુવો ને ક્યાં અટકે ! હરિણુ૦

લીલું ખડ દેખી લલચાણું આંખ મીંચીને ખાય,
પાણી વિનાના ઉંડા કુવામાં પડતાં પછી પસ્તાય,
વેલાને વળગી રે અધર ઊંધું લટકે ! હરિણુ૦

મારે છલંગ નિસરવા બાહિર તેમ વધૂ સપડાય,
કોટિ કંટક કાયામાં ભાગે થાય પીડા હાય હાય !
સુખ ક્યાંથી પામે રે-કાંટા રગ રગ ખટકે ! હરિણુ૦



૭૧

રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરઃ

# વિરહનું આંસુ

( પદ )

ક્યાં ય ઉર થરપે* નવ મ્હારું, રે પ્રભુ, હું તે કેમ જિગર ઠારું !

ઝરમર ઝરમર આ ઝરી ર્‌હે છે વાદળિયું ઉર ભોળાં;
મંદ મંદ ગતિ રમે અનિલ આ એકલ વળી મળી ટોળાં:– પ્રભુ૦ ૧

કૂજે કોકિલ ઘડિ ઘડિ વિસમી અધિક અધિક રઢિયાળું;
મ્હોર ફળી-ફુલ સ્નિગ્ધ વેલ તરુ વ્હે ન વહે મદ વારુ:– પ્રભુ૦ ૨

સંધ્યા, તુજ આ ભભક અનેરી ચમક જ ઘેરી ચલાવે;
સુતનુ કુરંગી વત્સશું ગેલતી સ્મૃતિસણકા સળકાવે:– પ્રભુ૦ ૩

હાય ! દિવસ આવો જ હતો એ સાંઝે આમ ખીલી'તીઃ
**અમે** ચાંદની તે પછી ઉજળી નદીવાંકે પીધી'તી:– પ્રભુ૦ ૪

છે એ સંધ્યા, નદી, બગીચો, એ જ કુરંગી, કોકિલ;
એ સૌંદર્યઅમી પણ–**જાતાં** એક–બન્યું વિખ કાતિલ !
પ્રભુ હું તે કેમ જિગર ઠારું રે ક્યાં ય ઉર થરપે નવ મ્હારું! ૫

---

* ટિપ્પણ. પૂના, ૧૯૧૭; ફાગણ માસનું માવઠું સહવારે કરાં સાથે, પાછલે પ્રહરે અને લગભગ સંધ્યાકાલ સુધી શ્રાવણના સરવણિયાં જેવું.

**થરપે**, તૃપ્તિ પામે. કાઠિયાવાડી ભજનોમાં આ શબ્દ જોવામાં આવે છે; કદાચ ટેકની આખી લીટી પણ જૂની હોય.—મદ, આમોદ; **વારુ**, રુચિકર; **સાંઝે**, સાંઝ પણ.

૭૨

કવિશ્રી ભાલણ:

# કાદંબરીમાં પ્રકાશતો અનુમરણનો ઉત્સાહ.

(કાન્તમાલા માટે મોકલનાર રા. રા. કેશવલાલ હ. ધ્રુવ)

(પદ)*

ચંદ્રાપીડ દીઠૂં ગતપ્રાણ, પૃથ્વી પડિયૂં મૃત નિર્વાણ.
દેખી સહસા 'આ શૂં?' કહિ, ધ્રૂજિ તંન, વિરહિ વપુ દહિ.
ગૂંધિ મુખિ પડિ તે જિહાં, મદલેખાઇ ઝાલી તિહાં.
પત્રલેખા જોઇ અડવડી; મૂર્છા ખાઈ અવનિઇ પડી.
મદલેખા ઇ કરિ આક્રંદ; દીન ધામણી દીસિ મંદ.
'હા હા નાથ?' કરી નિ રોય; સ્વામીના મુખ સાહામૂં જોય.
કાદંબરીનિ વલી સાન. નિશ્ચલ મૂઢ થઈ રહી સ્થાન.
રાના મુખ ઉપરિ મુખ ધરી સ્તંભી દૃષ્ટિ રહો સુંદરી.
નીસાસુ જાણી વીસર્યું અથવા ક્રોધ તે ઉપરિ કર્યું.
અરુણ વદન જાણી શૂં શશી રાહુ રહ્યુ છિ પૂરણ ગ્રસી.
પરશુઇ છેદી વલ્લી જિમ, અધરપલ્લવ કરમાણા તિમ.
જાણી શૂં લિખી પૂતલી, સ્ત્રીની ચંચલતા ઇ ટલી

એ દેખી સખીની રીતિ મદલેખા ઇમ બોલી પ્રીતિ.
બોલી, સખી! કાં થઇ અચેત? અકસ્માત કો વલગુ કેત?
નવિ બોલિ. આંસૂ નવિ પડિ. ઠીણુ જાગ્યુ તુઝ હઇઅડિ.
ફાટિ અતિશિ ભર્યૂં તડાગ, તિમ ફાટશિ તે સહસ્રિ ભાગિ.
એહ સાંભલી મદિરા માર. ચિત્રરથ જીવી શૂં કરિ?
કુલ બેહૂનાં, જાણજ્યુ, નથી, તૂંહ્નિ ઘણૂં શૂં કહીઇ કથી?

એહવાં વચન હૃદય માંહિ વસી કાદંબરી બોલિ કાંઇ હસી.
ગિહિલી! એ શી કિહિ છિ વાણિ? હૃદય કિહાં ફાટિ પાષાણ?
વજ્રસાર એ કિમહિ નવિ દ્રવિ; કોટિ પરિનાં દુઃખ અનુભવિ;
જે જોઇ આ દુઃખની ઝાલ સહસ્રખંડ ન થયું તતકાલિ.
જીવિઇ તેહનિ માત નિ તાત; મરવૂં તુ કુહુ નિ શી વાત?

---

* રાગ વિરાડી, એકતાલી તાલ.

સહીરો આત્મા નિ પરિજન મરતાં સંભારવાં નહિ મંન.
પામ્યૂં વલ્લભ તણું શરીર એ આધાર ધર્યું ચિત ધીર.
જીવંતાં તુ સુખસંભોગ, મુઇ અનુમરણસંયોગ,
તે હૂં પામી છૂં એકાંતિ બહુ પ્રકારિ દુ:ખની શાંતિ.
માહારિ અર્થિ આવતાં રાય પ્રાણ છાંડિયા; મેહેલી કાય.
ભાર એ વહુ મુઝ શિરિ ધર્યું; માહારુ આત્મા અતિ ગુરુ કર્યું.
જુ હૂં હવિ સદન આદરૂં, તુ તાં આત્મા હલુક કરૂં.
પિઊનિ સ્વર્ગિં ચાલતાં માય ! રોઊં તુ અપશુકન થાય.
સુરપુરિ જાતુ જોઈ નાથ હૂં હરખિ જાઉં છું સાથિ.
આનંદની વેલા જુ ઇમ, ઉચ્છવ માંહિ રોઊં કિમ ?
હવડા શૂં રોવાનૂં કાજ ? સઘલાં દુખ ગયાં મુઝ આજ.
માહારિ અર્થિ છાંડયા પ્રાણ તે સાથિ કરવૂં પિયાણ;
તુ તિ શું ગિહિલૂં એ કહ્યૂં ? રોવૂં મુઝ મન માંહાં નવિ રહ્યું.

( ૫૬ )*

આજ જીવવૂં તેહ મરણ રે, મરણ તે જીવિત જાણ,
સ્નેહ કાંઇ મુઝ શૂં હુઇ તુ તે એણી પાર આણ,
માહારુ વાહાલુ હો એકલુ પરિ જાય ?
જીવી શૂં સુખ ભોગવૂં, જુ એહનિ સૂંપ્યૂ કાય ? ધ્રુવપદ.
તુ તૂં તે પિરિ કરજે, બાઈ, જમ માત નિ તાત
માહારિ શોકિ પ્રાણ ન છાંડિ; તેહવી કિહિજુ વાત; માહારુ૦
સહીરો પરિજન જે ધરી આવી સૂનૂં દેખી નિ રોય,
તેહવી પરિ તૂં કરજે, બાઇ, દુ:ખી ન થાઇ કોય. માહારુ૦
આંગણિ આંબાવૃક્ષ સુત જે, સજની, થન માંહાં ધરજે;
માધવી લતા સંઘાતિ તેહનુ વિહિવા ચીંતઈ કરજે. માહારુ૦
ચરણ તલિ મિં અતિ લડાવ્યુ અશોક સુંદર વાન;
કાનિ ધરવાનિ પણિ અર્થિ રખે ચૂંટુ એક પાન. માહારુ૦
માહારી ઊછેરી માલતી, તેહનાં પુષ્પ જ જેહ,
દેવાર્ચનનિ અર્થિ લેજ્યો અવરિ મ લેશુ તેહ. માહારુ૦
આમ્રવૃક્ષ જે સ્વિઇ મિં રોપ્યુ, એહનિ પાણી દેજ્યો;
ફલ થાઇ તિમ યત્ન જ કરજ્યો; તેહ તણુ ફાલ લેજ્યો. માહારુ૦
મંદિરિ માહારિ જે ઊશીસિ કામ તણા પટ મૂઢ,
તે લેઈ નિ કાઢી નાંખજ્યો. હૂં અ રાખતી ગૂઢ. માહારુ૦
પંજર માંહિ જે શુક સારિકા કાલિંદી પરિહાસ,

* રાગ વિરાડી, ચતિ તાલ.

એ બાપડાંનિ મેહેલી દેજ્યો. ઇચ્છાં જાઇ વનવાસિ. માહારુ૦
નકુલિકા નામિ જે હરણી સૂતી મુઝ ઉચ્છંગિ,
તેહનિ તૂં ખૂલિ બઇસારે. અતિ છે સુંદર અંગ. માહારુ૦
બાલ હરિણ મિં જે પાલ્યુંતુ, મેહેલુ કિહી તપોવંન.
હંસ મરિ નહિ તિમ મેહેલજ્યુ સર વાપી જલ ઘંન. માહારુ૦
ક્રીડાપર્વત જે તાં માહારુ, કરજો તાપસ શર્ણિ.
બ્રાહ્મણનિ તાં દાનિ આપજો, માહારાં જે આભર્ણ. માહારુ૦
વીણા માહારી અતિ જે વાહાલી, તે તૂં ધરજે, બાઇ.
યથાયોગ્ય વિહિચી નિ આપજો, બીજી જેહ સજાઇ. માહારુ૦
હૂં આ દેહનિ ચંદન ચરચી સારી સવિ શણગાર
વાહાલાનિ કંઠિ વલગી નિ મેહેલૂં અગ્નિ મુઝારિ. માહારુ૦

૭૩

રા. રા. "મજનુન":

# છેલ્લો ચુકાદો

( ગઝલ )

આજે ગણી ત્હારી કૃપાનું પાત્ર હાથ હવે ગ્રહે છે !
વીતી ગયેલી વાતની યાદી હજી આ દિલ દહે છે.

ત્હારી કસોટીના બધા દરિયા તરી હું પાર આવ્યો !
એ ઝુલ્મની ફરિયાદ કરવાનું હવે બાકી રહે છે.

ભોળા બિચારા આશકો, શતરંજના લાચાર પ્યાદા,
ત્હારા તરંગી દાવમાં કદમે કદમ જખમો સહે છે.

આશા નિરાશા એક કરી એ રાહમાં હું યે ભમ્યો 'તો,
સ્મરણો થતાં તેનાં હજી આ નયનથી ઝરણાં વહે છે.

× × × ×

પાંપણ હલી સ્મિત વિસ્મયે છેલ્લો ચુકાદો દાખવે છે:—
**એ આશકોની રીત–લો ! એમાં મ્હને તું શું કહે છે !**



૭૪

રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદારઃ

# રમણીય બચપણ

( અનુષ્ટુપ્ )

નદીની ભેખડો સ્હામે, ઝૂંપડી એકલી હતીઃ
આંગણે રમતી બાલા, નાચતી ખેલતી હતી.

( વસંતતિલક )

સંધ્યા સલૂણી, કંઇ તારલિયા ઝગે છે,
" પી, બાપુ! પી, " શ્રવણ એ અથડાય શબ્દઃ
ન્હાનુંક એક દીસતું 'મૃગલું રૂપાળું',
ને પાસ છે રમતિયાળ કુમારિકા એ.
અંગાંગ કોમલ, સુકોમલ શીંગડીઓ,
ખાતું હજી નવલ કુંપળ મંજરીઓ;
ન્હાનો હતો કુસુમ-મંડપ ત્યાં લતાનો,
બાંધ્યું થડે ઘુઘરીમંડિત દોરડીએ
બાલા નીચે નમી પછી પગ ટેકવીને
મ્હોંમાં ધરે કવલ ભોજનના ધામેથીઃ
પંપાળતી દિલ લીસું કર -ફેરવીને,
ભાંડુસમી પરમ વ્હાલ થકી જમાડે.
એ આમ વ્હાલ ભરી જ્યાં ખવરાવતી'તી
પેલું કુદે ઘડી ઘડી પુંછડી હલાવીઃ
'પી, બાપુ! પી' ફરી વદી મધુરી મિઠાશે,
ને રાન રમ્ય રટતું ફરી બોલ હોંસે.
ખાલી કરી જલ બધું જતી'તી જ બાલા,
વાંકાં નચાવી તિરછાં દૃગ લોલ દીર્ઘઃ
થોડાં ભરી ડગ વળી અટકી ઉભી એ,
ઘેરા અગમ્ય સુખભાવ તરી રહ્યા કૈં.
કૈં બ્હીક, કૈં ફિકરથી ગભરાઇ ભોળી
પાછી ફરી હરિણ પાસ ઉભી અધીરીઃ
લૂછી ગરીબ નયનો નિજ પાલવે ને
ખોળા મંહી લઇ પુછે મૃગને દયાથીઃ—
" શું થાય બાપુ! કંઇ બોલ, ત્હને શું થાય?
કાં દોરડી પ્રતિ પળે તુજની તણાય?

અસ્વસ્થ છું ? તૃણ નથી અથવા જ લીલું ?
શું થાય આજ, કયમ છે મુખ વ્હીલું વ્હીલું ?
તું આવ એશ, દિન એ ભુલી તું ગયું કે-
બીજાં હતાં ઘણુ બહુ તંહી ટેકરીએ:
ત્યાં મેં દીઠું દુર થકી તુજને પિતાએ
તું એકલું ભટકતું હતું જ્યાં નમાયું !
લાવ્યા ત્હને ઘર ભણી અનુકમ્પથી ને
( તુજ ધન્ય એ દિવસ હો! ) મુજનું થયું તું !
તો કાં પછી અહીંથી આથડવા જવું છે ?
વા કૈંક ઓછપ દીસે મુજ શુશ્રૂષામાં ?
જોને ભલા ! દિવસમાં ત્રણ વાર લાવું,
પાસે વહે ઝરણ ત્યાં થકી નીર ચોકખું:
દુર્વા તુષાર ભીની તું ફરતું ચરે જ્યાં,
હું લાવતી ગરમ દૂધ તણો કટોરો,
હાવાં થશે તુજ બધાં બલવાન ગાત્ર
જોડીશ ત્યાર પછી હું મુજ ગાડલીએ:
ઓરાડીને ઝુલતી એક પછેડી અંગે
જોવા જવા નદીતટે ઉગતો દિનેશ.
કાં તું અધીર-ઉદગ્રીવ બની જુવે છે ?
માની સુંવાળી હુંફ-સોડયજ સાંભરી છે
તોફાન કે ગગડતી વરષા—ઝડીના
કે કૈં બીજાં સ્મરણથી હબકી જતું તું ?
મા બ્હીશ, બાપુ ! નહીં બાધ કરી શકે કૈં;
તું છું સુરક્ષિત અંહી ઝુંપડી નજીક:
કાં આરડે ? પ્રતિપળે કયમ દોર તાણે ?
સુઇ જા, સ્હવાર પડતાં ફરી હું મળીશ,"
–એવે પ્હણે અરર સિંહ કરાલ કાળ!–
ઓ ગર્જના થકી અરણ્ય બધું ધ્રુજે છે !
ઘાયેલ સિંહ અહીં-ત્યાં વિફર્યો ફરે છે,
ને કૈં શિકારી તણું ઝૂંડ પુઠે પડયું છે.
"એ આવશે, અરર બાપ ! પ્રભુ બચાવો !"
એ એકમેક વળગે, ધરી બાથ કંઠે:
બાલા છળી, મૃગલું બ્હીકથી થરથરે છે
બંને લપાય મુખ ઢાંકી જ ઓઢણીમાં.
એવે થયો સુસવતો શરનો ઘસારો,
ત્રાડી પડયો ઘૂઘવતો વનરાજ સિંહઃ

ઝૂમો બધી વનમહીં ઘડી મ્હાંય ફેલી
ને પાછું ત્યાં થઇ રહ્યું સહુ શાન્ત શાન્ત !
આકાશમાં ચમકતી હતી ચન્દ્રલેખા,
ચોપાસ શાન્તિ નભથી વરસી રહી છે;
ત્યાં કામઠી લઇ ખભે હતું આવતું કો
જ્યાં એકમેક વળગ્યાં ધરી બાથ કંઠે.
ઢંઢાળીને કહ્યું, " અલ્યાં ! ક્યમ બ્હી ગયાં છો ?
હું જાણું કેમ અહીંયાં બહુ વાર લાગીઃ
ચાલો હવે, વન થકી સહુ ભો ગયો છે,
ચાલો હવે ઝુંપડીમાં જઇએ નિઃશંક. "
ચાલ્યાં ત્રણે વિતકની કરતાં જ વાતો,
સૂતાં નજીક કરી તાપણું ત્યાં હુંફાળુંઃ
બાલા અને મૃગની એક પથારી કીધી,
કિન્તુ હજી ઉંઘ મહીં ચમકી ઉઠે એ.
ઉગ્યું સહવાર નવચેતન અર્પતું કૈં,
જાગ્યું બધું વન અને મૃગ બાલિકા યે;
ગૈ રાતની બ્હીક સમૂળી ભુલી ગયું છે,
ચોપાસ ત્યાં કુદતું એ દુરવા ચરે છે.

( અનુષ્ટુપ્ )

ધરે ના કોઇની ચિંતા, મૃગ તો દોડતું થયું;
બાલાના સ્નેહવાત્સલ્યે, સદ્ય મોટું થઈ ગયું.



૭૫

રા. રા. મૂલશંકર હરિનંદ કવિ :

## જેમાં નિર્દોષ ચમકશોભા ભૂલી પડી પ્રકૃતિખોળે રાત ગાળે છે અને સ્હવારે પાછી માતાને જઇને મળે છે.

એક મનહર સાંઝ ઉતરતીતી,
રવિકરસુરખી ઉર ધરતીતી,
સુરધુનિઝણુ ઝરમર ઝરતી ઝરતી.
આકાશે તરવરતીતી.
એક પંખિણી કલરવ કરતીતી,
મધુભર તરુવર પર ફરતીતી,
સુકુમાર મુકુલગોટા સરખાં મધુરાં
નિજ બચલાંને અનુસરતીતી.
એક અનિલલહર ફરફરતીતી,
વનફુલ પરિમલ પાથરતીતી,
શીતલ સ્પર્શે સ્પર્શે શ્રમ હરતીતી,
વસુધા પર વિસ્તરતીતી.
એક લલિત સરિતા સરતીતી,
રેતીપટ પર પસરતીતી,
વાયુ વેર્યાં તટકુસુમો
નિર્મલ જલવેણીમાં ભરતીતી.
તે વેળા નાજુક ચમકશોભા ફરતીતી,
ડગમગ ડગમગ ડગ ધરતીતી,
નદીમાં છબછબિયાં કરતીતી,
આછે જલે ઉતરતીતી.
એક માછલી જલમાં તરતીતી,
બાલા ફરતી તરવરતીતી,
હસતી હસતી ગ્રહવા ધસતી
અવર પલ બાલા વિસરતીતી.
એક મીઠી વેલ પમરતીતી,
આછી ફુલવૃષ્ટિ ખરતીતી,
ફુલ ખોબે ભરતી ભરતી બાળા
મૃદુતર જલપર છાવરતીતી.
એક છીપ નદીતળમાં ચળકે,
જળખળકે રંગઝરા ઝળકે,
હલકે હાથે લે સુકુમારી,
પલકે પલકે મુખડું મલકે.
છીપ જલફુલ સહ વાતો કરતી
વળી વાળુની મૂઠી ભરતી
હલતી હલતી વાવલતી
નચવતી મુખ તેમ તેમ અલકવેણી ઝૂલતીતી.
ઉઠતી, પડતી, કૂદતી ફરતી,
ધરતી માને ચુંબન કરતી,
તાળી પાડી ખિલખિલ હસતાં,
ઓચિંતી મા સાંભરતીતી.
આતુર નજરે ચોગમ જોતી,
આવ્યાં નયને અમુલાં મોતી,
આઘાં પાછાં ડગલાં ભરતાં
ઘરનો મારગ ન શકી ગોતી.
ફરી ફરી માડીને સંભારે,
ઓ બા! ઓ બા! મુખ ઉચ્ચારે,
પોકારે વળી વળી,–શુણે કોણ પણ?
ચ્હડે કોણ એની વ્હારે?
થાકી જગજનનીને ખોળે
સૂતી બાળા હૈયે ભોળે,
નિદ્રાપંપાળે, તારા ચોકી કરે,
વનાંગનાઓ વ્યજન ઢોળે.

( અનુષ્ટુપ્ )

વિસ્મૃતિ તિમિરે ડૂબી સૃષ્ટિ સારી શમી ગઇ,
રાત્રી ઝમઝમી ચાલી મીઠે વ્હેને વહી ગઇ
વિમલ ચમકશોભાને આંચ આવી ન રાતમાં,
તાજા ફુલશી માતાને પુત્રી લાધી પ્રભાતમાં.

૭૫

૭૬

રા. રા. મનહરરામ હરિલાલ મ્હેતા:

# શારદાભુવન

( રાગછંદ )

અત્ર વાતાવરણ પરમ આનંદનું,
પ્રકૃતિ હસી રહી.
સર્વ કો વસ્તુઓ ત્યાગી માયાતણાં આવરણ
સચ્ચિદાનંદ રૂપે પ્રકાશે અહીં.
સર્વ છે જ્યોતિમય રહિત છાયા થકી.
સુંદર ગુલાબ ને મોગરા જૂઇ ને જાઇ ને
પ્રકટતાં નિત્ય સૌરભ અપાર્થિવ અહીં.
કોકિલા કૂજતી વિરલ સંગીત અહીં ઇશ્વરી.
અત્ર છે કો ન નિસ્તેજ કે દુર્બળો,
કો ન કદ્રૂપ કે કૂબડો, ૧૦
સર્વ સૌંદર્ય ને સતત યૌવન વડે યુક્ત
તેજસ્વી પાવક સમા.
નષ્ટ આશાતણી અહીં નહીં વેદના,
ફિકર ચિંતા અને હૃદય-ઉદ્વેગ ના,
અહીં ન સંસાર સંતાપ છે,
અહીં ન દારિદ્ર્યનૂં પાપ છે,
શોક કે રોગ નહીં,
કોઇ યમદંડનો ભોગ નહીં,
અલ્પજીવી જરાયુક્ત કો વ્યક્તિ નહીં;
પ્રકૃતિ અત્ર વર્તી રહી સર્વથા ૨૦
સર્વને સૌમ્ય મીઠી જનેતા સમી.
સ્વાર્થ કે લોભ નહીં,
ક્રૌર્ય કે ક્રોધ નહીં,
જુલ્મ કે જોર નહીં,
સર્વ છે દિવ્ય પ્રેમે ભર્યાં
સદય ઉદાર ઉર નિર્મળાં.
કામરૂપ ધારતા,
ઇંદ્રધનુ પર ચ્હઠી ગાન લલકારતા,
હસમુખા ખેલ ચંદા સહિત માંડતા,
મેઘના દલથકી કુસુમ વરસાવતા, ૩૦
ગિરિ ગણી ઊનકંદૂક ઊછાળતા,
ઉદધિ તોફાનને સાનથી ખાળતા,
અંતર અગાધને સહજમાં ફૂહાડતા,
અકળને કળી જતા, ગહનને ગ્રહી જતા,
અત્ર સૌ લોક સ્વેચ્છાનુકુલ વિચરીને
લૂંટતા પરમ આનંદને.

આગળ જતાં દીઠું એક સરવર તહીં.
પરમ સૌંદર્ય આ વિરલ સરવરતણૂં નિરખતો
હૂં ઊભો સ્તબ્ધ થઇ.
વિમલ જલ સ્થિર થયૂં મહત્ વિસ્તારમાં ૪૦
નિરખી નિજ મુખ રહ્યૂં નીલ આકાશ
નિજ રુચિર નક્ષત્ર નેત્રો વડે.
શીત કરમય શશી શુદ્ધ આ સલિલમાં
અચલ થઇ વિલસતો
સાધુના હૃદયમાં જ્યોતિમંડલ સમો.
શાંત નિષ્પંદ પાદપલતા,
અચલ સૌ કમલ સરવરતણાં.
સ્થિર થઇ હૂં ઉભો.
કૈં સમય વીતતાં શ્રવણ મ્હારે પડયા
અદ્ભુત અપૂર્વ મંજુલ સુરો વિરલ સંગીતના. ૫૦
મુગ્ધ થઇ હૂં ગયો તે તરફ.
એક દર્શન મ્હને પરમ અદ્ભુત થયું.
નીલ સરવર ઉપર
એક દીઠૂં અહા! અતુલ તેજસ્વી મેં નાવડૂં.
શારદી પુનમની મધ્ય રાત્રી થતાં
અપ્સરાના ગણે શુક્રતારા ધરી મોખરે
આ ઘડયૂં નાવને ચંદ્રકિરણો વડે.
તેમહીં મેં દીઠી
લલિત લાવણ્યની મધુર મૂર્તીસમી સુંદરી. ૬૦

વિમલ જ્યોતિવડે ઝળકતી, ૬૦
અપ્રતિમ ધવલ દિવ્યાંબરે ઓપતી,
વિલસતી શુક્તિસોહંત આ નાવ પર
અચલ હિમશૈલના શિખર પર શુક્રતારા સમી.
ગ્રહણ કરમાં કરી
મૃદુલ મુકુલો વડે સુરભિ નાજુક વીણા.
સતત કલ્યાણમય વચન ઉચ્ચારતા ઓષ્ઠથી
નિસરતા નિઃસ્વનો
પરમ મંજુલ પુનિત ભૈરવી રાગના.
શાંત સુકુમાર મુખ તાપસી
શોભતી પાર્વતીના સમી. ૭૦
દર્શન થતાં મ્હને આ મહાદેવીનાં
ઉભય કરજોડ વિધિયુક્ત કીધી વંદના.

મસ્તક ઉઠાવ્યું કે દશ્ય અદશ્ય આ
પરમ વિસ્મિત થઇ નિરખતો નિરખતો
પ્રેક્ષણીય પ્રદેશે હું આગળ વધ્યો,
એટલે એક દીઠૂં તહીં મંદિર મહાન મેં.
ભવ્ય મુખદ્વાર આગળ મુકેલા હતા
અદ્‌ભુત અપૂર્વ કૌશલ્યથી કોતર્યા
રક્તપાષાણના વિપુલ ગજરાજ બે.
અંદર પ્રવેશ કરતાં, દીઠાં ભીંત પર ૮૦
અપ્રતિમ ચિત્ર મેં માધવચરિત્રનાં.
એકમાં ગોળીને ફોડીને
ઉભય કરથી પીએ તક્ર નવનીત
સૌ બાળગોપાળ મર્કટ સહિત લાલજી.
એકમાં શારદી ચંદ્રમા ગગન મધ્યે ઉભો,–
રાસ યમુનાતટે
નંદનંદન કનૈયે રચ્યો.
ખંજરી ઝમકતી, ઘૂઘરી ધમકતી,
ચંગની સંગમાં મંજુલ મૃદંગ વળી ઢમકતી;
વાંસળી વાજતી, તાલ બહુ ગાજતી, ૯૦
ગીત મનહરણ મનમોહિની ભાખતી;
તેમહીં પરમ પ્રેમાળ વ્રજબાળ સહ
લાલ ગોપાળ દઈ તાલ થઇ થઇ રમે રાસમાં
એકમાં પરમતત્ત્વજ્ઞ શ્રી કૃષ્ણ ભગવાન
રથ હાંકતાં યુદ્ધમાં
પાઠ દે પાર્થને તત્ક્ષણપ્રાપ્ત કર્તવ્યના.
આમ આ ચિત્ર અહીં ભીંત પર ચીતર્યાં,
હેમ ને રજત વળી વિવિધ રંગે ભર્યાં;
કલ્પનામય કલાકારના હૃદયના ૧૦૦
હોંસરાગે પુર્યાં,
ભભકતા માનુષિક સર્ગશક્તિ તણા
વિજયના વાવટા!
આગળ જતાં ગયો રંગમંડપ મહીં,
કૃષ્ણલીલાતણાં વિવિધ જ્યાં અદ્‌ભુતો
કોતરેલા મહા બાર સ્તંભો ઉપર
વિપુલ ઘુંમટ હતો.
રુચિર ઘુંમટ તણા ઘેરમાં
કોતરી અતુલ કૌશલ્યથી
વિરલ વ્રજનાર નટવરતણી ૧૧૦
રાસલીલા હતી.
કોતર્યું પુષ્પ સિત કમલનૂં મધ્યમાં,
તે થકી લટકતૂં
શતશતસહસ્ર વાટોતણી જ્યોતથી ઝળકતું,
રજતની શૃંખલાએ જડયૂં
હેમનૂં એક ઝુમ્મર મહા.
રુચિર દર્શન પરમ ઉચ્ચ આરસ જડયા
રંગમંડપતણી મધ્યમાં
કૈંક બેઠા હતા
પુરુષ ઉત્તમ મહાત્મા મહર્ષિ સમા.
તંબુરથી નિસરતા ૧૨૦
ષડજમધ્યમતણા સતત ઝણકારથી,
અદ્‌ભુત વિરંગી સારંગીના
અપ્રતિમ મીંડમય મૃદુલ રણકારથી,
વિરલ લઘુ હસ્તથી વાજતાં
મંજિરા ને વળી મંજુલ મૃદંગના તાલથી,
વ્યાપ્ત સંગીત છાયામહીં
ધૂન ઊઠી રહી
રાગિણી રસમય વસંતની.

ઉત્તમ કવિત્વમય ભજન ગાઇ રહ્યા
ભક્ત તે પરમ ભક્તિતણાં. ૧૩૦
સન્મુખ વિરાજતી,
શ્રેષ્ઠ રત્નો જડિત [ સિંહાસને,
જર્જ્વલિત જ્યોતથી ઝગકતા સુઘટિત સુવર્ણ
ઉત્તમોત્તમ અલંકારથી સજ્જ, તે
અદ્ભુત અપૂર્વ સૌંદર્યમય
મર્તિ શ્રીકૃષ્ણ રાધાતણી.
અગરુ ચંદન અને મુષ્કના ધૂપની
ઉત્તમ ગુલાબ ને મોગરા પુષ્પની
મસ્ત પરિમલ સુપસરી રહી.

ભવ્ય આ લલિત ગૌરવભર્યું ભવન, ૧૪૦
પરમ માયામયી અતિ મનહરન,
વિવિધ ચિત્રો વળી ચારુ ચિતહરણ,
દિવ્ય સંગીત અતિ શ્રવણ સુખકરણ,
ભક્તિભાવે ભર્યાં ઉત્તમ કવિત્વમય ભજન,-
પંચ આ દિવ્ય સરિતાતણાં વિરલ સંગમ મહીં
સ્નાન કરતો પરમ પુનિત થઇ
અનુભવી સુખ રહ્યો શ્રેષ્ઠ હું
પરમ આનંદનું. ૧૪૮



૭૭

રા. રા. મોહનદાસ મકનદાસ મ્હેતાઃ

# પ્રેમસમર્પણ સ્મરણો: એક દિલ દિલની તવારીખ

( ગઝલ )

ઉછળતી બાળહરણી શી મધુર મસ્તી ભરી બાલા
જિગરમાં આ ફરી શું ગૈ, જરા તુજ ખેલ જોતી જા!
હતી મુજ કોઇ નહૈં કાલે, બની તું શું ગઇ આજે!
જીવનમાં આ ભરી શું ગૈ, જરા તુજ જીત જોતી જા!
જુવે મુજને છતાં જો નહૈં અને જોઇ રહે બીજે,
મગર મ્હારી તરફ છૂપા નઝરઝબકાર ઝબકી જા!
નદીતટ પર નિહાળું હું જતું પનિહારાનું ટોળું,
છુપી રહૈ ને ય ઝંખાવા ટુહૂ પંચમ ગજવતી જા!
કુણાં તાજાં ખીલેલાં ગુલ છુપાવી છેલ્લે લાવી,
પલક એકાંતની ઝડપી હસી મુજને અરપતી જા!
સહીયર–સાથ વીણો ફુલ નિહાળું હું બની મશગુલ,
'મઝાનાં!' કહું ત્યહાં તો 'લ્યો!' કહી ચંચલ હલવતી જા!
રહી દૂરે દૂરે મુજથી ધરે આખે ફરે ઘુમતી,
કરૂં ઊઠી જવા ત્યાં તો ઇશારે રોકતી તું જા!
કહી 'આ આવોૈ' તું વહીં જા વળી આવી વળી વહીં જા,
'અધીરા ઓય શું આવા!' કહી વળી ટોકતી તું જા!
હશે સઘળું ય જાણીને અગર હાલું? ન જાણી એ
રહે દિલ ગૂંચમાં ઝંખી જરા તો સાફ કહેતી જા!
બીજા બહુ બોલ બોલી રહે મગર તુજ પ્યાર બોલી નહૈં,
નથી બસ બોલવો એ, તો જરા ચુંબન તું દેતી જા!

× × ×

દીધું ચુંબન પ્રિયે તેં આ, દઇ દીધું બધું એમાં:
હવે 'નહિ, ના' કહી નાહક જિગરમાં ઘાવ તું કર મા!
ન ધર તું હાથ આ આડા, ન દિલડું વેગળું લઇ જા:
પરમ અદ્વૈત પ્યાલામા જુદાઇ કાંકરી ભર મા':
કહું હું તે કરે તું કુલ, છતાં આ આંખડી વ્યાકુલ:
દઇ દઇને હજી ડર તું? દિલે મુજ દર્દ એ ભર મા!
દિયે તું પ્રેમપરવશ જે ગ્રહું છું વાસનાવશ તે:
પ્રિયે રે! એવી શંકાએ કલંકિત તું મ્હને કર મા!

૭૮

નયન તુજ ઘેલું ને રમતું, છતાં છેટું નિભાવે તું:
દબી તુજ પોત ઉંડેરૂં, ખટક મુજ શીદ ના હર આ !
અડોઅડ આવીં બેસી ગે, છતાં આ ઉઠી ચોરી રૂહે:
પૂરો વિશ્વાસ જામ્યો નહૈં, ઉશુપ મુજ શીદ ના ભર આ !
અરપ આખું ય આ ઘડિએ જીવનભરની બને ઘડિ એ:
દઊં કુલ, ના લઊં જરિ યે પ્રિયે, લે છે વચન મુજ આ !
સુણી આ તું ખસી જરિ ગે, મોંઢું વાંકું હસી જરિ રૂહે,
ઉછળતી આવીં ભેટી રૂહે, વદી સંધું લીલા તુજ આ !
છુપાવ્યું છાતીમાં મુખડું,- સૌમતેથી શું શું ન ચુમ્યું
ચુમી ચૂમી ફરી ચૂમ્યું ગયો ભૂલી વચન ક્ષણુમાં !
ટળી શંકા, શમ્યા તર્કો, ખીલી અદ્ભુતની જ્યોતિઃ
ફરી ચૂકી જીવનનું તું મ્હને પૂરૂં સમર્પણુ હા ?

× × ×

પરમ સુખનો સમય આવ્યો સ્વપનસમ એ ગયો ચાલ્યો:
અચાનક તું ગઇ ઊડી પ્રભાતે પ્રેમજીવનના !
જતાં તું જે રહ્યો રસ તે રસે જીવન ગુજારૂં છું:
વીત્યા જુગ તો ય છે મધુરાં સ્મરણુ તુજ એ સમર્પણુનાં !



૭૮

રા. રા. રમણિક કીસનલાલ મ્હેતા:

## પધારો !

( પદ )

પધારો પ્રભુતણાં પ્રિય બાળ ! પધારો પ્રકૃતિનાં રસબાળ !

કમલ સરીખડું મુખડું જોતાં આવે સૌને વ્હાલ,
દિવ્ય લલાટે સૂર્યકિરણ શા ઝળકે ઝાકઝમાળ ! પધારો૦

સોનેરી ઝુલ્ફાં ઝુલે કંઇ અનિલતણે હિન્ડોળ !
નયનતારલા ગુલદલ વચ્ચે ચળકી રહ્યા વિલોલ ! પધારો૦

કોયલડીના સરખા મીઠા કાલા તમ મદબોલ !
વદને કંઇ કંઇ મરકલડાંનાં રસફુલડાં જ અમોલ ! પધારો૦

ને શી રીત જ વર્ણવી શકિયે દિલડું કુણું રસાળ ?
હૃદયકુંજ વ્હે ઝરણ સ્નેહનું પ્રફુલ્લ ઉર શરમાળ ! પધારો૦



૭૯

રા રા. રાજારામ રામશંકર ભટ્ટ:

## નિવાપોદક

( સોરઠની સુરખી )

સંદેહને વમળે પડ્યો જોઉં ચતુર્દિશ બ્હાવરો
છુટવા કરૂં જ્યાં મથન ત્યાં ચક્રે ચઢું વિણ આશરો;
કરૂં કથન એ આપત્તિનું નિર્ણય બતાવો કો ગુરુ,
નહિં તો નિરાશાસાગરે વિસ્મરણ—અંધારે પડું.

રાત્રે સુતો ભર ઊંઘમાં તો જોઉં મ્હારો પ્રિય મણિ
ઊભો સમીપે સ્નેહનિર્ભર કાન્ત વાણી ગણગણી
પણ મધુર સ્વર ઉઘડે નહીં; છે સુમનગુચ્છક હાથમાં,
તે દિવ્ય મિષ્ટ સુગંધમય અર્પી મ્હને લેઈ બાથમાં
ટપકાવતો નિજ નેત્રમાંથી અશ્રુ—તે અક્ષર થયા
પુછતા મ્હને–" કહે કલાપી ને કાન્ત ત્હારા ક્યાં ગયા ?"

મેં કહ્યું: " ઉભયે સાથમાં મમ હૃદયકોટરમાં વસે."
ત્યાં તુર્ત અશ્રુસ્નિગ્ધ પટ એ દૃષ્ટિપથ મુજથી ખસે:–
શું જગત આ તે સ્વપ્ન, કે શું સાચું એ સ્વપ્ન જ હશે ?

૮૭

રા. રા. રૂપશંકર ઉદયશંકર ઓઝા:

# નૂરે ખુદા

( ગઝલ )

ખુદાનું નૂર છો પ્યારાં: બિરાદર છો બધાં મ્હારાં:
જિગરથી ના કરૂં ન્યારાં: ખુદાનાં વારસો વ્હાલાં.
ભલે હિંદુ, મુસલમાનો, ભલે ખ્રિસ્તી, અહુર્મઝદી,
ભલે હો બુદ્ધ જિન ભકતો, બિરાદર છો બધાં મ્હારાં.
ભલે હો બાલકો છોટાં, ભલે સ્ત્રી, મર્દ, કે મોટાં,
ભલે પ્રાણી બીયાબાંનાં, બિરાદર સર્વ છો મ્હારાં.
ભલે હો રંક, કે રાણા ભલે ઘેલાં, ભલે શાણાં,
ભલે હો મસ્ત, મતવાલાં, બિરાદર સર્વ છો વ્હાલાં.
ભલે હો બૂતપરસ્તીમાં, ભલે હો ઇશ્કમસ્તીમાં,
ગમે તે હાલમાં વ્હાલાં, બિરાદર છો મ્હને પ્યારાં.
ભલે અડજો, ન વટલાશું: ભલે છેટાં ય તો યે શું:
ખુદાને બિસ્તરે ભેળાં બિરાદર કૂમળાં કાલાં.
ખુદા માનો, ન માનો યે: નથી તેની કશી પરવા:
ખુદાદિલતખ્ત રમનારાં બિરાદર છો બધાં મ્હારાં.



૮૧

રા. રા. વાસુદેવ રામચંદ્ર શેલતઃ

## રસિયાજીને આમંત્રણ

( રાસ )

ચોકમાં ખીલે છે ચારૂ ચાંદનીને રેલતો, પૂર્ણિમા પ્રફુલ્લ રમ્ય ચંદરે,
હો આવજો રસિયાજી રે.
નીતરેલ રેણુ સ્વચ્છ શારદી સોહામણી, વાતો વાયુ લ્હેર શી સુમંદ રે, હો આ૦
સ્નેહના સુધારસે સિંચેલ સૌ સાહેલડી, સૌખ્યથી સુહાગી સર્વ સાજ રે, હો આ૦
પ્રેમને કૃપાપીયૂષથી ભરેલ ગોપ સૌ, લાવજો સખાનો સૌ સમાજ રે, હો આ૦
મહિડાંની ગોરસી અમીરસે ભરેલ છે, લ્હાઇશું સુમિષ્ટ એની લ્હાણ રે, હો આ૦
માણશું એ પ્રાણપ્રિય ! સ્નેહની ઉજાણીઓ, પીશું પાઇને પીયૂષપાન રે, હો આ૦
દોહીશું નવીન દૂધ પ્રાણને પીવાડવા, વ્હાલમા ! અમારે ઘેર ધેન રે, હો આ૦
સૌમ્ય સ્નેહ-દૂધડાં અમીની ધાર સિંચશે, ચેતના જગાવી ચારૂ નેન રે હો આ૦
મિષ્ટ કર્ણપ્રિય પ્રાણ છેડજો સુધાભરી, મોરલી સુરીલી શી મધુર રે, હો આ૦
સર્વના સુભાગ્યની સીમા છે સ્નેહી સાથમાં, પ્રાણ છો કૃપાલ ! જીવન-નૂર રે, હો આ૦
સ્નેહના સૌભાગ્યચંદ્ર, કુંજના કલ્લોલરાજ ! રંગમાં રમીશું રમ્ય રાસ રે, હો આ૦
કોડથી ભરેલ આજ આવી સર્વ ગોપિકા, વ્હાલમા ! ન મૂકશો નિરાશ રે, હો આ૦
આંગણે અમારે આજ પ્રાણને નિમંત્રવા, ઉરમાંહી ઉછળે ઉમંગ રે, હો આ૦
પ્રેમ-પૂણ્યથી પુનિત પ્રણયને પધારવે, વ્હાલમા ! વહેશે મોદ-ગંગ રે, હો આ૦



૮૨

૨૧. વિજયાલક્ષ્મી ત્રીવેદીઃ

# અમારી લગ્નતિથિ

( શિખરિણી )

સખી, આજે મ્હારા લગનવ્રતની મંગલ તિથિ,
દીધાં'તાં આજે મેં ઉર મન તને સર્વ અરપી;
લીધી'તી આજે મેં પ્રણયતપદીક્ષા અનુપમ,
સહર્ષે સ્વામીએ ગ્રહી'તી કર ભિક્ષા હું અધમ.
વડીલો સ્નેહીઓ–સ્વજન વળી વિપ્રો ત્યંહિ હતા,
હતી અગ્નિવેદી, રવિકિરણ તાજા જ ફુટતા;
કુંજંતો મૂકીને કર દૃઢ કરે મંગલ ફરી,
થતા મંત્રોચ્ચારો, જરિ નવ તદા અર્થ સમજી.
ફરી છું તે ફેરા પ્રિય પતિ સહે આજ ફરીને,
રવિ અગ્નિ સાક્ષે પુનરપિ બધા મંત્ર ભણીને:
પ્રતિજ્ઞાઓ મીઠી, દ્વય જીવનનૂં ઐક્ય મધુરૂં,
ત્રિયાઝરણીનૂં એ પુરુષનદમાં પૂર્ણ ભળવૂં:
વિયોગે બંનેનૂં પરસપર આકર્ષણ થવૂં,
વિલાસોમાં સાથે દિવસરજનીનૂં વહી જવૂં:
ન એ કૈં તે કાળે સમજી શકી'તી બાલહૃદયે,
ભણી મંત્રો આજે જડું છું ઉર તે હર્ષ જ સહે.
કરૂં આજે પાછી તન મન તણી પૂર્ણ શુચિતા,
વરૂં આજે પાછી પ્રણયમયતાની અધિનતા;
ચહૂં આજે પાછી પ્રણયિ ઉર કેરી જ મહતી,
પૂજૂં ને સંતોષૂં ભવભવ–પતિ ઈશ હરખી.
પ્રભો, દે બંનેને વિમલ મતિ, પ્રીતિ અચલ, ને
સદા યે સત્સંગો, દૃઢ રતિ સદા ઊર્ધ્વગમને;
દયાભીનાં બંને હૃદય કરજે, માંહિ વસજે,
બીજૂં તો શૂં યાચૂં, શિશુપણ શિશુનૂં સહી જજે.
સખી, સ્નેહે મેં તો હૃદયસદને નાથ જ પૂર્યો,
મળ્યો મુક્તિરૂપે, ભવ સકલ ભક્તિમય થયો;
સમર્પી સર્વે હૂં અધિકઅધિકૂં મેળવી રહી,
અહો આત્માકેરો સહચર અનેરો જીતી ગઈ.

---

૮૨

૮૩

રા. રા. વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી:

# અગતિ ગમન

( ઇંદ્રમાલિની )

ગરમ ઋતુ વિરાજે,
મધુર શિતલ સાંજે,
અનિલ લહર આજે કૈંક ગંભીર ગાજે,
કૈં ઘેનનું અંજન નેન આંજે.

મનહર ગિરિ ઓથે,
તરુવર કર ગુંથે,
નિંદર વશ હું માથે ખેલતાં વેલ સાથે,
ને વેરતાં પુષ્પ તુરંગ સાથે.

શિતલ રજનિ રાણી,
ધવલ રથ સુહાણી,
મધુર રસિક શાણી વાદળીમાં છુપાણી,
વદે ઇસારા સહ મિષ્ટ વાણી.

મૃદુલ અનિલ લ્હેરે
શ્રવણ રસિક ઘેરે
મધુર વચન કેરો અર્ક રેડે ઘણેરો,
આ કર્ણને અદ્દભુત ઠારનારોઃ—

"રસિક! રસિક! મ્હારા
ગિરિ ઉપર જનારા,
શિખર નિવસનારા!"—એમ ચૈતન્યધારા
કરે અભિષેક શરીર મ્હારા!

વિમલ મન થવાથી,
પુલકિત તનમાંથી,
પુરુષ પ્રકૃતિમાંથી,
રસિક પુરુષ ત્યાંથી-ખીણથી શ્રૃંગ-ત્યાંથી,
-ચંદ્રાતણાં શીતલ રશ્મિ સાથી,-
ઉપર ઉપર જાતાં,

પ્રદિપ તિમિર થતાં કે અવિચ્છિન્ન રંગે,
ઉચ્ચ–અવનત થાતાં એક–ભૂમિ અભંગે.

( અનુષ્ટુપ્ )

સામ્યાવસ્થા જીવાત્માની શાન્ત થૈને અનુભવું,
ભેદનો છેદ થાતાં ને અભેદાનંદ ભોગવું.

( દોહરો )

ઉર ઉરનો સંબંધ આ, જીવનો પરમની સાથ,
જડ શરીર જાણે નહિ ચેતન ચેતન વાત.
ઘોર તિમિર ચાલ્યું ગયું, અદ્ભુત પ્રકટ્યો ભાણ!
રસિલીને પગથાર હું પાથરતો આ પ્રાણ.
રસભાવિક રસિલીતણો, પ્રેમભગત આધીન,
ઇષ્ટ મિલન માટે સ્તવું, રસજલ ને રસમીન.

( પુષ્પિતાગ્રા )

અપિહિત સુખમંડલ, પ્રિયે! ક્યાં?
દૂર બુરખો કર, રેલ સત્ય ધારા!
ઉર વિનિમયથી નિરંતરાળા
રસવહને સુખ સૌમ્ય ઓજસાળાં!

૮૪

રા રા. વ્યોમેશ જનાર્દન પાઠકજી:

## તે કહેશો ?

કયમ પડે નાથ વિણુ ચેન મને તે કહેશો ?
કયમ રડે આજ મુજ નેન તે મને કહેશો ?
ક્યાં જડે હૃદયની શાંતિ તે જરી કહેશો ?
શું નડે કંઇની માંઇ તે મને કહેશો ?

નવ સૂઝે કામ ને કાજ કેમ તે કહેશો ?
નવ રૂઝે વિરહવ્રણુ કેમ હજી તે કહેશો ?
શું કરૂં નાથ વિણુ હવે જરા તે કહેશો ?
ક્યાં રોઉં બધું મુજ દુઃખ હવે તે કહેશો ?

શું સહુ પ્રેમીઓ દુઃખી હશે તે કહેશો ?
હું સહું તેમ સૌ સહે ખરે તે કહેશો ?
દુઃખી થતાં છતાં સૌ ચહે કેમ તે કહેશો ?
શું હશે પ્રેમમાં એવું કૈંક તે કહેશો ?

૮૫

ર. ર. "શાક્ત":

# દર્શન

( અનુષ્ટુપ્ )

માથે મધ્યાહ્નનો સૂર્ય તાપથી દીલને દહે,
સ્વેદથી આર્દ્ર કો પાન્થ નીસાસા નાખતો ભમે.

( દ્રુતવિલંબિત )

પ્રણયિની હૃદયે સ્મરતો હતો,
હૃદયને સ્મર તો દહતો હતો;
મૃદુલભાવભર્યોની સ્મૃતિ પૂર્વની
ભજવતી રસકેલિ પ્રિયાતણી.
વિવશ ચિત્ત થયું સ્મૃતિખેલથી,
વિકલ દેહ થયો રવિતાપથી,
ટહુકી કોયલ આમ્રઘટાથકી,
પથિક આત્મ તણી હરતી ધૃતિ.

( વસંતતિલકા )

વાયો ત્યહીં અનિલ આર્દ્ર સરિત્તટેથી,
દીઠો વિશાળ સહકાર ભરેલ મ્હોરે,
બેઠો જઈ વિવશ પાન્થ રસજ્ઞ પ્રેમી
જામી સમાધિ હૃદયે રસિકેશ્વરીની.

( મંદાક્રાંતા )

કામાવસ્થા અનુભવી હતી પૂર્વ ના આવી કો દી
જેમાં મૂર્તિ પ્રણયિનીતણી હોય આલમ્બને ના;
ગાળી ભેદો જગત ભરના વ્યાપી હૈયે સમાધિ,
ધીમે ધીમે તનમય થયું ચિત્ત એ તત્ત્વમાંહી.

( અનુષ્ટુપ્ )

રસલીન થતાં તે તો ભેદભાન ભુલી ગયો,
પ્રકૃતિરૂપને પામી શક્તિને શરણે ગયો.

( દ્રુતવિલંબિત )

ત્રિપુરસુંદરી ત્યાં કમલાનના
લલિત ભાવ ભરી અવકાશમાં
જગતના અવકાશથી નીકળી
મધુર મૂર્તિ રસેશ્વરીની સ્વયં !

વિશદ ભાલ પ્રભામય દેવીનું,
સુભગતા જગની તિલકે ધરે,
નયન નેહસુધા વરસાવતાં,
અધર મોહક, મૂર્છક, વર્ણ્ય ના !
ધવલ અંશુક છાદિત દેવીના
મદભર્યાં ઉરનો શું ભરાવ એ
મદનનો જિતનાર જિત્યાથકી
ગરવથી વિલસે શું પ્રભાવ એ ?
અલક પુષ્પ ભર્યાં, અભિલાષથી
પૃથુ નિતમ્બતણા સ્પરશે રમે !
કુસુમમણ્ડિત દેવી કવીશ્વરી
મધુર દર્શન ભક્ત દિલે દિયે.

( અનુષ્ટુપ્ )

દેવીના દર્શને મોહ્યો, આત્મભાન ભુલી ગયો
ભક્તિથી મોહીને દેવી, રસાસ્વાદ દઇ ખસે...

( વંશસ્થ )

કૃતાર્થ નેણે નિરખી રહી વદે
"સહીશ શી રીત વિયોગ દેવિ ! હું !"
કૃપાળુ દેવી કરુણાર્દ્ર કણ્ઠથી
સુણાવતી તત્ત્વ નિગૂઢ વિશ્વનાં !

( અનુષ્ટુપ )

"વિશ્વમાં સર્વવ્યાપી હું, ભૂતપલ્લવ પ્રાણીમાં
મૂર્તિ મ્હારી વસે તોયે સ્ત્રીલાવણ્યતરંગમાં
કલાથી રીઝનારી હું કલાધરો મને પ્રિય
સ્ત્રીને જે અર્ચનારાઓ, તે બધા ભક્ત માહરા
રસમાં રીઝનારી હું, આનન્દમય મૂર્તિ હું,
આનન્દ દૃષ્ટિથી દેખે, રસિકો કવિઓ મ્હને
પ્રેમને ભક્તિ હું જોઇ, રીઝું છું આજ તાહરી
અમોઘ દઉં છું દૃષ્ટિ, કલાઆનન્દની ત્હને !"

( પુષ્પિતાગ્રા )

પ્રમુદિત થઇ ને સુણી રહે એ
અનુભવતો કંઇ ભાવ એ નવીન.
અવિદિત ગતિથી સરે ય દેવી
અકલકલા કવિ એ રહે નિહાળી.

૮૬

રા. રા. શ્યામજી શવજી ભટ્ટ:

# વિદ્યા

( લાવણી )

અહા પ્રભાકર થકી અધિકી પ્રકાશમય પૂરણ વિદ્યા;
સૂર્ય ફક્ત છે બાહ્ય પ્રકાશક, અન્તર્બાહ્ય બધે વિદ્યા.
અમૃતમય કિરણોથી ઇંદુ બાહ્યતાપશામક સુખદા;
બાહ્યાભ્યન્તર તણા મૂલથી તાપ ત્રિવિધટાળક વિદ્યા.
સર્વભક્ષી પાવક છે તદપિ ન વિનાશક અઘનો જ કદા;
અમિત ભવો ભવકેરાં સંચિત પાતક ભસ્મ કરે વિદ્યા.
કલિમલહારક અઘમોદ્ધારક નદીઓ છે સુરસરિતાદ્યા;
પાવનને પાવન કરનારી પવિત્રતાસરિતા વિદ્યા.
અન્ન તૃપ્તિકર ગણાય તદપિ ક્ષણિક ફરજ નિજ કરે અદા;
અનંત જીવનની અગણિત પલ અખંડ તૃપ્તિકર વિદ્યા.
અમર નાશ પામે કલ્પાન્તે સુધાપાન કરતા ય સદા;
શ્યામસંસૃતિનાશક એક જ ચિદાનન્દરસ તે વિદ્યા.



૮૭

રા. રા. શ્રીપ્રસાદ ગિરિજાશંકર વૈદ્યઃ

# સ્થિતિભાન

( મંદાક્રાંતા )

ધાર્યું 'તું કે જગતમંહિ આ સ્વસ્થ સંપૂર્ણ રહેશું,
ધાર્યું 'તું કે કદિ ન મનમાં ક્લેશ નામે સહેશું;
ધાર્યું 'તું કે સ્થળ સ્થળ જઇ મીઠડી વાત કહેશું,
સંબંધીના સુહૃદગણના હાર્દના લ્હાવ લેશું,

ક્યાં છે કિન્તુ મનમંહિ અરે સ્વાસ્થ્ય-એ શાંતિ ક્યાં છે ?
સંબંધી ક્યાં ? સુહૃદગણ ક્યાં ? મીઠડી વાત ક્યાં છે ?
જ્યાં જોશું ત્યાં નજર પડતાં દ્વેષ ને ક્રૂરતા હા !
જ્યાં જોશું ત્યાં હૃદય બળતાં ક્લેશના ક્રારસામાં !

ભારે લાગે જીવન પણ આ, દિલ બનેલાં શ્રમિત,
દુઃખાગારે મગજ બનતાં માનવોનાં ભ્રમિત;
શોધ્યે પામે સુખદ પલ ક્યાં ? આત્મવત્સર્વ ભાસે,
પૂછે કોને પથ, પથિક જ્યાં આંધળા સર્વ પાસે !

રોવું ક્યાં જૈ ?–રુદન કરતા સર્વ જ્યાં ત્યાં નિસાસે,
ક્હેવું ક્યાં જૈ શ્રવણ કરવા કાન જ્યાં કો ન પાસે !
મૂગા મૂગા સહન કરવું એક બાકી રહ્યું છે,
સ્હેવાનું જ્યાં સકલ જનને,–સ્હેવું તે માણવું છે !

રોતા રોતા દિલ ભરીં સહુ એક સામાન્ય દુઃખ,
ક્હેતાં ક્હેતાં દિલ અવરને, એ બની જાય સુખ્ખ !
આવું આવું સમઝી મનમાં બાપડા માનવીને
સંતોખાવું નિજ દિલ મહીં ચેન કેન પ્રકારે !

પૂરાયાં છો અખુટ નિધિના કર્મના કોઇ શાપે,
સોંપાયાં છો તમસપતિનાં બાનડાં કોઇ પાપે !
હોમાયાં છો વિધિકુતમહીં દૈવના દુર્વિપાકે,
સ્હેવું તેથી ધૃતિ ધરીં બધું–તરફડ્યે કૈં ન પાકે !

સ્હેવાનું છે સકલ જનને વિશ્વમાં આયુ આખું,
જોવાનું છે અખુટ નિધિનું કર્મ કૌટિલ્ય આખું !
અંગારા યે વિધિહુતતણા શીત થાયે પછીથી,
આહુતિઓ પુરી થઇ જતાં દુઃખકેરાં હવિની.

ચાલ્યો જાશે તમસપતિ યે દિવ્ય જ્યોતિ પ્રકાસ્યે,
સંતોષાશે પરમ પ્રભુ યે પાપનો દોષ કાપ્યે;
એ ને એ આ જનહૃદય ત્યારે બધે શાંતિ જોશે,
એ ને એ આ જગમંહિ તદા સ્વર્ગનું સુખ્ખ હોશે.



૮૮

રા. રા. "સ્નેહરશ્મિ":

# અણુદીઠ જાદૂગર

(રાસ)

રજનીના ઓળા આવે, સાહેલડી! અંધકારના દૂર પડઘા પડેઃ
રુદનની વેણુ ક્યાંક વાગે, સાહેલડી! વિશ્વને ઉર શોકછાયા ઢળે. ધ્રુવ.

કંપે વાયુ વ્યોમ ને કંપે જગનું ઊર,
સાગરનાં જલ કંપતાં,
મ્હારૂં કંપે છે હૈયું આતુર, રે સાહેલડી! અંધકારના૦ ૧

ગાજે કાળાં વાદળાં, ગાજે કાળાં નીર,
ગાજે ગેબી ગીત કો,
મ્હને બોલાવે ગાઢું તિમિર, રે સાહેલડી! અંધકારના૦ ૨

કાયા થથરે બ્હાવરી, દીન થથરતું ઉર,
ચરણો થીર રહે નહીં,
મ્હને ખેંચે અણુદીઠ કોઇ દૂર, રે સાહેલડી! અંધકારના૦ ૩

દૂર-દૂર ત્યાં નાવડી આવે, સખિ! આ તીર,
મુજ કાજે ઊભી રહે,
કોઇ ખેંચે ગ્રહી મ્હને શીર, રે સાહેલડી! અંધકારના૦ ૪

સૂનું મ્હારૂં દીલડું, સૂની સાગરવાટ,
સૂની પણું છું એકલી,
નવ જાણું પણું કયે ઘાટ, રે સાહેલડી! અંધકારના૦ ૫

અદીઠ કો જાદૂગરે કરી કામણ તાણ્યું ઊર
અવર કશું ય લહું નહીં,
અહા! જાઉં છું દૂર દૂર દૂર, રે સાહેલડી! અંધકારના૦ ૬



૮૯

રા. રા. હરગોવિંદ પ્રેમશંકર 'કવિ:

# વહી જા

( ગજલ )

જરા તિરેછી તું તારી આંખ લગાવી વહી જા:
મુને વેચાણ તારો તું કરી, વ્હાલિ, વહી જા.
ઉછાળે ચંદ્રિકા આ રગ રમે દરિયાતણી જો—
અરે આ ટેકતા ખૂન ઉપરે રેલી વહી જા. ૧
ઉરે આસ્માન કેવા રંગ ઊમટતું મઝાના—
ઉરે મુજ રંગ નાજુક તુજ ઝમાવીને વહી જા. ૨
જમીં ને આસમાને આ રમાતી રાસલીલા—
મુને એ લીલમાં શામિલ બનાવીને વહી જા. ૩
ગુલે બુલબુલ લેટે ભાન ભૂલી કંટકોનું—
જહાંના કંટકો કાપી, સનમ, સુખ્ખે વહી જા. ૪
કમલ ભીડે છ હૈયે ભૃંગને સાષ્ટાંગ જોને—
મુને યે ઇશ્કજામે દઇ ડુબાડીને વહી જા. ૫
નિશો દે પાઇ એવો હોય હૈયે તું હિ તું—
મટે હું-છું-પણું આ, એ સબ્બક પઢવી વહી જા. ૬
જરા તિરછી તું તારી આંખ લગાવી વહી જા:
મુને વેચાણ તારો તું કરી, વ્હાલિ, વહી જા.

૯૦

રા. રા. હરજી લવજી દામાણીઃ

# એક હા !

( ગજલ )

મેં હજારો હા કહી છે, એક તારી હા નહીં ?
'ગર હા નહીં તો કંઇ નહીં,–એ તો કહે કે ના નહીં !

સમજાવતાં સમજે નહીં ત્યારે હવે હું શું કરૂં ?
લાખો વખત દિલને કહ્યું કે " એ તરફ તું જા નહીં "

દિલ આ રહ્યું, આ પ્રાણ છે, જે ચ્હાય તે લઇ લે ભલે !
હુજ્જત નકામી શું કરે છે—' આ નહીં ને આ નહીં ' !

તડપું છ હું ખંજર તળે બેરહમ તું એ તો કહે—
" ગભરા નહીં ! ગભરા નહીં ! ગભરા નહીં ! ગભરા નહીં ! "

હું ખુશનશીબી જાણને જો એમ પણ કીધું હતે—
" દુનિયા ભલે આવે બધી પણ એક આ **શયદા**× નહીં ! "



× આ કર્તાનું તખલ્લુસ હોવાથી કાળા બીબામાં છાપ્યું છે.

૯૧

૨૫. હરિસિંહજી રૂપસિંહજી રાવળ ( વરળ દરબાર ):

# અભિજ્ઞાન શકુન્તલા, અંક ૨ જો, વિદૂષકનો બળાપો

( કાન્તમાલા માટે મોકલનાર, રા. રા. સુનિકુમાર મણિશંકર ભટ )

( ૫૬ )

આહા ! પ્રભુ, તેં મને ક્યાં ફસાવ્યો જંપ જરા નવ મળતો ઘડી રે ! ધ્રુવ.

આ રહ્યો મૃગ, ને આ રહ્યું ડુક્કર, આ રહ્યો અહીં વળી વાઘ પડી રે !
આ વનથી વળી તે વન ભટકું, થાકયો હવે હું તો કાઢી હડી રે ! આહા૦

પાન પડીને સડી જે રહેલાં, ગંદાં એવાં જલ પીઉ બબડી રે !
તાપતણું વળી શું અહીં કહેવું, શરીર બધું આ રહ્યું તતડી રે ! આહા૦

જમવાતણા તો વળી અહીં વાંધા. પેટ ને મુખ રહ્યાં છ લડી રે !
તેમાં હતું વળી શું યે અધૂરૂં, નૃપને ધુતારી અહીં કો જડી રે ! આહા૦

ના ના હવે નહીં અહીંથી ખસે એ, મ્હેલ બધી તે તો રહે છો સડી રે ?
કામીજનોને દયા વળી કેવી, ભાઈ જુવો શા રહ્યા છ ચ્હડી રે ? આહા૦

રાતે ઘડી નથી નીંદરે લીધી, રાંડે લગાડી શું જાદૂછડી રે ?
હાય! હવે ના સૂઝે કાંઇ બારી, હેતુ અમે, દિલ રહ્યું ચચડી રે! આહા૦

( નૃપ પ્રવેશ કરે છે )

ઓ રે મ્હણે પણ ઝૂલતા આવે, નાખી કમાન ગળામાં વડી રે !
ઢીલાં કરી અંગ, હાથમાં દંડો રાખી, ઉભો રહું હું લબડી રે ! આહા૦

૯૨

રા. રા. હંસરાજ હરખજી પ્રજ્ઞાચક્ષુઃ

# પ્રભુને પોકાર

(પદ)

હરિ આવો રે...........
પ્રભુજી પધારો રે...........
તમારે ઘેર અંધારું ઘોર—
ખુણે ખુણે ખાતર પાડે ચોર! હરિ આવો રે! ધ્રુવ.

રાજ લુંટારો, સાજ લુંટારો, લુંટારો સ્વજનસમાજ,
રૈયત અણધણિયાતી કરીને માહાલો કિયાં મા'રાજ! હરિ૦ ૧

દાસજનો દરબાર બનીને ઓર ચલાવે દોર,
આપ વિના એ ઉદ્ધત કેરા કોણ ઉતારે તોર! હરિ૦ ૨

મોહસુરાનું પાન કરી કરી ઉન્મત્ત જાદવકુલ,
જદુપતિ જો જાતે ન પધારો,—દ્વારામતિ આ ડૂલ! હરિ૦ ૩

ઘર વળગાડયું ગળે વળી ભમવું આડું ને અવળું બ્હાર?
રખડૂ ગોડે[1] રમવાં હતાં તો શીદ માંડયો સંસાર! હરિ૦ ૪

ઉર સિંહાસન સૂનાં પડયાં, અભડાવે અસુર મંદિર,
ત્રિભુવનજ્યોત ઝગો તનડામાં, સઘ હરોજી તિમિર! હરિ૦ ૫

પુણ્યપ્રજા પટ્ટરાણી તમારી કરી રહી કલ્પાંત,
જ્ઞાનગુરુના બોલ ન માને ન કાને ધરે વેદાંત! હરિ૦ ૬

આવો પ્રભુ મુખ મોરલી વાતા મસ્તક ઝળકત મોડ,
દીન સ્વજન પર રીસ ન હોયે, **હંસ** * સ્તવે કરજોડ! હરિ૦ ૭



[1] ગોડે પ્રમાણે, પેઠે.

* કવિનું નામ પણ હોવાથી સહી તરીકે કાળા બીબામાં છાપ્યું છે.

૯૩

અ. સૌ. હંસા મ્હેતા:

## પ્રણયીને

( તોટક )

મુજને ગણતો પ્રિયજો પ્રણયી,
અભિલાષ વડે મુજ દ્રવ્ય તણી,
તદપિ પ્રિય સાગરને ગણજે
ધનવાન બહુ રતનાકર છે.

ગમતી મુજ સુંદરતા તુજને,
શશી કેરી પ્રભા વધુ સુંદર છે
મમજ્ઞાન તને કદી પ્રિય હશે
બહુ પુસ્તક જ્ઞાન તણાં મળશે.

મૃદુતા પ્રિયજો ગણતો મુજમાં
બહુ છે ફુલડાં મૃદુને કુમળાં.
મમ આત્મ વિના નવ પ્રિય કશું
અરપું તન ને મન દ્રવ્ય બધું.



૯૪

રા. રા. હિંમતલાલ જગન્નાથ પંચોળી:

# યૂસુફ-ઝુલેખાં

( ખંડ હરિગીત )

રજની રમ્ય વસન્તની
પ્રિય શશીકરને ગ્રહી,
આજ રસઘેલી બની,
શું ઊતરી રમવા અહિં ! ૧

ધવલ ઉજ્જ્વલ પટ ધરી
વ્યોમ—ઉર શી વિરમી
ગગનગંગા સ્મિતભરી,
આજે હયાત-ઝરા સમી. ૨

( શિખરિણી )

વહી જાતાં ધીમે ગહન સલિલો નીલ નદનાં,
શશીની જ્યોત્સ્નામાં સ્મિત અગણિતે શાં મલકતાં !
વહી ધીરે, મીઠી અનિલ લહરી શીકરભરી,
લડાવે વૃક્ષોને કુસુમિત લતા, વીજન કરી. ૩

( દ્રુતવિલમ્બિત )

સરિતતીર શશીકર ચૂમતું,
વઝીરમંદીર રમ્ય વિરાજતું.
ગિરિતણા ભ્રમમાં પદ પ્રેમથી,
સલિલથી સરિતા શું પખાળતી. ૪

( ખંડહરિગીત )

હેમ- દીપક- જ્યોતથી
ભુવન-અંતર ઝળહળે:
સ્ફટિક-નિર્મળ ભીંતથી
પ્રતિબિમ્બ કંઈ બિમ્બે ભળે. ૫

અમૂલ હિંડોળે તહિં,
ધવલ ચીનાંશુક ધરી,
શશિકલાશી નભમહિં,
બેઠી ઝુલેખા સુંદરી. ૬

તેજ ઉજ્જ્વળ અંગથી,
સકળ દિશમાં સીંચતો,
દીસતો યૂસુફ તહિં
ચન્દ્રા સમીપે શુક્રશો. ૭

દીનતા દાસત્વની
ના વદન ત્હેને કશી.
દુઃખ ઉરનાં અવગણી,
સૌન્દર્યરાશિ રહ્યો હસી. ૮

રૂપ અનુપમ રસભરી
વણ નિમેષ નિહાળતી,
કરુણ સ્વરથી સુંદરી
સુફશું કંઇ બોલતી. ૯

"'મિસરની ભૂમિ મહિં
આપણે મળશું ફરી.'
વચન એ સ્વપ્ના મહિં
મુજને કહી તેં છેતરી! ૧૦

તુજ વચન—વિશ્વાસથી,
હું અહીં આવી રહી,
પણ વઝીર—ઉરશું રતિ
મુજ ઉરમાં પ્રકટી નહિ. ૧૧

( વસન્તતિલક )

આરામ એક ઉરથી ઉરને મળે જો,
થાયે પ્રસન્ન કયમ અન્ય સમાગમે તો?
ખીલે સરોજ યદિ સૂર્ય—કરાંગુલિથી,
તેની શશીકર વિશે કદિ થાય પ્રીતિ? ૧૨

( ખંડહરિગીત )

વિભવની નવ ન્યનના
સુખભર્યા ઘરમાં અહીં;
પણ વિયોગ—દરિદ્રતા—
આ શૂળ શી સાલી રહી. ૧૩

જીવનના અંધારમાં
આશ એકે ટકી રહી.
આજ તુજ દર્શન થતાં,
નિર્મળ પ્રભા ઝળકી રહી. ૧૪

દીન વદને તું કને
પ્રેમભિક્ષા યાચતી;
દગ્ધ આ મુજ ઉરને,
કર શાંત પ્રીતિ નીરથી. ૧૫

રમ્ય રજની રજબની;
લે દે મઝા તેમાં ભરી.
ઝિંદગી દિન ચારની,
વીતી નહિ આવે ફરી. ૧૬

ફિકર દુનિયા—દીનની,
જઇયે બધી યે વીસરીઃ
મધુર લાલ શરાબની,
મુજ સાથ પ્યાલી પી ભરી." ૧૭

વચન એવાં ઉચ્ચરે,
મદન જેહ શિખાવતો;—
ધીર ગંભીર સ્વરે,
યૂસુફ તેશું બોલતો. ૧૮

"ક્યાં વિભૂતિ વઝીરની?
અધન હું ગુલામ ક્યાં?
ક્યાં સુતા તું ભૂપની?
પ્રીતિ અપાત્રે થાય ના. ૧૯

શું મદનવિહ્વલ બની,
અધમતા આ ચિંતવે?
વિમળ તુજ ચારિત્ર્યની,
કીર્તિ કલંકિત કાં કરે? ૨૦

ભોગ નશ્વર વિશ્વના,
મુજ હૃદયને ના ગમે.
ભક્તિ—રસમાં ઈશના,
એ દિવ્ય ઇશ્ક વિશે રમે." ૨૧

વેણ એમ કહ્યાં નહીં,
ત્વરિત તે ત્યાંથી જતો,
સુંદરી—ઉરની બંધી;
આશા—કળી ઉચ્છેદતો. ૨૨

"અય્ માહે શબ—અફ્રોઝે મન્
અઝ્ મન્ ચરા રંજીદઇ?
અય્ દિલ્બરે મન્, જાને મન્,
થઈ બેરહમ જાયે કહિં?" ૨૩

એમ વદી એ દોડતી,
વસ્ત્ર યૂસુફનું ગ્રહે:
ખેંચતાં બળથી અતિ
ફાટી કરે ખંડ જે રહે. ૨૪

થઇ નિરાશ નીચે પડી,
વસ્ત્ર—ખંડ કરે ગ્રહી.
વચન ગદ્ગદ રડી રડી
નિજ હૃદયશું બોલી રહી. ૨૫

"જા, જિગર, તૂટી તૂટી!
કયમ વિલમ્બ કરે વૃથા?
જોઉં, તુજ વિણ હત વિધિ
ક્યાં રાખતો દુ:ખ આ બધાં!" ૨૬



---

**ટિપ્પણ**:-કડી ૨૩ નો પૂર્વાર્ધ શેખ **સાદી**નો છે. આખી કડીનો અર્થ:—મ્હારી રાત્રિને અજવાળનાર ચંદ્ર! તું મ્હારાથી કેમ નારાજ થાય છે? મ્હારા હૃદયહર, મ્હારા પ્રાણ, તું (આમ) બેરહમ થઇ જાય છે ક્યાં! છેલ્લી કડી નીચેના અપભ્રંશ દુહા પરથી છે:—

હિઅટા, ફુટ્ટિ તડત્તિ કરિ કાલ ક્ખેવેં કાઇં।
પેક્ખેં તુહવિણુ કહિં ઠવઇ હયવિહિ દુક્ખ સયાઇં ॥

# કાન્તનાં અપ્રકટ કાવ્યો

## ૧

## ( પ્રિયા કવિતાને આશ્વાસન )

( પુષ્પિતાગ્રા )

" અરર મુજ હશે નસીબ કેવું
નથી મળતું કયહિં માન, હાય!"–એવું
કહી પછી ચરણો વિશે પડે છે,
પ્રિય કવિતા મુજ વેગથી રડે છે,

( દ્રુતવિલંબિત )

બહુ જ વિસ્મય ખેદ મને થયો,
તદન સ્તબ્ધ જ મૂઢ બની ગયો;
પણ પછી ઝટ શાન્ત જરા કરી
નિજ પ્રિયા સરખી હૃદયે ધરી.

રહી પણ ગઇ એ જરાક છાની
બહુ દિલગીર હું થાઉં એમ માની;
મુજ મુખ ભણી નેત્રને લહે છે,
અતિશય આર્ત્ત સ્વરે પછી કહે છેઃ–

" દિલ દયા ધરી માફ કરો મને
દુખી થઇ કરું છું દુખી આપને;
અરર જીવિત આમ ભલે જતું
સહન, નાથ, નથી મુજથી થતું.

ગુણ નથી મુજમાંહિ એક સારો
નિજ મનમાં, પ્રિય પ્રાણ, એ વિચારો;
તદપિ પ્રણય શીદને કરો છો,
મુરખ પ્રિયા પર ચાહના ધરો છો!

વિષમ ટેવ પડી મુજને ખરે,
હૃદયને બહુ માન ગમે અરે!
ગુણ વિના પણ કેમ જ એ મળે?
મફ્ત નિર્બળતા થકી શું વળે!

નથી નથી નથી યોગ્ય હું તમારે,
જીવતર આ નથી રાખવું જ મારે;
મનથી લઇ રજા હવે મરૂં છું,
પણ તમને પ્રિય મુક્ત હું કરૂં છું."

નયનથી બહુ નીર મને વહે,
હૃદય શબ્દ કહો કયમ આ સહે?
વચન તો મુખથી નવ નીસર્યું,
તદપિ ચુમ્બન મેં હળવે કર્યું.

ધડક ધડક થાય હાય છાતી,
ધીરજ રહી મુજની ય સાવ જાતી;
વદનકમલ જોઇને કહું છું,
નજર ઠરાવી ત્યહાં જ હું કહું છું:—

"કદર અવર શું જનો પિછાને?—
મન મહીં એ ધરી શોક કોણ આણે;
ઉભય મળી મને ખુશી કરો છો,
પર પરવા શીદ અન્તરે ધરો છો."

મધુર શબ્દ થકી ખુશ મેં કરી,
દીલગિરી મનની સઘળી હરી:
કરી વીદાય કહી બહુધા અને,
વીરહથી બળતી વનીતા કને.

---

**ટિપ્પણ. મણિશંકરની** આ પ્હેલાંની એકે કવિતા—"ખરી મહોબ્બત અથવા ગુલબાસનું ફુલ" એમાંની કે બીજી—પ્રકટ કરવા જેવી નથી. આમાં પણ શીખાઉપણાનાં લક્ષણો છે. (૧) સ્ત, પ્ર, સ્વ, આગળનો લઘુ ઠેકાણે ઠેકાણે લઘુ જ રહ્યો છે; દુખ મુરખ, ખીં; છી, જી, થી, રી, હીં, પણ ઘણા છે: (૨) અરર જીવિત **આમ** ભલે જતું, એમાં 'આમ' એટલે ત્હમારી પાજીમાં, બીજાઓની આગળ જઇ જઇને તેમનાં ટીકાવેણ સાંભળવામાં નહીં; **મફ્ત** નિર્બલતા, એટલે કશા મોબદલા વિનાની એકલી નિર્બલતા; **તમને** મુક્ત કરૂં છું, એટલે નિર્બળતા અને ગુણહીનતા અને સાથે માન મેળવવાની અતિલોભિયણ ઇચ્છા, એ દોષ મ્હારા જ છે, ત્હમારા નહીં, હું મરૂં છું એ દોષોને લીધે, ત્હમારે જરા મનમાં ન આણવું; ધડક ધડક થાય છાતી,—એની; ઉભય, એટલે તું અને મ્હારી પ્રિયા બેય: (૩) મુજની, કરી વિદાય કહી બહુધા અને, એવી રચના:—**મણિશંકરની** કલા

પક્વ થતાં તે આવા છંદદોષ, રચનાદોષ, અને અર્થદોષથી વિલક્ષણ પ્રમાણમાં મુક્ત બની, શબ્દાર્થની વિશુદ્ધિ અને શિષ્ટતામાં નમૂનેદાર બની રહી.

ઉગતા કવિઓમાં આ અતિમાનની વાસના હોય છે, જે ખોટી છે. કોઇપણ કવિની કલાપ્રગતિ એ લાગણીને જીતીને જ, પોતાના દોષ જોતાં શીખી, દૂર કરતાં શીખી. શીખીને જ, શક્ય છે,—એવો સાર આ કવિતા કરુણ સુકુમારતાથી કહે છે; વિષયનિરૂપણ અને વૃત્ત અન્યોન્ય પોષક બની આ સુકુમારતાની માત્રા (tone) આદિથી અંત સુધી સમરેખ સાચવે છે; કવિતાના દોષ સ્થૂલ કોટિના અને ક્ષંતવ્ય ત્યારે એના ગુણ જે છે તે સૂક્ષ્મકોટિના અને માનનીય છે: એટલા માટે મણિશંકરે પોતે છોડી દીધેલી તથાપિ એને પ્રકટ કરવા યોગ્ય ગણી છે.

એક વખત કોઇએ એક સુધારો સૂચવ્યો હતો;

અરર જીવિત આમ જ જો જવૂં,
સહન, નાથ, ન તો મુજથી થવૂં.

શું સહન ન થવું ? આવું જ જાય તો તે જીવિત. જીવિત, જવું, થવું નો આ પ્રકારે પ્રયોગ અત્યારે સૌને તુરત બેસી જાય એટલો સામાન્ય થઇ ચૂક્યો હશે; પરંતુ ૧૮૮૮ કે ૧૮૯૦ માં ભાષાની છૂટ એટલી ખીલેલી નહતી. વળી ઉક્ત ફેરફારમાં જજોજ આવે છે, 'આમ જ જીવિત' એમ ઉલટાવતાં પણ જની જાન રહે જ,—અને મણિશંકરના જેવી સૂક્ષ્મસ્વાદુ શ્રુતિને એ ન જ રુચે.

અરર જીવિત આ જ ભલે જવૂં .

એ પર્યાય પણ વિચારી જોયો હતો. 'હવે મરૂં છું' ઉક્તિને અંતે આવે છે, તે આમ આરંભમાં જ સૂચવાઇ જાય તો અસર નબળી પડે એ કારણથી તે સ્વીકારાયો નહતો. ( સ્વ. રણજિતરામના કે બીજા કોઇના કાગળોમાંથી બીજી નકલ નીકળે, અને તેમાં આ કે બીજા કોઇ પાઠ જોવામાં આવે, તો તે સ્વીકારી લેતાં પ્હેલાં વિચાર કરી જોવાનો છે, એટલી ચેતવણીને માટે આ ઝીણી જેવી વિગત પ્રસંગોપાત્ત નોંધી છે. )

મથાળે છાપેલું કવિનાનું નામ કર્તાનું પોતાનું ન હોવાથી કૌંસમાં રાખ્યું છે.

## ૨

## ( અંતિમ પ્રાર્થના )

( ૫૬ )

ઊંચાં પાણી મને આ સતાવે પિતા !
પ્રભુ તારક! સત્ત્વર ઉદ્ધારી લ્યો !
કૈંક નારકી દશ્ય બતાવે, પિતા !
મને પાતકીને દયાર્થો તારી લ્યો !

મારી હોડી ખગાબામાં તૂટી ગઇ:
મારી જોડી હા ! માયા તે લૂટી ગઈ:
મારી હિંમત છેક જ ખૂટી ગઇ:
પ્રભુ તારક! સત્ત્વર ઉદ્ધારી લ્યો !

મારાં પાપ તણો અરે ! પાર નથી:
મારાં અન્તરમાં કશો સાર નથી:
ભવસાગરે અન્ય આધાર નથી:
પ્રભુ તારક! સત્ત્વર ઉદ્ધારી લ્યો !



ટિપ્પણ ૧૯૨૩માં શ્રીનગરમાં લખેલી આ મણિશંકરની છેલ્લી કવિતા છે.

3

## ચંદાનો સંદેશો

( પદ )

આવો, અંદર આવો, વ્હાલાં, વાસમાં !
સંદેશો શો લાવો ચંદા બ્હેન જો ?
કોયલ શીતલ મધુર સુધા વરસાવતાં
સ્નેહ ભરેલાં નમ્ર તમારાં નેન જો: આવો૦
" હૃદય સરોરુહ જીવન સમજી પોષજો:
જનસેવાનો ધરજો શાશ્વત ધર્મ જો:
પ્રગટ પિતાના પુણ્ય પુરાતન પંથમાં
સ્નિગ્ધ પરસ્પર કરજો કેવલ કર્મ જો ! "—આવો૦

---

**ટિપ્પણ.** સરખાવો એક બાજુએથી **ચંદાને સંબોધન,** બીજી બાજુએથી **વ્હાલાંઓને ઉપદેશ,** અને ત્રીજી બાજુએથી **વ્હાલાંઓને પ્રાર્થના.**

૪

**સ્વાગીનો દિવસ, મહુવા. ૩૦-૫-૧૯૦૯**

## સામ ( Psalm )૨૬: ૪–૫

( રાગિણી આશાગોડી )

માર્ગો બતાવ, ઓ સ્વામી ! મને તવ પંથો શિખાવ દયાના !

દોર મને તવ સત્યની માંહીં, શીખવ વિશ્વશયાના ! મને તવ૦ માર્ગો૦
તું જ પ્રભુ મુજ તારણકેરો દિનભર તુજ પર થાના ! મને તવ૦ માર્ગો૦

---

**ટિપ્પણ.** આમાનું વિશ્વશયાના એ 'સામ ( psalm )' માં કોઇ ઠેકાણે નથી; વળી જો કે મણિશંકરે વિશ્વશયાના એ શબ્દ અને તેમાંના વિચારગુચ્છ પોતાની કવિતામાં એકથી વધારે ઠેકાણે રાખ્યાં છે, તથાપિ લગભગ ૧૮૮૮-૮૯ ની સાલથી માંડીને,-કાર્લાઇલને જેટલો કોલરિજ જેવાના ખ્રિસ્તી પૅન્થીઇઝમનો ચક્ષુરાગ ( જુવો કાર્લાઇલ કૃત સ્ટર્લિંગના જીવનચરિતમાં એનો ઉપહાસ, જે મણિશંકરને અત્યંત પ્રિય હતો ), તેટલો મણિશંકરને હિંદુ વેદાંતનો; એવો એક રવિવાર જતાં બીજે જ રવિવારે ઉપલું ગીત નીચે મુજબ ફરી લખ્યું.

**ભાવનગર, ૧૩-૬-૧૯૦૯**

માર્ગો બતાવ, ઓ સ્વામી ! મને તવ પંથો શિખાવ દયાના !

દોર મને તવ સત્યમાં, શિક્ષણ આપ દયાલ !
તું સ્વામી તારણતણો દિનભર તુજ દિલ ખ્યાલ ! માર્ગો૦

૫

## શાંતિ પ્રાર્થના

( પદ )

ઓમ્ શાંતિ સદા શિવ આપો, દયાઘન ! શાંતિ૦
સંહરો સંકટો શાપો, કૃપાઘન ! શાંતિ૦

શાંતિ, પિતા, શુભ નામ તમારૂં
પાપ પ્રબલ, પ્રભુ, કાપો ! દયાઘન !

સેવક હોઇ નથી કરી સેવા
શુદ્ધ જપ્યો નથી જાપો ! કૃપાઘન૦

સ્થાન ભવાટવી, ગાન પશુનૂં,
તમ કરે, પ્રભુ, તાપો ! દયાઘન૦

---

**ટિપ્પણ.** લોકો સ્પષ્ટ ખ્રિસ્તી સ્તવન, ઉદ્ગાર, કવિતા આદિ પસંદ નથી કરતા તે સારી રીતે જાણતા હોવાથી મણિશંકર આમાં 'સદાશિવ' છે એવી રચનાઓ જાણીને જ વાપરતા હતા; લોકો ભલે એને આખું એક વિશેષ નામ ગણે, પોતે તેને જુદા જુદા બે શબ્દ ગણી શિવ = ભલું કરનાર ઈશ્વર એમ ઈશ્વરનું વિશેષ નામ ગણીને અર્થ કરતા.

૬

## આંતર સપ્તપદી

( પદ )

આ પિતા, કર્યા ક્રૂર કર્મોઃ
હણ્યાં મર્મોઃ પડયો; રડયોઃ પડયો ! પડયો !

મને ન હતી આશાઃ
ખરે, પિતા ! મને ન હતી આશા !

તેમાં અચાનક ગંભીર ગહ્વરે
દિવ્ય સુવર્ણિત જ્યોતિ જ્વલન્ત !
સ્નેહવસ્તુ! જ્ઞાનરૂપ ! અનન્ત !

---

**ટિપ્પણ.** સપ્તપદી એટલે સાત પંક્તિનું ગીત.

૭

## નયન પ્રાર્થના

( પદ )

આપ જ તાતજી દોરો હવે મને આપ૦
રોતો હું આપનો છોરો હવે૦
જંગલમાં ભટકયો બહુ ઘાટે, વાટે મળ્યા કારા ચોરો—હવે૦ રોતો૦
ગર્ત્ત બધે પડતો ઝરડાતો આવી શકું નહિ ઓરો—હવે૦ રોતો૦

---

**ટિપ્પણ.** **દુહિતાઓ જેરૂસેલમની. સ્વામી પોતે મારો ભરવાડ,** એવાં સ્પષ્ટ ખ્રિસ્તી ગીત, સામો ( Psalms ) અને બીજાં ખ્રિસ્તી ગીતકાવ્યોના અનુવાદ, અને **શ્રુતિ પ્રાર્થના** (નાદ ઇનાયલ દીજે ઓ **નાથજી** ), **આવાહનગીત** ( તારક તાત, પધારો દયા કરી ), અને બીજાં બે ત્રણની નકલો મળી છે પરંતુ તે અહીં ઉતાર્યાં નથી; આવાં બીજાં પણ કેટલાંક ટૂંકાં ગીતો અને અનુવાદ કે અનુકૃતિઓ ખ્રિસ્તી શિષ્યો અને મિત્રો ઉપરના કાગળો વગેરે પૂરેપૂરાં જોવામાં આવે તો જડે ખરાં.

૮

[**ટિપ્પણ.** પ્રાસંગિક ઉદ્‌ગારો, ગીતો, આદિ પણ **મણિશંકરે** સંખ્યાબંધ લખેલાં: અને તેમાંથી પૂર્વાલાપમાં જાણીને જ બહુ થોડાં સંગ્રહેલાં છે. तद्दूरे तद्वदन्तिके; **ગૌરક્ષણ પ્રાર્થના; સાધક પ્રાર્થના; દૃષ્ટિ પ્રાર્થના; સખે, કુમકુમે લીપ્યું તારૂં આંગણું રે લોલ,** વગેરે પૂર્વાલાપમાં નથી તે મને તો અયોગ્ય નથી લાગતું.

કોઇ ખાસ સંબંધી વા સંબંધીઓને અથવા તેમને વિશે લખાયલા ઉદ્ગાર, ગીત, કે કવિતા પણ બધાં જ પ્રકટ કરવા જેવાં હોતાં નથી. આ જાતની કૃતિઓમાંથી નીચેનાજ નમૂના અહીં આપવામાં આવે છે. ]

**મહુવા, ૨૫-૫-૧૯૦૧**

## બિરાદરોને પ્રાર્થના

( રાગિણી આશાગોડી )

સ્નેહ કરો ન સતાવો, બિરાદર ! સ્નેહ૦
અન્ય અહીં નહીં લ્હાવો, બિરા૦

એક પિતા પરમેશ્વર સૌનો એ નિજ કર્મે બતાવો.-બિરાદર૦
પ્રાણ પદાર્થ કરી પુરુષાર્પણ ક્લેશ વિશેષ પતાવો.-બિરાદર૦

---

**ટિપ્પણ:** જે ભાઇને કાગળમાં આ પ્રાર્થના બીડેલી તેની સાથે જ **વ્હાલાંઓને ઉપદેશ** (પૂર્વાલાપ, પૃ. ૮૯ ) ની નકલ પણ બીડી હતી: અને ઉમેર્યું હતું:-" મારા પત્રોથી કંઇ ખોટું લાગ્યું હોય તો ક્ષમા ચાહું છું... મેં પ્રાર્થનામાં નીચેના બે ઉદ્‌ગારો મીકાલ્યા છે...." 

૯

ખડસલિયા, ૨૯-૬-૧૯૦૨

(પદ)

વ્હાલાંઓ, શા માટે સતાવો ?
વાંક કશો જો હોય તો બતાવો !
પરમેશ્વરમાં પાપ પતાવો
માગૂં એ હાવાં !
વિશ્વપિતાનાં આપણ બાળો:
સાંકડમાં તો સાથે ચાલો !
વસુધાની વાડીમાં મ્હાલો
માગૂં એ હાવાં !

૧૦

નવેંબર-૧૯૦૩.

(પદ)

પોકારૂં બેસી બારણે, વ્હાલાં, ઉઘાડો દ્વાર
વ્હાલાં ઉઘાડો દ્વાર, ઓ વ્હાલાં, પોકા૦
હૈયું દેવાલય ખરૂં દીનદયાનું દ્વાર
જન્માનો માનવ બધા સારાનો એ સાર
ઓ વ્હાલાં, શાને લગાડો છો વાર,
ખોલો દ્વાર, આવો બ્હાર, પ્રાણાધાર ! પોકા૦

૧૧

શોભાવડ, ૧૨-૬-૧૯૦૯

## અનંત સહચારની પ્રાર્થના

(પદ)

અત્યારે અબઘડી મળીએ, ઓ પ્રિયતમે, અત્યારે૦
હૃદય પરસ્પર હળીએ, ઓ પ્રિયતમે, અત્યારે૦
લગ્ન થયાં તે આપણો પ્રભુઘરમાં સહબન્ધ,
સ્મરણ કરૂં, બોલી તૂહીં 'શિગ્ને સોંપ્યું સ્કન્ધ' ! અત્યારે૦



ટિપ્પણ. સરખાવો ૧૮૯૭ માં લખાયેલી ગઝલો, પુરાની પ્રીત (પૂર્વાલાપ પૃ. ૬૬) અને આશાગીત (પૂર્વાલાપ, પૃ. ૬૭)

૧૨

[ ટિપ્પણ. એમનાં નાટકોમાંનાં ગીત કે નાટકોમાં મુકવાના મૂળ ઇરાદાથી રચેલાં ગીત અહીં આપવા વિચાર નથી. એટલે ઉપર આપેલાં સર્વથી જુદી જાતના નીચેના નમૂનાઓ ઉતારીને જ આ વિષય સમાપ્ત કરવામાં આવે છે.]

## કવિતા દેવીને પ્રાર્થના

( પદ )

ઓ દેવિ ! દેવિ ! દેવિ ! બોલાવી એ ના શકું;
તારાં હૃદયનાં દ્વાર ખોલાવી એ ના શકું.
મલિન કર્યું હૈયું હજી નહીં તવ આસન પાત્ર,
જ્વલતાં પશ્ચાત્તાપમાં શુદ્ધ હજી નહીં ગાત્ર ઓ દેવિ૦

૧૩

## સ્વર્ગસ્થ દેવીને પ્રાર્થના

( પદ )

આવો, આવો, આવો, આવો, દેવિ !
આવો, આવો, આજ !
માગૂં આવો, આવો, આવો, દેવિ !
આવો, આવો, આજ !

રજની ખીલે છે નવી નિર્મલ ધવલ પ્રકાશ
સાગર ગાય સુહામણું હૃદયે પ્રકટે આશ:
સ્વામીનાં દયાળુ દેવિ ! કરશો ના નિરાશ
માગૂં, કરશો ના નિરાશ
દેવિ ! આવો, આવો, આવો, આવો, આવો, આવો, આજ !

ટિપ્પણ. આ બે સાથે સરખાવો **ઘવાયલો બુલબુલ** ( પૂર્વાલાપ, પૃ. ૮૧ ).
**સ્વર્ગસ્થદેવીને પ્રાર્થના** એ પદ **સાગર અને શશી** ( પૂર્વાલાપ, પૃ. ૯૦ ) ના સમયનું છે.

૧૪

**નાના ગોપનાથ, ૧૧-૫-૧૯૦૩**

( પદ )

દીન ઉપર દયા કરજો, ઓ **નાથ**, દીન૦
વિશ્વદુરિત પરિહરજો, ઓ **તારક**, દીન૦

દીન છતાં અમે બચ્ચાં તમારાં કરુણાસુધારસ ઝરજો, ઓ પિતા, કરુણા૦ દીન૦
ઓ સવિતા, પરમેશ, પિતાજી ! ભર્ગ નયનમાંહીં ભરજો, ઓ પિતા, ભર્ગ૦ દીન૦

રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ:

# મણિશંકરનું હૃદય અને એમના કેટલાક આશય

મણિશંકરના અવસાન પછી પ્રોફેસર બલવંતરાય કલ્યાણરાય ઠાકોરની સૂચના અનુસાર મણિશંકરના મારા ઉપર આવેલા કાગળો શોધી કાઢી મેં એકઠા કરવા માંડ્યા. આજ સુધી જે જડ્યા છે તેમાંથી થોડી પ્રસાદી અહીં આપું છું.

'There are born children of melancholy, pessimists in philosophy, with hearts over-sensitive, whose spirits seldom soar higher than the level of placid satisfaction. To these persons it is an inherent constitutional necessity—to love and be loved. Their gloom is the result of their not being adequately loved by those around them. Their satisfaction, when they feel that others have sincere sympathy for them, is deeper though serener than the ecstacy of others.

I belive I am one of them. And your kindness (pray excuse the word. I know you are pained by my humble tone. But dejection feels it so.) has enlivened my spirits, soothed and solaced me. " And I again am strong. "

( *Mahuva, 15 May 1890* )

ભાવાર્થ: 'કેટલાંક જન્મથી ગ્લાનિનાં બાળકો હોય છે. તત્ત્વચિન્તનમાં તેઓ નિરાશાવાદી હોય છે. તેમનાં હૃદય હદ પાર લાગણીવાળાં હોય છે. તેમના આત્મા શાન્ત સંતોષની સપાટીથી ઉંચા ભાગ્યે જ ચઢે છે. આ મનુષ્યોના સ્વભાવના બંધારણના અંતરમાં એવી જરૂર રહેલી હોય છે, કે પ્રેમ કરવો અને પ્રેમના પાત્ર થવું એ તેમને આવશ્યક થઈ પડે છે. આસપાસનાં માણસોનો તેમના પ્રત્યે જોઇએ તેટલો પ્રેમ નથી હોતો એ કારણથી તેમની ખિન્નતા ઉદ્ભવે છે. જ્યારે તેમને એમ લાગે છે કે બીજાઓનો તેમના તરફ અંતઃકરણપૂર્વક સમભાવ છે ત્યારે તેમને જે સંતોષ થાય છે તે બીજાઓના ઉલ્લાસ કરતાં વધારે શાન્ત પણ વધારે ગંભીર હોય છે.

"હું માનું છું કે હું આવા માણસોમાંનો એક છું: અને તમારા માયાળુપણાથી (એ શબ્દના ઉપયોગ માટે કૃપા કરી ક્ષમા કરશો. હું દીનવૃત્તિ ધારણ કરૂં છું ત્યારે તમને કેટલું દુઃખ થાય છે તે હું જાણું છું. પણ વિષાદથી એવી લાગણી થાય છે.) મ્હારા આત્મામાં ઉત્સાહ જાગૃત થયો છે, સાન્ત્વના પ્રાપ્ત થઇ છે અને દિલાસો મળ્યો છે "અને પાછો હું શક્તિમાન થયો છું."

( મહુવા, તા ૧૫ મી મે, સને ૧૮૯૦. )

'I am here with Balavantrai for the present. I am gratified

in the consciousness of friendly sympathies and feel myself equal with occasion sent to me. A spirit of deep resignation has come over me and my existence seems to be a burden bearable enough for the sake of some survivors. Please do not be anxious for me.

'What work remains for me to do, I will do uncomplainingly. It is a pity though that in this Nineteenth-Century India, one cannot be free from certain things the idea of which would hardly have troubled his great grand-father I assure you I am well."

( *Rajkot, 6th November 1891* )

ભાવાર્થ: 'હાલ હું અહીં બલવન્તરાય સાથે છું. મૈત્રીવાળા સમભાવના અનુભવથી હું તૃપ્ત થાઉં છું, અને આવી મળેલો અવસર મને અનુકૂળ છે એ સાક્ષાત્કાર કરૂં છું. દશાને વશ થઇ રહેવું એવી વૃત્તિ મારામાં ઉંડી જામી શકી છે અને મારૂં ભારરૂપ લાગતું જીવન જે કેટલાંક હયાત છે તેમના ખાતર સહી શકાય એવું લાગે છે. મારે માટે ચિન્તા કરશો નહિ.

'જે કામ મારે કરવાનું રહે છે તે હું કરીશ અને તે માટે ફરીયાદ નહિ કરૂં. પરંતુ એ શોચનીય છે કે ઓગણીસમા સૈકાના આ હિન્દુસ્તાનમાં માણસ એવી કેટલીક વસ્તુઓથી છૂટો થઇ શકતો નથી કે જે વસ્તુઓ માટે વિચાર કરવાની તેના પ્રપિતામહને ભાગ્યે જ તસ્દી લેવી પડી હોત. હું તમને ખાત્રીથી કહું છું કે મારી પ્રકૃતિ સારી છે.'

( રાજકોટ, તા. ૬ ઠ્ઠી નવેમ્બર, ૧૮૯૧. )

ગ્લાનિ અને નિરાશાનાં વાદળાં મણિશંકરના ચિત્તને વખતો વખત ઘેરી લેતાં, પણ સ્નેહનું એક કિરણ આવતાં એ વાદળાં ખસી જઇ પ્રસન્નતાનો પ્રકાશ પ્રકટ થતો. તોપણ એ પ્રસન્નતાથી થતો સંતોષ ચિત્તમાં વસેલા ગાંભીર્યના ભારને લીધે સંપૂર્ણ ઉલ્લાસ પામી શકતો નહિ; એ સ્થિતિનું રેખાચિત્ર આ પત્રોથી પ્રદર્શિત થશે. એ રીતે થતા ભાવોર્મિના ભરતી-ઓટ બહુ હૃદયંગમ રૂપ ધારણ કરતા.

'I know not how dear you had grown to me during my last sojourn at Ahmedabad, till I came here and found myself very solitary. You will be sorry to learn that my sprain still continues painful. But one result of the illness is that a mellowness has come over my memory of Ahmedabad, and at this moment my heart has all its affectionate springs overflowing with unsuspected kind reminiscences of the past.

* * *

'I do not want to be eulogistic in this letter of mine. But need I be afraid if praise is sometimes the expression of affection? If I call you my ever sweet and gentle friend, or tell you that you have taught me a new phase of human excellence and made one better than I was,

should I hesitate because such expressions are rarely used in formal letters ? "

( *Baroda, 23 December 1891* )

ભાવાર્થ:-' હું છેલ્લો અમદાવાદ રહી ગયો તે દરમિયાન તમે મને કેટલા પ્રિય થઈ પડયા છો તેનો ખ્યાલ હું અહીં આવ્યો અને ઘણો એકલો પડયો ત્યાં સુધી મને નહોતો. મારો કરમોડ હજી દુખે છે એ જાણી તમે દિલગીર થશો; પણ એ બીમારીનું એક પરિણામ એ છે કે અમદાવાદની મારી સ્મૃતિ ઉપર કાંઇ મૃદુતા પથરાઇ છે, અને આ ક્ષણે મારા હૃદયના બધા સ્નેહાળ ઝરાઓ ભૂતકાળની માયા ભરેલી અણધારેલી યાદગીરીઓથી ઉભરાઇ જાય છે.

× × × × × ×

' આ મારા પત્રમાં પ્રશંસા કરવા હું ઇચ્છતો નહોતો, પણ સ્તુતિ એ કેટલીય વાર સ્નેહનો અવિર્ભાવ હોય છે તો મારે આશંકા રાખવાની જરૂર છે? હું તમને મારા સદાના મધુર અને સૌમ્ય મિત્ર કહું, અથવા તમને કહું કે માનુષ ઉત્તમનાનું એક નવું રૂપ તમે મને શિખવ્યું છે, અને હું હતો તે કરતાં મને ચઢીઆતો કર્યો છે, તો શું આવાં વચનો સાધારણ વ્યવહારના પત્રોમાં ભાગ્યે વપરાય છે એ કારણથી મારે આંચકો ખાવો ?'

( વડોદરા તા. ૨૩ મી ડીસેમ્બર ૧૮૯૪ )

ભૂતકાળની માયાભરેલી યાદગીરીઓ તેમના ચિત્તમાં અજ્ઞાત રીતે રમ્યાં કરી સહસા જે સ્નેહ અને આશાનો ઉર્મિવેગ ચલાયમાન કરતી તેનું પ્રાબલ્ય બીજી રીતે પણ દૃષ્ટિગોચર થાય છે.

I saw thee once in passing and I said,
'There goes my mate now mated with a crowd,'
And though I dared not utter all I felt
I greeted in my fashion, and was pleased
To see that thou didst notice. Oh my friend
I know not then that time would one day bring
Our souls together and bless them with the joy
Of mutual deep regard and deeper love.
And now I feel we never were apart
But always moved together. So it seems
The years went as moments in the lives
Of souls immortal when they find their kin,
And all the past narrated stronger makes
The bond eternal of the life in heaven.

I was trying to express some such sentiment in Gujarati for several weeks and had failed. yesterday in idle moments I made the experiment of expressing it in English and I send you the result. The lines are very defecive but will be acceptable to you,

they being my first attempt. The opening lines refer to a couplet I addressed to you when we were not acquainted."

( *Postcard*, *Baroda*, 30 th. *January* 1895 )

ભાવાર્થ:—

માર્ગે નિહાળી મેં તને કહ્યું એકદા મુજ ચિત્તને,
'આ જાય છે તહિં મુજ સખા. જે હાલ છે ટોળા મહીં.'
મુજ લાગણી કહેવા વધી મેં હામ ત્યાં તો ના ધરી,
પણ મેં દિધું મુજ વૃત્તિએ કંઇ થોડું શું અભિનન્દન,
સ્વીકાર તેં તેનો કર્યો તેથી થયો સંતુષ્ટ હું,
મુજ મિત્ર હે! તે વેળ હું ના જાણતો કે એક દિન
કાળબળથી આત્મ મુજ તુજ અતિ નિકટ જોડાઇને
આનન્દથી હા! ધન્ય બનશે ગાઢ અન્યોન્યાદરે,
ને ગાઢતર જે પ્રેમ તેમાં મગ્ન થઈ સુખ માણશે.
ને આજ લાગે એમ કે કદિ આપણે ન્હોતા જુદા,
પણ સર્વદા ગતિ સાથ કરતા દશ્ય દેખું એવું હું.
આત્મા અમરને આત્મજનની પ્રાપ્તિ થાતાં તેમના
જીવન મહીં વર્ષો વિતે તે સહુ ક્ષણો સમ લાગતાં,
ને ભૂત જે વૃત્તાન્ત તે સહુ વર્ણવ્યું જ્યાં જાય ત્યાં
સ્વર્ગીય જીવનની અમર જે ગ્રન્થિઓ વધુ દઢ બને
આ આપણા સૌહાર્દથી પ્રત્યક્ષ થાતું એ મને.

આવો કંઇક ભાવ ગુજરાતીમાં દર્શાવવા કેટલાંક અઠવાડીઆંથી હું પ્રયત્ન કરતો હતો અને તે પ્રયત્ન નિષ્ફળ થયો હતો. ગઈ કાલે હું નવરો બેઠો હતો તે વેળાએ ભાવ અંગ્રેજી-માં દર્શાવવો મેં પ્રયોગ કર્યો અને પરિણામે જે લખાયું તે હું તમને મોકલું છું. પંક્તિઓ ઘણા દોષવાળી છે, પણ, એ મારો ( ઈંગ્રેજી પદ્ય લખવાનો ) પહેલો પ્રયાસ છે એ કારણથી તમને સ્વીકાર્ય થશે. આપણને ઓળખાણ થયું નહતું તે પહેલાં મેં તમને એક શ્લોકમાં સંબોધન કરેલું તેનો આરંભની પંક્તિઓમાં નિર્દેષ છે."

( પોસ્ટકાર્ડ, વડોદરા તા. ૩૦ મી જાન્યુઆરી ૧૮૯૫ )

વ્યક્તિસચિની ઉંચી નીચી થઈ વધતી ઉર્મિમાળનું કાંઇક દર્શન કર્યા પછી સાર્વજનિક વિષયો સંબંધી મણિશંકરની સચિઓના દર્શન તરફ વળીશું.

" It sometimes seems to me that it would be better for me to take up some such subject as physical education, and be eloquent on old old truisms, since I can't be a hermit and devote my heart and soul to Religion. I am afraid my friends have already finished their search and cannot help me.

I wrote to you in clear terms that some of the sayings of old Indian sages created a powerful

impression upon my mind. I felt them to be great men. I am convinced that our race must have some inheritance for us and that our task of working for its greatness will be much easier if we thoroughly understand the past. × × × × I do not believe × × that what the ancients say is true, but I am × anxious × × to find out what they believed and why they believed. I am anxious to connect the present with the past and remove all opposition between sincere patriots. I am conviced that lives of English great men, for instance, cannot be so fruitful to us Indians as to Englishmen. I am convinced that the business of education is first of all to focus all the best elements in a nation on the formation of an individual. I see great danger in our exclusively English education. The thoughts and feelings of our masses are different from them and they have little sympathy for us. But a reform from within can be brought about only when they can. respect us. If we know all that is important in our શાસ્ત્ર's, all that is beautiful in our poetry, all that is subline in our philosophy, all that is valuable in what the past has left for us, we shall be nearer our brethren and can lead them better. It is for this that × × I advocate the necessity of giving prominence to the national element in our education.

* * * *

I don't know whether I ever recited to you a song which I once casually heard, The speaker is a woman–તોરલ કે–asking her love to confess his sins to her if he wants salvation--

તું તારો ધર્મ સંભાળ–જાડેજા પાપ તારાં પ્રકાશ
તારી બેડલી બૂડવા નહિ દિઉં–જાડેજારે
તોરલ કે' છે etc.

Such songs are numerous and they are current among the masses. If you collect them you will find that the Indian heart has an intensity, a depth and a love expressed in these religious utterances which is beyond all praise and which we do not know simply because we are estranged from the people. Even 'વેદાંત has a popular side and many pious people see the working of God in every thing without consciously laying aside their individuality.

, I have never looked upon Religions as *only* a set of doctrines coming under a category of true and false. I rather think that being an outcome of human faith and reverence they only come under the category of good and bad. They are living things-very complicated; and perfoming an immeasurable but vital function in society. Religious phenomena thus require great time and patience and search for a true estimate of their operation: And I think that in Religion controversy is rather out of place. If we have a better idea of the Godhead and our life, let us preach it and bring men to our idea rather than trying to pronounce upon the merits of other systems.

I hope from all this beating about the bush your sympathetic soul can understand what I am driving at. I wish you to help me in finding out the good from the past. You said that if Theism was true, Pantheism must be false. Not so. Pantheism is not one proposition but a system of thought. It might have some truths and some untruths. Pantheism, as Martineau will tell you, errs only when it denies the individual will. He will also tell you how sublime its spirit is and how it errs only by over-zeal. I understood all that when I wrote against વેદાન્ત, but I was not sufficiently serious and did not take in the immence value of the work done for the system in the country.

We are monotheists but the Religious instinct is one everywhere and development of that instinct deserve study. I am sure we shall be better in our faith and worshipful love if we know all that kabir and ચૈતન્ય and all the prophets have done and said in the past.

* * * *

I have told you in self-disparagement that I was very impressible. Many and various things attract me and sometimes I might be admiring contradictory things. But this I think is a gain that I can sympathetically view more things than some of my friends can. And besides it gives richness to one's feelings when he hears agreeable responses in various quarters: I mean that I can hear true pious utterances full of profound love withal coming from different sources. But I don't think I write with sufficient clearness. Kindly read my letter to Vidyagauri also and let

her also assist you in making out sense from my chaotic sentences.

To sum up I wish you to take up the attitude of a wise sym-pathetic rapt monotheist, who can see the finger of God even in the political articles of an Atheist who can find estimable emotions even in hearts apparently rough-and who by the very strength of his પ્રાર્થના which is the સ્થાયિભાવ of ધર્મરસ can absorb many things and get nourishment from them.

Lastly let me ask you to have faith in me as in a friend and as in one who will never accept anything except the beau-tiful wherever it may be found. My pursuit is not after proposi-tions with their logic but after beliefs with their spirit."

*(Boroda, 17th July 1895.)*

ભાવાર્થ: " મને કેટલીક વાર એમ લાગે છે કે શારીરિક કેળવણી જેવો કોઇ વિષય હું લઉં અને જુની જુની સ્વતઃસિદ્ધ વાતો વિશે છટાથી ભાષણો કરૂં તો સારૂં; કારણ કે હું યતિ થઇ ધર્મના વિષયમાં મારાં હૃદયને તથા આત્માને વ્યાવૃત કરી શકું તેમ નથી. સત્યની શોધમાં ઉંડો રસ પડે છે; પણ મારા મિત્રો તો પોતે શોધ પૂરી કરી રહ્યા છે અને મને મદદ કરી શકે તેમ નથી એથી મને નિરાશા થાય છે.

મેં તમને સ્પષ્ટ શબ્દોમાં લખ્યું હતું કે હિન્દના પ્રાચીન ઋષિઓનાં કેટલાંક વચનોની મારા મન ઉપર ગાઢ અસર થઇ છે. એઓ મહાપુરુષો છે એમ મને લાગ્યું છે. આપણને તેમના તરફથી શો સંદેશો મળે છે તે શોધી કાઢવા હું ઉત્સુક છું અને પ્રતીતિ થઇ છે કે આપણી પ્રજાનો આપણે માટે કંઇ વારસો હોવો જોઇએ, અને આપણે ભૂતકાળ સંપૂર્ણ રીતે સમજિએ તો આપણી પ્રજાના ઉત્કર્ષ માટે પ્રયાસ કરવાનું આપણું કાર્ય ઘણું વધારે સહેલું થઇ પડશે.* * * પ્રાચીનો કહે છે તે ખરૂં છે એમ હું નથી માનતો. પણ તેઓ શું માનતા અને શા માટે માનતા તે* * શોધી કાઢવા હું ઉત્સુક છું. વર્તમાનને ભૂતકાળ સાથે જોડવા અને સાચા અંતઃકરણના દેશવત્સલ જનો વચ્ચેનો સર્વ વિરોધ દૂર કરવા હું ઉત્સુક છું. ઉદાહરણાર્થ, મારી પ્રતીતિ થઇ છે કે મહાન ઇંગ્રેજોનાં જીવનચરિત જેટલાં ઇંગ્રેજોને ફળદાયક થાય તેટલાં આપણ હિંદીઓને ન થાય. મારી પ્રતીતિ થઇ છે કે કેળવણીનો પ્રથમ હેતુ એ છે કે પ્રજામાંના સર્વ ઉત્તમ અંશો એકત્ર કરી વ્યક્તિનાં બંધારણમાં તે કામે લગાડવાં. ફક્ત ઇંગ્રેજી કેળવણી જ આપણામાં આવે તેમાં મને ઘણું જોખમ જણાય છે. આપણા સાધારણ લોકસમૂહના વિચાર અને ભાવ આપણાથી જુદા છે. તેમને માટે આપણને સમભાવ જુજ છે અને આપણે માટે તેમને જુજ સમભાવ છે. પણ તેઓ આપણો આદર કરી શકે ત્યારે જ પ્રજાની અંદરથી સુધારો ઉપજાવી શકાય. આપણા શાસ્ત્રોમાં જે કાંઇ મહત્ત્વનું છે, આપણી કવિતામાં જે કંઇ સુંદર છે, આપણા તત્ત્વદર્શનમાં જે કાંઇ ઉદાત્ત છે, ભૂતકાળે આપણે માટે મૂકેલી વસ્તુઓમાં જે કાંઇ મૂલ્યવાન છે તે બધું આપણે જાણીએ તો આપણા બન્ધુઓની વધારે સમીપ થઇશું અને તેમને વધારે સારી રીતે દોરી શકીશું. આપણી કેળવણીમાં પ્રજાત્વના અંશને મુખ્ય કરવાની આવશ્યકતાનું હું સમર્થન કરૂં છું તે આટલા માટે.

એક ગીત મેં એક વખત અકસ્માત્ સાંભળેલું તે મેં તમને કદી સંભળાવ્યું છે કે કેમ તે મને ખબર નથી. એમાં બોલનાર તે તોરલદે નામે સ્ત્રી છે. તે પોતાના કામુકને કહે છે કે તારે મુક્તિ મેળવવી હોય તો મારી આગળ તારાં પાપ કબુલ કર–

તું તારો ધર્મ સંભાળ–જાડેજા–પાપ તારાં પ્રકાશ
તારી બેડલી બૂડવા નહિ દિઉં–જાડેજારે
તોરલ કે' છે–ઇત્યાદિ

આવાં ગીતની સંખ્યા ઘણી છે અને લોકસમૂહમાં છે તે પ્રચલિત છે. આવાં ગીત એકઠાં કરતાં માલમ પડશે કે આ ધાર્મિક વચનોમાં દર્શાવી છે તેવી ગાઢતા, ઉંડાણ અને પ્રેમ હિન્દીના હૃદયમાં રહેલો છે. તેની પરિપૂર્ણ પ્રશંસા થઇ શકે તેમ નથ, અને આપણને તેનું જ્ઞાન નથી તેનું કારણ એટલું જ છે કે આપણે લોકોથી જુદા થઇ ગયા છીએ. વેદાન્તમાં પણ લોકોપયોગી અંગ છે, અને ઘણા ધર્મશીલ માણસને દરેક વસ્તુમાં ઈશ્વરની ક્રિયા દેખાય છે, અને તે વખતે પોતાનું પૃથક્ વ્યક્તિત્વ બાજુએ મૂકી દીધાનું તેમને ભાન થતું નથી.

જુદા જુદા ધર્મો તે ફક્ત સાચા અને જૂઠાના વર્ગમાં આવે એવા સિદ્ધાન્તોનો સમૂહ, એમ મેં કદિ ગણ્યું નથી હું તો એમ માનું છું કે મનુષ્યની શ્રદ્ધા અને પૂજ્ય બુદ્ધિને પરિણામે ધર્મો ઉદ્દભવે છે તેથી નીતિમય અને અનીતિમય એવા વર્ગોમાં જ ધર્મનો સમાવેશ થઇ શકે. એ જીવતી વસ્તુઓ છે–ઘણી સંકુલ છે–અને જનસમાજમાં ધર્મો અપરિમેય પણ પ્રાણભૂત કાર્યો કરે છે. આ રીતે ધાર્મિક બનાવોના વ્યાપારની ખરી કિંમત આંકવા માટે, ઘણો વખત, ધીરજ અને શોધની જરૂર પડે છે. અને હું ધારૂં છું કે ધર્મના વિષયમાં વાદ વિવાદ અસ્થાને છે. ઇશ્વર તત્ત્વ વિશે અને આપણા જીવન વિશે આપણને વધારે સારો વિચાર પ્રાપ્ત થયો હોય તો આપણે તેનો ઉપદેશ કરવો જોઇએ અને લોકો પાસે આપણો વિચાર ગ્રહણ કરાવવો જોઈએ. પણ બીજી પદ્ધતિઓના ગુણદોષ વિશે વચનો કહેવામાં પડવું ન જોઇએ.

હું આશા રાખું છું કે આ બધી આસપાસની અપ્રસ્તુત જેવી વાતો ઉપરથી તમારા સમભાવશીલ આત્માને મારા કહેવાનું તાત્પર્ય સમજાશે. પ્રાચીનમાં સારૂં શું છે તે શોધી કાઢવામાં તમે મને મદદ કરો એવી મારી ઇચ્છા છે. તમે કહેતા હતા કે એકેશ્વરવાદ ખરો હોય તો અદ્વૈતવાદ ખોટો હોવો જોઇએ. એમ નથી. અદ્વૈતવાદ ( Pantheism ) તે એક સિદ્ધાન્ત નથી, પણ વિચારની એક પદ્ધતિ છે. તેમાં કેટલાંક સત્યો હશે અને કેટલાંક અસત્યો હશે. માર્ટિનોના ગ્રન્થમાંથી તમને માલમ પડશે કે અદ્વૈતવાદની ભુલ એટલી જ છે કે પૃથક વ્યક્તિની ઇચ્છાશક્તિ ( will ) નથી હોતી એમ તેમાં માન્યું છે. માર્ટિનો એમ પણ કહે છે કે અદ્વૈતવાદની ભાવના તત્ત્વમાં ઘણી ઉદાત્ત છે, અને ઉત્સાહમાં બહુ ખેંચી જવાયાથી તે ભુલમાં પડે છે. વેદાન્ત વિરુદ્ધ મેં લખાણ કર્યું ત્યારે આ બધું હું સમજતો હતો પણ મારામાં યથાર્થ ગાંભીર્ય નહોતું અને એ પદ્ધતિ માટે દેશમાં જે પ્રયાસ થયો છે તેનું અત્યંત મૂલ્ય મેં ધ્યાનમાં લીધેલું નહિ.

આપણે એકેશ્વરવાદી છીએ પણ ધર્મની સ્વાભાવિક વૃત્તિ બધે એની એ હોય છે અને એ વૃત્તિના ઉદ્દભેદ અભ્યાસ કરવા સરખા હોય છે. મારી ખાત્રી છે કે કબીર અને ચૈતન્ય અને સહુ પેગંબરો ભૂતકાળમાં જે કહી ગયા છે તે બધું આપણે જાણીએ તો આપણી

શ્રદ્ધા અને આપણા ભક્તિપૂર્ણ પ્રેમમાં આપણે આગળ વધીશું.

* * * *

એક વેળા આત્મ-અવમાનના કરતાં મેં તમને કહેલું કે મારા ઉપર છાપ ઘણી જલદી પડી જાય છે. ઘણી અને વિવિધ વસ્તુઓ તરફ હું આકર્ષાઉં છું અને કેટલીક વખતે એક બીજાથી ઉલટી વસ્તુઓને હું વખાણતો હઇશ. પણ હું ધારૂં છું કે આ એક લાભ છે કે મારા કેટલાક મિત્રો કરતાં વધારે વિષયો તરફ હું સમભાવની દૃષ્ટિએ જોઇ શકું છું. અને વળી એમ કરતાં જુદી દિશાઓમાંથી રુચિકર નયુત્તર સંભળાય છે ત્યારે લાગણી વધારે સમૃદ્ધ થાય છે. મારા કહેવાનો અર્થ એ છે કે જુદાં જુદાં સ્થાનોમાંથી ગાઢ પ્રેમભર્યા ધર્મપરાયણ ઉદ્દ્ગારો એક સામટા આવતા હું સાંભળી શકું છું. પણ હું નથી ધારતો કે હું પુરતી સ્પષ્ટતાથી લખું છું. કૃપા કરીને મારો પત્ર વિદ્યાગૌરીને પણ વંચાવશો અને મારાં અવ્યવસ્થિત વાક્યોમાંથી અર્થ બેસાડવામાં એમની મદદ લેશો.

સારાંશ કે મારી ઇચ્છા એવી છે કે તમે ડાહ્યા, સમભાવશીલ અને તલ્લીન એકેશ્વરવાદીની વૃત્તિ ધારણ કરશો, રાજકીય બાબતો વિશે નાસ્તિકના લેખોમાં પણ ઈશ્વરની આંગળી પારખશો, પુરુષ દેખાતાં હૃદયોમાં પણ આદરણીય અન્તર્ભાવ રહેલા જોશો, અને ધર્મરસનો સ્થાયીભાવ-જે પ્રાર્થના-તેના બળ વડે જ અનેક વસ્તુઓનો તમારામાં સ્વીકાર કરી લેશો અને તેમાંથી પોષણ મેળવી લેશો.

છેવટે હું વિનંતિ કરૂં છું કે મારા ઉપર શ્રદ્ધા રાખશો કે હું મિત્ર છું અને સુંદરતા જ્યાં જ્યાં પ્રાપ્ત થાય ત્યાંથી તે ગ્રહણ કરવા સિવાય બીજું હું કાંઇ ગ્રહણ નહિ કરું. હું સિદ્ધાંતોનું અને તે સાથેના તર્કનું અન્વેષણ નથી કરતો પણ માન્યતાઓનો અને તે સાથેની ભાવનાનું અન્વેષણ કરૂં છું."

(વડોદરા, તા ૧૭ મી જુલાઇ ૧૮૯૫)

આમાંના કેટલાક વિચારથી જુદા પડતા વિચાર મણિશંકરે આ પ્હેલાં અને પછી ધારણ કર્યા હશે. પણ તેમની સરળતા, તેમની પ્રમાણિકતા, સત્કાર્યો તરફની તેમની ઉત્સુકતા, તેમની ગાઢ દેશભક્તિ, તેમની ઉંડી ઈશ્વિરપરાયણતા, તેમની નમ્રતા, તેમની મધુરતા તેમની ઉદારતા, તેમની તત્ત્વદર્શિતા એ સર્વનું આ વિસ્તારી ઉતારાથી કાંઇક દર્શન થયા વિના રહેશે નહિ.

બીજો એકજ ઉતારો આપી આ લેખ સમાપ્ત કરીશું.

"We enjoy many luxuries which we can do without and are therefore sinful. Enjoyment of luxuries is not something bound up with life. If we give up expensive dress and food &c. we need not starve or commit suicide × × × Asceticism may not be a duty but temperance is. × × × Fortunately I have not saved a rupee till now and it won't be difficult for me to become poor. I once lamented with you the absence of the clerical profession in our Country."

*(Baroda, 19 August 1895)*

ભાવાર્થ: આપણે એવાં ઘણાં વિલાસમય સુખ ભોગવીએ છીએ કે તે વિના આપણે ચલાવી શકીએ અને તે માટે પાપી થઇએ છીએ. વિલાસમય સુખોનો ઉપભોગ એ જીવન સાથે જોડાએલી વસ્તુ નથી. કિંમતી પોશાક ખોરાક વગેરે આપણે છોડી દઇએ તે કંઇ ભુખે

મરવાની કે આપઘાત કરવાની બરોબર નથી. * * * વૈરાગ્ય એ ફરજ નથી પણ મિતાચાર એ ફરજ છે * * * સુભાગ્યે હજી સુધી મેં એક રૂપીઓ પણ બચાવ્યો નથી અને ગરીબ થવું એ મને મુશ્કેલ નહિ પડે. એક વખતે તમે ને મેં ખેદ દર્શાવેલો કે આપણા દેશમાં નિયમસર ધર્મોપદેશ કરનારના ધંધાનો અભાવ છે. ( વડોદરા, તા. ૧૯ ઓગસ્ટ ૧૮૯૫)

ઉચ્ચ ભાવનાઓથી ઉભરાતું અને રસિકતાથી પરિપૂર્ણ આ અતિ મૂલ્યવાન જીવન ભવિષ્યની પ્રજાને માર્ગોપદેશક થશે અને ઉત્કર્ષની અનેક પ્રકારે ઝાંખી કરાવશે એમાં સંશય નથી

---

૯૫

રા. રા. લાભશંકર પ્રભુરામ ભટ્ટ:

# સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ

## એમના જીવનની ટુંકી રૂપરેખા

લગભગ સાત વરસ અગાઉ ભાઇ રણજીતરામ વાવાભાઇનું અવસાન થયું ત્યારે મને એમ ખ્યાલ પણ નહોતો કે તેમનું મરણ થયું તે કરુણ સંયોગ કરતાં વધારે કરુણ સંયોગોમાં મુરબ્બીભાઇ મણિશંકર રત્નજી ભટ્ટનું અવસાન આમ અચાનક થશે. આ બન્ને સાક્ષર મિત્રોનો કોઇ અજબ સંબંધ હતો. મણિભાઇને એક અથવા બીજા કારણે એમના બાલપણના મિત્રોથી માંડી ઘણાખરા સ્નેહસંબંધીઓ સાથે ગેરસમજ ઉત્પન્ન થયાના અનેક પ્રસંગો આવતા, પરંતુ ભાઇ રણજીતરામભાઇ સાથે તો એમનો સંબધ હંમેશાં એક ધારો જ રહ્યો હતો. મરણમાં પણ તેઓ મિત્ર જ રહ્યા છે એમ મને ભાસે છે. એકનું એવી જાતના ભાન સાથે મરણ થયું કે "સ્નાન કરી હમણાં પાછો આવું છું." બીજાને "આ દીલ્હી રહ્યું, આવી તબીયતમાં ત્યાં જરૂર પહોંચી જઇશ." આમ આશા સાથે બન્ને કૃતાન્ત કાળના ફાંસામાં સપડાઇ ગયા છે.

બંન્નેની મારા ઉપરની પ્રીતિ સંભારૂં છું ત્યારે તો આંખમાંથી આંસુ ચાલે છે. રણજીતરામભાઇએ મરણ પામવા અગાઉની રાત્રિએ પોતાનાં પત્નીને મોઢે મારે માટે કેટલીક વાત કરી હતી; મણિભાઇએ મરણ પામવા અગાઉ પાંચ છ દિવસે જ મારા ઉપર પત્ર લખ્યો હતો કે "તમારૂં સ્મરણ વારંવાર થાય છે." સામાન્ય રીતે મણિભાઈ પત્ર આવે તેનો ઉત્તર જ વાળતા. આ પ્રસંગે તેમણે જ પત્ર લખવાની શરૂઆત કરી. પરંતુ આ પત્રનો જવાબ વાંચવા તેનો સ્થૂલ દેહ રહ્યો નહિ તેથી ઘણો અફસોસ થાય છે.

**જન્મ અને કેળવણી:**–મણિભાઇનો જન્મ સં. ૧૯૨૪ ના કાર્તિક વદી ૮ ના રોજ કાઠીઆવાડમાં લાઠીથી ત્રણ ગાઉ દૂર

આવેલ ચાંવડમાં થયો હતો. તેઓ જ્ઞાતે પ્રશ્નોરા નાગર; તેમના પિતાનું નામ રત્નજી મુકુંદજી; માતાનું નામ મોતીબાઇ. જેઓની હાલ ૯૨-૯૩ વરસની ઉંમર છે, અને હયાત છે. મણિભાઇના મોટા ત્રણ ભાઈઓમાંથી હાલ એક જ-રા. હરજીવનભાઈ હયાત છે. સૌથી મોટા ગૌરીશંકરભાઇ આજથી નવ વરસ અગાઉ સ્વર્ગવાસી થયા છે. તેઓ એક કુશળ વૈદ્ય અને હરિકથાકાર હતા. સ્વ. ડાકતર ત્રિભુવનદાસના પ્રસિદ્ધ પુસ્તક શારીર અને વૈદકશાસ્ત્રની રચનામાં તેઓ મુખ્ય સહાયક હતા. બીજા ભાઇ માધવજીભાઇ-પ્રો. હરિલાલ ભટ્ટના પિતા-બે ત્રણ વરસ અગાઉ જ મરણ પામ્યા છે. તેઓ ગુજરાતી શિક્ષક હતા અને કેળવણી ખાતામાં આખું જીવન ગાળી પેન્શનર તરીકે જુનાગઢમાં રહેતા હતા. ત્રીજા રા. હરજીવનભાઇ અને સૌથી નાના મણિભાઇ. તેમને બે બહેનો હતાં. એક બાળવિધવા-દયાબહેન હાલ હયાત છે. બીજાં પ્રાણીબહેન રા. ભગવાનલાલ ગિરિજાશંકરનાં માતુશ્રી આજથી ત્રીસબત્રીસ વરસ અગાઉ સ્વર્ગવાસી થએલ છે.

મણિભાઇના કુટુમ્બની સ્થિતિ સાધારણ હતી. વળી મણિભાઇની બાળવયમાં જ તેમના પિતા મરણ પામ્યા હતા. ગુજરાતી અભ્યાસ રા. માધવજીભાઇ પાસે માંગરોળમાં આરંભાયો હતો. અંગ્રેજી અભ્યાસ ગોંડળ તથા રાજકોટમાં રહી કર્યો હતો. મેટ્રિકની પરીક્ષા રાજકોટ હાઇસ્કૂલમાંથી આપી હતી; તે વખતે તેમના સહધ્યાયીઓ અને મિત્રોમાં રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી અને રા. હરિલાલ ઝીણા ભટ્ટ હતા. રા. મોહનદાસ કરમચંદ ગાંધી એક ધોરણ પાછળ હતા પરંતુ વિદ્યાર્થી તરીકે તેમને મણિભાઇ સાથે પીછાન હતી.

રાજકોટ હાઇસ્કૂલમાં એ વખતે હેડમાસ્તર મિ. દોરાબજી એદલજી ગીમી હતા. મણિભાઇ ઉપર તેમનો ખાસ પક્ષપાત હતો. ભાવનગર હાઇસ્કૂલના હેડમાસ્તરનો હુદ્દો જ્યારે સ્વ. જમશેદજી ઉનવાળાએ છોડયો (ઇ. સ. ૧૯૦૫) ત્યારે તેમને માન આપવા એકત્રિત થયેલા મેળાવડામાં રા. મણિભાઇએ ભાષણ કરતાં કહ્યું હતું કે "મારા વિદ્યાર્થિજીવનમાં અમે બે મહાન હેડમાસ્તરો સંબંધે સાંભળેલું. એક ગીમી સાહેબ અને બીજા ઉનવાળા. બંને ખરેખર મહાન શિક્ષકો છે એમ મારો અનુભવ થયેલો છે." મુંબઇમાં ઇ. સ. ૧૯૦૯-૧૦ ની સાલમાં મણિભાઇના એક ભાષણ પ્રસંગે ગીમી સાહેબ પ્રમુખપદે હતા, ત્યારે મણિભાઇએ કહ્યું હતું કે સૂર્યને દેખી જેમ કમળ ખીલે તેમ ગીમી સાહેબને જોતાં મને થાય છે. ગીમી સાહેબે પોતાના અંગ્રેજી લેખોનો સંગ્રહ મણિભાઇને આપ્યો હતો. ભાવનગરના મહારાજા સાહેબના આશ્રયથી તે છપાવી આપવા મણિભાઇની ધારણા હતી પણ તે સફલ થઈ ન્હોતી.

મણિભાઇએ કોલેજનો અભ્યાસ મુંબઇમાં રહી એલફીન્સ્ટન કોલેજમાં કર્યો હતો. સ્વ. ભગવાનલાલ ઇંદ્રજીની વગથી મણિભાઈ, પ્રભાશંકરભાઈ પટ્ટણી અને હરિલાલ ઝીણા ભટ્ટને ગોકળદાસ તેજપાળ બોર્ડિંગમાં સ્થાન મળ્યું હતું. એ સમયે અમારી જ્ઞાતિના રીવાજ પ્રમાણે ઇતર બ્રાહ્મણવર્ગની રાંધેલી રસોઈ જમવાનો પ્રતિબંધ હતો તેથી આ યુવાન વિદ્યાર્થીઓને ઘણી મુશ્કેલી નડતી. ઘણી વખત કોરૂં જ ખાતા. દુધનાં પોતૈયાં રસોઇઓ કરે અને દાળભાત મેળે કરે એવી સ્થિતિ પણ ચાલતી. તે એમના આનંદના કે મુશ્કેલીના દિવસોની ઘણી વાર મણિભાઇ વાત કરતા. એક પ્રસંગે કોલેજમાંથી આવ્યા પછી ભુખ ઘણી લાગેલી અને ખાવાનું કાંઈ તૈયાર નહોતું

તેથી ચુલાનો દોષ કાઢી–અમારી ગેરહાજરીમાં તેં કેમ કાંઈ રાંધ્યું નથી–એમ ચુલો ભાંગી નાખ્યાની વાત કરી હસાવતા.

મણિભાઇ લોજીક અને મોરલ ફિલસુફીના ઐચ્છિક વિષય લઈ ઇ. સ. ૧૮૮૮ ની સાલમાં બી. એ. માં બીજા વર્ગમાં પાસ થયા. અમારી જ્ઞાતિમાં એ પ્રથમ જ ગ્રેજ્યુએટ થયેલ હોવાથી જ્ઞાતિ તરફથી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું.

કોલેજમાં મણિભાઇનો નંબર હંમેશાં ઉંચો રહેતો. લૉર્ડ રેના અમલ દરમિયાન એક પ્રસંગે એલ્ફીન્સ્ટન કોલેજના બે સીનીયર વિદ્યાર્થીઓને ગવર્નમેંટ હાઉસમાં લેવીમાં હાજર રહેવા આમંત્રણ થયું હતું. તે માટે મણિભાઇ અને બીજા દેશપાંડે એમ બે પસંદ થયા હતા. પાછળથી દેશપાંડે ગયા નહોતા અને રા. વિશ્વનાથ વૈદ્ય દેશપાંડેની જગાએ ખડા થઇ ગયા હતા.

એ વખતે કોલેજના પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થ હતા અને ફિલસુફીના પ્રોફેસર મેકમિલન હતા બન્નેની મણિભાઈ ઉપર કૃપા હતી. તે સમયના ન્હાના વર્ગોમાં પ્રોફેસરો બી. એ. ક્લાસના ઘણાખરા વિદ્યાર્થીઓના અંગત સંબંધમાં આવતા. મેકમિલન તો એવા સંબંધ શરૂ કરવા અને કેળવવા માટે ખાસ અને પદ્ધતિસર શ્રમ લેતા. દર અઠવાડીએ એક દિવસ સાંઝે પોતાની લાંબી વોક (walk) માં સાથે એક કે બે વિદ્યાર્થી હોય જ. વળી તે વખતના પ્રોફેસરો કેટલાક વિદ્યાર્થીઓ સાથે, તેઓ કોલેજ છોડીને જાય તે પછી પણ પત્રવ્યવહાર રાખતા. પ્રો. વડ્ઝવર્થ સાથે મણિભાઇને આ પ્રમાણે કેટલાંક વરસો સુધી પત્રવ્યવહાર ચાલ્યો હતો. વડ્ઝવર્થ એ વખતમાં લગભગ ઘરડા હતા, પરંતુ મણિભાઈ તેમના ચહેરાનું અને હૃદયનું વર્ણન કરતા કહેતા કે તે કોઇ અહીંના આપણા ઘરડા પુરુષ જેવા શુષ્ક ઘરડા નહોતા. એ અવસ્થાએ પણ એક જુવાનને શરમાવે એવા "પ્રેમી" હતા. તેમના સંસ્કૃતના શાસ્ત્રી રાજારામ બોડાસનાં વિદ્યાર્થીઓ કેવાં ટીખળ કરતા એ પણ મણિભાઇ, પછી, ઘણા વખત સુધી કોલેજજીવનનાં સ્મરણીયોમાં પ્રસંગોપાત વર્ણવતા.

કોલેજમાં અભ્યાસ કરતા તે વખતથી તેમને રા. રમણભાઇ તથા પ્રો. કાશીરામ સેવકરામ દવે સાથે મિત્રતા જેવો સંબંધ જામ્યો હતો. 'વસંતવિજય' ઉપર રા. રમણભાઇએ વિદ્વત્તા ભરી ટીકા લખીને એ કાવ્ય બુદ્ધિપ્રકાશમાં પ્રકટ કરાવ્યાનું સુવિદિત છે.

**લગ્નઃ**––મણિભાઇનું પ્રથમ લગ્ન ચૌદ પંદર વરસની ઉમરે કુંડલાના વૈદરાજ જટાશંકર કેવળરામની પુત્રી નર્મદાકુંવર સાથે થયું હતું. આ બાઇ ઘણાં જ સુશીલ અને સ્વરૂપવાન હતાં. તેઓ એક પુત્ર નામે પ્રાણલાલ (જન્મ ૯–૨–૯૦) મુકી ભર યુવાવસ્થામાં સં. ૧૯૪૭ ના ચોમાસામાં સ્વર્ગવાસી થયાં. મણિભાઇની એમના ઉપરની ચાહનાની તો સીમા નહોતી તેથી વિધુર થયા ત્યારે તેમની વિહવળતા પણ હદ વગરની હતી. નાની ઉમરમાં મણિભાઇએ વિદ્યા અને સૌજન્યથી ઘણી પ્રતિષ્ઠા મેળવી હતી અને તેમના જેવા સમજુ જુવાનને આટલો સીમા વગરનો શોક થતો તે જોઇને ઘણાં સગાં–સંબંધીઓને નવાઇ લાગતી. પરંતુ એ શોક ક્ષણિક નહોતો. સ્વ. નર્મદાના અવસાન પછી વીસ એકવીસ વરસે એક પ્રસંગે મણિભાઇ પોતાની કવિતાઓ તપાસતા હતા તેમાંથી

"નયન નમણાં, ગ્રીવા ધોળી, લલાટ સુહામણું"

એ લીટીઓ વાંચતાં તેમની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં અને અમે જેઓ તેમની પાસે બેઠા હતા અને નર્મદાને કદી નહિ જોયેલાં તેમને મોઢે તેમના સૌન્દર્યનું અને સદ્‌ગુણોનું વર્ણન કરવા લાગ્યા; જાણે હજી તેમનો વિયોગ ગઇ કાલે જ થયો હોય !

મણિભાઇની કવિતાઓમાં ઘણી કવિતાઓ તેમનાં આ સ્વર્ગવાસી પત્નીને ઉદ્દેશી લખાયેલી છે. વિધુરકુરંગ, વિપ્રયોગ, તદ્દૂરે તદ્વંદતિકે વગેરેમાં શોક તથા પ્રેમના જે ભાવો મૂર્ત થાય છે તે આપણા સાહિત્યમાં તો બીજે મળી શકે તેવા નથી.

**કદી સ્મરણ આવતાં રુધીર નીર નેત્રે ઝરે;**
**દયા સ્વજનને થતાં વદન પાસ પાણી ધરે;**
**નહીં સ્વજન એ સખી, સ્વજન એકલી તું હતી.**
**સહસ્રશત શલ્યમાં હૃદયની પથારી થતી.**

આ લીટીઓમાં તેમણે પોતાની ખરેખરી લાગણી ઉત્કટ રૂપમાં બતાવી.

મણિભાઇનું બીજી વખતનું લગ્ન જામનગર નિવાસી શંકરલાલ જેઠાભાઇનાં બીજાં પુત્રી નર્મદા સાથે ખંભાળીયામાં સં. ૧૯૪૮ માં થયાં ( રા. બલુભાઇએ અ૦ સૌ૦ નર્મદા ભટ્ટ નામના કાવ્યમાં "ખંભાળે રહેતી'તી નાની" એમ પ્રયોગ કરેલ છે ભાભીનું નામ નાની પણ હતું* ) તેમનાથી મણિભાઇને થયેલ પ્રજામાં અત્યારે માત્ર બે પુત્ર ને એક પુત્રી હયાત છે. એક પુત્રી નામે અ૦ સૌ૦ હૃદયલક્ષ્મી ( જન્મ સં. ૧૯૬૦ ) એક પુત્રી મૂકી બે વરસ અગાઉ સ્વર્ગવાસી થયેલ છે. એ સિવાય ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ બાલ્યાવસ્થામાં ગુજરી ગયેલ છે.

મણિભાઇનો બાલકો તરફ ઘણો સ્નેહ હતો. પ્રથમ પત્નીના પુત્ર પ્રાણલાલ તરફ તો હદ વગરની એમની ચાહના હતી. લગભગ દશ વરસની ઉંમરે એ સ્વર્ગવાસી થયો ત્યારે એને અંગ્રેજી તથા ગુજરાતીનો મણિભાઇએ પોતેજ સારો અભ્યાસ કરાવ્યો હતો. તેને પ્રત્યક્ષ શિક્ષણ આપવાનો એક પ્રસંગ–મેં જે સમયે મણિભાઇને પ્રથમ જ જોયા તે–યાદ આવે છે. એ વખતે મણિભાઇ વડોદરામાં નોકર હતા. પ્રાણલાલને બાલ્યાવસ્થાથી શહેરમા રહેવાનું થયેલ હોવાથી ગામડાનાં વાડી, કુવા, વાઢ (શેરડીના) વગેરે કાંઇ તેણે જોયેલ નહિ ને બતાવવા માટે ખાસ મણિભાઇ અમારે ગામ પ્રાણલાલને તેડીને આવ્યા અને એ બાળકને અતિશય પ્રેમથી શેરડીના વાઢમાં જઇ ચીંચોડા ( કોલુ )-ની માહિતી આપી. પ્રાણલાલને ઉલટીના વ્યાધિ થયો હતો. તેમાંથી તેની આંખો પણ મંદવાડમાં ગઇ હતી. મણિભાઇ પથારી પાસે બેસી એ બાળકને પ્રભુની વાતો કહેતા અને સિંતાર વગાડી એનુ મન રંજન કરતા. મણિભાઇને સંગીતનો ઘણો શોખ હતો. પોતે છેવટ સુધી સારૂં ગાઇ શકતા. સિતાર બજાવવામાં પણ તેમનો હાથ સારો બેઠેલો હતો. પરંતુ પ્રાણલાલના મરણ પછી એમણે કદી સિતાર બજાવ્યો સાભળ્યો નથી.

મણિભાઇનાં બીજી વખતનાં પત્ની અ૦ સૌ૦ નર્મદા ભાભી ઘણાં માયાળુ હતાં. એમનો ગુજરાતી અભ્યાસ સાત ચોપડીનો હતો અંગ્રેજી શીખવા માંડયા હતાં પણ ઘરકામને લીધે અને શરીર નબળું એટલે એમને ફુરસદ મળતી નહિ અને મણિભાઇ એ બાબતમાં આગ્રહી નહોતા.

---

* અને પહેલી અથવા મોટી નર્મદા તે નંદી પ્રો. હરિલાલ ભટ્ટનાં માતુશ્રી એટલે મણિભાઇનાં ભાભીનું નામ પણ નર્મદા. એમના કુટુંબમાં એ એક સૌથી મોટાં નર્મદા જ પોતાના આખા નામનાં અધિકારી ગણાતાં.

છતાં તેમનું વાચન ઘણું સારૂં હતું. ભાગવત, રામાયણ, ઉપરાંત વાર્તાની તથા કવિતાની ઘણી ચોપડીઓ તેઓ વાંચતાં. એરિસ્ટૉટલના નીતિશાસ્ત્રનું ભાષાંતર **મણિભાઇ** કરતા ત્યારે તેઓ પોતે બોલતા જાય અને અ૦ સૌ૦ **નર્મદા**ભાભી લખે એવો ક્રમ કેટલોક વખત રાખ્યો હતો.

સ્વ૦ **નર્મદા**ભાભીનું જીવન **મણિભાઇ**થી જુદું ન હતું. કોણ કોનું પૂરક હતું તે કહેવું મુશ્કેલ છે. ભાભીએ સુખ પણ એટલું માણ્યું હતું. વિપત્તિઓ પણ એટલી જ વેઠી હતી અને અનેક વરસોના સહજીવનને અંતે તે બન્નેમાંથી એક વિખુટું પડે ને બીજું સહન કરે એવી સ્થિતિ રહી નહોતી. સ્વ૦ ભાભીનો બાંધો બહુ મજબુત નહોતો તેમાં અનેક ચિંતાઓને લીધે વારંવાર શરીર બગડી આવતું. એક મંદવાડ ઘણો મોટો ઇ. સ. ૧૯૦૬ માં આવેલો તે સ્મરણમાં છે. એ મંદવાડને અંગે **ભાવનગર**થી હવાફેર અર્થે બોટાદ રહેવું પડ્યું હતું, ત્યારે **મણિભાઇ**એ જે ચાકરી કરી અને સંભાળ લીધી તે કદી વીસરી શકાય તેવી નથી. દિવસ રાત પથારી પાસે પોતે બેસી રહે. ઉજાગરો કરવાનો હોય માટે જમે પણ નહિ. વખતસર દવા આપે નાની પુત્રી તો માણસને સોંપે પરંતુ હૃદય અને **બાબુ** એ બે બાળકોને અનેક રીતે રીઝવી ખુશી રાખે. એ દિવસોમાં પણ પોતાનો અભ્યાસ તો ચાલુજ હોય. એ મંદવાડમાં ટેનિસનની કવિતાઓમાંથી Idylls નું મંદવાડની પથારી પાસે બેસી ભાષાંતર કરી ભાભીને નિરંતર સંભળાવતા —અને કરુણ વિભાગો આવતાં આંસુ સારતા **મણિભાઇ** મને અત્યારે પ્રત્યક્ષ થાય છે.

**મણિભાઇ** સામાન્ય રીતે ભડ અથવા વીર પુરુષ કહી શકાય તેવા હતા. સાધારણ વિપત્તિઓથી તેમને કદી ક્ષોભ થયો જાણ્યો નથી, પરંતુ ભાભીનો મંદવાડ કે કોઇ બાળકનું મરણ એ પ્રસંગે તો એમનું હૃદય કોમળ બની જતું. —ખરેખર, કોમળ જ હતું, પરંતુ બધાને તે આવે પ્રસંગે જ પ્રત્યક્ષ થતું. ભાભીના એક મંદવાડ વખતે **મણિભાઇ**એ કવિતા કરીઃ—

> કુસુમ મારૂં કરમાય,
> અરર! હૈયું ભરમાય,
> × × ×
> સખે શું કરૂં ?

ઇ. સ. ૧૯૧૮ સંવત ૧૯૭૪ ના શ્રાવણ વદી એકમના રોજ સૌ૦ **નર્મદા**ભાભી સુવાવડમાં અચાનક ધનુર્વા થવાથી સ્વર્ગવાસી થયાં. **મણિભાઇ**ને માથે અસહ્ય દુઃખ આવી પડ્યું પરંતુ ધૈર્યથી તે સહન કર્યું. આ બનાવ પછીથી તેમનું ધ્યાન કોઇ કામમાં ચોંટ્યું જાણ્યું નથી. એમના જેવા ખાવાપીવાના શોખી ત્યાર પછી જે હોય તે, જ્યારે મળ્યું ત્યારે ખાઇ લેતા; એમ જ કહેતા કે "મારૂં સુખ તો બધું ચાલ્યું ગયું, મારૂં જીવન કેટલું બધું depen-dent પરવશ હતું ?" રાત્રે ઉંઘ ન આવતી અને કહેતા કે "ન સમજી શકાય તેવી અંતરમાં ચચરાટી થયા કરે છે, કોઇ વસ્તુમાં ચિત્ત લાગતું નથી !"

**વ્યાવહારિક જીવનઃ ૧ વડોદરાઃ—** **મણિભાઇ**નું વ્યાવહારિક જીવન તેઓ બી. એ. પાસ થયા પછીથી જ એકવીસ વરસની ઉમરે ઇ. સ. ૧૮૮૯ માં શરૂ થયું. તા. ૪-૨-૮૯ ને રોજ **સુરત** સરકારી હાઇસ્કુલમાં આસિસ્ટંટ માસ્તર તરીકે દવે **કાશીરામ સેવકરામ**ને બદલે નીમાયા, પગાર રૂ. ૭૫-હતો.

**સુરત**માં થોડા માસ કામ કર્યા પછી **વડોદરા**માં તા. ૧૫-૯-૯૦ **ના** રોજ કલાભવનમાં સાહિત્યશાસ્ત્રના અધ્યાપક તથા શિક્ષણપદ્ધતિશાળા ( ટ્રેનિંગ કોલેજ )ના મુખ્ય ગુરૂ ( હેડમાસ્તર ) તરીકે નીમાયા. તે વખતમાં

વડોદરામાં કલાભવનની સ્થાપના થતી હતી અને તેના મુખ્ય સુકાની ગજ્જર સાહેબ હતા. તેમની સાથે આ વખતથી જ પરિચય થયો અને ગાઢ સ્નેહમાં પરિણમ્યો. આ બન્ને અસાધારણ વિલક્ષણતાવાળા પુરુષોના સમાગમથી ગુજરાતને અનેક રીતે લાભ થયો છે. મણિભાઇમાં શિક્ષણશાસ્ત્રીની જે યોગ્યતા આવી, તે શાસ્ત્ર સંબંધે તેમણે જે વાંચ્યું અને વિચાર્યું તે સર્વ પ્રસંગ ગજ્જર સાહેબના યોગ વિના આવવો અસંભવિત હતો. જે તાજા ગ્રેજ્યુએટો એ સંસ્થામાં એ વખતે કામ કરતા તેમાં મણિભાઇ પોતાની યોગ્યતાથી તુરત આગળ આવી શકયા, અને 'શિક્ષણના ઇતિહાસ'ની રચનાથી બધાઓને સ્પષ્ટ થયું કે મણિભાઇ પોતાના જમાનાના એક સારા વિદ્વાન, પુખ્ત વિચારશીલ લેખક અને શિક્ષક છે.

"શિક્ષણનો ઇતિહાસ" એ સામાન્ય ભાષાંતરનું પુસ્તક નથી. અનેક અંગ્રેજી પુસ્તકોના વાચન અને મનનથી ચર્વિત થયેલા વિચારો અને અનુભવના પરિણામે રચાયેલો શિષ્ટ ગ્રંથ છે. હું ધારૂં છું કે એ પુસ્તકની કદર હજી તો ગુજરાતને કરવી બાકી જ છે.

વડોદરાની નોકરી દરમિયાન એક વખત ગાયકવાડ સરકારના સ્વર્ગવાસી રાજકુમાર જયસિંહરાવના શિક્ષક તરીકે પણ તેઓ કામ કરતા હતા, જો કે આ શિક્ષણ બદલ જુદો પગાર મળતો નહિ. વડોદરાથી તેઓ સ્વેચ્છાથી જ છુટા થયા હતા. ગજ્જર સાહેબ નીકળી ગયા અને કલાભવનનું સ્વરૂપ બદલી નાખવામાં આવ્યું એટલે તેઓની રાજ્યના કેળવણી ખાતામાં જ ઇન્સ્પેકટરની ગ્રેડમાં નીમણુક થતી હતી પરંતુ ગ્રેડ ઉતરતો આવતો હોવાથી મણિભાઇ રહ્યા નહિ.

આ રીતે વડોદરા રાજ્યની નોકરીથી આઠ વરસે નિવૃત્ત થયા, અને મણિભાઇના જીવનનો એક પૂર્ણ યશસ્વી અંક સમાપ્ત થયો.

વડોદરાનું એમનું જીવન પ્રત્યક્ષ જોવા જાણવાનો મને અનુભવ નથી. પરંતુ એ જીવનની ઘણી વાતો મુ. ભાભી પાસેથી તેમજ બીજાંઓ પાસેથી જાણી છે ત્યારે મને લાગ્યું છે કે મણિભાઇએ જો જીવનમાં સુખ ભોગવ્યું હોય તો તે વડોદરાના જ જીવનમાં. બુદ્ધિવિષયક આનંદને પણ તેમણે ત્યાં જ ભોગવ્યો. ભાવનગર આવ્યા પછીથી એમનાથી નથી એ શિક્ષણશાસ્ત્રની આલોચના થઇ શકી કે નથી એ બુદ્ધિવિષયક આનંદો ભોગવાયા.

મણિભાઇ એક આજન્મ શિક્ષક હતા. એમની પાસે શિક્ષણ લેવાનો જેમને પ્રસંગ આવ્યો છે તેઓ બધાં તેમની વિદ્વત્તા તથા સમજાવવાની પદ્ધતિની મુક્તકંઠે પ્રશંસા કરે છે. વિષયનો ઉંડો અભ્યાસ કર્યા પછીથી જ તે વિષય શિખવવાની તેઓ શરૂઆત કરતા અને એ ટેવ એમણે છેવટ સુધી જાળવી હતી.

વડોદરાના એમના જીવનની અને શિક્ષણની કેટલાક યુવાનો ઉપર સચોટ અસર થઇ અને એ અસરના પરિપાક રૂપે રા. કરુણાશંકર તથા શિવાભાઇ અને દેવચંદ જેવા કેટલાકનાં જીવન ઘડાયાં છે. આમાંના કેટલાકને મણિભાઇ સાથે અન્યોન્યને ઘેર આવીને પ્રતિવર્ષે એક બે વાર થોડા દિવસ સાથે સમાગમમાં ગાળવાનો સુંદર વહીવટ ઘણાં વર્ષ ચાલૂ રહ્યો હતો.

**૨. ભાવનગરઃ**—વડોદરા છોડયા પછી ભાવગનરના કેળવણી ખાતામાં તા. ૧–૧૨–૯૮ ને રોજ તેઓ દાખલ થયા. વચ્ચેના ૭ માસ તેઓએ પોતાના વતનમાં તથા લાઠી, કુંડળા, વગેરે સ્થળે ગાળ્યાં હતાં. એ વખતનો એક પત્ર નીચે પ્રમાણેનો મળ્યો છે.

" મારી હાલ એવી સ્થિતિ છે કે ધોખો નહિ કરવો જોઇએ. નામ–ઠામ–કામ બધાની

હાનિથી હું અસ્વસ્થ રહું છું અને સ્નેહીઓને લખી શકતો નથી. કાઠિઆવાડમાં જ રહેવાનો છું એટલે વહેલો મોડો મળીશ. માત્ર ક્યારે તે કહી શકતો નથી. સ્નેહીઓ આટલી ચિંતા રાખે છે એ સમજું છું પણ તે દૂર કરી શકતો નથી." તા ૨૧-૮-૯૬

નામ--ઠામ-કામ બધાની હાનિ એ વખતે ખરેખર થઇ હતી. આવી પ્રાસાનુપ્રાસવાળી શૈલી મણિભાઇની ખાસ હતી. ઉત્તરાવસ્થામાં એ શૈલી છોડી દીધેલી હતી પણ બાલ્યકાળમાં તો તેનો ઘણો ઉપયોગ કરેલો દેખાયો છે.

"અરે મારા પ્રાણાધાર, મારા તો હૈયાના હાર,
જીંદગી કેરા આધાર બહાર આપ ક્યાં ગયા?
અભાગણી હું જ નાર, અશ્રુ કેરી છુટે ધાર,
દુઃખ છે અપાર કાં લગાર ન આવી દયા?
હે ગુલાબી વર્ણાગાર પ્રણામ કરૂં હજાર
વિયોગનો મારી માર કેમ અળગા થયા?
અરે હાય કંપે કાય નથી આપ દિલમાંહી
શોક કર સંન્યાસીને કાંઇ ન આવી મયા?[1]

દેવયાની અને વસંતવિજયના લેખકને એક વખત દલપતશૈલી ઉપર કેટલો મોહ હતો અને એ શૈલી કેટલી એમને સુલભ હતી એ જણાવવા પુરતું જ ઉદાહરણ આપ્યું છે. બાકી આ લીટીઓ રચતી વખતે મણિભાઇની ઉંમર ભાગ્યે જ ચૌદ વર્ષની હતી.

ભાવનગરમાં આવ્યા પછીથી તેઓ સ્થિર થઇને ત્યાં જ રહ્યા. લગભગ પચીસ વર્ષ ત્યાંજ ગાળ્યાં. (બાપ્ટિઝમ લીધા પછીથી ભાવનગરની નોકરી તા. ૨૫-૪-૧૯૦૦ ને રોજ છોડી હતી અને ૧૮-૧૦-૧૯૦૦ ને રોજ ફરીથી તે જ જગોએ નીમાયા હતા. અમદાવાદ મિશન સ્કૂલમાં રહેવા વિચાર કરેલો પણ પગાર ઓછો હોવાથી રહ્યા નહિ. વિલાયત જવા વિચાર કર્યો હતો એમ પત્રો ઉપરથી જણાય છે.) એ વરસોમાં અનેક બનાવો એવા બન્યા કે એમના જીવનનો પ્રવાહ માત્ર જુદી દિશામાં વહેવા માંડયો. કેટલાક પ્રસંગો એવા બન્યા જેમણે એમની અતિ વિષમ કસોટી કરી. એ બધું સહન કરતાં એમનું સાહિત્યજીવન છિન્નભિન્ન થઇ ગયું.

**ખ્રિસ્તી ધર્મઃ**-મણિભાઇ ભાવનગરમાં દાખલ થયા અગાઉ ખ્રિસ્તી ધર્મ તરફ વળ્યા હતા. ભાવનગરમાં એ અભ્યાસ વધાર્યો અને ઇ. સ. ૧૯૦૦ની શરૂઆતમાં તેમણે ખ્રિસ્તી ધર્મ જાહેર રીતે સ્વીકાર્યો. એ સ્વીકારથી એમના ઉપર જ્ઞાતિ અને સ્નેહી મંડળ તરફથી ધિક્કાર વરસવામાં તો મણા રહી નહિ પણ જાહેરપત્રો, દૈનિક, અઠવાડિક અને માસિકોએ પણ સખત આક્ષેપો કર્યા. વૈદક વિષય ચર્ચનાર વૈદ્યકલ્પતરૂમાં પણ 'મેનિઆ' એ નામના રોગની ચર્ચા કરતાં પ્રશ્નોરા જ્ઞાતિના બે એકજ નામરાશી[2] ગૃહસ્થોને ધર્મનો મેનિઆ લાગુ પડયો છે એમ જણાવ્યું હતું.

આ બધી નિંદા સહન કરવા પુરતું ધૈર્ય અથવા જડતા મણિભાઇમાં નહોતાં. અત્યંત કોમળ સ્વભાવ હોવાથી પોતાના અંતઃકરણ-

---

૧ ખરી મોહબત અથવા ગુલબાસનું ફુલ, રચનાર મણિશંકર રત્નજી ચામુંડકર. સં ૧૯૩૮,

૨ મણિશંકર વિઠલજી અને મણિશંકર રત્નજી

થી જે વાત સત્ય માનતા તેનો સ્વીકાર નીભાવી શક્યા નહિ. છેવટ સ્થિતિ એવી આવી કે તેઓ આર્ય થયા, પરંતુ અંતઃકરણથી ખ્રિસ્તી જ રહ્યા. આ શબ્દપ્રયોગ હું ઘણા જ વિચારપૂર્વક કરૂં છું-મણિભાઇનું અંતઃકરણ કાચ સમાન શુદ્ધ હતું. ગમે તે વસ્તુનું પ્રતિબિંબ તુરત પડી શકતું. તેમાં મલિનતા હોય તોપણ ભુંસાઇ જતી અથવા બીજાઓને તુરત પ્રત્યક્ષ થતી. તેમણે વેદ, ગીતા, કુરાન, વગેરે ધાર્મિક પુસ્તકો ધ્યાનથી વિચાર્યાં હતાં; પરંતુ એ બધામાથી પણ ખ્રિસ્તી ધર્મને અનુકૂળ જણાતી વાતો જ એમના મગજ ઉપર ચીતરાઇ જતી અને શાશ્વત અસર એ સિવાય બીજાની રહેતી નહિ. આપણા સમાજમાંથી તેમના ધાર્મિક વિચારો તરફ સમભાવ બતાવી શકે એવા થોડા જ માણસો મણિભાઇને મળ્યા–તે પણ તેમના શિષ્યો. એ સિવાય બીજાઓ તો નિન્દા કરનાર અને પજવનાર છે એવી તેમને ખાત્રી થઇ હતી; તેથી ભોળા સ્વભાવના હોવા છતાં આ એક બાબતમાં તેમણે દૃઢ મત કર્યો હતો કે કોઇ સાથે ધર્મ સંબંધી વાદવિવાદ કે ચર્ચા ન કરવાં. અલબત્ત જેમની ભૂમિકા ઉંચી જણાતી તેમની સાથે તો આ બાબતમાં એ ઘણા જ નિખાલસપણે ચર્ચા કરતા. એમને ખ્રિસ્તી ધર્મની પ્રથમ મોહની લાગી, તે કેટલી સજ્જડ હતી તે નીચેના પત્ર ઉપરથી જણાશે. પોતાનું મન્તવ્ય આટલું દૃઢ અને સ્પષ્ટપણે વ્યક્ત કરતાં પાછલા વર્ષોમાં મેં મણિભાઇને કદી જોયા નથી.

" પરમ હિતૈષી......

આપનો તા. ૧૨ મી નો કાગળ મળ્યો. આપનો સ્નેહ હજી છે સવિસ્તર ઉત્તર લખુ છું.

ઘણા વખતથી હું ધર્મનો અભ્યાસ કરૂં છું તે તમે જાણો છો કેટલાક વખતથી હું એવું જાહેર કરૂં છું કે મને પરમ સત્ય મળ્યુ છે. તેની પણ તમને ખબર છે. બાઇ લેદમીશંકરને મેં તે જણાવ્યું છે અને માર્ગ પણ જણાવ્યો છે. પણ મેં જે વાંચ્યું છે તે વાંચવાનો શ્રમ લે એવા આ દેશમાં ઘણા થોડા છે અને એવો વખત આવ્યો છે કે જ્યારે મારા બધા સ્નેહીઓ અને સંબંધીઓ મારો ત્યાગ કરશે. કારણ કે સ્વર્ગનો મુસાફર સ્વીડનબોર્ગ કહે છે કે જીસસ ક્રાઇસ્ટ વગર સ્વર્ગનો બીજો કોઇ ઈશ્વર નથી. આ દેશના લોકો ક્રાઇસ્ટને નામથી જાણે છે પણ તેના ધર્મ સંબધી કશું ન જાણવા છતાં તેનો તિરસ્કાર કરે છે. તેના ધર્મના રહસ્ય સંબંધી તો આ દેશના ક્રિશ્ચિયનોમાં પણ કોઇને ખબર નથી. એ રહસ્યો મેં જાણ્યાં છે અને માન્યાં છે.

પરિણામ એ આવ્યું છે કે મેં બ્રાહ્મણનું ચિન્હ ઉપનયન દૂર કીધું છે અને થોડા વખત પછી હું જાહેર રીતે ક્રિશ્ચિયન મંડળમાં પ્રવેશ કરીશ.

મારા કુટુમ્બમાં હજી બા અને બ્હેન વગર ઇતરને આની ખબર નથી. તેમના દુઃખથી હું દુઃખી થાઉં છું પણ જે સત્યો મેં જોયાં છે તેની મદદથી હું સર્વ સહી શકુ છું. જ્ઞાતિના મનુષ્યો મને મૂર્ખ, ' દુષ્ટ ' દીવાનો વગેરે ઉપનામો આપશે એ હું જાણું છું તે પણ હું સહન કરીશ; પણ જેથી મને અતિશય ખેદ થાય છે તે તો એ છે કે મારા બધા સ્નેહીઓ અને મિત્રો પણ મારો ત્યાગ કરશે. અસ્તુ.

હું જોઉં છું કે જગતમાં બધાં મનુષ્યો એક ઈશ્વરના ફરજંદ છે. અને આ દેશની અધોગતિનું મુખ્ય કારણ જ્ઞાતિઓ છે. આ બંધન હું તોડું છું એટલે બધનની અંદર રહેલા મારા સ્નેહીઓ મારા શબ્દો પણ સાંભળશે નહિ અને ઈશ્વરને માનતાં છતાં ઈશ્વરને માર્ગે જે આગળ ગ લે. છે તેને ત્યરો માનશે!

નોકરી હજી સુધી મળી નથી અને હવે

આ રાજ્યની નોકરી કરવા પણ ઇચ્છા નથી. ઈશ્વર જ્યાં લઇ જશે ત્યાં જઇશ. આ માસની આખર સુધી માત્ર અહીં રાહ જોઇશ. મને ધનની ઇચ્છા નથી. મારૂં ગુજરાન થાય તેટલું કોઇ પણ સ્થળે મળી રહેશે.

બંધુ ! આ જાણીને પ્રથમ તો તમને રડવું આવશે એ હું જાણું છું. કારણ કે તમારૂં હૃદય સ્નેહી અને સરલ હોવા છતાં તમે સ્વતંત્ર થઈ શકો તેમ નથી. માત્ર મારી સાથેનો આંતર સંબંધ બીલકુલ તોડી નહિ નાખો; અને મને છું તેવો સમજવાનો યત્ન કરશો તો હું સંતુષ્ટ રહીશ.

ભાઇ વિશ્વનાથ સદારામનો એક પત્ર હતો. તેને હુ ઉત્તર લખી શકયો નથી. આ હકીકત આપ જ તેને જણાવવાની કૃપા કરશો. હું નહિ લખી શકું.

ઘણા એમ કહેશે કે જરા રાહ જોવી જોઇએ. ઉતાવળ ખોટી. આપણા ધર્મમાં બધું છે, ક્રિશ્ચિઅન ધર્મમાં કશું નથી–ઇત્યાદિ. પણ તેમને હું શો ઉત્તર આપું ? હું સર્વને એટલું જ કહું છું કે–બંધુઓ ! હું કહું છું તે બધું ખરૂં છે એમ મૃત્યુ પછી તમે બધા સારા છો તે જાણશો. હાલ પણ મેં જે વાંચ્યું છે તે વાંચો તો જાણો. વાંચ્યા વગર સલાહ આપવાથી શું ફળ ? સહન કરવું પડશે તેની તો મને ખબર છે પણ તે હું પોતાની ખાતર નહીં પણ દેશની ખાતર સહન કરીશ. કારણ કે આ દેશમાં ધર્મનો લોપ હોવાથી જ સ્વર્ગ અને પૃથ્વીના સ્વામીએ નવો પ્રકાશ આ તરફ મોકલી આપ્યો છે. હું કાંઇ અભિમાનથી આમ કહેતો નથી પણ મને જે મળ્યું છે તે જણાવું છું. એટલું બેધડક કહું છું કે મારે જે વાતો કહેવાની છે તે ઇશ્વરી છે. દેશના લોકો જો સાંભળશે તો તેમનું કલ્યાણ થશે.

સાંભળો અને પછી કહો. પરીક્ષા કરો, ઇત્યાદી હાલ વધારે લખતો નથી. મારી ખાતર રડશો એમ જાણવા છતાં આ હું તમને લખું છું. ઇશ્વિર તમારાં આંસુઓ લુછે અને તમને પોતાને શાન્તિ આપે.

વડોદરા તા. ૧૭–૬–૯૮

તમારો સ્નેહાધીન મણિશંકર.

ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યા અગાઉ મણિભાઇએ સ્વીડનબોર્ગ સંબંધે ઘણું વાંચ્યું હતું. એ વાચનની છાપ એમના મગજ ઉપર હંમેશાં રહી હતી. મણિભાઇના મોટાભાઇએ આ બધાં પુસ્તકો પોતાની પાસે રાખી લીધાં હતાં, અને ફરીથી મણિભાઇને એ ન આપવાં એવો નિર્ણય કર્યો હતો. મણિભાઈએ પુસ્તકો વિના અસહાય જેવા થઇ રહ્યા હતા. તેવામાં રા. ગૌરીશંકર ભાઇનો પત્ર આવ્યો કે બધાં પુસ્તકો રેલ્વે પારસલથી રવાના કરી દીધાં છે. એ ખબર મળ્યા ત્યારે મણિભાઇને ઘણો હર્ષ થયો અને પુસ્તકો આવ્યા પછીથી એકેએક પોતાના જ હાથથી સાફ કરી એક તદ્દન નવું કબાટ તે જ દિવસે ખરીદી તેમાં ગોઠવતાં ગોઠવતાં ખરેખર પોતે રોયા. એ એમનાં વહાલાં પ્રાણ સમાન પુસ્તકો વરસ બે વરસ પોતાનાથી છુટાં હતાં તેને મેળવતાં બાળકોને મળ્યા જેટલો તેમને હર્ષ થયો હતો.

**મિત્રમંડળ:**—મણિભાઇનું મિત્રમંડળ બહોળું હતું. એમનો સ્વભાવ મળતાવડો હતો; વળી ઉદાર પણ હતો એટલે પોતાના અનુભવમાં જ્યાંસુધી સામા માણસની અપાત્રતા કે શઠતા ન આવે ત્યાંસુધી ગમે તેવા માણસને પણ પોતાની પાસે આવવાની ના ન કહેતા. પોતાના બાલપણના વિદ્યાર્થી મિત્રો જીવનમાં તદ્દન સાધારણ સ્થિતિ ભોગવતા હોય એવાનો પણ જ્યારે મેળાપ થતો ત્યારે લેશમાત્ર સંકોચ કે આડંબર વગર તેમની સાથે ભળતા. પોતાની સાથે ગુજરાતી બીજીત્રીજી ભણેલ એક લુવાર

હતો તેનો દાખલો મને યાદ આવે છે. મણિભાઇથી ઉંમરમાં બેચાર વરસે મોટો હતો અને ૪૦–૫૦ વરસની ઉંમરે આર્થિક સ્થિતિ કફોડી થતાં મણિભાઈ પાસે આવ્યો. મણિભાઇએ તેને ગુજરાતી નિશાળમાં આસિસ્ટંટ રખાવ્યો, પરંતુ તેની સાથેના પત્રવ્યવહારમાં તેમને "પ્રિય ભાઇ" અને "તમારો મણિશંકર" એ વ્યવહાર રાખતા. બિચારા લુવાર માસ્તર આ પ્રેમપ્રદર્શનથી ઓછાઓછા થઇ જતા.

વડોદરાના મિત્રમંડળમાં ગજ્જર સાહેબ તો મુખ્ય, પરંતુ એઓ ઉંમરમાં મોટા હતા અને મણિભાઇ હંમેશાં તેમની આમન્યા રાખતા. ગજ્જર સાહેબને મણિભાઇ તરફ ઘણો પક્ષપાત હતો પણ તેમના સ્વભાવ પ્રમાણે બાળકને ખંખેરી નાખે તેમ ઘણી વખત મણિભાઇને પણ ખંખેરી નાખતા. પાછળથી સ્વભાવ શાન્ત પડતાં ખરા જીગરથી માફી ચાહતા. મણિભાઇ તેમને તથા જમશેદજી ઉનવાળાને હંમેશાં મુરબ્બી તરીકે જ માન આપતા.

વડોદરાના જીવનમાં રા. રાજારામ રામશંકર શાસ્ત્રીનો પરિચય વધારે દૃઢ થયો. ઓળખાણ તો ગોકળદાસ તેજપાળ બોર્ડિંગ સ્કુલમાંથી જ થયેલી. આ બન્નેનો પરિચય દૃઢ મિત્રતામાં પરિણામ પામ્યો. રાજુભાઇના રસિક અને આનંદી સ્વભાવથી મણિભાઇ ઘણા રંજીત થતા અને એ મિત્રનાં અનેક વખત અમારી પાસે વખાણ કરતા. એ સ્નેહમાં મણિભાઇએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો ત્યારે આંચ આવી, પરંતુ જીવનનાં છેલ્લાં વરસોમાં મણિભાઇ રાજુભાઇને અસલ માફક ચાહવા માંડયા હતા.

મણિભાઇના જીવનમાં મિત્ર તરીકે પ્રથમ સ્થાન પામનાર તો હું જાણું છું ત્યાંસુધી પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. શિક્ષણના ઇતિહાસની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં બલુભાઈની સહાય માટે મણિભાઇએ યોગ્ય સ્તુતિવાક્યો લખેલાં છે. એ બન્ને મિત્રોએ જીવનમાં એકબીજાને ઘણી સહાય કરી અને એ મિત્રતા કેટલોક વખત તુટી હતી તે ન તુટી હોત તો આપણા સાહિત્યને ઘણી પોષક નીવડત. હું મણિભાઇને જ્યારે પ્રથમ મળ્યો ત્યારે બલુભાઇનો સંબંધ તુટેલો હતો. એમનું નામ સુદ્ધાં ઘરમાં કોઇથી લેવાતું નહીં.—એ વાત જ કોઇથી કરાય નહીં.–પછી એમની સાથે પત્રવ્યવહાર કે એમના ખબરઅંતર પુછવાનું તો એમના ઘરના કોઇ માણસથી શી રીતે બની જ શકે? આ વિરોધ પણ મણિભાઇ ખ્રિસ્તી થયા એ કારણથી થયો હતો. તોપણ બલુભાઇના સાચા ગુણો માટે પણ મણિભાઇની આસપાસ બેસનાર કોઈ નિન્દા કરે અને મણિભાઇ એ સાંભળ્યા કરતા એ તો વાજબી નહોતું જ. એમનામાં એ નિર્બળતા હતી કે બીજાઓને તે પ્રમાણે બોલતા અટકાવી ન શકતા. પહેલાં બલુભાઇનું નામ ન લેવાતું; પછી સ્થિતિ એવી આવી કે બલુભાઇની નિન્દા થવા માંડી. (મણિભાઇ આવે પ્રસંગે મૌન જ રહેતા. બીજાઓ બોલે તે સાંભળે પરંતુ એ પણ ઓછો દોષ નહોતો). ત્યારપછી કેટલાક મિત્રો અને કુટુંબીઓના આગ્રહથી બન્ને મળ્યા અને પાછો સંબંધ શરૂ થયો. એકબીજાએ એકબીજાને ક્ષમા આપી–ક્ષમા માગવાનો કે આપવાનો આવા સ્નેહમાં અવકાશ હોય તો–અને બન્નેએ આ નવો સંબંધ કુદરતને ખોળે મુક્યો તે કુદરતી રીતે વધતો ગયો.

મણિભાઇની કવિતાઓમાંની કેટલીક જેમ તેમનાં પત્નીને ઉદ્દેશીને લખાયેલી છે તેમ તેમના આ મિત્રને ઉદ્દેશીને પણ થોડી કવિતા લખાયેલી છે. પૂર્વાલાપનો ઉપહાર જે હમણાં પ્રકટ થયેલ છે તે કાવ્ય લગભગ ત્રીસ વરસ અગાઉ લખાયુ હતું અને જ્ઞાનદર્શન નામના તે સમયના એક માસિકમાં છપાયું પણ હતું.

મણિભાઇના સાક્ષર મિત્રોમાં રા. બલુભાઇ ઉપરાંત સ્વ. કલાપી અને રા. નાનાલાલ કવિનાં મુખ્ય સ્થાન છે, કલાપી સાથેનો એમનો વિશુદ્ધ સ્નેહ થોડો કાળ જ લંબાયો અને કલાપીના અકાળ અવસાનથી એ મિત્રતા તુટી પડી. એ સ્નેહમંબંધ ચારેક વરસ જ રહેલો, પરંતુ કલાપી ઉપર મણિભાઇના વ્યક્તિત્વની અસાધારણ છાપ પડી હતી, અને એ હૃદય મણિભાઈ પાસે કોઇ અજબ રીતે ખુલી ગયું હતું. મણિભાઇએ જે થોડા પત્રો પ્રકટ કરેલા છે તે ઉપરથી આ વાત સ્પષ્ટ થશે. બીજા અનેક પત્રો મણિભાઇ પાસે પ્રકટ કરવા જેવા હતા અને છે. શૈલીને માટે તેમ જ વસ્તુને માટે એ બધા ગુજરાત સમક્ષ ધરવા જેવા છે. મણિભાઇના બધા મિત્રોમાં કલાપીએ તેમને ઘટતી સરાય કરી હતી. મણિભાઇએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો તે વાતથી જ્ઞાતિના તેમ જ બીજા સ્નેહીઓએ તેમનો જ્યારે ત્યાગ કર્યો હતો ત્યારે આ રાજવી મિત્રે તેમને આશ્રય આપ્યો હતો. તેમના તરફ પ્રીતિભાવ અને અનુકમ્પાથી અને ધર્મવિષયક નિખાલસ ઉદારતાથી 'સ્વર્ગ અને નરક' નામના સ્વીડનબોર્ગના પુસ્તકનો ગુજરાતી અનુવાદ S. T. G. એટલે સુરસિંહજી તખ્તસિંહજી ગોહીલને અર્પણ થયેલ છે. સ્વ. કલાપીએ પણ 'જિજ્ઞાસુ'ની સહીથી સ્વીડનબોર્ગના ધર્મસિદ્ધાન્તો ઉપર એક પત્ર બહાર પાડેલ હતો. કલાપીની કેટલીક કવિતા મણિભાઇને સંબોધી લખાયેલી છે. 'નૂતન સખા પ્રતિ' અને 'એક ચંડોલને.'

"હૃદયવનના મીઠા બોલા મુસાફર હંસલા !
વિપુલ જલના વાસી ભોળા ! ન માનસ હોય આ!"

એ અન્યોઅન્યની સ્થિતિ દર્શાવનારી સુકત લીટીઓ છે. જ્યારે સહુ પહેલાં કલાપી અને મણિભાઈ મળ્યા અને છુટા પડયા ત્યારે કલાપીએ કહ્યું કે "આપણે બન્ને અગાઉ કોઇ વાર મળ્યા હોઈએ અને ઘણી વાર સાથે રહ્યા હોઇએ એમ લાગે છે" અને આ "જન્નાંતર સૌહૃદ" તે પછી ઝપાટા બંધ ખીલ્યું હતું. કલાપીના અકાળ સ્વર્ગવાસથી મણીભાઇને ઘણું દુઃખ થયું એ પછી શોક અંતરમાં અને અંતરમાં ઘણો કાળ અપ્રકટ રહ્યો. કોઇક વાર જ એ સ્નેહની વાત બહાર કાઢતા. "સુરતાની વાડીના મીઠા મોરલા" એ કવિતા એ બન્નેનો સ્નેહ અમર કરવા પુરતી એક જ ચીજ બાકી રહી છે.

કવિ નાનાલાલ મણિભાઇથી ઉમ્મરમાં નાના છે. પરંતુ મણિભાઇ જ્યાં યોગ્યતા જોતા ત્યાં પૂર્ણ નમ્રભાવે હળીમળી શકતા. પ્રેમભક્તિનાં કાવ્યોમાં મીરાંસ અને લાલિત્ય એમને કાંઇ અજબ લાગેલું અને એ કવિતાના લખનાર સાથે સંબંધ બંધાયો ત્યારે તેના વ્યક્તિત્વમાં પણ કાંઈ અદ્ભુતતા લાગી. આ કાંઇ સામાન્ય પત્રવ્યવહારનો જ સંબંધ ન રહ્યો; જેને ઘરવટ કહેવામાં આવે છે, એકના સુખે બીજો સુખી અને એકના દુઃખે બીજો દુઃખી એવો સંબંધ દૃઢ થયો હતો. કવિના કેટલાક કુટુંબીઓ સાથે અને ખાસ કરીને ભાવનગરમાં નોકરી કરતા એમના મોટાભાઇ છોટાલાલ સાથે પણ મણિભાઇને સારો સ્નેહ જામ્યો. ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યા પછી મણિભાઇની કૌટુમ્બિક સ્થિતિ ઘણી અસ્વસ્થ થઈ ગઈ હતી અને સં. ૧૯૫૮ માં જ્યારે ચિ. જયંતકુમારનો જન્મ થયો ત્યારે કુટુમ્બનાં કોઇ સગાં સંબંધીઓએ નહીં પણ રા. કવિનાં પત્ની અ૦ સૌ૦ માણેકબ્હેને સુવાવડમાં હાજર રહી ઘરનો બધો વ્યવહાર ચલાવ્યો હતો. મણિભાઇ આ ઉપકારકાર્ય કદી વિસર્યા નહોતા.

સં. ૧૯૫૯ ની શરૂઆતમાં જ્યારે કવિ **સાદરા** કોલેજમાં નોકર હતા ત્યારે તેમને મંદવાડ થઇ આવ્યો અને **મણિભાઇ**ને તારથી ખબર મળતાં તુરત **સાદરા** ગયા. કવિને માંદા માંદા આખા કુટુંબ સાથે **ભાવનગર** લઇ આવ્યા અને પોતાને ત્યાં રાખ્યા. આ સમયે **મણિભાઇ** પોતે અમલદાર હતા; ઘેર નોકર ચાકર હાજર રહેતાં છતાં કવિની સેવા તનથી પણ કરતા એટલી એમની નિરભિમાનતા હતી. કવિ ત્યાર પછીનાં કેટલાંક વરસો સુધી રજામાં **ભાવનગર** અથવા તો **મણિભાઇ** જ્યાં ડીસ્ટ્રિક્ટમાં હોય ત્યાં ઉનાળામાં આવતા. કવિનો સ્વભાવ અત્યંત સરલ હોવાથી ઘરમાં બધાં માણસોની પ્રીતિ એમના ઉપર સ્હેજે થતી અને **મણિભાઇ** સાથે ડીસ્ટ્રિક્ટમાં ફરનાર એમનાં અંગત માણસો તો કવિની સાથે પુરી છુટ પણ લેતા. ઇ. સ. ૧૯૦૬ની સાલની આખરમાં **મણિભાઇ** ડીસ્ટ્રિક્ટમાં હતા ત્યારે ત્યાં કવિ મળવા આવ્યા. એ વખત ‘ વસંત ’ માસિકમાં ‘ કુલડાં કટોરી ’ ઉપર રા. **નરસિંહરાવ**ની ટીકા પ્રસિદ્ધ થઇ હતી. વાતપ્રસંગે આ ટીકાનો પ્રત્યુત્તર આપવા કોઇએ કહ્યું એટલે કવિએ જવાબ આપ્યો કે “ **નરસિંહરાવ** મારા પિતા જીવ્યા ત્યાં સુધી એમની વિરુદ્ધ લખતા; હવે મારા વિરુદ્ધ લખવા માંડયા છે. જવાબ શો હોય ?” ‘ કેસરબીના કંથ ’ એ કવિતા આ અરસામાં કવિએ લખેલ એમ યાદ છે. કવિનો ક્રમજ એવો હતો કે કવિતા લખે એટલે એક નકલ તરત **મણિભાઇ** ઉપર તપાસવા માટે રવાના કરે.

આ કવિ–મિત્રોની એક રીતે પ્રકૃતિ સરખી ગણી શકાય. તેમની પ્રીતિ કે અપ્રીતિ બન્ને અત્યંત તીવ્ર. જેમની સાથે સ્નેહ બંધાયો તેમના દાસ થઇને રહેવાની ટેવ **મણિભાઇ**ની હતી; પણ અભાવ આવ્યો એટલે હદ ન રહે; એટલે બીજાઓની ધાર્મિક માન્યતા સંબંધે **મણિભાઇ** કદી હરફ ઉચ્ચારતા નહીં. પોતાની માન્યતામાં કોઇ આડે આવે તે હરગીઝ સહન ન કરી શકતા. કવિ સાથે અણબનાવ થયો હોય તો તે આ એક જ બાબત માટે. જીવનનાં છેલ્લાં વરસોમાં એમણે કવિ સાથે કાંઈ વ્યવહાર નહોતો રાખ્યો. મનમાં વસવસો કદાચ રહ્યો હશે પરંતુ સ્વ. ભાભીના મરણ પ્રસંગે કવિ **મણિભાઇ** પાસે દિલાસો દેવા આવ્યા એ વખતે **મણિભાઇ**નો બધો વસવસો દૂર થઇ ગયો.

ભાઇ **રણજીતરામ** સાથે **મણિભાઇ**ને, ઇ. સ. ૧૯૦૫ માં સાહિત્ય પરિષદ્દ્ભ રાઇ, એ અગાઉ એક કે દોઢ વરસે પત્રવ્યવહારથી પ્રથમ ઓળખાણ થયું હતું. ગજ્જર સાહેબ પાસે **રણજીતરામભાઇ**ને **મણિભાઇ**એ જ એ પછી રખાવ્યા, અને ૧૯૦૮ માં **રણજીતરામભાઇ** **ભાવનગર** આવ્યા ત્યારથી તો એ સંબંધ ગાઢ મિત્રતામા ફેરવાઇ ગયો હતો. **રણજીતરામ** એક કે બે દિવસને અંતરે નિયમસર **મણિભાઇ**ને અવશ્ય મળતા કવિ આવ્યા હોય ત્યારે તો આ મંડળ જામેલું જ રહે. **મણિભાઇ**ની પ્રકૃતિ હંમેશાં વિચારમગ્ન અને ગંભીર જ રહેવાની હતી, તે આ ભાઇઓના સહવાસમાં ઘણી વાર બદલાતી અને સાહિત્ય અથવા ઇતર ચર્ચામાં રસપૂર્વક ભાગ લેતા.

“ સ્વર્ગ ” નાં પુસ્તકો લખનાર રા. **અમૃતલાલ સુંદરજી પઢિયાર** જેઓ બાવાજીના નામથી આ મંડળમાં જાણીતા હતા તેઓને ઇ. સ. ૧૯૦૨ ની સાલમાં **મણિભાઇ** સાથે પ્રથમ પીછાન થયું. * સ્વર્ગનાં પુસ્તકોમાંના કેટલાક

* પ્રથમ મુલાકાત કેટલાક વર્ષ પહેલાં, મુંબઇમાં **મણિભાઇ**ને **વ્યાસજી**એ જ્યારે ગાયત્રીજપ કરાવી જનોઇ પાછું પહેરાવ્યું તે વખતે: રા. **અમૃતલાલ** **મણિભાઇ** પાસે પોતાની ‘ આર્ય વિધવા ’ એ,

વિચારો સંબંધે મણિભાઇએ પત્રવ્યવહાર શરૂ કર્યો અને બાવાજીને ભાવનગર બોલાવ્યા. બાવાજીની પ્રકૃતિ ફક્કડ હતી. ખાવાપીવાના શોખીન, એકાંતમાં રહેનાર, અને પોતાનું લેખન-કાર્ય નિયમિતપણે ચલાવનાર. ભાવનગરમાં તેઓ મણિભાઇના અતિથિ તરીકે ઘણી વખત રહેતા. બાવાજી નિખાલસ હતા અને મણિભાઇ ઉપર ગાઢ પ્રીતિ રાખતા. તેમના કુટુંબના એક સ્વજન જેવા થઇ રહેતા. આ પરનાતના અને સાહિત્ય પ્રીતિથી થયેલા મિત્રોની યાદીમાં ગણાવવા રહી ગયેલાઓમાં મુખ્ય બે કવિ ભાઇઓનાં અહીં માત્ર નામ ઉમેરી લઉં છું —(૧) સ્વ. કવિ ત્રિભુવન પ્રેમશંકર (૨) રા. રા. હરગોવિંદ પ્રેમશંકર

**સાહિત્યસેવા**—મણિભાઇની એક અસાધારણ વિદ્વાન તરીકેની છાપ મારા મગજ ઉપર પડી રહી છે. ધર્મ સંબંધી સાહિત્ય તો એમના જેટલું વાંચનાર ભાગ્યેજ બીજા હશે. પરંતુ શુદ્ધ સાહિત્યના પણ એ તો પરમ ઉપાસક હતા. વર્ડ્ઝવર્થ, ટેનીસન, મીલ્ટન, શેલી, બાયરન, કીટ્સ, બર્ન્સ રોબર્ટ બ્રાઉનિંગ અને મીસીસ બ્રાઉનિંગ એ એમના માનીતા કવિઓ. એમાંથી એક અથવા બીજા કવિનો અભ્યાસ ચાલુ જ હોય. એમની વિદ્વત્તા શિષ્ટ લેખકોમાંજ સમાપ્ત થતી. ન્યુસપેપર વાંચવા તરફ એમને કદી આકર્ષણ નહોતું. કોઇ એ સંબંધે વાત કહે એટલે માત્ર સાંભળે; પણ એ કોલાહલવાળા સાહિત્યથી તો એ દૂર જ રહેતા. ઇ. સ. ૧૯૧૪ ની આખરમાં જ્યારે "હિન્દ અને બ્રિટિશ વિક્રમ" પત્ર ચલાવવા માંડયા ત્યારથી જ તેમણે ટાઇમ્સ અને ક્રોનીકલ વાંચવા માંડયાં. અંગ્રેજી સાહિત્યના જેમ તેઓ ઉપાસક હતા તેમ સંસ્કૃતના પણ હતા. કોઈ સારા શાસ્ત્રી કે પંડિત મળવા આવે તેમની સાથે સંસ્કૃતમાં વાત કરતા. અંગ્રેજીનું ગુજરાતી ભાષાંતર એમના જેટલી સરલતાથી કરનાર થોડાજ હશે. કોઇ અંગ્રેજી ગ્રંથ પોતે વાંચતા હોય અને બીજાઓને સંભળાવવાનો હોય તો જેમ વાંચતા હોય તેમ પુસ્તક તરફ નજર જાય અને ગુજરાતી બોલતા જાય. સાંભળનાર માણસને ગ્રંથ અંગ્રેજીમાં લખેલો છે કે ગુજરાતીમાં એની ખબર ન પડે. અંગ્રેજી એક હરફ પણ બોલ્યા સિવાય ગુજરાતીની જ ધારા ચાલે!

હવે-ભૂલાઇ-ગયેલી ચોપડી લઇને આવેલા તે ઉપરથી.

આવા વિદ્વાન તેમ જ તેજ લેખકને સાહિત્યની રણભૂમિ ઉપર યુદ્ધોના પ્રસંગ આવેલા હતા. એ યુદ્ધોમાં મણિભાઇએ કેટલીક વાર અસાધારણ પાણી બતાવ્યું હતું. સૌથી મોટા ચાર પાંચ પ્રસંગો મને સ્મરણમાં આવે છે.

(૧) પ્રથમ પ્રસંગ રા. જટિલ સાથે. જટિલ એક વિવેચક હતા. કવિતાઓ પણ પોતે સારી લખતા. 'ચન્દ્ર' માસિક અસ્તિત્વમાં આવ્યા પછીથી એમણે રસચર્ચા મોટે ભાગે શરૂ કરી. રા. કેશવલાલ ધ્રુવનું અમરૂશતકનું ભાષાન્તર પ્રસિદ્ધ થયું હતું તેનું અવલોકન 'ચન્દ્ર'માં રા. જટિલે લખવા માંડયું. ભાષાન્તર સારૂં છે તેની કોઈ ના પાડે તેમ નથી, પરંતુ અવાસ્તવિક પ્રશંસાથી તો કંટાળો આપે. જટિલે લાંબી લાંબી પ્રશસ્તિ લખેલ તેમાં "અમરૂની ભારતી આકાશમાં ઉડવાની" વાતો હતી. વાક્યોમાં કાંઇ અર્થ નહોતો. એટલે મણિભાઇએ સખ્ત ચર્ચાપત્ર 'સુદર્શન'માં લખી મોકલાવ્યું. જવાબ શું હોય? છાપનારની ભુલ અને કાંઇ બીજા બે ચાર બહાનાં બતાવાયાં.

(૨) બીજો પ્રસંગ 'સિદ્ધાન્તસાર'ના અવલોકનનો. કુદરતી રીતે મણિભાઇનું સ્થાન સુધારક લેખકોમાં આવી ગયું હતું. નરસિંહરાવ, રમણભાઇ વગેરે એ મંડળના નાયકો સાથે

તેઓ દીપી નીકળે એટલી શક્તિવાળા હતા. મણિભાઇએ એ અવલોકન પત્રરૂપે 'જ્ઞાનસુધા'માં શરૂ કર્યું અને કેટલાક પત્રો ઘણા સરસ લખાયા; કેટલાક આક્ષેપો અત્યંત માર્મિક અને સચોટ થવા માંડયા. અવલોકન ચાલુ હોય ત્યાંસુધી સામા પક્ષ તરફથી જવાબ શી રીતે મળે ? છતાં 'સુદર્શન'માં ગ્રંથાવલોકનના વિભાગમાં આ અવલોકનનું અવલોકન આવ્યું. 'તેના લેખક સ્વ. મણિલાલ તો નહોતા. એમાં લાંબી ટીકાને અંતે નીચેના અર્થનું વાકય વાંચેલું સ્મરણમાં છે–જો રા. કાન્તને સાહિત્યની કાવ્યવાટીકા છોડી વેદાન્તના શુષ્કારણ્યમાં જ પ્રવાસ કરવાની વૃત્તિ હોય તો અમારે કહેવું પડે છે કે:—
**मसृण चरणपातं गम्यतां भो सदर्भाः ।**
' સિદ્ધાન્તસાર ' નું અવલોકન છેવટ પુરૂં ન થયું. રા. મણિલાલ સાથે વડોદરામાં જ ગજ્જર સાહેબ મારફતે પરિચય થયો હતો જ. ઇ. સ. ૧૮૯૭ માં નડિઆદમાં સ્વ. મણિલાલના અતિથિ તરીકે પણ મણિભાઇ રહ્યા હતા. સ્વીડનબોર્ગ અને ખ્રિસ્તી ધર્મ સંબંધે વાંચનની પ્રથમ માહીતી આ અરસામાં સ્વ. મણિલાલ મારફતજ થઇ એમ મને ખબર છે; ખાત્રી નથી.

(૩) ત્રીજો પ્રસંગ આ સિદ્ધાન્તસારના અવલોકનને જ અંગે ઉભી થયેલ એક ચર્ચાથી આવ્યો હતો. અવલોકનના પહેલા બીજા પત્રમાં કાન્તાને ઉદ્દેશીને લખ્યું હતું કે–તમે ' ભામિની-ભૂષણ ' ગ્રંથ વાંચીને ફેંકી દીધો એ સારૂં કર્યું. એ કે એવા અર્થનાં વાકયો હતાં. શ્રીમાન્ નૃસિંહાચાર્ય કે બીજા પંથવાળાઓ તરફ અંગ્રેજી વિદ્યા ભણેલા માણસોની જે વૃત્તિ હોય છે એવી વૃત્તિજ મણિભાઇની હતી. વડોદરામાં જ પોતે રહેતા હોવાથી આ પંથ સંબંધે વિશેષ જાણવાનું મળ્યું હોય એટલે વિદ્વાનની દૃષ્ટિથી આટલું લખાણ કર્યું. અને જુઓ પછી ખળભળાટ ! ' ભામિનીભૂષણ 'ના નવીન ગ્રંથની પ્રસ્તાવનામાં દુષ્ટ કાન્ત અને દુષ્ટ કાન્તાઓ ઉપર ગાળોનો વરસાદ ! મણિભાઇએ ઉત્તર રૂપે એક સચોટ ' ચર્ચાપત્ર નામથી જ ' જ્ઞાનસુધા'માં મોકલી આપ્યું. અને એમાં જણાવ્યું કે એ સોનેરી છોગાંવાળાઓ સાથે ગાલીપ્રદાનની સરસાઇમાં ઉતરવાની મારી યોગ્યતા નથી.

(૪) ચોથો પ્રસંગ પ્રથમ સાહિત્ય પરિષદ્‌માં એમણે વાંચેલા નિબંધ ઉપરથી ઉભો થયો હતો. એ નિબંધમાં સ્વ. મણિલાલ નભુભાઇના નામ સાથે બ્રહ્મનિષ્ટ પદ જોડવામાં આવે છે એ બાબત તે વખતના ' સુદર્શન'ના તન્ત્રી રા. આનંદશંકર ધ્રુવ ઉપર આક્ષેપ હતો. આના જવાબરૂપે રા. આનંદશંકરભાઇએ અમદાવાદના પ્રજાબંધુમાં ચર્ચા ચાલુ કરી હતી.

(૫) પરંતુ આ બધા પ્રસંગોને ભુલાવે એવો એક પ્રસંગ તો બાકી હતો. રાજકોટ પરિષદ્‌ના પ્રમુખની પસંદગી ઉપર ચર્ચા ઉભી થઈ. એમના જીવનમિત્ર બલુભાઇ સાથે આ ઝપાઝપીનો જાહેર પ્રસંગ હતો. પરિષદ્‌ના પ્રમુખ રા. નરસિંહરાવ થવા જોઇએ એમ મણિભાઇ માનતા. પરંતુ રાજકોટમાં અંબાલાલભાઇની ચુંટણી થઇ. મણિભાઇનો દિવાન બહાદુર સાથે કાંઇ જ અંગત વિરોધ નહોતો. પરંતુ મણિભાઇનો શુદ્ધ સાહિત્યપ્રિય આત્મા આવી પસંદગીથી દુભાતો હતો. હજી મને આટલાં વરસે પણ મણિભાઇનું અને રણજીતરામભાઇનું દૃષ્ટિબિન્દુ વાસ્તવિક લાગે છે. પરંતુ બલુભાઇ માત્ર સાક્ષર નથી. વ્યાવહારિક અનેક દૃષ્ટિબિન્દુઓ લક્ષમાં લઇ ચાલનારા છે. એ પરિષદ્ માત્ર લેખકો કે વિદ્વાનોની નહીં પણ સમસ્ત ગુર્જર પ્રજાની બનાવવા એમની ધારણા હતી. એક પરિણામ અત્યારે આપણે જોઇએ છીએ. સાહિત્યમાં સર્વથી ઉત્તમ સેવા કરનાર કે વિદ્વાનની આપણે પ્રમુખપદ માટે

પસંદગી નથી કરતા પરંતુ વૃદ્ધ અને વડીલને એ પદ માનચિન્હ તરીકે આપીએ છીએ એ અંબાલાલભાઇની ચુંટણીમાં જ અવશેષ છે.

આ ચર્ચાએ ઘણું કડવું રૂપ લીધું હતું. મણિભાઇ રાજકોટ ન ગયા. પરિષદ્ પ્રત્યે એમને કાંઇ વિરોધ નહોતો, ઉલટો આદર હતો. પહેલી જ પરિષદ્‌માં હાજર રહી લેખ વાંચ્યો હતો. બીજીમાં પણ હાજર જ હતા. ચોથી પરિષદ્ વખતે રણજીતરામભાઇએ કહ્યું અને મણિભાઇએ હાજરી આપી.

મણિભાઇએ લખેલાં બધાં પુસ્તકો પ્રસિદ્ધ થઇ ગયાં છે. બાઇબલના કેટલાક ભાગો અને એકાદ નાટક અપ્રસિદ્ધ છે. પરંતુ એમના નામ વિના એમની ઘણી કૃતિઓ છપાઇ ચુકી છે. સ્વ. મહારાજા ભાવસિંહજીએ હોરેશિઅસ, ઇલીયડ અને ગીતાંજલિ મણિભાઇ પાસે જ તૈયાર કરાવ્યાં હતાં. તેમજ સંગીત નીતિવિનોદ નામનું એક પુસ્તક રાજકુમાર કોલેજમાં પાઠ્ય-પુસ્તક તરીકે ઉપયોગમાં લેવાય એ હેતુથી તેમની પાસે જ કરાવેલું હતું. સ્વ. મહારાજાને સંગીતનો ઘણો શોખ હતો. તેથી નવી નવી તરજો ગાયકો પાસે તૈયાર કરાવી એ તરજોમાં મણિભાઈ પાસે કવિતા રચાવતા. મણિભાઇ શીઘ્ર કવિ હતા; છતાં શક્તિનો આવી રીતે ઉપયોગ થતાં નવીનતા જતી રહેતી અને ઘણી વખત છેક સાધારણ કૃતિઓ બનતી.

પણ મહારાજાના બંધનમાંથી છુટી શકાય તેમ નહોતું અને મહારાજાનો સાહિત્ય તરફનો પ્રેમ હતો, તેથી વધારે ઉચ્ચ ભૂમિકાએ જઇ શકે તેમ નહોતું. તેથી આ પરાધીન જેવી સ્થિતિ ચાલુ રહેતી પરિણામે મણિભાઇ શુદ્ધ સાહિત્યની સેવા ન કરી શકતા.

પૂર્વાલાપ હાલ પ્રકટ થયેલ છે એ પ્રકટ કરવાની વૃત્તિ અગાઉ એમને એકથી વધારે વાર થઈ હતી. પરંતુ એ કામ હાથમાં લેતાં અને વિઘ્ન આવતાં અટકતું. છેવટ પણ પુસ્તકાકારે તો એ જોઇ જ ન શક્યા. વિધિની એ પણ ક્રૂરતા. ઘણાને પુસ્તકના નાના કદથી અસંતોષ થાય છે. એમની માહીતી માટે જણાવવું જોઇએ કે મણિભાઇએ પોતાની બધી કવિતાઓ એમાં નથી સંગ્રહી. એક પ્રસંગે વાત કરતાં એમણે કહેલું કે "જ્યારે મેં સૌથી પ્રથમ ડેન્ટી વાંચ્યો ત્યારે મેં મારી લખેલી પાંચસો સાતસો લીટીઓ કવિતાની હતી તેનો નાશ કર્યો. મને એમ જ લાગ્યું કે આપણે તો માત્ર જોડકણાં જ જોડનારા છીએ. ખરેખર કવિ તો ડેન્ટિ જેવા જ ગણાય."

મણિભાઈની સ્મરણશક્તિ ઘણી તીવ્ર હતી. આ ફાડી નાખેલ કવિતાઓમાંથી પણ કેટલીક પ્રસંગોપાત્ત બોલતા ત્યારે મને તો હાલ જે એમની પ્રસિદ્ધ કૃતિઓ છે તેનાથી કાંઇ ઉતરતી ન લાગતી. એકાદ વખત એઓ બોલવા માંડ્યા અને મેં ઉતારવા માંડ્યું પણ એ વખત 'પ્રિયા કવિતાને' એ નામની માત્ર એક જ કવિતા લખાવી અને તે પણ ફાડી નાખી.

એમના પત્રો તો લેખ જેવા છે. એ પત્રો એક બે સ્થળે બહુ જતનપૂર્વક જળવાઇ રહ્યા છે. જ્યારે એ છપાશે ત્યારે ઉચ્ચ સાહિત્યમાં વિરલ સ્થાન ભોગવશે.

મણિભાઇ સ્વભાવથી જેમ કવિ હતા તેમ વક્તા પણ હતા પોતાનું વક્તવ્ય એટલી સ્પષ્ટતાથી શિષ્ટ શૈલીમાં મુકતા કે સાંભળનાર એમની વાણીના પ્રવાહમાં તરબોળ રહે. એમનાં ઘણાં ભાષણો મેં તો સાંભળ્યાં છે. આક્ષેપ કરવાની એમને ટેવ હતી તેથી ઘણી વખત શ્રોતામાં ખળભળાટ થતો. પરંતુ જ્યારે વિષય ચર્ચાસ્પદ ન હોય ત્યારે તેઓ આખા શ્રોતામંડળને મધુર વાણીથી મુગ્ધ કરી દેતા. ગુજરાતી ભાષામાં એટલી મીઠાશવાળાં ભાષણ કરનારા વિરલ છે.

મણિભાઇની લેખનની તેમજ બોલવાની શૈલી એક જ હતી. બોલતી વખતે ભાષાનું ધોરણ એમની લેખન શૈલી જેટલું જ ઉચ્ચ રહેતું. અને તેથી ઘણા પ્રાકૃત માણસો તો એમના કહેવાનો સાર ન ગ્રહણ કરી શકતા. શ્લેષ અથવા વ્યંગમાં બોલવાની તો એમને ટેવ જ નહોતી. બધી વાત તદ્દન સ્પષ્ટ અને શુદ્ધ કરતા. આવી મધુર શૈલી માટે પણ આપણા લેખકોમાંથી કોઇકને ફરીઆદ કરવા પ્રયોજન મળ્યું છે એ નવાઇની વાત છે. સ્વ. કલાપીના સંવાદો અને કાશ્મીરનો પ્રવાસ રા. રૂપશંકર ઓઝા તરફથી પ્રસિદ્ધ થયેલ છે. તેના આદિ લેખમાં રા. ચન્દ્રશંકર પંડ્યાએ કાન્તની આ શૈલીને—ટુંકાં ટુંકાં વાક્યો વાળી ને ' ચાંપલી ' શૈલી કહેલી: પરંતુ એ શૈલી નૈસર્ગિક હતી, કૃત્રિમ નહોતી એમ રા. ચન્દ્રશંકરને મણિભાઇનો પરિચય હોત તો અવશ્ય જણાત. વળી ' ચાંપલી ' એ પ્રયોગ પણ દૂષિત છે. ખોડીંગતા ચાલતા માણસને અમે કાઠિઆવાડમાં તો ચાંપલો કહીએ છીએ. રા. ચન્દ્રશંકર અરુચિ બતાવવા જે શબ્દ વાપરવા માગે છે તે ' ચાવળી ' અથવા ડાહીલી છે. અને એ વિશેષણ તો મણિભાઇની શૈલી કરતાં રા. ચન્દ્રશંકરની પોતાની શૈલીને વધારે બંધ બેસતું આવે એમ છે.

**ઉપસંહારઃ**—મણિભાઇના વ્યાવહારિક અને સાહિત્ય વિષયક જીવન વિષે ઉપર પ્રમાણે નોંધ સ્મૃતિમાં રહેલ છે તે પ્રમાણે લખી છે. ગયા જમાનાના જે વિદ્વાનો ગુજરાતમાં થઇ ગયા તેમાં તેમનું સ્થાન ક્યાં છે એ નિશ્ચિત થઇ ગયેલ છે.

એમનું ખાનગી જીવન ઘણું શુદ્ધ હતું. કોઇની પંચાતમાં પડવાનો એમનો સ્વભાવ જ નહોતો પોતાની ઉપાધિઓથી હંમેશાં એટલા વ્યાવૃત રહેતા છતાં બીજાઓને સહાય કરવા હંમેશા તત્પર રહેતા. અધિકારી તરીકે તાબાના નોકરો ઉપર એટલી બધી મમતા રાખતા કે એ તેમના સ્નેહનો ગેરલાભ પણ કોઇ વખત લેવાતો. છતાં ઉદાર અને મોટું દીલ રાખી નીચેનાં માણસોના દોષ નજરે ન લાવતા. એ એવા સંયોગોમાં ઉપરીપદે રહ્યા હતા કે જ્યારે નવું કરી બતાવવાનો અવકાશ જ નહોતો. પરંતુ આખા કેળવણી ખાતાના માણસોને પાછળના અનુભવથી મણિભાઇ માટે ચાહના રહી ગઇ.

મણિભાઇનો સ્વભાવ ઘણો ઉદાર હતો. ધનસંચય તરફ લક્ષ જ નહીં. ભાભી ન હોત તો મણિભાઇ ભાવનગરમાં જે ઘર કરાવી શક્યા તે પણ ન થાત. ખાવા પીવાનો શોખ તો એમને અસલથી જ હતો. કોઇ પણ ઓળખીતા કે મહેમાન આવે તેમની પરોણાગત પૂર્ણભાવથી કરતા.

એમને જેવી જમવા ઉપર પ્રીતિ હતી એવીજ જમાડવા ઉપર પણ હતી. ભાવનગરમાં તેઓ શરૂઆતમાં રહેતા તે ઘરની નજીકના ભાગમાં જ અમારી જ્ઞાતિનાં ઘણાં ઘરો આવેલા હતાં. સવાર સાઝ મિત્રો તેમજ જ્ઞાતિજનો બેઠા જ હોય. મણિભાઈની આદત જમવા બેસતી વખતે કોઇ નહીં અને કોઇને સાથે બેસારવાની હતી. એક ઉન્હાળાના બપોરે ઘેર આવ્યા અને જમવા બેસતા હતા ત્યાં પોતાને એકને માટે જ પાટલો નંખાયો. કોઇ બીજું સાથે જમનાર નહોતું. અબોટીઆ સાથે જ સામેની શેરીમાં મણિભાઇ શોધ કરવા ગયા કે કોઇ ભાઇ જમ્યા વગરનો હોય તો મારી સાથે જમવા બેસવા બોલાવું.

આટલા ભાવવાળા માણસને વરસો સુધી જીંદગી પુરી થઇ ત્યાં સુધી એકલાં જ જમવું પડ્યું એ કેટલું અસહ્ય થઈ પડતું તે જોવાનો જેને પ્રસંગ આવેલો છે તે જ જાણે છે.

જ્ઞાતિથી બહિષ્કાર પામેલ હોવાથી મણિભાઇ ક્યાંહી જ્ઞાતિના સમૂહમાં જઇ ન શકતા. એમના મોટા પુત્રના યજ્ઞોપવીતનો પ્રસંગ આવ્યો તે વખતે તેમના સ્નેહી સંબંધીઓએ મણિભાઇને ઓછું ન આવે એમ ધારી હાજરી આપી હતી. આ પ્રસંગે જ્ઞાતિભોજન વખતે પંક્તિ જમવા બેસતી ત્યારે મણિભાઇ સામે દૂર ખુરશી ઉપર બેસતા. એક દિવસે શ્લોક બોલતી વખતે સૌએ મણિભાઇને બોલવા કહ્યું કે–આપ શ્લોક બોલો એટલે પંક્તિમાં પોતાના બાલપણના સ્નેહીઓ જે બેઠા હતા તેમને સંબોધીને કહ્યું હોય કે પોતાની સ્થિતિ પ્રત્યક્ષ થતાં કહ્યું હોય, પણ

> पुरा सरसि मानसे विकचसारसालिस्खलत्
> परागसुरभीकृते पयसि यस्य यातं वयः।
> स पल्वलजलेऽधुना मिलदनेकभेकाकुले
> मरालकुलनायकः कथय रे कथं वर्तताम्॥

એ શ્લોક બોલ્યા અને બોલતાં બોલતાં કંઠ ગદ્‌ગદિત થયો. એમને પોતાની સ્થિતિ કેટલી અસહ્ય લાગતી તે આ ઉપરથી પ્રત્યક્ષ થશે.

મણિભાઇનો દેખાવ રૂઆબદાર હતો. શારીરિક બળ પણ સારૂં હતું. એ બળ કોઇક ઉપર અજમાવાતું પણ ખરૂં. એમને ઘેર એક રસોઇઆને ઘણી ખરાબ આદત હતી. રસોઇ કરતાં કરતાં ખાવાની ટેવ હતી. મણિભાઇને કોઇએ વાત કહી. બેચાર દિવસ વીત્યા અને એ ક્રિયા કરતાં રસોઇઓ પકડાયો. કાંઈ પણ પુછ્યા કર્યા સિવાય મણિભાઇએ રસોઇઆનો કાન પકડી એવો તમાચો ધરી દીધો કે તે વખતે તો રસોઇઓ રાંધી ન શક્યો અને વચ્ચેથી ચાલ્યો ગયો.

ભાવનગરમાં ઘણાં વરસો અગાઉ એક મુંગા બાવા હતા બોલતા નહીં. કામકાજ સ્લેટ ઉપર લખીને આપે. દેહ તો મદ્રાસીનો હતો પણ ગુજરાતી ભાષા ઉપર સારૂં પ્રભુત્વ હતું. તેઓ નીડર હતા તેમ ખટપટી પણ હતા. એમને મણિભાઇ સાથે સંબંધ બંધાયો. બનતાં સુધી સાધુ સંત તરફ મણિભાઇ ચાહના રાખતા,–એમની અપાત્રતા ન જણાય ત્યાંસુધી. આ બાવાજી જરા વિચિત્ર હતા. મણિભાઇની ગેરહાજરીમાં એમની પેટીમાંના ખાનગી કાગળો વાંચતા મહારાજ પકડાયા. કાંઇ જવાબ માગ્યા સિવાય જ મણિભાઇએ તમાચો મારી હાથમાં લાકડી આપી મહારાજને પાછળને બારણેથી વિદાય કરી દીધા. ફરી વખત મહારાજ દેખાયા નહીં. કેટલીક ગુજરાતી ચોપડીઓ વાંચવા લઇ ગયા હતા તે પાછી લેવા હું એકાદ વખત ગયો હતો પણ મહારાજે આપી નહીં.

સામાન્ય રીતે મણિભાઈ કોઇ જાતનો શારીરિક શ્રમ ન લેતા. ફરવા જવાની ટેવ જુવાનીમાં હતા, પછીથી એ બધ થઇ ગઇ. દિવસોના દિવસો સુધી ઘરમાં પણ બેસી રહેતા. કેળવણી ખાતામાંથી દીવાન ઓફિસમાં નિમણુક થયા પછીથી રાજ્યનું કામ ઓછું રહેતું. મહારાજા સાહેબનું અંગત કામ રહેતું અને તે માટે સવારમાં અથવા રાત્રે મહારાજાની હજુરમાં હાજર થવું પડતું. આવી બેસારૂ પ્રકૃતિ હોવાથી એમના શરીરમાં મેદ વધી ગયો હતો અને તેને અંગે સ્ફુર્તિ ઓછી રહેતી.

વાચન અને સંગીતના શોખ ઉપરાંત બીજા ખાસ શોખો તેમને નહોતા. કોઇ જાતની રમત રમતા તો મેં તેમને કદી જોયા નથી.

'શેત્રંજ સારી રમતા' એમ સાંભળ્યું છે. ઘણા આનંદમાં હોય તો માત્ર મધુર કંઠથી ગાતા હોય.

બહુ બોલવાની કે વાતો કરવાની તેમને ટેવ નહોતી. ખરેખર અલ્પભાષી કે મિતભાષી જ હતા. મંડળ મળેલ હોય ત્યારે આખો વખત બીજા માણસો વાતો કરે, તે સાંભળ્યા જ કરે. પરંતુ એ વાત અમુક મર્યાદામાં રહીને જ થાય. મર્યાદા ચુકીને વાત કરનાર તરફ તે એટલી સખ્ત દૃષ્ટિ ફેંકતા કે ના કહેવાપણું રહે જ નહીં, અને અસભ્ય વાત કરનાર ઉઠીને ચાલતો જ થાય.

સ્વ. ભાભી ગુજરી ગયાં એ વખત અગાઉ વરસેક દિવસથી મણિભાઇની સ્થિતિ બધી રીતે વ્યવસ્થિત થઇ ગઇ હતી. જ્ઞાતિ બહાર પોતે તો છેવટ સુધી હતા પરંતુ બન્ને પુત્રોને પ્રતિષ્ઠિત કુટુમ્બોમાંથી કન્યાઓ મળી ગઈ હતી. અને પોતાની પુત્રીનાં પણ લગ્ન કરી નાખ્યાં હતાં એટલે જે ભાર અને ગ્લાનિ સાંસારિક વિપત્તિઓથી એમના મગજ ઉપર રહેતાં તે દૂર થયાં હતાં.

ઇ. સ. ૧૯૨૩ ના વરસમાં જ એમની ભાવનગર રાજ્યની નોકરીને પચીસ વરસ પુરાં થતાં હતાં અને તે મુદત પછી સ્વેચ્છાથી પેન્શન ઉપર નિવૃત્ત થવાનો એમનો વિચાર હતો. મુસાફરીનો તો એમને શોખ હતો એટલે કાશ્મીર જવા કોઇ દુર્ભાગી પળે એમણે વિચાર કર્યો. ત્યાંથી પાછા ફરતાં અચાનક લાહોર સ્ટેશન આસપાસ તારીખ ૧૬ મી જુન ૧૯૨૩ ને રોજ એમનો દેહ પડી ગયો. આ કરુણ સંયોગોથી મિત્રો અને સંબંધીઓના હૃદયને ઘણો આઘાત થાય એ સહજ છે. પરંતુ આ નશ્વર દેહ પાછળનો વિલાપ માત્ર વ્યર્થ છે. પરમાત્મા એમના આત્માને અખંડ શાન્તિ અર્પે.



૯૬

રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય:

# સ્વ. મણિભાઈ સંબંધી

(૧) મ્હારી ૨૦ વર્ષની વયે કાઠીઆવાડમાં **માંગરોળ** જવાનો મ્હને પ્રસંગ આવ્યો. આ મહમદીય રાજ્યમાં તે સમયે શેખશ્રી હુસેનમીઆં સાહેબ રાજકર્તા તુરતના જ ગાદીએ આવ્યા હતા. પોતે સરલ ઉદાર અને વિદ્યાપ્રેમી હતા. મ્હારૂં સ્વાગતકાર્ય રા. **માધવજી** રતનજી—મ્હારા સ્વજ્ઞાતિ સંબંધી અને રા. **મણિભાઇ**ના વડીલ ભાઈને સોંપાયું હતું. તેઓ પણ વિદ્યારસિક સંશોધક વૃત્તિના મહેતાજી હતા.

**માંગરોલ** અતિ પ્રાચીન ઐતિહાસિક શહેર છે. તેની આસપાસ રૂક્ષ' તેમજ રમ્ય પ્રદેશો છે. કામનાથ મહાદેવ ત્યાંથી આશરે ૪–૫ કોસ પર, સારણ નદીના કાંઠા ઉપર છે. ત્યાં અમારે જવાનું ઠર્યું. પ્રાતઃકાલમાં રા. **માધવજીભાઇ**નું કુટુંબ ગયું અમે જરા મોડા ગયા. થોડો સમય

ચાલતાં એક સ્થાને ઉંડી પણ બહુ ન્હાના પટની સારણ નદી આવી. તેને કુદી જતાં નદીમાં પડી મ્હારે તો બુડવા વારો આવ્યો પરંતુ મ્હને પાછો ખેંચી કાઢયો. એવાં તરબોળ કપડાં સાથે કામનાથના મંદિરમાં જતાં છોકરાંઓને ગમત પડી, પણ મહેતાજીની એક હાકલ સાથે તેઓ અદશ્ય થયાં. અમે કામનાથના મંદિરના શિલાલેખો વાંચવામાં પડયા.

શિયાળાની ઋતુ હતી તેથી મધ્યાન્હે પણ સૂર્યતાપ પ્રિય લાગતો હતો. હું મંદિરમાંથી નિસરી નદી તરફ ગયો. થોડે છેટે ઉંડાણ તથા ઝાડી જતી રહેતાં છિછરૂં પાણી અને કઠણ નકર પથરાના પલાણમાંથી નદી વહે છે. થોડે દૂર કેતકીની ઝાડી અને કેવડાની આવતી સુગંધ, અન્ય તરફ મોટાં ફળનાં વૃક્ષો, વચમાં જ ન્હાના પત્થરના બેટ સરખો ગોળ પ્રદેશ અને તેમાં ઝળઝળ કરતી ઝીણી નદી પણ વેગવતી હતી. આ રમ્યતાથી રંજિત થઇ હું ત્યાં બેઠો અને અતુલ આનંદમાં કલ્પનામય જગત ચિતરવા માંડયો.

ત્યાં થોડે દૂર એક ૧૪ વર્ષનું બાલક કાંઇક શ્યામ રંગે બુદ્ધિમતાં ચક્ષુઓ સળવળ થતાં, ભરેલી નાસિકાવાળું પરંતુ સરલ ગોળ ઉત્સુક મુખવાળું. ચેહેરા ઉપરથી ઓળખાણ પડયું કે માધવજી ભાઈના ભાઇ મણિશંકર હોવા જોઇએ. અતિ શરમાળ બાળ ધીમે પગલે આવી બાજુના પથર ઉપર બેશી ગયું. એને બોલાવવાનું કાર્ય મ્હારે શરૂ કરવું પડયું.

'અહો, આવો ભાઈ, તમે મણિશંકર?'

'હા'

'શું ભણો છો?'

'રાજકોટમાં હાઇસ્કૂલમાં છું.'

'બહુ આનંદ થયો. તમને તો કવિતા કરવાનો પણ અભ્યાસ છે, નહિ?'

'છે ખરો પણ બહુ સારી નથી કરી શકતો. વિચારો બહુ આવે છે પરંતુ લખતાં ભાષા યોગ્ય લાગતી નથી.'

'બને તેવું છે. જો કલ્પના કર્યા જાઓ છો તો તે ભાષા વિના શી રીતે આવે છે?'

કોકડું ગુંચવાયું.

'ના, એમ તો આવે છે, પરંતુ કલ્પનાયે જોઇએ તેવી નથી આવતી.'

'કુદરતીની મદદ લ્યો. આ પ્રદેશ ઉત્તમ છે. મ્હને બહુ આનંદ આપે છે. મ્હને પણ કલ્પના આવે છે, પરંતુ મ્હેં તો અભ્યાસ જ નથી કર્યો એટલે પદ્યમય લેખ નથી સૂઝતો. તમે અભ્યાસ કર્યો છે માટે આજે પણ અજમાવો જોઇએ.'

તેમણે અજમાવ્યું. એક ન્હાનું સરલ બે કડીનું કાવ્ય થયું. તેમને નદીના રવમાં મુસ્કેલી પડી, અને સમજુ કુદરતને જ બોલાવીઃ

'ખળખળ કરતું જળશિશુ રમતું.' એવો ભાવ લાવ્યા. આ મ્હારી પ્રથમ મુલાકાત. તે સમયે જામેલો સ્નેહ આખી જીંદગી રહ્યો.

(૨) અમે કૉલેજમાં સાથે થઇ ગયા. હું ઠોઠ નિશાળીઓ હતો. સંસારિક ઉપાધિઓથી પણ હું પરીક્ષામાં પછાત પડતો. પણ ન્યાય અને તત્ત્વશાસ્ત્રના ગ્રન્થો, તે સાથે બર્ક ઉપર લખાએલા ગ્રન્થો તથા સંસ્કૃત સાહિત્ય ઉપર જરા પ્રેમ ખરો. અમે વારંવાર પ્રોફેસરોની મશ્કરી કરતા તે તો હવે આટલે વર્ષે શું નોંધવી!

એક સમયે લૉર્ડ રેએ આગ્રહ કર્યો કે એલફીન્સ્ટન કૉલેજના સારા વિદ્યાર્થીઓને રાજમહેલના મેલાવડામાં મોકલવા. હાલના સર મનુભાઈ નંદશંકર મ્હેતા, મિ. આપ્ટે, મિ. દેશપાંડે, મણિભાઈ વગેરેનું હરણ થયું. મિ. દેશપાંડે બહુ સ્વતંત્ર મગજના ત્યારે હતા અને આજે પણ છે. તેમણે ઘશીને ના જ પાડી. મ્હને પકડવામાં આવ્યો. છેવટને વખતે દેશપાંડેને નામે મ્હને ઘુસાડયો. ઑરિયેન્ટલ

ટ્રાન્સલેટરે મ્હને ગવરનર આગળ દેશપાંડે નામે ઓળખાવ્યો. વધારામાં કહ્યું કે હું બેલગામ-કે-ધારવાડનો રહેવાસી છું. ગવરનર સાહેબે તો ત્યાંની વાત માંડી. હું ચમક્યો અને બધી હા યે હા અને એકાદ ના કહી છુટ્યો. પછી મણિભાઇનો વારો આવ્યો. ગવરનર સાહેબ હજી કાઠીઆવાડ ગએલા નહિ એટલે એમનો છુટકો જલદી થયો. તેમણે મ્હને પૂછ્યું કે હું કેમ વાત કરી શક્યો. ત્યારે કહેવું પડ્યું કે બીજો શો ઉપાય? એટલે ડોશી-વાર્તામાં આવતું તેમ એક હા ને એક ના કહી. એ બહુ હસ્યા અને તેને લીધે મિ. નારાયણ ચંદાવરકર ખશીઆણા પડ્યા. તેમણે કહ્યું કે "છોકરાઓ, આ રાજમંદિર છે, કૉલેજ નથી!" જાણે કે કૉલેજ એટલે તો તોફાનનું જ સ્થાન! આ વખતે મણિભાઇએ એક બે સુંદર શરીર યથાયોગ્ય વસ્ત્રાભૂષણથી અને ત્યાંની પરિસ્થિતિમાં અતીવ સુંદર જોયાં, તેની છાપ તેમની સ્મૃતિમાં વર્ષો સુધી ચમકતી રહી.

ત્રણ વર્ષમાં તે પાસ થઇ ગયા. અને પછી થોડા વખતમાં વડોદરે પ્રો. ગજ્જરના કલાભવનમાં ગજ્જરના મિત્ર મિ. ચિમનલાલ સેતાલવડ અને મણિભાઇના મિત્ર મિ. બલવંતરાય ઠાકોર એમ સાંકળ સંધાતાં વાઇસ-પ્રિન્સિપાલ થયા. ત્યાં તેમની વિદ્યાનો તથા કલ્પનામય જીવનનો સારો ત્વરિત વિકાસ થયો. એમણે કેટલાક ગ્રન્થો લખ્યા અને કાન્તના નામથી કાવ્ય પ્રકટ કરવા માંડ્યાં. પરંતુ તેમનું કલ્પનામય વલણ પણ વધ્યું અને તેમને ઇસાઈ ધર્મગ્રન્થો વાંચવામાં દોરી ગયું. જોતજોતામાં તો સ્વીડનબોર્ગના કલ્પનાપ્રધાન તર્કવિલાસમાં તે જઇ પડ્યા. ક્રિશ્ચિઅન ધર્મવિચાર સ્વીડનબોર્ગે આપેલા રૂપમાં ધર્મ અને ફિલસુફી માત્રના સત્યસાર જેવા મનાઇ રહ્યા.

લોકમાં હાહાકાર થયો. જ્ઞાતિ જાણે રસાતલ જવા બેઠી. સંબંધીઓ રડવા લાગ્યા અને નાતમાં તે સમયે ઉંચી કેળવણી હજી વિરલ હતી, તેના ઉપર ડાઘ આવ્યો. વડોદરેથી તેમને મુંબઇ બોલાવી મ્હારે ઘેર રાખ્યા. પ્રો. ગજ્જર અહિં જ હતા તેમણે બહુ સમજાવ્યા. શ્રીયુત ડા. મોરેશ્વર ગો. દેશમુખે પોતાને ત્યાં બે દિવસ રાખી યૌગિક ક્રિયાઓ સમજાવી. આર્યધર્મની અત્યુત્તમતા ઠસાવવા અનેક પ્રયત્ન કરવામાં આવ્યા, પણ કાંઇ ન વળ્યું. મણિભાઇ આ સમયે અમને ઘણાખરાને (સ્પષ્ટ કહું તો) ગાંડા જેવા લાગતા હતા; અને હું બનતાં સુધી એમની સોબતમાં જ રહેતો.

મ્હારાં પત્ની સૌ. અંબાલક્ષ્મી મણિભાઇનાં ફઇનાં દીકરી બ્હેન થાય. આ ઉભય ભાઇબ્હેનને બહુ બનતું. જે કાર્ય વિદ્વાનો અને સિદ્ધાંતચર્ચા ન કરી શક્યાં, તે કાર્ય બ્હેનનાં આંસુઓએ કર્યું. એમના એકના પ્રત્યક્ષ ક્લેશ ઉપરથી મણિભાઇને બીજા સ્નેહીસંબંધીઓને પોતે ખરે જ કેટલો ક્લેશ આપે છે તેનો પણ કંઈ સાચો ખ્યાલ આવવા પામ્યો હશે. એક અધ્યયનના કાર્યથી સ્વજનોને આટઆટલો ક્લેશ શાને દેવો એવા વલણ તરફ એમનું કોમલ હૃદય વળ્યું, અને તે સમયે અમારામાં પ્રૌઢ, વિચારશીલ અને ધર્મચુસ્ત પરંતુ ઉદાત્ત અંતઃકરણના જ્ઞાતિજનો હતા, તેમણે મણિભાઇનું કાર્ય અવિચારી ગણી વિદ્વાનોને ભેળા કરી તોડ કાઢ્યો. તેમને પુનઃસંસ્કાર કરી ફરીથી યજ્ઞોપવીત ધરાવી બ્રાહ્મણ કર્યા. અને એ સ્થિતિમાં તેઓ વડોદરે ફર્યા. પરંતુ ત્યાં તેમની તરફ જોઇએ તેવી ઉદારતા અન્ય બ્રાહ્મણોએ વાપરી નહિ. અને પોતાના સ્પષ્ટ વક્તૃત્વના ગુણનું આ વિપરીત પરિણામ થયું કે દેખાતા મિત્રોએ શત્રુની ગરજ સારી. તે સમયે તેમને આશ્વાસન દેનાર ત્યાં માત્ર રા. રા. સમર્થ (પછીથી થએલા દિ૰ બા૰

સમર્થ ) હતા. પરંતુ દક્ષિણી કટાક્ષ જબરો થયો. વળી કલાભવનની ડામાડોળ સ્થિતિ ચાલતી જ હતી, અને તેમાના બ્હારથી આણેલા માણસો વધુ પગારે આણેલા અને તેમને પ્રોમોશનો પણ વધારે મળી ગયેલાં એટલે ખાતાંમાં જૂના નોકરો અને આ નોકરોનો, કોઇને અન્યાય ન થાય એમ સમાસ કરવો એ કામ દુર્ઘટ હતું. મહારાજા સર સયાજીરાવે હજુરમાં બોલાવી આશ્વાસન દીધું, પણ મણિભાઇનું પોતાનું જ દિલ વડોદરાથી છેક ઉઠી ગયું હતું.

શુમારે ૧૮૯૮ ની આખરે તેઓ ભાવનગર ગયા. તેમના હાઇસ્કૂલના સમયમાં મણિભાઇ, મિ. હરિલાલ ઝીણાભાઇ અને મિ. પટ્ટણી વચ્ચે ગાઢ સખ્ય થયું હતું. મિ. પ્રભાશંકરના પ્રયાસથી આ વખતે તે ભાવનગરની નોકરીએ ચ્હડયા, પરંતુ ત્યાં તેઓ કેટલેક સમય તો દુઃખી જ રહ્યા. કૉલેજનું કામ એઓને કેટલેક સમય સોંપેલું ત્યાં વિદ્યાર્થીઓ એમના ઉચ્ચ આશયોને સમજી ન શકે,–તેમ યુનિવરસિટિની પરીક્ષા માટે શિક્ષણ આપવાની કલા પ્રાપ્ત થાય એટલો વખત તેઓ એ કામ ઉપર રહ્યા નહિ; પણ ચારે તરફ તેમની નૈસર્ગિક વિદ્વત્તા વખણાઇ.

મહારાજા ભાવસિંહજી સુજન પરીક્ષક ઉદાત્ત હૃદયના આનંદી હતા. તેમને સંગીત અને કાવ્યનો શોખ હતો. નર્મભાવ એ એમનો સ્વાભાવિક ગુણ હતો. કોઇ માનસિક નિર્બળતા ઉપરથી જ ન દોરાવતાં પુરુષના ગુણને પ્રધાનપણે જોઇ તેને યોગ્ય સ્થાને રાખવાને તેઓ તત્પર રહેતા. ઉચ્ચ આશયોમાં મગ્ન રહેલા કલ્પનામય પ્રદેશમાં જીવનારા મણિભાઈ તરફ તેમણે સ્નેહ દાખવ્યો. મહારાજા સાહેબ હોરેશિયસ, ઇલિયડ આદિ વિદેશી કાવ્યો ગુજરાતી વાંચનારાને આકર્ષક બને એવા રૂપમાં ઉતારવા માગતા હતા અને મણિભાઇની આવા કાર્યને માટે વિશિષ્ટ યોગ્યતા જોઇ, એ કામ તેમની પાસે લેવા લાગ્યા. ભાવનગરની નોકરીમાં જોડાયા તે અગાઉથીજ મણિભાઇ લાઠી નરેશ સૂરસિંહજીના મિત્ર થયા હતા. આ સંબંધમાં નિમિત્તભૂત સ્વ. મણિભાઇ નભુભાઇ અને અમારી જ્ઞાતિના સ્વ. પ્રભુલાલ પ્રભાશંકર શાસ્ત્રી હશે. પણ મુખ્ય કારણ સ્વ. ઠાકોરશ્રીના અસાધારણ સાહિત્યકલાસૌંદર્યાનુરાગને જ ગણું છું. મણિભાઇના આ પછીના જીવનમાં અનિયમિત કલ્પનામય મનોરાજ્ય અને નિયમિત નિયન્ત્રિત વ્યવહારમય જીવન–એ બે વચ્ચે એમનો આત્મા હીંચકો લે છે એમ મને લાગવા માંડયું અને અમારો સંબંધ કુદરતી રીતે ઘટવા લાગ્યો. લાઠી અને ભાવનગર વચ્ચે તેમણે હીંડોળો ચડાવ્યો. અનિયન્ત્રિત કલ્પનામાંથી વિહ્વલતા આવે ત્યારે મહારાજા ભાવસિંહ સુવૈદ્ય થઇ એ કલ્પનાના ઘોડાની લગામ વાળે. વળી પોતે ગુજરાતી રંગભૂમિના ઉદ્ધારાર્થે સારાં નાટકો રચવારચાવવાની પ્રવૃત્તિ ઉપાડી તેમાં પણ મણિભાઇની શક્તિઓને વિકાસનો યોગ કરી આપ્યો. " ઝાલીમ ટૂલીઆ " તથા બીજાં નાટકો આ રીતે અસ્તીમાં આવ્યાં. એ નાટકોમાં આત્મા મહારાજાએ ફુકેલો. વસ્તુ, પાત્રો, પ્રવેશોના વિષય અને અનુક્રમ, અમુક સ્થલે સંગીત તેનો રાગ અમુક, વગેરે લગભગ નક્કી કરેલી યોજના પ્રમાણે મણિભાઇ રચતા જાય. દરેક પ્રવેશ એકથી વધારે વાર આદિથી અંત સુધી સુધરે ફેરવવામાં આવે અને એ પ્રમાણે આખું નાટક મહારાજા સાહેબની દેખરેખનો ઘણો લાભ પામતું. નાટકનું સૂત્ર રસિક રીતે ચલાવવું એવી કલા મણિભાઇની બીજી કોઇ કૃતિઓમાં જોવામાં આવતી નથી.

આવા જીવનમાં તેમણે વર્ષો ગાળ્યાં. સૂરસિંહજી ગયા એ પહેલો ધક્કો, મહારાજા ભાવ-

સિંહજી ગયા એ બીજો ખેદ. પોતાનાં પ્રિય પત્ની અને પછીથી પોતે પોષી મોટી કરેલી બાલા હૃદયનું અવસાન—એમ વય વધતું ગયું અને શરીર શિથિલ પડતું ગયું તેમ તેમ એમના હૃદય ઉપર ખેદનો ભાર પણ વધતો જ ગયો. પુત્રો મોટા થઇ તેમની શુશ્રૂષા આદિથી પાછું કંઇક સ્વાસ્થ્ય આપી શકે તે પહેલાં તો એમનો દેહ પડી ગયો. એમનાથી મોટાં એક બ્હેન, એક ભાઇ અને એમનાં અતિ વૃદ્ધ માતા હજી બેઠાં છે. મણિભાઇ પ્રવાસે નીકળ્યા ત્યારે એમણે કે કોઇએ પણ નહીં જ ધારેલું કે તેમનો દેહ પાછો વતન, દેશ, અને બંધુ આદિને નહીં જ જોવા પામે. એ દેહ એકલો આગગાડીમાં પડી ગયો. પોતાની પ્રિય કવિતાઓનું પુસ્તક 'પૂર્વાલાપ' પ્રકટ થયું તે જોવા જેટલું પણ ન થોભ્યો; અને બીજી પણ એવી વિગત ભેગી બની ગઇ, કે આવા કલ્પનામય પ્રાસાદિક કવિ અને મૃદુલ બંધુના જીવનનું છેલ્લું પાનું, અતિ કરુણ લગભગ દારુણ રંગ રંગનાર દૈવના દુર્વિલસિત જેવું, આ જમાનાના મણિભાઇ સાથે અંગત સ્નેહસંબંધમાં આવેલા કોઇને પણ અત્યંત શોકમગ્ન કર્યા વગર રહે જ નહીં.



# મણિભાઈની પત્રધારા*

પત્રો ત્હારા ગતસમયનાં સ્નેહવ્હેનો રસીલાં,
રહતાં ધીમે, ધોધે પડતાં, } -સકલ ગતિમાં તેજ ત્હારૂં ધરંતાં
વર્ષા ગ્રીષ્મો અકળ ખમતાં,-હાય તે શુષ્ક હાવાં!
ફીકી શાહી, ત્રુટિત જ રહ્યાં હાથમાં પાંતરાં આ!

૧

**મુંબઈ, ૨૬-૧૧-૧૮૮૭.**

...કવિતા સંબંધી તમારી ટીકા ખરી હતી. ઘણા દિવસથી જે કામ મેં મુકી દીધું છે, તે એકદમ બહુ સારૂં તો ન જ બની શકે...expressions [શબ્દો] બેચાર ઠેકાણે સારાં છે, પણ કેટલેક ઠેકાણે bald [અનલંકૃત] છે. લખતાં લખતાં છેવટના ભાગમાં હું થાકી ગયો છું, અને છેલ્લી ગીતિમાં+ જે અભિપ્રાય અને force [આવેશ] આણવો હતો, તે આવી શક્યો નથી. ફક્ત તમે કહો છો તેમ taste [સુરુચિ] અને picture [ચિત્રમયતા, આખું ચિત્ર] ખરેખર poetic [હૃદયંગમ] છે; બાકી બહુ માલ નથી.-બીજી થાય છે તે બે દિવસમાં મોકલીશ...

* જે જે સ્નેહીઓએ અહીં સંગ્રહેલા (અને બીજા ઘણા ઘણા) કાગળો મ્હને જોવા અને કાન્તમાલામાં ઉતારા આપવાને માટે મ્હને આપ્યા છે, તેમણે મ્હારી સમદૃષ્ટિનો જે ભારે વિશ્વાસ કર્યો છે, તેને લીધે જ આ પત્રધારા પ્રકટ થઇ શકે છે.

"હાર્ટ ઑફ્ ઇન્ડિયા-Heart of India હિંદનું હૃદય" એ ત્રિમાસિકમાંના પત્રો અહીં લીધા નથી; "પટલબંધુ"ત્રમાસિકમાં 'એક શિક્ષકના પત્રો' છપાયા છે, તેમાંથી કોઇક જ લીધો છે; ધર્મ અને સાહિત્ય સંબંધી કે બીજા કોઇ વિષયની ચર્ચાને નિમિત્તે મણિભાઇના જુદે જુદે વખતે જુદાં જુદાં માસિક, સાતવારિયાં આદિમાં પ્રકટ થયેલા પત્રોમાંથી એકે અહીં લીધો નથી. મણિભાઇએ હિંદ બ્હારના મિત્રો, જિજ્ઞાસુઓ, આદિને લખેલા ઇંગ્રેજી પત્રોના સટ હજી આવવામાં છે. એમના ગુજરાતી સ્નેહી સંબંધીઓ અને પત્રવ્યવહારે એમની સાથે સંકળાયેલા ભાઇઓ ઉપરના એમના કાગળોમાંથી હજી પાંચપંદર સટ મ્હારા જોવામાં આવ્યા નથી, અને એમાંના એકથી વધારે મ્હને કદાપિ બતાવવામાં નહીં આવે, એ જાણું છું. આ પત્રધારા મણિભાઇની પ્રકૃતિની જે રેખાઓ વ્યક્ત કરે છે, તે ઉપરાંત—તેમ તેમાં ભાત પાડે એવી-કેટલીક મહત્ત્વની રેખાઓ, આ મ્હને અજ્ઞાત અને અપ્રાપ્ય સટોમાં હોવી જોઇએ, એ પણ જાણું છું. એટલે, જે શુદ્ધ અને પૂરતા ન્યાયનો વ્યક્તિ માત્રને હક્ક છે, તે ન્યાય મણિભાઇને ય મળી શકે તેને માટે વિનંતિ કરવી પ્રાપ્ત થાય છે, જે વાંચનારે આ પત્રધારા ઉપરથી જ અભિપ્રાય બાંધી દેવો ન ઘટે, ઉપર સૂચવેલા સટોમાંથી પણ ઘણાખરા પ્રકટ થવા પામે ત્યાં સુધી રાહ જોવી ઘટે, અને

વળી કોઇ કોઇ ગંભીર તેમ નાજુક બાબતો એવી હોય છે કે તેને લગતી બધી હકીકત કોઇ કાળે પણ પ્રસિદ્ધ થાય જ નહીં; એટલું સદૈવ ધ્યાનમાં રાખવું ઘટે.

કાગળોમાંથી ઘણાને લગતી, તે કોના ઉપર લખાયેલા એ હકીકત, આ ઉતારા જાતે પ્રકટ કરી દે એવા નથી. એટલી અપ્રકટતા—એટલો પડદો થોડા સમય સુધી તો રાખવો આવશ્યક લાગે છે. કાગળોમાંનાં વિશેષનામો જ્યાં એવો કોઈ પડદો અત્યારે પણ જરૂરી ન લાગ્યો, ત્યાં જ છાપ્યાં છે. વળી સંગ્રહને બનતાં સુધી ન્હાનો રાખવાને તેમ એક બાજુને પ્રાધાન્ય મળી ન જાય એવા હેતુથી, મ્હારા ઉપરના અને નિકટના સંબંધીઓ ઉપરના કાગળોમાંથી અવશ્ય આપવા પડે એટલા જ ઉતારા આપ્યા છે.

ઝમાને ઝમાને કેટલીક સમર્થ બુદ્ધિ અને સુકોમલ હૃદયની વ્યક્તિઓ મહામંથનમાં પડી જાય છે, અને આપણાં તુચ્છ ત્રાજવાં માપી ન શકે એટલું વેઠે છે. તેમનો લગભગ આખો જીવનસ્રોત તીવ્ર દર્દમય જ વહે છે. પછીના ઝમાનાઓના કોઇ અનિર્વાચ્ય મહાર્હ હિતને માટે આમ બનતું હશે, કે એનો શો ભેદ હશે, તે તો આ મનુષ્યજીવનને હસ્તામલકવત્ જોવા જાણવાનો દાવો કરનારા સર્વજ્ઞ જેવા ફિલસુફો કદાચ જાણતા હોય તો જાણતા હોય! કવિ નર્મદ એના સમયમાં આવી મહામંથનનિમગ્ન વ્યક્તિ થઇ ગયો. મ્હારો મિત્ર મણિશંકર ઈ. સ. ૧૮૯૫થી ૧૯૨૦ સુધીની પચ્ચીશીનો એવો જ એક " મોટો કણ " હતો; કુદરતે બક્ષેલી શક્તિઓમાં મોટો; એની આંતર વ્યથામાં મોટો; જે પ્રશ્નની સાથે એણે લગભગ ત્રીશ વર્ષ પર્યંત મહાભારત મલ્લકુસ્તી કર્યા જ કરી, તેની મોટાઇ વડે પણ મોટો. એણે જે જે સહન કર્યું છે તે કલ્પના-ચક્ષુ વડે જે કોઇ થોડુંઘણું પણ પ્રત્યક્ષ કરી શકશે, તે માણસ હશે, તો તેને આંસુ આવ્યા વગર નહીં રહે. આવાં બેશુમાર વીતકોવાળાં મર્ત્યો માટે ખરે જ મૃત્યુ તે શાંતિ છે.

+ આ કવિતા પૂર્વાલાપમાં નથી.

ઉતારાઓમાં જે જે શબ્દ [ ] એવા કૌંસમાં મુક્યા છે, તે સંગ્રહકર્તાએ ઉમેરેલા છે. ઇંગ્રેજી કાગળોનું અને ગુજરાતી કાગળોના ઇંગ્રેજી શબ્દો આદિનું ગુજરાતી સંગ્રહકર્તાનું છે, અને તેમાં અર્થ સ્પષ્ટ કરવાનો આશય જ રાખેલો છે.

## ૨

**ચાંવડ, ૭-૩-૧૮૮૯.**

I am sorry I shall have to disappoint you even this time, for I have little leisure. Tomorrow, I am starting for Surat to take charge of a place of Rs. 75....

[ હું દિલગીર છું કે આ વખતે પણ મ્હારાથી ત્હમને સંતોષી શકાશે નહીં, કેમકે મ્હને વખત નથી. આવતી કાલે હું અહીંથી ઉપડી જાઉં છું, સુરત [ હાઇસ્કૂલ ] માં રૂા. ૭૫ની એક જગા ઉપર દાખલ થવા...]

## ૩

**સુરત, ૫-૪-૧૮૮૯.**

.... you know that I am writing some thing. You know it is a poem. You know I am very sorry for that, its subject also. It is becoming very lengthy. I have contracted a bad habit of undervaluing my productions for some days after their birth. I must therefore send it to you after it is finished ....

[ ત્હમે જાણો છો કે હું હાલમાં કંઇક લખું છું. ત્હમે જાણો છો એ એક કાવ્ય છે.* હું બહુ દિલગીર છું કે ત્હમે તેનો વિષય પણ જાણો છો. એ કાવ્ય બહુ લાંબું થતું જાય છે. મ્હને એક ટેવ પડી છે, કે મ્હારી કૃતિઓ જન્મે પછી થોડા દિવસ સુધી તેમને હું [ ઘટે તે કરતાં ] ઓછી મૂલવું છું. એટલે પૂરી થશે પછી મ્હારે એ ત્હમને મોકલવી પડશે. ]

* 'વસંતવિજય,' ૮-૪-૧૮૮૯ અને ૧૧-૪-૧૮૮૯ના કાગળોમાં પણ એ કાવ્યને વિશે છે.

## ૪

સુરત, ૮-૪-૧૮૮૯

.... My poem is not yet completed. Ia m afraid it will not be completed till you leave Bombay. I am so much engaged now-a-days. The poem will be somewhat peculiar in our language. But I fear it will not take the first class. My power is somewhat blunted. And I am compelled to labour for making my imagination vivid ....

[ મ્હારૂં કાવ્ય હજી પૂરૂં થયું નથી. કદાચ ત્હમે મુંબાઇ છોડશો ત્યાંસુધીમા ન યે પૂરૂં થાય. હાલમાં મ્હને ઘણું કામ રહે છે. એ કાવ્ય આપણી ભાષામાં વિશિષ્ટ થશે. પણ મ્હને શંકા [પણ] રહે છે જે એ પ્રથમ પંક્તિનું નહીં ગણાય. મ્હારી શક્તિ જરા બૂઠી પડી ગઇ છે. અને મ્હારી કલ્પના [નું નિરૂપણ] તેજસ્વી કરવાને માટે મ્હારે મથન કરવું પડે છે. ]

## ૫

સુરત, ૧૧-૪-૧૮૮૯.

....I am glad to let you know that my poem is finished. I have made no haste. I am not conscious of having spoiled it. I shall hand it over to you on the station. Of course, I do require your 'poor' criticisms. Not piecemeal remarks, however. I will have you to write a general verdict upon the poetry, you will have to give it rank in the scale of aesthetic productions. Again, as I fear I shall cease to be a poet in a few years, you will have to find out whether I am making progress or retrograding. And a lot of other things....

.... I cannot accompany you to--. Our examination begins on the next Monday. Nor can I join you at any previous station, since you intend to come in the passenger train. We can only remain together for half an hour...

[ ત્હમને જણાવતાં આનંદ થાય છે જે મ્હારૂં કાવ્ય પૂરૂં થયું છે. મેં જરાય ઉતાવળ કરી નથી. એને મેં બગાડ્યું હોય એમ મ્હને તો નથી લાગતું. સ્ટેશને એ હું ત્હમને હાથો-

હાથ આપીશ. બેશક, ત્હમારી 'ર'ક' ટીકાઓ મ્હને જોઇયે. પણ છૂટક છૂટક [ શબ્દો, કડીઓ આદિ ઉપર ] નહીં. એ [ કાવ્યની ] કવિતા વિશે હું ઇચ્છું છું જે ત્હમારે સમગ્ર નિર્ણય લખી જણાવવો; હું ઇચ્છું છું જે કલાકૃતિઓના વર્ગમાં ત્હમારે એનું સ્થાન નક્કી કરવું. વળી હું આગળ વધું છું કે ઉલટો પાછળ પડતો જાઉં છું, તે ય ત્હમારે ચોક્કસ કરવું પડશે, કેમ જે મ્હને ધારતી રહે છે કે હું થોડાં વર્ષમાં તો કવિ મટી જવાનો. અને એવું એવું બીજું ઘણું.

હું ત્હમારી સાથે નહીં આવી શકું. [અહીં] અમારી [હાઇસ્કૂલની] પરીક્ષા આ સોમવારે શરૂ થશે. વળી કોઇ આગલા સ્ટેશન [સુધી આવીને ત્યાં]થી હું ત્હમારી ગાડીમાં આવી નહીં શકું, કેમ કે ત્હમે પેસેન્જરમાં આવવાના છો. આપણે [ સુરત સ્ટેશન ઉપરનો ] અર્ધો કલાક જ સાથે ગાળી શકીશું.

૬

૧-૮-૧૮૮૯

તમારૂં પ્રકાશપત્ર મળ્યું. ઉત્તરમાં વિલંબ થવાનું કારણ તો એટલું જ કે હાલનો વ્યવહાર* કાંઈ બહુ આનંદદાયક નથી. આનંદદાયક થવાની તૈયારી હતી ત્યાંજ "વસંતવિજય"ની કવિતાએ ઘાણ વાળ્યો. –ખેર.

તમે તો મને બતાવવું ઘણા દિવસથી બંધ કર્યું હતું પણ મારે બંધ કરવાનું તો મુખ્ય કારણ એ જ કે મેં હોંસથી મોકલેલી કવિતા વિષે મને અભિપ્રાય ન મળ્યો. મને મારા શબ્દો પાછા લખી બતાવવા અને એ બધું છોકરવાદ લાગે છે. મેં તમારી એક કવિતા પર ટીકા કરી છે, તેના ઉપર પાછી તમે પણ કરેલ છે. મેં તે માગેલ છે પણ તમે બતાવેલ નથી. મારી પણ હું નહોતો મોકલતો પણ ફક્ત તમારા આગ્રહથી મોકલવી પડી. તો એથી કરીને હૃદયની વૃત્તિમાં કાંઇ પણ ફેરફાર થાય એ ખરા સહૃદયનું લક્ષણ નથી. બલવંત "રમા"-ને કેવલ નિર્માલ્ય ગણેલ છે, પણ મને દુઃખ નથી લાગ્યું. બીજા માણસે પ્રશંસા પણ કરેલ. ખરા આવેશથી લખનાર માણસ બીજાના મત ઉપર બહુ આધાર કદી નથી રાખતો. મને મારા હૃદય ઉપર આસ્થા છે, અને હું અવશ્ય માનું છું કે મારૂં નામ ગુજરાતી સાક્ષરમંડળના ઇતિહાસમાંથી જલદી ભુસાઇ નહીં જાય. આ વૃત્તિ મને ઘણા દિવસની છે. "ઉભય મળી મને ખુશી કરો છો, પર પરવા શિદ અંતરે ધરો છો?"+–એ વાક્ય મેં ઘણા દિવસ પહેલાં લખેલું છે. આ વૃત્તિને હું Confidence [ વિશ્વાસ ] કહું છું. તે અભિમાનથી જુદીજ ચીજ છે. આત્મજ્ઞાનને કદાચ મળતી ગણી શકાય. મેં મારી ચોપડી× ઉપર આજ motto [સૂત્રવાક્ય ] લખી રાખેલ છે કે–

> The field is universal and allows
> Scope to all such as feel the inherent glow.
>
> *Lord Byron.*

...કવિતામાં તો ઇંગ્લિશ ભાષાના જેટલી બીજી કોઈ સમૃદ્ધિવાન હશે, એ મારી કલ્પનામાં નથી આવી શકતું. માથું હલાવે એવી કવિતા સંસ્કૃતમાં પણ છે, પણ વાંચતાં હૃદયમાં vibrations [ આંદોલનો ] થઇ જાય, એવી તો મેં ઇંગ્લિશમાં અને તે હમણાં જ જોઇ.

એ સુખને હું શ્રેષ્ઠ માનું છું અને તેમાં મસ્ત છું....

* બંને વચ્ચે કાગળપત્રાદિનો.
+ આ કાવ્ય 'પૂર્વાલાપ'માં નથી. કાન્તનાં અપ્રકટ કાવ્યો એ વિષયમાં અહીં પ્હેલું મુકેલું છે તે એ.
× પોતાની કવિતાઓની સાફ નકલોની નોટબુક. બાઇરનમાંનાં સૂત્રવાક્યનો અર્થ—
ક્ષેત્ર સર્વ માટે ખુલ્લું છે અને છૂટ છે
તેવા કોનેય અંદર પેસવાની, જેઓને પ્રત્યક્ષ અનુભવથી વિશ્વાસ હોય, કે પોતાનામાં સ્વયંભૂ તેજ વિલસે છે.

૭

મુંબાઇ, ૩–૩–૧૮૯૦

...આવી અવસ્થામાં પણ મારી કવિતા વાંચવાનો શ્રમ લીધો તે જોઇ મને શું થતું હશે!–પણ તે તમારી સ્થિતિને અનુકૂલ જાણીને જ મોકલી હતી. હું ન્યાયી કે દયાળુ કોઇ અધિષ્ટાતા છે, એમ માનતો જ નથી. પ્રણયમાં જ સુખ હું સમજું છું, અને તે આ જગતમાં સુખી કરતાં દુઃખી વધારે કરે છે.

પક્ષિયુગલના સુખવર્ણનનું હાર્દ તમે સંપૂર્ણ રીતે સમજ્યા, એ જોઇ મને પરમ સંતોષ થયો. બીજી એકબે ખામીઓ પણ મને વિચારવા જેવી જણાય છે.

આ કવિતામાં મારા વિચારો સંપૂર્ણ રીતે દર્શાવી શક્યો નથી માટે ક્વચિત્ ક્વચિત્ વાંચનારાઓ તે ખોટી રીતે સમજે છે. "અંધારાના પ્રબલ જલથી યામિની પૂર્ણ ઘોર,"–એ તે વખતનું વર્ણન નથી, પણ સાંજ છતાં પ્રણયી યુગલને જે ભાસ માત્ર–visions–થાય છે, તેનું વર્ણન છે. "અનુભવે, **ન છતાં**, ક્ષણ એક તે,"–એ પરથી એમ દર્શાવવાનો આશય છે, કે હજી તો સાંજ છે, વિરહને વાર છે, પણ તે વિચાર એટલો પ્રબળ છે કે ક્ષણ વાર તો **યામિની, દુઃખ, કાલ, પ્રાણીઓની કઠોર ચીસો**, વગેરેનો સાક્ષાત્કાર અનુભવે છે. એટલે પછીનાં વાક્યોમાં તમને જે વિરોધ જણાય છે તે નહીં જણાય...પણ વધારે ખુલાસા કરવા જેવું મારૂં હાલ મન નથી. તેમાં કેટલાક ફેરફારો મેં કર્યા છે અને હજી કરવાનો છું. તેમાં મારી ફિલોસોફી પણ ગર્ભિત રહી છે, જે તમે થોડા વખતમાં જોશો. બલવંતરાય આ કવિતા ઉપર ટીકા લખી રહેશે, ત્યાર પછી તરત તે કોઇ માસિકમાં આવશે.

આવે વખતે વાદળીઓ તણાય નહીં, એ પોઇન્ટ મને બહુ ગમ્યું. ઘણું કરીને તમે સત્ય છો. હું **વિચાર** કરીશ. કારણ કે indifferent observer (નિરીક્ષણમાં બેદરકાર) કેવો છું એ તમે જાણો છો.*

* આ વખતે મણિશંકર એમના મિત્ર લક્ષ્મીશંકર મોરારજી ભટ્ટ (ગ્રાન્ટ મેડિકલ કોલેજમાં વિદ્યાર્થી હતા તેમની) ભેડે વિક્ટોરિયા ટેકિનકલ ઇન્સ્ટિટ્યુટ (જૂની એલ્ફિન્સ્ટન કોલેજ) અને મહાલક્ષ્મી સ્ટેશન વચ્ચે આવેલી, કાળે કુશાબા ચાંપાજી નામે માલેકની, એક ચાલમાં રહેતા હતા, અને એલ એલ. બી. માટે અભ્યાસની સાથે કવિતા અને ફિલસુફીના કેટલાક ગ્રંથો વાંચતા હતા.

૮

મહુવા, ૧૫-૫-૧૮૯૦

....Recently coming in connection with an earnest theosophist, I am almost convinced that Occultism is a true science and members of occult brotherhoods true friends of mankind. There are many hypocrites among the theosophists no doubt, but the whole establishment is not an imposture. I wish you to know more of them. They will make converts of us, I believe. Their ideal, at least, is no less higher than our own, and their tenets not strictly opposed to our experience. What do you think of the society at present ?...

[ થોડુંક થયું એક આગ્રહી થીઓસોફિસ્ટના સમાગમમાં આવતાં, મ્હને લગભગ નક્કી લાગે છે કે રહસ્યવાદ સાચો છે અને ગુપ્ત ભ્રાતૃમંડળોના સભ્યો માણસજાતના ખરા મિત્રો છે. બેશક, થીઓસોફિસ્ટોમાં પાખંડીઓ પણ ઘણા છે. પણ આખી સંસ્થા ધતિંગ નથી. ત્હમે એમના વિશે વધારે જાણો એમ ઇચ્છું છું. હું ધારૂં છું, એઓ આપણને પોતાના મંતવ્યો સ્વીકારતા કરી દેશે. તેમની ભાવના તો આપણી ભાવના કરતાં નીચી નથી જ, અને તેમના સિદ્ધાંતો સામાન્ય અનુભવથી ચોકખા વિરુદ્ધ પણ નથી. એ મંડળ વિશે હાલ ત્હમે શું ધારો છો ? ]

૯

મહુવા, ૨૮-૫-૧૮૯૦.

... Your objections are quite natural and go to the root of the matter. When my belief is fully confirmed, I shall try to reply to them.

Here are some of my recent pieces.+ They are the effusions of weakness, and retain the spirit of their fountainhead. They have little force I know. But they are genuine, even as tears are...

[ ત્હારા પ્રતિવાદ* કુદરતી છે અને વિષયના મૂલને ભેદે છે. જ્યારે મ્હારી માન્યતા પૂરેપૂરી સિદ્ધ થશે, ત્યારે હું એ પ્રતિવાદોનો ઉત્તર દેવા યત્ન કરીશ.

આ સાથે મ્હારી હાલ થયેલી કેટલીક કૃતિઓ+ [ મોકલી છે. ] એ નબળાઇના ઉદ્‌ગાર [ માત્ર ] છે, અને પોતાના જનનસ્થાનની પ્રકૃતિથી અંકિત છે. એમનામાં બળ નહીં જેવું છે તે જાણું છું. પરંતુ એ સાચા ઉદ્‌ગાર છે, આંસુ [ સાચાં નીકળી ] પડે તેવા. ]

---

+ આ કાગળ સાથે 'અશ્રુને આવાહન' ( પૂર્વાલાપ, પૃ. ૫૨ ), 'કોમલ ઉપાલંભ' ( પૂર્વાલાપ, પૃ. ૨૨ ), અને 'ઉદ્‌ગાર' ( પૂર્વાલાપ, પૃ. ૪૮ ), એ ત્રણ કૃતિઓની નકલ છે: ત્રણે મુંબાઇ રહ્યા હતા તે દરમિયાન રચાયેલી, એટલે કે 'ચક્રવાક મિથુન'ના સમયની. 'જોયું મેં ન મળ્યું મને નયનમાં' ( પૂર્વાલાપ, પૃ. ૩૪ ) પછી લખાયું અને તેને 'ઉપાલંભ' નામ આપ્યું, ત્યારે 'વનોના

વ્યવહાર રોજગારમાં પડતા પ્હેલાં સાહિત્યનો મ્હારો અભ્યાસ કેટલેક દરજ્જે પૂરો કરવા મેં આવી જગા સ્વીકારી છે, જે વિના તે અભ્યાસ મ્હારાથી ન જ થઇ શકત. વળી મિ. ગજ્જરની યોજનાએ પણ મ્હને કંઇક આકર્ષ્યો, અને મ્હને થયું કે મ્હારાથી બની શકે તો એમને મદદ કરવાની મ્હારી ફરજ છે. એકંદરે લેતાં આ મ્હારૂં ડગલું ત્હમને 'અવિચારી લાગતું હોય તો જણાવશો.

૧૨

વડોદરા, ૧૬-૧૦-૧૮૯૦.

× × × ×

ભ્રમણે જ્યાં અટકતો,
શશાંક પ્રેક્ષીને, સુભગ મણિ સેંથે ઝબકતો.

—And in the course of the ભ્રમણ (of દેવયાની) the સેંથે ઝબકતો સુભગ મણિ stopped for a moment when it saw the Moon, so infinitely charming in her fresh beauty. The word અટકતો is not merely hyperbolical. You can imagine the મણિ to be really at rest for a few moments, though દેવયાની may be moving all the time.

When the verse occurs again it is not a mere repetition, as you can see, now that I give you the punctuation

ભ્રમણે ત્યાં અટકતો
શશાંક, પ્રેક્ષીને સુભગ મણિ સેંથે ઝબકતો.

....Even the beautiful Moon stopped in her ભ્રણમ, when she saw the blazing lustre of the gem.

All critics are creators, and you have a right to take whatsoever meaning you think best: but as all creators are critics also, I beg to submit that my interpretation of my Art is the most beautiful that can be based upon it....

.... I had a very interesting controversy with—,for the propriety of the whole of the latter portion. My only answer is that I think myself justified in making "unlawful divorces of things,"* if but I can thereby give you something that is really beautiful. If I ever finish this poem, the catastrophe, I am afraid, will be a most unexpected anachronism. For the same reason you will excuse me if I free myself from the trammels of mythological accuracy and place શુક્ર's abode beneath the moon....

[–અને દેવયાનીના ભ્રમણ દરમિયાન એ સેંથે ઝબકતો સુભગમણિ ચંદ્રને–ચંદ્રના સદાનૂતન સૌંદર્યની અનંત મોહકતાને જોઈને, ક્ષણ અટક્યો. આ 'અટકતો' શબ્દ અતિશયોક્તિ તરીકે ગણવાનો નથી. ત્હમે કલ્પના કરી શકો કે મણિ થોડી ક્ષણ ખરે જ થંભી જાય, જો કે દેવયાનિ બધો વખત ગતિમાં હોય તથાપિ.

, એ શ્લોક બીજી વાર આવે છે ત્યાં તે માત્ર પુનરુક્તિ નથી. 'અટકતો' પછીનું અલ્પવિરામ કહાડી નાખો, 'પ્રેક્ષીને' પછીનું કહાડી નાખો, 'શશાંક' પછી એક નવું અલ્પવિરામ જ રાખો, અને અર્થ કરો. એ સુંદર ચંદ્ર પણ પોતાના ભ્રમણમાં મણિનો ભભૂકતો ઝબકાર જોતાં થંભી રહે છે.

બધા વિવેચકો સ્રષ્ટા છે, અને ત્હમને જે અર્થ ઉત્તમ લાગે તે લેવાનો હક્ક છે. પણ બધા સ્રષ્ટાઓ વિવેચકો પણ છે, અને હું કહેવા રજા લઉં છું જે મ્હારી કલાનો મ્હારો અર્થ મ્હારી પંક્તિઓનો સુંદરમાં સુંદર અર્થ છે....

આ કાવ્યના આખાય પાછલા ભાગના ઔચિત્ય વિશે મ્હારે—,સાથે બહુ રસિક વિવાદ થયો હતો. મ્હારો જવાબ આટલો જ છે:– "વસ્તુઓનાં સરેહ વિરુદ્ધ નાતરાં" યોજીને પણ જો હું કંઇક ખરેખર સુંદર ત્હમારી આગળ રજુ કરી શકતો હોઉં, તો એવી [અતિ] છૂટ લેવાનો પણ હું મ્હારો અધિકાર માનું છું. આ કાવ્ય હું કોઇ કાળે પણ પૂરૂં કરી શકીશ, તો એ વસ્તુનું જે નિર્વહણ એમાં આવશે, તે 'કોઈ કલ્પે પણ નહીં' એવા મોટા અનૈતિહાસિકતા–દોષવાળું જ, મ્હને ભય રહે છે કે, આવશે. અને વળી સૌંદર્ય સાધવાને માટે હરકોઇ છૂટ લેવાનો મ્હને અધિકાર, એ જ કારણને લઇને, પૌરાણિક ભૂગોળવર્ણન આદિને હું ન ગણકારી શુક્રનો અવાસ ચંદ્રની નીચે આવેલો કલ્પું, તો ત્હમે મ્હને માફી આપશો. ]

+ અવતરણ બેકન (Bacon)ના Advancement of Learning નામે ગ્રંથમાંથી છે.

## ૧૩

**વડોદરા, ૨૧-૧૨-૧૮૯૦**

.... Can you not come on one of these Saturdays? I invite you because Ravivarma is here with his best portraits. As for —'s poem, I keep it not for my second perusal, but for Balavant's who would come here in a day or two....

But is there any necessity of condemning him; *i. e.* Manilal? I do not think many care for his opinions. Can we not do better to let him and every body else alone, and devote ourselves to the cultivation of our literature?

[ એકાદ શનિવારે ત્હમે અહીં આવી ન શકો? હું ત્હમને આમંત્રું છું એટલા માટે કે રવિવર્મા એનાં ઉત્તમ ચિત્રો લઇને આવેલ છે. —નાં કાવ્યને તો હું [ હજી ] રાખું છું, મ્હારે ફરી વાંચવાને માટે નહીં; પણ બલવંત અહીં એક બે દિવસમાં આવશે, તેને વંચાવવા સારૂ...

પણ મણિભાઇનું [ કે કોઇનું ય ] ખંડન કરવાની જ શી અગત્ય? એના મંતવ્યોને માન આપનારા મ્હને તો નથી લાગતું કે ઘણા હોય. એ અને બીજા સૌ ભલે ને પોતપોતાને માર્ગે વહે, આપણે શું? આપણે આપણા સાહિત્ય પાછળ જ મંડિયે, એમ કરવું બેહતર નહીં? ]

## ૧૪

વડોદરા, ૨૯-૧-૧૮૯૧

.... Truth must have pity for the erring, no hatred If the opposite party be consciously mischievous, we are justified in despising them. But if otherwise, we can only be sorry for perverted minds....

....I know how difficult it is to write poetry in this our infant stage. I myself am altogether hopeless. But the study of English poetry which has given me so much diffidence, has also given some very strict canons of criticism, and judged by that standard very few poems in Gujrati satisfy me. Indeed, I have come to regard a great deal of even Sanskrit poetry as trash, and I think it can be very easily proved that Premanand was not a poet but a mere versifier....

[ સત્યનો વિરોધીઓ તરફ સ્થાયીભાવ દ્વેષ ન હોય, કરુણા જ હોય. વિરોધીઓ જાણીને લબાડી, વિતંડાવાદ, તોફાન આદિ પ્રવર્તાવે તો તેઓને આપણે ધિક્કારિયે તે ખરેખર: પણ તેઓની આ પ્રમાણે શઠ જેવી વર્તણુક, ન હોય, ત્યાંસુધી તો એઓનીં અયથાર્થદૃષ્ટિને માટે આપણો એમના તરફ દયા અને દિલગીરીનો ભાવ જ ઘટે*....

આ આપણી હજી બાલ્યાવસ્થા ચાલે છે, તેમા કવિતા લખવી કેટલી તો મુશ્કેલ છે તેને હું જાણું છું. હું પોતે છેક આશાહીન છું–મ્હારૂં યત્કિંચિત્ લખાણ કશી આશા આપે એવું નથી. પણ ઇંગ્રેજી કવિતાનો અભ્યાસ, જે આટઆટલો અવિશ્વાસ ઉપજાવે છે, તે કવિતા-પરીક્ષણના કેટલાક અતિ કડક નિયમો પણ શીખવે છે, અને એ કસોટીએ તપાસી જોતાં ગુજરાતી કવિતાઓમાંથી બહુ જ થોડી મ્હને સારી લાગે છે. ખરેખર, સંસ્કૃત કવિતાના પણ મોટા ભાગને કચરો જ ગણતો થયો છું, અને હું ધારૂં છું કે પ્રેમાનંદ કંઇ કવિ નહીં, માત્ર પદ્ય જોડનારો હતો, એમ બહુ સહેલાઇથી સાબીત થઇ શકે. ]

* આ ઉદ્ગાર તે સમયે સુધારાવાળાઓ અને સનાતનીઓ વચ્ચે ચાલી રહેલી છાપાછાપીને ઉદ્દેશીને છે.

## ૧૫

પૂના, ૧૮૯૧, સોમવાર, બપોરે બે વાગે (ચોમાસા દરમિયાન)

I am trying to find out some records of your recent exprieuces but do not light on any. The boxes are both of them unlocked and still I am disappointed. Well: I go. And you may believe that I do not understand you and that all human relations are worthless. I am only sorry. +

[ ત્હમારા હમણાંના [ દુ:ખદ ] અનુભવો [ નાં સ્વરૂપ કારણ આદિ સમજવાને માટે તે વિશેની ] કંઇ નોંધો નિશાનીઓ એવું એવું મેં

ખડું હું ઢયું એકે ય મળી આવતું નથી. [હમારી] બે ય પેટીઓ અમથી વાસેલી છે [તે આખી જોઇ વળ્યો] અને તેથી પુર્ણ નિરાશ જ થયો છું. અસ્તુ; હું [જેવો અજ્ઞાન અહીં સુધી જાણવાને માટે ખાસ આવેલો તેવો જ અજ્ઞાન] પાછો જાઉં છું, અને હમે માન્યા કરો જે હું હમને સમઝું એમ નથી, અને વળી માનવ સંબંધ બધાય વ્યર્થ છે એમ પણ. [એટલું જ લખી જાઉં છું જે] દિલગીર છું, પૂરેપૂરો.*]

* આ ઉતાવળે સીસાપેનથી ચીતરી કહાડેલી ચિઠ્ઠી જ છે. એટલે તેનો ભાવ અને અર્થ સ્પષ્ટ દર્શાવવાને માટે અનુવાદમાં સૂચવ્યા પ્રમાણે ઘણું ઉમેરવું પડે એમ છે.

૧૬

**રાજકોટ, ૧૨-૧૧-૧૮૯૧.**

...ભવિષ્ય માટે મારો હજી કશો સિદ્ધાંત થયો નથી. ચિ. પ્રાણલાલની× હયાતી અને સુખ સિવાય મારી બીજી કશી સ્પૃહા નથી, કશું જીવિતપ્રયોજન નથી. દુનિયાના સુખથી હું બેદરકાર છું. જે વર્ષ એકાદથી, વૈરાગીનાં વચન તમે મારે મોંએ સાંભળો છો તે વાણી માત્ર નથી. એવી જ મારી વૃત્તિ છે. એ વૃત્તિને હજી મેં સ્થિર રૂપ આપ્યું નથી. જે નિશ્ચય ટકી ન શકે અથવા ખોટું રૂપ પકડે તેને દુનિયા દંભ કહે છે. તેવું ન કહેવાય માટે હું વિચારૂં છું. બને તે ખરૂં...

× પ્રથમ પત્નીથી એમનો પુત્ર. 'વિધુર કુરંગ' (પૂર્વાલાપ, પૃ. ૬૦) માંનો 'શાવ;' 'ગાનું વિમાન' (પૂર્વાલાપ, પૃ. ૭૭) માંનો 'કલહંસ.' 'વિધુર કુરંગ' અહીં આ દિવસોમાં જ લખાઇ હતી.

૧૭

**વડોદરા, ૪-૧-૧૮૯૨**

I am unhappy–very unhappy to know that you are not well. Unforeseen causes have supervened in my arrangements, and I have been altogether unable to do anything for my suffering friend. I know that he is in a place where the fountain of all natural affection has dried up. I know that he is in the midst of humanfaced creatures that have no idea of *his* miseries, his thoughts, his anxieties, his powers his limitations, his everything. I request my friend to make *my* house *his own*. He can very well appreciate the miserable impotence of his sympathetic human friends, I know that his cup is now full to the brim. But in this our strange world no one can take another's portion. I hope you have courage. I fear you have none left. Perhaps... if

## ૧૪

વડોદરા, ૨૯-૨-૧૮૯૧

.... Truth must have pity for the erring, no hatred If the opposite party be consciously mischievous, we are justified in despising them. But if otherwise, we can only be sorry for perverted minds....

....I know how difficult it is to write poetry in this our infant stage. I myself am altogether hopeless. But the study of English poetry which has given me so much diffidence, has also given some very strict canons of criticism, and judged by that standard very few poems in Gujrati satisfy me. Indeed, I have come to regard a great deal of even Sanskrit poetry as trash, and I think it can be very easily proved that Premanand was not a poet but a mere versifier....

[ સત્યનો વિરોધીઓ તરફ સ્થાયીભાવ દ્વેષ ન હોય, કરુણા જ હોય. વિરોધીઓ જાણીને લબાડી, વિતંડાવાદ, તોફાન આદિ પ્રવર્ત્તાવે તો તેઓને આપણે ધિક્કારિયે તે બરોબર: પણ તેઓની આ પ્રમાણે શઠ જેવી વર્તણુક, ન હોય, ત્યાંસુધી તો એઓની અયથાર્થદૃષ્ટિને માટે આપણો એમના તરફ દયા અને દિલગીરીનો ભાવ જ ઘટે*....

આ આપણી હજી બાલ્યાવસ્થા ચાલે છે, તેમા કવિતા લખવી કેટલી તો મુશ્કેલ છે તેને હું જાણું છું. હું પોતે છેક આશાહીન છું–મ્હારૂં યત્કિંચિત્ લખાણ કશી આશા આપે એવું નથી. પણ ઇંગ્રેજી કવિતાનો અભ્યાસ, જે આટઆટલો અવિશ્વાસ ઉપજાવે છે, તે કવિતાપરીક્ષણના કેટલાક અતિ કડક નિયમો પણ શીખવે છે, અને એ કસોટીએ તપાસી જોતાં ગુજરાતી કવિતાઓમાંથી બહુ જ થોડી મ્હને સારી લાગે છે. ખરેખર, સંસ્કૃત કવિતાના પણ મોટા ભાગને કચરો જ ગણતો થયો છું, અને હું ધારૂં છું કે પ્રેમાનંદ કઇ કવિ નહીં, માત્ર પદ્ય જોડનારો હતો, એમ બહુ સહેલાઇથી સાબીત થઇ શકે. ]

* આ ઉદ્‌ગાર તે સમયે સુધારાવાળાઓ અને સનાતનીઓ વચ્ચે ચાલી રહેલી છાપાછાપીને ઉદ્દેશીને છે.

## ૧૫

પૂના, ૧૮૯૧, સોમવાર, બપોરે બે વાગે ( ચોમાસા દરમિયાન )

I am trying to find out some records of your recent exprieuces but do not light on any. The boxes are both of them unlocked and still I am disappointed. Well; I go. And you may believe that I do not understand you and that all human relations are worthless. I am only sorry. +

[ ત્હમારા હમણાંના [ દુઃખદ ] અનુભવો [ નાં સ્વરૂપ કારણ આદિ સમજવાને માટે તે વિશેની ] કંઇ નોંધો નિશાનીઓ એવું એવું મેં

ખાડુ હું ઢયું'-એકે ય મળી આવતું નથી. [ત્હમારી] બે ય પેટીઓ અમથી વાસેલી છે [તે આખી જોઇ વળ્યો] અને તેથીજ નિરાશ જ થયો છું. અસ્તુ; હું [જેવો અજ્ઞાન અહીં સુધી જાણવાને માટે ખાસ આવેલો તેવોજ અજ્ઞાન] પાછો જાઉં છું, અને ત્હમે માન્યા કરો જે હું ત્હમને સમજું એમ નથી, અને વળી માનવ સંબંધ બધાય વ્યર્થ છે એમ પણ. [એટલું જ લખી જાઉં છું જે] દિલગીર છું, પૂરેપૂરો.*]

* આ ઉતાવળે સીસાપેનથી ચીતરી કહાડેલી ચિઠ્ઠીજ છે. એટલે તેનો ભાવ અને અર્થ સ્પષ્ટ દર્શાવવાને માટે અનુવાદમાં સૂચવ્યા પ્રમાણે ઘણું ઉમેરવું પડે એમ છે.

૧૬

રાજકોટ, ૧૨-૧૧-૧૮૯૧.

...ભવિષ્ય માટે મારો હજી કશો સિદ્ધાંત થયો નથી. ચિ. પ્રાણલાલની× હયાતી અને સુખ સિવાય મારી બીજી કશી સ્પૃહા નથી, કશું જીવિતપ્રયોજન નથી. દુનિયાના સુખથી હું બેદરકાર છું. જે વર્ષ એકાદથી, વૈરાગીનાં વચન તમે મારે મોંએ સાંભળો છો તે વાણી માત્ર નથી. એવી જ મારી વૃત્તિ છે. એ વૃત્તિને હજી મેં સ્થિર રૂપ આપ્યું નથી. જે નિશ્ચય ટકી ન શકે અથવા ખોટું રૂપ પકડે તેને દુનિયા દંભ કહે છે. તેવું ન કહેવાય માટે હું વિચારૂં છું. બને તે ખરૂં...

× પ્રથમ પત્નીથી એમનો પુત્ર. 'વિધુર કુરંગ' (પૂર્વાલાપ, પૃ. ૬૦) માંનો 'શાવ;' 'ગાનું વિમાન' (પૂર્વાલાપ, પૃ. ૭૭) માંનો 'કલહંસ.' 'વિધુર કુરંગ' અહીં આ દિવસોમાં જ લખાઇ હતી.

૧૭

વડોદરા, ૪-૧-૧૮૯૨

I am unhappy–very unhappy to know that you are not well. Unforeseen causes have supervened in my arrangements, and I have been altogether unable to do anything for my suffering friend. I know that he is in a place where the fountain of all natural affection has dried up. I know that he is in the midst of humanfaced creatures that have no idea of *his* miseries, his thoughts, his anxieties, his powers his limitations, his everything. I request my friend to make *my* house *his own*. He can very well appreciate the miserable impotence of his sympathetic human friends, I know that his cup is now full to the brim. But in this our strange world no one can take another's portion. I hope you have courage. I fear you have none left. Perhaps... if

## ૧૪

**વડોદરા, ૨૯-૧-૧૮૯૧**

.... Truth must have pity for the erring, no hatred If the opposite party be consciously mischievous, we are justified in despising them. But if otherwise, we can only be sorry for perverted minds....

....I know how difficult it is to write poetry in this our infant stage. I myself am altogether hopeless. But the study of English poetry which has given me so much diffidence, has also given some very strict canons of criticism, and judged by that standard very few poems in Gujrati satisfy me. Indeed, I have come to regard a great deal of even Sanskrit poetry as trash, and I think it can be very easily proved that Premanand was not a poet but a mere versifier....

[ સત્યનો વિરોધીઓ તરફ સ્થાયીભાવ દ્વેષ ન હોય, કરુણા જ હોય. વિરોધીઓ જાણીને લબાડી, વિતંડાવાદ, તોફાન આદિ પ્રવર્ત્તાવે તો તેઓને આપણે ધિક્કારિયે તે ખરોખર: પણ તેઓની આ પ્રમાણે શઠ જેવી વર્તણૂક, ન હોય, ત્યાંસુધી તો એઓની અયથાર્થદૃષ્ટિને માટે આપણો એમના તરફ દયા અને દિલગીરીનો ભાવ જ ઘટે*....

આ આપણી હજી બાલ્યાવસ્થા ચાલે છે, તેમા કવિતા લખવી કેટલી તો મુશ્કેલ છે તેને હું જાણું છું. હું પોતે છેક આશાહીન છું—મ્હારૂં યત્કિંચિત્ લખાણ કશી આશા આપે એવું નથી. પણ ઇંગ્રેજી કવિતાનો અભ્યાસ, જે આટઆટલો અવિશ્વાસ ઉપજાવે છે, તે કવિતાપરીક્ષણના કેટલાક અતિ કડક નિયમો પણ શીખવે છે, અને એ કસોટીએ તપાસી જોતાં ગુજરાતી કવિતાઓમાંથી બહુ જ થોડી મ્હને સારી લાગે છે. ખરેખર, સંસ્કૃત કવિતાના પણ મોટા ભાગને કચરો જ ગણતો થયો છું, અને હું ધારૂં છું કે પ્રેમાનંદ કંઈ કવિ નહીં, માત્ર પદ્ય જોડનારો હતો, એમ બહુ સહેલાઈથી સાબીત થઇ શકે. ]

* આ ઉદ્‌ગાર તે સમયે સુધારાવાળાઓ અને સનાતનીઓ વચ્ચે ચાલી રહેલી છાપાછાપીને ઉદ્દેશીને છે.

## ૧૫

**પૂના, ૧૮૯૧, સોમવાર, બપોરે બે વાગે** ( ચોમાસા દરમિયાન )

I am trying to find out some records of your recent exprieuces but do not light on any. The boxes are both of them unlocked and still I am disappointed. Well; I go. And you may believe that I do not understand you and that all human relations are worthless. I am only sorry. +

[ ત્હમારા હમણાંના [ દુઃખદ ] અનુભવો [ નાં સ્વરૂપ કારણ આદિ સમજવાને માટે તે વિશેની ] કંઇ નોંધો નિશાનીઓ એવું એવું મેં

બહુ ઢુંઢ્યું—એકે ય મળી આવતું નથી. [ત્હમારી] બે ય પેટીઓ અમથી વાસેલી છે [તે આખી જોઇ વળ્યો] અને તેથી પણ નિરાશ જ થયો છું. અસ્તુ; હું [જેવો અજ્ઞાન અહીં સુધી જાણવાને માટે ખાસ આવેલો તેવો જ અજ્ઞાન] પાછો જાઉં છું, અને ત્હમે માન્યા કરો જે હું ત્હમને સમજું એમ નથી, અને વળી માનવ સંબંધ બધાય વ્યર્થ છે એમ પણ. [એટલું જ લખી જાઉં છું જે] દિલગીર છું, પૂરેપૂરો.*]

* આ ઉતાવળે સીસાપેનથી ચીતરી કહાડેલી ચિઠ્ઠી જ છે. એટલે તેનો ભાવ અને અર્થ સ્પષ્ટ દર્શાવવાને માટે અનુવાદમાં સૂચવ્યા પ્રમાણે ઘણું ઉમેરવું પડે એમ છે.

## ૧૬

રાજકોટ, ૧૨-૧૧-૧૮૯૧.

...ભવિષ્ય માટે મારો હજી કશો સિદ્ધાંત થયો નથી. ચિ. પ્રાણલાલની× હયાતી અને સુખ સિવાય મારી બીજી કશી સ્પૃહા નથી, કશું જીવિતપ્રયોજન નથી. દુનિયાના સુખથી હું બેદરકાર છું. જે વર્ષ એકાદથી, વૈરાગીનાં વચન તમે મારે મોંએ સાંભળો છો તે વાણી માત્ર નથી. એવી જ મારી વૃત્તિ છે. એ વૃત્તિને હજી મેં સ્થિર રૂપ આપ્યું નથી. જે નિશ્ચય ટકી ન શકે અથવા ખોટું રૂપ પકડે તેને દુનિયા દંભ કહે છે. તેવું ન કહેવાય માટે હું વિચારૂં છું. બને તે ખરૂં...

× પ્રથમ પત્નીથી એમનો પુત્ર. 'વિધુર કુરંગ' (પૂર્વાલાપ, પૃ. ૬૦) માંનો 'શાવ;' 'ગાનું વિમાન' (પૂર્વાલાપ, પૃ. ૭૭) માંનો 'કલહંસ.' 'વિધુર કુરંગ' અહીં આ દિવસોમાં જ લખાઇ હતી.

## ૧૭

વડોદરા, ૪-૧-૧૮૯૨

I am unhappy–very unhappy to know that you are not well. Unforeseen causes have supervened in my arrangements, and I have been altogether unable to do anything for my suffering friend. I know that he is in a place where the fountain of all natural affection has dried up. I know that he is in the midst of humanfaced creatures that have no idea of *his* miseries, his thoughts, his anxieties, his powers his limitations, his everything. I request my friend to make *my* house *his own*. He can very well appreciate the miserable impotence of his sympathetic human friends, I know that his cup is now full to the brim. But in this our strange world no one can take another's portion. I hope you have courage. I fear you have none left. Perhaps... if

you like you might even go to Dewgadh. But for heaven's sake leave that cursed Morvi. You will not be so unkind as not to write to me because I have proved such a weak powerless man.

[ હું દુઃખી છું, અતિ દુઃખી છું, ત્હમને સુવાણ નથી એ જાણીને. અણધાર્યા કારણોએ મ્હારી ગોઠવણો દૂસકી પડી છે અને મ્હારા ગ્લાનિમાં ડુબેલા મિત્રને માટે હું કંઇ પણ કરી શક્યો નથી. હું જાણું છું તે જે સ્થલે છે, ત્યાં કુદરતી સ્નેહનો ફુવારો છેક સુકાઇ ગયો છે. હું જાણું છું તે એવાં પ્રાણીઓની મધ્યમાં છે, જેઓના ચેહરા માણસાઇ છે ખરા, તથાપિ જેઓને **એનાં** દુઃખ, એના વિચાર, એની ચિંતાઓ, એની શક્તિઓ, એની મર્યાદાઓ, એની કશી જ બાબતનું ભાન નથી. મ્હારા મિત્રને હું વિનવું છું, કે તેણે મ્હારા ઘરને પોતાનું જ બનાવવું. પોતાના સમભાવી માનવ મિત્રોની તુચ્છ કમતાકતનો ખયાલ એ બાંધી ન શકે એવો એ નથી. એની ગમીનો પ્યાલો છલાછલ ભરાઇ ગયો છે, તે જાણું છું. પણ આ આપણી વિચિત્ર દુનિયામાં કોઇથી પણ બીજા કોઇનાં કિસમત પોતાને માથે લઈ લેવાતાં નથી. હું આશા રાખું છું કે ત્હમે હિંમત હારી નહીં ગયા હો. પરંતુ મ્હને બ્હીક લાગે છે કે હવે ત્હમારામાં જરા પણ હિંમત અવશેષ રહી નહીં હોય. કદાચ ... ત્હમને એમ કરવું બહેતર લાગે તો દેવગઢ જાઓ. પણ, ભાઈ, ખુદાની ખાતર, એ નાપાક મોરબીને તો છોડોજ છોડો. હું આવો નબળો શક્તિહીન નીવડયો તેથી ત્હમે એટલા બધા ક્રૂર તો નહીંજ બનો, કે મ્હને કાગળ સરખો ન લખો. ]

## ૬૮

વડોદરા, ૧૯-૮-૧૮૯૨

.... When I spoke of want of reverence &c. in my last letter, I referred to the graduates that I see around me here. They have no respect for any human being either of their own country or another. They have no humility, no desire to learn, no consciousness even that greater and better men than themselves might exist. This lamentable circumstance I attribute to our degraded education and the absence among us of men really great....

I am entirely of your opinion on the fruitlessness of all stereotyped organisations. I also trust only individual effort. But let the individuals get the approval of their friends. Let them not put undue trust in their own single judgments. Let all of us be united and keep—preserve the wholesome fire in our bosoms.

I would like very much to devote my poor little life to the service of our literature. For instance, I would like to take up

such a place as the secretaryship of the Gujrat Vernacular Society some day, I shall have no objection to accept ever-lasting poverty, after some time. But.... I must see that, I have got co-workers, if possible even leaders.

But I have not so far been able to express to you all my views. Please excuse me, I will do it some other time....

....Meanwhile I may translate some of the most thrilling dialogues of the Lord Buddha on this subject. Mankind has not seen a humaner figure than Gautama Buddha and an abler enemy of caste.

[ મેં મ્હારા છેલ્લા કાગળમાં પૂજ્યભાવ આદિના અભાવ વિશે લખેલું, તે અહીં મ્હારી આસપાસ ગ્રેજ્યુએટો જોવામાં આવે છે તેવાઓને ઉદ્દેશીને હતું. શું પોતાના કે શું કોઇ બીજા દેશના કોઈ પણ માણસને માટે તેઓને માન જ નથી. તેઓમાં નથી નમ્રતા, નથી શીખવાની ઇચ્છા, નથી એટલી પણ ગમ કે પોતાના કરતાં મહત્તર વ્યક્તિઓ હોઇ તો શકે ! આ દયામણી સ્થિતિનું કારણ હું હાલની અધમ કેળવણીને ગણું છું, અને એનું બીજું કારણ આપણામાં ખરેખર મોટા માણસ નથી તે છે.

જડીભૂત સંસ્થાઓની નિષ્ફલતા વિશે હું ત્હમારા જ મતનો છું. હું પણ [ આપણો હૃદય ઉપજાવી શકનાર બળ તરીકે ] વ્યક્તિ-પ્રયત્નને જ માનનારો છું. પણ [ એ પ્રયત્ન કરનારી ] વ્યક્તિઓએ પોતાના મિત્રોની સંમતિ તો મેળવવી જોઇયે; પોતપોતાની અલગ પ્રતીતિઓમાં હદ ઉપરાંત વિશ્વાસ રાખવો યોગ્ય નહીં. આપણું સૌએ એક જૂથ થવું ઘટે, આપણા હૈયામાંનો પાવક [ અન્યોન્ય ઉદ્બોધન અને સહકારવડે ] જ્વલંત રાખવો ઘટે.

મ્હારી ટુંકી નજીવી ઝિંદગી આપણા સાહિત્યની સેવામાં અર્પી દેવાનું મ્હને ઘણું ઘણું મને છે. દાખલા તરીકે, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી જેવું પદ પણ હું એક કાળે સ્વીકારી લઉં. થોડો સમય વીત્યા બાદ એવી કાયમની નિર્ધનતા સ્વીકારી લેવામાં મ્હને મુદ્દલ આનાકાની નથી. પણ...મ્હારી સાથે સહકારીઓ હોય, મળી શકે તો નાયકો પણ હોય, એટલી શરત તો ખરી.

પરંતુ આટલે સુધી લખી ગયો છું તેમાં મ્હારા વિચાર હજી હું ત્હમને દર્શાવી શક્યો નથી. હું બીજે કોઈ વખતે ફરી યત્ન કરીશ, હાલ મ્હને માફ કરશો....

દરમિયાન આ વિષય ઉપરના ભગવાન બુદ્ધના સંવાદો*માંથી દિલને અજબ ઉત્તેજનારા કેટલાકના અનુવાદ હું કદાચ લખું. માણસ-જાતિમાં ગૌતમ બુદ્ધથી વધારે દયાળુ હૃદય કે જ્ઞાતિભેદનો વધારે સમર્થ શત્રુ પાક્યો જ નથી. ]

* આ પછીના કાગળમાં ખુલાસો કર્યો છેઃ–'સૂત્ર', 'વિનય', અને 'અભિધમ' એ ત્રણ સંગ્રહોમાં આપેલા; પોતે "સેક્રેડ બુક્સ ઑફ ધિ ઇસ્ટ" એ ગ્રંથમાલામાંના તરજુમામાં તાજા જ જોયેલા; "શિક્ષણનો ઇતિહાસ" રચવા માટેના એક મહત્વના સાધન તરીકે.

૧૯

વડોદરા,૧૦-૭-૧૮૯૩

.... Let its title be અદષ્ટિ દર્શન and let it be sent in company with અગતિગમન on the next page.

[ ભલે એનું નામ " અદષ્ટિદર્શન " રાખો; અને [ આ કાગળને અંતે ] છેલ્લે પાને [હમણાંજ રચેલી કિતારી છે તે ] " અગતિગમન"ની સાથે ભલે મોકલી દ્યો [ જ્ઞાનદર્શન માસિકમાં પ્રકટ થવાને. ] ]

૨૦

વડોદરા. ૧૪-૯-૧૮૯૩.

My life is dreary, more dreary than that of any friend of mine. All routine is narrowing, but I have to undergo perpetual mental strain besides routine. I find that my head is seldom or never cool enough to allow me to write a line of poetry.

My History is completed, but it has prostrated me. I don't and can't read any poetry. I can read only educational work's. How then can I write to my friends as I ought to?

For some months past I have been costantly thinking of writing a vigorous attack on Vedanta. If I know this much, that vedantism is the annihilation of all morality. If सुखदुःखे and लाभालाभौ and जयाजयौ are समे, ततो युद्धाय युज्यस्व is absurd....I wish to write either in the form of a review of the " સિદ્ધાન્તસાર " or in the form of letters from a traveller or in some other form where humour also can come in. But my brain absolutely refuses to take up such work just now....

Indifference I begin to feel is the greatest of all literary vices–for you can bring a wrong–headed man to his senses, but never a man who is only a looker–on.*

[ મ્હારૂં જીવન નીરસ છે, મ્હારા કોઇ પણ મિત્રના જીવન કરતાં વધારે. ધુંસરીએ જૂતીને કરવું પડતું તમામ કામકાજ સંકોચક છે. પણ મ્હારે એવા નિત્યકર્મ ઉપરાંત નિરંતર માનસિક ઘર્ષણ પણ સહેવું પડે છે. મ્હારૂં મગજ કવિતાની એક લીટી પણ લખવા જેટલું શીતલ કવચિત્ જ હોય બલ્કે હોતું જ નથી.

મ્હારો ઇતિહાસ પૂરો થયો છે, પણ એણે મ્હને ભોંયભેગો કરી દીધો છે. કવિતા હું મુદ્દલ વાંચતો નથી, વાંચી શકતો જ નથી. માત્ર કેળવણીવિષયક થોથાં વાંચી શકું છું. તો મ્હારે મિત્રોને લખવા ઘટે એવા કાગળો શી રીતે લખી શકું ?

મહિનાઓથી એક વિચાર મગજમાં વ્હલોવાય છેઃ વેદાંત ઉપર એક પ્રબળ હુમલો કરવો છે. નીતિશાસ્ત્ર હું કંઇ યે જાણતો હોઉં

તો આટલું તો જાણું છું, જે વેદાન્ત [ના વિચારજાલ ]માં નીતિવિવેકનો સમૂળો ઉચ્છેદ છે. જો सुखदुःखे અને लाभालाभौ, અને जयाजयौ સમાન છે, તો પછી ततो युद्धाय युज्यस्व એ આજ્ઞા વદતોવ્યાઘાત છે....હું ઇચ્છું છું કાંતો "સિદ્ધાન્તસાર"ના અવલોકન રૂપે લખવા, અથવા તો એક મુસાફરના પત્રો રૂપે લખવા, અથવા તો કોઇ બીજા રૂપમાં, જેની અંદર તિરછાં મર્માળાં હાસ્યને પણ સ્થાન મળી શકે. પણ હાલ તુરત તો મ્હારૂં મગજ એવું કશું કામ આદરવાની ધસીને ના પાડે છે....

સાક્ષરી પાતકોમાંનું સૌથી અધમ સત્યાસત્ય પ્રતિ એકસરખી બેદરકારીને જ ગણવું ઘટે છે, એમ મ્હને લાગવા માંડ્યું છે. જે કોઇ [ અસત્યને જ આગ્રહપૂર્વક જ સત્ય લેખનારો ] અયથાર્થદર્શી હશે, તેની આંખ ઉઘાડવી સંભવિત ખરી, પરંતુ જે કેવળ અપક્ષતાને [હઠથી] વળગી રહે છે, તેની આગળ બધો ય વાદ બૂઠો પડે છે.* ]

* લાંબા વખતના ભારે માનસિક શ્રમને લીધે મણિશંકર છેક આવા થાકેલા હતા. આ પ્રસંગે એમને છ માસની ફર્લો રજા મળી હોત અને તે એ બે ત્રણ સમાન મિત્રો સાથે મુસાફરીમાં નવું નવું જોવા શીખવામાં, અને શરીરને રોજ કલાકો સુધીની વિનોદી રખડપટ્ટી વડે થકવવામાં અને કસવામાં ગાળી શક્યા હોત, તો કદાચ એમના જીવનનો આખો યે ઇતિહાસ બદલાઇ જાત.

## ૨૧

**વડોદરા, ૨૮-૧૨-૧૮૯૩**

.... Shall I write that your offer to help me if I passed my LL. B. has been of eminent service to me in fixing my resolution to be independent from next year ? Yes—I shall be free from the clutches of Baroda very shortly...

[ હું એલ એલ. બી. થાઉં તો મ્હને મદદ કરવા ત્હમે તૈયાર છો એ ત્હમારા વચનથી કરીને ભાઇ, લખું ? કે—આવતી સાલથી સ્વતંત્ર થવાનો નિશ્ચય કરવાની મ્હને સારી પેઠે હિંમત આવી છે. હા, હવે થોડામાં જ હું વડોદરાના પંઝામાંથી મુક્ત થઇ શકીશ. ]

## ૨૨

**વડોદરા, ૧૧-૧૨-૧૮૯૪.**

....Reformers trying to work on large multitudes by the system of votes and opinions dissipate much of their energy, and effect little indeed. We must have a centre to work from. I do seriously think that the Prarthana Samaj is the body where unity should first be introduced, and concentration of force applied. Again, there are [ no doubt ] many good things to be done by each. The programme seems to me too comprehensive to be earnest and profound.

Let us rather take up a single question and concentrate all our forces on that. The single question of Theism, I mean its promulgation requires the efforts of many lives. Let there be division of labour even in questions of social reform.

[ સંખ્યાબંધ સમૂહો ઉપર મત નોંધવાના અને અભિપ્રાયો [ ની મુદ્રિત પત્રિકાઓ ] ફેલાવવાના માર્ગથી અસર ઉત્પન્ન કરવા મથતા સુધારકો ઘણા શ્રમનો વ્યય કરે છે, અને બદલામાં ભાગ્યે કંઇ યે સંગીન લાભ મેળવતા હોય. આપણે આપણા કાર્યપ્રવાહને માટે એક મધ્ય સ્થલ સ્થાપવું જોઇયે. હું ગંભીર વિચાર કરી કરીને એવા નિશ્ચય ઉપર આવ્યો છું, કે પ્રાર્થનાસમાજને એવું મધ્ય સ્થલ બનાવી શકાય; અને પ્રથમ તેમાં જ ઐક્ય અને બલોપચયની જમાવટ આપણે કરવી જોઇયે. બેશક, પ્રવર્તાવવી ઘટે એવી સત્પ્રવૃત્તિઓ ઘણી યે છે; પરંતુ બધી યે માં શું દરેકે દરેક માણસ પ્હોંચી શકે ? [ સુધારકોએ સુધારવા યોગ્ય વસ્તુઓની કરેલી ] યાદી મ્હને તો અતિવ્યાપક લાગે છે; એ બધી બાબતના સંબંધમાં કોઇ પણ માણસ એક સરખો દૃઢ અને ઉંડી પ્રતીતિવાળો હોય એ સંભવતું નથી. વધારે સારો માર્ગ એ જ છે કે આપણે એક જ વિષય ઉપાડવો, અને આપણાં બધાં બલને તે સિદ્ધ કરવા પાછળ એકત્રિત કરવાં. એકેશ્વર ભક્તિનો જ સવાલ લ્યો, એના લોકોમાં પ્રચારનો સવાલ. ઘણા ઘણા માણસોનાં આખાં આયુષ્ય એ એકની પાછળ સમર્પાવાં ઘટે છે. [ હું કહેવા માગું છું તે એ કે ] સંસારસુધારણાની પ્રવૃત્તિઓમાં પણ આપણે કર્તવ્યવિભાગને ધોરણે કામ લેવું જોઇયે. ]

## ૨૩

વડોદરા, ૧૩-૧-૧૮૯૫.

H. H.'s Government has nearly resolved to send me to Europe for the study of modern educational art,—the result of a letter addressed to H. H. some months back....

[ શ્રીમંત ગાયકવાડ સરકાર અર્વાચીન શિક્ષણ પદ્ધતિઓના અભ્યાસને માટે મ્હને યુરોપ મોકલવાના ઠરાવ ઉપર આવવામાં છે: થોડા મહિના ઉપર મેં ને. ના. સરકારને એક કાગળ લખેલો તે ઉપરથી આ પરિણામ, જે લગભગ નક્કી જેવું છે.]

## ૨૪

વડોદરા, ૩-૩-૧૮૯૫.

....And now I am determined not to go unless they give me suitable terms.* I am afraid I may be excommunicated for life, and I certainly would not like to eraze my name from the family annals altogether. Besides, if they don't pay me well after my return, I shall be miserable for life on account of the humiliation. I think I can get enough money even in India if I pass my LL.

B. I shall therefore insist on good terms, and I have reason to think that they will be granted....

[... અને હવે મેં નિશ્ચય કર્યો છે કે મ્હને [ખર્ચ પગાર આદિ] યોગ્ય શરતો* કરી આપે તો જ જવું, નહીં તો નહીં. મ્હને ભય છે જે મ્હારે આખો જન્મારો નાતબ્હાર રહેવું પડે, અને મ્હારાં કુટુંબની તવારીખમાંથી મ્હારૂં નામ છેકી જ નાખવું મ્હને તો ન જ ગમે. વળી હું પાછો આવું ત્યારે મ્હને સારો પગાર આપે નહીં, તો એ માનભંગથી જ હું તો જન્મારાનો દુઃખી થઇ જાઉં. મ્હને લાગે છે કે હિંદ બ્હાર ગયા વગર જો હું એલએલ. બી. થઇ જાઉં તો મ્હને પૂરતો પૈસો મળી રહે. એટલે હું તો યોગ્ય શરતોને વળગીશ જ, અને સકારણ માનું છું કે મ્હારી માગણીઓ સ્વીકારવામાં આવશે.]

* આ કાગળમાંજ એ શરતોનો નિર્દેશ છેઃ-જવા આવવાનું અને યુરોપમાંનું બધું મુસાફરી ખર્ચ પ્હેલા વર્ગની ટિકિટનું; થોડો માસિક પગાર હિંદમાં (કુટુંબપોષણ જેટલો), અને ગેરહાજરી દરમિયાન ત્યાં પગાર પોતાને માસિક પાઉંડ ૨૨ લેખેઃ પાછા વળતાં પગાર રૂ. ૪૦૦; વગેરે, નાતીલાઓ તરફથી કેટલો ત્રાસ વેઠવો પડે, તેનો એમણે, વાતની ગુપ્તિ જાળવીને ય તે કહાડી શકાય એટલો, અડસટ્ટો કહાડી લીધો હતો.

## ૨૫

**વડોદરા, ૨૪-૬-૧૮૯૫.**

.... About truth being accumulated I like your expression—'મનુષ્યવિચારના વમળમાં સત્ય વધારે વધારે ઠરતું આવે છે.' But I hope we agree as to the real meaning of the words. Truth has only an ideal existence. If it *accumulates*, it must accumulate either in men or in books or in our works. I am not a believer in the theory of universal progress in intellect and heart. The only sciences always progressive are the physical. In arts where genius more than patience is required, and where division of labour is of no importance, there is no law of progress even empirical....The truths that accumulate in books can be received by men according to their capacities. The word "accumulation" is somewhat misleading. About all this, however, I *don't think we disagree*...

[સત્ય વધતું આવે છે એ વિશેની ત્હમારી ઉક્તિ મ્હને ગમે છે—'મનુષ્યવિચારના વમળમાં સત્ય વધારે વધારે ઠરતું આવે છે.' પણ એ શબ્દોનો ખરો અર્થ શો, તે વિશે હું આશા રાખું છું કે આપણે સંમત છિયે. સત્ય તો ભાવના પ્રદેશનું વસનાર. જો તે વધે છે, તો એ જમાવટ ચોપડીઓમાં, અથવા તો માણસોમાં, અથવા તો આપણાં કાર્યોમાં જ હોઇ શકે, હવે માનવી બુદ્ધિ અને હૃદયમાં નિરંતર પ્રગતિમાન છે, એ મત હું નથી સ્વીકારતો. ભૌતિક વિજ્ઞાનો જ નિરંતર પ્રગતિમાન છે. કલાઓમાં ખંત કરતાં પ્રતિભા ઉપર જ

બધું અવલંબે છે, અને કર્તવ્યવિભાગ ( division of labour )ની યુક્તિથી લાભ મળી શકતો નથી, એવા પ્રદેશમાં પ્રગતિની વ્યાપ્તિ કે અટકળ બાંધી શકાતી નથી...પુસ્તકોમાં ઠરતું સસ્તું સંવર્દ્ધન માણસોને તેમની ગ્રહણશક્તિના પ્રમાણમાં જ પ્રાપ્ત થઇ શકે છે. આ પ્રમાણે સંવર્દ્ધન કે જમાવટ શબ્દનો અર્થ સાવધાનીથી ગ્રહણ કરવાનો છે, નહીં તો ભૂલાવામાં નાખે એવા એ શબ્દો છે. પરંતુ આ બધું તમે ય ક્યાં નથી સ્વીકારતા ? ]

## ૨૬

વડોદરા. ૨૬-૬-૧૮૯૫.

....I have undergone no change of views. It is only the attitude that has changed. I for one can't kill my intellect and believe in અભેદ. But I have certainly come to look with respect upon a school of philosophy of very old traditions numbering in its train men who can't be summarily dismissed as so many dunces. This is all the change and it only means that from being a hostile and partisan critic I have ascended the platform of historical criticism and sympathetic appreciation of doctrines sincerely believed. None the less I believe the doctrines as wrong, nay even pernicious. But my tone has lost all bitterness...

[ મ્હારાં મંતવ્યોમાં ફેરફાર નથી થયો. માત્ર [ એ ફિલસુફી તરફની ] મ્હારી દૃષ્ટિ બદલાઇ છે. હું તો મ્હારી બુદ્ધિનું ખૂન કરી જ શકું એમ નથી, અને અભેદવાદ માની શકું એમ નથી પણ એ ફિલસુફી ઘણી પુરાણી છે અને એવા એવા માણસોએ સ્વીકારેલી છે કે તે સૌને “ મૂર્ખા ” કહીને ગણતરીમાંથી કહાડી ન જ નખાય, અને આ સ્વીકારવા લાગ્યો છું તેટલે દરજ્જે હું એ ફિલસુફી તરફ માનની નજરે જોતો થયો છું. મ્હારામાં ફેર પડ્યો છે તે આટલો જ. એટલે કે હું પક્ષવાદી અને વિરોધી હતો, તેમાંથી ઊંચે ચ્હડીને હવે હું ઐતિહાસિક વિવેચક, અને નિખાલસપણે સ્વીકારાયેલા અને સ્વીકારાતા મતજૂથમાં કંઇક હોવું જોઇયે, એટલો સમભાવી ગુણગ્રાહક બન્યો છું. તથાપિ એ મતજૂથને હું ખોટો એટલું જ નહીં પણ ઉંધા પાટા બંધાવનારો અને હાનિકારક માનું છું જ. એની સામેનું મ્હારૂં વક્તવ્ય હવેથી કડવાશ વગરનું થશે એટલું જ. ]

## ૨૭

વડોદરા. ૨૨-૭-૧૮૯૫.

.... Again, will you attack a Christian for his belief in Christ's divinity ? No; you would like to understand first of all how so many men could manage to believe a mortal to be divine. You must know by personal experience that Christianity as a religion has a far more powerful influence for good on mankind than more

philosophical creeds. Its spirit therefore makes it superior to many religions with better bases. And it would be our business to appreciate this, and not merely rest satisfied with the criticism of mere doctrines. This is what I mean when I say in my last letter that Religions should be talked of as better and worse than as right and wrong....

Take up I pray you a higher attitude and help me in seeing God in all the developments of religious instinct....

I should not have said except on such an occasion–when I think I must speak–that it is you by contact with whom my spiritual life has been a life and not a death.... I don't defend Manilal because he charms me, but he charms me, because he too speaks of God in worthy words. There *is* a bridge between our hearts, and I recognise a brother even in him. If he cannot....

[ વળી ખ્રિસ્તીઓ, ક્રાઇસ્ટને પ્રભુ માને છે એ મતનું શું ત્હમે ખંડન કરીને જ બેસી રહેશો ? નહીં જ. આટલા બધા માણસો એક મર્ત્ય માત્રને ઈશ્વર કેવી રીતે માની શકતા હશે, એ પ્રથમ તો ત્હમે સમઝવા મથશો. ત્હમારા પોતાના અવલોકનથી ત્હમે જોયું હશે કે ખ્રિસ્તી ધર્મ ફિલસુફીની દૃષ્ટિએ વધારે સાચા છે એવા ધર્મોના કરતાં માણસ જાત ઉપર વધારે સારી [ સદાચરણપ્રેરક ] અસર કરવામાં ઘણો વધારે શક્તિવાન છે. એટલે કે બીજા ધર્મોના પાયા વધારે સાબીત હશે, તથાપિ આ ધર્મ સજીવનતામાં તેમનાથી ચ્હડી જાય છે. અને આપણું કામ આ સરસાઇનું ખરૂં મૂલ્ય જાણવાનું છે; ખ્રિસ્તીધર્મનાં મંતવ્યોનું જ ખંડન કરીને બેસી રહેવાનું નથી. મ્હારા છેલ્લા કાગળમાં હું કહું છું તે આ અર્થમાં કહું છું, કે ધર્મોનું વર્ગીકરણ ખરા ધર્મો અને ખોટા ધર્મો એમ કરવાને બદલે સન્માર્ગ પ્રેરક ધર્મો અને સન્માર્ગપ્રેરણામાં નબળા ધર્મો, એ પ્રમાણે કરવું બેહતર...

હું ત્હમને વીનવી વીનવીને કહું છું જે [ આ વિષયમાં ] ઉચ્ચતર દૃષ્ટિ ગ્રહણ કરો, અને ધાર્મિક પ્રેરણાના બધા જ આવિર્ભાવોમાં ઈશ્વરનો સાક્ષાત્કાર કરવામાં મ્હને મદદ કરો...

હું સામાન્ય પ્રસંગે ન ઉમેરત, પણ આવો અપવાદરૂપ પ્રસંગ પ્રાપ્ત થતાં ઉમેરી જવાય છે, પ્રકટ સ્વીકારવાની જ ફરજ પ્રાપ્ત થાય છે, જે મ્હારૂં અધ્યાત્મ જીવન જે જણના સંસર્ગને વડે જીવન રહ્યું છે, મરી ખૂટ્યું નથી, તે જણ ત્હમે...હું મણિલાલનો પક્ષ લઉં છું, એ મ્હને આકર્ષે છે તે કારણથી નહીં; ખરી હકીકત ઉલટી છે. એ મ્હને આકર્ષી શકે છે તેનું કારણ એ જ છે જે એ પણ ઈશ્વરના વિષયમાં સમીચીન વાણી ઉચ્ચારે છે. અમારાં હૃદયોને સાંધનારો એ એક પૂલ છે, અને હું એને પણ ભાઇ જેવો જોઇ શકું છું. સામી બાજુએ, એને મ્હારા પ્રતિ ભ્રાતૃભાવ સ્ફુરે નહીં, તો...]

૨૮

વડોદરા, ૨૪-૭-૧૮૯૫.

.... We talk of the past as if it was homogeneous. It is not so. શંકર himself is a reformer and gives જ્ઞાનાધિકાર to all without exception. He is almost a revolutionist. The idea of spiritual equality did exist in India though it had not much influence. બુદ્ધ you know, and you will be interested to learn, that there is a tradition of શંકર being an અવતાર of બુદ્ધ, whose basis appears to be that he too recognised spiritual equality.

Indeed, India is very strange in so far as the most contradictory opinions are current in it. While almost all are idolators, almost all know the beautiful story of પ્રહ્લાદ, which teaches that God is everywhere....Monotheists like નરસિંહ મહેતા speak in the language of pantheism very often &c. &c.

.... And although I did not mention it in my last letter I also recognise the necessity of the cosmopolitan and comparative element of education, side by side with the National. Let us continue to study English, only trying to save our own lost traditions also....

[ આપણે [ આખો ] ભૂતકાલ જાણે એક રૂપ જ હતો એમ બોલિયે છિયે. પણ એ ખરૂં નથી. શંકર પોતે સુધારક હતો અને જ્ઞાનાધિકાર આપવામાં એ અપવાદ નામે સ્વીકારતો નથી. એ લગભગ ઉચ્છેદક જેવો છે. સૌ આત્મા માટે સૌ સમાન, એ ભાવના હિંદમાં ઉદ્‌ભવેલી જ નહી એમ નથી; એનું પૂરતું ચલણ થયું નહીં એટલું જ. બુદ્ધ વિશે તો તમે જાણો છો અને તમને જાણીને રસ પડશે કે શંકર બુદ્ધનો જ અવતાર હતો, એવી પણ એક લોકવાયકા ચાલે છે, જે ઉદ્‌ભવેલી આત્મદૃષ્ટિએ પ્રાણી માત્રની સમાનતા બંનેએ સ્વીકારેલી એ તત્ત્વમાંથી એમ લાગે છે.

ખરે, હિંદ અતિ વિચિત્ર છે એ રીતે કે અહીં એક એકથી કેવલ વિરુદ્ધ મત એક સાથે જ પ્રવર્ત્તી રહ્યા છે. લગભગ બધા [હિંદુ] મૂર્તિપૂજક છે. અને તોપણ લગભગ બધા પ્રહ્લાદની સુંદર આખ્યાયિકા જાણે છે, જે આખ્યાયિકાનો બોધ એ જ છે કે ઈશ્વર સર્વવ્યાપી છે...નરસિંહ મ્હેતા જેવા એકેશ્વર ભક્તો ઘણીવાર વેદાન્તની પરિભાષા વાપરે છે, વગેરે વગેરે...

અને જો કે છેલ્લા કાગળમાં મેં આ લખ્યું નથી, તથાપિ કેળવણીમાં પ્રજાકીય તત્ત્વની સાથે સાથે સર્વદેશી અને તુલનાત્મક તત્ત્વો પણ હોવા જોઇયે, એ સ્વીકારૂં છું જ. આપણે ઇંગ્રેજીનો અભ્યાસ ચાલુ રાખવો ઘટે, માત્ર આપણી પરંપરા જે તુટી છે, તેને સજીવન રાખવાના યત્ન પણ કરવા જોઇયે... ]

૨૯

વડોદરા. ૧૬-૮-૧૮૯૫.

It is very painful to me to see that I pain you so often. But indeed I am misunderstood. I only wanted to condemn myself. I never meant to cast any opprobrium on the પ્રાર્થના સમાજ. I mentioned પ્રાર્થના simply because I am not a વેદાન્તી but a monotheist....I am only conscious of my own want of piety. The સમાજ might well refuse to recognise such a sinful creature as I am as a brother. I am only conscious of the truth of two simple lines I learnt long ago:—

 બુરા દેખન મેં ગયો બૂરા ન મિલિઓ કોય,
જો દેખું દિલ ખોજ કે મોંસે બુરા ન કોય !

I however do not pretend to say that I feel what Cowper and Bunyan felt. Mine is mostly an intellectual perception as yet. But I do think that enjoyment is sinful....( at least ) so long as there are so many poor and persons wanting help.

+I know very well what ordinary humanity is capable of; and perhaps it is even more sinful in me to see a sin and yet to practise it. But because I don't practise a thing, I can't say that I don't see it. To me it is as clear as day. I am surprised to see you quoting the ગીતા to prove that enjoyment is right. If the ગીતા says so, so much the worse for it. But though the ગીતા allows વ્યવહાર it does not allow any desire for physical comforts so far as I can understand. I know the ગીતા calls one kind of તપ -તામસી; but I don't advocate any painful asceticism. To deprecate worldly enjoyments is not to deprecate worldly life and establish rigorous asceticism. If appetites are mastered, their indulgence is not necessary...

But, my dear friend, do you sincerely believe that we can indulge in wordly comforts without lowering our spiritual life? Are not good clothes and courses and furniture and ornaments and carriages and servants some things which make us forget that all are the children of God, and while many want, we should not enjoy ?

...Cowper and Bunyan were supposed to be mad, because they felt their sinfulness intensely. But

were they really mad ?....

[ ત્હમને હું ઘણીવાર દુઃખનું કારણ બનું છું એ જોઇને મ્હને ઘણું દુઃખ થાય છે. પણ ખરેખર [ આ દાખલામાં તો ] મ્હારા શબ્દોનો જુદો અર્થ કરાયો છે. મ્હારો આશય હતો કેવળ મ્હારી જાતને નિંદવાનો. પ્રાર્થના સમાજ ઉપર નિંદાનો છાંટો પણ નાખવાનું મ્હારા મનમાં કદાપિ હતું નહીં. મેં પ્રાર્થના વિશે લખેલું એ જ કારણથી કે હું એકેશ્વરવાદી છું, વેદાન્તી નથી...મ્હારી પોતાની અંદરની પવિત્રતાની ખામી મેં જોઇ [ અને તેને ઉદ્દેશીને જ હું લખું છું. ] મ્હારા જેવો અપવિત્ર પ્રાણી પોતાનો એક બંધુ હોવાનો પ્રાર્થના સમાજ ભલે ઇનકાર કરે. વર્ષો અગાઉ હું એ સાદી લીટી શીખેલો, તે કેટલી બધી સાચી છે એ મ્હને લાગી આવતાં મેં લખ્યું. એ બે લીટીઓ—

બૂરા દેખન૦

હું એવો દંભ નથી કરતો કે કાઉપર અને બનિયનના આત્માઓને પોતાની પાપમયતાનું જે તીવ્ર સંવેદન થયેલું તે મ્હને પણ થયું છે; મ્હારૂં સંવેદન હજી મોટે ભાગે બુદ્ધિપ્રદેશનું જ છે. પણ ભોગ ભોગવવા એ પાપ છે, એટલી પ્રતીતિ તો મ્હને થઇ જ ગઇ છે,...( કંઇ નહીં તો ) જ્યાંસુધી આટઆટલાં ગરીબગુરબાં અને મદદના ગરજવાન માણસો જોવામાં આવે છે ત્યાં સુધી.

+સામાન્ય માણસોની શક્તિ ક્યાં સુધીની છે તે હું સારી રીતે જાણું છું; અને કદાચ હું જે આચરણ પાપ છે એમ જોઉં છું, તથાપિ તે કર્યા કરૂં છું, એ જ મ્હારી પાપમયતાનું ખાસ સ્વરૂપ છે. પરંતુ જે પવિત્રતા હું આચારમાં નથી સાધતો, તે મ્હને પવિત્રતા રૂપે જ નથી દેખાતી એમ તો હું ન કહી શકું. મ્હને તો આ સૂર્ય જેવું સ્પષ્ટ દેખાય છે. ભોગ ભોગવવામાં પાપ નથી એ મતના સમર્થનમાં ત્હમે ગીતાનો આધાર ટાંકો છો, એ જોઇને હું અજબ થાઉં છુ. જો ગીતા એમ કહેતી હોય તો એટલે અંશે એ ખોટી. પરંતુ [ ખોટા તો ત્હમે છો, ગીતા નહીં; ] ગીતી એટલું જ કહે છે જે વ્યવહાર ભલે ચાલ્યા કરે; જેનો અર્થ હું સમજું છું તે પ્રમાણે તો ભોગ ભોગવવા માટે પરવાનગીનો નથી. વળી હું જાણું છું કે ગીતા એક જાતના તપને તામસી કહે છે [ અને અસત્ ઠરાવે છે ]; પરંતુ કષ્ટદાયક તપનો પક્ષ હું નથી લેતો. દુનિયાના ભોગને નિંદવા તે જુદી વસ્તુ છે, દુનિયાના વ્યવહારને પણ નિંદવો અને કઠણ તપને જ સદાચાર લેખે સ્થાપવું.એ જુદી વસ્તુ છે. વિષયવાસનાઓ ઉપર આણ બેસાડાય, તો તેમને સંતોષવાનાં આચરણ જરૂરી વ્યવહારના વર્ગમાંથી ઉઠી જાય છે...

પરંતુ, મ્હારા વ્હાલા મિત્ર, ત્હમે શું નિખાલસપણે માની શકો છો ખરા કે આપણે ભોગ ભોગવતા રહિયે, અને આપણું અધ્યાત્મ જીવન પણ એટલું ને એટલું સતેજ રહે? સારાં વસ્ત્રાભૂષણ, ખાનપાન, રાચરચીલાં, ગાડી ઘોડા, નોકર ચાકર,-એવી બેવી વસ્તુઓ શું આપણને નથી ભુલવી દેતી કે સૌ પ્રભુનાં બાલકો છિયે, અને માટે જ્યાં ઘણા ઘણાને સાંસા પડે છે ત્યાં આપણે ભોગવિલાસ ન ઘટે ?...કાઉપર અને બનિયનને લોક તો ગાંડા ધારતા, કેમ જે તેઓને પોતાનું પાપીપણું તીવ્ર સાલતું. પણ શું તેઓ ખરે જ ગાંડા હતા વારૂ ? ]

+આ આખું દૃષ્ટિબિંદુ મણિશંકર પ્રથમ શીખ્યા ટોલસ્ટોઇના પુસ્તકોમાંથી. ભાવનામય ટોલસ્ટોઇ આ વિષયમાં પણ વ્યવહારબુદ્ધિ ( common sense ) ની સીમાઓને ઠેકી જાય છે, એ તેનો દોષ મણિશંકરમાં પણ આવ્યા વગર ન રહ્યો, જો કે આ સમયે તો આ ચર્ચાને અંતે ( પછીના

કાગળો ઉપરથી સ્પષ્ટ જણાય છે તે પ્રમાણે) એમણે "જરૂરી વ્યવહાર" ની જરા ઢીલી વ્યાખ્યા સ્વીકારી લીધી હતી.

"વાસનાઓ ઉપર આણ બેસાડવાનું" કાર્ય, થોડા અતિ ભાગ્યશાળી સંસ્કારવાળા જીવોને અપવાદરૂપ ગણિયે તો, સામાન્ય જનતાને માટે કેટલું તો વિકટ પડે છે, તથા "સામાન્ય માણસની શક્તિ ક્યાં સુધીની" પરિમિત છે, એનો કડવો અનુભવ એમને હજી હવે જ થવાનો હતો.

## ૩૦

વડોદરા, ૬-૧-૧૮૯૬

....You will be a little surprised to learn that a novel* has been passing under my pen just at present. Some eight chapters are written and more are being written every week....

[...જાણીને તમને કંઇક નવાઇ લાગશે કે મ્હારી કલમમાંથી હાલ એક નવલકથા* ઉતરતી આવે છે. આઠેક પ્રકરણ લખાયાં છે, અને દર અઠવાડિયે બીજાં લખાતાં આવે છે.]

* "કુમાર અને ગૌરી"

## ૩૧

વડોદરા, ૨૧—૧૦—૧૮૯૬.

...-and others have got promotions. I shall have again to fight for my status....

[–અને બીજાઓને પગારવધારા મળ્યા છે. વળી મ્હારે મ્હારા હક્કના સંરક્ષણને માટે લડવું પડશે.]

## ૩૨

વડોદરા, ૮—૧૨—૧૮૯૬.

I have begun to fight with Dalal* and since I have resolved to leave Baroda, I don't care how the fight terminates....

[દલાલ* સાથે લડવા મંડ્યો છું, અને વડોદરા છોડવાનો નિશ્ચય જ કર્યો છે, એટલે લડાઇનું છેવટ કેવું આવશે તેની મ્હને પરવા નથી.]

* સ્વ. જમશેદજી અરદેશર દલાલ, તે વખતે વડોદરા રાજ્યના વિદ્યાધિકારી.

## ૩૩

વડોદરા, ૬-૧-૧૮૯૭.

I now know how natural it is for you to be dissatisfied with my lines. You are religious. It is your nature not to rest with emotions but go above them and establish some principle. I am

different. My feelings absorb me at times; and I am not of a religious cast of mind, though I often experiene religious sentiments.

In the lines I sent, my only object is to express that profound anguish, which seizes the soul, when she feels that she can't give to others what they expected from her. The soul says that she "does not care for—she can bear—the sight of cherished dreams falling into the abyss of darkness; but alas it is hard to bear the pain of the affectionate, occasioned by our adversity. Their eyes do not taunt us, and we feel the more, because the eyes are like the lilies full of the dew of pity and nurtured on the lake of Love; verily, they are the couch for the wounded heart to sleep upon."

This is my meaning. I only intend to say that the greatest and acutest pain of adversity does not lie in itself, but in the pain that it gives to our dear ones. I thought that this truth was adequate enough for one small lyric....

[મ્હારી પંક્તિઓથી ત્હમને સંતોષ ન થાય એ કેટલું કુદરતી છે તે હું હવે સમજું છું. ત્હમે છો ધર્મિષ્ઠ. લાગણીઓમાંજ વિરમવું નહીં, તેમનાથી ઉંચે ર્‌હેી કોઇ સિદ્ધાન્ત સ્થાપવો, એ ત્હમારી પ્રકૃતિ છે. હું જુદો છું. કેટલીક વાર લાગણીઓમાં જ ગર્ક થઇ જાઉં છું, અને મ્હારૂં માનસિક બંધારણ ધર્મને પામતાં સુધી જ પેજ નહીં એવું નથી, જો કે ધાર્મિક વાસનાઓ વારંવાર અનુભવું છું.

ત્હમને મોકલેલી પંક્તિઓમાં મ્હારો હેતુ માત્ર તે અગાધ વિષાદ આલેખવાનો છે, જે આત્માને કબ્જે કરી લે છે, આત્મા જ્યારે જુવે છે કે પોતા પાસેથી બીજાઓએ મેળવવાની આશાઓ રાખેલી તે પોતે આપી નહીં જ શકે ત્યારે. [આત્મા આ જુવે છે, આત્માને તેથી લાગી આવે છે, અને વિષાદ જ વિષાદ જામી રહે છે.] આત્મા કહે છે,—"મ્હારાં વ્હાલાં સ્વપ્નો અંધકારના પાતાલમાં પડતાં જોઉં છું, અને એ દેખાવ પણ મ્હને એટલો ભેદી શકતો નથી, એ દેખાવ પણ સહી શકું છું; પણ અરેરે, આપણી વિપદથી વ્હાલાંઓને થતું દુઃખ ખમવું ખરે અતિ કઠણ છે! વળી એ વ્હાલાંએ પણ [સાચાં વ્હાલાં છે અને] મ્હારી તરફ ઠપકાની નજરે નથી જોતાં, બિલકુલ નહીં; મ્હને વધારે લાગે છે એ કારણથી જ કે એ લોચનો સ્નેહસરોવર જેની જન્મભૂ અને કરુણાના હિમબિંદુથી ભરેલાં એવાં સરસિજ છે! અરે એ તો દર્દઘાયલ જીગરને નિદ્રાવિસ્મરણમાં લેટવાનાં બીછાનાં છે!

મ્હારો આશય એ જ કે વિપદનું મોટામાં મોટું અને તીક્ષ્ણમાં તીક્ષ્ણ દર્દ તેના પોતામાં નથી, પણ એ આપણાં વ્હલાંઓને દુઃખ દે છે તેમાં છે. મેં ધારેલું કે આટલું સત્ય એક ન્હાના અમથા પદને માટે પૂરતું ગણાય.]

૩૪

વડોદરા, ૨૯-૧૧-૮૯૭,

I returned from Kathiawad only the night before the last. My trip has been most unexpectedly pleasant; and I have returned in far better spirits than I went in.

The Thakore Saheb of Lathi* is a very admirable poet, and we have become friends at once. There are many more things about him which I would like you to know....

The Thakore of Gondal has made certain inquiries. I wrote to him that I shall not accept his service under 175....

[ હું કાઠિયાવાડથી પરમની રાતેજ પાછો આવ્યો છું. આ ફેરે ધાર્યા કરતા ઘણો વધારે આનંદ મળ્યો, અને અહીંથી નીકળ્યો ત્યારે હતી તે કરતાં અત્યારે મનોદશા બહુ સારી છે.

લાઠી ઠાકોર સાહેબ* એક ઉત્તમ કવિ છે, અને અમે પહેલી ક્ષણેજ અન્યોન્ય મિત્ર બન્યા છિયે. એમના વિષે ઘણી ઘણી બાબતો એવી છે, જે તમે જાણો એમ ઇચ્છું છું.

ગોંડલ ઠાકોરે કેટલીક પૂછપરછ કરી છે. મેં લખ્યું છે કે રૂા. ૧૭૫ થી ઓછે પગારે હું આવીશ નહીં. ]

* આ પ્હેલાં, વર્ષો પ્હેલાં, સુરસિંહજી હજુ રાજકુમાર કોલેજમાં ભણતા હતા અને રુવાવાળાં તથા કોટડાનાં કુંવરીઓ સાથે એમનાં લગ્ન લાઠી મુકામે જ થયેલાં, ત્યારે મેનેજર સ્વ. આશારામ દલીચંદ શાહના પુત્ર મૂળચંદ સાથે મણિશંકરને શાળામૈત્રી, અને આવંદ, બાબરા અને લાઠીને સંબંધ ઘણો નિકટ, એટલે મણિશંકર એ લગ્નોત્સવનું અઠવાડિયું લાઠીમાં જ મૂળચંદની સાથે હતા. મણિશંકર આ પ્રસંગે સુરસિંહજીને મળ્યા હશે, પણ તે નામનું જ. આ પ્રસંગ મણિશંકરના જીવનમાં નોંધવા જેવો તો એટલા માટે કે કિશોર મણિશંકરે વૃદ્ધ કવિ દલપતરામ ડાહ્યાભાઇને આ પ્રસંગે પ્રથમ દીઠેલા.

૩૫

વડોદરા, ૨૩-૩-૧૮૯૭.

.... We lost our daughter last night at about 10 p. m. Wife can bear up this time, for we did all what we could to save her.*

[ ગઇ રાતે દશ વાગે અમારી બાલક પુત્રી ગઇ. આ વખતે વહુને એટલું બધું નથી લાગતું કેમ જે એને બચાવવાને માટે જે કંઇ થઇ શકે એમ હતું તે બધું યે અમે કરી ચુકયાં.*]

* આ પોસ્ટકાર્ડમાં મુખ્ય તો 'પડેલા સ્નેહીનો પ્રત્યુત્તર' એ આઠ પંક્તિ છે. ઉપલા સમાચાર તેની નીચે છે. એ પછી 'અનામી નામ' એ ગઝલ ૧૦-૪-૧૮૯૭ ના કાગળમાં અને 'રોનારૂં ભીતરમાં રોતુ' ૨૬-૪-૧૮૯૭ ના પોસ્ટ કાર્ડમાં મોકલ્યાં હતાં.

અ. સૌ. નર્મદાને આ બાલક બીજું. પ્રથમ બાલકનું નામ રમણ અથવા રણછોડ હતું; રમણ નામ મણીશંકરે પાડેલું. રણછોડ એમની માતા અને બ્હેને. ત્રીજું વડોદરામાં પ્લેગ ચાલતો

હતો તે દરમિયાન શહેર બહારના માંડવામાં અવતર્યું, તે મણીશંકરના જ્યેષ્ટ પુત્ર રા. ભાઇ મુનિકુમાર.

## ૩૬

**વડોદરા, તા. ૨૩-૪-૧૮૯૭.**

I had again gone to Broach whence I returned only last night. Thakore's mother is improving.

I am satisfied by your suspending your judgment for Manilal. I have hope that you will come to think better of him later on*....

[ હું પાછો ભરૂચ ગયો હતો, ત્યાંથી રાતે જ પાછો આવ્યો. ઠાકોરનાં બાની તબિયત સુધારા ઉપર છે.

મણિલાલ વિશે ત્હમે છેવટનો નિર્ણય બાંધવાનું મુલતવી રાખો છો એથી મ્હને સંતોષ છે. આગળ ઉપર ત્હમારા એમા વિશેના વિચાર સારા થશે એમ મ્હને ઘણી આશા છે.* ]

* આ કાગળમાં અંતે "મ્હને હું એક દુનિયામાં" (પૂર્વાલાપ, પૃ. ૬૪), અને "અહા શ્રા આજ વર્ષાવે" (પૂ. પૃ. ૬૭) એ ગઝલો છે; બીજી ભરૂચમાં લખાઇ હતી; તા. ૧૦ મી માર્ચે; અને "રજા આ હંસ માનસને" (પૂ. પૃ. ૭૦) પણ ભરૂચમાં લખાઇ હતી, એ બીજી વાર ત્યાં ગયેલા ત્યારે, તા. ૨૧ મી કે ૨૨ મીએ.

## ૩૭

**માળિયા હાટીન, ૨૩-૫-૧૮૯૭.**

.... You know I have other and nearer friends. But I have begun writing about this subject* to you alone. This might be accepted as an indication of my hope of benefitting myself -- so....

[ ત્હમે જાણો છો મ્હારે બીજા અને વધારે નિકટના મિત્રો છે. તથાપિ ત્હમને એકને જ આ બાબત* વિશે લખવું શરૂ કરૂં છું. એ હકીકતને નિદર્શન જેવી ગણી શકો, મ્હારી આશાના, મ્હને પોતાને લાભ મળવાની—આમ [=ત્હમારી સાથે પત્ર દ્વારા ચર્ચાવડે ] ]

× સ્વીડનબોર્ગ અને ખ્રિસ્તીધર્મની બાબત. લાભ એટલે મ્હારી પ્રતીતિ દૃઢ થાય અથવા તો ફેરવવા યોગ્ય ઠરે એ રૂપનો સત્યલાભ.

મણિશંકરની પ્રતીતિનો આરંભ "નહિ નહિ કદા" એ હરિણી અને "અનામી નામ" એ ગઝલની તારીખોથી એટલે ૧૮૯૭ ના એપ્રિલના આરંભથી ગણું છું.

૩૮

વડોદરા, ૮-૧૦-૧૮૯૭.

....Moral certainty!*—પણ એ શબ્દ વાપરી શકે. આપણી moral certainty ઘણી વાર માત્ર prejudice× હોય છે....

ખરો સંબંધ બાંધ્યો બંધાતો નથી. અંદરથી બંધાશે તો તે અટકાવી શકાશે નહીં...

સત્ય મને કેમ સમજાયું? સ્પષ્ટતાથી કહું? ઈશ્વરકૃપાથી: હૃદયની શુદ્ધિથી...

* સોવસા ખાતરી; પૂરાવો કે દલીલો સંપૂર્ણ નથી એમ જાણીયે તે છતાં ખાતરી.

× વિકારજન્ય મંતવ્ય: શુદ્ધ વૈજ્ઞાનિક પ્રમાણજ્ઞાન સહવર્તમાન મંતવ્ય નહીં: આ મંતવ્યને જે ખોટું માને તે એને prejudice કહે.

૩૯

વડોદરા, ૨૧-૧૨-૧૮૯૭.

પ્રિય બંધુ સુરસિંહ,

તમારો પહેલો પત્ર બરાબર મળ્યો હતો. દિલગીર છું કે તરત પહોંચ ન લખીને મેં તમને વ્યર્થ ચિંતા કરાવી. પણ મારી તબિયત સારી ન હતી; અને–થયું તે થયું.

ફરી પણ તમે સરલતા અને વિશ્વાસથી બધું જ* મને લખી જણાવ્યું છે. મારૂં હૃદય તે સમજે છે. ‘હૃદયત્રિપુટી’થી બેશક ઘણુંખરૂં જણાયેલું જ હતું.

આવી હકીકતો સાંભળ્યા પછી કહેવાનું તો શું હોય! કહેવાનું જો કંઈ હોય તો તે તમને નહીં પણ પરમાત્માને છે.

તમારે તો સહેવાનું જ રહ્યું છે, એ સ્પષ્ટ છે. કેવું કઠણ સહેવાનું છે તે હું સમજું છું. પણ મને આશા છે કે એક ઓષધિની મદદથી તમે તે સહી શકશો. એ ઔષધિ હાલ ઘણાખરા જાણતા નથી અને ઘણાખરા જિરવી શકતા નથી. પરમાત્માની ઇચ્છા હશે તો એ ઔષધિ યોગ્ય કાલે તમને મળ્યા વગર નહીં રહે.

અફસોસ એ છે કે હાલના વખતમાં આપણે બધા એમ માની લઇએ છીએ કે ધર્મનું સત્ય આપણને મળી ચૂકયું છે. હકીકત એ છે કે એ સત્ય પરમ દુર્લભ છે અને ઘણા જ થોડાને મળે છે. એ મળ્યા પછી આત્માને એટલી શાંતિ રહે છે કે ક્ષોભ કદાપિ થતો નથી. “જે કંઈ થાય છે તે સર્વ ઈશ્વરેચ્છાથી જ અને વિશ્વના અનંત ઉદ્દેશોની ખાતર જ થાય છે,” એ શ્રદ્ધા અથવા પ્રતીતિ નિશ્ચલ થયા વગર ધર્મનાં સત્યો આપણી દૃષ્ટિને દેખાતાં નથી. આ પાર્થિવ જીવનના સુખદુઃખ ક્ષણિક છે; અનંત જીવનના કાંટામાં જ તેની યોગ્ય તુલના થઇ શકશે.

સ્ત્રી અને પુરૂષના સંબંધ અને તેમના ભવિષ્યના જીવન સંબંધી સ્વીડનબોર્ગ ઘણું જાણવા જેવું કહે છે ચે પડી+ હજી બંધાઇ નથી, પણ તમારી ઇચ્છા હોય તો હાલ જ છૂટાં પાનાં મોકલી આપું.

બાકી તો ફરીને જૂના શબ્દો જ સંભળાવું છું, કે—

નહિ રસ સખે આત્માનો એ કદાપિ કમી થતો,
રસમય લસે આત્મા તો એ ચરાચરમાં છતો
સ્મરણ કરજે માટે વ્હાલા સ્વરૂપતણું--†

કવિતાઓ મળી છે.

તમારો હમેશાંનો
૦ મણિશંકર

* જુવો 'કેકારવ'માં આરંભે, છાપેલા કાગળો,
+ "લગ્નસ્નેહનો વિશ્વક્રમમાં હેતુ."
† 'પૂર્વાલાપ' પૃ ૬૬: "અજ્ઞાન સખા પ્રતિ;" "જૂના શબ્દો" કારણ કે આ કવિતા કલાપીને ૧૮૯૭ના માર્ચમાં--લખાઇને તુરત-મોકલાઇ ગઇ હતી.

૪૦

**વડોદરા, ૨૮-૧૨-૧૮૯૭**

.... I have removed to the માંડવાડ....

Request Lakhubhai* to let me know the stages of spiritual culture worked by him in Goethe's Confessions of a Fair Saint....

The training school is closed; the Bhavan itself will follow....

[ [ઘર છોડી] માડવાઓમાં જઇને રહ્યાં છિયે. ગ્યથ કૃત "એક દેવીના આત્મવૃત્તાંત"મા લખુભાઇ* ને અધ્યાત્મારોહણનાં પગથિયાં ક્યાં ક્યાં જણાયાં તે મ્હને લખી જણાવવા એમને વિનંતિ કરશો. 'શિક્ષણાનુભવશાળા' બંધ કરવામાં આવી છે, 'કલાભવન', પણ બંધ થશે. [ પ્લેગને લીધે ] ]

* દાકટર લક્ષ્મીશંકર મોરારજી ભટ્ટ; જુવો આ પત્રધારામાં આંક ૭ તળેનું ટિપ્પણ. આ સમય પછી થોડે વર્ષે મણિશંકરની પ્હેલી લાંબી માંદગી અને બેચેનીમાં આ મિત્રના ઉપચાર અને સમાગમથી જ એમને ફાયદો થયો હતો.

૪૧

**વડોદરા, ૭-૪-૧૮૯૮.**

.... Both your letters are duly received. I have been thinking for several days as to how I should write to you, for there is news for you.

I have adopted the Christian faith....

Thakore has asked me te stay hear till the middle of May....

[ તહમારા બેય કાગળ વખતસર મળ્યા છે. કેટલાક દિવસથી તહમને મ્હારે કેવી રીતે લખવું તેના વિચારમાં રહ્યા છું, કેમ જે તહમને નવા સમાચાર દેવાના છે.

મેં ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો છે.

ઠાકોરે લખ્યું છે કે મે માસના મધ્ય સુધી મ્હારે અહીં જ રહેવું...]

૪૨

**વડોદરા, તા. ૯-૪-૧૮૯૮**

....We are still standing in our rural camp.

.... I believe every word of Swedenborg, and, I believe him to be God's commissioner. You shall not therefore be surprised when I inform you that I have become a christian....

You will not understand all this unless you read his wonderful works. Meanwhile, I feel you will be tempted to set me down as—I know not what. Alas! the world refuses to hear you precisely when you have got something which it would be well for them to hear

[ હજી અમે માંડવાઓમાં રહિયે છિયે. હું સ્વીડનબોર્ગનો શબ્દે શબ્દ માનું છું, અને વળી એને ઈશ્વરનો પયગમ્બર માનું છું. એટલે ત્હમને અચંબો થવો ન જોઇયે, હું ત્હમને જણાવું છું તેથી, જે હું ખ્રિસ્તી થયો છું. આમાં ત્હમને, ત્હમે એનાં ચમત્કાર ભર્યા પુસ્તકો વાંચશો નહીં ત્યાં લગી, કશીયે સમઝ નહીં પડે. અને દરમિયાન હું જાણું છું કે ત્હમે મ્હને લલચાશો, ગણી કહાડવા–न जानें કેવો યં! અરેરે! દુનિયા ત્હમારૂં સાંભળવું જ બંધ કરી દે છે, તેજ સમયથી, કે જ્યારે ત્હમને કંઈ કહેવાનું એવું પ્રાપ્ત થયું હોય છે, કે જે તે જો કદાપિ સાંભળે તો તેનું ભલું થાય.

૪૩

**વડોદરા, ૬-૫-૧૮૯૮.**

.... Yes, my school is to be closed for ever from the 1st June. To write a history of how it came about would be wearisome. I have received a notice to the effect that I might find out a place for me. They however try to provide for me. H. H. knows me. I shall let you know if I leave Baroda.

You must have received my booklet on the nature of the Bible and the Law of its interpretation....

Don't prejudge and have patience; this is all I request of you....

[ હા, મ્હારી શાળા તા. ૧લી જૂનથી સદાને માટે બંધ થનાર છે. એ બધું કેમ બન્યું તેનો ઇતિહાસ લખવો કંટાળો આવે એમ છે. મ્હને નોટીસ મળી છે કે મ્હારે મ્હારે સારૂ કોઇ જગા શોધી લેવી. પરંતુ એ લોક મ્હને કોઇ ઠેકાણે રાખી લેવા યત્ન કરે છે ખરા. ખુદ શ્રીમંત સરકાર સાહેબ મ્હને ઓળખે છે. હું વડોદરા છોડીશ તો ત્હમને જણાવીશ.

બાઇબલનું સ્વરૂપ અને તેના અર્થ સમઝવાની ચાવી એ વિષય ઉપરની ન્હાની ચોપડી ત્હમને મળી હોવી જોઇએ. પ્રથમથી ગાંઠવાળી ના દો; અને ધીરજ રાખો; મ્હારે ત્હમારી કને માગવાનું તે બધું યે આટલામાં આવી જાય છે. ]

## ૪૪

આબરા, ૨૯-૭-૧૮૯૮.

.... I have at last come here. There is little hope of Baroda doing any thing suitable for me. Perhaps I may go to Bhavnagar Seeking fresh service at this stage is very painful and it is hard to pass days without work. Did you read —'s book that Thakore left with you?....

[ આખરે હું અહીં આવ્યો છું. વડોદરા મ્હારાથી સ્વીકારી શકાય એવી કશી ગોઠવણુ કરવાની આશા થોડી જ છે. કદાચ હું ભાવનગર જઇશ. આ ઉંમરે નવી નોકરી ઢુંઢવી અતિ દુઃખદ છે અને કામકાજ વગર દિવસો જરા કપરા છે. ઠાકોરે ત્હમને આપેલી —ની ચોપડી ત્હમે વાંચી?...]

## ૪૫

કુંડલા, ૧૩-૧૧-૧૮૯૮.

.... Balubhai is coming to Lathi on the 16 th. I shall start from here on the 15th and meet him * ...

[ બલુભાઇ તા. ૧૫ મીએ લાઠી આવે છે. હું અહીંથી ૧૫ મીએ નીકળીશ અને મળીશ*]

* પછી અમે અઠવાડીયું સુરસિંહજી સાથે ગાળ્યું હતું. શાસ્ત્રી પ્રભુલાલ પ્રભાશંકર અને જટિલ અને રા. રા. રૂપશંકર ઉદયશંકર અને કારભારી તાત્યા સાહેબ ત્યાં હતા જ અને રા. રા. લક્ષ્મીપ્રસાદ હરિપ્રસાદ દેસાઇ ભાવનગરથી એ દિવસ આવ્યા હતા. મે માસ મણિશંકરે અને મ્હારે સુરસિંહજી સાથે મહાબળેશ્વરમાં ગાળવો અને સાથે શેક્સપીયર અને પ્લેટો, સોફોક્લીસ, આદિ વાંચવા, એ માટે સુરસિંહજીએ ઘણો આગ્રહ કર્યો હતો. શુદ્ધ જિજ્ઞાસાની સુરસિંહજીના જેટલી ઉત્કટતા અતિ વિરલ.

## ૪૬

ભાવનગર, ૧-૧૨-૧૮૯૮.

....I came here last evening and have taken charge to-day. I learnt after coming here that the salary of the place has been reduced to Rs. 150; perhaps because no one exactly knew what I was getting at Baroda, and – said I was getting 175 babashai. If it is a mistake, it cannot be corrected just now....

[ હું રાતે અહીં પહોંચ્યો અને આજે ચાર્જ લીધો છે. અહીં આવ્યા પછી જ જાણવામાં આવ્યું જે જગાનો પગાર કમી કરીને રૂ. ૧૫૦ કરેલો છે; કદાચ એમ પણ હોય કે વડોદરામાં મ્હારો પગાર કેટલો હતો તેની કોઇને નક્કી ખબર જ નહીં, અને —એ કહ્યું, કે મ્હને ત્યાં રૂ. ૧૭૫ બાબાશાહી મળતા. આમ ભુલ જ થઇ ગઇ હોય, તથાપિ હાલ તુરતમાં તો એ સુધારી શકાય નહીં....]

૪૭

ભાવનગર, ૨-૩-૧૯૦૦.

...સૌ. નર્મદા મને "પવિત્ર ભોજન" ન લેવાને આગ્રહ કરે છે, કે જેથી તે મારી સાથે રહીને મારો ધર્મ સમજવાનો યત્ન કરી શકે. હું જવાબ આપું છું, કે "પવિત્ર ભોજન" લેવાની મારી ફરજ છે; તેમાં મારું, તેમનું, અને સર્વનું શ્રેય છે. પરમ કૃપાળુ પરમેશ્વર જે કંઇ પરિણામ થવા દેશે તે સહીશ. છેવટે શ્રેય થશે એ સંબંધી મને કશો સંદેહ નથી. હાલ આ સ્થિતિ છે. હવે પછી જે બનશે તે જણાવતો રહીશ. બેશક હું સ્વસ્થ છું.

...અહીંના અને બહારના મારા જૂના મિત્રોના વર્તન સંબંધી તો શા માટે લખું? બેશક મને ખેદનાં ઘણાં કારણો છે. પણ એ બિચારા અજ્ઞાન છે!

દેવાલયમાં પ્રવેશ કરવાની જ્યાંસુધી ફરજ માત્ર લાગે છે, ત્યાંસુધી એ યોગ્ય રીતે થઇ શકશે નહીં. એવો વખત આવે છે કે જ્યારે તેમ કરવાની પ્રબળ ઇચ્છા થશે...

૪૮

ભાવનગર ૨૬-૩-૧૯૦૦.

...મેં ગઇ કાલે "સ્વામીના ભોજન" માં ભાગ લીધો છે. એ સંસ્કાર કેટલો ગંભીર છે, તે તમે કલ્પી શકશો: જુઓ લુક, ૨૨: ૧૯-૨૦....

૪૯

ભાવનગર, ૧-૮-૧૯૦૦

What shall I write to you? Perhaps you may be thinking that I have for ever lost the right of writing to you. I hope not for ever. My angry words you can forget: I see that my excitement was abnormal: and I have since passed through many painful experiences.

Need I write *at length* to you? I find that I at least have not the courage to remain aloof from family and brethren and that way serve Christ. I have discovered unsuspected weaknesses in my nature. I feel that I must return to my caste and for the rest of my life only try to imbibe a little of the spirit of Christ if I may....

The "shastras" provide a remedy for everything. I have written to Vyasji.* Please expedite the business....

I have requested His Highness to re-employ me....

[ તમને શું લખું ! તમે કદાચ માનતા હશો કે તમને લખવાનો હક મેં તો સદા કાળને માટે ગુમાવી દીધો છે. નહીં, નહીં, હું આશા રાખું છું કે સદાને માટે તો નહીં. મ્હારા ગુસ્સાના બોલ તમે ભૂલી શકો. મ્હારી ને મગજની સ્થિતિ અતિ ઉશ્કેરાયેલી હતી એમ

હવે જોઉ છું; અને તે પછી ઘણા દુઃખદ અનુભવોમાંથી પસાર થયો છું.

ત્હમને લંબાણથી લખવાની જરૂર હોય ખરી ? મ્હારી ખાતરી થઇ છે કે હું તો કુટુંબ અને સંબંધીઓનાથી વિખુટો રહી શકું જ નહીં: ક્રાઇસ્ટના એ પ્રકારના સેવક થવા પૂરતું બળ મ્હારામાં તો છે નહીં. મ્હને મુદ્દલે કલ્પના નહીં એવા પ્રકારની નબળાઇઓ મ્હારી પ્રકૃતિમાં મેં પ્રત્યક્ષ કરી છે. મ્હારે પાછા જ્ઞાતિમાં આવવુ જ પડવાનું; અને ક્રાઇસ્ટના ધર્મના હાર્દનું જરા તરાયે મ્હારી હવેની જીંદગીમાં હું ગ્રહણ કરી શકું તો ભાગ્યશાળી,

" શાસ્ત્રો "માં દરેક બાબતનો રસ્તો છે જ. મેં વ્યાસજી+ ને લખ્યું છે. આ બાબત બનતી ત્વરાએ ઉકલી જાય એમ મહેનત કરશો.

મહારાજા સાહેબ [ ભાવસિંહજી ] ને મેં વીનવ્યા છે કે મ્હને ફરી નોકરીમાં લેવા કૃપા કરે. ]

+ સ્વ. જયકૃષ્ણ જીવનરામ, જે મુંબાઇમા કથાકર તરીકે પ્રતિષ્ઠા પામી વ્યાસજીને નામે જ પ્રખ્યાત હતા; જેમણે મણિશંકરને પ્હેલી વખત પ્રાયશ્ચિત આપીને વિશુદ્ધ કરેલા.

## ૫૦

**ભાવનગર, ૩-૧૧-૧૯૦૦**

.... Being lectured to is now-a-days a daily experience to me. But don't you think I need some other food also ?...

'The contest in which I find myself is very unequal. Please note that. realize my situation, and try to be an advocate....

[ સૌ મ્હને ટોકે છે અને બોધવચન સંભળાવે છે. રોજ ને રોજ ઉઠીને આવાં વચન સાંભળવાનાં, આવા કાગળ વાંચવાના. હોય. પણ ત્હમને નથી લાગતું કે મ્હને બીજા ખોરાકની પણ જરૂર ખરી ? જે સંગ્રામમાં હું મ્હારી જાતને આવી પડેલી જોઉં છું, તે અત્યંત એકતર્ફી છે. કૃપા કરીને તેનું આ લક્ષણ ધ્યાનમાં લ્યો, મ્હારી પરિસ્થિતિનું સ્વરૂપ બરાબર પ્રત્યક્ષ કરો, અને મ્હારા પક્ષવાદી થવા યત્ન કરો. ]

## ૫૧

? ૧૯૦૦ +

......' દિનચર્યા લેખ '......હાલ મહારાજા સાહેબ [ ભાવસિંહજી ] ની કૃપાથી છપાય છે. ઋગ્વેદ ઉપર સાયણાચાર્યના ભાષ્યમાંથી અને ગીતા ઉપર શંકરાચાર્યના ભાષ્યમાંથી અવતરણો આપ્યાં છે......

હાલ તો ઋગ્વેદ અને પ્રાચીન માર્ગમાં નવીન દૃષ્ટિના સંચારમાં જ મ્હારી પ્રવૃત્તિ છે...

+ આવા પ્રશ્ન ચિહ્નનો અર્થ એ કે તે તે કાગળોની હજી નકલો જ જોવામાં આવી છે, જેમાં તે ક્યાંથી કઇ તારીખે લખાયેલા એ નકલ કરનારે જણાવેલું નથી. "પત્રધારા "માં આવા કાગળોનું સ્થાન જે આપેલું છે તે, પૂરતી માહિતીને અભાવે આપેલું હોવાથી, વિચાર કરી કરીને આપેલું છે તથાપિ ચિંત્ય જ ગણવાનું છે.

૫૨

ભાવનગર, ૧૩-૧૧-૧૯૦૦

....Please ask Balubhai to write to me....His letters I hope may do me good....

[ કૃપા કરીને બલુભાઇને કહો કે મ્હને લખે. એના કાગળોથી, હું આશા રાખું છું કે મ્હને ફાયદો થશે. ]

૫૩

ભાવનગર, ૨૯-૧૧-૧૯૦૦

.... Now the only resource lies in not consulting the caste at all just now. I should go to Kashi, perform the necessary penance there, and returning begin to stay with my wife....

Why does the Professor continue silent ?...You must be enjoying — ....

[ હવે એક જ રસ્તો રહ્યો; નાતને હાલ તુરતને માટે મુકવી પડી, મ્હારે કાશી જવું, અને જરૂરી પ્રાયશ્ચિત્ત ત્યાં કરીને, અહીં પાછા આવતાંજ પત્ની સાથે રહેવા માંડવું.

પ્રોફેસર સાહેબનું મૌનવ્રત કેમ હજી ચાલ્યા કરે છે ?...ત્હમે --માં મઝા કરતાજ હશો...]

૫૪

?૧૯૦૦

......"સહભોજન" એટલે શું તેની તમને હજી ખબર નથી. પણ તમે જોયું હશે કે મને પ્રાર્થનાસમાજીઓ અને બ્રહ્મોનો માર્ગ ખોટો લાગે છે. હું આર્યસમાજની પ્રવૃત્તિની દિશા પસંદ કરૂં છું. આપણા ધર્મનો–પ્રાચીન વેદના ધર્મનો–ઉદ્ધાર* થવાની જરૂર છે. નવીન દેવાલયને સમજવાનો એ જ માર્ગ છે......

એ બંધુ, હું મારા સંબંધીઓને છોડવા ચાહતો નથી, આર્ય મડળમાંજ સત્યનો પ્રવેશ કરાવવા ચાહું છું......

હું આર્યસમાજના માર્ગનું અનુસરણ કરતો નથી હું નવીન દેવાલયના માર્ગનું અનુસરણ કરૂં છું. દિશા બદલાઇ જવાની ભીતિ છે જ નહીં......

* નવીન દેવાલય–New Church, સ્વીડનબોર્ગના અનુયાયીઓએ સ્થાપેલો ખ્રિસ્તી ધર્મનો ફાંટો સ્વીડનબોર્ગે જે " પ્રાચીન શબ્દ " હતો, અને હજી તાર્તરીમાં જળવાઇ રહ્યો છે, એમ જણાવેલું તે સ્વીડનબોર્ગે કહ્યું માટે સાચુંજ હોવું જોઇએ એવી સ્વીકૃતિમાંથી ચોતરફની તાપણી વચ્ચે તવાતા મણિશંકરને તર્ક ઉઠયો કે એ " પ્રાચીન શબ્દ " તે ઋગ્વેદજ હોવો જોઇએ, અને મણિશંકર આર્યસમાજ સાથે ઉપરે એમણે દર્શાવ્યો છે તે પ્રકારનો સંબંધ રાખતા થયા.

ઋગ્વેદ તે જ એ " પ્રાચીન શબ્દ " એ તર્કના સત્યાસત્યના શોધન પાછળ એમણે ઘણો શ્રમ લાંબા સમય સુધી લીધો. આખરે " હાર્ટ ઓફ ઇન્ડીયા " એ ત્રિમાસિકમાં એમણે સ્પષ્ટ સ્વીકાર્યું કે એ તર્ક તો નથી બેસતો (૧૯૧૫) અને આ વિષયનો આવો અંત આવ્યો તે પછી એમની શ્રદ્ધા કે પ્રતીતિની ઉષ્મા આગળના જેટલી માત્રા સુધી કદાપિ ચડેલી જણાતી નથી; અથવા કહો કે એમની ઉત્તરાવસ્થાનો આરંભ એ બિંદુથી, ૧૯૧૫ ની સાલની આખરથી.

## ૫૫

સણોસરા, ૪-૧-૧૯૦૧.

Narmadashankar Shastri writes to me from Kashi that the Pandits there refuse to give પ્રાયશ્ચિત્ત to me ! He pleaded mental disturbance &c., but to no purpose. This creates a difficulty and as yet I find no way of escape....

I think in due time I shall be prepared for all that providence may assign to my lot. Even hardship acts as a tonic when there is some vitality in the frame...

[ નર્મદાશંકર શાસ્ત્રી કાશીથી મ્હને લખે છે કે ત્યાંના પંડિતો મ્હને પ્રાયશ્ચિત્ત દેવાની ના જ પાડે છે ! એણે માનસિક અ-સ્વસ્થતા આદિ કારણ રજૂ કર્યાં પણ વ્યર્થ. આને લીધે મુશ્કેલી ઉભી થાય છે, જે કેવી રીતે દૂર કરવી તે હજુ તો મ્હને કંઇ સુ-ઝતું નથી...

કાળે કરીને હું ધારૂં છું કે " પૂર્વદૃષ્ટિ " એ [ સર્વજ્ઞે ] મ્હારે માથે જે જે સંસ્કાર નિર્ધાર્યા હશે તે બધાને માટે સજ્જ થઇ જ-ઇશ. વિપત્તિ પણ વાજીકરણ જેવી અસર કરે છે, જાતમાં જ્યાં કંઇ પણ સત્ત્વ હોય ત્યાં...]

## ૫૬

?—૧૯૦૧

...સારગ્રાહી થનારે દોષની ઉપેક્ષા જ કરવી જોઇએ. દયાનંદ, પ્રાર્થનાસમાજ, થીઓસોફી, એ સર્વ અમુક અંશે આ દેશને માટેની ભાવિ ઈશ્વરી યોજનાને ઉપકારક છે. એ ભાવિ ઈશ્વરી યોજના શી હશે તે કલ્પના બધા જુદે જુદે પ્રકારે કરે છે. પણ જેઓ જાણે છે તેમનું એક લક્ષણ એ છે કે તેઓ પોતાનું મત બીજા પાસે કબૂલ કરાવવાને તો શું પણ પ્રકટ કરવાને સુદ્ધાં આગ્રહ રાખતા નથી. તેઓ બધાને પોતપોતાના શ્રેયના મા-ર્ગમાં ઉત્તેજન જ આપે છે. વિશાળ પાત્રતાનું એક લક્ષણ એ છે કે તેઓ ઘણાની વાત સમજી શકે છે, અને ઘણાની સાથે સમભાવ બાંધી શકે છે.

આગ્રહી ઉદ્યોગ ઘણા માનસિક વ્યાધિ-ઓને દૂર કરી બલ આપે છે અને આળસ સર્વથા વ્યાધિ અને નિર્બલતાનું કારણ છે...

બેશક સર્વથી ઉંડા અને મહત્ત્વના અનુ-ભવોમાં તો દરેક આદમી હમેશાં એકલો જ છે...લગભગ મિત્રરહિત થઇ જશો.

એ સ્થિતિ પણ લોકોને લાગે તેવી અસહ્ય નથી. આગ્રહી, સ્વતંત્ર, વિચારશીલ, સ્નેહશીલ કેટલાએક આત્માઓને એ અનુભવ પણ થયેલો છે અને થાય છે. એ સ્થિતિ જે વિચારશીલ ન હોય તેમને તો અસહ્ય થઇ પડે. પણ જે-મને એ પ્રાપ્ત થાય છે, તેઓ પ્રાયશઃ પોતા-પણામાંથી+ મુક્ત થયેલા, દૃષ્ટાઓ સરખા, હોય છે અથવા થાય છે. એ સ્થિતિવાળાનું સુખ જુદા પ્રકારનું હોય છે: તેમના સંતોષ-નાં સાધનો પણ જુદાં હોય છે...

+ પોતાપણા માટે આગળ પણ જુવો, 'પત્રધારા' પત્રાંક ૭૧ તળે ટિપ્પણ.

૫૭

ભાવનગર, ૯-૧૧-૧૯૦૧.

....Can you prevail upon my brother to allow my mother and wife to stay here separately, even before the assemblage at Jamnagar ?....

[બા અને પત્ની જુદાં [ જુદા મકાનમાં] પણ અહીં રહેવા આવે, જામનગરમાં સૌ [ જ્ઞાતિજન મ્હારી બાબતમાં વિચાર કરવાને] ભેળા થાય તે પહેલાં પણ, એટલું તમે ભાઇને સમજાવીને કરી શકશો ? ]

૫૮

શિહોર, ૧૬-૧૨-૧૯૦૧.

...—ભાઇ પણ એક દિવસ આવી ગયા. પણ જ્ઞાતિની અતિશય બ્હીક લાગે છે, તેથી રહી શકયા નથી. તેમણે મોટાભાઇ [ ગૌરીશંકર ] ને લખ્યું છે કે મોટાભાઇજ અહીં આવી એકાદ માસ સાથે રહી સ્થિતિ સુધારે, અને પોતે મુંબાઇનું દવાખાનું સંભાળશે. મોટાભાઇ હાલ એ પ્રમાણે કરી શકશે, એમ મને જણાતું નથી. બને તે ખરૂં.

...દવા પણ હજી લઇ શકતો નથી. જો કોઇ ભાઇ કે વૈદ્ય સાથે રહેશે તો તેના હાથથી દવા લઇશ: પણ હું ખુલાસો નથી કરી શકતો કે શાથી મારી મેળે હું કશું કરી શકીશ નહીં..

ચમૂભાઇને માલુમ થાય જે તમારા ઘરનાં તમામ માણસો ચિ૦ વગેરેને માટે જે કાળજી રાખે છે તેથી સંતુષ્ટ અને આભારી છું....

ઓ—, કોઇ વાર મારા જવાબમાં હાલની સ્થિતિથી વિલંબ થાય તોપણ તમે તો લખ્યા જ કરશો...

...ભાઈ શું કહે છે ? હું શું કરૂં ?

૫૯

ભાવનગર, ૧-૧-૧૯૦૨.

....For a long time I looked upon myself as the injured party; but at last that feeling has left me, and I thus address you. I know not whether here-after I shall ever have the happiness of enjoying your friendship–I looked upon few things as more precious and am therefore pained at the thought; but I know not and I can bear. I can only reap what I have sown: and I have come to know that I have deserved my hardships.

My wife wishes to be kindly remembered to you all. We are not happy, and we often remember you,—feel the loss of your presence,...

I have been reading your poems in the Sudarshana and thinking and feeling a thousand things. Alas, that it should come to this !....

[ લાંબા વખત સુધી મ્હને એમ રહ્યું, જે મિત્રધર્મમાં ન્યૂનતા ત્હમારા મ્હારી તરફના વર્તનમાં હતી; પણ આખરે મ્હારી આવી લાગણીથી હું મુક્ત થયો છું, અને આ પ્રમાણે ત્હમને લખું છું. ન જાને હવે પછીના સમયમાં ત્હમારી મિત્રતાના સુખનો ઉપભોગ મ્હને કોઇ કાળે ય મળશે કે નહીઃ—એ વર્ષોમાં એનાથી વધારે મૂલ્યવાન મ્હને કોઇક જ ચીજ લાગતી, અને તેથી ભાવિમાં એ પાછી મળશે કે નહીં એવો સંશય દુઃખ ઉપજાવે છે. પરંતુ મળશે કે નહીં તે ન જાને, અને એ વગર નિર્વાહ કરવો પડશે તો તે પણ સહી શકીશ. મેં જે વાવ્યું હોય તેનાં જ ફલ મ્હને મળી શકે: અને મ્હારે માથે ગુજરી રહ્યાં છે તે સર્વ વાનાં મ્હારાં જ કર્મોનાં કુદરતી ફલ છે,' એટલું તો હું જાણવા પામ્યો છું.

પત્ની ત્હમને સૌને માયાળુ સંભારણાં લખાવે છે. અને સુખિયાં નથી, ત્હમને વારંવાર સંભારિયે છિયે, ત્હમારી હાજરી, —ના અભાવ અમને સાલે છે.

સુદર્શનમાં ત્હમારાં કાવ્યો વાંચું છું, અને વિચારો અને લાગણીઓ સેંકડો અને હજારોમાંથી પસાર થાઉં છું. અરેરે, ક્યાં તે આગલો સમય અને ક્યાં હાલનો! ]

## ૬૦

**ભાવનગર, ૧૫-૧-૧૯૦૨.**

...તમારો પત્ર આવ્યો એટલે કંઇક આશા આવી છે. પ્રકૃતિથી દૃઢ નથી, અને દોષોથી વધારે અદૃઢ થયો છું. પણ હાલની સ્થિતિમાં પ્રયત્નની આવશ્યકતા સમજું છું.

......માન્યતા હતી તે છે. "બાપ્તિસ્મા" લીધું હતું, તે પાછળથી ખોટું સમજાયું હતું: માત્ર વ્યાવહારિક દૃષ્ટિથી નહીં, પણ માન્યતાની દૃષ્ટિથી સુદ્ધાંત. છતાં હજી અવનારને માનું છું: અને મનમાં એટલો અંધકાર છે કે એ વિષયમાં કર્તવ્ય શું છે, તે જોઇ શકતો નથી....પણ પોતાને ધર્મ જેવા વિષયમાં જે વાત સાચી લાગતી હોય, તે ગુપ્ત રાખવી, એમાં સત્યને અપમાન આપવા સરખું લાગે છે. જો મેં બાપ્તિસ્મા લીધું જ ન હોત, તો અત્યારે પોતાનાંઓને કશી હાનિ થવાની ધાસ્તી વગર, વિચારો પ્રકટ કરી શકત. પણ હવે તો એવી સ્થિતિ આવી છે કે જો દિલની વાત હું બહાર જણાવું તો પોતાનાંઓની સાથે રહી શકવાની જે થોડી આશા બંધાઇ છે, તે આ ઝિંદગીને માટે નષ્ટ થાય...

...ફરી સાહસ ન થાય તે માટે સાવધ રહેવા ઇચ્છું છું.

સવા વર્ષ પહેલાં જ્યારે સ્થિતિ સહન ન થતાં, ફરી જ્ઞાતિમાં આવવા હું વળતો હતો, ત્યારે ત્હમારા જ પત્રના આક્ષેપથી હું અમદાવાદ ગયેલો. માનસિક નિર્બલતા તે વખતે એટલી બધી હતી કે હું ટકી ન શક્યો. પછી પણ મહિનાઓ સુધી એ સંબંધમાં કશું કર્તવ્ય છે એવો વિચાર મને સ્ફુરેલો જ નહીં...

કોઈ વાર એમ લાગે છે કે જ્યારે મારૂં મગજ બગડેલું છે એમ હું સમજું છું, નિર્ણય કરવાને કે કર્તવ્ય સ્પષ્ટ જોવાને અશક્ત છું, કોઈપણ ત્યાગ કરૂં તો તે ત્યાગને ટકાવી શકવાની પ્રતીતિ નથી, ત્યારે મગજ સુધરે ત્યાંસુધી રાહ જોવી અને મગજ સુધારવાના ઉપાય લેવા એ જ મારી ફરજ છે. પણ અનુભવ એમ કહે છે કે એક પ્રકારનો નિર્ણય હાલ કર્યા વગર મગજ સુધરશે જ નહીં......

## ૬૧

ભાવનગર, ૨૩-૧-૧૯૦૨.

Your silence after Pranlal's death, together with your disapproval of my tendencies at that time, first led me to think that I had lost your sympathy. And the manner of your addressing me at the time of my turning back together with the tone of these letters had confirmed the impression. "It was all unlike your great and gracious ways, "* I thought. Its now a comfort to know that I was mistaken....

[ પ્રાણલાલના અવસાન પછી ત્હમારૂં મૌન અને મ્હારાં તે સમયના વલણોની ત્હમારી નાપસંદગી, એ બંનેથી મ્હને પ્હેલવ્હેલો વિચાર સ્ફુર્યો કે ત્હમારો સમભાવ મેં ખોયો, અને મેં પાછું પગલું ભર્યું તે વખતે ત્હમારૂં મ્હારા ઉપરનું લખાણ, એ કાગળોની ઢબ, એ કાગળોનું અમાર્દવ,-સર્વથી મ્હારી શંકાએ પ્રતીતિનું રૂપ લીધું. મ્હને લાગ્યું, જે " આ બધું ત્હમારા ઉન્નત અને માયામધુર માર્ગોથી છેક જ નિરાળું ".* અત્યારે જાણીને સારૂં લાગે છે કે હું જ ભૂલ ખાતો હતો. ]

* Coventry Patmore.

Friends idealise one another, and the dis-illusionment, single or double, is a process no less painful to each than the dis-illusionment of lovers.

મિત્રો અન્યોન્યને ભાવનાનેત્રે જુવે છે, અને પછી, એકનું કે સામસામું બેયનું, નર્યું દર્શન થવા પામે છે, ત્યારે એ અનુભવ, બે ય મિત્રને, પ્રેમી યુગલના એવા અનુભવ જેવો જ, દુઃખદ હોય છે. ઉગતી જુવાનીના વાતાવરણનું અપાર્થિવ તેજ વ્હેલુંમોડું ઉડી જ જાય છે, અને એ અપાર્થિવ તેજ વિનાના થઇ ગયેલા આપણા રોજીંદા વાતાવરણ તળેની આપણી સામાન્ય દુનિયા અને તેમાંનું બધું યે—માણસો અને ચીજો, કર્ત્તવ્યો અને મંથનો, હાર અને જીત બધું યે—ઠીક જ છે. It is all unlike the great and gracious ways of the land of ideals.

## ૬૨

ભાવનગર, ૨૭-૧-૧૯૦૨

....Balubhai has replied and the correspondence will now be regularly kept up. I look upon it as a token of better days.... ,

[ બલુભાઇનો જવાબ આવ્યો છે અને પત્રવ્યવહાર નિયમિતપણે ચલાવ્યે રાખીશ. આને હું સુધરતા ભવિષ્યની નિશાની ગણું છું. ]

## ૬૩

ગઢડા, ૧૩-૩-૧૯૦૨.

...સંસારને અને પ્રેમ સંબંધીઓને હું હમેશાં આવશ્યક માનતો આવ્યો છું. તેનો ત્યાગ કરવાનો કોઇને અધિકાર નથી. પણ એવાં કર્ત્તવ્યો હોઇ શકે, કે જે કરતાં, પ્રેમ સંબંધીઓ આપણો ત્યાગ કરે. अस्तु...

## ૬૪

?—૧૯૦૨

...પણ જે લોકોમાં રહેવાનું આપણને પ્રાપ્ત થયું છે તેમના સ્વભાવ સમજીને, આપણી પ્રકૃતિની પરીક્ષા કરીને, એકાંતમાં નિર્ણયો કરીને, દીર્ઘ અને ગંભીર વિચાર કરીને, અભિમાનથી રહિત થઇને, સિદ્ધાંતો જીવનમાં સ-માંસ* બનાવીને; બહુ સંભાળથી ચાલવાની જરૂર છે: મનુષ્યનો અંતરાત્મા કોઇનો કેદી નથી. તેને પરમેશ્વરને સમર્પિત કરતાં કોઇ મનુષ્ય અટકાવી શકે તેમ નથી. જ્યાં સુધી આંતર અને બાહ્ય વચ્ચે ભેદ અને છેટું હોય, ત્યાંસુધી જ ભૂલો અને ભ્રમો નડે છે.

પ્રકાશને અનુસરવાથી જ પ્રકાશ વધે છે...

* "made flesh" એ ઇંગ્લિશ બાઇબલના જાણીતા પ્રયોગનો શબ્દશઃ અનુવાદ; અર્થ—મૂર્તિમાન.

## ૬૫

?—૧૯૦૨.

...પશ્ચિમના કવિઓ પૈકી પ્રથમ ડેન્ટી એલિઘિયેરીના હૃદયનો પરિચય કરવો યોગ્ય છે. હોમર ને વર્જિલને ક્રાઇસ્ટનાં જીવન અને શબ્દનો લાભ મળેલો નહીં. ડેન્ટી અર્વાચીન યૂરપનો પહેલો મહાકવિ છે: તેના ઉચ્ચ ગ્રાહને મિલ્ટન કે પાછળનો કોઇ ધાર્મિક કવિ પહોંચી શક્યો નથી. પણ તમે જાણો છો કે હું સહેલાઇથી અવતારણ કરી શકતો નથી; એટલે ધીમે ધીમે અને થોડું લખી શકીશ. રૂબરૂ ઘણું વધારે બતાવી શકાય.

સત્ય એ ભાઇ અને ખરી કવિતા એ બહેન છે.

## ૬૬

ભાવનગર, ૨૬-૨-૧૯૦૨

....I had heard more than a year ago that you were collecting Kalapi's poems with a view to editing them...for the last three months I have been collecting all the available materials for that labour of love....

I hope I have now got almost all the smaller poems, but only the third canto of Kalapi's largest effort-હમીરજી. Have you secured the first two cantos?

"Can" you allow me to avail myself of your labours? If so, I shall be duly thankful.

[ એક વર્ષથી વધારે પ્હેલાં મેં સાંભળેલું જે કલાપીનાં કાવ્યો ત્હમે ભેગાં કરતા હતા, પ્રકટ કરવાના ઇરાદાથી...એ સ્નેહનાં ધર્મકાર્ય માટેનાં અવશિષ્ટ રહ્યાં છે તે તમામ સાધનો હું છેલ્લા ત્રણ માસથી ભેગાં કરવામાં ગુંથાયો છું.

લગભગ બધી ટુંકી કવિતાઓ મ્હને મળી ગઇ છે એમ ધારૂં છું. પણ કલાપીનો સૌથી લાંબો પ્રયાસ "હમીરજી",–તેનો મ્હને ત્રીજો જ સર્ગ મળી શક્યો છે. પ્હેલા બે સર્ગ ત્હમે મેળવી લીધા છે?

ત્હમારા પ્રયાસફલોનો લાભ મ્હને આપી શકશો ખરા? તો હું યોગ્ય આભાર માનીશ.]

૬૭

?—૧૯૦૩.

...મારે ઉમેરવું જોઇએ કે જૂના ક્રિશ્ચિયન દેવાલયને હું અનધિકારી ગણું છું; મેં તેમના દ્વારા બાપ્તિસ્મા લીધેલું તેને નિષ્ફલ માનું છું. હવેથી બાપ્તિસ્મા આપવાનો અધિકાર માત્ર નવીન દેવાલયના આચાર્યોનેે છે.

આપણા દેશના લોકોને જે સત્યની બિલકુલ કદર નથી, તેમની આગળ તેના સંબંધી મૌન રાખવું એ જ ઉચિત છે એમ કેટલીકવાર મને લાગે છે. પણ શું એ ખરૂં છે?

૬૮

લાઠી, ૬-૭-૧૯૦૩.

...મને સફલ થવાની સ્થિતિમાં આવતાં હજી વાર લાગશે. યથાશક્તિ સેવા કરવાને બેશક બંધાયેલો છું. પણ મને જે સર્વોપરિ લાગે છે તેની ગુજરાતને પરવા નથી. મારૂં યૌવન પૂરૂં થયું છે. બીજું સ્થિર યૌવન જીવન હશે તો આવશે. દરમિયાન શાંતિ રાખવાની છે ઋણી થાઉં છું, પણ અનૃણી થવાનો વખત ચાલ્યો આવે છે....

૬૯

ભાવનગર, ૨૬-૯-૧૯૦૩.

....I hope to be able to send you a copy of કલાપીનો કેકારવ in a fortnight. The title being કેકારવ, I regret I could not see my way to make use of your excellent stanza....

I do not think my own pieces worth collecting....

I may however mention Pascal and St. Augustine and Valmiki as new favourites...

[ "કલાપીનો કેકારવ" તૈયાર થવા આવ્યો છે તેની એક નકલ ત્હમને પખવાડિયામાં મોકલવાની આશા રાખું છું. સંગ્રહનું નામ "કેકારવ" હોવાથી ત્હમારો અચ્છો શ્લોક ઉપયોગમાં લેવાનો માર્ગ મને દેખાયો નહીં તેથી દિલગીર છું....

મ્હારી કવિતાઓ સંગ્રહ કરવા જેવી મ્હને

નથી લાગતી....

[ મ્હારા હાલનાં વાંચન વિશે ] જણાવીશ કે પાસ્કાલ, સેંટ ઑગસ્ટાઇન, અને વાલ્મિકિનો મ્હને હમણાં ઘણો નાદ લાગ્યો છે....]

## ૭૦

**શિહોર, ૧૫-૧૧-૧૯૦૩.**

...—એ મને લખ્યું હતું કે જ્ઞાતિએ તમારી સાથે —ન કરવાનો ઠરાવ કર્યો છે, અને એ માટે લખવા સૂચવ્યું હતું. મેં જવાબમાં જણાવ્યું હતું કે જ્ઞાતિ બહાર થવાનાં દુઃખોનો મારો અનુભવ હું તમને જણાવીશ....

...ઓ બન્ધુ, ખાત્રીથી માનજો, અને તમને પૂરતો અનુભવ થશે, કે ભાઇઓ, સંબંધીઓ, અને સ્નેહીઓ તો શું, પણ પત્ની સુદ્ધાં, સત્યની ખાતર બાલદાન થવાનો તમારો વિચાર હશે, તો તમને સમજી શકશે નહીં. તમે જો સ્નેહના ભૂખ્યા હશો, તો તમારા આત્માને અતિશય અને તીવ્ર વેદનાઓ થશે. તમારા ખાનગી જીવનમાં વિષપ્રવેશ થશે....

## ૭૧

**શિહોર, ૨૨-૧૧-૧૯૦૩**

. . . . . . . . .

શેલી કૃત " પ્રોમીથિયસ અન્બાઉન્ડ "માંથી—

" આશા જેને અનંત ધારે છે તેવાં દુઃખો સહવાં;
મૃત્યુ અથવા રાત્રિ કરતાં કૃષ્ણતર ખોટાં ક્ષમવાં;
સર્વ શક્તિમાન ભાસતી શક્તિની સામે થવું;
ચાહવું અને સહવું; આશાસવું જ્યાં લગી આશા
પોતાની ભસ્મમાંથી ચિન્તિત વસ્તુને સૃજે ત્યાંસુધી;
ફરવું નહીં; અટકવું નહીં; અનુતાપવું નહીં;
એ. [ ઓ ] ટાઇટન, તારી કીર્ત્તિની માફક
ભલા, મહાન અને આનંદપૂર્ણ, સુંદર અને અનધીન* થવું છેઃ
આ જ કેવળ જીવન, ઉલ્લાસ, સામ્રાજ્ય અને વિજય છે. "

. . . . . .

---

* આ સમયના **મણિશંકરના** પત્રોમાં ડૅન્ટી, **સ્વીડનબોર્ગ**, **બાઇબલ**, સેંટ **ઑગસ્ટાઇન**, **પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ**, અને બીજા કર્તાઓ અને ગ્રંથોમાંથી ટુંકા ટુંકા અને ક્વચિત્ લાંબા તરજુમા, અને કોઇક ફકરાઓના સાર ઘણા છે.

આગલા એક કાગળમાં લખ્યું હતું—' સ્વતંત્ર ' શબ્દ સારો નથી, એમાં " પોતાને—પોતાપણાને વશ હોવાનો અર્થ " આવે; " ' અનધીન ' વધારે સારો છે. " અને તે પ્હેલાના એક કાગળમાં છે, " ઘણાના સ્નેહો અશુદ્ધ અને અધોગામી છે.........દુનિયાના સ્નેહમાં **પોતા**-સ્નેહનું કેટલું બધું સામ્રાજ્ય છે......" " **પોતા**-સ્નેહ " self-regard, self-love, એ ફિલસુફીના જાણીતા પારિભાષિક **સમાસનું** શબ્દશઃ ગુજરાતી છે. " પોતાપણું " એટલે આ અર્થમાં egoism; હિંદુ ધર્મ

અને ફ્રેંસુકીની પરિભાષામાં આના પર્યાય અહંકાર, મમત્વ, મામ, વગેરે જણાતા છે. પોતાપણું, પોતાસ્નેહ, આદિ આ અર્થમાં **મણિશંકર** યોજે છે; સ્વાર્થ—selfishness ના સામાન્ય અર્થમાં નહીં.

શૈલીની આ ખડબચડી પણ મહિમાભર્યા અર્થને લીધે જગપ્રસિદ્ધ થવા પામેલી પંક્તિઓનો ઉપલો તરજુમો શબ્દશઃ છે. બેશક, પરંતુ ઇંગ્રેજી ન જાણતો હોય એવો વાંચનાર એ તરજુમામાંથી શો અર્થ મેળવી શકે? શબ્દશઃ તરજુમો જ સાચો, એવો તરજુમો જ ઉત્તમ, કેમકે એવો તરજુમો જ મૂલનો આશય બીજી ભાષામાં સૌથી વધારે પ્રમાણમાં ઉતારી શકે, ગાઠનું સૌથી ઓછું અંદર ઘુસાડે, અને ચિરંજીવ પ્રતિકૃતિ નીવડે,—એ **મણિશંકર**નું સૂત્ર સ્વીકારે, તેણે પણ તેને વિવેકથી અનુસરવાનું છે, નહીં કે શબ્દશઃ.

## ૭૨

**ભાવનગર,** ૧૪-૮-૧૯૦૪.

....મારી માનસિક સ્થિતિ ખરેખર વિષમ થઇ પડી છે. ફરી ફરીને વિચારતાં પણ મારી ધાર્મિક માન્યતા મને ખોટી લાગતી નથી; પણ આપણા દેશમાં એ માન્યતા બીજાઓ સ્વીકારે એવો સંભવ દેખતો નથી. છૂટા છવાયા માણસો જ્ઞાતિબંધન તોડનારા છે; પણ તેવાઓના મંડળમાં પત્ની અને બાળકોને પરાણે દાખલ કરવામાં ભય અને કોઇ વાર તો પાપ જેવું લાગે છે. પત્ની જ્ઞાતિને જ ચાહે છે. તો તેને માટે જે કરવું પડે તે કરવાની મને ફરજ લાગે છે. અત્યાર સુધીમાં તેને ઘણું ખમવું પડ્યું છે, તો હવે તેનું દુઃખ ઓછું થાય, એ જોવાને ઉત્સુક છું.*

* ૨૭-૮-૧૯૦૪ ના કાગળમાં ઉમેરે છે,—

"વચ્ચે વચ્ચે મગજની અસ્વસ્થતામાં નાત વગર ચલાવવું જોઇએ અને ચલાવી શકાય, એમ પણ વિચારો આવતા. પણ એ સર્વ વહ્યું ગયું છે...........ઘણું જીવિત વૃથા ગયું એમ લાગે છે........"

## ૭૩

**ભાવનગર,** ૨૭-૮-૧૯૦૪.

.... Instead of becoming stronger and more loving in the heart as my religious opinions teach, I have become weaker, and I find that my heart is much contracted. Introspection makes this appear terrible to me. The only direction in which I see some hope of healing this disease is a closer intercourse with old relatives and friends....

[ હૃદયનાં બલ અને રતિ, મ્હારા તરીકે મેં સ્વીકારેલા ધર્મના બોધ પ્રમાણે તો [ સાચા આસ્તિકનામાં ] વધતાં આવવાં જોઇયેઃ પણ મ્હારાં તો ઉલટાં ક્ષીણ થયાં લાગે છે, અને મ્હારૂં હૃદય મ્હને સંકોચાઇ ગયું હોય એમ લાગે છે. આંતર દૃષ્ટિ દેખાડે છે તે [ મ્હારી જાતની હાલની સ્થિતિનું ] આ ચિત્ર ભયાનક

છે. આ રોગનો ઉપાય એક જ દિશામાં જોઉં આ રોગ મટાડવાની કંઈ પે આશા
છું: આગલાં સંબંધીઓ અને મિત્રો સાથે દેખાય છે.]
ફરી નિકટતર સમાગમ સધાય, એમાં જ

---

* ઉપલો કાગળ જુદા માણસને, કાગળ ૭૨ અને તેના ટિપ્પણમાં નોંધેલો આ જ તારીખનો બીજો, બંને કાગળ જુદાને. આ ત્રણ જેવા બીજા કાગળો પણ આ સમયમાં લખ્યા હતા. અને સગાં, નાતભાઇઓ, તથા આગલા સમયના મિત્રોમાંથી ઘણાને વાતચિતમાં મણિશંકર આવી પોતાની જરૂર અને ઇચ્છા દર્શાવતા હતા. ઉપરાંત સંબંધ સમાગમ આદિ વધારવાને માટે પ્રયત્નો પણ એમણે ફરી ફરીને કરેલા. પરંતુ–મ્હારો અંગત મત પૂછો તો–મણિશંકરના જીવનનાં આ પ્રકરણમાં કંઇક એમ થયું કે એમણે એ ફરીફરીને આરંભેલા અને પડયા મુકેલા પ્રયત્નોમાં એમનાં આગ્રહ અને નિખાલસતા એકસરખાં પરોવાયાં જ નહીં; અને કંઇક એમ થયું કે સામા માણસોનાં શ્રદ્ધા, ભાવ, આદિ–૧૮૯૭ થી ૧૯૦૪ સુધીના સપ્તકમાંનાં મણિશંકરનાં અસાધારણ અને હૃદયને વ્હલોવી નાખે એવાં આચરણોથી, કુદરતી રીતે લૂલાં પડેલા તે લૂલાં જ રહ્યાં. એ સપ્તકના લગભગ મધ્યબિંદુથી માંડીને, એઓ ભાવનગર અને ભાવનગરની નોકરીને તરછોડીને થોડા માસ બ્હાર રહ્યા તે અરસાથી માંડીને, એમના "શિષ્યો" ઉપરાંત એમણે કોઇ કોઇ "નવા મિત્રો" કર્યા. "શિષ્યો" અને "નવા મિત્રો" સાથે એમણે સંબંધ વધારી દીધો; એમની સાથે મણિશંકરને સાચા ઉમળકાનું અને હૃદયના કેટલાક તંતુઓના કુદરતી મેળનું સમાગમસુખ પણ મળ્યું. પછી આ પ્રમાણેની પરિસ્થિતિમાંથી કુદરતી રીતે જ કાળક્રમે બીજાં બે પરિણામ પાક્યાં:–(૧) સ્નેહ અને ઉપકારવશ મણિશંકર આ "નવા"ઓના સંબધમાં અતિ વિશ્વાસુ અને અંધ પ્રશંસક બની ગયા; (૨) આ "નવા"ઓને મણિશંકરના પોતાના શ્રેય અને હિત અને ભાવિને માટે સાચી લાગણી કેટલી હશે અને તેઓની એમને ખરી સલાહ આપવાની, એમના સંબંધમાં આત્મભોગે પણ અઘરાં મિત્રકાર્યો યથાપ્રાપ્ત કરવાની શક્તિ અને વૃત્તિ કેટલી હશે, એ વિશે મણિશંકરના સંબંધીઓ જૂના મિત્રો અને હિતેચ્છુઓ શંકાશીલ જ રહ્યા; કોઇ કોઈ શંકાશીલતા ઉપરાંત પોતપોતાના સ્નેહની ઉષ્મા અને સંસ્કારાદિ પ્રમાણે અદેખાઇ અને નિષ્કારણ દ્વેષમાં પણ તણાયા હશે. અને ચાર પાંચ વર્ષ તો એવી સ્થિતિ ચાલી કે આ "જૂના" અને "નવા" બે વર્ગ વચ્ચેનું જેવું તેવું યે તારતમ્ય મણિશંકરને પોતાને કોઇ કોઇ વાર પણ સ્વતંત્રપણે સંભળાવનાર એમની પાસે એક જ વ્યક્તિ હતી–એમની પત્ની અ. સૌ. નર્મદા.–ઇ. સ. ૧૯૦૫ ના ઉત્તરાર્ધમાંની એક રાત, જાણે પાંચપંદર દિવસ ઉપર જ વીતેલી હોય તેમ, આજે પણ યાદ આવે છે, જે લગભગ આખી અમે ત્રણેએ આંસુની ફરીફરીને છલકાતી ધારાઓએ ન્હવડાવેલી.

## ૭૪

**ભાવનગર, ૧૭–૭–૧૯૦૫.**

....I now teach Burke....

—told me that the amalgamation scheme is not practicable for the present *i. e.* for some years to come. Besides he is not sure that it is even desirable...

[હું હમણાં [ **સામળદાસ** કૉલેજમાં ] બર્ક [ Reflections on the French Revolution ] શીખવું છું. —એ કહ્યું કે [ **ભાવનગર** અને **જુનાગઢ**માંની કૉલેજોને

બદલે રાજકોટમાં એક ] સંયુક્ત કૉલેજની યોજના હાલના સમયમાં એટલે કે કેટલાંક વર્ષ સુધી વ્યવહારૂ નથી; વળી એવા સંયોજનથી લાભ જ થાય એમ પણ એમને વિશ્વાસ પડતો નથી.]

## ૭૫

**મીઠી વીરડી, ૩-૬ ૧૯૦૬.**

...અહીં સમુદ્રમાં પ્રાચીન કાલની બાંધેલી ઘણી મીઠા જલની વીરડીઓ છે. કહે છે કે માર્કંડેય ઋષિનો અહીં આશ્રમ હતો. સ્થાન અતિશય એકાંત, શાંત, અને સુંદર છે....

'આંતર સપ્તપદી'* સંબંધી તમારી થોડી પંક્તિઓ વાંચી મને ઘણું આશ્વાસન મળ્યું છે. રા. ન્હાનાલાલ કવિ અને મ્હારા ઘણા મિત્રો, મારા ન્હાનાં ગીતોની અવગણના કરે છે, તેનો મને તાપ લાગતો હતો. તમારા લખવાથી ઘણી શાંતિ મળી છે. જે એક પંક્તિમાં તમે કરુણ જોઇ શક્યા છો, તે આપણા ઘણા વધારે શબ્દોને જ સમજનાર ભાઇઓને નિરર્થક છે.

* કાન્તની અપ્રકટ કવિતાઓના વિભાગમાં અહીં છાપી છે; એની નકલ ઉપર ઉપલો કાગળ છે તેમને એક આગલા કાગળ સાથે, રચાઇ અને તુરત, મોકલેલી, એપ્રિલ મહિનામાં.

## ૭૬

**ભાવનગર, ૨૬-૭-૧૯૦૬.**

...કવિના કર્તવ્ય સંબંધી તમારા સ્નેહભર વિચારો વાંચી સુખ થયું. પિતા પ્રભુની નિઃસીમ દયાના પ્રભાવથી હું કંઇ તે સવિતા તરફ જોતો થયો છું; એટલે મનુષ્ય બંધુઓની નિંદા અને સઝા સહી શકું છું.

બધા જ પિતાના સંતાન છે. આપણે એટલું જ ચાહીએ કે બધા એ પ્રમાણે સમજે, અને સારા અને સાચા થઇ સુખી થાય.

## ૭૭

**ભાવનગર, ૨૯-૯-૧૯૦૬**

...—માં ગઈ તા. ૯ મી ની વિશ્રામવારની રાત્રિએ —ની સાથે એક ઘણી લાંબી વાતચિત થઇ..."ગુજરાતને ક્રાઇસ્ટનું નામ ગમતું નથીઃ પ્રભુના નામથી જે બોલવું હોય તે બોલો તમે જાતે ભલે ક્રાઇસ્ટને માનો; પણ અમે એ ન માનીએ તેમાં અમારો દોષ ન કહાડો; અમે ક્રાઇસ્ટથી વિરુદ્ધ છીએ, પણ પ્રભુના સેવક છીએ. પ્રશ્ન કરતાં ક્રાઇસ્ટ માટે વધારે આગ્રહ?' અવતાર કહો તો રામ કૃષ્ણ કાં નહીં? બધા મનુષ્યો કાં નહીં? તમે ક્રાઇસ્ટનું નામ ગુપ્ત રાખીને કહેવા ચાહશો તો ઘણું ઉપયોગી કરી શકશો. આ તો તમારૂં જીવન વૃથા વીતે છે." વગેરે ઘણા અભિપ્રાયો —એ આવેશથી આપ્યા.

હું તેને શો જવાબ આપું? "—, જેણે ક્રાઇસ્ટને તેના શબ્દથી જાણ્યો નથી, તેણે પ્રભુને જાણ્યો નથી. મનુષ્ય મનથી રચેલા ઈશ્વરની પૂજાને વધારે ઇષ્ટ અને બુદ્ધિપુરઃસર માને, તે તેનો એક ક્ષુદ્ર અહંકાર છે. ક્રાઇસ્ટમાં જ પિતા-ઇશ્વર પ્રકટ થાય છે...એ નામની

સાથે દેશને તકરાર હશે તો મારે તો એ નામની સાથે સ્નેહ છે....હું તો એ નામની ખાતર મરવા તત્પર છું......"

"કોઇ પુસ્તક? કોઇ મોટું સારૂં કાવ્ય? મેં દેશની શી સેવા કરી? હાલ શી કરૂં છું?"

મારા માર્ગમાં મને પોતાને દુઃખ છે, પણ પરિણામના જયની મને કશી શંકા નથી. આટલા માટે [ જ ] કોઇ પણ મંડળ કે શાળાને માટે મને આગ્રહ નથી.

શબ્દના પહેલા અધ્યાયમાં જ શૈલીની સ્થાપના માટે રોકાયો છું. 'પ્રભુ બોલ્યો" એ પ્રયોગ એક કારણથી ગમેલો, છતાં કાયમ રાખવાનું પાછળથી યોગ્ય લાગ્યું નથી......

## ૭૮

ઠસા, ૧—૧૧—૧૯૦૬

...હું વિલંબે જવાબ લખી શકું છું તેનું કારણ એ છે કે પત્નીને આરામ થયા પછી હાલ બે એક માસથી હું પોતે એક વિલક્ષણ પ્રકારની બિમારીમાં સપડાયો છું. શરીરને કશી ખાસ હરકત નથી, પણ હૃદય એટલું બધું ઉદ્વેગમાં રહે છે કે હું વાંચવું અને લખવું થોડું જ કરી શકું છું; અને જે બરાબર કરી ન શકાય તે કરવાની ઇચ્છા થતી નથી, [ તે ] કરતાં દુઃખ થાય છે. વધારે વિગતોમાં નહીં ઉતરૂં. આ સ્થિતિ ક્યાં સુધી લંબાશે એ જાણતો નથી. આરામ થશે કે તરત જે આનંદ હાલ લઇ શકતો નથી, તે લેવાને પ્રયત્નશીલ થઇશ જ.

...હાલ તો મારી એકલગુહામાં જ પડયા રહી હૃદયનું શૈત્ય અનુભવતાં અનુપયોગ અને અપ્રવૃત્તિની વેદના ભોગવવાનું મને પ્રાપ્ત થયું છે. પરમદયાળુ પ્રભુ મને આ સ્થિતિમાંથી મુક્ત કરે!

## ૭૯

મહુવા, ૧૫—૧—૧૯૦૭

...આપણાં વર્ષ કેટલાં બાકી રહ્યાં? તમે એ કલ્પના કરો તે યોગ્ય છે. જીવન્ત છો. મને તો હજી હમણાં જ જીવનની આશા ઉગવા માંડી છે. ક્રમે ક્રમે પણ જો જીવનમાં આવી શકીશ, તો વર્ષની ગણના કરવાની જરૂર નહીં રહે.

## ૮૦

ભાવનગર, ૨૯-૧-૧૯૦૭.

...'સાચા સ્વર્ગ'થી અને 'સ્ત્રીઓના સ્વર્ગ'માંથી તમે કંઇ વાંચ્યું?...બાવાજીના* લેખોમાં આપણી વર્તમાન સ્થિતિના બહુ આબેહુબ ફોટોગ્રાફ છે; તેનાં સંભાષણો ફોનોગ્રાફ જેવાં છે...

—ને સ્વદેશીનો અગ્નિ હૃદયમાં ઉતર્યો છે. 'સ્વદેશી' અને 'સર્વદેશી'નું તારતમ્ય કરવાની ધીરજ નથી. મને તે અમુક અંશે દેશદ્રોહી ગણે છે. પણ હું ચર્ચામાં ઉતરવાની ના પાડું છું.

[ એ ] હજી પ્રાર્થનાને બુદ્ધિપુરઃસર થતી ક્રિયા તરીકે માનતા નથી. સર્વજ્ઞને જણાવવાની, તેની પાસે માગવાની, શી જરૂર—એ પ્રશ્ન પૂછ્યા કરે છે....

* 'સાચુ' સ્વર્ગ' આદિ પુનરુક્તિઓથી ભરપુર, મલમલિયા શૈલીની, અને જ્ઞાનમાં તેમ બુદ્ધિની વાપરમાં બાલક જેવાં વાંચનાર સ્ત્રીપુરુષોને માટે લખાયલી ચોપડીઓના કર્તા, સાદું, શુભાશયી, લગભગ તપસ્વીના જેવું જીવન ગાળનાર,—સ્વ. **અમૃતલાલ સુંદરજી પઢિયાર.**

એક વાર **મણિશંકરને** જરા કહ્યું, કે '**ચક્રવાકમિથુન**' અને '**દેવયાની**' જેવી શિષ્ટ તેજસ્વી શૈલીની કૃતિઓના કર્તા આવી ચોપડીઓને વખાણે, એ તો જાણે એમની વિશાળ ઉદાર ગુણગ્રાહકતાનો અચ્છો નમૂનો છે; પરંતુ જે આ ચોપડીઓના ગુણ જ જુવે છે, તે જ પાછા એ જ જાતની '**ભામિની ભૂષણ**' જેવી ચોપડીઓના દોષ જ જોઇ શકે છે, એવા બનાવમાં મ્હને તો સમજ પડતી નથી, અને અંગત રાગદ્વેષની લીલા જેવું જ લાગે છે,—ત્યારે એ તપી ગયા હતા.

## ૮૧

**ભાવનગર, ૧૬–૭–૧૯૦૭.**

...**સ્લાઇટ*** સાહેબે લખેલું કે બેપ્ટિઝમ વગેરે બાહ્ય ક્રિયાઓ ન બની શકે. પણ માત્ર સ્નેહના મહાનિયમમાં–જીવનમાં–**સ્વામીનો** સ્વીકાર થયો હોય, તો બસ છે, એ જણાવું છું.

નવીન મંડળ સ્થાપવું જ જોઇએ એવો કંઇ નિયમ નથી. જો જૂનાં મંડળોમાં રહી સેવા બની શકતી હોય, તો તેમ કરવાને જરા પણ હરકત નથી. આ — વગેરેએ સ્પષ્ટ જાણવું જોઇએ....

* **સ્વીડનબોર્ગના** પંથનો એક પ્રતિષ્ઠિત ઉપદેશક અને લેખક.

## ૮૨

**ભાવનગર, ૩૦–૧૦–૧૯૦૭.**

...'સ્નેહ સ્નેહને જોય છે, સ્નેહ સ્નેહને ખેંચે છે, સ્નેહ સ્નેહથી બંધાય છે, પરમાત્માના સકલ વિશ્વમાં વ્યાપેલી એક જ વિભૂતિ તે સ્નેહ છે.' આ તમારાં વાક્યોને હું હૃદયથી ''આમીન" કહું છું....

મારા જમાનામાં આવાં હૃદયો મળશે એવી મને આશા નહોતી. તમે સમજી શકશો કે હું એકાંતવાસી મુસાફર અણધારી અને સ્નેહી સોબત મળી જતાં કેટલો સશક્ત થતો હોઇશ. વચ્ચે હું નિર્વેદ પામ્યો હતો. મારા જૂના મિત્રોમાંના લગભગ બધાની સાથેનો મારો સંબંધ નષ્ટપ્રાય થયેલો. હવે તે પિતા મને પોતાની વિભૂતિ બતાવવા લાગ્યો છે. તે પિતા **સ્નેહ** છે. God is Love એ મારૂં તો ધર્મસૂત્ર છે. એ જ **ઋગ્વેદનો** પુરાણ **અગ્નિ. अग्निमीळे** એટલે હું ઈશ્વરાગ્નિને–ઇશ્વરી **સ્નેહને**–જ્વલંત સૃષ્ટિદાઝને પૂજું છું, હૃદયમાં **એ** અગ્નિની સ્થાપના થાય તે જ સાચું 'અગ્નિહોત્ર'....

## ૮૩

**ભાવનગર, ૯–૯–૧૯૦૮.**

...**જીસસ** ક્રાઇસ્ટ એ મનુષ્યના રૂપમાં આપણો પિતા જ આ પૃથ્વી ઉપર આવી ગયો, અને તેની આજ્ઞાઓ તેના **શબ્દ** ઉપરથી જાણી તથા સમજીને પાળવામાં જ આપણા દેશનું જીવન છે, એમ એ ભાઇ હજી માને છે? અને જો તેમ હોય તો આપણે ત્રણ પરસ્પર

બાપ્તિસ્મા આપીને સ્વામીના નવીન દેવાલયને આપણા હૃદયમાં સ્થાપિત કરીએ, એ શું આવશ્યક નથી? ત્યારે જ આપણે સાથે રહી શકીશું, ત્યારે જ આપણે સંયુક્ત કામ પણ કરી શકીશું; જાહેર રીતે ક્રાઇસ્ટની પિતૃતા અને મનુષ્યની બંધુતા સ્વીકાર્યા વગર અને બીજા બધા સંબંધોને ગૌણ કરીને બાહ્ય જન્મના સંબંધને પ્રાધાન્ય આપ્યા વગર, આપણું જીવન સુખી થશે એમ મને હાલ દેખાતું નથી.

મેં ઘણાં વર્ષ રાહ જોવામાં ગાળ્યાં; ઘણાં વર્ષ પ્રમાદનાં પણ વીત્યાં....

## ૮૪

ભાવનગર, ૨૦—૯—૧૯૦૮.

...તમારો એ વિષયમાં અભિપ્રાય જાણવા ચાહું છું. હું ખુવાર થઇને તમને ખુવાર કરવાનું તો ચાહતો ન જ હોઉં: તો એ માર્ગ + તમને કેવો લાગે છે? બેશક, મારે કબૂલ કરવું જોઇએ કે મને કોઇ વાર કશું સ્પષ્ટ દેખાતું નથી. કોઇ વાર એમ પણ થાય છે કે જ્ઞાતિમાં જ રહી કામ કરવું. જો સત્ય હશે તો કાલે કરીને પ્રચાર થશે જ, અને પુરતો પ્રચાર થશે ત્યારે મંડળ પણ બંધાશે.

+ આગલા પત્રમાંનો.

## ૮૫

મુંબાઇ, ૧૭-૧૦-૧૯૦૮.

...મારી કવિતાઓ છપાવવાની મને ઉતાવળ નથી. પણ "રહસ્યો"નો પ્રથમાધ્યાય—જો કે બહારના વાંચનાર કોઇ જ નથી તો પણ — પ્રકટ કરવાની ઇચ્છા રહે છે.

...કશામાં રસ લાગતો નથી. મંદતા અતિશય છે. પરમાત્મા આ સ્થિતિમાં શું કરે છે તે જોઉં છું. મારી હજી કોઇ પણ દિશામાં પ્રવૃત્તિ નથી. એકની સાથે કે અનેકની સાથે હું કોઈ પણ વિષયમાં હજી દિલથી પડી શકતો નથી....

...હાલ તો મૌન ધારીને બધે હરૂંફરૂં છું. દિનમણિ ઉદિત થવાની રાહ જોઉં છું.

યૌવન પૂરૂં થયું. વૃદ્ધાવસ્થા શરૂ થઇ ચુકી. સેનાપતિ તરફથી મળેલી સામગ્રી બેદરકારીમાં લૂટાઇ ગઇ. અને હવે—ઓ પિતા!

## ૮૬

ભાવનગર, ૨૫-૧૨-૧૯૦૮.

...નમ્રતા સારી વસ્તુ છે, પણ બધી કહેવાતી નમ્રતા નમ્રતા નથી. દીવાદાંડીને દીપરક્ષક સાફ કરે, તે પછી રખેને તેનો પ્રકાશ બહાર પડશે એવી ભીતિથી જો તે તેને આચ્છાદન કરે, તો એ ખોટી નમ્રતા છે. પ્રકાશ ઝળકાવવા માટે જ તેનો નિયોગ છે, અને જો ને તે ગોપે, તો થનારી પાયમાલીનું જોખમ તેને શિર છે. એવા જ દયાલુ ઉદ્દેશથી સ્વામી

કોઇ પણ હૃદયમાં જીવનનો પ્રકાશ પ્રકટાવે છે. એ તેની બક્ષીસ અને તેના ઉદ્દેશને માટે છે.

બંને ભાઇઓ સાથે પ્રાર્થના કરશો.

મનુષ્યથી શું થાય એ સવાલ નથી. મનુષ્યદ્વારા શું થાય એ સવાલ છે. કરનારં તો પ્રભુ છે. મનુષ્ય અંતરાય ન કરે તો પ્રભુ શું શું કરી શકે, એ તેણે મચ્છીમારોને પસંદ કરીને બતાવી આપ્યું છે.

એ અદ્દભુત કથા શું ખરી છે? આ પ્રશ્ન તમે બંને ભાઇઓ વિચારો એમ હું ચાહું છું. જો ખરી હોય, તો વિશ્વાસ ન આવવાનાં શાં કારણો છે, તે શોધવાનું રહે છે....

૮૭

**રાજુલા, ૮-૧૨-૧૯૦૮.**

...ઘણા ઘણા માણસોના સહવાસમાં આવું છું અને સ્વદેશમાં વિદેશી છું એમ અનુભવું છું. સેનાપતિની સ્પષ્ટ આજ્ઞા હજી કશી સાંભળતો નથી. પણ તે આજ્ઞા થાય તે પ્રમાણે વર્ત્તવાને જાણે આસપાસનાં સ્નેહબંધનોથી પણ છૂટો થતો જાઉં છું....

૮૮

**ભાવનગર, ૧૩-૧-૧૯૦૯,**

...કુટુંબોના* સાંનિધ્યનું કંઇ શુભ પરિણામ સ્પષ્ટ થયું છે? મને લાગે છે કે પ્રભુમાં યુક્ત થયા સિવાય સ્ત્રીઓ કે પુરુષો એક થઇ શકતાં નથી. આપણાં લગ્નો પણ ધર્મગ્રન્થિના અભાવે એકતામાં ન્યૂન છે; અને તેથી સ્ત્રીઓ અંતરથી યુક્ત થવાની મને આશા નથી....

બાલકોને માટે શું કરવું? તેમને જૂના સંબંધોમાં જ જોડાવા દેવાં? આ પ્રશ્ન ઉપર બહુ વિચાર કરીને અમુક નિર્ણય કરવાની જરૂર છે.

*—અને— એ ગામડાંમાંની શાળાઓને નિમિત્તે સાથે રહેતા શિક્ષકોનાં કુટુંબોનું.

૮૯

**મુહુવા, ૨૧-૫-૧૯૦૯.**

...પરિષદ્ ઉપર પધારશો કે? લખો નહીં તો ખેર, પણ સૌરાષ્ટ્રમાં ઘણા તમને જોઈને અને મળીને રાજી થશે. અમુક અંશે... રાજકોટની પરિષદ્ વધારે સફલ થવા સંભવ છે....

...મારાં કાવ્યો પ્રસિદ્ધિ માટે તૈયાર કરું છું. 'પૂર્વાલાપ' નામ આપવું ધાર્યું છે....

૯૦

**મહુવા, ૨૫-૧-૧૯૦૯.**

...'પૂર્વાલાપ'માં પ્રકટ થવાની એક અપ્રસિદ્ધ કવિના* મોકલું છું. તમે જોયેલ નહીં હોય. ઘણાં વર્ષો પહેલાં હું ધારું છું કે ઇ. સ. ૧૮૮૭ માં એ લખાયેલી. પછી મેં જે કવિતાઓનો નાશ કરેલો+ તેમાં એ આવી ગયેલી. ભાઇ બલવંતરાય ઠાકોર પાસે નકલ હતી,

તેથી એ હાલ મળી શકી છે.

લખવાનું ચાલશે. પ્રેરક ચલાવશે ત્યારે એક મહિનામાં એટલું કામ થશે કે જે અગાઉ દશ વર્ષમાં પણ ન થાય. બાકી મારી મેળે પ્રવૃત્ત થઇ શકતો નથી....

* 'રમા': આ કવિતા માટે તા. ૧-૮-૧૮૮૯ નો કાગળ પણ જુવો (પત્રાંક ૬)
+ જુવો આગળ પત્રાંક ૧૧૩.

## ૯૧

**ભાવરોડ, ૨-૬-૧૯૦૯.**

...'રોમન આત્મશાસન' કરીને નાટક હું લખતો હતો, તે હવે તૈયાર થયું છે. હું ધારૂં છું કે ગુજરાતને એ ઘણી નવી વસ્તુઓ દેખાડશે...

## ૯૨

**ભાવનગર, ૩૦-૬-૧૯૦૯.**

...હું રજામાં અમદાવાદ, વડોદરા, અને મુંબઇ જવાનો છું. અમુક સાહિત્યસેવા માટે જાઉં છું. બીજાં કેટલાંક ગૌણ કારણો બલૂભાઇને કહ્યાં હતાં....હવે મળવા જેટલો વખત નથી. કારણ કે કાલે મેઇલમાં હું જઇશ....

## ૯૩

**સિદ્ધક્ષેત્ર, નર્મદાતીર, ૨૯-૭-૧૯૦૯.**

મારો છેલ્લો પત્ર મળ્યો હશે, ભૃગુતીર્થ ઉપરથી લખ્યો હતો તે. આપણા પૂર્વજનો આશ્રમ ખરે જ અદ્દ્ભુત છે. ખડકમાંથી એક ગૌમુખી નીકળી છે, અને પાણીમાં અજબ જેવી શક્તિ છે. ન્હાના કુંડ ઉપર એક ઉંબરાનું ઝાડ છે. ત્રણ હાથ નીચે સંગેમરમરના ખડકોમાં થઇને નર્મદાનાં નીર વેગથી વહે છે. હું એક ધોધ પાસેના પત્થર ઉપર નહાતો હતો, ત્યાં નીચે ત્રણસો ફૂટ ઉંડું પાણી છે એમ એક માણસે કહ્યું હતું.

આજે હોડીમાં બેસી નીચે બાર માઇલ દૂર સિદ્ધક્ષેત્ર છે ત્યાં ન્હાવા આવ્યો છું. મોરનાં જોડાં ફરે છે અને બધાં પક્ષિઓ કલ્લોલ કરે છે. આ નર્મદાતીરનાં વનોની આગળ લાખાવન અને શેષાવન કશા હિસાબમાં નથી. કરદેજનું વન તો અહીંથી એક ન્હાનું આંબાવાડિઉં હોય તેવું લાગે છે, સ્થળે સ્થળે પહાડમાંથી ધોધ નીકળી નર્મદાને મળે છે. ગઇ કાલે ગૌધારા અને વત્સધારા નામના બે ધોધ અને હંસતીર્થ એ ધામ જોયાં હતાં. આજનું સ્થાન એથી પણ સરસ છે...

રવિવારે કાશી જઇશ...હું વહેલો જ આવીશ...

## ૯૪

**મહુવા, ૭-૧૨-૧૯૦૯.**

...મ. — — ને મહારાજે તાર કરી ભાવનગર તેડાવ્યા હતા. રાજ્યની નોકરી સ્વીકારવાને ખુશી છો કે કેમ એમ પૂછી, હા પાડી, એટલે...મારૂં શું થશે એમ પૂછતાં,...એમ કહ્યું. છેવટે,—ખુશીથી રજા આપે તો પોતાની હા છે એમ— —એ કહ્યું...

૯૫

**મહુવા, ૧૫-૧૨-૧૯૦૯.**

...હું ગુરુવારની સ્ટીમરમાં અહીંથી ભાવનગર ગયો હતો તે ગઇ સાંજે પાછો આવ્યો.

—ને મળ્યો. મહારાજાએ કંઇ વાંક તો બતાવ્યો નથી, પુણ નુકસાન નહીં થાય એટલું જણાવ્યું છે...ફેરફારી તો અટકાવવાની આશા આપી નથી.

...કારણમાં મ્હારી વારંવાર બગડતી સ્થિતિ મુખ્ય હશે. અને — ની પણ કદાચ અસર હશે. અસ્તુ. હવે કરવું **શું** ?

—એ તમારા તથા ઠાકોરના પત્રની વાત કરી. ઠાકોર ત્યાં — મળશે ત્યાં સુધી કશું ચોક્કસ ન કરવા લખે છે એમ પણ જણાવ્યું...

...ફેરફારીનો દેખાવ પણ ખોટો જ થશે એમ લાગે છે...

...મને લાગે છે કે તમે — જાઓ અને બધી વ્યવસ્થા ચોક્કસ થાય ત્યાં સુધી હાજર રહો તો સારૂં...

ઠાકોરના કાગળથી મને બીલકુલ અસંતોષ થયો નથી. ઉલટું સારૂં લાગ્યું છે. એમને અત્યારે જુદો પત્ર લખતો નથી. આમાં જ બીડીશ...

....શરમ, ચિંતા, ભીતિ, એ બધા દુશ્મનો છે. અને ઉપરથી કશું આશ્વાસન મેળવવાની સ્થિતિ પણ નથી. છતાં છેક મદદગાર વગર નથી એ જોઇને પણ કંઇક ધીરજ રહે છે...

તમે અને ઠાકોર બંને મળીને યત્ન કરશો તો આ કફોડી સ્થિતિમાં પણ કંઇક સહી શકાય એવું બની શકશે...

૯૬

**મહુવા ૧૫-૧૨-૧૯૦૯.**

The sight of your letter cheered me....

His Highness I have served zealously and willingly. Till now I believed that he had some regard for me. He never showed any other feeling. But now I cannot say...You can know the the truth....and let me know too.

For a long time I have been alternating between two states, one of excitement and another of quiet and depression. I have not remembered you in my states of excitement, but in every succeeding time of quiet, I have longed for you, and my memory has dwelt upon our past. Only recently at--, I had asked—to bring about a meeting between us....

....I trust you will go to— with—, and all will be done that can be.

My future being so painfully uncertain, I cannot write what more is surging within me...,

[ ત્હમારો કાગળ જોઇને મ્હારી ગ્લાનિ ઓસરી. મહારાજા સાહેબની નોકરી મેં ઉત્સાહથી અને પૂરે મને કરી છે. હું માનતો હતો કે ખુદનો મ્હારા ઉપર ભાવ છે. અન્યથા દર્શન મને કદાપિ નથી થયું. પણ હવે તો [ સાચું શું માનવું તે ] સમઝી શકતો નથી. ત્હમે સત્ય જાણી શકશો અને મ્હને પણ જણાવી શકશો.

મ્હારૂં મન લાંબા સમયથી એ સ્થિતિઓ વચ્ચે પલટાયા કરે છેઃ આવેશની સ્થિતિ પછી શાંતિ અને ગ્લાનિની સ્થિતિ આવે છે, [પછી પાછો આવેશ ]. આવેશમય સ્થિતિઓમાં મેં ત્હમને વિસારેલા છે, પણ પછીની દરેકે દરેક ગ્લાનિની સ્થિતિમાં, હું ત્હમારે માટે તલસ્યો છું, અને આપણા ભૂતકાલની સ્મૃતિઓ પાછી સજીવન થયા કરેલી છે. થોડા દિવસ ઉપર જ —માં મેં —ને કહ્યું હતું, કે આપણો મેળાપ થાય એવું કંઇ કરે.

...મ્હને ભરોસો છે જે —ની સાથે ત્હમે પણ —જશો, અને જે બની શકતું હશે તે તમામ કરવામાં આવશે.

મ્હારા ભવિષ્ય વિશેની અનિશ્ચિતતા આટલી દુઃખદ હોવાથી, મ્હારા દિલમાં જે બધું ઉછળી રહ્યું છે તે લખી શકતો નથી. ]

૯૭

**ભાવનગર, ૧૦-૧-૧૯૧૦.**

તમારો રવિવારનો માયાળુ પત્ર ગઇ રાત્રે મળ્યો; વાંચી સુખ થયુ. લાગણીના શબ્દો હાલ મારા પર વધારે અસર કરે છેઃ કારણ કે હું લૂંટાયેલા જેવો છું. મહારાજા સાહેબ હમણાં શિકારમાં વધારે રહેતા હોવાથી એકબે વાર પ્રયત્ન કર્યા છતાં હું મળી શકયો નથી... —સાહેબને કંઇ જવાબ લખ્યો છે કે નહીં તે હવે મળીશ ત્યારે પૂછી જોઇશ...

૯૮

**ભાવનગર, ૧૬-૨-૧૯૧૦.**

...મને એક ચાન્સ વધારે મળ્યો છે એ તો ખુલ્લું છે...કામ નિયામત કરવું એટલું મારાથી બને તેવું છે અને તે હું કરીશ. પણ અંદર નવું તેજ આવ્યા પહેલાં હું ખાતામાં તેજ લાવી શકું એમ મને લાગતું નથી. અને અંદર ક્યારે આવવા માંડશે તેની હજી કશી ખબર પડતી નથી...

૯૯

**ભાવનગર, ૧૭-૬-૧૯૧૦.**

...મૈત્રી કરવી એ સુસાધ્ય નથી. મિ. ફ્રેઝરને× હાલ કશો ખરેખરો ઉપયોગી લેખ મોકલી શકું તેમ નથી. સ્થિત્યંતર આવશ્યક છે, પણ તે આંતર સ્થિતિનું પ્રથમ આવશ્યક છે. એ થશે ત્યારે બહારનું રૂપ મેળે મેળે બદલાશે. જે રાજ્યની સેવા એક વાર સ્વીકારી તેનો ખાસ મહત્ત્વનાં કારણો વગર ત્યાગ પણ હું અનુચિત માનું છું. અને અહીં તો મેં ખાનગી કામ પણ હાથમાં લીધું છે. સંગીત 'ઇલિયડ' ના હજી ઘણા સર્ગો છપાવવા બાકી છે. માટે મને લાગે છે કે મારે રહેવું જોઇયે.

સ્વીડનબોર્ગ કોન્ગ્રેસમાં માત્ર પુરતું દ્રવ્ય

ન હોવાના કારણથી જ જોઇ શકતો નથી. જો એમનું જવાનું ચોક્સ થશે તો હું મને સાથે લઇ જવાને વિનંતિ કરવાનો છું. બને તે ખરૂં...

કદાચ નવા શહેનશાહના રાજ્યારોહણના સમારંભ ઉપર અમારા મહારાજા ઇંગ્લાંડ જશે.

× 'ઇન્ડિયન એજ્યુકેશન' એ માસિકના તંત્રી અને મુંબાઈ સેકન્ડરી ટીચર્સ કોલેજના પ્હેલા પ્રિન્સિપલ.

## ૧૦૦

**ભાવનગર. ૧૧-૮-૧૯૧૦.**

બેશક, આ વખતની જૂનાગઢની મુસાફરીથી મને ઘણો આનંદ થયો છે. એવાં સ્થાનોમાં હું અગાઉ કદાપિ ફર્યો નહોતો, અને "ઝર," "ધોડી," વગેરે શબ્દો જેમ નવા સાંભળ્યા, તેમ તે વસ્તુઓ પણ પહેલી વાર જ અનુભવી.....

## ૧૦૧

**ભાવનગર, ૧૮-૫-૧૯૧૧.**

...વિલાયતવાળાઓ જનોઇઓ આપે છે, વિવાહો કરાવે છે, કોઇને કાંઇ વાંધો આવતો નથી. મારા ભાઇઓ મને તો શું પણ બાલકોને સુદ્ધાંને સાથે રાખી શકતા નથી. કદાચ હું ખુશામત કરૂં એવી તેમની ઇચ્છા હશે....

## ૧૦૨

**ભાવનગર, ૧૭-૮-૧૯૧૧.**

...પ્રાર્થનાના સંબંધમાં હું જોઉં છું કે મેં પોતે આટલાં બધાં વર્ષો થઇ ગયાં તો પણ પિતાની સાથે પરિચય વધાર્યો નથી. આન્તરો ઉઘડેલાં હું અનુભવતો નથી. પ્રાયશઃ પૃથ્વી ઉપર દ્રવ્ય એકઠું કરેલું હોવાને લીધે "કીડા તથા કાટ નાશ કરે છે, અને ચોરો ખાતર પાડીને ચોરે છે." 'એક દેવીના આત્મવૃત્તાંત'માં એ વિષય ઉપર એટલું બધું લખાયેલું છતાં મારી અંદર હું થોડો જ વિકાસ જોઉં છું. અને તો પણ બેશક નિરાશ થતો નથી; કારણ કે એમ લખ્યું છે કે "જે મારી પાસે આવે છે, તેને હું કોઇ રીતે બહાર કહાડી મુકીશ નહીં...."

આપણો પત્રવ્યવહાર હાલ અગાઉના જેવો સફલ નથી. તેનું કારણ મુખ્ય અંશે હું મારા પોતામાં સમજું છું. મારી પોતાની ગતિ સંતત અને અવિચ્છિન્ન રહી નથી. દુનિયાને પણ હજી સુધી બરાબર પીછાનતો થયો નથી. ઇ. ઇ. અસ્તુ....

## ૧૦૩

**ભાવનગર, ૧૧-૯-૧૯૧૧.**

Perhaps I have forfeited a corner of your heart [?], and yet I think I may express my desire, and you are at liberty to comply with it or not as you think best.

Being without friends, and at present more solitary than ever, harassed also by the visions of many most unpleasant possibilities I turn to you and ask you to come if haply my words can touch your heart and make you forget all past unpleasantness.

[ કદાચ ત્હમારા હૃદયનો એકે ખૂણો મારે માટે રહ્યો નથી, અને તથાપિ હું તો મ્હારી ઇચ્છા દર્શાવું છું, જેનો પ્રતિધ્વનિ આપવો કે કેમ એમાં ત્હમને જે ઉચિત લાગે તે કરવા ત્હમે સ્વતંત્ર છો.

મિત્રહીન હોવાથી અને અત્યારે આગળ કદી નહીં એટલો બધો એકલ થઇ ગયો છું એમ લાગતાં, વળી અત્યંત દુઃખદ નીવડે એવા સંભવો નજર આગળ તરવરે છે તેની પીડામાં, હું ત્હમારૂં સ્મરણ કરૂં છું, ભાઇ, અને જો મ્હારાં દીન વચનોથી ત્હમને દયા સ્ફુરે, અને ગઇ ગુજરી બધી કડવી ઘટનાઓ ત્હમે ભૂલી શકો, તો મ્હારાં વીનવણાં સાંભળો અને અહીં આવો. ]

## ૧૦૪

ભાવનગર, ૨૪-૯-૧૯૧૧.

....If nothing satisfactory is done here, I think of applying to the Gaikwad either for some suitable service or for some regular translation work. I wanted you for consulting with me about these things. However, it does not matter. I think I can earn enough to maintain my family anywhere....

[ જો અહીં કશી સંતોષકારક ગોઠવણ ન થાય, તો મ્હારો વિચાર ગાયકવાડને અરજી કરવાનો થાય છે, હું ખપ લાગું એવી કોઇ નોકરીને માટે, અથવા તો નિયમિત રીતે ભાષાંતર કામ મ્હને મળ્યા કરે તે માટે. આ બાબતો વિશે સલાહ મેળવવાને સારૂ ત્હમારો ખપ હતો. પરંતુ કંઇ ચિંતા નહીં. હું ધારૂં છું કે કુટુંબનિર્વાહ જોગું તો હું ક્યાંયથી પણ કમાઇ શકીશ. ]

## ૧૦૫

ભાવનગર, ૭-૯-૧૯૧૨

...આંસુ થોડાં પડે તેથી મને દુઃખ થતું નથી. તેનું રાજ્ય આવો. પછી ભલે સાથે સાથે આંસુની નદીઓ પણ ચાલે! હું કેટલીક બાબતોમાં કઠોર છું...

## ૧૦૬

ભાવનગર, ૧૧-૭-૧૯૧૪.

...એકાદ મહીના પછી બધું રીપેયર થઇ જાય* ત્યારે આમંત્રણ કરશું, એટલે સૌ જોવા આવજો....

* મણિશંકરે ભાવનગરમાં નવું ખરીદેલું ઘર.

## ૧૦૭

ભાવનગરે, ૨૯-૭-૧૯૧૪.

..."દુઃખી સંસાર"નું ભજવી બતાવવા માટે એક મંડળી અહીં પ્રયાસ કરે છે. દીવાળીના અરસામાં બહાર પડશે...."જ્ઞાનસુધા"માં* આગળ ઉપર મોકલશો., દરમિયાન હાલ હું "ગુરુ ગોવિંદસિંહ"નું નાટક લખવામાં રોકાયો છું. એ શીખ ગુરુનું ચરિત્ર પરમ ઉન્નત અને કરુણ છે....

* 'દુઃખી સંસાર' પછી પુસ્તક રૂપે જ બહાર પડયું હતું.

## ૧૦૮

ભાવનગર, ૩-૧૧-૧૯૧૪.

...'હિંદનું હૃદય' 'Heart of India' એ નામ તમને પસંદ પડયું જાણી સંતોષ થયો. નામમાં જ કંઇ હિંદનો સંબંધ દેખાય તો સારૂં, એવી ઇચ્છાથી શોધતાં એ નામ મળ્યું અને તે સ્વીકાર્યું....

ત્રિમાસિક એંગ્લો-વર્નાક્યુલર નીકળશે....

## ૧૦૯

ભાવનગર, ૧૬-૧૧-૧૯૧૪.

...વચ્ચે "દુઃખી સંસાર" નાટક ભજવાયું તેની ધમાલમાં હોવાથી....

આ સાથે "સ્વર્ગીય રહસ્યો"નું પહેલું ફારમ મોકલું છું. એ ગ્રંથ છપાવો શરૂ થયો તેથી મને પરમ આનંદ થયો છે....

## ૧૧૦

ભાવનગર, ૧૨-૧-૧૯૧૫,

..."વિક્રમ"*નો છટ્ઠો અંક તમને મળ્યો છે એ જાણીને તથા વિશેષો બતાવ્યા છે તે જોઇને સંતોષ થયો છે. સાતમા અંકથી પણ જે લાગે તે લખશો. નામદાર મહારાજા એ વાંચી અતિશય પ્રસન્ન થાય છે. પરિચય અને વિશ્વાસ ત્વરાથી વધતો જાય છે....

આનંદમાં અને ઉલ્લાસમાં રહેજો. સત્યનો વિજય ત્વરાથી ચાલે છે....

* 'બ્રિટિશ અને હિંદી વિક્રમ' એ નામે મહારાજા સાહેબે લશ્કરના સિપાહોમાં અને તેમની ભરતી પ્રજાના આમ વર્ગમાંથી મુખ્યત્વે થતી હતી તેમનામાં મુફ્ત વહેંચવાને માટે આરંભેલું સાતવારિયું.

૧૧૧

ભાવનગર, ૭-૩-૧૯૧૬.

.... My own special field of work has been different for a number of years. I have come in personal contact with Englishmen and Americans of the faith received by me, and have correspondents even in Africa and Australia. The work of propagation started through me has already achieved some success...

We were not youths but full-grown men when we separated. I see that the separation has not succeeded in breaking the original harmony....

....Will you also review કલાપીનો વિરહ ?...Kavi tells me you were going to edit* it yourself. Kavi needs and deserves encouragement and acknowledgment....

[મ્હારો ખાસ કર્તવ્ય પ્રદેશ કેટલાંક વર્ષથી જુદી બાજુનો છે. જે ધર્મ મેં સ્વીકાર્યો છે તે માનનારા ઇંગ્રેજી અને અમેરિકનોના અંગત સમાગમમાં, હું આવ્યો છું; અને આફ્રિકા અને ઑસ્ટ્રેલિયામાંના પણ કોઇ કોઇ [ધર્મ-ભાઇ] સાથે મ્હારો પત્રવ્યવહાર ચાલે છે. પ્રચારણના જે કાર્યના આરંભ અને પ્રવર્તનનું હું નિમિત્ત છું, તેમાં થોડો વિજય તો આટલા [ટુંકા] સમયમાં પણ મળી ગયો છે....

આપણે છૂટા પડયા ત્યારે કિશોરો ન્હોતા. પક્વ સ્થિતિએ પ્હોંચેલા ભાયડા હતા. વિખૂટા પડયા, તથાપિ મૂલ આપણા વચ્ચે જે સંવાદ [જામ્યો હતો], તે, હું જોઉં છું જે એ વિયોજને તોડી નથી શકાયો.

..."કલાપીનો વિરહ" એનું પણ અવલોકન લખશો ને? કવિ [ત્રિભુવન પ્રેમશંકર, એનો કર્તા] કહે છે, ત્હમેજ એને 'એડિટ'* કરી આપનાર હતા. કવિને ઉત્તેજન અને [એની કૃતિના ગુણની] જાહેર પ્રશંસાની જરૂર છે, અને તેને એ લાયક પણ છે....]

* કવિ ત્રિભુવનને કલાપી વિદેહ થયા પછી ભાવનગર અને લાઠીનાં રાજ્યો તરફથી ન્હાની રકમો માસિક મળતી; અને "વિભાવરી સ્વપ્ન" નું વેચાણ, રા.રા. લક્ષ્મીપ્રસાદ હરિપ્રસાદ દેસાઇ જેવા ઉદાર સજ્જનની પ્રસંગોપાત્ત મદદ, એ પ્રમાણે એનો સાદો સંસાર નભ્યે જતો. "કલાપીના વિરહ" ને માટે કવિને મુખ્યત્વે જરૂર કોઇ ત્રીજું દેશી રાજ્ય એ ચોપડી છાપી આપે અને એને કંઇ ન્હાની રકમ માસિક બાંધી આપે, એ પ્રકારની હતી; આવો આશ્રય મેળવી આપે તે સાથે સાથે એડિટિંગ પણ કરે વા કરાવી આપે તેમાં કવિને વાંધો ન હતો.

૧૧૨

ભાવનગર, ૧૮-૪-૧૯૧૬.

...હું પોતે ટીકાકારોની એટલી ઓછી દરકાર કરૂં છું કે મારી મુખ્ય પ્રવૃત્તિ તમારા, સર્વની અને હિંદના તમામ કેળવાયેલા વર્ગની લેશ માત્ર દરકાર કર્યા વગર ચાલૂ રહી છે. પણ મને તો પચાસ વરસ થવા આવ્યાં, અને તમને બંનેને મૂર્ખ ટીકાકારોને...

કાઠીયાવાડી શબ્દોના પ્રયોગ [બ્રિટિશ અને હિંદી] વિક્રમમાં વધારે વધારે જોવામાં આવતા હશે. એ શબ્દોને "તુચ્છકારી કાઢવાનો કાળ હવે ગયો છે," એમ તમે લખો છો,

તેમાં "હવે" અસ્થાને છે. એ શબ્દો તો ગુજરાતનો ખજાનો છે, અને એ વિષયમાં હું પોતે લખવા ચાહું છું. એમાં કાંઇ "હિંમત"નો બહુ સવાલ નથી. તેમ "વાજબી સ્થાન અપાવવાનો" પણ નથી. વાજબી સ્થાન એ શબ્દો ભાષામાં છે તેથી છે જ; અને સારા લેખકો અને વક્તાઓ તેને યોગ્ય રીતે વાપરશે ત્યાંસુધી રહેવાનું.

—વાંચી? 'વીસમી સદી' જોઇ? એ કચરો કેવો લાગ્યો?...

## ૧૧૩

**ભાવનગર, ૯–૫–૧૯૧૬.**

...તમારાં...જૂના લગભગ તમામ [કાગળો] નો નાશ થઈ ચૂકયો છે. આ એક વાત વચલા વખતમાં બની ગઇ છે, અને હવે તેનો ઉપાય નથી....

## ૧૧૪

**ભાવનગર, ૩૧–૫–૧૯૧૬.**

...ઘર બંધાય છે તે મારૂં પોતાનું.* દોઢેક વરસ પહેલાં ખરીદ કર્યું હતું, અને હાલ થોડો ભાગ ફરી બંધાવું છું....

* જુવો ૧૧–૭–૧૯૧૪નો કાગળ, પત્રાંક ૧૦૬.

## ૧૧૫

**ભાવનગર, ૨૦–૬–૧૯૧૬.**

...'સંસાર દુઃખમય છે અને હોવો જ જોઇયે' એ સૂત્ર પણ હું સ્વીકારી શકતો નથી. "સંસાર દુઃખમય છે," એ ખરી વાત; પણ તે તેવો હોવો ન જોઇએ....*

'પૂર્વાલાપ' નાં ટિપ્પણો માટે હજી કશો વિચાર કર્યો નથી. લાંબા ટિપ્પણોને હું પણ અયોગ્ય ગણું છું. મારો વિચાર એવો છે કે એ ટિપ્પણો કર્તાની જ કૃતિ હોવાની આવશ્યકતા નથી. બીજાની હોઇ શકે; પણ બીજા એક કરતાં વધારેની હું પસંદ કરતો નથી. પણ એ કાવ્યોને ઉતાવળે પ્રકટ કરવાની હું કશી જરૂર જોતો નથી...

વિગ્રહ ચાલે ત્યાં સુધી લાંબી રજા ન લેવાનું મેં અમારા મહારાજા સાહેબને વચન આપેલ છે, અને પેપરનું કામ ચાલૂ જ છે...

* ૯–૭–૧૬ ના કાગળમાં ઉમેરે છે–"માનવ જીવન પ્રધાનપણે દુઃખમય જ હોઇ શકે," એ તમારૂં સૂત્ર તમારા પ્રકાશ પ્રમાણે બરાબર છે.'

૧૧–૭–૧૬ ના કાગળમાં ઉમેરે છે,–'ક્રિશ્ચિયન સિદ્ધાંત પ્રમાણે આ ભવ દુઃખમય જ હોવો જોઇએ, એમ નથી. બેશક, હાલ તો લગભગ સર્વત્ર દુઃખની પ્રધાનતા દેખાય છે...ઇંગ્લાંડમાં તો નહીં, પણ અમેરિકામાં અત્યારે પણ Bryn Athyn, Glen view, વગેરે થોડાં ગામ એવાં વસેલાંછે, કે જેનું જીવન angelic life [ફિરસ્તાઓના] જીવનને ઘણું મળતું છે. [ક્રિશ્ચિયન સિદ્ધાંત પ્રમાણેનાં] આશા અને આસ્થા ઉપરાંત, આ અનુભવ પણ છે.'

## ૧૧૬

**ભાવનગર, ૧૨-૫-૧૯૧૭.**

...અહીં —ના પિતાના કાર્યમાં નાત બધાં છોકરાંઓ માટે ફડચો કરવા તૈયાર હતી, પણ મૂલ પુરુષોના ધર્માધિકાર માટે —એ ફડચો માગવાથી, અને વરશી સુધી મેહતલ આપવાથી, કશું બન્યું નથી. છોકરાંઓએ તેનાં છોકરાંઓની સાથે રહીને કાર્યમાં ભોજન લીધું છે...

## ૧૧૭

**ભાવનગર, ૨૬-૫-૧૯૧૭.**

...અહીં બુધવારે જ્ઞાતિ એકઠી થઇ હતી. તેમણે ઠરાવ કર્યો છે, કે છોકરાંઓ પ્રાયશ્ચિત્ત લે, તો સૌને સાથે બેસીને ભોજન લેવામાં કશી હરકત નથી, તેમ ભવિષ્યની પ્રજાને પણ બાધ આવશે નહીં. સૌએ એ ઠરાવ ઉપર સહી કરેલ છે.

પ્રાયશ્ચિત્તમાં પચાશેકનો ખર્ચ થશે, સો એક રૂપિયા જ્ઞાતિભોજનના થશે, અને રૂા. ૨૫૦ ગૌદાનનિમિત્તે હાટકેશ્વરમાં આપવાનું ઠર્યું છે. + ...

+ તા. ૧-૬-૧૭ના કાગળમાં લખે છે—આવતે સોમવારે મારા તરફથી જ્ઞાતિભોજન તથા પ્રાયશ્ચિત્ત બંને કરવાનું ઠરાવ્યું છે. નિર્વિઘ્ને પાર પડશે એવી આશા છે.

બેય પુત્રોનાં અને મોટી પુત્રીનાં લગ્ન આ પછી થયાં. અ. સૌ. નર્મદાએ સારી પેઠે ઉતાવળ કરાવીને આ કાર્યો કરી લીધાં, જાણે કે પોતાનું થોડું જ આયુષ્ય રહ્યું છે એમ આગળથી ચેતી ગયાં હોય એ પ્રમાણે. આ બાબત વિશેના અને પુત્રોના ઉપનયન વિશેના કાગળો જાણીને અહીં છાપ્યા નથી, એવી બાબતોની પ્રસિદ્ધિ નિરુપયોગી ગણીને.

## ૧૧૮

**ભાવનગર, ૧૬-૪-૧૯૧૮.**

...તમામ પરીક્ષણોનો હેતુ સંશોધનનો જ હોય છે. હું પોતે પણ હાલ અમુક એ પ્રકારની સ્થિતિ અનુભવું છું. આશા અને આસ્થા છે કે પરિણામ સારૂં આવશે, જો કે અમુક વખત સુધી કંઇક કષ્ટ રહેશે,

સર્વશક્તિમાનનો પોતાનો શબ્દ એવો છે કે "ડરશો નહીં." તો વધારે શું જોઇએ?

+ તા. ૧૯-૭-૧૮ ના કાગળમાં લખે છે.—પુનર્જનન અને પરીક્ષણ સંબંધી છેલ્લા બે મહીનામાં ઘણા લેખો વાંચ્યા. પુનર્જનનની ક્રિયામાં વર્ષો લાગે છે અને એક પછી એક ઘણાં પરીક્ષણો આવે છે, એમ સૌ અનુભવીઓ લખે છે.

## ૧૧૯

**ભાવનગર, ૧૪-૬-૧૯૧૮.**

...હૃદયમાં શૈત્ય છે અને તે દૂર થતાં હજી લાંબો વખત લાગશે, એમ દેખાય છે.

છતાં ઉદ્યોગ ચાલ્યા કરે છે. 'ગીતાંજલિ'નું ભાષાંતર+ પૂરૂં થયું છે, અને હાલ તેની શુદ્ધ નકલ 'ઉતારૂં છું'.

+ જુવો આગળ પત્રાંક ૧૨૮ અને ૧૩૪,

## ૧૨૦

**ભાવનગર, ૨૪-૮-૧૯૧૮.**

વજ્રપાત ઉતર્યો છે. સૌ. નર્મદા અચાનક આંચકી થઇ આવવાથી ગઇ કાલે સ્હવારે સ્વર્ગવાસી થયેલ છે. પ્રભુએ આ આફત ઉતરવા દીધી છે, એટલે હું અધીન છું...ઘર ભાંગી પડ્યું છે....

## ૧૨૧

**ભાવનગર, ૫-૯-૧૯૧૮.**

તમારા બંને માયાળુ કાગળો મળ્યા છે. ધીરે રહીને પ્રતિધ્વનિ આપીશ. હાલ તો એટલુંજ જણાવવાનું છે કે ડૉલરની ન્હાની * બ્હેનને પ્રભુએ ગઇ કાલે બોલાવી લીધી છે...

* છેલ્લું બાલક આ દુનિયાની હવા થોડા દિવસ જ લઇને પાછું થયું.

## ૧૨૨

**ભાવનગર, ૧૫-૯-૧૯૧૮.**

......છેક ન્હાનાં બાલકો વચલી * સ્થિતિમાંથી પસાર ન થતાં સીધાં સ્વર્ગમાં જાય છે, એમ સ્વીડનબોર્ગ 'સ્વર્ગ અને નરક'ની ફ. ૩૩૨ માં જણાવે છે......

વાંચવાનું હાલ કશું ચાલતું નથી. માત્ર સંતત પ્રાર્થના ચાલ્યા કરે છે. 'સ્વર્ગ અને નરક' વગેરે કોઇ કોઇ વાર વંચાય છે......

હજી સવિસ્તર લખવા જેવી સ્વસ્થતા નથી. પ્રભુ આપશે ત્યારે આવશે. હાલ પણ તે આપવાને તત્પર હશે, પણ હું જખમને લીધે ગ્રહી શકતો નહીં હોઉં......

* 'વચલી સ્થિતિ' વિશે જુવો આ પછીનો પત્ર અને ટિપ્પણ.

## ૧૨૩

**જુનાગઢ, ૨૪-૯-૧૯૧૮.**

......વેદનાની સ્થિતિમાં પ્રાર્થના થયા કરે એ સ્વાભાવિક છે. ઝિંદગીનો મોટો ભાગ જેના સહવાસમાં ગયો, અને જેનો મને ઘણો આધાર હતો, તે એકાએક ખસી જવાથી હૃદય કેટલીક વખત સુધી શૂન્યવત્ બની જાય, તેમાં કશી નવાઇ નથી. પણ બેશક મારી શ્રદ્ધા કાયમ છે કે આ બનાવ સુદ્ધાં અમુક શ્રેયને માટેજ બન્યો છે. શાશ્વત સ્થિતિને એ ઉપકારક થવોજ જોઇએ.

અને મને શાંતિ પણ મળશે. ક્યારે મળશે એ અત્યારે સમજાતું નથી; પણ વખત જતાં મળશે એમ લાગ્યા કરે છે. દરમિયાનનો વખત કોઇક રીતે પણ વીતી જશે......

લખવાં વાંચવાનું થોડું થોડું ચાલ્યા કરે છે ગઇ કાલે યોહાન વાંચતો હતો, અને આજે પણ એ વાંચતાં સારું લાગ્યું છે.

છતાં ગમે તે કામ કરતો હોઉં ત્યાં દિલમાં વારંવાર ચરચરાટી થઇ આવે છે, અને ફટાકાની વાટ બળી જાય, તેટલી ઝડપથી બળતરા થઈ જાય છે......

નિંદ્રાભંગ કોઇ કોઇવાર થાય છે......

સ્મરણ આવે છે કે વચલી સ્થિતિ*

સંબંધી ઘણા વિશેષો આપણને જાહેર થયેલ નથી. ઉદાહરણ તરીકે, સ્વર્ગના સૂર્ય સંબંધી ત્યાંના તાપ અને પ્રકાશ સંબંધી પુષ્કળ માહિતી મળેલ છે. પણ વચલી સ્થિતિના પ્રકાશ સંબંધી કોઈ સ્થાને સ્પષ્ટ ઉલ્લેખ હોય, એમ મને સાંભરતું નથી. એ જીવનની કલ્પના કરવાના પ્રયાસો કરૂં છું, અને નિષ્ફળ થાઉં છું, ત્યાં શી પ્રવૃત્તિ ચાલતી હશે, સોંબતી કોણ હશે, નિવાસ કેવો હશે, અહીંનાં સ્મરણોથી શું થતું હશે, વગેરે કશી બાબતનો સ્પષ્ટ પ્રબોધ થતો નથી.

છતાં ઈશ્વરકૃપાથી એક સર્વોપરી સત્ય જ્વલંત, સિદ્ધ, અને સ્થિર રહેલ છે. પ્રભુ જીસસ સ્વર્ગ અને પૃથ્વીનો એક ઈશ્વર છે, તે નિસ્સીમ દયાલુ છે, અને તે ઝિંદગીના બાકી રહેલા ભાગમાં આ દીન સેવકને યત્કિંચિત્ સેવા બજાવવા જેટલી શક્તિ અને સ્વસ્થતા આપશે, એ વિશ્વાસ ટકી રહ્યો છે, અને સારૂં આશ્વાસન આપે છે.

તમે દીવાળીની રજામાં અવશ્ય આવશો. મને સમાગમની જરૂર છે, અને રહેશે......

* નર્મદાના ‘ આત્મા’ની ગતિ વિશે કુદરતી રીતે તર્કવિતર્કની દશામાં આ એક વિલક્ષણ હકીકત પકડાઇ આવે છે કે સ્વીડનબોર્ગ રૂપ સત્યનો સંપૂર્ણ સંગ્રહ પણ આવા મુદ્દાના વિષય ઉપર તો કશું જ અજવાળું નથી પાડતો, બીજા ન્હાના મોટા કર્તાઓના અસંખ્યાત ગ્રંથોના જેવું માત્ર થોથું છે !

## ૧૨૪

**ભાવનગર, ૩૧–૧૦–૧૯૧૮.**

‘ દિવસો અને રાત્રિઓ વીતે છે અને મારા હૃદયમાંથી મંદ જડ ઉદાસી ખસતી નથી. કંઈ કંઇ સ્મરણો આવીને ‘ ચમક ’ ઉત્પન્ન કરે છે, જો કે વેદનાની તીવ્રતા થોડો જ વખત રહે છે. યોગ કેવો અને કેટલો હતો એ જાણે હમણાં જ–હવે જ–ભાન થાય છે. અને “એક પાત્ર ” વગર જીવનમાં જાણે કશો જ સાર રહ્યો નથી, એમ અનુભવાયા કરે છે.

જૂનું જીવન દગ્ધ થયું છે, પણ નવું હજી પ્રાપ્ત થયું જણાતું નથી. પ્રભુએ આપેલી બક્ષેસોનો અત્યારસુધી જે દુરુપયોગ કર્યો છે, તેનાં ભૂતો સતાવે છે, અને નિરાશા પ્રેરે છે. છતાં કંઇક આશા અને કંઇક આસ્થા ટકી રહેલ છે, અને જો આ લોકમાં લાંબુ રહેવાનું થશે, તો કદાચ...

ગાડાનો ચોધરી કોને ગણવો, તેની બરાબર ખબર પડતી નથી. હું તો એક બળદ હોઉં એમ લાગે છે...

કવિતાનો પ્રવાહ શરૂ થાય, તો સારી શાંતિ મળે. હાલ તો તે માટે જોઇએ તે કરતાં વધારે ક્ષોભ છે...

તમે લખ્યા કરશો ? અને બની શકે તો વિસ્તારથી ?...

## ૧૨૫

**ભાવનગર, ૨૩–૧૨–૧૯૧૮.**

...પ્રભુ જીસસ ક્રાઇસ્ટનું રાજ્ય જો આપણાં હૃદયમાં બરાબર ઉતરશે, તો આગળ ઉપર ગુજરાતમાં પણ ઉતરશે. પણ આટલાં વર્ષો થઇ ગયા છતાં મારા પોતાના હૃદયની સ્થિતિ જ મને સંતોષકારક લાગતી નથી. કેટલીક મહત્ત્વની બાબતો ઉપર છેક હમણાં જ ધ્યાન અપાવા માંડયું છે. હવે જીવનનો ઉત્સાહ ઓછો થયો છે એમ લાગે છે. પણ **સ્વામી નવજીવન** આપવાના હોય, તો **તે** જાણે.

## ૧૨૬

**ભાવનગર, ૨૩–૧૨–૧૯૧૮.**

...'જીવનના સિદ્ધાંત'નું ભાષાંતર શરૂ કર્યું છે. રોજ થોડું થોડું લખું છું.

...મારી પ્રવૃત્તિ હજી થોડી છે, પણ શરૂઆત થઇ છે એટલે ધીમેધીમે વધશે એમ ધારૂં છું.

વ્યથા છેક ઓછી થઇ ગઈ છે. ઉલ્લાસ ન હોય એ તો સ્વાભાવિક છે. પ્રાપ્ત સ્થિતિ સહન કરવાનું જ અત્યારે તો મુખ્ય કર્તવ્ય સમજું છું.

તમે લખ્યા કરતા આવ્યા છો તે પ્રમાણે લખ્યા કરશો.

## ૧૨૭

**ભાવનગર, ૨૦–૧–૧૯૧૯.**

...આપણા સ્નેહની અને આપણી આસ્થાની કસોટીનો વખત ચાલે છે. પ્રભુ ઉપર વિશ્વાસ રાખીને ટકી રહેવાથી બધાં સંકટો દૂર થતાં જશે, અને શાંતિ મળતી જશે. મારી પોતાની કસોટી ઘણી બાજુથી અને અતિશય આકરી છે, તમને પણ પ્રમાણમાં તેટલું જ સહેવાનું આવશે. છતાં યોહાનના ૧૬મા અધ્યાયનું છેલ્લું વચન યાદ રાખવું ઘટે છે...

હાલ જે થાય છે તે પણ એક પ્રકારનો અભ્યાસ જ છે. **શબ્દનો** વધારે અભ્યાસ પણ યોગ્ય કાલે થવા લાગશે. ધાર્યા પ્રમાણે નથી થઇ શકતો, એ અનુભવનો પણ ઉપયોગ છે.

## ૧૨૮

**ભાવનગર. ૧૫–૩–૧૯૧૯.**

...'જીવનનો સિદ્ધાંત' હજી ગુજરાતીમાં પૂરો ઉતાર્યો નથી. છપાવવા માટે તો લંડનની સોસાયટી તૈયાર છે...

'ગીતાંજલિ' છપાવા માંડી છે. થોડા દિવસમાં પૂરી થશે...

## ૧૨૯

?-૧૯૧૯.

...પ્રાર્થના કદાપિ 'નિષ્ફલ નથી જતી. માત્ર તરત આપણને આરામ ન લાગે, કે શાંતિ ન મળે, તેથી એવો અવિશ્વાસ થાય છે. એવે પ્રસંગે ધૈર્ય રાખવાનું ખાસ કર્તવ્ય છે.

વસ્તુતાએ મનુષ્ય માત્ર પામર છે. પોતાની પામરતાનું ભાન થાય એવો અનુભવ તો જે સાચા નમ્ર થઇ શકે તેવા વિરલ જીવોને જ પ્રભુ આપે છે.

કવિતા* આ સાથે મોકલું છું.

માનસિક પવિત્રતા પરના હુમલા પણ તમે લખો છો તે પ્રમાણે આવશ્યક છે. તરત શરણ લઈ લેવાથી તે નિષ્ફલ જશે. આપણે બાહ્ય પવિત્રતા સાચવીએ, તો અંદરથી પ્રભુ જ શુદ્ધિ કરે છે...

પિતા પ્રભુ પરમ દયાલુ છે, અને તે રક્ષા કર્યા વગર કદાપિ રહેશે નહિ. આપણે સર્વ તેના ખોળામાં પડયા છીએ. ત્યાં પણ દુશ્મન આવીને ડરાવે, તો ભયનું કશું કારણ નથી. જોસફને ખાડામાંથી બહાર કાઢવાને પ્રભુની યોજના થોડા જ વખતમાં પ્રગટ થશે.

+ 'પ્રલાપ પ્રાર્થના.'

## ૧૩૦

ભાવનગર, ૨૪-૪-૧૯૧૯.

...I am reprinting my સિદ્ધાંતસારનું અવલોકન. I am adding some of my ચર્ચાપત્ર s in the જ્ઞાનસુધા as appendices. I wish to dedicate the whole volume to you. It is a product of the spring-time of our life, of which I need not be ashamed. My dedication will be a rather long letter reviewing that and the subsequent portion of our life.* I shall of course send you my draft for approval. And I wish to print your reply also, which also, is sure to be rather long. Do you agree?...

[મ્હારૂં 'સિદ્ધાંતસારનું અવલોકન' ફરી છાપું છું. જ્ઞાનસુધામાંનાં મ્હારાં [તે વખતનાં] ચર્ચાપત્રોમાંથી પણ કેટલાંક પરિશિષ્ટ તરીકે ઉમેરૂં છું. આખી ચોપડી ત્હમને અર્પણ કરવા ઇચ્છું છું. એ આપણા જીવનના વસંતકાલનું ફલ છે, જેને વિશે મ્હારે લજવાવા જેવું નથી. મ્હારૂં અર્પણપત્ર જરા લાંબું થશે, તેમાં આપણા જીવનના એ અને પછીના સમયનું અવલોકન આવશે. હું ત્હમારી અનુમતિને માટે મ્હારો મુસદ્દો મોકલીશ જ, અને ત્હમારો જવાબ પણ છાપવા ઇચ્છું છું, જે પણ, ખચિત, જરા લાંબો થશે. ત્હમે હા પાડો છો ને?...]

* આ લાંબા અવલોકનને બદલે થોડી લીટીના અર્પણથી જ ચલાવી લેવું પડયું, તેનું તા. ૨૪—૧૦—૨૦ ના કાગળમાં કારણ જણાવેલું છે: ઉપર પ્રમાણે નિશ્ચય કર્યા પછી થોડા વખતમાં જ માંદગીનો હુમલો થયો, તે લાંબો કાળ ચાલ્યો: માનસિક મંથનનું કારણ પણ ખરૂં.

## ૧૩૧

**ભાવનગર, ૧૮—૫—૧૯૧૯.**

...તમારી પાત્રતા કેવી છે તે હું મારી રીતે સમજું છું. તમે ગમે તે કરેલ હોય, તે આપણા સંબંધને બાધક નથી. એ યાદ રાખશો કે સર્વોપરિ માર્ગમાં મારે જો કોઇનો સહકાર રહ્યો હોય, તો તે મુખ્યત્વે કરીને તમારો જ રહ્યો છે. મારું એટલું સુખ તો રહેવાં દેશો.—

હું તમને દૂર કરી શકું તેમ નથી. હા,—ની માફક જો તમને એમ લાગતું હોય, કે મારી સાથેના સંબંધથી હાનિ છે, તો તમે પોતે પોતાને દૂર કરી શકશો; પણ હું નથી ધારતો કે તમે એમ માનતા હો....

## ૧૩૨

**ભાવનગર; ૨૬—૫—૧૯૧૯.**

...'બ્રિટિશ અને હિંદી વિક્રમ'ના કેટલાક લેખો પુસ્તકના આકારમાં પ્રકટ કરવા સંબંધી તમારો કાગળ મળ્યો છે; પણ નામદાર મહારાજા સાહેબ હાલ મહુવે છે, એટલે બતાવાયો નથી. આવેશે ત્યારે વાત કરીશ....

## ૧૩૩

**ભાવનગર, ૧૯—૯—૧૯૧૯.**

...તમને પણ—ની અક્કલ પર ચાલવાને બદલે પોતાની અક્કલ પર ચાલવાની મારી નમ્ર ભલામણ છે. અને એ યાદ રાખવું કે હું કંઇ—કે—નહીં, પણ તમારો **સમાન** છું; માત્ર તમે ગૌહરજાનની માફક મારા કરતાં વધારે કમાઓ છો.*

* પછી સાત મહિને તા. ૧૫—૪—૧૯૨૦ ના કાગળમાં લખે છે,—પશ્ચાત્તાપ, અશક્તિ, ઉદાસીનતા, વગેરે બધા અનુભવોમાંથી ફરી પસાર થાઉં છું...જે બની ગયું તે માટે હવે ઉપાય નથી. પ્રાપ્ત સ્થિતિને શી રીતે સુધારી લેવી એ પ્રશ્ન રહે છે....

૧૯૨૦ ના મે માસમાં બીજા બે મિત્રોને પણ આ જ મતલબનું લખે છેઃ—(૧) હું ત્યાં આવી શકતો નથી, ધાર્યું હતું તે પ્રમાણે રૂબરૂ માફી માગવાને; એટલે લખીને જ દિલગીરી દર્શાવું છું, ત્હમારા પ્રતિ જે અતિ અઘટિત વર્તન કરેલું તેને માટે. પરંતુ ત્હમે જાણો છો જ કે તે સમય દરમિયાન મ્હારી પ્રકૃતિ ઠામ ન હતી...; (૨) મ્હારાથી જે અનુચિત લખાયું હતું તે માટે તો ખેદ દર્શાવ્યા સિવાય હવે મ્હારાથી કશું બને તેમ નથી. ત્હમે સ્થિતિ જાણો છો....

## ૧૩૪

**ભાવનગ, ૧૧—૧૦—૧૯૧૯.**

....'ગીતાંજલિ' છપાઇ તો ક્યારની રહી છે. બંધાવા વિલાયત ગઈ છે. આજકાલ આવી પહોંચવાનું મેક્મિલન [ કંપનીનો મેનેજર ] લખે છે...

'કાન્તકાવ્યકલાપ' તૈયાર થાય છેઃ 'પૂર્વાલાપ' અને ઉત્તરાલાપ'= એ પ્રમાણે બે ભાગ થશે.

'રોમન સ્વરાજ્ય' નાટક છાપવા લાયક થયું છે.

'જીવનનો સિદ્ધાન્ત' લખાય છે...

---

+ પોતાની કવિતાઓ એકઠી કરીને પ્રકટ કરવાના વિચાર એકથી વધારે વાર કરેલા અને કોઇને કોઇ કારણે અસિદ્ધ રહેલા. એવા કેટલાક પ્રસંગ આ પત્રધારામાં ઓછાવત્તા નિર્દિષ્ટ થયેલા જોવામાં આવ્યા હશે. ભણકાર પ્રકટ કરવાને માટે તૈયાર કરવા માંડયો ત્યારથી તો નિયમિત રીતે દર વર્ષે એક કે બે વાર મણિશંકર ને એમની કવિતાઓ બ્હાર પાડવાને માટે ટોકવાનો પણ આરંભ કર્યો હતો.

એમને ઇ. સ. ૧૯૧૧ માં " પ્રાર્થનાઓ " જ સંગ્રહીને " શિષ્યો ના ઉપયોગને માટે " છાપવાનો વિચાર થયો હતો. " અજ્ઞાન સખા પ્રતિ " ( પૂર્વાલાપ પૃ. ૬૬ ) અને " અનામી નામ " ( પૂ. પૃ ૬૮ ) થી માંડીને

(૧) ભક્તિરસ પ્રધાન,

(૨) " વ્હાલાંઓને ઉપદેશ " ( પૂ. પૃ. ૮૯ ) જેવી બોધપ્રધાન, કે

(૩) " કલાપીને સંબોધન " ( પૂ.પૃ. ૧૧૧ ) જેવી સ્વીડનબોર્ગી સત્યની કોઇ પણ પ્રકારે ઝાંખી કરાવતી, જે જે કૃતિઓ પદ્યરચનામાં કે સંગીતમાં લખાયેલી, તે બધી આમાં સંગ્રહવા ધારેલું.

૧૮૯૭ પ્હેલાં લખાયેલી બધી કવિતા અને તે પછીની કૃતિઓમાંથી જે જે આ ત્રણમાંથી એકે વર્ગમાં ન આવે, તે બધી યે " પૂર્વાલાપ. " પૂર્વ એટલે જ્ઞાનપ્રાપ્તિ પ્હેલાંનો આલાપ. જ્ઞાનપ્રાપ્તિ પછીનો અને એ જ્ઞાનના ફૂલ જેવો તે " ઉત્તરાલાપ: " અને આ નામોમાં એ પણ ગર્ભિત ખરૂં કે બેય આલાપ માત્ર છે: ગાન શી વસ્તુ છે તે કર્તા જાણે છે; અને આ તો તે માટેની તૈયારી માત્ર છે, આ માનવ દેહે આ મર્ત્યલોકની સ્થિતિમાં થઇ શકે એવી: ખરૂં ગાન તો સ્વામીનો બંદો કરશે સ્વામીનો હુકમ હશે તો સ્વામીના સાંનિધ્યમાં, સ્વામી જ્યારે તેને અહીંથી લઇને પોતાના સ્વર્ગમાં સ્થાપશે ત્યારે !

" ઉત્તરાલાપ"માં, ઉપલી યોજના પ્રમાણે અનુવાદો પણ આવત. પણ આખરે પાછો વિચાર ફેરવ્યો. " પૂર્વાલાપ " અને " ઉત્તરાલાપ"માં મુકવા જેવી બધીયે કૃતિઓ એક ચોપડીમાં મુકતાં તે પ્રધાનપણે સ્વીડનબોર્ગી થઇ જાય, ખ્રિસ્તિ થઇ જાય, લોકપ્રિય નજ થાય; અને પોતાની કવિતાઓ પણ લોકોની ખ્રિસ્તી ધર્મ અને સ્વીડનબોર્ગ તરફની અપ્રીતિનો ભોગ થઇ પડે. એટલે ઉત્તરાલાપમાંની થોડી અને લોકોને અપ્રિય લાગવાનો સૌથી ઓછો ભય એવી કૃતિઓ જ લઇને, તેમને બીજી કૃતિઓ સાથે સાથે ગોઠવવામાં પણ સાવધાની રાખીને છેવટે સંગ્રહ કર્યો; જે મણિશંકરના મૃત્યુને દિવસેજ અમદાવાદમાં "પૂર્વાલાપ"ને નામે પ્રસિદ્ધ થયો.

એમાં મણિશંકરનાં નાટકોમાંની કવિતાઓમાંથી પણ બહુ થોડી આપી છે. નાટકો થોડા વખતમાંજ બ્હાર પડવામાં છે, એટલે એ કવિતાઓ અહીં કાન્તની અપ્રકટ કવિતાઓના વિભાગમાં પણ આપી નથી.

## ૧૩૫

**ભાવનગર, ૨૭-૧-૧૯૨૦.**

...મરહુમ મહારાજાએ આદરેલાં કામ લેવાનો પણ વિચાર છે. જે બને તે ખરૂં.... પૂરાં કરવાનાં છે; અને એકાદ વર્ષ ફર્લો રજા

૧૩૬

ભાવનગર, ૨૩-૪-૧૯૨૦.

I am compelled to give up the idea of visiting Bombay. There has come such a stamp of painful sadness upon my face that I shrink from meeting people. I can't talk as I ought to. I think it is better not to come. You have seen me in a similar condition in the past. You will therefore understand my unwillingness. I feel that I must continue in my seclusion till I feel tolerably well. I have not come tothis conclusion without a struggle. In short I cannot come.

This means that I shall not see Mr.—I have already informed him of my mental depression. I had to, as he asked me to deliver a public lecture....

[ મુંબાઇ આવવાનું જતું કરવાની ફરજ પડે છે. મ્હારા ચ્હેરા ઉપર ઉદ્વેગ અને ગ્લાનિની એવી મુદ્રા છપાઇ છે કે લોકોને મળતાં પણ સંકોચ પામું છું. વાતચિત થવી જોઇયે તેવી કરી શકતો નથી. ન આવવું જ સારૂં. મ્હારી આવી દશામાં ત્હમે પ્હેલાં જોયો છે જ, એટલે [ હાલ ત્યાં આવવા વિશેનો ] મ્હારો અણગમો ત્હમે સમજી શકશો. મ્હને લાગે છે જે હું કંઇંક સાજોસમો થાઉં ત્યાંસુધી આમ એકલાં પડયાં રહેવું જ અનિવાર્ય. આ નિર્ણય સ્વીકારી લેતાં પ્હેલાં તેની સામે હું બન્યું તેટલું બધુંયે ન મથ્યો હોઉં એમ ન ધારશો. પરંતુ ટુંકામાં આવવાને અશક્ત જ છું.

અર્થાત્ [ આ ફેરે ] હું મિ.—ને મળી નહીં શકું. મ્હારી માનસિક વિષાદની સ્થિતિ વિશે હું એમને લખી ચુક્યો છું. મ્હને એમ કરવું જ પડયું, કેમકે એમણે મ્હને એક જાહેર વ્યાખ્યાન કરવા લખેલું....]

૧૩૭

ભાવનગર, ૧૪-૫-૧૯૨૦.

...કાવ્યોનો સંગ્રહ હાલમાં હાથમાં લઇ શકું તેમ નથી. મગજની અશક્તિ હજી ઘણી છે....

૧૩૮

ભાવનગર, ૧૭-૭-૧૯૨૦.

.... Tell me what you wish me to do ...I am ready to come and labour there. I shall even accept a very small salary if and when necessary. My life henceforth has no other object except the service of my children. Only, unhappy as I am, at present I can render no service whatever.

[ ત્હમે હું શું કરૂં એમ ઇચ્છો છો તે

મ્હને જણાવો.....હું ત્યાં આવીને વૈતરૂં કરવા તૈયાર છું, ન છૂટકે છેક ઓછો પગાર પણ હું સ્વીકારીશ. હવે પછીની મ્હારી જીંદગી મ્હારાં બાલકોની સેવાને માટે જ છે. પરંતુ, અરેરે હું, દુઃખી હું, કશીયે સેવા કરી શકું એમ નથી.]

૧૩૯

ભાવનગર, ૧૨-૯-૧૯૨૦.

....I thank you for having taken the trouble of going to— for my sake. The reply received is so far favourable that my complulsory retirement is not contemplated. And I know I ought not to complain of getting more leisure, since I am expected to be able to make good use of it in my own way. Well, as there is no other alternative, I am bound to submit×....

[ મ્હારે માટે ત્હમે—જઈ આવવાની તસ્દી લીધી તે ત્હમારો પાડ માનું છું. મળેલો જવાબ સંતોષકારક એટલે અંશે છે કે મ્હને પેન્શન ઉપર રિટાયર કરવાનો ઇરાદો છે નહીં, અને મ્હને વધુ ફુરસદ રહે [ એવી આ ગોઠવણ થાય છે ], તે વિશે ફરિયાદ કરવાનો મ્હને કશો હક્ક નથી. ઉલટી એ તો મ્હને ચાહું તે રીતે સદુપયોગમાં લેવાને માટે વધારે વખત મળે એવી ગોઠવણ છે, જેનો લાભ હું લઇ શકીશ જ એમ પણ ધારવામાં આવે. અસ્તુ. બીજું કંઇજ થઈ શકે એમ ન હોવાથી હું શું કરૂં—તાબે છું×! ]

× તબિયત વિશે ઑક્ટોબર માસના એક કાગળમાં લખે છે કે—ખેય, અહીં અઠવાડિયું રહી ગયા, એમને ભય હતો એટલી ખરાબ એમને મ્હારી તબિયત ન લાગી અને હવે મ્હને તીવ્ર દર્દ છે પણ નહીં. પરંતુ મ્હારા હૃદયમાં ઉંડી ઉંડી જે શૂન્યતા અનુભવું છું, જે વિશે કોઇની આગળ વિલાપ કરવાનો અર્થ નથી તે તો ઈશ્વરજ મટાડવાને સમર્થ છે; અને તેને એનો અંત આણવાનું યોગ્ય લાગશે, ત્યાં સુધી તે હું સહી લઇશ.

૧૪૦

ભાવનગર, ૧૯-૬-૧૯૨૧.

.....વૃદ્ધાવસ્થા આવી ચુકી છે, દ્વિજત્વ હજી પ્રાપ્ત નથી. પ્રાપ્ત કરવામાં જે શિથિલતા છે તે દુઃખનું કારણ છે. ભવિષ્યમાં શું થશે તેની કશી ખબર પડતી નથી.....

૧૪૧

ભાવનગર, ૨-૯-૧૯૨૧.

.....મારો ગયેલો ઉત્સાહ અમુક અંશે પાછો આવશે એમ કેટલાક વખતથી લાગવા માંડયું છે. એટલે થોડા મહિના પછી કાવ્યસંગ્રહને હાથમાં લઇ શકીશ. તમારી મદદ લેવી જ પડશે.

## ૧૪૨

**ભાવનગર, ૪-૩-૧૯૨૨.**

......સૌ. હૃદયલક્ષ્મી સંબંધી કેટલીક ખબર ra. પાસેથી જાણી હશે. સરલ સ્નિગ્ધ અને નિર્દોષ જીવનથી દીકરી અમારા સર્વના માર્ગ ઉપર પ્રકાશ પાડી ગઈ છે. સૌને... ખાતરી થઇ છે કે આ ક્લેશમય સંસારમાંથી તેને બોલાવી લીધી એ પ્રભુએ દયા જ કરી છે. અંગત હાનિ તરફ તો જોવાનું જ હોય નહીં. તેના ગુણો ઘણા વખત સુધી સાંભરશે અને આંસુ પડાવશે; પણ તેના પોતાના આત્માને માટે તો જે બન્યું છે, તે શ્રેયસ્કર જ છે, એવી મારી આસ્થા હું આસપાસનાં હૃદયોમાં પણ જોઉં છું......

## ૧૪૩

**ભાવનગર, ૧૧-૪-૧૯૨૨.**

......મારી નિવૃત્તિનો વખત પાસે આવતો જાય છે. પહેલો ઉપયોગ કોઇ સુંદર સ્થલે જઇ એકાંત નિવાસનો કરવા ધારૂં છુ. સ્થાન અનુકૂલ હોય તો તમે સાથે આવશો ?......

## ૧૪૪

**શ્રીનગર, ૧૫-૫-૧૯૨૩.**

...આ કાશ્મીરની ભૂમિ દિવ્ય છે...

અહીં બેત્રણ મહિના રહેવાનો વિચાર છે. શ્રાવણ વીત્યા બાદ કાશ્મીર છોડીશ.*

...ઉત્તરરામચરિત (સંસ્કૃત)ની એક નકલ મેળવી બુકપોસ્ટથી મોકલશો.

* નાદુરસ્ત તબિયતને લીધે જ કાશ્મીર વ્હેલું છોડયું. શરીર કેટલું બધું સત્ત્વહીન થઇ ગયું હતું તેનો પૂરો ખયાલ પણ નહીં હોય, અને—ઘણાં ઘણાં પ્રાણીઓ જાણ્યે અજાણ્યે છેલ્લી દોડ કરે છે ઘરની દિશામાં, તેમ શ્રીનગરથી મણિશંકર ધસી આવ્યા રાવલપિંડી, અને ત્યાં કોઇની સલાહ માની નહીં, દાક્તર કે ઇસ્પિતાલ તો હુંઢેજ શેના, જરા રોકાયા પણ નહીં, ધગતા તાવવાળા જ મેલ ટ્રેનમાં બેસી ગયા. ગાડી સાંઝે જ્યારે લાહોર સ્ટેશનમાં આવીને ઉભી રહી ત્યારે રેલ્વેના અધિકારીઓ, પોલીસ, વગેરે બીજા કલાસના ડબ્બાના એક ખાનામાં મણિશંકરને બદલે કોઇ અજ્ઞાત મુસાફરનું નિર્જીવ ખોળિયું જ જોવા પામ્યા.

> "Life is but a tale of morning grass
> Withered at eve."
>
> *Wordsworth.*
>
> Yet leaving here a name *I* trust.
> That will not perish in the dust"
>
> *Southey.*

ડુબૂં ન શોકમાં: ગયૂં ગયૂં જ તે.
જતાં ય સર્વ જે રહ્યું, રહ્યું છ તે:
તે ય છે ન અલ્પ શાંતિ ધૈર્ય કાજ,—

રાગ તે અતાગ, તે અભેદ-અસ્મિતા જ,
તે સહોર્મિ, તે સહોન્નતિ-સ્મૃતિ,
તે વિપત્તિસાથ, અશ્રુ ગુસમાં ય સંગતિ,
દોષ તર્ક તે ઉદારતા મધુર,
પળંત દૂર દૂર તો ય ઉંડી દૂરતા-ખબર,
ત્રુટંત સખ્યમાં ય તંતુ તે અમર,
કાલસ્રોતથી ય જામતી અદૃશ્ય દૃષ્ટિ તે,
શાંતિ તે, વિરાગ તે, વધે છ વર્ષ વર્ષ જે.

ડુબૂં હું શીદ શોકમાં? ગયો જ તૂં અશોકમાં:
નિહાળ્યું કાવ્ય સત્ય કાન્ત: વા ગળ્યો અતર્ક્યમાં:
વા ભવે નવે કુદ્યો ફરી અશોક બાલ્યમાં.

# .I જીવનના મુખ્ય

# ાલવારી

(હરિલાલ માધવજી ભટ્ટ.)

૧૮૮૯

કામચલાઉ શિક્ષક, સરકારી હાઇ સ્કૂલ, ુરત, "વસંતવિજય" એ કવિતા સુર-ાાં રચી.

૧૮૯૦

પુત્ર પ્રાણલાલનો જન્મ.

મુંબાઇ લૉ-ક્લાસમાં અભ્યાસ.

"ચક્રવાક મિથુન" એ કવિતા રચી; "દેવયાની" આરંભી.

સપ્ટેંબર ૧૫: વડોદરા કલાભવનમાં નવી વાઇસ પ્રિન્સિપલની જગા ઉપર નીમણુક, પગાર રૂા. ૧૦૦ કળદાર; થોડા માસ પછી રૂા. ૧૫૦.

૧૮૯૧

પ્રથમ પત્ની નર્મદાનું મૃત્યુ.

૧૮૯૨

દ્વિતીય લગ્ન.

૧૮૯૩

"પ્રજાઓના ઇતિહાસ" એ માલામાંની "ઇજિપ્ત" એ ચોપડીનો અનુવાદ પ્રકટ કર્યો.

૧૮૯૫

મે ૧: પગાર વધીને રૂા. ૨૦૦ કળદાર "સયાજી જ્ઞાનમંજૂષા" એ માલામાં "શિ-ક્ષણનો ઇતિહાસ" પ્રકટ કર્યો.

કુમાર શ્રી જયસિંહરાવના શિક્ષક થોડા માસ: કલાભવનની નોકરી ઉપરાંત દર અઠવા-ડિયે અમુક કલાક આ કામ કર્યું.

૧૮૯૭

"એક દેવીનો આત્મવૃત્તાંત" એ અનુવાદ (ગ-અ-થ કૃત વિલ્હેલ્મ મીસ્ટરના એક વિભાગનો) પૂરો કર્યો.

સ્વીડનબોર્ગ એક જ સાચા ધર્મનો ઉપદેશક છે એવી પ્રતીતિ થઇ.

"પ્રજાઓના મહાપુરુષો" એ માલામાંના "પ્રેસિડંટ લિંકન" એ જીવન ચરિતનો અનુવાદ પ્રકટ કર્યો.

૧૮૯૮

નવેંબરઃ ભાવનગર કેળવણી ખાતામાં ડિરેક્ટર મિં. જમશેદજી ઉનવાળાના આસિસ્ટંટ થયા, પગાર રૂા. ૧૫૦.

૧૮૯૯

"લગ્નસ્નેહ અને તેનો વિશ્વક્રમમાં હેતુ" એ સ્વીડનબોર્ગી નિબંધ પ્રકટ કર્યો.
પુત્ર પ્રાણલાલનું મૃત્યુ.

૧૯૦૦

"સ્વર્ગ અને નરક" એ સ્વીડનબોર્ગના એક પુસ્તકનો અનુવાદ પ્રકટ કર્યો.

૧૯૦૩

"કલાપીનો કેકારવ" પ્રકટ કર્યો.

૧૯૦૫

સામળદાસ કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કર્યું, થોડા માસ.

૧૯૦૬

એપ્રિલઃ કેળવણી ખાતાના કામચલાઉ વડા તરીકે, લગભગ પાંચ વર્ષ સુધી.

૧૯૦૮

સલીમશાહ (અનુમતિ) નાટક લખ્યું.

૧૯૦૯

રોમન આત્મશાસન એ નાટક લખ્યું.

૧૯૧૧

બદલી દિવાન ઑફિસે અને મહારાજા સાહેબના ખાનગી કામ ઉપર.

'હમીર કાવ્ય' એ કલાપીનું અપૂર્ણ મહાકાવ્ય પ્રકટ કર્યું.

૧૯૧૨

'માલા અને મુદ્રિકા' એ સ્વીડનબોર્ગી નવલકથાનો અનુવાદ પ્રકટ કર્યો.

એરિસ્ટોટલ કૃત નીતિશાસ્ત્રનો અનુવાદ પ્રગટ કર્યો.

૧૯૧૪ થી ૧૯૧૮

"બ્રિટિશ અને હિંદી-વિક્રમ" એ સાપ્તાહિક યુરોપીય મહાયુદ્ધ ચાલ્યું તે દરમિયાન ચલાવ્યું.

૧૯૧૪

ભાવનગરમાં ઘર ખરીદ્યું.

૧૯૧૫

"Heart of India-હિંદનું હૃદય" એ ઇંગ્લિશ-ગુજરાતી ત્રિમાસિક, સ્વીડનબોર્ગ મતના પ્રચાર માટે ચલાવ્યું.

"દુઃખી સંસાર" એ નાટક પ્રકટ કર્યું.

૧૯૧૭

"ગુરુ ગોવિંદસિંગ" એ નાટક લખ્યું.

૧૯૧૮

દ્વિતીય પત્ની નર્મદાનું મૃત્યુ.

૧૯૧૯

મહારાજા ભાવસિંહજીનું મૃત્યુ.

'ગીતાંજલિ' નો ગદ્ય અનુવાદ પ્રકટ કર્યો.

૧૯૨૦

'સિદ્ધાંતસારનું અવલોકન' ચોપડીરૂપે પ્રકટ કર્યું.

૧૯૨૧

પ્લેટોકૃત ક્રીટ્રસનો અનુવાદ પ્રકટ કર્યો.
મોટી પુત્રીનું મૃત્યું.

૧૯૨૩

જૂન ૧૬: મૃત્યુ, રાવળપિંડિથી લાહોર આવતી મેલ ટ્રેનમાં મુસાફરી કરતાં; તે જ દિવસે "પૂર્વાલાપ" અમદાવાદમાં પ્રકટ થયો.

# વિ. સં. ૧૮૧૮ થી ચાવંડનિવાસી પ્રશ્નોરા નાગર ભટ્ટ કુટુંબનો આંબો

(કાન્તમાલા માટે મોકલનાર રા. રા. દુ. કે. શાસ્ત્રી અને ભ. ગિ. ભટ્ટ)

- પાંચા
  - કલ્યાણ (વિ. સં. ૧૭૦૦ માં ગ્રંથ રચ્યો છે.)
    - જશમન
      - જયકૃષ્ણ
        - રઘુજી
          - હીરજી
            - ભાભા
              - વાલજી
                - કાનજી
                  - ગૌરીશંકર
                    - આદિત્યરામ
  - નાથા
    - મુકુન્દ
      - મદનજી (વિ. સં. ૧૭૭૦ માં ગ્રંથ રચ્યો છે.)
        - કુબેરજી
          - હૃદયરામ (વિ. સં. ૧૮૧૮ માં ચીતળથી ચાવંડ આવીને વસ્યા.)
            - આત્મારામ (વિ. સં. ૧૮૦૪ માં જન્મ્યા.)
              - નરસિંહ
                - હરિરામ
                  - નથુરામ[2]
                - કવિ મુકુન્દ
                  - રત્નજી[1]
                  - કાનજી[3]
                  - જયશંકર[4] અને ત્રણ બ્હેનો

**૧**

**રત્નજી**

વહુ **મોતીબા** (ઉંમર ૯૧-૯૨) હજી હયાત છે.

- ગૌરીશંકર
- માધવજી
- હરજીવન
- **મણિશંકર** (कान्त) અને બે બ્હેનો

**૨**

**નથુરામ**

- કુંવરજી
  - અમૃતલાલ
  - રણછોડલાલ
  - શંકરલાલ
- એક બ્હેન

**૩**

**કાનજી**

- દામોદર

**૪**

**જયશંકર**

- ત્ર્યંબકલાલ
- હરિલાલ

(વિભાગ ૪ થાના છેલ્લા પાના સામે)

ગૂ. પ્રિ. પ્રે.

શ્રી. રા. ભાનુપ્રસાદ વ્યાસઃ

# રા. મ. દે. સાક્ષર કેમ થયા ?

વીરપુર જેવા સો ઘરના ગામડામાં સાંજના સાત વાગે ગ્રામ્ય લોકોના સાદા વ્યવહાર વિના બીજું શું નજરે પડે ? સીમમાંથી આવેલાં ઢોર કોઇ દોહતું હતું તો કોઈ આખો દિવસ ખેતરમાં ફરી થાકી ગએલા બળદોને પંપાળી ઘાસ નીરતું હતું. કોઇ હજી હળ લઇ ઘેર આવતાં લાંબે સાદે ગ્રામ્ય ગીતો લલકારતું હતું. તો કોઇ ગ્રામ્ય બાળા માથે ચારનો ભારો લઇ હાથમાંની નાની ડફણીથી ભેંસોને હાંકતી સાથેના ગોવાળીઆઓ સાથે વાતો કરતી ઘર-ભણી વળતી હતી. આખો દિવસ મજુરી કરી, પ્રમાણિકપણે નિર્વાહ ચલાવતાં મજુરો બીજા દિવસની મજુરીની વાતો કરતા આવતા હતા; તો કેટલાક ખેડુતો ચાલુ સાલના પાકની વાતો કરતા છૂટા પડતા હતા. વરસાદ ધીમો ધીમો–ટમ્ ટમ્ કરતો– પડતો હતો. કોઈ કોઈ સમયે વીજળીના ચમકારા સાથે કડાકા થતા હતા અને મત્ત મયૂરો તેને પોતાના ગગનભેદી પણ મીઠા સ્વરથી સત્કારતા હતા.

આવા રમણીય સમયે વીરપૂરના ગરાસીયા દેશળદેવ પોતાના વિશાળ ઓટલાપર કાથીનો ખાટલો નાંખી હુક્કો ગગડાવતા બેઠા હતા. ચાર પાંચ ખેડુતો અને બે એક વરતણીયા પણ સામે બેઠા હતા. વચ્ચે એક કાદવની બનાવેલી સઘડીમાં કરાંડીઓ બળતી હતી. બાજુમાં લીલા વટાણાની સીંગો પડી હતી. પાસે બેસનારાઓમાંના કેટલાક તે ફોલતા હતા જ્યારે કોઇ કોઇ હાથની વાળેલી આસત્રીનાં પાંદડાંની બીડીઓ ફુંકતા હતા. ખાટલાને અઢેલીને રામશંકર મહેતાજી બેઠા બેઠા તમાકુનો માવો કરતા હતા. આડાં અવળાં ગપ્પાંમાંથી નિશાળ સંબંધી વાત નીકળી.

" મકુજે માસ્તર શયાબ ! મારા અરખાને અજુય આંક નહિ આવડતા, તે એ તે ભણશ્યે કે નૈ ભણે ? " અજ્જુ પટેલે મહેતાજીને પ્રશ્ન કર્યો.

" જુઓને પટેલ ! અમે તો શીખવાડીએ, પણ એનું મગજ જરા કાચું છે, તેનો શો ઉપાય ? કંઇ એના મગજમાં લખી દેવાય છે ? એ તો ધીમે ધીમે શીખે. " મહેતાજીએ જવાબ દીધો.

" ભણવામાં તો મારો રાયશંગ બહુ બહાદર. એને મેંતાજીએ કક્કો શીખવાડયો ત્યાં તો માળો ચોપડીઓ વાંચવા મંડી પડયો. " દેશળદેવ વચ્ચે પૂરાયા.

" એમાં તો હૈયાનો ઉકેલ જોઇએ." મહેતાજી બોલ્યા.

" પણ હેં માસ્તર સાહેબ ! ભલા પેલા

સાચ્છર સાચ્છર કે'છે તે શું હશે ?

એક વાર હું વડોદરે ગ્યો તો; તારે તાં વાત હાંભળી'તી કે સાચ્છરની સભા મળવાની છે. એ બધા કેટલું ભણેલા ? તમેય એ પરીક્ષા આપી છે કે નૈ ?" દેશળદેવ બોલ્યા.

"દેશળભા ! એ તો સાક્ષર કહેવાય. એની પરીક્ષા નથી હોતી. હુંય સાક્ષરમાં ગણાઉ છું. પણ સાક્ષર થવું બહુજ કઠણ છે." મહેતાજીએ જવાબ દીધો.

"એ ભણ્યા વના શ્યી રીતે થવાય ?" દેશળભાએ જીજ્ઞાસા જણાવી.

"લ્યોને મ્હારી જ વાત કહું." મહેતાજી પોતાની વડાઇ હાંકવા તથા પોતે સાક્ષર શી રીતે બન્યા તે વાતનું રસપૂર્વક વર્ણન કરવા તૈયાર થયા. એટલામાં ભગા બારોટ આવ્યા. બારોટ આવતાં કસુંબાનું કામ શરૂ થયું. અને બીજી તરફ રામશંકર મહેતાજીએ પોતાની વિદ્વત્તા દેખાડવાની તથા સાક્ષર કેમ થયા તે વાત સંભળાવવાની શરૂઆત કરી.

"શરૂઆતમાં હું મુંબાઇમાં મૂળજી જેઠા મારકીટમાં નોકર હતો. પણ પાછળથી શેઠે પાઘડી ફેરવતાં આપણને ત્યાંથી પાણીચું મળ્યું. ન મળે હાથમાં દમડી તેમ ન મળે ઓળખાણ. ધીમે ધીમે ખાવાના પણ વાખા પડવા માંડયા. તેમજ નોકરીના પણ સાંસા હતા. એટલે કાંઇક વગર મૂડીનો ધંધો ખોળવો શરૂ કર્યો. ફરતાં ફરતાં એક દરજીને જોઇ વિચાર થયો કે આ ધંધો સારો. મૂડીમાં માત્ર સંચો. રોજની કમાણી પણ ઓછામાં ઓછી રૂપીઆ દોઢેકની. પણ સંચો લાવવો ક્યાંથી ? વળી મન હજામના ધંધા પર દોડયું. પણ તેમાંય પાછી મુસીબત આવી. એક તો અસ્ત્રો અને ટપટપીયા માટે પૈસા જોઇએ અને વળી તે ઉપરાંત હજામત કરતાં આવડવી જોઇએ. નહિં તો જો કોઇનો ગાલ કે દાઢી કપાય તો ચાર થપ્પડો ખાવી પડે. બાકી એ ધંધામાંય કમાણી તો સંજબડ. એક દોસ્તદારે દરખાસ્ત કરી કે રોજીંદાં વર્તમાન પત્રોમાં નોકરીની જાહેર ખબરો આવે છે તે વાંચવી, એટલે નોકરીનું ચોકઠું ગોઠવાઇ જશે. આપણને કાંઇક તે દરખાસ્ત ગમી, અને ફુરસદનો વખત એટલે કે આખો દિવસ વાચનાલયમાં ગાળવા માંડયો. જાહેર ખબરો બધી અથ થી ઇતિ સુધી વાંચવા માંડી. પણ તેમાં શું વળે ? "જોઇએ છે–રૂપવતી કન્યા માટે લાયક વર. ઉમ્મર વર્ષ ૧૬. લખો બોક્સ નં. ×××" "જોઇએ છે—પુનર્વિવાહ માટે યોગ્ય વિધવા. ઉમ્મર વર્ષ ૧૮ સુધીની. પત્ર વહેવાર ખાનગી રાખવામાં આવશે." આવી આવી જાહેર ખબરો વાંચી આપણે તો કંટાળ્યા એટલામાં એક માસિકમાં "જોઇએ છે–સાક્ષરો. સાહિત્યની ચર્ચા કરવા માટે. લખોઃ– અધિપતિ 'અવકાશે બહાર" આવી જાહેર ખબર જોઇ. આપણને કાંઇક લોભ થયો. સાક્ષરોને સારૂં માન મળે છે અને વિદ્વાનોમાં પણ શ્રેષ્ઠ ગણાય એટલે આપણે સાક્ષર થવાનો ઇરાદો રાખ્યો. અને મોટા મોટા લેખકોના લેખો અને પુસ્તકો વાંચવા માંડયાં. બીજે દિવસે એક કવિતાની શરૂઆત કરી. કાગળ, ખડીઓ, કલમ લઇ આપણે તો લખવા બેઠા. શું લખવું એ વિચારમાં એટલો તો હું લીન થઇ ગયો કે ગગાની મા જમવા બોલાવવા મંડી તે પણ આપણે સાંભળ્યું નહિ. હજી તો કલમ કાગળનો સ્પર્શ કરે છે એટલામાં તો ગગાની માએ હોવીટઝર તોપ ફુટે એમ જબરો ધડાકો કરતાં કહ્યું—

"ઓ હો હો હો ! આજ તો કંઇ બહુજ કામ આવી પડયું છે! સંભળાતુંય નથી કે શું ?"

"અરે જરા ધીરી થા. આજ તો કવિતા લખવી છે." આપણે ઠંડે પેટે જવાબ આપ્યો.

"કવિતા તે વળી શું ?"

"એ તો તમે ગીત ગાઓ છો ને તેવાં સુધરેલાં ગીત તે કવિતા."

"ઓ હો ! એમાં તે શું ? એવાં તો અમેય ઘણાં જોડકણાં ગાઇએ છીએ." ઉઠાં સુધી ભણેલી ગગાની મા બોલી.

"ત્યારે તો તુંય મને આમાં મદદ કર."

બસ, થઇ ચૂક્યું. અમે બેય જણ બેઠાં અને કવિતા શરૂ કરી. ધીમે ધીમે પુરી કરી ત્યારે જ જમવા ઉઠયાં. અમારી પહેલી કવિતા નીચે મુજબ હતીઃ—

*"લેંમડાની ડાળે બોલી, કોયલડી બોલે,
આંબલીયા ડાળ કાગ ઝુલે રે.　　　લેંમડાની૦

ચંપાની કળી પરે ભમરો ગગણે,
કમળે તે કુકડો બોલે રે.　　　લેંમડાની૦

વાદીની મોરલીએ વાઘનો ઘુઘાટો,
હરણીયાં કુદી ખેલ ખેલે રે.　　　લેંમડાની૦

કુતરાનું "વ્હાઉ, વ્હાઉ," બીલ્લીનું "મ્યાઉં મ્યાઉં"
સાંભળીને હાથીઓ ડોલે રે.　　　લેંમડાની૦

તે દિવસે અમારા આનંદનો પાર નહોતો. અમે—"

"વાહ. વાહ. મેતાજી શ્યાબ ! ગીત તો બૌ હારૂં હો." અજજુ પટેલ બોલી ઉઠયા.

"કયમ ના હોય, બાપ ! એ તો સરસતીના દીચરા." ભગા બારોટ કસુંબો લઇને દેશળદેવની નજીક આવતાં બોલ્યા. બારોટે બધાને 'મારા હમ' 'તમારા હમ' કરીને કસુંબો પાયો, અને પોતે પણ બે ત્રણ અંજલી ભરી પીધો. પછી રા. મ. દે. સાક્ષરે આગળ ચલાવ્યું.

"આપણે તો જમી પરવારી ખાસ્સા કોરા કડકડતા કાગળ ઉપર મોતીના દાણા જેવા અક્ષરે કવિતા ચીતરી કાઢી અને "ગુજરાતી" પત્રના અધિપતિરાજ ઉપર મોકલી. સાથે એક આનાની ટીકીટેય બીડી અને કવિતા લખનાર તરીકે રા. મ. દે. ની સહી કરી."

* લીંચના રાગમાં ગવાશે.

"રા. મ. દે. કોણ ?" દેશળભાએ પૂછયું.

"મ્હારૂં નામ રામશંકર, મારા ગગાની માનું નામ મ–"

"મ્હાકોર !" ભગા બારોટ મ્હેતાજીને અચકાતા જોઇ બોલી ઉઠયા.

"હા, હા, એ જ. અને દેશાઇ અમારી અડક. એટલે ટુંકામાં રા. મ. દે. લખી દીધું.

સાક્ષરો બધા એમ જ લખે છે. ગુજરાતી ચોપડીઓમાં તમે નથી વાંચ્યું ?

' ક. દ. ડા; ખ. દ. ડા; ન. ભો. દી; મો. વા. દ. ' એ બધાં એવાં જ નામ, સમજ્યા કેની ?"

"હા. હા. સમજાયું ખરૂં." દેશળભા ધૂમાડાના ગોટ કહાડતા બોલ્યા.

"પછી 'ગુજરાતી'ના અંક માટે આપણે તો રવિવારના સવારના પહોરમાં વાંચનાલયમાં પહોંચ્યા. આખું ગુજરાતી ગબડાવી ગયા,

પણ કવિતાનું તો નામજ નહિં. આખરે "લેખકોને" એ મથાળા નીચે "**રા. મ. દે.** —કવિતા લખતા પહેલાં ભાષાનો અને સાહિત્યનો અભ્યાસ કરો. નહીં તો કોઇ સાક્ષર પાસે જઈ એકકે એક ચુંટો. તમારી કવિતા કચરાપટ્ટીની ટોપલીને સ્વાધીન." એવું લખેલું વાંચી આપણે તો ટાઢા જ થઇ ગયા. **ગગાની માને** વાત કરી. તે બોલીઃ—"એમાં સ્યું? કંઇ ભૂલ હશે. ફરી લખો."

આપણે પણ પછી તો એવા વિચાર ઉપર આવ્યા કે 'બસ, લખતા પહેલાં બહુ વિચાર કરવો! અને તેથી મોટા મોટા સાક્ષરોની ઢબની નકલ કરવા, તે ઢબે બોલવાની ટેવ પાડવા માંડી.

કેટલાક દિવસ પછી અમારા એક સ્નેહી **નાથાલાલ**ના ઘરની વાત નીકળી. આ **નાથાલાલ** બહુજ પૈસાદાર હતા. તેમને ત્યાં હાથી ઝૂલે તોય કાંઇ વધારે ના કહેવાય. એમની વહુનું નામ હતુ હેમકોર. એમના છોકરાનું નામ હતું કચરાલાલ અને ભત્રીજાનું નામ **હાથીભાઇ.**

આજ તો હું **નાથાલાલ**ને ઘેર ગયો હતો. 'હેમને' ત્યાં કચરાનું લગન છે તેની હમણાં તો ધામધૂમ ચાલે છે," આપણે સાક્ષરરત્નોનું અનુકરણ કરતાં કહ્યું.

"ત્યારે આપણે પણ લગનમાં મ્હાલવાનું થશે. ઠીક મઝા પડશે." **ગગાની માએ** ખુશી થતાં કહ્યું.

"અરે! પણ શું ધાંધળ? 'હેમને' ઘડીવારની ફુરસદ નથી. તેમાં વળી **હેમને** તાવ આવે છે. ઘરમાં 'કચરો'તો જ્યાં જોઇએ ત્યાં હાજર જ. 'હેમના' ઘરમાં—"

"લ્યો તે વળી કચરો...ઘરનો દીકરો તે ક્યાં જાય?' **ગગાની મા** વચ્ચે બોલી ઉઠી.

"અરે કચરો નહિં પણ હું તો 'કચરો' પુંજો-કહેતો હતો. વળી એમણે **હાથીની** પણ ગોઠવણ કરી છે."

"તે એ 'હાથીને' બાંધશે ક્યાં? અને એને ખાવાનું કોણ નીરશે?"

"આજ તે તને થયું છે શું? હું **હાથી** 'હેમના' ભત્રિજાની વાત કરૂં છું ત્યારે તું 'હાથી' સમજે છે."

"આજ તમારૂં મગસ તો કૈંક ખસ્યુ લાગે છે; **હેમને** તે વળી ભત્રિજો જ કર્યા છે?" **ગગાની મા** ખીજવાઇ.

"કેમ, 'હેમને' ભત્રીજો નથી? તને તે આજ થયું છે શું?" હું પણ હવે તો ખીજવાયો;

"ના. ના. દશ વાર નહિં. **હેમને** ભત્રિજો હોય તો મારાં કાંડાં કલમ કરૂં." **ગગાની માએ** છેલ્લે પાટલે બેસતાં કહ્યું.

"અને જો 'હેમને' ભત્રીજો ન હોય તો હું મારી મૂછ મુડાવી નાખું." બસ. પછી શું પૂછવું. અમારે બહુ જ બોલાબોલી થઇ. મારા સાળાનું નામ **અમથાલાલ** હતું તે પણ બાજુમાંજ રહેતો હતો તેથી મે **ગગાની માને** ધ.મી પાડવા કહ્યુંઃ—

"પણ જો **અમથો** કહે તો તું કબુલ કરે કે નહિં?"

"'અમથો' કહે તેમાં સ્યું વળ્યું? એ કંઇ ખરી વાત કહેવાય? એમ તો હુંય અમથી અમથી ઘણીય વાતો કરૂં"

"અરે? 'અમસ્તો' નહિં પણ **અમથો** ત્હારો ભાઇ?"

"હા ભલે"

મેં તરતજ **અમથાલાલ**ને બોલાવ્યો. અને આ બધી વાત કરી. તે બોલ્યોઃ—

"જાઓ, જાઓ, **હેમને** તે વળી ભત્રીજો છે જ ક્યાં? એ તો **નાથાલાલ**નો ભત્રિજો થાય,"

"હું પણ એ જ કહું છું ને કે એ 'હે-

મનો ' ભત્રિજો થાય, "

" અરે ભલા માણસ ! હેમનો 'નહિ' પણ એ તો નાથાલાલનો ભત્રિજો. "

" હા, હા, નાથાલાલનો જ " મેં કહ્યું.

" ત્યારે તમે ' હેમનો ' ' હેમનો ' કેમ કરો છો ? "

" મેં તો એમનો કહ્યું. હેમનો નહિં. એ તો આજ કાલની સાક્ષરીઆ બોલી છે. તન્નેઆ સમજો. હમણાંના સાક્ષરો 'અ' ને બદલે ઘણી વખત 'હ' વાપરે છે." મેં ખુલાસો કર્યો.

" ધુળ પડી તમારી એ બોલીમાં. ફોગ-ટનો લોહી ઉકાળો કરાવ્યો. " ગગાની માએ શાન્ત" થતાં કહ્યું.

આપણે આ અનુભવ પછી તે બોલીનું અનુકરણ કરવું પડતું મૂકી બીજું અનુકરણ કરવાનો વિચાર કર્યો અને સામાન્ય વાતચીત કરવામાં પણ આપણે તે જ ગદ્યપદ્યાત્મક શૈલીનો ઉપયોગ કરવા માંડયો. મારી જન્મગાં-ઠને આગલે દિવસે મેં ગગાની માને કહ્યું:-

" સાંભળો છે ? મા ગગાની ! કાલે છે જન્મગાંઠ મારી. ઇચ્છા થાય છે એવી, કે કરાવું જલસો નાચનો, જો હોય ઇચ્છા ત્હારીય સાથે. વળી છે લગ્ન કાલે પેલા કચરાનું. ભેગાભેગું થઇ જશે બધુંય ઠીક. બોલાવીશું ગાવાને પેલી કોકિલકંઠી ગાનારી રંભાને, મારો વિચાર છે કે જમાવવો તાલ. "

આટલું બોલતાં બોલતાંમાં તો ગગાની માની સ્ટીમ વધી પડી અને મોઢાનું બોઇલર ફાટી ગયું. ધડાધડ અને તડાતડ વાગ્બાણ નીકળવા માંડયાં. વચ્ચે વચ્ચે એકાદ બે સ્વસ્તી પણ સાંભળી. અને આપણે ઠંડા પડી ગયા.

આ સાંભળી બધા હસવા મંડયા. રા-મ-દે સાક્ષરે આગળ ચલાવ્યું:-આ બધું બન-વાનું કારણ મારા ગગાની મા એ ગદ્યપદ્યાત્મક ભાષા જાણતી ન હતી. અને તેથી એ અવળું સમજી."

( ગગાની મા રા. મ. દે. નું કહેવું નીચે મુજબ સમજી હતી:—

" સાંભળો છે મા ! ગગાની કાલે છે જન્મગાંઠ. મારી ઇચ્છા થાય છે એવી કે કરાવું જલસો નાચનો જો હોય ઇચ્છા. ત્હારીય સાથે વળી છે લગ્ન કાલે પેલા કચરાનું ભેગા ભેગું ,થઇ જશે બધુંય ઠીક. બોલાવીશું ગાવાને પેલી કોકિલકંઠી રંભા ને મારો વિચાર છે કે જમાવવો તાલ " રંભા અમારી શેરીમાં રહેતી એક ફૂટડી વિધવા હતી, જેને વિશે કંઈ વાત નીકળતામાં બધી સધવાઓ છેડાઇ જ પડથી, કોણ જાણે કેમ. )

આપણને તો મોટો વિચાર થઈ પડયો. જ્યારે જ્યારે સાક્ષરોનું અનુકરણ કરતો ત્યારે ત્યારે આવી જ પંચાત થતી. છેવટે આપણે કંટાળ્યા અને મન સાથે વિચાર કર્યો કે:—"સાક્ષરો પુસ્તકો યા લેખ લખે તે કોને માટે ? અને સાક્ષર એટલે શું ? " સાક્ષર એટલે, સ+અક્ષર=ભણેલો, બુદ્ધિવાન. અર્થાત્ નિરક્ષરથી ઉલટું. એટલે આપણે સમજ્યા કે ભણેલા ને બુદ્ધિવાન એ સાક્ષર અને સાક્ષરો જે લખે તે સામાન્ય પંક્તિના માણસ માટે. કારણ સાક્ષરો તો વિદ્વાન જ છે પણ નિરક્ષરને શીખામણ આપવા તે લખે. અને તેથી " હેમને " અને " હેવું " તથા " મધુવચ શૈલી " નિરક્ષરને માટે તદ્દન નકામી જ. મારે ખરૂં પૂછો તો સાક્ષરોએ સાદી સરળ ભાષામાં જ લખવું જોઇએ. આ નિશ્ચય થતાં આપણે બધાનું અનુકરણ કરવાનું છોડી દીધું; અને સરળ ભાષા-માં લખવા માટે કવિ શ્રી દલપતરામ ડાહ્યાભાઈનું અનુકરણ કરવા માડયું. અને ત્યારથી હું સાક્ષર થયો. અને તેથી જ જેમ તે કવિશ્રી ક. દ. ડા લખતા તેમ મેં રા. મ. દે લખવા માંડયું. કહો, બાપુ !

હું સાક્ષર ખરો કે નહિં ?

૫૮

રા. રા. હરિપ્રસાદ ગૌરીશંકર મસ્તફકીરઃ

# પરદુઃખભંજન પ્રજા

## યાને

### એક અસાધારણ આત્મભોગી, સ્વાર્થત્યાગી અને થોડા વખત ઉપર જ સ્વેચ્છાએ દરિયામાં ડૂબી જનાર લોકની કંઇંક પીછાન

એ ટાપુમાં અમે ફરતા હતા ત્યારે મારો અમેરીકન સાથી હસ્યા જ કરતો હતો. અમે ત્યાં ઉતર્યા, મહીનો દિવસ રહ્યા અને છેક કેલિફોર્નિયા પહોંચ્યા ત્યાં સુધી એ હસ્યા જ કરતો હતો, અને જરાક કોઇક ભલો માણસ દેખાતાં તેને "શામુશા" એવું નામ આપતો હતો. જે દશ્યોથી તેને હસવું આવતું હતું તે જ દશ્યોએ મારા મન ઉપર ઉંડી અસર કરી હતી. એ અદ્દભુત શામુશાની પ્રજા માટે મને ઓચીંતું પચીસ ટકા માન વધી ગયું હતું.

**પ્રથમ પરિચય**–વાત એમ બની હતી કે ૧૯૧૦ માં જ્યારે જાપાન માર્ગે હું અમેરિકા જતો હતો, ત્યારે શેંઘાઇમાં એક અમેરિકન ગૃહસ્થ જોડે મારે મિત્રાચારી થઇ હતી અને તે પરિપક્વ થતાં, મારૂં આગલું પ્રોગ્રામ રદ કરી, તેણે અને મેં પાસિફિક મહાસાગરના કેટલાક અપરિચિત ટાપુઓની મુલાકાતે જવાનું નક્કી કર્યું હતું. તે પ્રમાણે એક વખતે ન્યૂઝીલેંડ, ઓસ્ટ્રેલીઆ, ફોરમોસા, કેપ્ટન કુકનો ટાપુ અને તેવા બીજા કેટલાક જેનાં નામ તેમની ફોઇબાઓએ પાડયાં નહોતાં, તેની ભેટ લેના લેતા ફોરમોસાથી દૂર અને બીજા કોઇ પણ જાણીતાં સ્થલથી દૂર એવા પાસિફિકના મધ્યબિંદુએ આવેલા શામુશા ટાપુમાં અમે જઇ ચઢયા.

એ નામ પણ અમે જ આપેલું. તેનું દેશી નામ તો જુદું જ હતું અને ત્યાંના દેશીઓએ અમને તે ઘણી વખત ગોખાવ્યા છતાં તે યાદ નહીં રહેવાથી, તે લોકોની બોલીમાં વારંવાર આવતા 'શામુશા' શબ્દ ઉપરથી અમે તેને એ નામ આપી દીધું હતું.

પાસિફિના બીજા ટાપુઓમાં કડવો અનુભવ થયો હોવાથી, અમારી યોટ ( Yacht ) જેવી ટાપુના કીનારા આગળ લાંગરી કે અમે બંને જણા, પાટલુનના ખીસામાં બે, વાસ્કુટના ખીસામાં બે, કમરે પહેરેલા પટામાં બે, એવી રીતે છ બાર બાર ગોળીથી ભરેલી રીવોલ્વરથી સજ્જ થઇ હાથમાં નાગી તલવાર સાથે જ, અમારા રસાલા સાથે ઉતર્યા. કેટલાક ટાપુઓમાં અમારે તીરોના માર સહન કરવા પડયા હતા, કોઇ સ્થળે અમને સ્વાદિષ્ટ નવાં પકવાન્નો સમજી અમારો નાસ્તો કરવા આવેલાં માણસોથી પાછા હઠીને અમારે યોટમાં ભરાઇ જવું પડયું હતું. એક ટાપુમાં તો અમે કેદ પણ થઇ ગયા હતા અને અમને શેકવાને માટે હોળી ખડકી જંગલીઓ તેની ફરતા નાચ કરી રહ્યા હતા. ત્યાં તો અમને જીવતા રાખીને જાણે આ શામુશા વિશે દુનિયાને માહીતી આપી શકાય માટે,

કુદરતે જ મદદે આવી. ગાજવીજ સાથે મૂશળધાર વરસાદ તુટી પડયો અને અમારા જેવા અશરાફ માણસોને કેઝી ખાવાની મકસદથી કુદરત તેમની પર ગુસ્સે થઇ હોય તેમ માનીને જંગલીઓ નાસી ગયા હતા.

આવા આવા અનુભવથી રીઢા થયેલા અમે હવે દરેક ટાપુમાં પૂરેપૂરા શસ્ત્રબદ્ધ થઇને જ ઉતરતા હતા. પણ આ શામુશાને કીનારે ઉતરતાંજ ત્યાંની વૈતનીઓ શંખ ફુંકતા અને ઢોલ વગાડતા સામૈયું કરી અમારી સામે આવેલા જોઇ, હું અજાયબીમાં ગરકાવ થઇ ગયો. વધુ નવાઇની વાત એ હતી કે આ લોકો આમ જંગલી હોવા છતાં સુધરેલા દેશોનો પોપાક ધારણ કરતા હતા. કોઇ અપ-ટુ-ડેટ અમેરીકન ફેશનમાં, તો કોઇ જાપાનીસ વેપમાં, કોઇ રશીઆની ઑસ્ત્રાખાન ટોપીમાં અને કોઇ ઇંગ્લિશ શૈલીનાં ગ્લવ્સમાં વિભૂષિત થયેલા હતા.

થોડી જ વારમાં અમારો સુંદર સત્કાર કરી એ જંગલીઓએ ઇશારતથી અમને ખાતરી આપી કે પરદેશીઓનું ખાણું બનાવવાની ટેવ તેમને નહોતી. પરદેશીઓ તરફ શંકાની નજરે જોવાની તેમને આદત નથી. પરદેશીઓને દુશ્મન ગણવાની તેમને જરૂર નથી પોતાને કીનારે આવેલા કોઇ પણ અજાણ્યાને તેઓ અતિથિ ગણતા અને આતિથ્યસત્કારનું માહાત્મ્ય સારી રીતે સમજતા. વળી ઇશારતથી જ તેમણે અમને ખાતરી આપી કે "અહો પરદેશી પંખીડાં! નિશ્ચિંત બનો! જોઇએ તેટલી મોજમજા અમારા ટાપુમાં ઉડાવો."

**અદ્‌ભુત, સત્કાર**–કહેવાની જરૂર નથી કે અમને વાજતે ગાજતે એ ટાપુના રાજાના મહેલ તરફ સરઘસ કહાડીને લઇ જવામાં આવ્યા, રાજાએ થોડોક જાપાનીસ, થોડો અમેરીકન, થોડો ફ્રેંચ ને થોડો જર્મન એવો પોપાક પહેર્યો હતો. ત્યાં અમારી ભારે અજાયબી વચ્ચે જાપાન અને અમેરીકાની સુંદર વાનીઓ અમારી સમક્ષ ધરવામાં આવી. હાવાનાની સીગાર, ચેશાયરનું પનીર, સ્પેનની દ્રાક્ષ, નોર્વેનાં સફરજન, હિમાલયની આફૂસ, ફ્રાંસનો શેમ્પેન, ડેવનનું માખણ, બ્રાઝીલના ખૂત, આફ્રિકાની કોકો, વગેરે વગેરે અમારી આગળ નજર કરવામાં આવ્યું.

"ઓહો!" હું બોલી ઉઠયો, "આ તો સિવિલાઇઝડ–સુધરેલો ટાપુ લાગે છે."

"પૂરેપૂરો" એક જાપાનીસ ગૃહસ્થ જે ત્યાં કલઇની ખાણ ચલાવતો ને અંગ્રેજી જાણતો હતો તેણે ખાતરી આપી. તેણે વધુમાં ઉમેર્યું કે "આ પ્રજા જેવી ભલી, લાયક, અશરાફ અને પરોપકારી પ્રજા ધરતીના પડ પર બીજે ક્યાંય તમને નહીં મળે."

**ખેતી–પરદેશીઓ માટે**–તે દેશના રાજા, જેઓ ત્યાંના જાપાનીસ ગવર્નરની સગવડ ખાતર સારાં જેવાં પેન્શનથી રાજગાદી અને કારોબાર જાપાનીઝ ગવર્નરને સોંપી દઇ તખ્ત ઉપરથી ઉઠી ગયા હતા, અને કેવળ સરભરા ખાતું જેમણે પોતાને હસ્તક રાખ્યું હતું, તેમની ભલામણથી પેલા ખાણવાળા જાપાનીસને અમારા ભોમીઆ તરીકે અમારી સાથે ટાપુના જુદા જુદા ભાગોમાં ફરવાની તથા માહીતિ આપવાની આજ્ઞા થઇ.

અમે આ સગવડનો લાભ લઇને, તેની સાથે દરરોજ જુદે જુદે સ્થળે ફર્યા, અને લોકોના રીત રિવાજનો અભ્યાસ કર્યો. એ ભૂમિ અત્યંત ફળદ્રુપ હતી. જ્યાં જુવો ત્યાં લીલોતરી, ભરચક લીલોતરી, ને હરિયાળાં ખેતરો નજરે પડતાં. લોકોનો ઉદ્યોગ અને ખેતી તરફની પ્રીતિ જોઇ હું ખુશ થયો અને 'આ આટલું બધું અનાજ તથા ફળફળાદિ દેશમાં હોવા છતાં આ લોકો જાપાન ને બ્રિટનથી ચીજવસ્તુ

કેમ મગાવે છે એ શંકા મેં અમારા ભોમીઆને કરી; એને તેણે આપેલા જવાબથી હું બેફામ બની ગયો.

તે મિ. કોમાશીએ જણાવ્યું કે "તમે અજબ થાવ કે ખુશ થાવ કે આ ભલી અને પરગજુ પ્રજા આ સઘળી ખેતી જાપાન, અમેરીકા, રશીઆ અને બ્રિટન માટે કરે છે. જગતમાં આવી પરદુઃખભંજન પ્રજા કોઇ સ્થળે નથી. જ્યારથી તેમને ખબર પડી કે અમારા જાપાનમાં ઘઉં થતા નથી, તેમ રૂની અછત છે ત્યારથી તે પૂરતા ઘઉં અને પુષ્કળ રૂ જાપાન ચ્હડાવે છે."

"વાહ!" મેં કહ્યું.

"અને એટલું જ બસ નથી" પેલાએ આગળ ચલાવ્યું. "અમારી જ પેઢીઓ મારફત એ ઘઉં અને રૂનો શાસુશાવાશીઓ નીકાશ કરાવે છે જેથી અમારા સંખ્યાબંધ જાપાનીસ ભાઇઓને સારું કમિશન મળે. અને આ લોકો પોતે પોતાનુ પેટ જાપાનથી બીસ્કીટ, પાઉં તેમ દરેક જાતની ખોરાકી આયાત કરીને ભરે છે અને અમે ખાટીએ માટે અમારી જ મારફત એ બધું મગાવે છે."

"ઓહો! કેવું રૂડું?"

"વળી, આ શણ અને આટલાં બધાં ઘેટાં દેખાય છે તેનું ઉન રશીઆ અને અમેરીકાના લાભ માટે છે. ઉન ખાસ કરીને રશીઆ મોકલવામાં આવે છે. એ દેશ જે ભાવે તે માગે તે ભાવે તેને એ અપાય છે, અને ત્યાંથી ધાબળાઓ વણાઈને આવે તે પાછા મોંમાગ્યા ભાવે આ લોકો ખરીદી લે છે. કહો, ગરીબ ભુખે મરતા રશીઅન કામદારો પર કેટલો ઉપકાર?"

"સુંદર!" મેં ટેકો આપ્યો.

"એક બીજી વાત. અહીંથી હજારો ઢોરઢાંખર શીકાગોના કસાઇખાનામાં સસ્તે ભાવે મોકલે છે; અને મોકલે છે એટલું જ નહીં, પણ એ પ્રાણીઓનાં ચામડાંમાંથી જે જોડા, મોજાં, પટા, પેટી, આદિ તૈયાર થઇને આવે તે ખાસ ભાવ આપીને ખરીદ કરે છે. આ રીતે ધરતી ઉપરની દરેક પ્રજાને આ ભલા લોકો બેવડી રીતે ખટાવે છે. તેમાં પણ, બ્રિટન દૂર પડેલું હોવાથી ઘણા પ્રયત્નો છતાં પૂરતા પ્રમાણમાં ખાટી નથી શકતું, છતાં કોઇ પણ ભોગે તેને ખટાવવું એવો નિશ્ચય કરી આ લોકોએ ખાસ બીડી પીવાની ટેવ પાડી છે. દર અઠવાડિયે તેઓ બ્રિટનની બબ્બે આગબોટ ભરીને બીડીઓ ફુંકી નાખે છે. બીજા દેશો રહી જાય નહીં માટે પોર્ચુગલનાં પોર્ટવાઇન, ફ્રાંન્સનો શેમ્પેન, જર્મનીની અસંખ્ય નાની નાની ચીજો—એ રીતે દુનીઆનો કોઇ પણ દેશ એવો નહીં હોય જેનો માલ ખપાવવાની ચિંતા આ ટાપુના લોકો રાખતા ન હોય."

હવે મારો પેલો અમેરીકન મિત્ર બોલ્યો: "આ લોકની જરૂરીઆતો એટલી બધી નથી, અને જે થોડી છે તે તો તેઓ પોતાના ફળદ્રુપ ટાપુમાંથી જ પુરી પાડી શકે તેમ છે. છતાં આવું બધું દ્રાવિડ પ્રાણાયમ શા માટે?"

"મિસ્તર હોમ" પેલાએ જવાબ દીધો, "તમે અપ-ટુ-ડેટ નથી લાગતા. કોઇ ચૌદમી સદીમાં રહેનારા લાગો છો. આ જંગલી જેવા લોકોને પૂરેપૂરું સુધરવું છે. દુનિયાની સૌથી સુધરેલી અને ઉન્નત પ્રજાઓની હરોલમાં બેસવાની હોંશ તેમને છે. હરકોઈ પારકાને બનતો લાભ આપી છુટવાના આત્મભોગ વડે તેઓની ભાવના જગતની સર્વ પ્રજાઓમાં ભ્રાતૃભાવ સ્થાપન કરવાની છે." અને જરાક થોભીને એ બોલ્યો "મને નવાઈ તો એ લાગે છે કે વીસમી સદીમાં રહેવા છતાં આવાં સ્વાર્થી અને સંકુચિત ત્રાજવાં હજી કેમ તમારા મગજમાં ઘર ઘાલી રહ્યાં છે?"

મારા મિત્રે કંઇ જવાબ આપ્યો નહીં. તે હસ્યા જ કરતો હતો. પણ મેં તો, અમારા માયાળુ ભોમીઆનો ઉત્સાહ ભાંગી ન જાય તે માટે પ્રશ્નો જારી જ રાખ્યા.

"આ બધું કરવાનાં નાણાં ક્યાંથી લાવતા હશે?"

"દેશમાં ખૂબ ભર્યું છે." ઉત્તર મળ્યો. "કુદરતની પૂરી મહેર છે. આ અદ્ભુત પ્રજા મેહનત મજૂરી પણ કેટલી અસાધારણ કરી શકે છે એ તમે ક્યાંથી જાણો? તેમના વડવાઓ સદીઓથી આખી પ્રજા માટે અઢળક દ્રવ્ય મુકી ગયા છે. એ બધું સંઘરી રાખવાનો લોભ તેમણે રાખ્યો હોત તો જંગલીના જંગલી જ રહી જાત. પણ અત્યારે જેમ જાપાન, અમેરીકા, મેક્સિકો, બ્રાઝીલ, ફ્રાંસ, પોર્ટુગાલ, અને બ્રિટન જેવાં રાજ્યો તેનો એક સુધરેલા રાજ્ય તરીકે સ્વીકાર કરે છે તે પ્રસંગ કદી ન આવ્યો હોત. તમને ખબર છે?— અમારા મીકાડોના તાજમાં આ શાસુશાનું સૌથી ઝળકતું જવાહીર છે!"

**શાસુશાની ખાણો**—આપણા સુરત જીલ્લા જેવડા એ ટાપુની અંદર જાતજાતની કીંમતી ખાણો છે. તાંબા, કલઈ, કોલસા, લોખંડ, સોનું, રૂપું, એ સર્વની ખાણો ત્યાં હતી, અને તે સઘળી, જુદા જુદા દેશો વચ્ચે અંટસ ન થાય વાસ્તે દરેકને તેના બળ પ્રમાણે વહેંચી આપવામાં આવી હતી. આ રીતે, આનંદ કલ્લોલ કરતા શાસુશાવાસીઓ પરદેશીઓ માટે વૈતરૂં કરતા. આમાં પણ વિનિમય ચાલતો જ. તેઓ પોતે તાંબું ને કલઈ જાપાનને આપતા અને તપેલાં બનાવવાનાં ચકતાં ત્યાંથી લાવતા. લોખંડ અમેરીકા મોકલીને ત્યાંથી ખીલા આણતા...વગેરે.

આવી રીતે, લગભગ દશ પ્રજાઓની માલીકી હેઠળ જુદી જુદી ખાણો હતી. અને એ કાચા માલની જે બનાવટો થઇને આવતી તેનું સૌથી સુંદર બજાર ઉપર પ્રમાણે આ શાસુશા જ હતું.

**આત્મભોગની પરાકાષ્ઠા**—પછી ભોમીઆએ એક નવાઇ જેવી અસાધારણ હકીકત અમને કહી તે આ પ્રમાણે હતીઃ—

"૧૯૦૮ માં અમારા જાપાનમાં બેકારી પુષ્કળ વધી ગઇ, હજારો કામદારો રખડી ગયા. સેંકડો કારખાનાં બંધ થયાં. આ ઉદાર પ્રજાને તેની ખબર પડતાં તેણે તુરત જ કાઉંટ ઓકુમાને પોતાના મહાજન મારફત કહેવરાવ્યું કે 'ગભરાશો નહીં, અમારે ત્યાં નીપજતું રૂ, ઉન, શણ, બધું અમે તમને તમારે જોઇએ તે ભાવે મોકલીશું.' આ વચન પાળવા ખાતર શાસુશાની પ્રજાએ પોતાની જુની જંગલી શાળો અને રેંટીઆઓ તોડી નાંખ્યા અને કહેવરાવ્યું કે જો જાપાની કામદારો સુખી જ થતા હોય તો અમે આજથી સોગન લઇએ છીએ કે અમારો દરેકે દરેક વતની જાપાનીસ મિલોનું જ કાપડ વાપરશે. આ તેના નિશ્ચયથી જાપાની મિલોમાં ખુશાલી પ્રસરી રહી. જાપાને એક કેળવાયલા ને સુધરેલા જોડીદાર રાજ્ય તરીકે આ ટાપુનો સ્વીકાર કર્યો અને ખુદ જાપાનીઓને પણ નહીં હોય તેવાં સરસ જાપાનીસ માન અકરામો ને ડીગ્રીઓ અહીંના વતનીઓને આપવા માંડી, તેમાં અહીંના રાજાને તો સાસુરાઇનો ખેતાબ મળેલો અને અહીંનો નગરશેઠ જે જાપાન માટે જ ખાસ બટાટા વાવે છે તેને "જાપાની બતક" નો ઇલકાબ મળ્યો. ઉપરાંત, રૂસો-જાપાન લડાઈ વખતે પોતાનું સર્વસ્વ જાપાનના હિતની ખાતર અર્પણ કરી ભીખારી બનનાર એક કોટયાધિપતિને "ફુજીઆમા" (જાપાનનો પવિત્ર પહાડ) ના ખેતાબથી નવાજવામાં આવ્યો હતો.

**કારોબાર**—શાસુશાનો કારોબાર જાપાનીસ

હતો, અને જાપાનીસ ગવર્નરની સગવડને ખાતર સેક્રેટરીએટ, ન્યાય ખાતું, પોલીસ, રેલવે, સ્ટીમરો બધું જ જાપાનીઓના હાથમાં હતું. ફક્ત, કારકુની અને હમાલીનાં કામો પર શામુશા-વાળાઓએ પોતાનો હક રાખ્યો હતો. કેમકે તે કરવાનો વખત ઉદ્યોગી જાપાનીઓને ન મળે એ તેઓ સારી રીતે સમજતા હતા. તેઓએ પોતાની રહેણીકહેણી પણ પોતાના વડીલ જાપાનને જ મળતી રાખીને તેને સવિશેષ સંતોષ્યું હતું.

આં બધું જોયા પછી અમને થોડા દિવસના વસવાટથી પ્રતીતિ થઇ કે ત્યાંના દેશીઓમાં જાપાનીસ ભાષાના "ખાં" કહેવાય તેવા મોટા મોટા વિદ્વાનો પણ ઘણા હતા.

દરેકે દરેક ઠેકાણે, ટાપુના એકથી બીજા છેડા સુધી, હું અને મારો મિત્ર ફર્યા. લોકોની ભલાઇની વાત તો જુઓ! ત્યાંની જાપાની રેલ્વેઓને નીભાવવા માટે તેઓ, બે પૈસાની કોથમીરની જુડી એક શહેરમાંથી બીજામાં લઇ જવાવું નુર દોઢ આનો આપતા હતા. આ કારણથી, એ રેલ્વેઓને લીધે જ દેશમાં સહેજ મોંઘવારી વધેલી જણાતી હતી, પણ એ બીચારીઓનું શું થાય?—એ દયાને લીધે જ સૌ તેમાં માલ ચઢાવ ઉતાર કર્યા કરતા હતા,

એક મહીનો ખૂબ અમન ચમનમાં ગાળીને અમે બંને એ ટાપુને છેલ્લી 'સલામ કરીને ત્યાંથી ઉપડયા.

"કેમ શું ધાર્યું?" મેં મિ. હોમને પૂછ્યું.

"ધારે શું? દુનીયામાં જો કોઇ સૌથી અક્કલની ઓથમીર પ્રજા હોય તો તે શામુશાની!"

"તમે તો અમેરીકાના તે સ્વાર્થી અને સંકુચિત જ રહી ગયા. મારો દૃષ્ટિકોણ જુદો છે અમારા એક મુનિની આજ્ઞામાં મને દૃઢ વિશ્વાસ છે" આમ કહીને મેં શ્લોક ઉચ્ચાર્યો—

अयं निजः परो वेत्ति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

"તમને શી ખબર," મેં આગળ ચલાવ્યું:—"કે અમારા આર્યે, જેને ઉદારચરિત કહે છે તેના જ નમૂના આ લોકો છે. તેમની કદર પાશ્ચાત્ય મૂઢમતિઓ ન કરી શકે એ દેખીતું છે..." પેલો કંઇ બોલ્યો નહીં. તેણે મને નક્કી શામુશા–મેનિયાથી પીડાતો દર્દી માન્યો હશે........

હું હિંદુસ્તાન પહોંચ્યા પછી થોડે દિવસે મિ. હોમનો પત્ર મને ન્યુયોર્કથી મળ્યો, તેમાં તેમણે મને ખબર આપી હતી કે, જાપાનમાં વધેલા બેકાર કામદારોને કયાં વસાવવા તેની ચિંતા જાપાનીસ સરકારને થએલી તે ટાળવા શામુશાની સમસ્ત પ્રજાએ દરીઆમાં રાજીખુશીથી આનંદ સહિત હોમાવી દીધું હતું અને આખો ટાપુ જાપાનને ખાલી કરી આપ્યો હતો!

મારી આંખો આ જાણીને હર્ષ ને કરુણાથી ભીંજાઇ. મેં વિચાર્યું આવું અપૂર્વ બળિદાન બીજી કઇ પ્રજા આપી શકે? શું પ્રાચીન કે શું અર્વાચીન?



રા. રા. કરીમ, મહમ્મદ માસ્તરઃ

# મોહર્રમનું રહસ્યઃ અડગ સત્યાગ્રહ

ઇસ્લામના સ્થાપક, હઝરત પેગમ્બર સાહેબના અવસાન સમયે ( ઇ. સ. ૬૩૨ ) બેવડો પ્રશ્ન ઉપસ્થિત થયોઃ દીન અને દુનિયા, મઝહબ અને સલ્તનત, એ બેઉ અંગ હઝરતના સમયમાં તો, મિશ્રિત હતાં. ઇસ્લામી નવો મઝહબ, અને નવી સલ્તનત, તેની બે તરફ ઇરાન અને રૂમ ( Constantinople–Byzantine Empire ) ની બે ઝબરદસ્ત શહેનશાહતો, અને મધ્યમાં નવી જન્મેલી અરબ પ્રજા જેને નવા દીનના પ્રાણસંચારથી છુટી છવાઇ અને નિરંતર કલહ કરતી ન્હાની ટોળીઓ રૂપે હતી તેમાંથી દૃઢ પ્રજાકીય એકતાનું અખુટ બલ આવ્યું હતું; આ સંજોગોમાં મઝહબમાંથી સલ્તનત, યા સલ્તનતમાંથી મઝહબ એમ વિખુટા પાડતાં બેયનું જીવન ક્ષય થવાની ભીતિ હતી.

હઝરત પેગમ્બર સાહેબે, પોતે અપુત્ર હોવા છતાં, પોતાના વારસ(ખલીફ) નીમવાનો ઇન્કાર કર્યો હતો, તેથી આ બેવડી જવાબદારીનો નિર્ણય કરવાનું જોખમ, હઝરતના સમકાલીન, સુખદુઃખના ભાગિયા, “ અસહાબો ” ઉપર ઉતર્યું. અસહાબોમાં મુખ્ય ચાર જણા હતાઃ બે સસરા અને બે જમાઇ. એઓ” “ એહલ્-એ બે'ત” ( ઘરનાં માણસો )ના સમગ્ર નામથી ઓળખાય છે. ( એહલ્-એ-બે'તનો સંકુચિત અર્થ કરીએ તો ત્હેમાં હઝરત અલી, બીબી ફાતમા અને તેમના બે પુત્ર, ઇમામ હસન અને ઇમામ હુસેન, એટલાંનો જ સમાસ થાય છે. ) જમાઈમાંથી એક, હઝરત અલી મુરતઝા તો પેગમ્બર સાહેબના પાળક અને સગા કાકાના પુત્ર–ભાઇ–હતા. વળી હઝરત અલીના પિતાના અવસાન પછી તેમને ખુદ્દ નબી સાહેબે જ ઉછેર્યા હતા. તથાપિ વારસાઇ દાવો દબાઇ ગયો, અને પ્રજાકીય પસંદગીનો પક્ષ ફાવી ગયો. વયોવૃદ્ધ હઝરત અબુબકર સિદ્દીક, હઝરત પેગમ્બર સાહેબનાં સૌથી પ્યારાં બીબી–હઝરત આયશાના પિતા, પ્રથમ ખલીફ નિમાયા. ( ઈ. સ. ૬૪૩ ) તેમનો લકબ ( હોદ્દો )[1] ખલીફ-એ-રસૂલુ-લ્લાહ (=અલ્લાહના રસૂલનાં વારસ)એ પ્રમાણે હતો. તેઓએ અધિકાર હાથમાં લેતી વખતે પ્રજાને સ્પષ્ટ કહ્યું હતું કે, “જ્યાં સુધી હું સત્ય માર્ગે પ્રવર્તું ત્યાં સુધી મ્હારી આજ્ઞાઓ સ્વીકારજો અને પાળજો; પરંતુ હું અન્યાય કરૂં, વા મ્હારામાં સ્વાર્થ જુઓ તો મ્હને આપેલો અધિકાર ત્હમે લઇ લેજો” સંપૂર્ણ પ્રજાતંત્રના આ ઉદ્‌ગાર હતા.

૧ ઇલ્કાબ લકબનું બહુ વચન છે,

પોતાની પાછળ વારસ નીમવાનું કામ ખુદ પેગમ્બર સાહેબે કર્યું ન્હોતું, તે કામ હ. અબુબકરે પણ કર્યું નહિં.

ત્યાર પછી, પેગમ્બર સાહેબના બીજા સસરા હઝરત ઉમર અલફારૂક, સર્વાનુમતે બીજા ખલીફા થયા. ( ઇ. સ. ૬૪૫ ) તેમનો લકબ બદલાયો. તેઓ 'ખલીફ-એ-રસૂલુલ્લાહ' ન્હોતા. તેઓ તો ' ખલીફ-એ-ખલીફ-એ-રસૂલુલ્લાહ' હતા: અર્થાત્ અલ્લાહના રસૂલના ખલીફના ખલીફ હતા. આ પ્રમાણે દરેક ખલીફ માટે લકબ લંબાવતાં આરો આવે નહિ. તેથી નવો લકબ-અમીરૂ'લ મોમનીન=મુસલમાનોના વડા -યોજાયો અને પ્રચલિત થયો. તેમના અમલમાં ઇરાન, શામ ( સીરિયા ), રૂમ અને મિસર હસ્તગત થયાં. અને ઇસ્લામી સલ્તનતનાં અંગ બન્યાં. શહેનશાહતનો વિસ્તાર એકદમ ઘણો જ વધી ગયો. હ. ઉમરને પુત્ર હોવા છતાં તેમણે પણ પોતાનો ખલીફ નીમ્યો નહિં.

ત્રીજી પસંદગી, હઝરત અલી ઉપર ઉતરી. પરંતુ તેમણે અમુક શરતો સ્વીકારવા ઇન્કાર કર્યો, તેથી બીજા જમાઇ હઝરત ઉસ્માન ગ઼ની ચુંટાયા. ( ઇ. સ. ૬૫૬ ) તેઓ અતિ વૃદ્ધ હતા, અને હ૦ ઉમરના અમલમાં અતિ વિસ્તૃત થયેલી શહેનશાહતને યોગ્ય અંકુશમાં રાખી શક્યા નહિં. તેમની કેટલીક અવ્યવસ્થાને લીધે પાછળથી આંતર વિગ્રહ અને શીયા-સુન્નીના મતાંતર ઉદ્ભવ્યા. પોતે કંઇક કાનના કાચા હોવાથી પ્રજાને પણ અન્યાય થયો, અને પરિણામે પોતાનું પરહસ્તે અકાળ મૃત્યુ નીપજ્યું.

આખ્ખરે, હક્દારને હક મળ્યો, અને હઝરત અલી મુરતઝા બિનશરતે ચોથા ખલીફા ચુંટાયા. (ઇ.સ. ૬૬૭ ) "ખલીફ" સાથે વિશેષમાં તેઓ " ઇમામ " પણ ગણાય છે. પ્રથમના ત્રણ ખલીફા ઇમામ ગણાતા નથી, હઝરત અલીનો વારો છેલ્લો આવ્યો તેનાં બે કારણ હતાં; હઝરત પેગમ્બર સાહેબનાં સૌથી પ્યારાં બીબી હ. આયશા, એક નજીવા કારણને લીધે તેમનાથી વિરુદ્ધ વર્તતાં હતાં; અને હ. અલીનાં બેગમ અને હ. પેગમ્બર સાહેબનાં સૌથી પ્યારાં પુત્રી, બીબી ફાતમા, પેગમ્બર સાહેબની વફાત ( અવસાન ) પછી છ માસમાં જ ૨૫ વર્ષની વયમાં જ ખુદાની રહમતને પ્હોંચી ગયાં, તે પછી હ. અલીએ બીજાં બીબી કર્યાં હતાં, આથી તેમની લોકપ્રિયતામાં ઘટાડો થયો હતો. હ. અલીએ ખિલાફતનો અધિકાર હાથમાં લેઇ હ. ઉસ્માનના રાજ્યબંધારણમાં થયેલી કેટલીક ભુલો સુધારવા જતાં આંતર વિગ્રહનો આરંભ થયો જેની શરૂઆત, કમનસીબે, બીબી આયશા તરફથી જ થઇ. હ. ઉસ્માનના ખુનીને હ. અલી સઝા કરતા નથી, એવે બ્હાને બીબી આયશાએ પોતાની લાગણીઓને વ્હેવા દીધી, તે એટલે સુધી કે પોતે " ઉમ્મુ'લ મોમનીન " -મુસલમાનોનાં મા-નો ગંભીર હોદ્દો વિસારી, પરદો પણ કોરાણે મુકી, લશ્કરની સરદારી લઇ હ. અલી સાથે જંગમાં ઝોકાવ્યું. આથી શામના સુબા મોઆવિઆ, મિસરના સુબા અમરૂ વગેરેને ઉત્તેજન મળ્યું, અને થોડી લડાઇઓમાં મુસલમાનોનું પોતાનું જ ખૂન રેલાયું. હ. અલીએ દ્વંદ્વ યુદ્ધની માગણી કરી,પરંતુ ભાહુતી સૈન્યના બળપર ઝૂઝનાર મોઆવિયાએ ભીરૂતા દેખાડી. છેવટે, સમરાંગણના વિજેતાને ક્લિષ્ટ ખટપટ અગમ્ય હતી તે અગમ્ય રહી. જંગના 'હૈદરે' ફતેહની નોબત વગાડયા પછી લવાદનો ફેંસલો સ્વીકારી મુસલમાનોની વધુ ખુનરેજી અટકાવવા હા ભણી ( આ લડાઇઓમાં અત્યાર સુધી પોણો લાખ મુસલમાનોની કતલ થઈ ચુકી હતી.) દગો થયો અને ઇસ્લામી સલ્તનતનો આફતાબ ત્યારથી મગરિબ (પશ્ચિમ ) તરફ ઉતરવો શરૂ થયો. શહેનશાહતના ભાગલા પડયા: એકતા તુટી; બળ વિરામ્યું. ખિલાફત એક મટી બે

થયું; મદીનામાં હ. અલી, અને ડમસ્કસમાં મોઆવિયા. આ રીતે જુનું અરબસ્તાન નવીન જીતેલા પ્રાંતોથી જુદું પડયું. હજી ઇમામત–ધાર્મિક વડાપણું તો હ. અલીનું જ રહ્યું હતું. મોઆવિયા ઉત્તર પ્રાંતોના ખલીફા રૂપે માત્ર સ્વતંત્ર સુબો હતો, તે પોતાને 'અમીરૂ'લ મોમનીન'ને બદલે–'ખલીફ' કહેવડાવતો. અને તે પછીના તેના વંશજો 'અમીર' કરતાં,'ખલીફ' ને વધારે મોભાદાર લકબ સમજી પોતાને 'ખલીફ' કહેવડાવવા લાગ્યા.

સલાહ થઇ, છતાં ક્ષુદ્ર ખટપટો ચાલુ રહી. રાજ્યલોભથી ઇસ્લામનું અનિષ્ટ થાય છે, એમ માનનાર એક અરાજકવાદી (anarchist) મંડળ ઉભું થયું. આંતર વિગ્રહના ત્રણ નાયક હ. અલી, મોઆવિયા અને અમરૂને એક જ દિવસે કતલ કરવા મંડળના ત્રણ જણે બીડું ઝડપ્યું. ત્રણ હુમલા થયા. કમનસીબે, હ. અલી ઉપરનો આઘાત જીવલેણ નીવડયો. આ બનાવ પાક રમઝાન–શરીફના મહિનામાં, મસ્જિદમાં બન્યો. મુસલમાનોમાં નીતિતત્ત્વ ઘટતું જતું હતું ત્હેની આ નિશાની હતી.

હઝરત અલી પછી પણ ખિલાફત માટે પ્રજાકીય પસંદગી થઇ. હ. અલીના વડા પુત્ર, અને હ. પેગમ્બર સાહેબનાં સૌથી પ્યારાં પુત્રી બીબી ફાતમાના લાડકવાયા નૂરચશ્મ ફરઝંદ, ઇમામ હુસન, પાંચમા ખલીફા ચુંટાયા. (ઇ. સ. ૬૭૨) ઇમામ હુસનના શાંતિપ્રિય સ્વભાવને રાજ્ય ખટપટ અનુકૂળ ન્હોતી. તેથી ત્હેમણે પોતાના જીવન દરમ્યાન ખિલાફતનો હક મોઆવિયાને અર્પ્યો, પરંતુ આ હક મોઆવિયા માટે પણ ત્હેના જીવન પર્યંત જ હતો. હજી ઇમામત તો એહલ્‌–એ–બે'તમાં, આલ્‌–એ–નબી, (પેગમ્બરના વંશજ) ઇમામ હુસનની જ હતી, અને તેમનીજ ચાલુ રહી.

ખિલાફત અને ઇમામત જુદાં પડયાં. આ ગોઠવણ ઇમામ હુસનના ન્હાના ભાઇ, ઇમામ હુસેનને નાપસંદ હતી. છતાં વડીલ બંધુની મરજીથી વિરુદ્ધ વર્તવું તેમને તેટલું જ અપ્રિય હતું. તેથી વડીલની હયાતી દરમીયાન વસ્તુસ્થિતી સ્વીકારી નિભાવ્યું.

મોઆવીયાનો રાજ્યલોભ વૃદ્ધિ પામતો ગયો. પોતાના જીવનમાં જ પોતાના પુત્ર યઝીદને પોતાનો રાજ્યવારસ જાહેર કર્યો. ખુદ પેગમ્બર સાહેબે જે કામ ન્હોતું કર્યું તે કામ મોઆવિયાએ કર્યું; નવીન રિવાજ દાખલ કર્યો: ત્યાર સુધીની પ્રજાકીય પસંદગીની પદ્ધતિ પલટાવી નાંખી. શામ, રૂમ અને ઇરાનની પ્રજા પિતા–પુત્રના ઉત્તરોત્તર વારસાઇ હકથી સુપરિચિત હતી, તેથી તે પ્રજાને તો મોઆવિયાનું આ કૃત્ય તદ્દન સ્વાભાવિક લાગ્યું.* છતાં જ્યારે આ હકીકત મોઆવિયાના દૂતોએ મક્કા–મદીનામાં જાહેર કરી, ત્યારે અરબ પ્રજા ઉશ્કેરાઇ ગઇ. દૂતોએ આ પરિસ્થિતિ મોઆવિયાને જણાવી.

રાજ્યલોભ શું ન કરે? લોભી પિતાના વિશેષ લોભી પુત્રને 'કૈસર' અને સીઝર'ની જાહોજલાલી જતી કરવી કેમ રુચે! આખ્ખરે તેણે નીચ પ્રવૃત્તિ આદરી; ઇમામ હુસનને તેમનાં પોતાનાં જ બેગમ પાસે ઝેર દેવરાવ્યું. લાલચમાં પોતે પરણવાનું વચન આપ્યું હતું. કામ સરી રહ્યે આપેલું વચન પાળ્યું નહિં. બેગમને જવા-

---

* ગાદી ખાલી પડે ને ખૂનાખરાબી થાય પછી જ પાછો હરેક વખત તે ઉપર નવો માણસ બેસે, એ કરતાં તો વારસાનો કોઇ પણ જાતનો કાયદો બેહતર. એવો શામ, રૂમ, ઈરાન, આદિનો અનુભવ હતો. અરબ પ્રજા આવા અનુભવસિદ્ધ રાજકીય ધોરણોની આવશ્યકતા સમજી શકે એટલી હજી ઘડાયેલી ન હતી.

હેરાનની બક્ષિશ મળી, અને વેર ન લેવા વિનવ્યું.

યઝીદનું રાજ્યારોહણ (ઇ. સ. ૬૭૭) ઇસ્લામી તવારીખમાં નવીન પ્રસંગ હતો: પ્રજાકીય ચુંટણીને બદલે પિતાએ કરેલી નિમણૂક હતી; મોઆવિયાના પુત્ર હોવા ઉપરાંત યઝીદમાં બીજા કોઇ અંગત ગુણ ન્હોતા; તેમ પુત્રમાં પિતાની કાર્યકુશળતા પણ ન્હોતી; ખિલાફતના સંગીન અધિકાર પર ઇમામતનો ઢોળ ચઢાવી ઇસલામી દુનિયાને આંજી નાંખવા ઇચ્છા કરી. ઇમામ હુસેન પાસે પોતાની એ'ત-ઇમામત કબુલ કરાવવા કાવત્રું રચ્યું. (ઇ. સ. ૬૮૦)

ત્રણ વર્ષ સુધી (૬૭૭ થી ૬૮૦) ઇમામ હુસેને યઝીદની ખિલાફત સામે વિરોધ દર્શાવ્યો નહીં તેથી જ પ્રતીત થાય છે કે—

ઇમામ હુસેન એકલી ખિલાફત માટે ઝાઝો આગ્રહ કરત નહિં. પણ ઇમામત-એ તો પોતાનો જ જન્મસિદ્ધ હક: તે કેમ છોડાય? જેમણે પોતાના શિશુપણામાં ખુદ પેગમ્બર સાહેબને ઇસ્લામનો પ્રચાર કરતાં જોયેલા, ઇસ્લામનું ગૌરવ જેમની રગેરગમાં ઉછળતું હતું, તે ઇસ્લામને અપમાન શી રીતે કરે? ઇમામત કંઇ બજાર ચીજ ન્હોતી કે ખરીદી શકાય; ઇમામત આપી લેવાતી નથી, લીધી મળી શકતી નથી; તે માટે ગુણ જોઇએ, કુદરતી બક્ષિશ જોઇએ, ઇશ્કે ઇલાહીની જાગતી જ્યોતિ જોઇએ. ઇમામતનો ઝગડો ખિલાફતમાં પલટાયો. તલવાર વિના સિપાહી નકામો છે; લશ્કર વિના રાજ્ય હોય નહિં; ખિલાફતના ઝોરશોર વિના ઇમામત થાય નહિં. ઇમામતના કાનુન ખિલાફતના ઇન્સાફ અને અંકુશ વિના અમલમાં આવે નહિ.

ખટપટથી દૂર રહેવા, ઇમામ હુસેન મદીના, છોડી મક્કે ગયા. ત્યાં તેમને કુફાના લોકનું આમંત્રણ મળ્યું. મોઆવિયા સાથેની લડાઇઓ વખતે હઝરત અલીએ કુફાને પોતાનું પાયતખ્ત બનાવ્યું હતું તેથી ત્યાંથી ખાસ આમંત્રણ થયું હતું. શુભેચ્છકોએ કુફાની પ્રજાનો ભરોંસો નહિં કરવા સમજાવ્યું. પણ આ બાબતમાં ભરોંસાનો સવાલ જ નહોતો. પોતાને માટે અંગત લોભ હતો જ કયાં? કુફાની પ્રજા યઝીદ વિરુદ્ધ, ઇસ્લામમાં દાખલ થતી નવીન અનીતિ વિરુદ્ધ પોતાની મદદ માગતી હતી, તેને ના કેમ કહેવાય? કુફે જવામાં પોતાને અશાંતિ હતી, વિગ્રહનું જોખમ ખેડવાનું હતું પણ તેથી શું? તેમ કરવાની પોતાની ફરજ હતી. ઇસ્લામનું બંધારણ જોખમમાં હતું, 'કૈસર' અને 'સીઝર'ની જોહુકમી દાખલ થતી હતી. તે સામે વિરોધ કોણ કરે? એ ફરજ સૌ મોઅમીનની મુખ્યત્વે એહલ-એ-એ'તની હતી. કુફાવાળા પોતની ફરજ બજાવવા તૈયાર થયા હતા, તેઓ માત્ર આગેવાન માગતા હતા. પોતે જવું અને યઝીદ સામે થવું; એ પોતાની ફરજ કરતાં કંઇ વિશેષ ન્હોતું, ઇમામત પોતાની હતી, ખિલાફત પણ પોતાને મળવી જોઇએ; પણ તેમાં સ્વાર્થ ન્હોતો, અંગત રાજ્યલોભ ન્હોતો. ઇસ્લામની તરક્કી (પ્રગતિ) સિવાય બીજી કોઇ ઇચ્છા ન્હોતી.

આખ્ખરે, કુફે જવા નક્કી કર્યું. પોતાના ત્યાંના કાર્યમાં વિલંબ ન થાય તે માટે પોતાના ભાઇને કુફે અગાઉથી મોકલી, જરૂરી તૈયારી કરી રાખવા જણાવ્યું. પોતે પણ પાછળથી કુફા તરફ કુચ કરી. કબીલો સાથે લીધો. પોતાની ગેરહાજરીમાં, ને વખતની ડામાડોળ સ્થિતિમાં, તેમને પાછળ મુકવામાં જોખમ, તેથી કબીલાનો પણ સાથે જવાનો તેટલો જ આગ્રહ હતો. ઇમામ હુસેનને કુફામાં કંઇ જોખમ આવી પડે અને કુટુંબનાં માણસો મક્કામાં શાંતિમાં વસે તે કબીલાને પોતાને જ અસહ્ય હતું. છેવટે થોડાં અંગરક્ષક માણસો સાથે લેવાનું કબુલ્યું.

કુફે કુચ કરવાની આગલી રાત્રે ઇમામ

હુસેનને એક અનિષ્ટ સ્વપ્ન થયું; કૂફે જવામાં પોતાનું અમંગળ થશે એમ સમજ્યા છતાં ઉપડ્યા. આવી આગાહી તેમને પ્રથમથી જ હતી. કહે છે કે પોતાના નાનાજાન* પેગમ્બર સાહેબે જ તે આગાહી કહી હતી. પોતાના પિતાએ પણ તેવીજ વસિયત કરી હતી. એ બેઉ પરવરદિગારના પ્યારા હતા, અને તેમની અનેક આગાહીઓ સત્ય નીવડી હતી. પોતાના અમંગળની આ પ્રમાણે ખાત્રી હોવા છતાં કર્તવ્ય કરતાં પાછું વળી જોયું નહિ. "**તવક્કલ્તો અલલ્લાહ**": અલ્લાહ પર ભરોસો રાખો.

કૂફાની સરહદ પર યઝીદનું એક હજાર માણસનું લશ્કર હુર્રની સરદારી નીચે સામે મળ્યું. ઇમામ હુસેનને કેદ કરી કૂફે લઇ જવા હુર્રને હુકમ હતો. તેજ વખતે કૂફાનો **થિરમા** નામનો એક હિતચિંતક મળ્યો. તેણે ઇમામ હુસેનને કૂફાની બદલાયલી પરિસ્થિતિ જણાવી. હવે આગળ વધવું જોખમ ભરેલું હતું. **થિરમાએ** ઇમામ હુસેનને સલામતી માટે પાસેના પ્હાડી કિલ્લામાં લઇ જવા કહ્યું. તેમ કરવામાં કૂફાની પ્રજાનો વિશ્વાસઘાત થાય, એમ સમજી ઇમામ હુસેને ના પાડી. **થિરમાએ** પછી ઇમામ હુસેનને **મક્કે** પાછા ફરવા વિનવ્યા. તેમ કરવામાં ભીરૂપણું જણાય, તેથી તેયે કબુલ્યું નહિ. પણ હુર્રના કેદી તરીકે આગળ વધવા ના પાડી. છેવટે હુર્રે તેમને આગળ જવા દીધા, અને પોતે પાછળ રહી, તેમના ઉપર દેખરેખ રાખી. એટલામાં **યઝીદનું** ૪૦૦૦ માણસનું વધુ લશ્કર આવી પ્હોંચ્યું અને આગળ વધવાનો માર્ગ રોકાયો. હવે કેદી થઇ આગળ જવા પોતે ના પાડી ત્યાંજ મુકામ કર્યો. અને **યઝીદ** પાસે જાતે જઇ પોતાના કલહનો નિવેડો લાવવા નિડરપણે ઇચ્છા દર્શાવી. મોમીનોમાં આંતર વિગ્રહ થાય અને મુસ્લીમોની પોતાની ખુનરેજી થાય તે અટકાવવા પોતે **મક્કે** પાછા ફરવા જણાવ્યું: તેમ પણ નહિ, તો તે વખતે ચાલતી **યઝીદ** તરફની પરરાજ્ય સાથેની કોઇ પણ લડાઇમાં સરદારી લેવા ખુશી બતાવી. આ બધું કબુલ, પણ **યઝીદની** બે'ત–તે તો નાકબુલ, પોતે કોણ! **યઝીદ** કોણ! **યઝીદની** બે'ત હોય જ **નહિ**; પોતાનાથી તો કબુલ થાય જ નહિ. ઇમામત તો એહલ-એ-બે'તની જ હોય, ટેક જાળવવા શિર જાય તો ખે'ર! પણ ઇસ્લામથી વિરુદ્ધ વર્તાય કેમ! પેગમ્બર સાહેબની વફાતને પૂરાં સાઠ વરસ પણ થયાં ન્હોતાં; તેટલામાંજ ઇસ્લામની આ બરબાદી।

આ રાતે એક બીજું સ્વપ્ન થયું: મો'તના ફિરસ્તાએ મોતની આગાહી આપી. છતાં પોતે કરેલો નિશ્ચય તેવોજ અડગ રહ્યો.

મુકામ નદી કિનારે હતો; પણ દુસ્મને વચ્ચે આવી નદીનું પાણી ઇમામ હુસેનનાં માણસોને મળતું અટકાવ્યું હતું. બે દિવસ અને બે રાત રેતીના રણની અસહ્ય ગરમીમાં ગાળ્યાં. નાજુક બીબીઓ અને કુમળાં બાળકો પાણી માટે અહીં અતિ દુઃખી થયાં. પાણી લેવા જાય અને દુસ્મન તરફથી તીરનો વરસાદ વરસે! ધીરજની કસોટી થઇ. પણ બે'ત કબુલી પોતાની સલામતી ઇચ્છવી એ તો બને જ કેમ! અંગત સલામતી ઉપરાંત વિશેષ અધિકાર પણ મળશે એમ દુસ્મને કહ્યું, પણ 'ચાર દિવસની ઝિંદગી' માટે દીનની ખરાબી પોતાને હાથે જ કેમ થઇ શકે! દુસ્મને પોતાના કબીલાનાં માણસો માટે પાછા જવાના સલામતીના પાસ મોકલ્યા હતા, પણ ઇમામ

* જાન (= જીવ) જેવા પ્યારા નાના (= માના બાપ)

હુસેનને જોખમમાં છોડી જવા સૌએ સાફ ઇન્કાર કર્યો. ઇમામ હુસેને પોતાનાં અંગરક્ષક માણસોને વિદાય થઈ તેમની સલામતી સંભાળવા કહ્યું. તેઓ પણ શી રીતે જાય! 'બે જહાનના સરદાર,' પેગમ્બર સાહેબના નવાસા, તેમને જાનના જોખમમાં મુકી કયો મોમીન જવા હા પાડે! ખુદ દુશ્મનનું લશ્કર, ઇમામ હુસેન સામે હથિયાર ઉચકવા નારાજ હતું! છેવટે લશ્કરનો સરદાર બદલાયો, અને લડાઈ નક્કી થઇ.

લડાઇની આગલી રાત્રે ત્રીજું સ્વપ્ન થયું. નાનાજાન ખ્વાબમાં આવી, 'જન્નતમાં આવવાની થોડી વાર છે,' એમ કહી ગેબ થયા! પોતાના કબીલાને વાત કરી. સ્વાભાવિક કકલાણ શરૂ થયું, "ઇન્ના–લિલ્લાહે, ઈન્ન, અલયૂહે રાજેઊન" અર્થાત્ "અલ્લાહ તરફથી આવ્યા છીએ, અને અલ્લાહ તરફ પાછા ફરવાનું છે." ગ્રીક ફિલસુફ સોક્રાત ( Socrates ) ની માફક આત્માના અમરત્વ ઉપર વિવેચન કર્યું. નમાઝ અને બંદગીમાં રાત ગાળી, સ્હવારે લડાઈ શરૂ થઇ. પ્રથમ પોતે આગળ આવી લશ્કરને કુરાને–શરીફનો બોધ કર્યો. હુર્ર લશ્કરમાંથી છુટો પડયો. તેની સાથે ત્રીસ સાથીઓ જુદા થયા. ઇમામ હુસેનને પ્રથમ રોકનાર તેઓ હતા. આ સર્વ અનિષ્ટના મૂળ પોતે છે, એમ તેમને પશ્ચાતાપ થયો. હુર્ર લશ્કરની આગળ આવ્યો અને તેઓ કોની સામે લડવા તૈયાર થયા છે, તેનું ભાન કરાવ્યું. કયામતમાં પેગમ્બર સાહેબને મળવાનું છે. તેમના જ પ્યારા નવાસાથી લડી, દીન અને દુનિયાની લ્યાનત ( શ્રાપ ) થી ચેતાવ્યા. આ ઉપદેશની અસર થાય તે પ્હેલાં નવા સરદાર શમર લઇન ( શ્રાપિત ) એ તીર છોડી લડાઇની શરૂઆત કરી. હુર્ર અને તેમના ત્રીસ સાથીઓ ઇમા હુસેનની માફી મેળવી એહલ–એ–બે'ત તરફથી લડી શહીદ થયાં. લડાઇ નહિં, પણ કતલ થઇ! ઇમામ હુસેનનાં સઘળાં માણસો તેજ પ્રમાણે શહીદ થયાં. ૫૦૦૦ ના લશ્કર આગળ ગણ્યાગાંઠયા એકંદર ૧૦૦ માણસનો શો હિસાબ! ઇમામ હુસેનની શહાદત થઇ! અને તે પોતાના નાનાનીજ ઉમ્મતને હાથે! અફસોસ! ઇસ્લામી તવારીખમાં ગજબ થયો! દુનિયાભરનાં ઇતિહાસમાં આથી વધારે ગમગીન બનાવ જડતો નથી.

ઇમામ હુસેનની શહાદત સાથે જે રાજકીય અને ધાર્મિક તત્ત્વ માટે પોતે જાનને જોખમે લડી પોતાના કબીલાની ખુવારી કરી હતી, તે તત્ત્વ સૈકાઓ માટે અદૃશ્ય થયાં. જ્યારે યુરોપ જહાલતના અંધકારમાં ડુબેલું હતું. ત્યારે ઇસ્લામે પ્રથમ પ્રજાતંત્ર યોજ્યું. પ્રજાતંત્ર રાજ્યવ્યવહારમાં તેમ ધર્મ બંધારણમાં, બેય રીતે દુનિયાને અમલમાં મુકી દેખાડયું. આ પ્રજાતંત્ર રાજ્યઅંગમાં મોઆવિયાએ તોડયું, અને યઝીદે ધાર્મિક અંગ પણ છિન્નભિન્ન કરી નાંખ્યું, ઇમામ હુસેનનો બેઉ પ્રતિ વિરોધ હતો. યઝીદે ત્યાર પ્હેલાની ખિલાફતની સાદાઇ તજી, રૂમી જાહોજલાલી વધાવી, વધારી, પ્રચારી, વિનાશનાં બીજ રોપ્યાં હતાં.

એહલ–એ–બે'તનું વેર લેવાને બ્હાને અબ્બાસી ખલીફાઓ લોકપ્રિય થયા. પરંતુ પોતાના મૂળ ઉંડા ઉતરતાં, જેમને માટે પોતે લડયા હતા તેમને વિસરી ગયા. પરિણામે. શીયા પંથ ઉપસ્થિત થયો. ઇમામ હુસેનનાં બેગમ, શહેરબાનુ, ઈરાનના છેલ્લા શાહ, યઝ્દગર્દનાં શાહઝાદી હતાં. તેથી આખ્ખું ઇરાન એહલ્–એ–બે'તના પક્ષમાં ભળ્યું અને શીયા પંથી બની ગયું. રાજકીય મતાંતર મઝહબમાં દાખલ થયા અને પ્રતિદિન વધતા ગયા. આજે ઇસ્લામમાં ન્હાના મ્હોટા ૭૨ ફિરકા (પંથ) છે. સૌ ફિરકા

દિનનો એકજ કલમો પઢે છે. " લા ઈલાહા ઇલ્લલ્લાહુ મોહમ્મદર્ રસૂલુલ્લાહ " છતાં એક બીજા તરફ ઝેરની નજરે જુએ છે! હિંદુ–મુસ્લિમ ભેગા થાય, " ઐક્ય " સાધે છતાં શીયા–સુન્ની તો ભેગા શું ન જ થાય ! અફસોસ ! આ બધું શાને લીધે ? ઇમામ હુસેન વિજયી થયા હોત, યઝીદની સત્તા ત્યાંથી જ અટકી હોત, ઇસ્લામમાં દિનના ફિરકા ન પડ્યા હોત, તો આજે સ્થિતિ કેવી હોત ? ઉર્દૂ શાયર " હાલી"ના "મુસદ્દસ" વાંચો.

રાજ્યવ્યવહારમાં પ્રજાતંત્ર ચાલુ રહ્યું હોત, તો મધ્યકાળની અંધાધુનીને અવકાશ મળત નહિં. યુરોપે પ્રજાતંત્ર ફ્રેંચ રેવોલ્યુશન પછી ૧૮ મા સૈકામાં જોયું. અમેરિકાએ તેથી જરા પ્હેલાં; તોપણ પૂર્ણ રીતે તો હજી પણ અનુભવ્યું નથી. અમેરીકન એક્સ–પ્રેસીડન્ટ અને વિદ્વાન વુડરાઉ વિલ્સનનું "ધિ સ્ટેટ" નામનું પુસ્તક વાંચતાં આ સત્ય પ્રતીત થશે. તેમ છતાં, સંપૂર્ણ પ્રજાકીય રાજ્યતંત્ર ઇસ્લામે ઇ. સ. ના સાતમા સૈકામાં કરી દેખાડ્યું હતું. મસ્જીદ તે અમીરૂ'લ મોમનીનનો મહેલ. મસ્જીદમાંની મિમ્બર તે રાજ્યાસન, ફાટલી સાદડી તે દરબારની ફરશ, ખુત્બો પઢતાં પકડવાનો અસો (લાકડી) તે ખલીફાનો રાજ્યદંડ! અમીર અને ગરીબ, શાહ અને ફકીર એક જ સાદડી પર, એક જ હારમાં, સાથે સાથે એક જ ખુદાની નમાઝ પઢે. હજ વખતે અદના ફકીર અને ખલીફતુ'લ મુસ્લમીન–અમીરૂ'લ મોમનીન એક જ જાતનું " એહરામ " પહેરે, અને હજની સૌ વિધિઓ સાથે રહી એક સરખી રીતે કરે. પસો અને અધિકાર વિસરી જાય–એથી વિશેષ પ્રજાતંત્રમાં શું હોય ! વિશ્વમય બંધુત્વ–Cosmopolitan Brotherhood તે આ ખિલાફત. ડમસ્કસથી બગદાદ, અને ત્યાંથી ઈસ્તમ્બુલ જતાં આ બધું વિસરાયું. હવે અંગોરે આવતાં એક રીતે સ્થિતિ બદલાયાનાં શુભ ચિન્હ દેખાય છે. આમીન !



૧૦૦

રા. રા. કેશવલાલ હિંમતરામ કામદાર :

# એક ઐતિહાસિક આલોચના

આપણા રાષ્ટ્રીય જીવનનો આધાર આપણા ઇતિહાસની આપણી વાસ્તવિક ભાવના ઉપર બહુ ભાગે રહ્યો છે. હિંદુસ્તાને પ્રાચીન કે મધ્યકાલીન સમયમાં આ સંબંધી જેવો જોઇએ તેવો વિચાર કર્યો લાગતો નથી. પ્રાચીન સમયમાં તો આપણે આપણા જ ઇતિહાસની કરેલી અવગણના અક્ષમ્ય ગણાશે. જ્યારે પુરાતન ગ્રીકોએ અને રોમનોએ પોતાના અંતર્ગત ક્ષુદ્રમાં ક્ષુદ્ર કલેશોનાં પણ ઘણી જ સમર્થ ભાષામાં અને શૈલીમાં નિરૂપણ કર્યા છે; ત્યારે આપણે તો નાનાં બાળકોની માફક વેદો, સ્મૃતિઓ ને પુરાણોનો જિહ્વાપાઠ કરીને જ

હુસેનને જોખમમાં છોડી જવા સૌએ સાફ ઇન્કાર કર્યો. ઇમામ હુસેને પોતાનાં અંગરક્ષક માણસોને વિદાય થઈ તેમની સલામતી સંભાળવા કહ્યું. તેઓ પણ શી રીતે જાય! 'બે જહાનના સરદાર,' પેગમ્બર સાહેબના નવાસા, તેમને જાનના જોખમમાં મુકી કયો મોમીન જવા હા પાડે! ખુદ દુશ્મનનું લશ્કર, ઇમામ હુસેન સામે હથિયાર ઉચકવા નારાજ હતું! છેવટે લશ્કરનો સરદાર બદલાયો, અને લડાઈ નક્કી થઇ.

લડાઇની આગલી રાત્રે ત્રીજું સ્વપ્ન થયું. નાનાજાન ખ્વાબમાં આવી, 'જન્નતમાં આવવાની થોડી વાર છે,' એમ કહી ગેબ થયા! પોતાના કબીલાને વાત કરી. સ્વાભાવિક કકલાણ શરૂ થયું, "ઇન્ના–લિલ્લાહે, ઈન્ન, અલયૂહે રાજેઊન" અર્થાત્ "અલ્લાહ તરફથી આવ્યા છીએ, અને અલ્લાહ તરફ પાછા ફરવાનું છે." ગ્રીક ફિલસુફ સોક્રાત (Socrates) ની માફક આત્માના અમરત્વ ઉપર વિવેચન કર્યું. નમાઝ અને બંદગીમાં રાત ગાળી, સ્હવારે લડાઈ શરૂ થઇ. પ્રથમ પોતે આગળ આવી લશ્કરને કુરાને–શરીફનો બોધ કર્યો. હુર્ર લશ્કરમાંથી છુટો પડયો. તેની સાથે ત્રીસ સાથીઓ જુદા થયા. ઇમામ હુસેનને પ્રથમ રોકનાર તેઓ હતા. આ સર્વ અનિષ્ટના મૂળ પોતે છે, એમ તેમને પશ્ચાતાપ થયો. હુર્ર લશ્કરની આગળ આવ્યો અને તેઓ કોની સામે લડવા તૈયાર થયા છે, તેનું ભાન કરાવ્યું. કયામતમાં પેગમ્બર સાહેબને મળવાનું છે. તેમના જ પ્યારા નવાસાથી લઢી, દીન અને દુનિયાની લ્યાનત (શ્રાપ) થી ચેતાવ્યા. આ ઉપદેશની અસર થાય તે પ્હેલાં નવા સરદાર શમર લઇન (શ્રાપિત) એ તીર છોડી લડાઇની શરૂઆત કરી. હુર્ર અને તેમના ત્રીસ સાથીઓ ઇમા હુસેનની માફી મેળવી એહલ–એ–બૅત તરફથી લડી શહીદ થયા. લડાઇ નહિં, પણ કતલ થઇ! ઇમામ હુસેનનાં સઘળાં માણસો તેજ પ્રમાણે શહીદ થયાં. ૫૦૦૦ ના લશ્કર આગળ ગણ્યાગાંઠયા એકંદર ૧૦૦ માણસનો શો હિસાબ! ઇમામ હુસેનની શહાદત થઇ! અને તે પોતાના નાનાનીજ ઉમ્મતને હાથે! અફસોસ! ઇસ્લામી તવારીખમાં ગજબ થયો! દુનિયાભરના ઇતિહાસમાં આથી વધારે ગમગીન બનાવ જડતો નથી.

ઇમામ હુસેનની શહાદત સાથે જે રાજકીય અને ધાર્મિક તત્ત્વ માટે પોતે જાનને જોખમે લડી પોતાના કબીલાની ખુવારી કરી હતી, તે તત્ત્વ સૈકાઓ માટે અદશ્ય થયાં. જ્યારે યુરોપ જહાલતના અંધકારમાં ડુબેલું હતું. ત્યારે ઇસ્લામે પ્રથમ પ્રજાતંત્ર યોજ્યું. પ્રજાતંત્ર રાજયવ્યવહારમાં તેમ ધર્મ બંધારણમાં, બે ય રીતે દુનિયાને અમલમાં મુકી દેખાડયું. આ પ્રજાતંત્ર રાજ્યઅંગમાં મોઆવિયાએ તોડયું, અને યઝીદે ધાર્મિક અંગ પણ છિન્નભિન્ન કરી નાંખ્યું, ઇમામ હુસેનનો બેઉ પ્રતિ વિરોધ હતો. યઝીદે ત્યાર પ્હેલાની ખિલાફતની સાદાઇ તજી, રૂમી જાહોજલાલી વધાવી, વધારી, પ્રચારી, વિનાશનાં બીજ રોપ્યાં હતાં.

એહલ–એ–બૅતનું વેર લેવાને બ્હાને અબ્બાસી ખલીફાઓ લોકપ્રિય થયા. પરંતુ પોતાના મૂળ ઉંડા ઉતરતાં, જેમને માટે પોતે લડયા હતા તેમને વિસરી ગયા. પરિણામે, શીયા પંથ ઉપસ્થિત થયો. ઇમામ હુસેનનાં બેગમ, શાહેરમાનુ, ઈરાનના છેલ્લા શાહ, યઝ્દગર્દનાં શાહઝાદી હતાં. તેથી આખ્ખું ઇરાન એહલ્–એ–બૅતના પક્ષમાં ભળ્યું અને શીયા પંથી બની ગયું. રાજકીય મતાંતર મઝહબમાં દાખલ થયા અને પ્રતિદિન વધતા ગયા. આજે ઇસ્લામમાં ન્હાના મ્હોટા ૭૨ ફિરકા (પંથ) છે. સૌ ફિરકા

દિનનો એકજ કલમો પઢે છે. " લા ઈલાહા ઇલ્લલ્લાહ મોહમ્મદર્ રસૂલુલ્લાહ " છતાં એક બીજા તરફ ઝેરની નજરે જુએ છે! હિંદુ-મુસ્લિમ ભેગા થાય, " ઐક્ય " સાધે છતાં શીયા-સુન્ની તો ભેગા શું ન જ થાય ! અફસોસ ! આ બધું શાને લીધે ? ઇમામ હુસેન વિજયી થયા હોત, યઝીદની સત્તા ત્યાંથી જ અટકી હોત, ઇસ્લામમાં દિનના ફિરકા ન પડ્યા હોત, તો આજે સ્થિતિ કેવી હોત ? ઉર્દૂ શાયર " હાલી"ના "મુસદ્દસ" વાંચો.

રાજ્યવ્યવહારમાં પ્રજાતંત્ર ચાલુ રહ્યું હોત, તો મધ્યકાળની અંધાધુનીને અવકાશ મળત નહિં. યુરોપે પ્રજાતંત્ર ફ્રેંચ રેવોલ્યુશન પછી ૧૮ મા સૈકામાં જોયું. અમેરિકાએ તેથી જરા પહેલાં; તોપણ પૂર્ણ રીતે તો હજી પણ અનુભવ્યું નથી. અમેરીકન એક્સ-પ્રેસીડન્ટ અને વિદ્વાન વુડરાઉ વિલ્સનનું "ધિ સ્ટેટ" નામનું પુસ્તક વાંચતાં આ સત્ય પ્રતીત થશે. તેમ છતાં, સંપૂર્ણ પ્રજાકીય રાજ્યતંત્ર ઇસ્લામે ઇ. સ. ના સાતમા સૈકામાં કરી દેખાડ્યું હતું. મસ્જીદ તે અમીરૂ'લ મોમનીનનો મહેલ. મસ્જીદમાંની મિમ્બર તે રાજ્યાસન, ફાટલી સાદડી તે દરબારની ફરશ, ખુત્બો પઢતાં પકડવાનો અસો (લાકડી) તે ખલીફાનો રાજ્યદંડ! અમીર અને ગરીબ, શાહ અને ફકીર એક જ સાદડી પર, એક જ હારમાં, સાથે સાથે એક જ ખુદાની નમાઝ પઢે. હજ વખતે અદના ફકીર અને ખલીફતુ'લ મુસ્લમીન-અમીરૂ'લ મોમનીન એક જ જાતનું " એહરામ " પહેરે, અને હજની સૌ વિધિઓ સાથે રહી એક સરખી રીતે કરે. પસો અને અધિકાર વિસરી જાય-એથી વિશેષ પ્રજાતંત્રમાં શું હોય ! વિશ્વમય બંધુત્વ-Cosmopolitan Brotherhood તે આ ખિલાફત. ડમસ્કસથી બગદાદ, અને ત્યાંથી ઈસ્તમ્બુલ જતાં આ બધું વિસરાયું. હવે એંગોરે આવતાં એક રીતે સ્થિતિ બદલાયાનાં શુભ ચિન્હ દેખાય છે. આમીન !



૧૦૦

રા. રા. કેશવલાલ હિંમતરામ કામદાર :

# એક ઐતિહાસિક આલોચના

આપણા રાષ્ટ્રીય જીવનનો આધાર આપણા ઇતિહાસની આપણી વાસ્તવિક ભાવના ઉપર બહુ ભાગે રહ્યો છે. હિંદુસ્તાને પ્રાચીન કે મધ્યકાલીન સમયમાં આ સંબંધી જેવો જોઇએ તેવો વિચાર કર્યો લાગતો નથી. પ્રાચીન સમયમાં તો આપણે આપણા જ ઇતિહાસની કરેલી અવગણના અક્ષમ્ય ગણાશે. જ્યારે પુરાતન ગ્રીકોએ અને રોમનોએ પોતાના અંતર્ગત ક્ષુદ્રમાં ક્ષુદ્ર કલેશોનાં પણ ઘણી જ સમર્થ ભાષામાં અને શૈલીમાં નિરૂપણ કર્યાં છે; ત્યારે આપણે તો નાનાં બાળકોની માફક વેદો, સ્મૃતિઓ ને પુરાણોનો જિહ્વાપાઠ કરીને જ

બેસી રહ્યા છીએ. મધ્યકાળમાં જ્યારે મુસલમાનોએ આર્યરાજ્યતંત્રો ઉપર એક પછી એક જબરા પ્રહારો કરવા માંડ્યા ત્યારે તો જાણે કે આપણે આપણા પરાજયો છુપાવતા હોઇએ તેમ આપણે આપણો ઇતિહાસ લખ્યો જ નહિ. પરંતુ હવે આપણે પણ કંઇક જિજ્ઞાસુ બની આપણા પ્રાચીન, ઉજ્જ્વળ પણ અનિર્દિષ્ટ ઇતિહાસની ઝાંખી કરવાને માટે તામ્રપત્રો શિલાલેખો, સિક્કાઓ, વિદેશીય પ્રવાસીઓનાં વચનો, વગેરે સાધનો તપાસવા મથી રહ્યા છીએ. તો આપણા ઇતિહાસના આ પુનરુત્થાન કે જીર્ણોદ્ધાર વખતે આપણે આપણા ઇતિહાસની ભાવના કેવી રાખવી કે કેળવવી જોઇએ તેનો આપણા રાષ્ટ્રીય જીવનના ભવિષ્યહિત માટે વિચાર કરવાની ખાસ જરૂર છે.

આપણી ઐતિહાસિક ભાવનામાં ઘણી જ ન્યૂનતાઓ છે તે નિર્વિવાદ છે. આપણા પૂર્વજોએ ઘણાં યુદ્ધો કર્યાં પણ યુદ્ધની ફિલસૂફી તેઓએ કયાંય લખી નથી. આપણે કલાના મોટા પોષકો બન્યા પણ કલાનું રહસ્ય સમજવા આપણે ઝાઝો પ્રયત્ન કર્યો નથી. કલાનો અને પ્રજાજીવનનો નિકટ સંબંધ આપણે બહુધા જાઈ શકયા નથી. આપણામાં શિક્ષણને માટે બહુ ઉત્તમ વ્યવસ્થાઓ હતી પણ શિક્ષણની પ્રથાનું વિજ્ઞાન આપણે કેળવી શકયા નથી. આપણું રાજ્યતંત્ર છેક કંપનીના વખત સુધી ગ્રામ્ય સંસ્થાઓ પરત્વે તો, અબાધિત રહી શકયું હતું; પણ આપણા પૂર્વજોએ તે રાજ્યતંત્રનાં સૂત્રો અમર સાહિત્ય રૂપે ગૂંથ્યાં નથી. આપણે ઇતિહાસના બનાવો ઘણા ઉત્પન્ન કર્યા છે પણ તે ઇતિહાસની ફિલસુફી આપણે કદી પણ આપણા રાષ્ટ્રીય કે સામાજિક જીવનમાં પરોવી શકયા નથી. જેમ આપણે કાવ્યો કર્યાં તો કાવ્યશાસ્ત્ર કે અલંકારશાસ્ત્ર પણ કર્યાં, તપ કર્યું કે ધ્યાન ધર્યું તો આત્માના વાદો લિખિત રૂપે ઉતાર્યા, તેમ સામાજિક વિષયોમાં આપણે તેવું કાંઇ કર્યું નથી. આપણાં ભાવિ રાષ્ટ્રીય જીવનને માટે આ બધો વિચાર કરવાની ખાસ અગત્ય છે.

હિંદુસ્તાન દેશ ભૂગોળશાસ્ત્રની દૃષ્ટિએ જ નહિ પણ દરેક બાબતનો વિચાર કરતાં, એક વિશિષ્ટ સંસ્કૃતિવાળો દેશ છે. હિમાલયના બરફથી આચ્છાદિત પ્રદેશોથી માંડીને તે ઠેઠ દક્ષિણે રામેશ્વર સુધી, ને પૂર્વે બ્રહ્મપુત્રા નદીથી તે પશ્ચિમે સુલેમાન અને હિંદુકુશના પર્વતો અને આરબી સમુદ્ર સુધી, ઘણા રાજકીય અને સામાજિક વિપ્લવો અને વિક્રાંતિઓ થયાં છતાં, દરેક અભ્યાસી એમ તો કહી શકશે કે એ વિસ્તારની અંદર રહેતી પ્રજાઓનું જીવન બીજી પ્રજાઓનાં જીવનથી તદ્દન ભિન્ન છે. અહિંના મુસલમાનો પણ ઇરાન, અફઘાનીસ્તાન, આરબસ્તાન, ઇરાક, તુર્કી, વગેરે દેશોના મુસલમાનો કરતાં જુદા છે. આપણા દેશની સંસ્કૃતિ બીજા દેશોની સંસ્કૃતિઓથી જુદી જ તરી આવતી. આ ભિન્નતા આપણે આપણો ઇતિહાસ લખતાં કે વિચારતાં જરૂર યાદ રાખવાની છે. વિદેશીય રાજાઓ જ્યારે આપણી ભૂમિ ઉપર આપણા જ રાજાઓનો પરાજય કરતા, ત્યારે ઘણી વાર તેઓ અહીં જ ટકી રહેતા અને પ્રજાના જીવનમાં ઓતપ્રોત થઇ આપણા જ સત્તાધીશો બનતા. સમસ્ત હિંદુસ્તાન કદી પણ આગળ બહારના દેશનો ખંડિઓ દેશ બન્યો નથી. આપણી વર્તમાન પરતંત્રતા ઇ. સ. ૧૭૫૭ થી જ શરૂ થાય છે. જે ઇતિહાસકારો હિંદુસ્તાનને અનાદિ કાળથી પરતંત્ર કલ્પી રહ્યા છે તેમને આપણા ખરા આંતર ઇતિહાસનું જરા પણ ભાન નથી.

આપણો સમાજ પરતંત્રતાને ચાહનારો હતો જ નહીં. આપણે પરરાજ્યોની સામે પ્રચંડ વિરોધ બતાવી શકયા છીએ. મહાન સિકંદરને

પંજાબની ભૂમિપર જે યુદ્ધો લડવાં પડયાં હતાં તેમની પાસે ઇરાન ને બીજા દેશોમાં તેણે લડેલી લડાઈઓ તો ઢંકાઇ જાય છે. પંજાબના હિંદુઓએ મુસલમાનોના સતત આઘાતો સામે કેટલી વાર બાથો ભીડેલી ? એશિઆના બીજા પ્રદેશોમાં અને રોમના સામ્રાજ્યના પ્રાંતો ઉપર પોતાનો અમલ બેસાડવા મહંમદ પેગંબરના મરણ પછી જેટલો વખત લાગ્યો તેના કરતાં મુસલમાનોને આપણા દેશમાં કુલ સત્તા બેસાડતાં ઘણો જ વધારે વખત લાગ્યો હતો. ભારતવર્ષના મુસલમાની ઇતિહાસના વખતમાં ઉત્તરમાં અને દક્ષિણમાં બે મોટી શિલાઓરૂપે પડેલાં આર્ય સંસ્કૃતિનાં રક્ષક રાજપૂત અને વિજયનગરનાં રાજ્યો મુસ્લિમ સત્તાના પૂર સામે પ્રચંડ શિલાઓ રૂપે હતાં. રાજપૂત સ્થાનનાં નાનાં મોટાં રાજ્યોએ તો આર્ય સંસ્કૃતિનું રક્ષણ કરવામાં જે ભોગો આપ્યા છે તેનો ખયાલ વર્તમાન પ્રજાને ભાગ્યેજ આવી શકે. પૃથ્વીરાજ ચૌહાણ, જયચંદ્ર રાઠોડ, અને બંગાળાના લક્ષ્મણસેનના પરાજય પછી આર્ય સંસ્કૃતિ ત્રાસથી નાસીને રાજપૂત શરણે ભરાઇ બેઠી હતી. ઔરંગઝેબના વખત સુધી તેનું રક્ષણ ત્યાંના વીરપુરુષોએ અને વીરાંગનાઓએ કેવું કરેલું તે તેમના ભાટ ને ચારણોના શૂર દોહાઓમાં ને સ્ત્રીઓના જોહરોમાં કાંઇક જોઇ શકીએ છીએ. પણ તેની ઉપયોગિતાનો ખરો ખયાલ તો જ્યારે આપણે આબુના વિખ્યાત દેલવાડાના જૈન મંદિરોની કારીગીરી મુસ્લિમોને હાથેથી ભુંસાતી બચી ગઇ તે જોઇએ છીએ ત્યારેજ લાવી શકીએ છીએ. દક્ષિણના હિંદુઓએ પણ એવો જ હિસ્સો આપ્યો છે. અને તેમાં વિજયનગરના મહારાજ્યે બસો વર્ષ સુધી અનુપમ સેવા કરી છે. મોગલાઇના વખતમાં ઉત્તરના હિંદુઓ મુસલમાનો સાથે છેવટે રાજ્યતંત્રમાં એકમેક થઇ ગયા. ખરૂં રક્ષકપણું તો દક્ષિણના હિંદુઓએ કરેલું. તેઓ સામા પણ થયા. ચૌદમા સૈકાથી તે સોળમા સૈકા સુધી વિજયનગરના રાજ્યે "બ્રાહ્મણી" મુસલમાનોને આગળ વધતા અટકાવ્યા. તાલીકોટાનું યુદ્ધ ઇ. સ. ૧૫૬૪–૬૫ માં થયું. ઇ. સ. ૧૬૨૭ માં શિવાજીનો જન્મ થયો. મુસલમાની બાદશાહીનો દક્ષિણમાં તેમજ ઉત્તરમાં અંત લાવનાર તે બનાવ આપણા ઇતિહાસમાં ઘણો જ ઉપયોગી છે. જેમ ઓસમાન તુર્કોના તંત્રથી બચવા માટે ગ્રીક અને લેટિન સંસ્કૃતિની બધી સામગ્રીઓ તેમના વાહકો પશ્ચિમ યુરોપમાં ઉપાડી ગયા તેમ મુસલમાનોના ત્રાસથી બચવા માટે ઉત્તરની આર્ય સંસ્કૃતિ તે કાળમાં ગુજરાતમાં રાજપુતસ્થાનમાં ને દૂર દક્ષિણ દેશમાં છાની ભરાઇ બેઠી. પાટણ, તાંજોર, મદુરા, શ્રીરંગપટ્ટમ, વગેરે સ્થળોએ આ કાળમાં આર્ય સંસ્કૃતિના ઇતિહાસમાં ઓછો હિસ્સો આપ્યો ન હતો.

જેમ જેમ મુસલમાનો આગળ વધતા ગયા તેમ તેમ ભારતવાસીઓનું સામાજિક જીવન વધારે ને વધારે પ્રાંતિક બનતું ગયું. પુરાતન સાહિત્યનાં ચક્રવર્તી રાજાઓનાં યશોગાન ભારતવાસીઓ ભૂલી ગયા. બૌદ્ધ મતે જે રાજકીય અને સામાજિક એકતા આપણને શીખવી હતી તે આપણે પુરાણોના ઇતિહાસનાં પૃષ્ઠોથી અને મુસલમાનોના એકદેશીય અંકુશથી તદ્દન વીસરી ગયા. સંસ્કૃત ભાષાનું સેવન પણ પ્રતિદિન ઓછું થતું ગયું. રાજ્યકર્તાઓના આશ્રય નીચે સેવાએલી સંસ્કૃત વિદ્યા ઉત્તરોત્તર ક્ષીણ પડવા લાગી. બખત્યાર ખિલજી, અલ્લાઉદ્દિન ખિલજી, વગેરેનાં મુસ્લિમ દળોએ બૌદ્ધોના, જૈનોના અને હિંદુઓના અવશિષ્ટ મઠો, સ્થાનકો અને પાઠશાળાઓને ખંડી માર્યાં. પાલીનું નામ પણ આપણે ભૂલી ગયા. ગિરનારની તળેટી તરફ જતાં રસ્તા ઉપર

આવેલ અશોકાદિના શિલાલેખનું રક્ષણ કરવા જેટલું પણ આપણને ધ્યાન રહ્યું નહિ. આપણે આપણું પ્રાચીન ગૌરવ; શ્રુતિ, સ્મૃતિ, ભારત, રામાયણ, અને પુરાણોમાં જ આવી રહ્યું હોય એમ માનવા લાગ્યા. ચંદ્રગુપ્ત મૌર્યના કાળથી તે ઠેઠ હર્ષવર્ધન સુધીનો એક હજારથી પણ વધારે વર્ષોનો ઇતિહાસ આપણે આપણી દૃષ્ટિની અંધતામાં ગળી ગયા. માત્ર થોડાં વર્ષો ઉપર જ, આ આપણી ભીષણ નિદ્રા ઉડી અને ફરીથી આપણે, જાતિસ્મરણ થયું હોય, એવો અનુભવ લેવા લાગ્યા.

અત્યાર સુધી આપણે એમ માનતા આવ્યા કે ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામીના અહિંસાવાદથી આપણે નબળા બની ગયા ને મુસલમાનોએ આ નબળાઇનો લાભ લીધો હતો. આ પણ એક ઐતિહાસિક વિતંડાવાદ છે. આપણે આ વિચાર બહાર લાવતાં ઐતિહાસિક દૃષ્ટિએ અન્યાય કરીએ છીએ. ગિબને પણ એક વાર એમ કહેલું કે રોમનો ખ્રિસ્તી પંથમાં ભળી ગયા ને તેથી તેઓ સામ્રાજ્ય ખોઇ બેઠા. ભારતવર્ષના ઇતિહાસનો દેદીપ્યમાન કાળ બૌદ્ધ સમય હતો. આપણું વર્તમાન એ કાળમાં ઘડાયું. દેશાવરનો સાથે આપણે તે કાળમાં પરિચિત થયા. આપણું ધર્મચક્ર તે કાળમાં ટિબેટ, ચીન, બંગાળાના અખાતના ટાપુઓ, વગેરે પર ફરી વળ્યું. આપણું વાણિજ્ય, આપણું સાહિત્ય, આપણી કલા, આપણું સર્વસ્વ તે કાળમાં ઉત્તમ હતું. એવો કાળ પછી મોગલાઇને વખતે પ્રાપ્ત થયો હતો. પણ ત્યારે આપણે અંતર્વિગ્રહોથી તેને ઝાંખો કરી દીધો હતો.

દિલ્હીના સુલતાનોના રાજ્યતંત્રે આપણને વધારે પ્રાંતિક બનાવી દીધા. તે અગાઉ પણ હિંદુઓ પ્રાંતિક તો બની ગયા હતા. આપણી રાજકીય ને સામાજિક અવનતિનું તે ચિહ્ન હતું. તે કાળનાં મુસલમાની રાજ્યો પણ પ્રાંતિક હતાં. હિંદુસ્તાનનો તે વખતનો ઇતિહાસ યુરોપના વર્તમાન ઇતિહાસને મળતો આવે છે. મોગલોના આવવા પછી ધીમે ધીમે આ પ્રાંતિક ભાવના ઘટવા લાગી. મરાઠાઓનું રાજ્ય આ ભાવનાના વિકાસમાં વિઘ્નરૂપે હતું. દક્ષિણવાસીઓ દક્ષિણમાં રહ્યા ત્યાં સુધી પોતાની સંસ્કૃતિ જાળવી શક્યા. પણ જ્યારે પહેલા બાજીરાવ પેશ્વાએ પેશ્વાઇને ઉત્તરમાં વસાવવાનો પ્રયત્ન આદર્યો અને મરેઠી "ઘોડાં"ને ગંગા ને સિંધુ નદીનાં પાણીમાં સ્નાન કરાવ્યું ત્યારે દાક્ષિણાત્યોની ભાવનામાં તુરત જ ફેરફાર થઇ ગયો. પુનાને હિંદુસ્થાનની રાજધાની કરવા જતાં તેઓને દિલ્હી સર કરવું પડ્યું અને દિલ્હી સર કરતાં પ્રથમ અબ્દલીને હાથે અને પછી કંપનીને હાથે સખત ફટકાઓ ખાવા પડ્યા. ઉત્તર હિંદ લેવા જતાં તેઓ મહારાષ્ટ્ર ખોઇ બેઠા—સામ્રાજ્ય સ્થાપવા જતાં તેઓ "સ્વરાજ્ય" ગુમાવી બેઠા.

આપણા ઇતિહાસમાં દિલ્હી નગરીનો આ ચમત્કાર છે. દિલ્હી, પટણા, કાશી, જૂનાગઢ, એ બધાં સ્થળોનો વિચાર કરતાં હિન્દુસ્થાનનો સમસ્ત ઇતિહાસ આપણી દૃષ્ટિ આગળ ઉભો રહે છે. આ દરેક નગરીનો ઇતિહાસ આપણા દેશનો સંક્ષિપ્ત ઇતિહાસ છે. દિલ્હી એ એશિઆનું રોમ છે. વર્જિલ કવિએ રોમને અમરાવતી—અમરનગરી—નું ઉપનામ આપ્યું હતું. દિલ્હી પણ સામ્રાજ્યનું હૃદય-મસ્તિષ્ક—છે ને તેની ગાદી પણ અવિચળ છે. ઉત્તર હિંદુસ્થાનથી સમગ્ર સામ્રાજ્યનો પ્રવાહ આપણે ત્યાં ચાલ્યો છે. નર્મદાની દક્ષિણમાં આવું નગર કોઇ વાર ઇતિહાસે સિદ્ધ કર્યું નથી. સિપાઇના બળવાનું લક્ષ્ય કલકત્તા નહિ પણ દિલ્હી હતું. લિટને કૈસરેહિંદનો દરબાર ત્યાં જ ભરેલો. કર્ઝનનો દરબાર પણ ત્યાં જ ભરાયેલો. શહેનશાહનો

અભિષેક પણ ત્યાં જ થયેલો. ભારતવર્ષના ઇતિહાસના અંતરાત્માને જાણે કે માન અપાતું હોય તેમ ઇંગ્લાંડે પણ તે જ રાજનગરને છેવટે સામ્રાજ્યની રાજધાની બનાવ્યું. આપણી રાષ્ટ્રીય ભાવનાનું પહેલું યાત્રાસ્થાન આ નગર છે.

આપણા રાષ્ટ્રીય જીવનનો પ્રવાહ અત્યારે ક્યાં જાય છે? ઘણા હિંદુઓ મુસલમાની કાળમાં "ગાય 'અને બ્રાહ્મણોનું પ્રતીપાલન" કરવા મરવાં તૈયાર થતા. એ દિવસો ગયા છે. આપણે આપણા ઇતિહાસને પુનર્જન્મ આપવો છે. તે બાળકને આપણે વીશમી સદિનું બાળક કરવું છે. ઘણો કાળ આપણે જંગલોમાં જઇ આત્મા ને પરમાત્માનો વિચાર કરતાં ગાળ્યો. ઘણો કાળ આપણે જંગલી જાતોને આર્ય ધર્મમાં લાવતાં કાઢ્યો. ઘણો કાળ આપણે અંદર અંદર લડી મરવામાં વીતાવ્યો. પણ હવે! હિંદુસ્તાનને જગત ભૂલી ગયું હતું તે હવે યાદ કરવા લાગ્યું છે. એ યાદ કરતું જગત પિથેગોરાસ, ઍંટનિનસ, સીઝર, કે કોલંબસનું જગત નથી. એ યાદ થતી આપણી ભૂમિ પણ જનક કે કૌટિલ્ય કે પૃથ્વીરાજ કે અકબરના કાળની નથી. જગતના ઇતિહાસમાંના વર્તમાન સમુદ્રમાં આપણો ઇતિહાસ સિંધુ કે ગંગા નદી જેવો ભળી જવો જોઇએ. આપણે આપણા વાણિજ્યથી કે આપણા શાસનથી કોઇ પ્રજાને ગુલામ કરવા ઇચ્છતા નથી. આપણને શાંતિમય અને કરકસરીઉં રાજ્યતંત્ર અત્યારે જોઇએ છીએ. હિંદુઓને, મુસલમાનોને, પારસીઓને, શૂદ્રોને, બધાને, આપણે હિંદી બનાવવા છે. આપણે માની બેઠા છીએ કે આપણે હિંદી છીએ-વસ્તુતઃ આપણે તેવા નથી. આપણા ઇતિહાસનાં પૃષ્ઠો આ ભવિષ્ય તરફ નજર કરી લખાવાં જોઇએ. આગ્રાના તાજમહેલથી હિંદુઓ ફુલાય છે. સાંચીની કલાથી કે ઇલોરાની ગુફાઓથી મુસલમાનો હવે ફુલાવા લાગ્યા છે. હિંદુઓ મુસ્લિમ ઇતિહાસ ને સંસ્કૃતિઓનું ભારતીય દૃષ્ટિથી અધ્યયન કરે તો મુસલમાનો પ્રાચીન્ આર્યોની સંસ્કૃતિનું તે જ દૃષ્ટિથી કેમ અધ્યયન ન કરી શકે?

પ્રથમ જણાવ્યું તેમ આપણે ઇતિહાસ બહુ ઉત્પન્ન કર્યો છે પણ તેનો વિચાર આપણે વિજ્ઞાનદૃષ્ટિએ કર્યો નથી. હવે આપણો ઇતિહાસ વધારે નિયમબદ્ધ (constitutional) બનતો જાય છે. નિર્ણાયક યુદ્ધોનું સ્થાન રીતસર ચુંટાયેલ પ્રતિનિધિઓના વાદ અને અંતે થતી મતોની બહુમતિએ લીધું છે. તે કારણથી આપણે જગતના વર્તમાન ઇતિહાસથી પૂરા વાકેફગાર થવાની જરૂર છે. રોલેટ બિલનું રહસ્ય સમજવા આપણા પૂર્વ ઇતિહાસમાં કોઇ સામગ્રી છે? મ્હેસુલ, કરવેરો, વાણિજ્ય, વગેરેના અભ્યાસ માટે આપણે બહારની મદદની અવગણના કરવી જોઇએ નહીં. એરિસ્ટોટલ, પ્લેટો, માન્તેસ્ક્યુ જેવા ચિંતકો આપણે ત્યાં કેમ ઉત્પન્ન ન થાય? કૌટિલ્યનું "અર્થશાસ્ત્ર", પ્લેટોના લૉઝ, એરિસ્ટોટલનું પૉલિટિક્સ, અને બ્રાઇસનું 'મૉડર્ન ડિમોક્રસીસ,' એ ચારેનો નિષ્કર્ષ આપણે કેમ ન કાઢી શકિયે?

દરેક કાળમાં અહીં પ્રતિભાશાળી માણસો જન્મ્યાં છે. ગૌરાંગે વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કરી બંગાળાને ધર્મભ્રમથી ઉગાર્યું. રામાનુજ અને વલ્લભાચાર્યે આપણને સમકાલીન દૃષ્ટિએ વિશેષ બળવાન કર્યા. કબીરે અને નાનકે મુસ્લિમ–હિંદુ એકતા ધર્મક્ષેત્રમાં ઉપદેશી. અકબરે તેને રાજ્યનીતિમાં ઉપાડી લીધી. યુરોપના સંસર્ગથી આપણું વ્યક્તિત્વ ખોવાયું નથી. આપણા રામમોહનરાય, દયાનંદ, રામતીર્થ, વિવેકાનંદ, ગાંધી, ને રવીંદ્રનાથ ટાગોરનાં જીવનચરિતો સાક્ષીભૂત છે. આપણે તે સંસર્ગની ઉત્તમ બાજુને ઠેલી પણ નથી. આપણા દેશની સંસ્કૃતિનું ભિન્નત્વ ને એકત્વ ઇતિહાસના મહા-

સાગરનાં મોજાં ઉપર દરેક વાર સ્પષ્ટ તરી આવેલ છે. જેમ મહાસાગરનાં ઉછળતાં મોજાં એક શબને કિનારા ઉપર ફેંકી દે છે તેમ એ સંસ્કૃતિને હજી સુધી ઇતિહાસે ફેંકી દીધી નથી. કારણ કે તે સંસ્કૃતિનું શરીર આત્મા વિનાનું શરીર નથી. ભવિષ્યમાં પણ એ અમર જીવ ભારતવર્ષના અત્યારે ખોખરા થએલા પણ બહારથી તેમ જ અંતરથી રોપવામાં આવતાં રસાયનોથી ફરીથી યુવાવસ્થામાં આવતા કલેવરનો કદી પણ ત્યાગ નહીં કરે. આપણા ઇતિહાસની ભાવના આથી કોઇ બીજી કોઇ હોઇ શકે ખરી?

---

## ૧૦૧

રા. રા. જગજીવનદાસ દયાળજી મોદી:

# શ્રી પ્રહ્લાદાખ્યાન

( વૈશ્યકવિ ગિરધરની અપ્રસિદ્ધ કાવ્યપ્રસાદી )

વડોદરાનો વૈશ્યકવિ ગિરધર તેના રામાયણથી મશહૂર છે. ગુજરાતના સામાન્ય જનસમાજને તેનાં સાદાં, સરળ અને ભક્તિરસથી ભરેલાં કાવ્યો બહુ આનંદજનક થઇ પડયાં છે. એના રામાયણની ગામેગામ કથા થાય છે. અને ગિરધરે રામગુણાનુવાદના પ્રચારને માટે એ ગ્રંથ રચેલો છે અને સૌથી પહેલાં પોતાના નિવાસસ્થાન આગળ વડોદરામાં સુલતાનપુરામાં એક બ્રાહ્મણને આગળ રાખીને પોતે જ એક માસ સુધી લોકોની મેદની સન્મુખ રાગરાગણીમાં એ રામાયણની કથા કહી બતાવી હતી. ત્યારપછી બ્રાહ્મણોમાં તે પ્રચલિત થઇ ને ગામડાંઓમાં તેની કથાઓ થવા લાગી.*

ગિરધરનાં કૃષ્ણચરિત્ર અને રાજસૂયયજ્ઞ પણ પ્રસિદ્ધ છે, એ ઉપરાંત બીજાં કેટલાંક અપ્રસિદ્ધ પદો તથા પ્રહ્લાદાખ્યાન હજી અપ્રસિદ્ધ છે. જેની નકલો મેં અસલ હસ્તલિખિત ગ્રંથોમાંથી કરી લીધેલી છે. વસાવડાના કાલિદાસનું પ્રહ્લાદાખ્યાન જાણીતું છે, તેના કરતાં ગિરધરનું પ્રહ્લાદાખ્યાન ઉતરે તેવું નથી. ગિરધરનાં કાવ્યોમાં ઉન્નત કલ્પનાઓ, રસાલંકારની ચમત્કૃતિ, કે શબ્દોનો ઘટાટોપ નહિ માલમ પડે; પરંતુ તેના નીતિપ્રિય ઠરેલ સ્વભાવ પ્રમાણે ઉંડો આનંદ અને સૌમ્ય ભાવના તો ડગલે ડગલે જણાશે જ. તેની સાથે તેનામાં શોધકબુદ્ધિ જબરી હતી; તેથી પુરાણકથાઓ કહેનારા બીજા કવિઓએ જે કેટલીક ગુહ્ય વાતો નથી લખી, તે ગિરધરે શોધન કરીને લખી જણાવી છે, ને જ્યાં દેવચરિત્રોમાં વિપરીતતા જણાઇ આવી હશે, ત્યાં તો તેણે લોકની શ્રદ્ધા ન ખસી જાય માટે સ્પષ્ટ કહી દીધું છે કેઃ—

* કર્તાના જ હાથની પ્રત હાલ તેના વંશજો પાસે છે, તે ઉપરથી રામાયણનો શુદ્ધ ગ્રંથ સસ્તું સાહિત્ય કાર્યાલયને માટે તૈયાર થાય છે.

"તે માટે દેહ ન કરશો વિવેકી સંત સુજાણ;
એ અકળ ચરિત્ર જ દેવતણાં તે કોણે ન થાય પ્રમાણ.
—રા. આ. કાં. અ. ૧૩—

વળી **સીતાજી**નું હરણ થયા પછી શ્રીરામચંદ્ર ભગવાન જે વિરહવ્યથા ભોગવે છે તે જોઈને ઇશ્વરાવતાર ઉપર અશ્રદ્ધા ન થાય માટે કહે છે કેઃ—

"જે શુદ્ધ ચૈતન્ય માયાપતિ પ્રભુવ્યાપક એક અજિત;
"તે માયા તણો અભિપ્રાય દેખાડે છે માયિક જનની રીત.
—રા. અ. કાં. અ૦ ૧૮—

વળી **વાલિવધ**ને પ્રસંગે કહે છે કેઃ—

"એમ દેવચરિત્ર છે ઘણાં અટપટાં, અઘટ ઘટાવે જેહ;
એ જોઈ કોઈ અન્ય મનુષ્ય કરે તો, પડે નરકમાં તેહ.
જળ ઉપર જેણે પૃથ્વી રાખી, સ્થંભ વિના આકાશ;
એવા પ્રભુ છે એક સ્વતંત્ર જ, અખંડ અજિત અવિનાશ.
તે પ્રભુ કરે કરાવે કર્તવ, તે થાય સત્ય પ્રમાણ;
તે જોઈને કો અન્ય કરે તો, નરક પડે નિર્વાણ.
—રા. કિ. કાં.—અ૦ ૭—

કવિને ભક્તિરસ પ્રિય હતો અને તે કારણથી ઘણે ભાગે તેમણે ભક્તિરસનાં જ કાવ્યો લખ્યાં છે. પ્રહ્‌લાદાખ્યાન પણ ભક્તિરસ ખીલવવાને જ એમણે લખ્યું છે. હવે થોડાંક દૃષ્ટાંતો એમનાં એ અપ્રસિદ્ધ કાવ્યગ્રંથમાંથી આપીએઃ—

શિષ્ટાચાર પ્રમાણે ગ્રંથની શરૂઆત કવિ મંગલાચરણથી કરે છે અને કવિકુલગુરુ કાલિદાસની પેઠે વિનયથી પોતાની અશક્તિ જણાવતાં કહે છે કેઃ—

"જેમ અંધ ઇચ્છે પચરંગ કહેવા, અપંગ ઇચ્છે ગંગ;
નિર્ધન ચિંતામણિ ઇચ્છે; કામી ઇચ્છે સત્સંગ.
તેમ ઇચ્છા થઇ એક મન વિષે, તે પૂરીએ શ્રીજદુવીર,
કથા કહું પલ્હાદની જે ભક્તશિરોમણિ ધીર.
કડવું ૧.

ત્યારપછી વૃત્રાસુરવધ, શિશુપાલવધ, ને હિરણ્યાક્ષહનનની કથા ટુંકામાં આપી પ્રહ્‌લાદની ઉત્પત્તિ કવિ બતાવે છે. પણ ત્યાં એક પ્રશ્ન કવિના ભક્તહૃદયને ઉત્પન્ન થાય છેઃ—

"અસુરતણું કુળ મહા અધર્મી, દેવદ્વિજનો દ્રોહ કરનાર જી;
"તેહના કુળમાં કેમ થયો, હરિભક્ત તણો અવતાર જી.
કડવું ૪.

આનું સમાધાન કવિ આગળ જતાં કથાભાગમાં આ પ્રમાણે આપે છે. એક વખતે **હિરણ્યકશિપુ** તપ કરવા બેઠો હતો, ત્યાં આવી **નારદે** હરિ નામની ધૂન લગાવી, એટલે ધ્યાનમાંથી તે જાગી ઉઠયો. પણ **નારદ** અંતર્ધાન થઈ ગયા. હિરણ્યકશિપુ તપ પડતું મૂકી ઘેર ગયો પણ તેના કાનમાં તો હરિ નામના રણકારા જ વાગી રહ્યા હતા. તે રાત્રે તેની સ્ત્રીને ગર્ભ રહ્યો, એટલે ગર્ભને તે સંસ્કાર લાગ્યા. વળી બીજી વખત તપ કરવા ગયો ત્યારે ઇંદ્ર આવી તેનું નગર લૂંટી, બાળી, તેની સ્ત્રીને કેદ પકડીને લઇ ગયો. પરંતુ નારદે આવી તે સ્ત્રીને છોડાવી અને પોતાને આશ્રમે લઇ જઇ તેને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો. આ ઉપદેશ સ્ત્રી સમજી શકી નહિ પણ તેના ઉદરમાં રહેલા ગર્ભે તે ગ્રહણ કર્યો. એ ગર્ભથી પુત્ર ઉત્પન્ન થયો. તે પ્રહ્લાદ, અને એટલા માટે જ તે ભક્તરાજ ઉત્પન્ન થયો. પ્રહ્લાદ મોટો થયા પછી તેને નિશાળે બેસાડયો, પણ ત્યાં તે અસુરની વિદ્યા ન ભણતાં:—

× × × ×

"સ્મરણ કરે ગોવિંદનું શ્રીહરિ નારાયણ દેવ.
ધ્યાન ધરે ધરણીધર કેરૂં જે કહ્યું ઋષિએ રૂપ;
ચિત્તને એકાગ્રે દૃઢ કરીને સમરે વૈકુંઠ ભૂપ.

—કડવું ૯—

અને ઋષિએ—**નારદે**—જે રૂપ કહેલું તે કેવું હતું:—

"દુર્વાદળ ઘનશ્યામ સુંદર, પીતપટ કટી કિંકિણી;
કંચન રત્ન અમૂલ્યમાં સુદીર્ઘ, મેખલા સહીં લંકની.
બાજુ પહોંચી વેઢ વીંટી, કડાં કંકણ ઘૂઘરી;
મુક્તાફળના હાર ઉજ્જ્વલ, વૈજયન્તી માલા ઉર ધરી.
શ્રીવત્સ કૌસ્તુભ ભૃગુલાંછન, નાભિ ગંભિર નીવડી;
શિર પેચ સુંદર, મુગટ મણિમય, ધનુષ્ય નિંદક ભ્રૃકુટી ચઢી.
મુખચંદ્ર કમલ વિશાળ લોચન, કર્ણકુંડળ મણિ ઝળકતા;
અધર અરુણ ચિબુક ચારુ, દંતહીરા ચળકતા.
લક્ષ્મી સહિત શ્રીકાંત શોભે, ચતુર્ભુજ ઘનશ્યામ;
શંખ ચક્ર ને ગદા પદ્મ, ભકત રક્ષક ભગવાન.
ચરણકમળ અજ ઇશ વંદે, સેવે નારદ સનકાદિક સહી;
કોટી શશિઅર કોટી ભાનુ, શતકોટી કામ શોભા રહી.
જપ તપ જોગ વ્રત ધ્યાન ધરતાં, દેહ દમન કરતાં અતિ ઘણી;
તોયે સ્વપ્નામાં દર્શન નહિ, તે ભકતવશ ત્રિભોવન ધણી.

—કડવું ૯—

એ જ ધ્યાન પૂર્વક પ્રહ્લાદે ભણવાને બદલે હરિ નામનું રટણ જ કરવા માંડ્યું અને નિશાળમાં બાળકોને પણ વર્ણમાળાના કક્કાને બદલે હરિગુણગાનનો કક્કો શીખવવા માંડ્યો. તે કક્કો તે આ:—

"પ્રહ્લાદ કહે ભાઇ સાંભળો, કહું કક્કાનો ભેદ;
બત્રીશ અક્ષર તે ખરા, જે અવિચળ વાચા વેદ.

—ઢાળ—

કરીએ કૃષ્ણચરણરજપ્રીતી, રાખીએ દૃઢ વિશ્વાસની રીતિ.
વશ કરીએ ઇંદ્રિ એકાદશ જિતિ, તો માયામાં મોહ ન પામીએ રે.
ખોટા ખેલમાં ચિત્ત નવ ધરીએ, ખળ તણી સંગત નવ કરીએ.
વાસના રહિત ઠેકાણે ઠરીએ, તો દુપદથી રહીએ વેગળા રે.

× × × × ×

વગેરે.

—કડવું ૧૧—

પ્રહ્લાદનો રંગ તો બધી નિશાળને લાગ્યો, તેથી નિશાળનાં છોકરા પણ પ્રહ્લાદની પેઠે ધ્યાન ધરતાં અને ભજન કરતાં શીખી ગયાં. અસુરોથી એ કેમ સહન થઇ શકે ? તેમણે પ્રહ્લાદને પ્રભુભક્તિ છોડી દેવાને ઘણું સમજાવ્યું પણ તે તોઃ—

"જેમ રણસંગ્રામે ચઢે શૂરો, દેહશુદ્ધિ નહિ લગાર,
એમ રાજપુત્ર નિઃશંક થઇને, જપે જુગદાધાર

—કડવું ૧૨—

ગુરુએ શીખામણ દેવા માંડી ત્યારે તેમણે ગુરુને પણ સમજાવી દીધું કેઃ—

× × × × × ×

"તારે પરને તરે પોતે, તે ગુરુ સાચા જાણ.
અજ્ઞાનીને જ્ઞાન આપે, કરે નારાયણનો દાસ;
વાસના બાળે આળ ટાળે, કરે બ્રહ્મવેદ પ્રકાશ.
ગુરુ તો તેહને કહીએ, બાકી સર્વ આળપંપાળ.
પાણી પહેલું વહી ગયું, પછી મૂરખ બાંધે પાળ.

\+ + +

માટે માન મૂકીને કહું છું, તમે પંડિત ગુણભંડાર;
જો ઇચ્છો ભવદુઃખ વામવા, તો જપો જુગદાધાર.

—કડવું ૧૨—

છેવટે ગુરુ રાજા પાસે ફરીયાદ કરે છે કે તમારો કુંવર આપણા કુળની વિદ્યા ન ભણતાં શ્રીહરિસ્મરણ કર્યા કરે છે, અને નિશાળના બીજાં છોકરાંને પણ અવળે રસ્તે ચઢાવી દે છે. આ ઉપરથી રાજા તેને શીખામણ દે છે અને છેવટે પ્રાણ લેવાનો પણ ધાક દેખાડે છે. પણ આત્માને અમર માનનાર પ્રહ્લાદને મરણના ડરની શી અસર થવાની હતી ? હિરણ્યકશિપુ તેમના પ્રાણ લેવાના અનેક ઉપાયો કરે છે. પણ જેને રામ રાખે તેને કોણ મારી શકે એમ છે ? અંતે એક દિવસે પ્રહ્લાદની ખરેખરી કસોટી થાય છે. ભારે સભા ભરી ત્યાં પ્રહ્લાદને

બોલાવી હિરણ્યકશિપુ પૂછે છે કે તારો રામ ક્યાં છે તે બતાવ. એમ કહી તેમને મારવા ખડ્ગ કાઢે છે એટલે સ્તંભ ફાટી નૃસિંહરૂપે પ્રભુ પ્રકટ થાય છે, ને ભક્તની રક્ષા કરી અસુરનો અંત લાવે છે. એ પ્રસંગનું વર્ણન કવિ સુંદર રીતે કહે છેઃ—

" થઇ ગર્જના ઘોર પ્રચંડ, હાલ્યો થંભ ડોલ્યું બ્રહ્માંડ;
ધ્રૂજી ધરા ને સળકયો શેષ, પડયો ત્રાસ અસુરને અશેષ.
ડોલ્યું ઇંદ્રાસન બ્રહ્મલોક, દિશા ચકિત પવન થયો રોક;
ગિરિ શિખર પડયાં છે તુટી, શંભુની સમાધિ છૂટી.
ત્યહાં ડોલ્યા દશે દિક્પાલ, ખળભળીયાં સાતે પાતાળ;
થયો આકાશમાં અંધકાર, ઉછળીયા સિંધુ અપાર
ફાટયો થંભ કરી ચડેડાટ, થયો ગગન માંહે ગડેડાટ;
ત્યાંથી પ્રકટયા નરહરિવીર, મહાધર્મ ધોરિંધર ધીર.
ધર્યું વિકટ ભયંકર રૂપ, રાતાં નેત્ર જાણે અગ્નિરૂપ;
લાંબી જીભ સ્રવે મુખ લાળ, નખ વજ્ર સરીખા કરાળ.
દંત કરકડે ક્રોધની જ્વાળ, કેશવાળી મોટી વિકરાળ;
શોભે સહસ્રભુજા શ્રીકંત, ધર્યાં આયુધ કરમાં અનંત.
કરી ગર્જના ઘોર ક્ષુરાવ, થયો આસુરી ગર્ભનો સ્રાવ;
કેશવાળી કંપાવી જ્યારે, દૈત્ય મૂર્છા પામ્યા ત્યારે.

— કડવું ૨૫ —

આ પછી હિરણ્યકશિપુ સાથે યુદ્ધ થાય છે ને તેમાં તેનો સંહાર કરે છે. છેવટે પ્રહ્લાદને રાજ્ય આપી પ્રભુ અંતર્ધાન થાય છે. આ પ્રમાણે અવનવા પ્રસંગોથી ભરેલી કવિ ગિરધરદાસની આ અપ્રકટ કાવ્યકૃતિ છે. કવિ નિરભિમાનથી પોતાને માટે કહે છે કેઃ—

" તેમ હું દુર્બળ અજ્ઞાની, ન સમજું વિવેક વિચારજી;
બાળકબુદ્ધિ અજાણપણામાં, કર્યો ગ્રંથનો વિસ્તારજી.

અને

" કવિજન કોઇએ ખોડ મા દેશો, નથી મુજ બળબુદ્ધિ લગારજી;
" જે હરિએ કહેવરાવ્યું તેવું કહ્યું છે, અધિષ્ટાતા દેવ મોરારજી.

કોઇ કહેશે કે એમ છે તો પછી એવો ગ્રંથ શા માટે રચ્યો ? તેનું કારણ પણ કહે છે કેઃ—

" પણ હરિ જશ ભક્ત ચરિત્ર કથામૃત, શ્રીનરહરિનો અવતારજી;
એવું જાણીને સજ્જન સંત વિવેકી, તે કરશે અંગીકારજી.



૧૦૨

સ્વ. નર્મદાશંકર લાલશંકર કવિ :

# સ્વ. નાનાભાઈ રુસ્તમજી રાણીનાને કાગળ

[ કાન્તમાલા માટે મોકલનાર રા. રા. મણિલાલ ઈચ્છારામ સૂ. દેસાઇ ]

તા. ૬ઠી જુલાઇ ૧૮૭૦.

પ્યારા નાનાભાઇ,

બનાવો (માની લીધેલા સારા ને માઠા) બને છે. ખૂબી ને ખોડ કુદરતમાં નથી જ—દુનિયાદારીમાં છે. આફ્રીન છે કુદરતને કે મોટા ફિલસુફ ને' મોટા તપેસરી પોતાની ઊંચી અક્કલથી અને મન મારવાના મ્હાવરાથી ગમે તેટલો દાબ રાખે, પણ કુદરત આગળ તે હારી જાય છે. દુનિયદારી—અક્કલ તથા મ્હાવરો એને પણ જસ છે કે જો કે આખરે તો કુદરતને જ તાબે થાય છે, તોપણ તે થોડી ઘણી મુદ્દત સુધી પોતાનું જોર કુદરતની ઉપર છે એમ દેખડાવે છે.

ભાઇ, ન. ક. નું ચોથું નીકળ્યાને ૩ વર્ષ થયાં. હજી પૂરેપૂરૂં બિલ મારાથી ચુકવાયું નથી—બહુજ બળી જાઉં છઉં. સમો ઘણો બારીક જોવામાં આવે છે.

એક દિવસ હું ભાઈ માણેકજી બરજોરજીને ઘેર ગયો હતો, ને વાતમાં તેણે કહ્યું હતું કે “ યૂનિયન ને સમાચાર જોડાયા પછી જેટલું ન. ક. નું કામ ચાલ્યું તેટલાં કામ સંબંધી મારું ને નાનાભાઇનું તમારી ઉપર જે માગણું નીકળે તેમાંથી હું મારી પોતીનું તો દેવાને ચૂકવી ઇચ્છું છું—જ્યારે આટલાં વરસ થયાં ને નિવેડો નથી આવતો ત્યારે ઠાલો ગુંચાડો શું કરવા રેવા દેવો જોઇયે,—માટે નાનાભાઇને કહીને ન. ક. નું જેમ તેમ માંડી વાળો તો સારું.” એ વાત હું તને કહેનાર હતો પણ જોગ ન આવ્યો. હવે એ સંબંધી તારો શો વિચાર છે? બે પ્રેસ જોડાયા પછી કેટલું કામ થયું છે ને માણેકજી કેટલાના હકદાર છે એ જો તું મને જણાવે તો તેટલી રકમને સારુ હું ને માણેકજી ખાનગી સમજીયે, ને બાકી રહેલો યૂનિયનનો અવેજ હું વ્યાજે આણીને અથવા ચોપડીયો સસ્તે કહાડીને તને પૂરો કરી આપું—પણ પ્રથમ માણેકજીનો આંકડો મારે જાણવો જરૂર છે.

તને મેં ક્યૂરેટર ઉપરનું રૂ. ૧૪૦) નું બિલ મોકલ્યું છે, તેનાં નાણાં તને પોતાં કે નહીં તે જણાવજે. જે પાંચસે ચોપડીયો તારે ત્યાં રહી છે, તેને પોણા પોણાનું પૂઠું બંધાવવાને સારુ પોણીચારસે જોઇયે તે હું તને બંધાઇનું બિલ ચૂકવતી વેળા ગમે ત્યાંથી પણ આણી મોકલાવીશ. થોડાએક કાઠીયાવાડથી આવનાર છે, ને થોડાએક કોઇના લઇશ. ચોપડીયો બંધાતાં ઓછામાં ઓછો મહિનો દોઢ તો થશે જ; ને એની અંદર તો હું તને કકડે કકડે મોકલતો જઇશ. માટે બંધાવવા આપજે.

ભાઇ, કોઇ પણ રીતે હવે ત્રણેક મહિનામાં ચોથાનું શેવટ આણી આપ. બારીક વખત

જોઇ ગભરાઉં છઉં. પ્રેસના બિલનો નિકાલ કર. વળી...માણેકજીનું મારું ખાનગી ખાતું રહ્યું તો ચિંતા નહીં. આનો જવાબ લખજો. લા. વખત જોઇ ગભરાતો જતો

નર્મદ.



[ ટિપ્પણ—

ન.-ક.-નર્મકવિતા. માણેકજી બરજોરજી, સમાચાર પ્રેસવાળા, નાનાભાઇ રુસ્તમજી, યૂનિયન પ્રેસવાળા; કવિના પારસી મિત્રઃ. શેયર સટ્ટાના સમયનું દબાણ ૧૮૬૫ થી, યુનાઇટેડ સ્ટેટ્સમાં આંતર વિગ્રહ પૂરો થયો ત્યારથી શરૂ થઇ ચુકેલું.

કાગળની તારીખ સુધી ન.-ક. નું છપામણ અને કાગળનું બિલ ચુકવાયેલું નહીં, અને પાંચસોં નકલો તો હજી બાંધવાની પણ બાકી ! સૌ અધિકારી વાંચનાર સારી જણાવે એવી ચોપડીની ખરીદીમાં પણ ગુજરાતી પ્રજાના પ્રમાદનો આ દાખલો તો નીચું જોવડાવે એવો છે. એ ઝમાનામાં અને ખાસ કરીને કવિની જાતને અંગે ગુજરાતી સાહિત્યમાં અભિવૃદ્ધિને માટે હિંદુ પારસીનો સહકાર,-એ આ કાગળની ઉજળી બાજુ છે. સારી ચોપડીઓના વેચાણમાં આપણે છેલ્લાં પચાસ વર્ષમાં કંઇક પ્રગતિ કરી હશે, તો સાહિત્યપ્રીત્યર્થ હિંદુપારસીસહકારમાં તો આપણે ઉલટા પાછળ પડયા છિયે. ]

૧૦૩

રા. રા. હરિલાલ મૂલશંકર મૂળાણીઃ

# ડગતું હૃદયઃ એક સંવાદ

( સાચો સંન્યાસ એ નાટકમાંથી સમય સંકોચને લઇને ન ભજવાતો એક ભાગ )

અંક ૧ લો

પ્રવેશ ૫ મો.

સ્થળઃ-રસ્તો. તેની પેલી મેર લીલું મેદાન.

સમયઃ-ચાંદની ખીલી રહી છે.

( સન્યાસી માધવાચાર્યની પુત્રિ મનોરમા રાજકુમાર હેમચંદ્રનો હાથ ઝાલી ગાતી ગાતી પ્રવેશ કરે છે.

**મનોરમાઃ** ( ગાયન )

ખીલી રહી ચાંદની, આ શી જો છટા ભરી
અંતરમાંહિ અવનવી સમૃદ્ધિ દે ભરી—ટેક.
ચંદ્રનો વિકાસ પ્રથમ દિન પ્રતિદિન થાય છે;
પૂર્ણિમાં કલાપ્રફુલ્લ સુંદરી ફુલાય છે,
ક્ષીણ તે થતી પછી તિમિરોદરે સમાય છે;
તેમ માનવી જીવનવિકાસ ક્ષીણતા નીમાય છે,
............—ખીલી રહી.

રાજકુમાર, ચાંદનીના પ્રકાશથી છંટાયલાં આ ઘેરા રંગના તરુપલ્લવો આપનાં મંગલ પગલે આભારી થયાં હોય તેમ કેવાં આનંદથી ઝૂલી તમને પવન નાખે છે ? પુણ્યશાળી જીવ, પરમાર્થી વીરપુરુષ, આપનાં વીરોત્સાહે ભર્યાં અંતરને એ ઉત્સાહથી વધાવી લે છે. રે અવિશ્રાંત

દિલવાળા, વિશ્રાંતિ પામશો અહીં ? આનંદ થાય છે અહીં ?

**હેમચંદ્ર**–આનંદ! જેણે પોતાના દેહનો, પોતાનાં દિલનો, પોતાનાં સર્વસ્વનો ભોગ આપ્યો છે; અરે–એ ભોગ આપતાં જેણે કોઇ નિર્દોષ જીવનને દુઃખી બનાવી દીધું છે, કોઇ નિર્દોષ ફુલને ચૂંટી છુંદાવા ફેંકી દીધું છે, તેને આનંદ કેવો ?

**મનોરમા**–રે કુમાર, આટલાં મોટાં મનમાં એવો સંકુચિત ભાવ ભરોમાં. શું સ્વાર્પણમાં અનેરો આનંદ નથી ? તમારો અંતરાત્મા શું કહે છે ? આ દેહનો કે દેહનાં બંધનનો આ હૃદયનો કે હૃદયને વળગેલાંનો એક મહાન કર્તવ્ય માટે ભોગ આપવાથી તમારો આત્મા તૃપ્ત નથી થતો ? તમારો આત્મા પ્રસન્ન પ્રસન્ન નથી થતો ?

**હેમચંદ્ર**–(થોડીવાર વિચારમાં પડી જાય છે. પછી) તમારાં આવાં વચનોનો તે હું શો જવાબ આપું ? એકએકથી વિરુદ્ધ ભાવો મારાં ચિત્તમાં તોફાન જગાવી મને વ્યાકુળ બનાવી દે છે. હું શું કહું કે મારા મનમાં શું થાય છે ? છતાં એટલું તો ખરૂં જ કે મેં એક પારકું છતાં અતિ વ્હાલું જીવન ઝેર કરવામાં ભાગ લીધો છે એ વાતનો ડંખ તો શમે તેમ નથી.

**મનોરમા**–પારકું જીવન ? કોનું ? સુમનનું જીવન તમે પારકું ગણો છો ? પ્રિયા પ્રિયતમ એ તો એક અંગનાં બે પડખાં જ માત્ર. દંપતિ એ એક જ શબ્દ છે તેમ એનું જીવન પણ એક જ છે. તમારી વેદનામાં એ ભાગ ન લે તો તમારા સુખમા એ કેવી રીતે ભાગ લઇ શકશે ?

**હેમચંદ્ર**:–જીવન એક ખરાં પણ તેના ભાગ સમાન ક્યાં ઘડાય છે ? એક કઠોર, બીજો સુકુમાર. જે ઘા કઠિન નર ખમે તે સુકુમાર અબળા કેમ ખમે ?

**મનોરમા**:–ભૂલો છો. પત્થર પર પત્થર પછાડો તો તે કદાચ તૂટી જશે. પણ કોમળ વેલી પર પત્થર પડશે તો તે વળી જઇ ઝીલી લેશે ને પત્થર ઉઠાવતાં ફરી પોતાનું સ્વરૂપ પકડશે. અબળાનું કોમળ અંતઃકરણ મહાન પુરુષોનાં વાઘ જેવાં હૈયાં કરતાં ય વધારે સહનશીલ હોય છે, કુમાર.

**હેમચંદ્ર**:–(સ્વગત) આને શું કહું ?

**મનોરમા**:–કેમ બોલ્યા નહીં ? એનો ઉત્તર ન મળ્યો, ખરૂં ? ક્યાંથી મળે ? સ્ત્રીઓના સ્વભાવનો એક નમૂનો તમારે જોવો છે ? (ચંદ્ર બતાવતી) પેલી ચંદ્રા જોઇ ? અશાંતિમાંથી શાંતિ અને શાંતિમાંથી આનંદ પ્રકટાવે એવો એનો શીતળ પ્રકાશ છે. જે જાતે બળે છે તે જ બીજાંને બળતાં બચાવી શકે છે, બીજાંને શાંતિ અને આનંદ પણ તે જ આપી શકે છે. બળતાં હૃદયોમાં અમી સીંચવા ચંદ્રાએ જાતે બળવું સ્વીકાર્યું છે. ચંદ્ર, તમે પણ પરની વેદના શમાવવા જાતે વેદના સ્વીકારી છે.

**હેમચંદ્ર**:–(નિઃશ્વાસ નાખે છે) હે શિવ !

**મનોરમા**:–શાંત થાઓ, ભાઈ. શ્રદ્ધા રાખો કે એ વેદનાના તાપથી શુદ્ધ થઇ ભીષ્મવ્રતના પ્રતાપથી પુનીત થઇ તમે તમારી અર્ધાંગનાને વધારે ભાગ્યશાળી બનાવી શકશો. તેનાં સૌભાગ્યને દિવ્ય બનાવી શકશો.

**હેમચદ્ર**–ઓ બ્હેન, તારાં મીઠાં અને આશાભર્યાં વચનો મારાં હૃદયમાં ત્હાડક રેડે

છે, પણ આજ મારૂં ચિત્ત, મારી બુદ્ધિ, મારૂં કર્તવ્યજ્ઞાન મારા હાથમાં નથી. હું કિંકર્તવ્યમૂઢ બની ગયો છું. આજ જગતને હું જૂદી જ નજરે જોઉં છું. સંસાર આખો મને પ્રેમમય ભાસે છે. જડ વસ્તુઓના પણ અણુએ અણુ પ્રેમથી આકર્ષાઇ એક બીજાને ચોંટી રહ્યાં છે. સૂર્ય, ચંદ્ર, ગ્રહો, સર્વની ગતિને એ જ આકર્ષણ નિયમિત કરે છે. ચેતનસૃષ્ટિમાં પણ જોઉં છું તો જૂનું જાય છે ને નવું પેદા થાય છે. શું વનસ્પતિમાં કે શું પ્રાણીમાં એ ક્રમ અવિશ્રાંત ચાલ્યો જ જાય છે. અને એ સર્વને નિયમમાં રાખનાર એક જ સૂત્ર સર્વત્ર દેખાય છે. પ્રેમ! જલમાં જાણે એનો જ રસ ભર્યો છે, પત્થરમાં જાણે એ જ ભાવ ઘટ્ટ જમાવ્યો છે, પુષ્પોમાં જાણે એનું જ મધુ પમરે છે, આકાશમાંથી જાણે એનો જ નાદ ઘૂમે છે, સૃષ્ટિ આખી જાણે મને એક જ ઉપદેશ આપી રહી છે–પ્રેમ! અહા બ્હેન, એવી રીતે મારાં આખાં જીવનમાં ઓત-પ્રોત થઇ રહેલ એ પ્રેમને તે હું કેવી રીતે દૂર કરી શકું?

**મનોરમા**–ભાઇ, સૃષ્ટિ તો એક જાતનું સંગ્રહસ્થાન છે. જેને જેવું જોઇએ તેવું તેને તેમાંથી મળી રહે છે. મનનો એ સ્વભાવ છે કે પોતાની વૃત્તિને અનુકૂળ જ–વૃત્તિને પોષણ મળે તેવું જ કંઇક દરેક ચીજમાંથી શોધી લેવું. એટલે પ્રેમીનું મન સૃષ્ટિમાં પ્રેમ જ શોધે છે, અને તેને દેખાય છે પણ સઘળે પ્રેમ. પાપી અને અધમ વૃત્તિવાળાઓને એ જ સૃષ્ટિ પાપના સૂચનો અને પ્રલોભનોથી ભરેલી ભાસે છે, જ્યારે ભક્તજન એમાં જ પરમાત્માને શોધે છે અને સાક્ષાત્ પામે પણ છે. ભાઈ, રંગ દષ્ટિને લાગે છે સૃષ્ટિને નહીં. દષ્ટિને કેવો રંગ લગાડવો એ તો પોતાના હાથની વાત છે. એમાં સૃષ્ટિનો કે સૃષ્ટિકર્તાનો કંઇ દોષ નથી.

**હેમચંદ્ર**–બ્હેન, તું જ્ઞાની પિતાની પુત્રિ થઇ એટલે જ્ઞાનની વાતોથી મને મ્હાત કરે છે. પણ વાત માત્રથી મ્હાત થાય એવું આ હૃદય નહીં.

**મનોરમા**–છતાં પણ લીધેલી પ્રતિજ્ઞા પાળવી, એટલું તો હૃદય કાબૂમાં રાખશો કે નહીં?

**હેમચંદ્ર**–પરમાત્માને હાથે વ્હાણ સોંપીશ, જેમ હાંકવું હોય તેમ હાંકે.

(નેપથ્યે ગિરજાનો સૂર સંભળાય છે)

"નાવલીયા કરી નેહ. ભુલી શું ગયા રે?"

× × ×

(હેમચંદ્ર ચમકે છે) એ કોણ ગાય છે?

(નેપથ્યે ગાન આગળ વધે છે.)

"ગંગાનાં તીરે રે અમૃત પીધાં

"પીધાં તે પાછાં ન દીધાં—ભુલી શું ગયા રે?"

× × ×

**હેમચંદ્ર**–(સ્વગત) ગંગાને તીરે?–અમૃત પીધાં? રખે–?

**મનોરમા**–સાવચેત વીરા મન તો એવું ચંચળ પંખી છે કે જ્યાં ફાવ્યું ત્યાંથી ઉડી જશે. માટે તેનું પાંજરૂં સંભાળજો. (સ્વગત) શું આ દૃઢ રહી શકશે? પિતાજીએ પાત્ર જોયા વિના પ્રતિજ્ઞા લેવરાવી છે. ક્યાં આનો ગજસી સ્વભાવ અને ક્યાં એ કારમી પ્રતિજ્ઞા! (જવા જાય છે)

**હેમચંદ્ર**–ક્યાં ચાલ્યાં તમે?

**મનોરમા**–તરંગ ચાલે ત્યાં.

**હેમચંદ્ર**-જરા સબૂર, મારાં શાંતિદાતા, મારાથી દૂર ન થાઓ.

**મનોરમા**-(હસી) કુમાર, તમારૂં મન ચંચળ છે તે કરતાં પણ અમે વધારે ચંચળ છીએ. એ પંખીને તો તમે ધારશો તો પાંજરામાં પૂરી બાંધી શકશો; પણ અમારી પાંખો તો પાંજરાંને પણ તોડી શકે છે. નદીના તરંગને તમે રોકશો? પવનની લહરને અટકાવી શકશો? જો એને રોકી શકો તો મને રોકવા આવજો.

(જાય છે)

**હેમચંદ્ર**-કેવી વિચિત્ર સ્ત્રી! એનો સ્વભાવ સમજવો એ મારે માટે તો એક કોયડો છે.

(નેપથ્યે ગાન)

"ગંગાનાં તીરે રે અમૃત પીધાં
પીધાં તે પાછાં ન દીધાં
ભૂલી શું ગયા રે?"

× × × ×

(આ પછીનો ભાગ ભજવાય છે)



# બારમાસ

( કાન્તમાલા માટે મોકલનાર શા. શાં. અંબાલાલ બુલાખીરામ જાની )

( પદ )

બારે માસ સ્વામી તે સરખો સદા જીવ જાણ્યા વિના ભવ ભટકે:
માસને ખાસ જાણે રખે માનવી તુજ નિજરામશું બુદ્ધિ અટકે. બારે૦

કાર્તિકે કાં તકે ચેતે નહી જીવડા નિત્ય અવસર એવો નહિ જ આવે:
પંચ ઇંદ્રિયતણું જ્ઞાન છે તુજ વિષે તે નીચ કરતે કરી કાં ખપાવે ?
શ્વાન શૂકર બીડાલ ઉષ્ટ્ર ખર તે તણી વૃત્ય લેઇ શું રે જીવે ?
વચન ગુરુનાં સુણી ચિત્ત ચેતે નહીં પડે અંધકૂપે લેઇ હાથ્ય દીવે: બારે૦

માર્ગશીરે સુખ હશે ગુરુદેવથી જે ગુરૂ બ્રહ્મવિદ્યા જ પોપે
આત્મ જાણ્યા વિના ભવવિષે આફળે આપ ઓળખ્યા વિના કાલદોષે:
ભક્તિ ને જ્ઞાન વૈરાગ્ય સીડી સદા તે વિના ગુરુગમ કો નવ્ય પામે:
હરિ ગુરુ સંતનાં ચરણ સેવો સદા તે વરાંસે જે કો રહેશે મામે. બારે૦

પોષ તું તુજને માહાબ્રહ્મ રસ વડે જો જડિ હાથ્ય તુંનિ વાક્યતીના:
જે રસઅરથે ઇશ અહર્નિશ રટે શ્રીમુખે અચ્યુત ગાયે ગીતા:
સંતસંગ સાધુ માંહાં તું પોષાદશ જો હાથ જડશે તુંનિ હેત હરિનું:
જીવતો જીવતે મુક્તિ માંહાં લય સદા એ સમઝતે કાજ સરશે જ નરનું: બારે૦

માહા જન જાણ રે હાણ નિત્યે હોયે કાલકરબત તોરૂં આયુષ કાપે:
કામ ને ધામ ધન દેખી શું ધસમસે સીપ માટે રૂપામોહોર ન આપે:
માહાત્મ જાણીઉં નહિ જ માહારાજનું કાજે ઠામ્ય અકાજ કીધું:
દેહાતીતને ઠામ્ય તે દેહ ભજ્યો અમૃત ઢોળી ને વિષ પીધું: બારે૦

**ફાલ**માંહે ગુણ છે ઘણો જીવડા ફાલ બોલે તેહને કાઢિ શોધીઃ
તે જાણ્યા વિના ભટકે બહુ ભવ વિષે મુક્તિનું દ્વાર તે મુક્યું રોધીઃ
કરમ નાના કરે શુભ અશુભ ભોગવે સ્વામી સમીપથી નવ્ય દેખે
શબ્દાતીત શબ્દે કરી ઓળખે તે નર નાવે નામવેષેઃ બારે૦

**ચિત્રવિચિત્ર** એ ચપલ માયા ખરી ચિત્ત દેઇ હૃદે જો વિચારીઃ
ઇંદ્ર ને ચંદ્ર મુનિ સર્વ ક્ષરવાતણા મરવાતણા માન્ય જે થયા સંસારીઃ
તું છે ક્રીડામૃગ કાલ માયા તણો મૂઢ મકલાઈ શું મૂછ મરડે ?
કેહી નિદ્રાએ સૂતો બકે પામરા કાલ તુજ ગ્રહેવા હાથ કરડે ! બારે૦

**વૈશાખ** જોતાં તું કશું જીવડા પર્વત સરખા બહુ કોટિ ખાધાઃ
દિનકર સાથે કાલદાવે ફીર્યો પણ કાલની દાઢિમાં તે ન લાધ્યાઃ
ઐશ્વર્ય ને આયખું જે દશગ્રીવનું બગદાલભ્ય લોહોમસ્ય સરખા
બહુ કાલ જીવ્યા પણ્ય કાલ લેખો નહીં બુંદ લેખું કશું યમ વર્ષાઃ બારે૦

**જયેષ્ટ** પદ જોતાં એ જ ભાસ્યું મને જે ઇશ્વર ઓળખી અને આપ ગાળોઃ
હરિ ગુરુ સંતનાં ચરણ સેવો સદા બ્રહ્મ અગ્નિઇ નિજ કર્મ બાળોઃ
જ્યેષ્ટ માસે જલ જ્યાંહાં તાંહાં ઉમટે અવની અંકુર જયમ મુકે લીલાઃ
ઇમ અંગ અંગમાં સ્થકી આતમા પ્રગટે જો આદ્ય અહંકારના કાઢ ખીલાઃ બારે૦

**અષાડ** માંહે પડયા દોહેલા નર નીસરે દેહગૃહ રૂપીઉં ગર્ક મોહૂંઃ
એમાં ગરકાવ થયા સુર મુનિ નાગ સર્વ એ સત્ય દીસે પણ માંહ્ય ઓહૂંઃ
**એ મોઆપોલાવાહામા** બહુ જ અધવચ ગયા ષટ્ દર્શન ખટચપટચ કરતા
જેહેનું હાથ અચાનક આવી હરિ ગૃહ્યો તે જ નર નીસર્યા નેટિ મરતા. બારે૦

**શ્રાવણે** શ્રવ તું સર્વ દીસે ખરૂં ક્ષણું ક્ષણું ક્ષરતી જાયે કાયાઃ
કાલનું ચક્ર તે સહુને સરખું દલે સુર મુનિ દાનવ રંક રાયાઃ
આતમા ઓળખે તે જ અળગો પડે જયમ **જાલમાહાથીમેંનહોએ** જ પાણીઃ
એ અકલ કલા અદ્દ્ભુત સદ્દ્ગુરુ તણી માહાજન હોશે તે રહેશે જાણીઃ બારે૦

**ભેદ્રવે** સઘળો ભેદ પામે સ્થકે જીવ શિવ મિલી રસરૂપ થાયેઃ
પંડબ્રહ્માંડ તે એક ભાસે જયદા તદા કટા ભેદીને જંતુ જાયેઃ
જાંહાં નહીં લોક પરલોક કારણકરણ વચન ઉચ્ચાર વિધિ ધ્યે ન ધ્યાતાઃ
આશ્ચર્યખેલ આપે જ લહે આપણો જગતજંજાલ મહીં શિવ ધાતાઃ બારે૦

**આસો** આ સોઽહં પ્રત્યક્ષ પ્રમાણ રમે જેને શ્રુતિ સ્તવી કહે પ્રપંચપારેઃ
આપે ઉપાસે આપ આપે રમે કીરતન સાધન નહીં છે વિચારેઃ

આપ ઇચ્છાઈં આપ વિલસે સદા મન વિના છે મુદા જ'ન જાણોઃ
અણચવ્યું આપ સમજે થકી ઓળખે તે નર દેહમાં નથી બંધાણોઃ. બારે૦

એ બારે માસ પૂરણ થયા તેહનિં જે જને અર્થ એહનો જ પ્રીછયોઃ
વ્યપૂં વિમલ આકાશવત્ થઇ રહ્યો શિવપદે લીન હવો જીવ ન ઇચ્છયોઃ
શીખે સાંભળે અનુભવે જે નર તે નર તે તદ્રૂપ થાયેઃ
પ્રત્યક્ષ રામ રમતાનેં ઓળખી અખા સદ્‌ગુરુનો વ્હાલ હોયે તે જ ગાયેઃ બારે૦

॥ बारे मास संपूर्ण ॥

---

**ટિપ્પણ**

માપ ઉપરથી પ્રભાતિયું લાગે છે. કરતેં કામો, કૃત્યો.

૩ વાક્યતીતાઃ પરબ્રહ્મ. પોષાઈશઃ ત્હને જ્ઞાન રૂપી પોષણ મળશે.

૪ કાજે૦ જે કાર્ય ન કરવાનું તે કર્યું, કરવાનું તે ન કર્યું.

૫ કાઢિઃ કાઢ. સમીપથીઃ સમીપ છતાં.

૬ ક્ષરવાતણાઃ ક્ષર. જે જે સંસારી તે તે સર્વને મર્ત્ય જાણ. કેહીઃ કઈ તુઝ ગ્રહેવાઃ તને ઝડપવા માટે આતુર થઈ રહ્યો છે.

૭ જોતાં તું કશુંઃ જુવે છે કે નહીં, અલ્યા ? દશગ્રીવઃ રાવણ. બગદાલભ્ય, લોમસ, ઘણું લાંબું આયુષ્ય ભોગવનારા. ઋષિઓ ( જુવો મહાભારત, વનપર્વ; જૈમિનિ–પાંડવાશ્વમેધ; વગેરે ). યમઃ જેમ.

૮ અગ્નિઇંઃ અગ્નિવડે. ઉમટેઃ નીકળી આવે. જેમ લીલા અંકુર જમીનમાંથી ફુટી આવે, પહેલાંના સૂકાં ઠૂંઠાં કહાડી નાખે તો જ; તેમ પ્રથમ અહંકારના ખીલા ઇત્યાદિ.

૯ અને ૧૦ માં નીચે લીટી છાપી છે તેટલા અક્ષરમાં શબ્દ વિભાગ શો અને અર્થ શો લેવો તે બેસતું નથી. એટલે ૯ માં બેહુ તે કયા બે તે પણ વિચારવાનું રહે છે. આમાંથી ૧૦ માં "જ્યમ જલમાંથી ન હોએ જ પાણી " એમ કદાચ હોય.

૧૧ બધો ભય દ્રવી જાય ભેદ–સાચો ભેદ–પામી જઇએ એટલે. ધ્યે–ધ્યેય.

૧૨ કાર્તકે કાંતકે અને આસો આસોઽહં એમ મૂલમાં બેવડું છે નહીં. પ્રથમ સ્થળે ત્રણ અક્ષર અને બીજે બે અક્ષર બેવડાવીને ઉપર પંક્તિઓ છાપી છે તે સૂચન માત્ર છે.

વ્યપૂં=વપુઇં.

દરેક માસના નામમાં શ્લેષ હોવાથી તે વાક્યનો બીજો અર્થ પણ લેવાય છે; પરંતુ અહીં માત્ર મૂળ છાપવાનો જ ઉદ્દેશ હોવાથી માત્ર ટિપ્પણ આપ્યું છે. પૂરૂં વિવરણ રચવાનો આશય નથી. તથાપિ છેવટમાં એટલું ઉમેરીશું કે કવિ સવિતાનારાયણની અલંકાર ચંદ્રિકામાં રત્નાવલિ અલંકાર આપ્યો છે તે જાતની જ અખાની માસોનાં નામ આવે છે તે દરેક પંક્તિ સધાયેલી છે.

૧૦૫

રા. રા. " ઓશીંગણ ":

# મર્મવાણી થોડી થોડી

( ૫૯ )

શું કહાવિયે ઓધાની જોડી રે ! ઝાઝેરાં તમને ? ધ્રુવ.

ઓધાની જોડી વ્હાલા, માધાએ તોડી ત્યારે—
રાધા બિચારી મરોડી ! શું૰

સોળસો ગોપી અમે તો હારીને બેઠાં રે—
કુબ્જા ફાવી લૂલી ખોડી ! શું૰

ત્યાં જઇ કીધાં વ્હાલે માબાપ બીજાં રે—
અહીંઆં ચોળાવી રાખોડી ! શું૰

ઓશીંગણ પ્રભુજી ભક્તના ભાવની રે—
મર્મવાણી થોડી થોડી ! શું૰



૧૦૬

રા. રા. કાવસજી જમશેદજી સંજાણાઃ

# સંસ્કૃત સુભાષિતોના સમશ્લોકી અનુવાદ

( શાર્દૂલવિક્રીડિત )

यद्धात्रा निजभाल०

સૃષ્ટાએ લખ્યું જે કપાળપટમાં સંપત્તિ થોડીઘણી
તે પામો મરુદેશમાં ય; વધુ ના પામો સુવર્ણાદ્રિથી;
તો ધીરા થઇ, ભાઇ, કોટિપતિને ના દાખવો દીનતાઃ
કાઢો અબ્ધિથી, વા કુવાથી,–ઘટમાં છે નીરની તુલ્યતા !

रे रे चातक०

ભાઇ ચાતક, સાવધાન મનથી મ્હારૂં જરા સાંભળ,
આકાશે બહુ હોય મેઘ પણ તે સૌમાં ન તેવૂં બળ;
કોઇ વૃષ્ટિથી ભૂમિ તૃપ્ત કરતા, કોઇ વૃથા ગર્જતા,
જેને જોય જ તેની તેની નિકટે દેખાડ મા દીનતા !

अर्धं दानववैरिणा०

અર્ધો દેહ જ શૈવ અચ્યુત હરે, અર્ધો હરે પાર્વતી;
આ પેરે લય પામતાં જગતમાં કામારિ, હે ભૂપતિ,
ગંગા સાગર જાય, ચંદ્ર ગગને, નાગેશ પાતાલમાં,
સર્વજ્ઞત્વ અધીશ્વરત્વ તુજમાં, ને ભૈક્ષ્ય તો મુજમાં !

व्यास्य नैकतया०

ના એકત્ર કીધાં બૃહત્ શ્રુતિગણો, જન્મ્યો ન વલ્મીકથી
બેઠો અચ્યુતનાભિમાં નવ, મહાભાષ્યો ન ભાષ્યાં કદી,
ચિત્રાર્થા સુબૃહત્કથા કથી નથી, ના છૂં સુરેનો ગુરુ,
રાજન્ ત્વદ્ગુણકોટિકોટિકવનો શી રીત હૂં તે કરૂં !

अयं मार्त्तण्डः किम्०

આ માર્ત્તંડ ખરે પ્રતાપનિધિ ? ના ના, સપ્ત અશ્વો મળે;
અગ્નિદેવ જ સત્ય આ પ્રખર ? ના, તે સર્વ દિક્ પ્રજ્વળે;
પોતે ઉગ્ર કૃતાન્ત આ ?–મહિપ ક્યાં ક્યાં પાશ એના કહોઃ
વિભ્રાન્તિથી ભવત્પરાક્રમ રણે દેખે દ્વિષત્સૈનિકો !



૧૦૬

૧૦૭

રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયાઃ

# ઝરણાં ! શાને હા ! આમ સૂકાઓ ?

( પદ )

શાને હા ! આમ સૂકાઓ ?
ઝરણાં !
શાને હા ! આમ સૂકાઓ ?
શું ઝીણાં છો તેથી મૂંઝાઓ ?
ઝરણાં !
શાને હા ! આમ સૂકાઓ ?
ઝીણાં છતાં છો પ્રભુનાં પ્રેર્યાંઃ
તો પછી કાં લજવાઓ ?
ઝરણાં !
શાને હા ! આમ સૂકાઓ ?
ન્હાનાં તથાપિ સુન્દર બ્હેશો
નિર્મલ નીરનાં વહાવો;
ઝરણાં !
ના ! ના ! ન આમ સૂકાઓ
કૈંક તલસતાં રસીયાંઓની
રસની તરસ છીપાવો;
ઝરણાં !
શાને હા ! આમ સૂકાઓ ?
મનહર મીઠાં અમી અનેરાં
આછાં આછાં ઝૂકાવો;
ઝરણાં !
ના ! ના ! ન આમ સૂકાઓ.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.



૧૦૮

રા. રા. રામનારાયણ વિશ્વનાથ પાઠકઃ

# પૃથિવી સૂક્ત*

દીક્ષા બૃહત્ સત્ય ને ઋત ઉગ્ર
ધારે પૃથ્વીને, તપ ને બ્રહ્મ યજ્ઞ,
તે ભૂત ને ભાવિની પત્ની પૃથ્વી
કરે વિશાળ અમ કાજ લોક. ૧

ન સંકડાતાં મહીં[1] માનવો છે,
ઊંચા લાંબા દેશ ને પાધરો જ્યાં,
ધારે નાના વીર્યની ઓષધિ જે,
ભૂ! વિસ્તરો, મ્હેર કરો અમોને. ૨

જેમાં પાણી સિન્ધુ છે ને સમુદ્ર,
જ્યાં અન્ન ને કૃષ્ટિઓ[2] ઊપજે છે:
જ્યાં આ પ્રાણી ગતિવાળું સ્ફુરે છે,
તે ભૂ! અમને પ્રથમ પેય આપો. ૩

જે પૃથ્વીને ચાર દિશા રહી છે,
જ્યાં અન્ન ને કૃષ્ટિઓ ઊપજે છે;
ધારે પ્રાણી ગતિવાળું બહુ, તે
રાખો અમોને ગાય ને અન્નમાંહી. ૪

---

* અથર્વવેદના ૧૨ મા કાણ્ડના ૧ લા અનુવાકના ૧ લા સૂક્તનો અનુવાદ કરવાનો આ પ્રયત્ન છે. મૂળનો અર્થ મૂળના છન્દો, મૂળનું સંગીત સમજવાની, તથા તેમાંથી જે કાંઇ સમજી શકાય તેને ગૂજરાતીમાં ઉતારવાની મુશ્કેલીઓ જોતાં મને આ સાહસ જ લાગે છે છતાં પહેલા પ્રયોગ તરીકે તેની ભૂલો વિદ્વાનો દરગુજર કરશે એમ આશા રાખું છું. અર્થ કરવામાં વ્હિટની અને ગ્રિફિથ બન્નેની મેં મદદ લીધી છે.

સૂક્તની અનુક્રમણીમાં અનેક છન્દોનાં નામો આપ્યાં છે. વ્હિટની તેનું સાદું વર્ગીકરણ કરે છે. મેં બને તેટલું મૂળને અનુસરીને, ગાયત્રી, અનુષ્ટુભ્, ત્રિષ્ટુભ્. અને જગતીમાં અનુવાદ કરેલો છે અને, એક પાદમાં અનુક્રમે ૮,૮,૧૧,૧૨ અક્ષરો આવે એવું એમનું સાદું લક્ષણ સ્વીકાર્યું છે. ક્યાંક ૧૦ અક્ષરનું પાદ પણ આવી ગયું છે.

૧, असंबाधं बध्यतो માનવાનાં અને...मध्यतो ...એવા બે પાઠ પૈકી બીજો અહીં સ્વીકાર્યો છે.

૨ મૂળનો कृष्टयः શબ્દ જ અનુવાદમાં પણ રાખેલો છે. તેનો શબ્દાર્થ ખેતી થાય છે પણ ખેતી કરનાર માણસો–માણસની જાતોના અર્થમાં એ શબ્દનો ઉલ્લેખ ઘણી વાર થાય છે.

જેમાં પૂર્વે પૂર્વજો શૌર્ય ખેલ્યા,
જેમાં દેવોએ અસુરોને હરાવ્યા,
આવાસ અશ્વો ગાય ને પક્ષીઓનો,
અમને આપો પૃથ્વી તે ભાગ્ય, વર્ચસ્. ૫

વિશ્વંભરા વસુધા ને પ્રતિષ્ઠા,[3]
હિરણ્યવક્ષા, ઠામ દે જંગમોને,
ધારે વૈશ્વાનર અગ્નિ ને જે,
ઇન્દ્રઋષભા,[4] દ્રવ્યે થાપો અમોને. ૬

સૂતા વિના રક્ષતા નિત્ય જેને,
દેવો પૃથ્વી--ભૂમિને અપ્રમાદે;
તેહ દૂઝો મધુ પ્રિય, કરો પ્રોક્ષણ તેજનું. ૭

અગ્રે હતી અર્ણવે સલિલ જેહ,
માયાથી જે અનુસર્યા મનીષિઓ,
જે પૃથ્વીનું અમૃતરૂપ હૃદય
સત્યે છાયું પરમ વ્યોમમાં છે,
દ્યો તેજ બલ તે ભૂમિ, અમને રાષ્ટ્ર ઉત્તમે. ૮

જેમાં પાણી ફરતાં એક રીતે
અહોરાત્ર અપ્રમાદે ઝરે છે;
તે ભૂમિ બહુ ધારા દૂધ દૂઝો,
કરો પ્રોક્ષણ તેજનું. ૯

જેને માપી અશ્વિનોએ, વિષ્ણુનાં વિક્રમો[5] જહીં;
કરી શચીપતિ ઇન્દ્રે, નિઃશત્રુ આપમાટ જે;
તે ભૂમિ, માત પુત્રશું, વિસર્જો પય મૂજને. ૧૦

---

૩ ધારણ કરનારી, એવા યૌગિક અર્થમાં આ શબ્દ અહીં વપરાયો છે.

૪ ઇન્દ્ર જેનો ઋષભ-આખલો છે એવી.

૫ મૂળ અર્થ પગલાં થાય છે. સવારે બપોરે અને સાંજે આકાશમાં જે ત્રણ સ્થિતિઓ સૂર્યની છે તેને પગલાં કહેલાં છે. આમાંથી જ વામનનાં ત્રણ પગલાંની પુરાણ કથા ઉત્પન્ન થાય છે. વિક્રમનો અર્થ પરાક્રમ પણ થાય છે.

તારા ગિરિ હિમવન્તા પહાડે
અરણ્ય તારૂં પૃથિવિ રૂડું હજો,
ભૂરી કાળી લાલ ને વિશ્વરૂપ[૬] !
ઇન્દ્રે-રક્ષી ધ્રુવ ભૂમિ પરે હું,
રહું ઊભો અજીતાયો, અહણાયો જ અક્ષત. ૧૧

પૃથ્વી તારૂં મધ્ય જે નાભિ તારી,
તારા તનૂથી શક્તિઓ ઉદ્ભવી જે,
તેમાં મૂકી શુદ્ધ કરો અમોને,
ભૂમિ માતા પુત્ર હું પૃથ્વી કેરો,
પિતા પર્જન્યે અમને ભરી દો. ૧૨

બાંધે વેદી જેહ ભૂમિની માંહી,
સૌ કર્મકારી યોજતા યજ્ઞ જેમાં,
રોપાયે છે યૂપ જે પૃથ્વીમાંહી
ઊભા, તેજસ્વી, આહુતિઓની સામે,
અમને ભૂમિ વાધતી તે વધાવે. ૧૩

પૃથ્વી રાખે દ્વેષ અમથી લડે જે;
પજવે મનથી વા કારી શસ્ત્રે,
પ્હેલો ઘા દે વશ તેને કરી દે. ૧૪

તૂંથી જન્મી મર્ત્યો તૂંમાં ફરે છે,
ધારે છે તું બેપગાં ચોપગાંને.
તારા પૃથ્વી પાંચ આ માનવો છે,
જે મર્ત્યોને અમૃત એવું જ્યોતિ
સૂર્ય ઊગન્તો રશ્મિથી વિસ્તરે છે. ૧૫

દૂઝો અમને તે પ્રજા સૌ સમગ્ર,
પૃથ્વી મને મધુ દે વાણી કેરૂં. ૧૬

સર્વ-જનની માતા ઓષધિની,
ધ્રુવા પૃથ્વી ધર્મથી જેહ ધારી,
રૂડી કલ્યાણી પર ચાલું નિત્ય. ૧૭

---

૬ વિશ્વ એટલે સર્વ.

મોટા વાસ, થઇ છે તું મોટી,
મહાન વેગ, કંપ, તારો ધ્રુજારો,
મહાન ઇન્દ્રે રક્ષતો અપ્રમાદે,
તે ભૂમિ અમને ખૂબ, ઝળકાવો હિરણ્ય શા,
મા કરો દ્વેષ કો અમ. ૧૮

ભૂમિમાં ને અગ્નિ છે ઓષધિમાં,
પાણી ધારે અગ્નિને, છે શિલામાં,
જનોની માંહીં છે અગ્નિ,ગાય અશ્વે ય અગ્નિઓ. ૧૯

દ્યૌથી અગ્નિ તપે છે ને,
અગ્નિદેવનું ઉરુ અંતરિક્ષ,
મર્ત્યો પ્રગટાવે અગ્નિ, હવ્યવાહ ઘૃતપ્રિય. ૨૦

અગ્નિવસ્ત્રા ઘૂંટણે કાળી પૃથ્વી,
મને કરો તીક્ષ્ણ ને તેજવન્તો. ૨૧

ભૂમિમાં દેવને દે છે, યજ્ઞ હવ્ય યથાવિધિ,
મનુષ્યો મર્ત્ય જીવે છે, અન્ન સ્વધાથી ભૂમિમાં;
તે ઘો ભૂમિ પ્રાણ આયુ અમોને,
દીર્ઘ આપો મુજને પૃથ્વી આયુ. ૨૨

પૃથ્વી તારો ગન્ધ જે ઊપજ્યો છે,
ધારે જેને ઓષધિઓ, પાણી જેને,
જેને ગન્ધર્વો અપ્સરા ભોગવે છે,
તેહથી સુરભિ કર, મા કરો દ્વેષ કો અમ. ૨૩

પેઠો તારો ગન્ધ જે પદ્મમાંહીં
સૂર્યા કેરા જેહ વિવાહમાંહીં,
અગ્રે સ્રજ્યો અમરોએ ગન્ધ, પૃથ્વી !
તેહથી સુરભિ કર, મા કરો દ્વેષ કો અમ. ૨૪

જનોમાં ગન્ધ જે તારો, સ્ત્રીમાં ભગ નરે દ્યુતિ;
જે અશ્વોમાં વીરોમાં, પશુમાં હસ્તિઓ વિશે;
કન્યામાં ભૂમિ! જે વર્ચસ્, તે અમો સાથ જોડજે,
મા કરો દ્વેષ કો અમ. ૨૫

શિલા ભૂમિ પ્હાણ ધૂળ, ધારી ભેળાં જ ધારી તે;
તેહ હિરણ્યવક્ષાને, પૃથિવીને નમ્યો છું હું. ૨૬

જેમાં વનસ્પતિ વૃક્ષો, ધ્રુવ નિત્ય રહે ઊભાં,
સંબોધિયે સર્વ-ધારી તેહ ધારેલી પૃથ્વીને. ૨૭

ઊભા થતા અને બેઠા, ઊભા કે ટાંગ વાળતા,
પગે જમણા ડાબાએ, લથડીએ ન ભૂમિમાં. ૨૮

વદુ પૃથ્વી પાવનકારિણીને
ક્ષમા, ભૂમિ, બ્રહ્મથી વાધતીને,
બેસિયે ભૂમિ, તું પરે, ધારતી જે
શક્તિ પુષ્ટિ ઘી અને અન્નભાગ. ૨૯

ઝરે જળો શુદ્ધ શરીર કાજે,
જે છે દુઃખ મૂકીએ શત્રુમાં તે,
પૃથ્વી ! કરૂં શુદ્ધ મને હું શુદ્ધથી. ૩૦

તારી દિશા પૂર્વ જે ઉત્તરે છે,
ભૂમિ તારી નીચલી જે પછીની,
રૂડી હોજો ચાલતાં તે મને સૌ,
આધાર લેતો ભુવને પડું ના. ૩૧

હાંકો નહિ આગળ પાછળેથી,
ઊંચેથી કે નીચેથી ના,
અમને સ્વાસ્તિ થા ભૂમિ, મળે ના વાટપાડુઓ,
સુદૂર રાખ શસ્ત્રને. ૩૨

તને દેખું છું હું ભૂમિ, જ્યાં સુધી સૂર્ય મિત્રથી,
ત્યાં સુધી વર્ષથી વર્ષ, ચક્ષુ નષ્ટ થશો નહિ. ૩૩

સૂતો સૂતો ફેરવું જે
પાસાં, ભૂમિ ! વામ કે દક્ષિણે હું
લાંબા પાસાંભેર સુઇએ, તું પરે આવી જે મળે,[૭]
અમોને મા હણે તહીં, પૃથ્વી ! પથારી સર્વની. ૩૪

ખોદી નાંખું ભૂમિ ! જેહ, તેય તત્ખેવ ઊગજો,
મા દૂભવું મર્મ તારૂં, તારૂં હૃદય પાવની. ૩૫

૭ જે કોઇ બાજુ પાસાં ફરીએ તે બધી બાજુ સામી પૃથ્વી આવીને મળે છે

તારાં વર્ષો ગ્રીષ્મ ભૂમિ!
શરદ્ હેમન્ત શિશિર વસન્ત,
રેથાપેલી ઋતુઓ વર્ષ તારાં
દૂઝો અમોને અહોરાત્ર પૃથ્વી! ૩૬

જે પાવની સર્વ ક્ષુજાવી કાઢે,
જેમાં હતા અગ્નિઓ વારિમાંહી,
છોડી દેતી દસ્યુઓ દેવ-દ્વેષી,
પૃથ્વી વરી ઇન્દ્રને, વૃત્રને ના,
રહી વીર્યવાન્ વૃષભ શક્ર માટે. ૩૭

જ્યાં આસન હવીપાત્ર, યૂપ રોપાય છે જહીં;
અર્ચે છે બ્રાહ્મણો જેમાં, ઋક્ સામથી યજુર્વિદો,
યોજાયે ઋત્વિજો જેમાં, પાવાને સોમ ઇન્દ્રને. ૩૮

ભૂતકર્તા ઋષિઓએ, પૂર્વે જ્યાં અર્ચા ગાયને,
પવિત્રાએ સાત સત્રે, યજ્ઞથી તપની સહ. ૩૯

તે ભૂમિ અમને આપો ધન જે ઇચ્છીએ અમે,
પધારો તે પછી ભગ, જાઓ ઇન્દ્ર પુરોગ ત્યાં. ૪૦

જેમાં ઉચ્ચ સ્વરે મર્ત્યો ગાયે નાચે છ ભૂમિમાં,
ઝૂઝે છે જ્યાં, મહાશબ્દ ગડ્ગડે દુંદુભિ જહીં;
તે ભૂમિ હાંકો અમ શત્રુઓને
કરો મુજને નિઃશત્રુ પૃથ્વી. ૪૧

જેમાં અન્ન વ્હરી યવ, જેની આ પાંચ કૃષ્ટિઓ,
નમો, પર્જન્યપત્નીને, ભૂમિ વર્ષાથી પુષ્ટને. ૪૨

જેનાં પુરો દેવકૃત, જેનાં ક્ષેત્રેજ ઝૂઝતા,
પ્રજાપતિ વિશ્વગર્ભા પૃથિવીને
કરો અમોને સુખદા સ્થલે સ્થલે. ૪૩

ધારે રૂડા ગુહ્ય નિધિ બહુ સ્થલે
પૃથ્વી મને દ્યો મણિ ને હિરણ્ય,
વસુદા અમોને વસુ આપનારી
દેવી આપે એહ પ્રસન્ન ચિત્તે. ૪૪

બહુધા બોલી બોલતા લોક ધારે
નાના ધર્મોના પૃથ્વી યથાસ્થલ;
દૂઝો મને દ્રવ્ય સહસ્ર ધારથી
હાલ્યા વિના સ્થિર ધેનુની પેઠે. ૪૫

તારો સર્પ વીંછી કઠોરદંશી
ટાઢે માર્યો ગરીબડો છુપાતો,
પૃથ્વી ! હાલતાં જંતુ, જે જે વર્ષામહીં ફરે,
તે અમો પાસ ના સરે, જે શિવ મ્હેર તે કર. ૪૬

તારા માર્ગો બહુ જે જનોના,
વાટો, રથો ગાડીઓને જવાના,
જેમાં ચાલે ભદ્રને પાપ બન્ને,
જીતીએ તેહ પંથોને, જ્યાં ન શત્રુ ન તસ્કરો,
જે શિવ મ્હેર તે કર. ૪૭

ધારે મૂર્ખ અને ભારે,
ભલા ભુંડાનાં નિધનો સહન્તી
વરાહથી મેળ રાખી પૃથિવી
ઉઘડે છે જંગલી ભુંડ માટે.[૮] ૪૮

તારાં રાની પશુ, પ્રાણી રાને
સિંહ, વાઘો, મનુષ્યભક્ષી ફરે છે,
વરૂ, જરખ, પૃથ્વી ! દુર્ભાગ્ય વારો,
દૂરે ઋક્ષીકા રાક્ષસો અમોથી. ૪૯

જે ગન્ધર્વો અપ્સરાઓ, અરાયો ને કિમીદિનો,
તે સૌ પિશાચ રાક્ષસો, અમોથી દૂર તે કરો. ૫૦

જેના ભણી બેપગાં પક્ષી ઊડે,
હંસો સુપર્ણો શકુનિ ને પંખી;
વાયુ ત્યાં માતરિશ્વા ફરે છે,
આંધી કરંતો તરુઓ ધુણાવતો,
જ્વાલા હલે વાયુશું આધી પાછી. ૫૧

---

૮ અર્થ બરાબર સ્ફુટ નથી.

જેમાં ભળ્યા કૃષ્ણ ને લાલ એવાં,
અહોરાત્ર ભૂમિપરે મુકેલાં,
વર્ષાથી પૃથ્વી-ભૂમિ ખૂબ વીંટી
અમોને મ્હેરથી તે દ્યો, ધામોધામ બધાં પ્રિય. ૫૨

દ્યૌ, પૃથ્વી, અન્તરિક્ષે આ, મને આકાશ આપિયું,
ને મેધા વિશ્વેદેવોએ, પાણીએ સૂર્ય અગ્નિએ. ૫૩

હું છું પ્રભાવશાળી ને, ઉત્તર નામ ભૂમિમા,
વિજયી સર્વજિત્ છું ને, જેતા સર્વ દિશા મહીં. ૫૪

મ્હણે થતી આગળ મ્હોળી જે તું,
પ્રસરી થઇ મોટી દેવોએ કહ્યાથી.
ત્યારે સુભૂત તુજમાં પ્રવેશ્યું,
અને દિશાઓ રચી ચાર, દેવી। ૫૫

જે ગામો જે અરણ્યો જે સભાઓ થાય ભૂમિમા,
જે સંગ્રામો સમિતિઓ ત્યાં તારે પ્રિય ભાખીએ. ૫૬

જનો પૃથ્વીમાં વસતાં ઉડાડયા
જન્મી ત્યાંથી, રજ જેમ અશ્વ.
રૂડી, પુરોગા, ભુવન રક્ષનારી,
વનસ્પતિ ઓષધિઓની ભૂમિ. ૫૭

જે બોલું તે મધુવાળું બોલું,
જે દેખું તે મને વરે,
તેજસ્વિ છું વેગવાળો, હણું અન્ય જ હિંસકો. ૫૮

શાન્તિલી, સુરભિ, રૂડી, મીઠું પેય જે આઉમાં,
દૂધાળી દ્યો આશીર્વાદ, ભૂમિ! પૃથ્વી પયે સહ. ૫૯

જેને ખોળી અર્ણવે હવિપથી,
વિશ્વકર્માએ રજમાં ગયેલી,
ભોગ પાત્ર ગુહ્ય રાખેલું કાઢ્યું,
ભોગો માટે, જેમને માત હોય. ૬૦

કા. ૫૫

જનો કેરી આવપની[૯] જ તું છે
અદિતિ કામદુઘા વિસ્તરન્તી,
જે ઊણું તે તુજ કાજ પૂરે
પ્રજાપતિ ઋતનો અગ્રજાયો. ૬૧

જન્મ્યા અમોને તું૫રે ઊગેલા
અરોગી ને અયક્ષ્મા પૃથ્વી હોજો,
જાગન્તા દીર્ઘ આયુષ્ય માટે
બલિ ધરંતા રહીએ અમે તને. ૬૨

ભૂમિમાતા મને મૂક, મ્હેરથી સુપ્રતિષ્ઠિત,
કવિ ! ઘૌને અનુકૂલ રાખ શ્રી–ભૂતિમાં મને. ૬૩

---

૯ વસ્તુઓ છૂટી છવાઇ પડી રહેવાનું પાત્ર એવો આવપન નો અર્થ થાય છે. અહીં પણ એજ અર્થ લાગે છે.



# શુદ્ધિપત્રક

## વિભાગ ૧ લો.

| પૃ. | કોલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૮ | ૨ | ૧૩ | આત્મારામ (પોતે) | આત્મારામ પોતે |
| ૨૩ | ૧ | ૩ | તમામ | તોપણ |
| ,, | ,, | ૮ | શાંતિ નહીં | શાંતિ વળી નહીં |
| ,, | ,, | ૯ | કહ્યું | કહ્યું છે |
| ૩૦ | કર્તાના નામ પછી | | ઉમેરવું- | ( "ધૂમકેતુ" ) |
| | ૧ | ૧૮ | ટાઢ | ટાઢક |
| | ૨ | ૨૦ | રાતની | રાત |
| ૩૪ | ૨ | ૨૬ | ને નિદ્રામાંથી | ને રાત્રિ જાણે નિદ્રામાંથી |
| ૩૫ | ૨ | ૩૩ | lovely | lonely |
| ૪૧ | ૧ | ૨ | જોગ | જેમ |
| ૪૨ | ૧ | ૧૭ | સભ્યસભ્યાઓ | સભ્યસભ્યાઓને |
| ૪૯ | ૧ | ૬ | તો આવીશ | તોય આવીશ |
| ૫૪ | ૧ | ૮ | ટકરાંઝા | ટકરાળાં |
| ૫૮ | ૨ | ૮ | આત્માની | આત્માને |
| ૫૯ | ૨ | ૧૭ | ખેંચનાર | ખેંચાનાર |
| ૬૨ | ૨ | ૧૧ | સવિતા | સરિતા |
| ૬૬ | ૧ | ૨૨ | ઓળો... | ઓળો ભીનો થઇ ગયો |
| ૬૮ | લેખાંક ૧૫ ના કર્તાનું નામ | | | વૈકુંઠલાલ |
| ૬૯ | ૨ | ૪ | તે | તો |
| ૭૨ | ૨ | ૧૯ | મેં | તેં |
| ૭૫ | ૧. | ૪ | માટે | મર્દે |
| | ૨ | ૨ | લલચાવા | લલચાવવા |
| ૭૬ | ૧ | ૨૪ | નહિ | નથી |
| ૭૭ | ૧ | ૧૩ | ગાંડીઆ સાંઢ | ગાંડા સાંઢીઆ |

## વિભાગ ૨ જો

| પૃ. | કોલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭૯ | ૨ | ૨૪ | હતા | હવા |
| ૮૯ | ૧ | ૨૫ | નમન | નયન |
| ૯૦ | ૨ | ૧૫ | ઉભય બેને | ઉભય એને |
| ૯૩ | ૧/૨ | ૬ | દેવબાલા | દેવબાલા |
| | ૨ | ૩૦ | ચાલાક | ચાલક |
| ૯૫ | ૨ | ૨૪ | ઝાડાના | ઝાડના |
| ૯૭ | ૧ | ૩ | પિતૃમૂલ | સમાજબંધારણ પિતૃમુલ |
| | ૨ | ૭ | અસ્મિતા | આ અસ્મિતા |
| ૧૦૨ | ૨ | ૪ | બડભાદી | બડભાગી |
| ૧૦૬ | ૨ | ૨૯ | स्वत्तो | स्तवत्तो |
| ૧૦૭ | ૨ | ૫ | હૃદયગળ | હૃદયંગમ |
| ૧૧૧ | ૧/૨ | ૧૩/૬ | કલાના આત્માને | સર્વે કલામાં આત્માને સ્થાને |
| ૧૧૩ | ૧ | ૨૫ | બેપીઆઓએ | બેપીઆઓને |
| ૧૧૪ | ૧ | ૨૯–૩૦ | તનપુરા | પુરાતન |
| ,, | ૨ | ૧૪ | એ દિવસ | એક દિવસ |
| ,, | ,, | ૩૦ | એ આપણી | એ શક્તિ આપણી |
| ૧૧૫ | ૨ | ૬ | ગ–અ–થ | ગ–અ–થએ |
| ૧૧૮ | ૨ | ૨૨ | પશુયે | પશુએ |
| ૧૧૯ | ૨ | ૫ | મૃગતુષ્ણિકા | મૃગતૃષ્ણિકા |
| ,, | ૨ | ૧૫ | વીરતાગી | વીતરાગી |
| ૧૨૬ | ૧ | ૨૦ | વૃક્ષઃસ્થળ | વક્ષ સ્થળ |
| ,, | ૨ | ૧૭ | વયસ્ક | વયસ્ય |
| ૧૨૯ | | ૨ | પુતળીબાઇ' | પૂતળીબાઇ |
| ૧૩૭ | ૨ | ૨ | પરિણિતિ | પરિણતિ |
| ૧૩૮ | ૨ | ૩૦ | અનુભવતી | અનુભવની |
| ૧૩૯ | ૧ | ૧૦/૧૨ | સ્વલક્ષ્યી | સ્વલક્ષી |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩૯ | ૧ | ૧૩ | બધામાં | બાધામાં |
| ૧૪૧ | ૧ | ૨૨ | એવું | "એવું |
| ૧૪૨ | ૧ | ૪ | મન | મનને |
| ૧૪૮ | ૧ | ૨૪ | એની | બેની |
| ૧૫૦ | ૧/૨ | ૧૬/૨૫ | નિયંત્રે | નિમંત્રે |
| ૧૫૧ | ૨ | ૨૧ | દુનિયામાં | દુનિયાનાં |
| ૧૬૦ | ૨ | ૧/૮/૧૮ | જે | ને |
| ૧૬૧ | ૨ | ૯ | તેમ | નમે |
| ૧૬૪ | ૨ | ૨૧ | દત | દત્ત |
| ૧૬૬ | ૧ | ૨૧ | ઓળખતાં | આલેખતાં |
| ૧૭૨ | કૃતિ ૩૭ ના કર્તાના પિતાનું નામ—- | | | ઝવેરીલાલ |
| ૧૭૩ | ૧ | ૨૫ | એ નાની ઝુંપડી | એના (Anna શેક્સ્પીયરની પત્ની) ની ઝુંપડી |
| ૧૭૫ | ૨ | ૧ | મૃત્યુ | "મૃત્યુ |
| ૧૭૭ | ૧ | ૮ | दत्त तन्णिश्रा | दत्ते तन्मिश्रा |
| ,, | ૧ | ૨૧ | વિષે તો | વિષેતો |
| ,, | ,, | ૩૧ | पते | प्ते |
| ,, | ,, | ૩૩ | च्यते | च्येते |
| ૧૮૨ | ૧ | ૧૬ | વિરચિતશંકર દિ૦ | વિરચિત શંકરદિ૦ |
| ૧૮૩ | ૨ | ૨૭ | અનાવસ્થા | અનવસ્થા |
| ૧૮૭ | ૨ | ૮ | વાંચું | વાંચું છું |
| ૧૮૯ | ૧ | ૧૨ | शिष्यस्ते । ०न्नं | शिष्याते । ०न्नाम |
| ૧૯૦ | ૧ | ૧૫ | warn | warm |
| , | ,, | ૨૯ | એટલે | એકલે |

## વિભાગ ૩ જો

| પૃ. | કોલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૦૦ | | ૩૫ | મનની , | મિનની |
| ૨૦૧ | | ૧૮ | રવિતમ | રવિતપ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૦૪ | | ૩ | અપાર્ણું | અર્પણ |
| ૨૦૬ | | છેલ્લી | જીવતી | જીતતી |
| ૨૦૯ | | ૫૪ મી કૃતિના કર્તાનું નામ-શા. રા. જન્મશંકર મહાશંકર બુચ ( "લલિત" ) | | |
| ૨૧૧ | | ૧૮ | જોટલ | જોડેલ |
| ૨૧૨ | | ૧૭ | સાયર, ઉંડાઈ | સાયર-ઉંડાઇ |
| ૨૧૩ | | ૨૮ | ભોગસ્નાન | ભોગસ્વપ્ન |
| ૨૧૫ | | ૬ | કિશોરવસ્થાળાં | કિશોરવસ્થામાં |
| ૨·૭ | | ૨ | સ્વ. | શા. રા. |
| ૨૧૭ | | ૨૬ | જાણાય | જણાય |
| ૨૧૮ | | ૧૮ | આમારૂં | અમારૂં |
| ૨૨૮ | | ૭ | "દુઃખાબ્ધિમાં | ૧ "દુઃખાબ્ધિમાં |
| ૨૨૯ | | ૬ | દુહિતર | દુહિતર્ |
| ૨૩૧ | | ૧૦ | ગયા, થૈ | ગયા થૈ, |
| ૨૩૭ | | ૧૭ | રેલાલજે | રેલાવજે |
| ૨૩૯ | | ૨ | શાસ્ત્રી | પટ્ટણી |
| ૨૪૧ | | ૬ | ચંદ્રાપીઠ | ચદ્રાપીડ |
| ,, | | ૧૩ | રહો | રહી |
| ,, | | ૨૧ | ભણિ | ભાગિ |
| ૨૪૬ | | ૭ | સદન | રુદન |
| ,, | | ૧૬ | પાર | પરિ |
| ,, | | ૧૭ | પરિ જાય | શી પરિ જાય |
| ,, | | ૨૧ | ધરી | ધરિં |
| ,, | | ૨૩ | ધન | મન |
| ૨૪૭ | | ૨૦ | ધરો | ધરે |
| ૨૪૮/૨૪૯ | | કૃતિ ૭૫ છે તે ૭૬ મી અને ૭૬ મી છે તે ૭૫ મી જોઇયે. | | |
| ૨૪૯ | | ૨ | હરિલાલ | હરિહરરામ |
| | ૨ | ૨૪ | 'વિરલ' | વિરલ |
| ૨૫૧ | ૨ | ૬ | સરિતાણાં | સરિતાતણા |

| | | | |
|---|---|---|---|
| ૨૫૨ | ૧૫ | ચંચલ | અંચલ |
| ,, | ૨૭ | દિલડું | મુખડું |
| ૨૫૩ | ૯ | મુખડું-સીમંતેથી | મુખ તેં- |
| | | શું શું ન ચુમ્યું | કળે વાળી ધર્યું સામે |
| | ૧૦ | ચુમી ચૂમી ફરી ચૂમ્યું | ચુમી ચૂમી જ ચૂમ્યું મેં- |

૨૫૮ કૃતિના નામ પછી એક લીટી ઉમેરી લેવી-

(કાન્તમાલા માટે મોકલનાર રા. રા. જયશંકર પી. ત્રિવેદી.)

| | | | |
|---|---|---|---|
| ૨૫૯ | ૧૨ | પુષ્પ | પુષ્પ |
| ૨૬૭ | ૧૭ | શીર | ચીર |
| | છેલ્લી કડી | અદીઠ કો જાદુગરે મુજ ઘેલું કીધું ઉર, મુજને નવ કો રોકશો | |
| ૨૬૮ | ૫ | તિરછી | નિરછી |
| ૨૭૩ | ૩ | ઝુલેખાં | ઝુલેખા |
| ૨૭૩ | ૧૬ | વૃક્ષોને | વૃક્ષો ને |
| ૨૭૬ | ૮ | ખંડ જે | ખંડ જ |

## વિભાગ ૪ થો.

૨૭૯ (પ્રિયા કવિતાને આશ્વાસન) એ કાવ્યમાં ૧ લી અને ૨ જી કડીના છંદ જણાવ્યા છે તે જ આખા કાવ્યમાં અનુક્રમે આવ્યા કરે છે: આ ક્રમ માત્ર છેલ્લી બે કડીમાં ઉલટાવ્યો છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮૦ | | ૧૫ | કહૃ છું | રહું છું |
| ૨૮૧ | | ૧૬ | આ જ ભલે | આજ ભલે |
| ૨૮૩ | | ૬ | કોયલ | કોમલ |
| ,, | | ૨૭ | એવો | એટલે |
| ૨૮૪ | | ૨૦ | આ પિતા | ઓ પિતા |
| ૨૮૫ | | ૬ | કારા | કાળા |
| ,, | | ૮ | જેરૂસેમની | જેરૂસેલમની |
| ,, | | ૧૦ | ઇનાયલ | ઇનાયત |
| ૨૮૮ | ૧ | ૧૩ | evel | level |

પૃષ્ઠને અંતે ૧ લા કૉલમની છેલ્લી પંક્તિ ઇંગ્રેજ કવિ વર્ડ્સવર્થમાંથી અવતરણ છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮૯ | ૧ | ૩ | with | to the |
| | ૧ | ૩૧ | આવી મળેલો અવસર મને અનુકૂલ છે એ સાક્ષાત્કાર કરું છું. | માથે ગુજરેલ આફત [પ્રથમ પત્નીના અકાળ મૃત્યુ] તજી હું દુઃખી નહીં જાઉં એમ લાગે છે. |
| | ૨ | છેલ્લી | one | me |
| ૨૯૦ | ૨ | ૩૨ | defecive | defective |
| | | ૨૧ | know | knew |
| ૨૯૧ | – | ૧૭ | વધી | બધી |
| ,, | ૧ | ૩૨ | નિર્દેષ | નિર્દેશ |
| ,, | ૧ | છેલ્લી | વ્યક્તિસચિની | વ્યક્તિરુચિની |
| ૨૯૧ | ૨ | ૩૦ | I am afraid.... | પ્હેલાં ઉમેરી લેવું— I am deeply interested in the search for truth, but |
| ૨૯૨ | ૨ | ૨૨ | love | lover |
| ૨૯૩ | ૨ | ૧૦ | development | all developments |
| ૨૯૪ | ૧ | ૨૮ | વ્યાવૃત | વ્યાપૃત |
| | ૨ | ૨૦ | આપણામા આવે | આપણને મળે છે |
| ૨૯૫ | ૧ | ૧૧ | લોકસમૂહમાં છે તે | તે લોકસમૂહમાં |
| ૨૯૫ | ૨ | ૩૧ | ઉદ્ભેદ | બધા ઉદ્ભેદ |
| ૨૯૬ | ૧ | ૨૫ | પુરુષ | પરુષ |
| ૨૯૭ | ૧ | ૨૧ | સ્નેહસંબંધીઓ | સ્નેહીસંબંધીઓ |
| | ૨ | ૨૪ | તેનો | તેમનો |
| ૨૯૮ | ૧ | ૧ | ચાંવડ | ચાવંડ |
| ૨૯૯ | ૧ | ૧૧ | હે | રે |
| ૩૦૦ | ૧ | ૧૨ | બતાવી | બતાવી છે. |
| ,, | ૧ | ૧૬ | થયાં | થયું |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૦૬ | ૧ | ૬ | તમને | તને |
| ૩૦૯ | ૨ | ૨૫ | આપે | આવે |
| ૩૧૨ | ૧ | ૬ | વ્યંગ | વ્યંગ્ય |
| ,, | ૧ | છેલ્લી | વ્યાવૃત | વ્યાપૃત |
| ૩૧૩ | ૨ | ૨૩ | ઘરમાં પણ | ઘરમાં જ |
| ૩૧૫ | ૨ | ૮ | કુદરતીની | કુદરતની |
| ,, | ૨ | ૧૫ | સમજુ | સમજી |
| ,, | ૨ | ૩૧ | હરણ | ચરણ |
| ૩૧૬ | ૧ | ૨૦ | ત્રણ | (૩) ત્રણ |
| ૩૧૭ | ૧ | ૧૨ | શુમારે | (૪) શુમારે |
| ,, | ૨ | ૩૪ | આવા | (૫) આવા |
| ૩૨૦ | પત્ર ૩ | | know I | know, I |
| ૩૨૪ | પત્ર ૯ | | ત્હારા | ત્હમારા |
| ૩૨૫ | પત્ર ૧૦ | પંક્તિ ૭ | you | yet |
| ૩૨૫ | પત્ર ૧૧ | | our | Mr. |
| ૩૨૮ | પત્ર ૧૪ | | તેને હું | તે હું |
| ૩૩૧ | ૨ | ૧૩ | મને | મન |
| ૩૩૨ | ૧ | ૨૫-૨૬ | I know any Moral Philosophy એ પાંચ શબ્દ ઉમેરી લેવા. | |
| ૩૩૩ | ટિપ્પણ | | આવા થાકેલા | આવી થાકેલા |
| ૩૩૪ | પત્ર ૨૩ | | addressed | I addressed |
| ૩૩૭ | ૧ | ૯ | should be | should rather be |
| ૩૩૯ | – | – | મિલિએ | મિલિઆ |
| ૩૪૨ | ૨ | ૨૨ | વ્હાલાંએ પણ | વ્હાલાંઓ પણ |
| ,, | ૨ | ૨૮ | બીછાનાં છે ! | બીછાનાં છે !" |
| ૩૪૭ | ૧ | ૩ | standing | staying |
| ,, | ૨ | ૨૨ | લખવે કંટાળો આવે એમ છે. | લખતાં તો કંટાળો આવે. |
| ૩૪૮ | ૨ | ૫ | કરવાની | કરે તેની |

|  |  |  |  |  |
|---|---|---|---|---|
|  | ૨ | ૮ | જુદા | જુદાં |
| ૩૫૪ | ૨ | [illegible] | આતે | આમે |
| ૩૫૯ | ટિપ્પણ ૧ લું |  | છે. બેશક, | છે, બેશક, |
| ૩૬૧ | પત્ર-૭૫ ટિપ્પણ- |  | ઉપર | જેમના ઉપર |
| ૩૬૨ | — | — | "સાચા સ્વર્ગ"થી | "સાચા સ્વર્ગ" માંથી |
| ૩૬૪ | ૧ | ૧ | બાહ્ય | બ્રાહ્મ |
| ૩૭૧ | ૧ | ૬ | મોકલશો | મોકલાશે |
| ૩૭૪ | ૧ | ૪ | મારે | માટે |
| ૩૯૩ | ૨ | ૧૨ | પડથી | પડતી |
| ૩૯૪ | ૨ | ૮ | પાસિફ્રિના | પાસિફ્રિકના |
| ૩૯૫ | ૧ | ૨૫ | મને | અને |
| ૩૯૭ | ૧ | ૨૬ | પ્રમાખે | પ્રમાણે |
| ૩૯૮ | — | ૧૮ | वेत्ति | वेत्ति |
| ,, | ૧ | ૨૧ | આર્યે | આર્યો |
| ,, | ૨ | ૩ | જવાવું | જવાનું |
| ૪૦૫ | ૨ | ૧૨ | પસો | પૈસો |
| ૪૦૬ | ૧ | ૩ | જખરા | જબરા |
| ,, | ૧ | ૨૩ | જોઇ | જોઈ |
| ૪૦૮ | ૧ | ૧૫ | નબભાઇનો | નબળાઇનો |
| ૪૦૯ | ૧ | ૮ | પ્રતીપાલન | પ્રતિપાલન |
| ૪૧૧ | — | ૧ | દેહ | સંદેહ |
| ,, | — | ૭ | અભિપ્રાપ | અભિપ્રાય |
| ,, | — | ૨૫ | પલ્હાદની | પ્રહ્લાદની |

